

अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

૧૯૯૪ વૈશાખ

પ્રકાશક
શશિકાન્ત ત્રિભુવનદાસ શાહ

વર્ષ
અંક




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૧ લું ]    વિ. સં. ૧૯૯૪ : વૈશાખ    [ અંક ૧

# ધર્મ

રમણલાલ વસન્તલાલ દેસાઈ

**કર્મ**, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ ધર્મ માર્ગો : સર્વ ધર્મના એ માર્ગ. માનવી ઉભો રહી પ્રભુને ભજે કે પદ્માસન વાળી ભજે; રૂદ્રાક્ષની માળા ફેરવે કે અકીકની માળા ફેરવે; મંદિરમાં જાય કે મસ્જીદમાં જાય; ભસ્મ ચોપડે કે તિલક કરે; જટા રાખે કે દાઢી વધારે : એ તેને અનુકૂળ પડે એવો આચાર સેવે. પ્રશ્ન એટલો જ કે આચાર તેને પ્રભુની નિકટ લાવે છે કે નહિ, એ પરિણામ ન આવે તો બધાયે આચાર મિથ્યાચાર છે, બધાંયે કર્મ અકર્મ છે, અને બધાય ધર્મ અધર્મ છે.

અલ્લાને નામે આંસુ ઢાળતો અલી અને હરીનું નામ લેતાં મુર્છાવશ થતો ગૌરાંગ, ગાતો નરસિંહ મહેતો અને નાચતી મીરાબાઈ, ધ્યાનસ્થયોગી કે પ્રાર્થના ગાતો પાદરી, એમાંથી કોણ સારું કે ખોટું? અલી કરતાં નૃસિંહનો ભાવ ચઢીયાતો કે મીરાંબાઈ કરતાં મનસૂરની ભક્તિ વધારે તિવ્ર, એ ઝઘડાની જરૂર જ કયાં છે? ભક્તનો પ્રભુ સાનિધ્ય મેળવવાનો તલસાટ એજ તેની ખરી પરીક્ષા છે, પછી તે ભજતાં રડે કે હસે, ભક્તિભાવમાં ગાય કે નાચે એ તેના વ્યક્તિગત ભાવની વાત છે.

અને પ્રભુનું સ્વરૂપ? જ્ઞાન અને વાણી નેતી નેતી કહી અટકી જાય છે, ત્યાં પ્રભુના સ્વરૂપનું વર્ણન કોણ કરી શકે? માનવીની કલ્પના તેને ઝાડમાં શોધે છે, પહાડમાં શોધે છે. માનવીને લાગે છે કે તેનું તેજ સૂર્યમાં દેખાયું અને ચંદ્રમાં દેખાયું. ઘડીકમાં તેને લાગે છે કે એ અંતર્યામી તો હૃદયમાં વસી રહેલો છે, અને બીજી જ ઘડીએ તેને દેખાય છે કે પ્રભુનું પ્રતિબિંબ હાલતા ચાલતા માનવીમાં પડી રહ્યું છે. કોઈક વખતે સ્મિત કરતા બાળકમાં પ્રભુનું સ્મિત ઉપડી આવે છે, અને કોક વખત વિકરાળ કેસરીની ગર્જનામાં તેનો શબ્દ ઘોર ગાજી ઉઠે છે. પ્રભુનું સ્વરૂપ કયું?

મયા તતમિદં સર્વં જગદવ્યક્તમૂર્તિના ।

કોઈ ભક્ત તેને પિતા તરીકે જુએ છે. વધસ્તંભ ઉપર ઈસુના દેહમાં ખીલા જડાતા હતા. પ્રભુનું હૃદય તેને પિતા સરખું દેખાયું. ઈસુ પોકારી ઊઠયો :

'ઓ દયાસાગર પિતા, મ્હારો વધ કરતા આ જલ્લાદોને ક્ષમા કર.'

મહમદે પ્રભુને શાંતિ અને સલામતીનો સાગર કહ્યો છે. ઈસ્લામનો અર્થ જ શાંતિની સ્થાપના.

આપણે મસ્જીદ, મંદિર અને મિનારા ઘણાં બાંધ્યાં. મઠ, દેવળ, ઉપાશ્રય અને પેગોડાની રચનાઓ કરી. હવે તો જગત એવું એક મહામંદિર માગે છે કે જેના ઘુમ્મટમાં સર્વ દેવો અને સર્વ દેવાલયો આવીને રહે. જેના રંગમંડપમાં હિંદુ, હિંદુ રહીને ધ્યાન ધરે, મુસ્લીમ મુસ્લીમ રહી ઘુંટણીએ પડી નિમાઝ પઢે. અને ખ્રિસ્તી ક્રોસને નમન કરે, બુદ્ધનું પદ્મ અને પારસીના આતશ બહેરામ સાથે સાથે પૂજાય. તથા જગતના પ્રત્યેક મનુષ્યને જીવન, જ્ઞાન અને સૌંદર્યનો સાક્ષાત્કાર થાય!



## સંદેશ

૧

ગુરુદેવની તબિયત નરમ છે અને તેમને દુઃખ થાય છે કે તમારા પત્ર માટે તે કંઈ લખાણ મોકલી શકતા નથી.

અનીલ ક. ચન્દ
(રવીન્દ્રનાથ ટાગોરના મંત્રી)

૨

ઉત્તમ કોટીનાં લખાણ પ્રગટ કરવાનો તેમનો ઉદ્દેશ છે, ધ્યેય ઘણું ઉંચું રાખેલું છે. મુશ્કેલીઓ અનેક પ્રકારની નડશે. તો પણ જો ખંતથી વળગી રહેશે તો તેમની અભિલાષા પાર પાડવી એ કંઈ અશક્ય નથી.

આ નવા સાહસને હું સર્વ પ્રકારની ફતેહ ઇચ્છું છું.

ગોવિન્દભાઈ હાથીભાઈ દેસાઈ

# અર્પણ

પ્રભો! મેં વીણેલાં હૃદયસરનાં શબ્દ કુસુમે
ગુંથી ઉષઃકાલે નયન નીતર્યાં બિન્દુ ઝળકયે
ધ્રુજન્તી અંગુલિ પર પમરતી પુષ્પ સરણી.

હું અલ્પ છું, ક્ષુબ્ધ હું તેજજ્યોતિ!
કંઠે, દ્રવેલાં રસવેલ મોતી,
ઝુલાવવા માળ વન્ને પલોટી.

જેને હૈયે સહનશીલતા ઊર્મિઘેલી પ્રકાશે,
મીઠી આંખ્યે મધુપ મુખડે ગુણગ્રન્થી ચુસન્તી;
શબ્દો કાળા અગર ઉજળા હાર્દમાં જે સમાવી,
વારિ-સોતો નયન-સરનાં બિન્દુ વાટે ઉલેચે.

જેના મોંઘા મધુર શબ્દો અજ્ઞતાને છુપાવે,
જેનાં મીઠાં અમૃત ઝરતાં નેન હૈયું હલાવે;
પ્રસ્વેદોનાં રવિ ટપકીયાં નીર સૌન્દર્ય-વેલી
ઘેલાં ગર્વી અબુધ જનની દેવી સત્તા બુઝાવે.

ચંચળ કર્મની છાયા, જીવન-રસવાટિકા,
અર્પું આ પુષ્પમાળા હું, પ્રભુ કંઠે પરોવવા.

कपोत

# કંઈક અગત્યનું

વાંચકોને—

**તીવ્ર** ભાવનાને વશ થઈ, અનેક ઉચ્ચ આશયોથી પ્રેરાઈ, અમે આ માસિકની શરૂઆત કરીએ છીએ. ગુજરાતમાં અનેક માસિકો જન્મે છે અને અલ્પ આયુ ભોગવી તે મૃત્યુને આધીન થાય છે. આ પરિસ્થિતિ અમારા ખ્યાલમાં છે. પણ એ સ્થિતિનાં જે મૂળ છે તે મૂળની કડવાશ અમે જોઈ છે. અમારે તેમાં મધુરતા પુરવી છે. લાંબા આયુષ્યની ચોક્કસ આશા સાથે અમે પ્રથમ પગલી પાડીએ છીએ. આશાની સિદ્ધિમાં અમે આપનો સહકાર ઈચ્છીએ છીએ.

માસિકનો આ પ્રથમ અંક છે. અમે તેને સુન્દર બનાવવા શકય કર્યું છે. પરંતુ પ્રાથમિક મુશ્કેલીઓનાં કારણે તેમાં ઊણપોની સંભવિતતા પણ છે. અમે તેમાંની કેટલીક જાણીએ પણ છીએ. વળી ચિત્રો પુરાં આપી શકાયાં નથી; વિષય વૈવિધ્યતા ભાવના પ્રમાણે સાચવી શકાઈ નથી. છતાં અમે જે આપ્યું છે તે સુન્દર ને જરૂરી તો છે જ.

અમારી કાયમી ભાવના માસિકને ગુજરાતનું સર્વ સામાન્ય, છતાં શકય શ્રેષ્ઠ, પત્ર બનાવવાની; પ્રજામાં તે દ્વારા વાચનની ભૂખ જગાડવાની; પ્રજાને શિષ્ઠ ને રોચક વાચન પુરૂં પાડવાની; પ્રૌ. કામદારે, આ અંકમાં, પોતાના લેખમાં, દર્શાવ્યા છે તે પન્થને અપનાવવાની; સંસ્કૃતિના વિકાસમાં શકય સુન્દર ફાળો આપવાની અને કલા, સાહિત્ય, ભાષા, ઈતિહાસ, પુરાતત્ત્વ, ધર્મ, તત્ત્વજ્ઞાન, માનસ-શિક્ષણ-અર્થ શાસ્ત્ર, નરવીરોનાં જીવન ચરિત્ર, જગત સાહિત્ય દોહન, સ્વ અને પર પ્રાન્તીય અને રાષ્ટ્રીય સાહિત્ય પરિચય વિગેરે, જીવનના પ્રત્યેક જરૂરી, વિષયોને તેમાં ગુંથી તેને ગુજરાતી પ્રજાના જીવન સ્તંભ સમું બનાવવાની છે.

સ્થાનિક અનુકુળતાને વિચારી, બહારના સલાહકારોને અમે નથી આમન્ત્રી શક્યા. છતાં જે સ્થાનિક છે તે સરસ્વતીના પુત્રો સમા અને વિખ્યાત છે. તેઓ અમને ગૌરવાસ્પદ છે. અમારી માગણી સ્વીકારવા માટે અમારી સાથે ગુજરાત પણ તેમનું આભારી છે. તેમની અમને અપાતી સહાય ગુજરાતને પણ અજવાળશે. આપ તેમનો અમૂલ્ય લાભ એક પણ મહિને ન ચુકતા.

આ બધું છતાં અમારાં આશા, સિદ્ધિ અને વિજયનો આધાર તો તમારા અભિપ્રાય ને ટેકા૨ પર અવલંબે છે, એ ન વિસરતા.

—તંત્રી

ઉગતા કે પ્રતિષ્ઠિત; પુરૂષ કે સ્ત્રી-પ્રત્યેક લેખકોને અમારૂં સહર્ષ આમન્ત્રણ છે. કલા, સાહિત્ય કે જીવનના હરકોઈ અંગના પ્રતિબિંબને ઝીલતા યોગ્ય લેખ માટે 'સુવાસ'માં ઉચિત સ્થાન છે.

પ્રગટ ન થઈ શકે તેવા લેખ ત્વરાએ પાછા મોકલવા માટે ઘટિત પ્રબંધ થશે. ટિકિટો બીડેલ હશે તો તેમ કરવામાં વધુ અનુકુળતા જળવાશે.

'સુવાસ'માં પ્રગટ થતા પ્રત્યેક લેખનું સ્વામિત્વ તે તે લેખના લેખકને સ્વાધીન રહેશે.

પ્રત્યેક લેખકને તેના પ્રગટ થયેલ લેખની પાંચ કોપી સાથે 'સુવાસ'નો અંક પણ મોકલી આપવામાં આવશે.

લેખકને યોગ્ય પુરસ્કાર આપવાની યોજના વિચારાઈ રહી છે. તે આવતા અંકથી અમલમાં મુકાશે. લેખકો લેખની સાથે તે યોજનાના ધોરણ સંબંધી પણ પોતાના વિચાર દર્શાવે એમ ઈચ્છીએ છીએ.

લેખકો પોતાના લેખ સાથે બ્લોક કે ફોટો મોકલી આપશે તો તેને પ્રગટ કરવા માટે ઘટિત પ્રબંધ થશે.

ચિત્રકારોને—

આપને પણ અમારું ઉપર પ્રમાણે આમંત્રણ છે. સુયોગ ચિત્રોનો ઘટિત બદલો આપવામાં આવશે.

ગ્રાહકોને—

આ અંક અમે આપને મોકલીએ છીએ. એજ રીતે બીજો અને ત્રીજો પણ મોકલીશું. દરમિયાનમાં આપની ઈચ્છા ગ્રાહક તરીકે, કોઈ પણ સંયોગોમાં, જો નજ રહેવાની હોય તો આપ અમને ત્વરાએ લખી જણાવશો. નહિતર કાયમી ગ્રાહક તરીકે અમે આપનું નામ નોંધી લઈશું.

'સુવાસ' દર હિન્દુ મહિનાની અજવાળી બીજથી પાંચમ સુધીમાં પ્રગટ થશે. તે પ્રમાણે યોગ્ય મુદતમાં ન મળે તો તરત કાર્યાલયને લખી જણાવવું.

'સુવાસ'ને લગતો દરેક પ્રકારનો પત્રવ્યવહાર, 'સુવાસ કાર્યાલય, રાવપુરા, વડોદરા;' એ સરનામે કરવો.



# નવું સામયિક કેવું હોવું જોઇએ?

કામદાર કેશવલાલ હિંમતરામ

ગૂજરાતમાં કેવાં સામયિકોની હાલ જરૂરત છે એનો વિચાર કરવાની અગત્ય છે. સામયિકો આપણે ત્યાં ઘણે ભાગે સાહિત્યનાં હોય છે. તેમાં કવિતાઓ, વાર્તાઓ, વિવેચનો, અવલોકનો વગેરે આવે છે. પ્રકાશકો અને લેખકો વધતા જાય છે. વાચકોની સંખ્યા વધે છે, પણ તેમની રુચિ એક જ જાતની ન હોવાથી સામયિકો જન્મ્યાં અને બંધ થયાં એવો અનુભવ થાય છે. આ અનુભવ કડવો છે. પણ તે સત્ય છે. એટલે તેના ઉલ્લેખથી કોઇને ક્ષોભ થવો જોઈએ નહીં.

લોકોની રુચિ એક જ જાતની નથી હોતી એ હું હમણાં જ કહી ગયો. સામયિકો આ વિવિધ રુચિઓને પોષે એવાં નીકળી શકે નહીં? તે માટે ગૂજરાતમાં સામગ્રી નથી? તે માટે વિચારકો અને લેખકો નથી? આ બાબત ઉપર વિચારની જરૂર છે. હું ઘણો વખત થયાં એવું મત ધરાવતો આવ્યો છું કે આપણાં સામયિકોમાં આવતાં વિવેચનો વિવિધ હોઈ શકે. તેમાં આપણે ચાલુ પ્રશ્નો કેમ ચર્ચી શકીએ નહીં? દૈનિકો અને સાપ્તાહિકો એ કામ કરે છે. પણ દૈનિકોનું કર્તવ્ય જુદું છે. સાપ્તાહિકોનું કર્તવ્ય જુદું છે, અને માસિકોનું, દ્વૈમાસિકોનું, ત્રૈમાસિકોનું કર્તવ્ય જુદું છે.

આપણાં સામયિકોમાં સાહિત્યની ચર્ચા માત્ર ગૂજરાતની કરવામાં આવે છે. પણ હિન્દના બીજા પ્રદેશોનું સાહિત્ય ગૂજરાતી સાહિત્ય કરતાં વિશેષ સમૃદ્ધ છે, તેની ખબર બહુ ઓછાં સામયિકો લે છે. મરાઠી, બંગાળી, અને હિન્દી સાહિત્યો વિષે આપણો જનસમાજ બહુ ઓછું જાણે છે, તે ભાષાઓના સામયિક સાહિત્ય વિષે આપણાં સામયિકોમાં કોઈકવાર જ ચર્ચા જોવામાં આવે છે.

દક્ષિણ હિન્દનું સાહિત્ય તો આપણને એકદમ અજાણ્યું છે.

બીજું, ઇંગ્રેજી અને યૂરોપીય સાહિત્યોના અભ્યાસીઓ હાલ ગૂજરાતમાં ઓછા નથી. પણ તેઓ ભાષાંતરો સિવાય બીજું વિવેચન આપણને આપતા નથી. અને આ ભાષાંતરો પણ જુની સાહિત્યકૃતિઓનાં જોવામાં આવે છે, ધારે તો તેઓ ઘણું સારું કામ આપી શકે.

આ ઉપરાંત, આપણાં સામયિકોમાં હવે બીજી જાતનું સાહિત્ય આવવું જોઈએ. આપણે હવે પ્રજારાજ્યના જમાનામાં આવીએ છીએ, પ્રજારાજ્યો બીજા દેશોમાં અત્યારે છે. તેમના રાજકારણ ઉપરનું સાહિત્ય ઘણું છે. તેમની અર્થવિદ્યા તો અનેરી છે. તેના સાયન્સની [illegible] પણ અનેરી છે. દૈનિકોમાં અને સાપ્તાહિકોમાં આ ચર્ચા જરાય આવતી નથી. [illegible]માં રાજકારણ ઉપર અને અર્થકરણ ઉપર, અનેક ગ્રંથો બહાર પડે છે. તેનો પરિચય ગૂજરાતી પ્રોફેસરોને તો હોય જ. તેઓ એ પરિચય ગૂજરાતને આપી શકે તે માટે સામયિકોએ વ્યવસ્થા કરવી ઘટે.

આ મુદ્દો માત્ર સામયિકોને ઉપયોગી છે એટલું જ નહીં. તે દૈનિકોને માટે એટલો જ ઉપયોગી છે.

જેમ યૂરોપના પત્રકારો વિષયોની વ્હેંચણી કરી નાંખે છે તેમ આપણા પત્રકારોએ પણ વિષયોની વ્હેંચણી કરી નાંખવી જોઈએ.

હું જ્યારે આંતરરાષ્ટ્રીય વૃત્તાંતોનાં અવલોકનો આપણાં દૈનિકોમાં અને સાપ્તાહિકોમાં વાંચું છું ત્યારે મને લાગે છે કે આપણે આ દિશામાં હજુ ઘણું કરવાનું છે.

આવી પ્રવૃત્તિ માટે સારા વ્યવસ્થાપકો અને પ્રકાશકો જોઈએ. તેમનામાં વિશાળ બુદ્ધિ જોઈએ, તેઓ સંસ્કારવાળા જોઈએ. તેમને લેખકોની પિછાન જોઈએ.

આશા છે કે આ "સુવાસ" સામયિકના સાહિત્યમાં આવો વિવિધ સુવાસ આપી શકશે. તો જ "સુવાસ"નો સુવાસ ગૂજરાત માટે અનેરો રહેશે.



## કોડ

ચંદ ધીરે હસો! ચંદ ધીરે હસો!
મારે હસવાના કોડ તમ સાથ—ચંદ ધીરે હસો, ધીરે હસો!

નીર ધીરે વહો! નીર ધીરે વહો!
મારે વહવાના કોડ તમ સાથ—ચંદ૦

કમલ ધીરે ખીલો! કમલ ધીરે ખીલો!
મારે ખીલવાના કોડ તમ સાથ—ચંદ૦

ચંદ્રી ધીરે ખસો! ચંદ્રી ધીરે ખસો!
મારે ચંદ્રિકા બનવું તમ સાથ—ચંદ૦

સ્વપ્નસેવી

# કમળ*

કુસુંબી પગલાં પાથરતી ઉષા હજી હમણાં જ અદૃશ્ય થઈ હતી. તેનાં પગલાંને સોનેથી મઢતો સૂર્ય રસકિરણો વર્ષાવતો પંખીઓ કિલકિલાટ કરતાં પ્રભાતની રમણીયતા પૃથ્વીને અજવાળતીઃ

પણ એ અજવાળું મણીપુરની હદમાં ન્હોતું પ્રવેશતું. ત્યાં આજે શોકની ઘેરી છાયા પથરાઈ હતી. નગરના અગ્રગણ્ય વણિકનો યુવાન પુત્ર, લગ્નનો પ્રથમ માસ પણ પુરો માણ્યા વિના, વ્હેલા પ્રભાતમાં આજે અવસાન પામ્યો હતો.

કંચનકુમાર તેનું નામ; સત્તરેક વર્ષની તેની ઉંમર. સંધ્યાના સોહામણા રંગ સમો તેનો વર્ણ; ફુટડી તેની કાયા. તેની આંખમાંથી અમૃત વરસે. તેના લલાટ પર તેજસ્વિતા ચમકે. તે, તે સર્વની સાથે, બાળપત્ની ને માતપિતાના સુખને સોડમાં લઈ આજે ચિત્તાએ ચડતો હતો.

ભાનુમતી તેની પત્ની. સોળેક વર્ષની તેની ઉમ્મર. તેના દેહમાંથી સૌંદર્ય ટપકે. પુરૂષત્વને અંગેઅંગમાં છુપાવવા ઝંખતું તેનું યૌવન. તેની આંખોમાંથી મદ ઝરે. પ્રકૃતિએ સર્જનની ભૂખ ભરી તેનું હૈયું ગુંથેલું.

મૃત્યુની ઘોર છાયામાં, પત્થરી હૈયાને પણ પીગળાવતું તેનું કરુણ રૂદન હતું.

દિવસો વિતતા ચાલ્યા. કાળનો પ્રવાહ શોકના અખૂટ રસને સૂકવવા માંડ્યો. પણ ...ક રનાં માતાપિતા તે સુકાય તે પહેલાં તે રસમાં ઓગળી ગયાં. પુત્રને મળવા તે સ્વર્ગમાં ચાલ્યાં.

ગર્ભવતી ભાનુમતી નિરાધાર બની. તે સ્થિતિમાં તેણે એક પુત્રીને જન્મ આપ્યો; ખાણમાંથી નીકળતું જાણે રત્ન.

ન્હાની બાળીકાને હાથમાં લઈ ફરતી ભાનુમતી અપ્સરાનો અવતાર લાગતી. વાસના ભૂખ્યાં અનેક પતંગિયાં તેના દેહ સૌંદર્યની આસપાસ ભમતાં. પણ તે તે સર્વને તુચ્છકારી કાઢતી. ઊછળતા યૌવનને દબાવી બાળીકામાં જ ચિત્તને પરોવવા તે પ્રયાસ કરતી.

પણ તે પ્રયાસ અંત સુધી ટકવો મુશ્કેલ બન્યો. તે વણીક ગૃહે ઉછરી હતી; તેનામાં પુનિત સંસ્કાર હતા. મૃતપતિની તેને સ્મૃતિ સુવાસ હતી. છતાં યૌવન, વીંછીની જેમ તેને ડંખતું હતું, દારિદ્રય તેને બ્હીવરાવતું હતું. નિરાધારતા આંસુને ઉશ્કેરતી હતી.

અનેક પ્રસંગો તેણે મારી હઠાવ્યા, પણ એક સમયે સાકરનો સમુદ્ર ચાલીને તેને આંગણે આવ્યો.

---

* અક્ષરશઃ સાચી આ વાત છે, છતાં તીવ્ર કલ્પનાનેય થંભાવે એવી તેમાં રસ ગુંથણી છે.
- તે પ્રસંગે આંગળીના વેઢા હજી વિતાવ્યા નથી. તેનું એકેય પાત્ર હજી ઓછું થયું નથી. છતાં દૂરના ભૂતમાં ઝગમગતો હોય એવો તેનો પ્રવાહ વહે છે.

આના આલેખનમાં મારો ઉદ્દેશ કેવળ વાર્તા ને રસદર્શન પુરતો જ હોઈ નામનો ફેરફાર મેં ઉચિત માન્યો છે.

જયમાળા નામે એક રૂપરમણી. રાજજમાઈની તે રખાત. તેને ત્યાં સમૃદ્ધિની છોળો ઉછળે. ગણિકાનું બિરૂદ ધારવામાં તે ગર્વ દર્શાવે. તેનું યૌવન ઓસરી ગએલું, પણ રીઝવવાની કળા તો તેની દાસી ગણાય. તેણે ભાનુમતીને આંગણે આવી, તેના સમી નિરાધાર વિધવાને આથમતી વયે, આશ્રય આપી પુણ્ય કમાવા ઈચ્છા દર્શાવી.

ભાનુમતી ભૂલી. તેની આસપાસ અનેક જાળો ગુંથાતી હતી. તેમાંથી છુટવાનો એકજ તેને ઈલાજ લાગ્યો: તેણે જયમાળાનું આમન્ત્રણ સ્વીકાર્યું.

જયમાળા સહર્ષ તેને રાજમંદિર સમા પોતાના રમણીય ભુવને લઈ ચાલી.

ભાનુમતી ત્યાં મ્હેમાનગતી માણવા લાગી. જયમાળાએ શરૂઆતમાં તેનું પુનિત સ્વમાન સાચવ્યું. તે તેને આગ્રહથી રસભર્યા ભોજન જમાડવા લાગી; તે ભોજન ને પીણા સાથે ગુપ્તપણે તેને માદક પદાર્થો આપવા લાગી.

ને ભાનુમતીનું યૌવન ઉઘડતા કુસુમની જેમ ફાટવા માંડ્યું.

જયમાળાએ તક સાધી. એક રાત્રે તેણે બાળીકાને ઘેન આપી સુવાડી દીધી. ભાનુમતીને તેણે દિવાનખંડમાં ન્હોતરી. સૌન્દર્યની હરિફાઈના બ્હાને તેણે તે યૌવનાને વસ્ત્રાલંકાર સજાવ્યા. બંનેએ માદક રસપાન કર્યું. ભાનુમતી ત્યાંજ સુઇ ગઈ. જયમાળા ત્યાંથી ચાલી ગઈ.

તે સમયે તે ખંડમાં એક યુવાન આવ્યો. વણિકને છાજતાં તેનાં વસ્ત્ર હતાં. તે વસ્ત્રમાંથી અત્તરની ખુશબો બ્હેકતી, તેણે ભાનુમતીને જગાડી; જાગતી યૌવનાને બાહુપાશમાં લપેટી. મદભરી ભાનુમતી ભાન વિસરી. તેને પુરુષત્વનો સ્પર્શ અતિ મીઠો લાગ્યો.

તે પળે તેનું સ્ત્રીત્વ ચગદાયું; તેનું યૌવન રોળાયું. તે રસસાગરની માછલી બની. સાગરમાંથી છુટવું તેને દોહ્યલું લાગ્યું.

પણ બીજેજ દિવસે, જ્યારે ઉક્ત યુવાન મુસલમાનના વેશમાં આવ્યો ત્યારે, ભાનુમતીને ભાન આવ્યું. પણ તે ભાન ઘણું મોડું હતું. પોતાની સ્થિતિ તે સમજી ગઈ. પાછા ફરવું અસંભવિત હતું. તે સંયોગને તાબે થઈ.

પણ તેની નિર્દોષ બાળીકા : મંજરી જેનું નામ : તેની હવે શી સ્થિતિ ? ભાનુમતી મુંઝાઈ તેનું માતૃત્વ તેને પોતાની સમીપમાં ઝંખતું હતું. તેની માનવતા તેને પુનિત આશ્રયે મુકવા ઈચ્છતી હતી. તે તે બંને ભાવના વચ્ચે કચરાવા માંડી.

પણ આ પતનના સમાચાર રાજ્યના પાટનગરે પહોંચી ચુકયા હતા. ત્યાંના એક પવિત્ર ગૃહસ્થની માનવતા, તે સાંભળતાંજ, ઊછળી આવી. તે ત્વરાએ મણીનગર દોડી આવ્યો. રસ અને શરમના સાગરમાં ડુબેલી ભાનુમતી પાછી ફરે તે તેને અસંભવિત લાગ્યું, તેણે બાળાનો કબજો લીધો.

સુભદ્ર તે વણીકનું નામ. બાળાને સાથે લઈ તે પાટનગરે પાછો ફર્યો.

પણ જયમાળાને આ ન ગમ્યું, તે સૌન્દર્યની વાડી ખીલવતી હતી. વાડીનું ઉગતું તેજસ્વી ફુલ તે ઝુંટવાતું ન જોઈ શકી. તેમાં તેને પોતાની અલ્પતા ને તિરસ્કાર પણ લાગ્યાં.

તેણે રાજજમાઈને વાત કરી. તેની વાસના ઘેલી આંખો સમીપ તેણે મંજરીના મઘમઘતા દૈવી ભાવી સ્વરૂપને વર્ણવી બતાવ્યું. જમાઈએ એ બાળાને પાછી મેળવવાનું તેને વચન આપ્યું.

સુભદ્રને આ સમાચાર મળ્યા. તે મુંઝાયો. છતાં હિંમત તેણે સાચવી રાખી. એક દયાળુ વકીલને તેણે સ્વપક્ષમાં લીધો. બંનેએ મળી બાળાને અભેદ્ય રક્ષણ નીચે મુકી.

રાજજમાઇ અકળાયો. તેના વ્યક્તિત્વની કાળાશ અપ્રતિમ હતી. પન્થે ચાલતી પ્રત્યેક સુંદરીને તે સ્વાદને યોગ્ય રસવેલ માનતો. તેણે, પ્રવાસ ઘેલાં દંપતિઓને રોકી, રમણીય પ્રભાત કે ખીલતી સંધ્યાના પ્રકૃતિ મન્દિરમાં, પતિને બાંધી, તેની નજર સામે, પત્નીના શિયળને, લીલો સાળુ...કોરી પોઢેલી માત ધરતીના અંગ પર, અભડાવવાની મોજ માણી હતી. એક સ્ત્રીને સપડાવી તેનાં અંગને તેણે, અનેકની સાથે ઉપભોગવામાં, પુરૂષાતનને કેળવ્યું હતું. સસરે બક્ષ્યાં કંઈક ગામનો તે રાજવી હતો. છતાં વસ્તુ લઇ તેના પૈસા આપવાના શ્રમને તેણે અસ્પર્શ્ય માન્યો હતો.

ભાનુમતીના રસકૂપમાં તે ઝીલ્યો હતો. પણ મંજરી તો ખીલતું કુસુમ તેના ભાવિ રસસ્વાદને જતો કેમ કરાય?

તેણે સ્વપક્ષ જમાવ્યો. મુસલમાનોને ધર્મના નામ પર તેણે ઉશ્કેર્યા. પોતાની બાળા સાથે એક માતા મુસલમાન બને; હિન્દુઓ એ બાળાને ઉડાવી જાય: તે કેમ ચલાવાય?– બાળાને પાછી મેળવવા તેણે નિર્ણય કર્યો. જયમાળાને તેણે મોખરે રાખી.

જયમાળાએ સુભદ્ર ને વકીલ પર બાળહરણનો દાવો માંડયો. વકીલ પોતે પોતાના બચાવમાં ઉભો.

ભાનુમતીની સ્થિતિ કફોડી બની. એક બાજુ માતૃત્વ બાળાને ઝંખતું હતું; જયમાળા તેને પ્રેરતી હતી, બીજી બાજુ ધર્મ ને પુત્રીની શુદ્ધતા. તે ગુંચવાઈ. પણ જયમાળાએ આખરે તેને પોતાની કરી.

સમાજ એટલે સાગર. તેનું બળ અથાગ લેખાય. પ્રસંગે તે ન્યાયદેવને પણ ડોલાવી નાંખે. જયમાળાને એવું પક્ષબળ હતું. સુભદ્રને પણ તેવો પક્ષ જમાવવા જરૂર જણાઈ. તેણે ...રિકોની એક જંગી સભા બોલાવરાવી.

રાજજમાઈ ચમક્યો. સુભદ્રની પક્ષસત્યતા તે જાણતો હતો; વકીલનાં બુદ્ધિચાતુર્ય તેણે અનુભવ્યાં હતાં; રાજવીની સાત્વિક વલણ તેણે પારખી હતી. અને એ સર્વમાં સંઘ બળ મળે. તે થતાં પોતાની હાંસી તેને દૂર ન લાગી.

તેણે અનેક ઉપાય ચિન્તવ્યા. સૌથી સહેલો ઉપાય તેને દ્રવ્યનો લાગ્યો. પણ સુભદ્ર દ્રવ્યથી ચળે એ અસંભવિત હતું. પરીણામે તેણે વકીલને આંગણે એક દૂતને મોકલ્યો.

વકીલે દૂતને સન્માન્યો. દૂતે ટેબલ પર નોટની એક થોકડી મુકી. વકીલે તે જોયા પણ વિના તેને પાછી સોંપી. દૂત ધમકી આપી પાછો ફર્યો.

વકીલ રાજજમાઇના પક્ષે જામેલા રૌદ્ર બળને જાણતો હતો. પણ તેણે મક્કમતાને સ્વાર્પણમાંજ માનવતા નિહાળી.

રાત્રે સુભદ્રની પ્રેરણાથી નાગરિકોની જંગી સભા મળી. સુભદ્ર ને વકીલે તેમાં પોતાની સ્થિતિ ને પક્ષ સમજાવ્યાં. અનેક નાગરિકોએ, સ્ત્રીત્વની રક્ષાને ખાતર, તેમને પડખે ઉભવાનો નિશ્ચય કર્યો.

રાજજમાઈને આ સમાચાર મળ્યા તે ગુંચવાયો. તેના અનેક ઉપાય નિષ્ફળ ગયા હતા, છેલ્લો દંડનો ઉપાય અજમાવવા હવે તે નિર્ણય પર આવ્યો.

તેણે તાત્ક્ષણીક તક ઝીલી; સભા હજી વિખરાઈ ન્હોતી. નગરજનોનો બહોળો ભાગ તે સભામાંજ હતો. સુભદ્રનું ઘર તે સભાની સમીપમાં હોઇ ત્યાં ફાવવું મુશ્કેલ હતું. ફવાય તો ધાર્યો લાભ પણ મેળવવો કઠિન હતો. પણ વકીલનુ ઘર દૂરના એકાંત વાસમાં હતું. કેસને લગતા ચોક્કસ પુરાવા પણ તે ઘરમાં જ હતા.

તેણે પોતાના ગુપ્ત અનુચરોને સાંકેતિક આજ્ઞા કરી. અનુચરો દોડ્યા. વકીલના દિવાનખંડને ઘાસલેટ છાંટી ત્યાં તેમણે દિવાસળી ચાંપી. આગ પોતાના તેજસ્વી સ્વરૂપમાં પ્રકાશી ઉઠી. પવન તેની મદદે આવ્યો. ગુપ્તચરો તરત જ ત્યાંથી નાસી છુટ્યા.

સભામાંથી પાછા ફરતાં માનવોને દૂરથી આગના ભણકાર વાગ્યા. સર્વે ત્યાં દોડી આવ્યાં તેમણે ઘરને પાણીથી છાંટવા માંડ્યું, પણ આગ પોતાના રૌદ્ર સ્વરૂપમાં પ્રવેશી ચુકી હતી.

પણ વકીલ સહાયહીન ન્હોતો. પરદેશી સત્તાધિશોની તેને મિત્રતા હતી. તે સર્વ પોતાના સૈન્ય સાથે ત્વરાએ ત્યાં દોડી આવ્યા. આગને કાબુમાં લેવાનાં સાધનો પણ તેમને આંગણે હતાં. તે સર્વની એકત્ર શક્તિએ આગનો સામનો કર્યો. ને અંતે મધ્ય રાત્રિની ઘોર છાયા નીચે, આગ કાબુમાં આવી.

બીજે દિવસે, પ્રભાતની રમણીય પળો જ્યારે માનવીને આહલાદનો અંગુલિ સ્પર્શ કરી તેમાં જીવનનું માધુર્ય સિંચતી હતી ત્યારે, વકીલ પોતાની પ્રિય સમૃદ્ધિના અવશેષોને ભીની આંખે નિહાળતો ઉભો હતો.

તેની અનેક પ્રકારની મોંઘી અંગત સામગ્રી આગમાં ભસ્મ થઈ ગઈ હતી. કન્યા કેસને લગતા પુરાવા અને બીજા અનેક કેસોની વિગત રાખરૂપે પલટાઈ ગઈ હતી. છતાં વકીલે શાંતિથી આ દંડ સહી લીધો. તેની સહનશીલતાએ, પુરાવા નાશ પામ્યા છતાં કેસ, મજબૂત બન્યો.

તે અને સુભદ્ર હવે ભયભરી સ્થિતિમાં મુકાયા. તેમના પર ગમે તે ક્ષણે સશસ્ત્ર હુમલાની સંભવિતતા ઉભી થઈ. પરિણામે તેમને, હરપળે અભેદ્ય રક્ષણ નીચે વિચરવાની વ્યવસ્થા કરવી પડી. છતાં કન્યાને બચાવવાના તેમના પ્રયાસ તો અદિપ્ત જ થતા ગયા.

છેલ્લે દિવસે તટસ્થ ન્યાયાધિકારીએ બંને પક્ષની હકીકત સાંભળી. ભાનુમતીએ કડવા મુખે પુત્રીની માગણી કરી—જો કે તેનું અંતર તો તેને દૂર ને દૂર પુનિત છાયા નીચે ઇચ્છતું—: જયમાળા, રાજજમાઈ ને તેમના વકીલે ધર્મના બ્હાને કન્યાનો કબજો માગ્યો. તેમની વિરૂદ્ધમાં, દયાળુ વકીલે પોતાનાં અપ્રતિમ બુદ્ધિ–ચાતુર્ય દાખવ્યાં. સુભદ્રે વાસનાની નર્કમાં કુમળી કન્યાના ભાવિ વિનાશને વર્ણવી તેના રક્ષણની જવાબદારી લેવામાં ન્યાયની મદદ માગી.

ન્યાયાધિશે પરિસ્થિતિ પર સચોટ દૃષ્ટિપાત કર્યો: કન્યાપક્ષે નીતિ ને પવિત્રતા હતાં; માતાનું હૃદય હતું; રાજવિ ને પરદેશી સત્તાધિકારીઓની મૂક વલણ હતી; સુભદ્ર ને વકીલનું સ્વાર્પણ હતું. નાગરિકોનું સંઘબળ હતું. તેની વિરુદ્ધમાં રાજજમાઈની મક્કમતા હતી. રાજવીની તટસ્થતા હતી; વાસના–વર્ગનું રૌદ્ર બળ હતું. દ્રવ્યનું ઝરણ હતું; અનીતિ હતી.

ન્યાયદેવી કન્યાની પવિત્રતાના પલ્લે જઈ બેઠી. તેના પુત્ર–ન્યાયાધિશે તદ્દયોગ્ય ચુકાદો સંભળાવ્યો.

વકીલ ને સુભદ્રનાં સ્વાર્પણ ફળ્યાં; પ્રજાની ભાવના ફળી. છતાં અંત સુધી કન્યાના વિકસતા સૌંદર્યની આસપાસ તેમને અભેદ્ય રક્ષણની વાડ તો ગુંથવી જ પડી.

તાજેતરમાં તે કન્યાએ પ્રભુતામાં પ્રવેશ કર્યો.

———o———

# ચુનીલાલ વર્ધમાન શાહ

જવાબદાર અને કર્તવ્યનિષ્ઠ પત્રકાર તરીકેની કીર્તિ ગુજરાતમાં ઘણા ઓછા માણસોએ પ્રાપ્ત કરી છે. શ્રી ચુનીલાલ વર્ધમાન શાહનું નામ તેમાં મોખરે છે.



જેમને આ વર્ષનો રણજીતરામ સુવર્ણચન્દ્રક અપાયો છે.

વઢવાણમાં, ૧૮૮૩ના મેની ખીજી તારીખે દશા શ્રીમાળી સ્થાનકવાસી જૈન વણિક કુટુંબમાં તેમનો જન્મ થયો. ૧૯૦૩માં મેટ્રીક પસાર કરી તે પત્રકારિત્વના ધંધામાં જોડાયા. છેલ્લાં ત્રીસેક વર્ષથી તે 'પ્રજાબન્ધુ'ના ઉપતંત્રી તરીકે કામ કરે છે. તે પત્રમાં 'સાહિત્ય પ્રિય'ની સંજ્ઞાથી લખાતા વિવેચનને લગતા લેખો સાહિત્ય રસિકોમાં ખૂબ હોંશથી વંચાય છે. તે પત્રની આજની વ્યાપક ખીલવણીમાં તેમનો હિસ્સો મહત્ત્વનો છે.

એક પત્રકારનું જીવન અતિ વ્યવસાયી, શ્રમભર્યું અને દોડધામનું હોય છે; તેમ છતાં ફાજલ સમયમાં પોતાનાં વાચન, અભ્યાસ ને લેખન પ્રવૃત્તિ, આગળ વધારતા જ રહ્યા છે. લગભગ પચાસ ગ્રન્થ તેમના નામ પર ચડી ચુક્યા છે.

તેમની છેલ્લી બે નવલકથાઓ–'કર્મયોગી રાજેશ્વર' ને 'રાજહત્યા'–એ તેમને નવલ કથાકાર તરીકે પણ મહામોઘું સ્થાન અપાવ્યું છે. 'રાજહત્યા' સંબંધમાં જૈન પત્રોમાં ચર્ચા જાગતાં તેના તેમણે શાન્તિથી ખુલાસા કરેલા.

એક વિજયી પત્રકાર ને નવલકથાકાર તરીકે તેમને આ વર્ષનો રણજીતરામ સુવર્ણચન્દ્ર અપાયો છે.

કશા ઉહાપોહ વગર, 'પ્રજાબંધુ'ના પડદા પાછળ રહીને, નિરભિમાનપણે ને શાન્તિથી

# જીવન–સુવાસ

'આનંદકુમાર'

જીવનમાં ઉલ્લાસ એ સુવાસ.

શુદ્ધ પ્રેમ એ પણ સુવાસ.

કર્તવ્યનો આત્મસંતોષ એ સુવાસ જ છે.

જીવનમાં ચારિત્ર એ સુવાસ.

સંયમ અને શાન્તિ એ પણ સુવાસ.

માધુર્ય, મહત્ત્વાકાંક્ષા અને આનંદ; પ્રેરણા, પ્રતિષ્ઠા અને કલાઃ એ સુવાસના પરાગ.

જીવનનું દર્શન એ નરી સુવાસ.

સેવા અને સાદગી એ પણ સુવાસ.

નિર્દોષતા, નવીનતા અને નવચેતન એ સુવાસનાં પુષ્પો.

જીવનમાં સન્ત સમાગમ એ સાચી સુવાસ.

સ્વાશ્રય, સ્વતંત્રતા અને સ્વાધીનતા એ જીવનની મધુર સુવાસ.

જીવનમાં દેશ–દીક્ષા એ અજબ સુવાસ.

પરિવર્તન એ પણ સુવાસ.

કિલકિલાટ અને મુક્ત હાસ્ય એ સુવાસની સુખદ પળો.

તમન્ના અને તલસાટ; ધગશ અને ઊર્મિઃ એ સુવાસના મિત્રો.

સુવાસ એજ જીવન.

જીવન એજ સુવાસ.



---

તેઓ પોતાની સાહિત્યપ્રવૃત્તિ કર્યે જાય છે. પત્રકાર તરીકેના પોતાના ચાલુ વ્યવસાય ઉપરાંત આજે ખાસ તો તેઓ ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓ ઉપર જ વિશેષ ધ્યાન રોકી રહ્યા છે, અને બને તેટલી સ્થિરતા તથા વધુ અભ્યાસ અને ચિંતનપૂર્વક લેખન કરવામાં જ પોતાના અવકાશનો સમય ગાળે છે. જાહેર પ્રવૃત્તિમાં તેમનો રસ સાહિત્ય પૂરતો જ મર્યાદિત છે.

# રણજીતરામ : એક સંસ્કાર

**વિદ્યાર્થી**

ભારતવર્ષ એટલે સંસ્કૃતિઓની સરિતાઓનું સંગમસ્થાન. ભારત માતા એટલે સંસ્કૃતિઓ ને સંસ્કાર મૂર્તિઓની જન્મદાત્રી. તે જન્મદાત્રીએ વિવિધ પ્રકારની સંસ્કાર મૂર્તિઓને વિવિધ ક્ષણે જન્મ આપ્યો છે. સ્વદેશ બાંધવોની સેવામાંજ તે સંસ્કાર મૂર્તિઓએ અસ્મિતા નિહાળી, માતાની સંતતિના ઉત્કર્ષમાંજ તેમણે પોતાનું અદ્‌ભૂત તત્વ રેડયું. વિવિધ ક્ષેત્રોને હૃદય રસથી તેમણે પોષણ પાયું. કો'ક સંસ્કાર મૂર્તિએ સ્વદેશ સેવા પાછળ જીવન નિચોવ્યું, કોઈ કે સમાજને હૃદય અર્પ્યું, કોઈકે સાહિત્ય પાછળ સર્વસ્વને હોમી દીધું, કોઈ કે કલામાં જીવન સત્વ રેડયું, કોઈ કે ધર્મ પાછળ પ્રાણ પાથર્યા, કોઈ સંસ્કાર અને ત્યાગની પરમમૂર્તિ તરીકે આદર્શ જીવન જીવી ગયો. ઓછે કે વત્તે અંશે એવાં જીવન જીવનાર એકેએક રાષ્ટ્રની સંસ્કાર મૂર્તિ લેખાય.

શ્રીયુત્ રણજીતરામ આવી સંસ્કારમૂર્તિ હતી કે કેમ તે ભલે પ્રશ્ન રૂપ રહે પણ સંસ્કાર-મૂર્તિનું ઘડતર જે ગુણોની ભૂમિકા પર થઈ શકે તે સર્વ ગુણો તેમનામાં ઓછે વત્તે અંશે પ્રકાશી રહ્યા હતા. સર્વ ગુણોમાંથી ઓછે વત્તે પ્રકાશ મેળવી પ્રકાશ પુંજ તરીકે તે જીવી ગયા. સર્વ ગુણો પાછળ જીવન સત્વ ખર્ચી ગુણ પોષક–મૂર્તિ તરીકે તે પ્રકાશી ગયા. પ્રકાશના પુંજ અને ગુણની મૂર્તિ સરીખી એ માનવ પ્રતિમાને સંસ્કાર મૂર્તિ લેખવામાં અતિશયોક્તિ ન જ ગણાય.

ને સંસ્કારમૂર્તિ એટલે રાષ્ટ્રનો પ્રકાશ; સંસ્કારનું પ્રેરક બળ · રાષ્ટ્રિય અસ્મિતા કેળ-વવાને અને સંસ્કારના સિંચન અર્થે તે સંસ્કાર મૂર્તિની જીવન કથા આવશ્યક લેખાય. તે જીવન કથામાં રાષ્ટ્રિય મહત્તા ને સંસ્કારનાં મૂળ અને વિવરણ સમાયાં છે. તે જીવન કથા સાચા પ્રેરક બળનું આત્મ તત્ત્વ ધરાવી શકે. સંસ્કાર મૂર્તિની જીવન કથામાંથી તે તત્ત્વ આપણે પીવું રહ્યું.

૧૯૩૮ના કાર્તિક સુદ બીજને દિવસે સુરતમાં તે મૂર્તિનો જન્મ થયો. સુરત એટલે પ્રાચીન સમયમાં ભારતવર્ષની જાહોજલાલીનું મૂર્તિમન્ત સ્વરૂપ; ગુજરાતની એ આંખ; ભારતીય મહત્તા અને ગુજરાતની સંસ્કૃતિનું પ્રતિનિધિત્વ ધરાવતા એ નગરમાંથી પ્રગટેલું રત્ન ગુજ-રાતમાં સંસ્કાર પ્રવાહ વહાવી જાય એ એ નગરના પ્રતિનિધિત્વની સાર્થકતા; સાથે તેનાં ધન્ય ભાગ્ય પણ ખરાં જ ને ?

રણજીતરામના પિતાશ્રી વાવાભાઈ મ્હેતા મુંબઈ યુનીવર્સીટીના એલ. સી. ઇ. હતા. તેમનો સ્વભાવ કડક અને મનસ્વી હતો. પુત્રની રમતિયાળ બાલ્યાવસ્થાને તેમણે નિયમનને પન્થે વાળી. તેમની માતા મમતાળ હતા. તે મમતાએ રણજીતરામમાં સ્નેહને સંસ્કારનું સિંચન કર્યું. બાલ્યાવસ્થા વિતાવી યૌવનને ભવ્ય આંગણે જ્યારે તેમણે પગ મૂકયો ત્યારે તેમની દૃષ્ટિ સમક્ષ માતાની મમતામાંથી પ્રગટેલાં સ્નેહ, દયા, વિનય, સંસ્કાર ને પિતાના

કડક સ્વભાવમાંથી પ્રગટેલી મર્યાદાની પાળો સર્જાઈ રહી. પણ યૌવનમાં પહોંચતાં પહેલાં પ્રાથમિક જીવનના ઘડતરે તેમના જીવન પન્થને દિશા સૂચન કરાવ્યું.

અમદાવાદ અને પાલીતાણું એ તેમના પ્રાથમિક જીવનનાં પરમસ્થાનો; એ સ્થાનોએ તેમનામાં વિશિષ્ટ ભાવનાઓ જન્માવી; તેમનો સ્વભાવ એકલસુરો હતો, મિત્રોમાં તે માનતા નહિ. ભાઈ જયસુખલાલ અને હરિપ્રસાદ મ્હેતા એ બે તેમના બાલપણના સ્નેહીઃ સ્નેહાકર્ષણ વધતુંજ ચાલ્યું. છતાં રણજીતરામ પોતાની ગુપ્ત ભાવનાઓ અને છૂપી વાતો કોઈને કહેતા નહિ. દુર્ગુણ અને અનીતિ પ્રત્યે તેમને પૂરેપુરો તિરસ્કાર હતો, અને એ તિરસ્કારમાંથી જન્મેલી ભાવના ગમે તેવા સ્નેહીને છોડતાં અચકાતી નહિ.

બાલ્યાવસ્થા વીતી. પ્રાથમિક જીવનને સંસ્કાર સિંચન કરી લીધું. જીવનપન્થનું પ્રથમ છતાં નિશ્ચિત પગથીઉં કુદાઈ ગયું. અભ્યાસમાં ઓટાવાનો હવે વારો આવ્યો. વિશિષ્ટ પ્રકારના વિદ્યાર્થીઓ ને ભાવિ રત્નોનો કેળવણી પ્રત્યે અણગમો એ સાંપ્રત ભારતનો સામાન્ય નિયમ છે. આ નિયમનું ઘડતર કેળવણીની ઉંધી રચનાને અનુસરી થયું છે. સામાન્ય માનવી તે રચનાને અનુસરી જાય પણ જીવન સૂત્રો શોધતો બુદ્ધિમાન તેનાથી ન સંતોષાય. કેળવણીની યાંત્રિક રચના તેમાં પેસનારને કસવાને–તેજસ્વી બનાવવાને બદલે પીસી નાખે છે. રણજીતરામને તેમાં પીસાવું ન ગમ્યું. શારીરિક નિર્બળતા પણ એક કારણ હતું. વ્યવહાર પુરતી કેળવણી લઈ, કહેવાતી ઉચ્ચ કેળવણીને તિલાંજલી આપી જીવનક્ષેત્રમાં તેમણે પગ મૂક્યો.

એક વર્ષ ફેલો તરીકે ગાળ્યું. તે સમય દરમિયાન તેમની ગણતરી સામાન્ય વર્ગમાં જ રહી. ઉચ્ચ ભાવનાઓ તેમનામાં જન્મી પણ પ્રસરવાની અનુકુળતા મળી નહિ. ભાવનાઓને ભવિષ્યની રંગભૂમિ પર રમવા દઈ વર્તમાન કાર્યક્રમને તેમણે આગળ ધપાવ્યો.

ઉમરેઠ હાઈસ્કુલમાં હેડ માસ્તર તરીકે તેમને સ્થાન મળ્યું. એ સ્થાન તે તેમના જીવનનું એક અગત્યનું પ્રકરણ છે. એ સમય દરમિયાન ઉચ્ચ જીવનની તેમને કંઈક ઝાંખી થઈ. અનેક સાક્ષરોના તે પરિચયમાં આવ્યા. તેમના અક્ષરો તથા લખાણ સુરમ્ય ને સ્વચ્છ બન્યાં. ભાવનાઓને પ્રસરવાની અનુકૂળતા મળી. કેળવાયેલ અને ઉચ્ચ વર્ગમાં તેમની ગણતરી થવા માંડી. પણ છ એક માસ પછી તે સ્થાન છોડવાની તેમને સ્વાભાવિક પ્રેરણા થઈ. શિક્ષક તરીકેની નિષ્ફળતા તેમને સાલવા માંડી. જે ક્ષેત્રમાં સફળતા ન મળી તે ક્ષેત્રમાંથી તેમણે રાજીનામું આપ્યું.

દરેક ક્ષેત્રમાં સફળતા મેળવવી તે માનવશક્તિની પહોંચની બહાર છે. એક ક્ષેત્રનો વીર અન્ય ક્ષેત્રમાં દીન થઈને ઘણીવાર ઘુમ્યા કરે છે. આ દીનતા તે વીર જો બુદ્ધિમાન હોય તો પારખી લ્યે છે. નિષ્ફળ ક્ષેત્રને ત્યજી દઈ સાચા ક્ષેત્રમાં તે પગ મૂકે છે. પણ આર્થિક સંયોગો કેટલીક વાર માનવીને આમ કરતાં અટકાવે છે. આર્થિક સંયોગોને ધુતકારી કાઢી સફળ ક્ષેત્રને જે અપનાવી લ્યે છે, તે સાચો વીર બને છે. બીજાની વીરતા નિષ્ફળતામાં ઓગળી જાય છે, શિક્ષણ વિષયક નિષ્ફળતામાં પોતાનો જીવનરસ ઓગળી–ઝરી ન જાય તે આશયે આર્થિક સંયોગોની સામે જોઈને પણ રણજીતરામે હેડ માસ્તર પદને તજી દીધું. પણ નસીબ તેમની સહાયે આવ્યું.

પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર તે કાળે વિજ્ઞાનવીર લેખાતા. રણજીતરામ તે વીરના મોંઘા ગણાતા સમાગમમાં આવ્યા. સમાગમમાંથી સ્નેહ જન્મ્યો. સ્નેહમાંથી સંબંધ જામ્યો. પ્રો. ગજ્જર એટલે કલા સાહિત્યના પ્રેમી ને પૂજારી અને વિદ્વાનોના પરમ મિત્ર. કલાના પૂજારી તરીકે કલાના અર્ઘ્યસ્વરૂપ તેમણે વડોદરાનું કલાભુવન સ્થાપેલું. સાક્ષર શિરોમણી ગોવર્ધનરામ ત્રિપાઠી અને મણીશંકર રતનજી ભટ્ટ તેમના વ્હાલા મિત્રો; શ્રી. મણીશંકર ભટ્ટે પ્રો. ગજ્જર અને રણજીતરામના સંબંધ વચ્ચે સાંકળ તરીકે કાર્ય કરેલું. પ્રો. ગજ્જર સાથેના સંબંધથી રણજીતરામમાં જે ચેતન ને ભાવનાઓ સ્ફુરી તેણે શ્રી. ભટ્ટના કાર્યને સાર્થક કર્યું.

૧૯૦૫ના જુનમાં પ્રથમ સાહિત્ય પરિષદ મળી. એ પરિષદ અંગે રણજીતરામની સેવા અથાગ ને અપૂર્વ હતી. 'લોક ગીતો' નામનો પોતાનો નિબંધ વાંચી તેમણે એ પરિષદને મુગ્ધ કરેલી. તેમની આ સેવા, ભાવના ને સાહિત્ય પૂજાએ પ્રો. ગજ્જર ઉપર પણ સારી છાપ પાડી. પોતાના બાહ્ય તેમજ આંતરિક જીવન સંબંધમાં તેમણે રણજીતરામની સલાહ લેવી શરૂ કરી. રણજીતરામ પણ હૃદય ભાવને અનુસરી સાચી સલાહ આપી રહ્યા. આમ થતાં બંનેનો શેઠ નોકર વચ્ચેનો સંબંધ મિત્રતામાં પરિણમ્યો.

મુંબઈમાં રણજીતરામ, ગજ્જર સાહેબના બંગલેજ રહેતા. પ્રો. ગજ્જરના વિચારો અગાધ, અપૂર્વ ને રસમય હતા. રાત્રે ઉંઘતી વખતે રણજીતરામ પાસે તે તેની નોંધ લેવરાવતા; રણજીતરામને આ કાર્યમાં રસ પડતો. તેમનું હૃદય ઉત્સુકતા ભર્યું રહેતું. રાત્રિની શાંત પળોમાં પણ પ્રો. ગજ્જરના વિચારોને ટપકાવતાં તેમને આનંદ થતો. ગજ્જર સાહેબ પ્રત્યે તેમને અથાગ મમતા હતી. તેમની લખેલી 'સાહેબની વાતો'માં ભૈરવનાથનું પાત્ર પ્રો. ગજ્જર ઉપરથી જ આલેખાયેલું હતું.

૧૯૦૭માં બીજી સાહિત્ય પરિષદ મળી. તે પરીષદ અંગેની તેમની સેવા પહેલી પરિષદ કરતાં પણ અધિક હતી. મંત્રીઓ તરીકે બીજાઓ હોવા છતાં તેમણે મંત્રી તરીકે કાર્ય કરેલું. સાહિત્ય પરિષદના સાચેજ તેઓ એક અંગ હતા. સાહિત્ય પરિષદ તેમના વિના અટકી પડત એમ કહેવામાં પણ અતિશયોક્તિ તો નથી જ. ગુજરાતી સાહિત્યના વિકાસને પોષતી અને દેશના નામાંકિત પુરૂષોએ જેના પ્રમુખ પદને શોભાવ્યું છે એવી આજની વિકસિત સાહિત્ય પરિષદને સાચું દિશા સૂચન તો તેમણેજ કરાવ્યું. ૧૯૦૭માં તેઓ પ્રો. ગજ્જર સાહેબથી છુટા પડયા છતાં બંનેની એકમેક પ્રત્યેની મમતા અથાગ હતી.

વિજ્ઞાન ને કલામૂર્તિના મંત્રી પદે તેમની ભાવનાઓને વિકસિત બનાવી હતી. હવે તે ભાવનાઓ ચોક્કસ દિશા સૂચન અને બહોળા અભ્યાસ માગતી હતી. તેમની સાહિત્ય સેવાએ ગુજરાતમાં તેમના નામને ઝળકાવ્યું હતું, અન્ય ક્ષેત્રમાં ઝળકાવવાની જરૂર હતી. આ અર્થે તેમણે પ્રયાસ આદર્યો અને રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યની સહાયથી તે પ્રયાસમાં તેમને સફળતા સાંપડી. રા. વૈદ્યે શ્રી. પ્રભાશંકર પટ્ટણી સાથે રણજીતરામનો ભેટો કરાવ્યો.

પ્રભાશંકર પટ્ટણી એટલે વિચક્ષણ રાજપુરૂષ; કાઠિયાવાડના તે તાજ વગરના રાજા. તેમનું વ્યક્તિત્વ અપ્રતિમ, તેમની બુદ્ધિ પરિપક્વ; રણજીતરામનું નામ તેમણે સાંભળ્યું હતું. એક લાયબ્રેરીઅનની તેમને જરૂર હતી અને રણજીતરામને તે પદ સોંપવાનો તેમણે વિચાર

કર્યો. પણ રણજીતરામની બુદ્ધિએ તેમને આકર્ષ્યા. પોતાના ખાનગી સેક્રેટરીનું પદ આપી તેમણે રણજીતરામને પોતાની પાસે રાખ્યા. કાઠિયાવાડના અપ્રતિમ સત્તાધારીના મંત્રી પદથી તેમનું નામ કાઠિયાવાડને ખૂણેખાંચરે પહોંચી ગયું.

ભાવનગરમાં તેમણે પોતાનું વિશિષ્ટ સ્થાન જમાવ્યું. વિકાસ, બુદ્ધિ, અભ્યાસ ને કર્તવ્યનું બહોળું ક્ષેત્ર ત્યાં તેમને સાંપડી ગયું. ત્યાં રહી પ્રથમ તેમણે પોતાના માયકાંગલા શરીરને સુધાર્યું. પછી સાહિત્યની સેવા ને અભ્યાસ આદર્યાં. વિખ્યાત બાર્ટન લાયબ્રેરીના મોંઘા ને અમૂલ્ય ગ્રન્થોને તે પચાવી ગયા. તે ગ્રન્થોના ઊંડા અભ્યાસથી તેમનું જ્ઞાન ઝળકી ઊઠ્યું. શ્રી. પ્રભાશંકર પટ્ટણીએ તેમને જોઈતા ગ્રન્થો મંગાવી આપવાનું વચન આપ્યું. ઐચ્છિક વિષયના પૂર્ણ અભ્યાસથી તેમની બુદ્ધિ, શક્તિ ઝળકી ઉઠી. બાર્ટન અને કાઠીયાવાડની અન્ય લાયબ્રેરીઓને તેમણે વિકાસના પાયા પર ચડાવી. સાહિત્ય ને અભ્યાસનું આ કાર્ય પૂર્ણ થતાં તેમણે એક મહાતેજસ્વી કાર્યક્રમ હાથ ધર્યો. આજે પણ ગુજરાત તેનાં મીઠાં ફળ ચાખી રહ્યું છે: કાઠિયાવાડ તેના નામથી ગર્વ લઈ રહ્યું છે.

ભાવનગરની શામળદાસ કૉલેજના ઈતિહાસના પ્રો. શ્રીયુત નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ સાથે રણજીતરામને પરિચય થયો. ત્યારના નૃસિંહપ્રસાદ ભટ્ટ તે અત્યારના ભાવનગરના દક્ષિણામૂર્તિ ભવનના સંચાલક શ્રી નાનાભાઈ. એ વખતે પણ નાનાભાઈ ને અત્યારના જેવોજ બાળકો ને વિદ્યાર્થીઓ પ્રત્યે પ્રેમ હતો; બાળકો ને વિદ્યાર્થીઓનો પણ તેમના પ્રત્યે તેવોજ પ્રેમ હતો, રણજીતરામ એ પ્રેમના ભાગીદાર બન્યા. તેઓ અનેક વખત નાનાં નાનાં બાળકોને પોતાની પાસે બોલાવતા ને તેમની ભાવનામય સૃષ્ટિને આવાં બાળકોની મારફત સિદ્ધ કરવા મથતા. અનેક વખત બાળકોને લઈ તે જંગલમાં જતા; કુદરતનો અભ્યાસ કરતા ને કરાવતા: તેઓ અનેક વખત ભેગા મળતા અને ભાવનામય સૃષ્ટિઓ રચતા. સાહિત્ય, દેશ, સમાજ, શિક્ષણ ને બાળકોનો ઉદ્ધાર એ એમની ભાવનામય સૃષ્ટિનાં લક્ષણો હતાં. એ લક્ષણોને સિદ્ધ કરવા તેમને એક સંસ્થાની જરૂર જણાઈ. શ્રી. પ્રભાશંકર પટ્ટણીએ તેમની એ માન્યતાને ટેકો આપ્યો. નાનાભાઈ ને રણજીતરામનો ઉત્સાહ વધ્યો. બંનેએ અથાગ ને તનતોડ પ્રયાસો આદર્યા. તે પ્રયાસોના પરિણામે તેમણે એક સંસ્થા ઉભી કરી. એ સંસ્થાએ તેમની ભાવનામય સૃષ્ટિને સિદ્ધ કરી બતાવી. આજે એ સંસ્થા 'દક્ષિણામૂર્તિ'ના નામે ઓળખાય છે. ગુજરાત કાઠિયાવાડની તે અજોડ સંસ્થા છે. તેની સેવાઓ ભારતભરમાં વ્યાપી ગઈ છે. રણજીતરામનું તે સાચું સ્મારક લેખાય.

ભાવનગરના નિવાસ દરમિયાન તેઓ ગુજરાતની અનેક નામાંકિત ને જાહેર વ્યક્તિઓના નિકટ પરિચયમાં આવ્યા. શ્રી રવિશંકર રાવળ સાથે તેમને મિત્રતા બંધાઈ. બંનેએ મુનશીની શ્રેષ્ઠ નવલકથા 'ગુજરાતનો નાથ'ને અપૂર્વ બનાવવામાં ભેગી સહાય કરી. 'ગુજરાતનો નાથ'ના પાત્ર મુત્સદ્દી મુંજાલપર તેઓ આફરીન હતા.

પ્રવૃત્તિઓના પુંજતુંજ તેમનું જીવન બનેલું હતું. ગુજરાતના સાંસારિક વ્યક્તિત્વને ખીલવવાની તેમની ભાવના અજોડ હતી. શિક્ષણ, સેવા, સાહિત્ય, સમાજ ને મંત્રીપદ—એક એક કાર્યમાં ઓતપ્રોત અંશે તે અટવાયેલાજ રહેતા. તે સમયે ત્રીજી સાહિત્ય પરિષદને તેમણે પોતાની અથાગ સેવા અર્પી. તે સેવાના પરિણામે પરિષદ કંઈક સફળ થઈ પણ ચોથી પરિષદ

તેમની અથાગ સેવા છતાં નિષ્ફળ ગઈ. તેમને દુઃખ થયું. પરિષદમાં ટંટો થયો. કવિ શ્રી ન્હાનાલાલ એ પરિષદથી દૂર થયા. અત્યાર સુધી પણ તેઓ દૂરજ છે. પણ સાહિત્ય પરિષદથી દૂર થયા છતાં મનસ્વી સ્વભાવના કવિ શ્રી ન્હાનાલાલનો સ્નેહ સંબંધ તે પરિષદના એક અંગ સરખા રણજીતરામ સાથે જળવાઈ રહ્યો તેજ રણજીતરામના હૃદયની નિર્મળતા સૂચવે છે.

ભાવનગરના નિવાસ દરમિયાન અનેક ગુણોનો તેમનામાં વિકાસ થયો. દયાની પરમ ભાવનાએ તેમના જીવનમાં અદ્‌ભૂત સ્થાન મેળવ્યું. ભાવનગરના સર્વ સત્તાધીશના મંત્રી પદે છતાં જ્યારે તેઓ દીન દુઃખીને સહાય કરવાને દોડી જતા ત્યારે તેમનો માનવ પ્રેમ ઝળકી ઉઠતો. નાનાભાઈ સાથેના નિકટ પરિચયે પણ તેમના જીવનની ઉન્નતિને વિશિષ્ઠ પ્રકારનો સાથ આપ્યો.

પણ હવે કાર્યક્ષેત્ર જાણે સંકુચિત પડતું હોય તેમ ભાવનગર છોડવાનો તેમને વારો આવ્યો. શ્રી. પ્રભાશંકર પટ્ટણીની નિમણુંક મુંબઈના ગવર્નરની કારોબારી કાઉન્સીલમાં થઈ હતી. રણજીતરામને પટ્ટણી વિના ભાવનગરમાં ગોઠે તેમ ન્હોતું. ઉંડા અભ્યાસ પછી દેશી રાજ્યો પ્રત્યે પણ તેમને અણગમો થયો હતો. શ્રી. પટ્ટણીએ તેમને મુંબઈ આવવાને કહેણ મોકલ્યું. ૧૯૧૨ માં ભાવનગરની ભવ્ય વિદાય સ્વીકારી તેમણે મુંબઈનો પન્થ લીધો.

પટ્ટણી સાહેબનો રણજીતરામ પ્રત્યે અથાગ પ્રેમ હતો. મુંબઈ આવ્યા પછી તેમને સારી નોકરી અપાવવાનો તેમણે પ્રયાસ કર્યો. તે પ્રયાસના પરિણામે રણજીતરામ, શેઠ નરોત્તમ મોરારજીના સેક્રેટરી થયા. મુંબઈના નિવાસ દરમિયાન પણ તેમની સેવાઓ તો અપૂર્વજ હતી. તેમનો ઘણો ખરો સમય નિઃસ્વાર્થ સેવા અને બીજાઓને કેળવવામાંજ જતો. નિઃસ્વાર્થતાના આ પરિણામે તેઓ ધનસંચય, માન કે લખાણુ ભેગું કરી શકયા નહિ, પણ છતાં નૂતન ગુજરાતનું સર્જન જે ગણીગાંઠી વ્યક્તિઓનાં નામે ચડે છે તેમાં તેમનું અગ્રસ્થાન છે. એક નાના માનવી તરીકે જીવ્યા છતાં સંસ્કાર મૂર્તિ તરીકે તે લેખાતા ગયા. પાંચમી સાહિત્ય પરિષદને તેમની સેવાએ સફળ બનાવી. રવિશંકર રાવળનાં ચિત્રો વિષે સારો અભિપ્રાય આપી તેમણે તેમાંનાં કેટલાંક ખરીદી પણ લીધાં.

અત્યાર સુધી લેખન પ્રવૃત્તિ પ્રત્યે તેમણે લક્ષ્ય આપ્યુંજ ન્હોતું. પણ હવે તેમનું મગજ ત્યાં દોડી રહ્યું. જાહેર સભાઓમાં ભાષણ કરવાં તેમણે શરૂ કર્યાં; છૂટી છવાઈ લેખન પ્રવૃત્તિ પણ આદરી. તેમના લેખોથી ગુજરાતનાં માસિકોને પોષણ મળતું ગયું. ઇતિહાસનો તેમને ખાસ અભ્યાસ હતો. તે વિષયનું એક પ્રમાણભૂત પુસ્તક બહાર પાડવાની તેમની ઇચ્છા હતી. પણ પૂરતી સામગ્રી મળી રહે ત્યાં સુધી તેમનું જીવનનાવ થોભી શકયું નહિ. ઇતિહાસ વિષેની સંસ્કારમૂર્તિની એ અધૂરી સામગ્રીને ફાર્બસ સભાએ ઉદારતાથી ખરીદી લીધી છે. ઇતિહાસ ઉપરાંત હિંદુસ્તાનની સ્ત્રી કવિઓ વિષે એક પુસ્તક લખવાની તેમની હોંશ હતી. 'વસંત'માં તે તેમણે શરૂ પણ કરેલું, પૂરૂં કરવાની તેમની હોંશ અધૂરી રહી ગઈ. છૂટાં છૂટાં પત્રોમાં શરૂ કરેલાં અવનવાં એકે એક પુસ્તકોને પૂરાં કરવાની તેમની ઇચ્છાને કાળ રાક્ષસે ઝડપી લીધી.

નરોત્તમ મોરારજીનો જુહુમાં એક બંગલો હતો. તેમનાં છોકરાં તે બંગલે રહેતાં. જુહુ અંધેરી પાસે એક ખુણામાં આવેલું છે. શેઠ નરોત્તમદાસની ઈચ્છાથી રણજીતરામને તેમનાં છોકરાં કેળવવાને જુહુ રહેવાને જવું પડયું. રણજીતરામનો નવું જાણવાનો અને શીખવાનો શોખ અપ્રતિમ હતો. એ શોખના પરિણામે ગમે તે સ્થલે કંઈ ને કંઈ વસ્તુ તે ઝડપી લેતા. જુહુનો સાગર કાંઠો રળિયામણો, સાગરના જળમાં તરતાં શીખવાની તેમની ઉત્કટ ઇચ્છાએ તેમને સાગર જળના રસિઆ કર્યા. તરતાં શીખવાને તે નિત્ય સાગર કાંઠે જવા લાગ્યા.

૧૯૧૭ ના જુનની પાંચમી તારીખ હતી. સાગર શાંતિથી ઘુઘવતો હતો. તેના ઉંડાં જળ ભીષણ ક્રુરતાથી સ્મિત વેરી રહ્યાં હતાં. સંસ્કાર મૂર્તિ સરીખા રણજીતરામ હસતા સાગર સાથે રમત રમવાને ત્યાં આવ્યા. સાગરમાં તેમણે પડતું મૂકયું પણ સાગરે સહકાર ન આપ્યો. સંસ્કાર મૂર્તિ સાથે રમત રમવાને બદલે તે તેમને પોતાના અતલ ઉંડાણમાં ખેંચવા લાગ્યો. રણજીતરામ સાગરને તળીએ પહોંચ્યા. ચાર દિવસ સુધી તેમના શબનો પણ પત્તો ન લાગ્યો. ગુજરાતની સંસ્કાર મૂર્તિને સાગર આખી ગળી ગયો હતો.

ચોથે દિવસે તેમનું શબ મળ્યું. મુખ પરની ઉર્મિઓ અને ભાવનાઓને સાગરે ચૂસી લીધી હતી. વિધવા બનેલા શાંતિ બેને અશ્રુપૂર્ણ નયને પતિના શબને નિહાળ્યું. તેમના હૃદય પર કારી ઘા થયો. શેઠના કુટુંબની વત્સલતા તે ઘા રૂઝવવાને અશક્ત નીવડી.

નૂતન ગુજરાતનો સર્જનહાર ગયો. ન્હાનકડા માનવીના સ્વરૂપે તે જીવ્યો, છતાં ગુજરાતથી તેની મ્હોટપ અણજાણ ન રહી. ધન સંપત્તિ તે મૂકી ન ગયો છતાં વિધવા થયેલી પત્નીના હાથમાં પોતાની ભાવનાનાં મૂર્ત સ્વરૂપ સરીખાં એક પુત્ર અને પુત્રી મુકી ગયો. તેમના મરણ પછી ચાર મહિને શાંતિ બેને બીજી છોકરીને જન્મ આપ્યો. અશોક, અરુણકિશોર અને ઉર્વશીની એ ત્રિમૂર્તિ.

રણજીતરામનો સ્થૂલ દેહ ગયો પણ તેનો સૂક્ષ્મ આત્મા તો ગુજરાતના સંસ્કાર, શિક્ષણ, સાહિત્ય વિગેરે ક્ષેત્રોમાં જડાઈ ગયો છે. તે જડતર તે સંસ્કાર મૂર્તિની જીવનસિદ્ધિનું સ્વરૂપ છે.

કેટલાક માનવી જીવન જીવે છે: પોતે મહાન બની બીજાને અલ્પ બનાવવા. કેટલાક માનવી જીવે છે: પોતે અલ્પ બની બીજાને મહાન બનાવવા. રણજીતરામ બીજા પ્રકારનું જીવન જીવ્યા. પણ બીજાઓને મહાન બનાવવાના તેમના પ્રયાસમાંથી તેમની પોતાની મહત્તાનું વૃક્ષ આજે ફાલી નીકળ્યું. સામાન્ય ભૂમિકા પર જીવન જીવી ગયેલો કો'કજ માનવી તેમના જેટલું અમરત્વ પામ્યો હશે. ગુજરાતના સિદ્ધહસ્ત નવલકથાકાર શ્રીયુત્ કનૈયાલાલ મુનશી એમને વિષે ઉચ્ચારે છે: ગુજરાતની રાષ્ટ્રિય અસ્મિતાના એ અવતાર હતા. તેનેજ માટે તે જીવતા; તેનેજ માટે ત્યાગવૃત્તિ ધારી; તેનેજ માટે તે નવા નવા માણસોના સંસર્ગમાં આવવા ઝંખતા; તેનેજ માટે એ ગમે તે વેઠી બધાને એ ભાવનાએ પ્રેરવાને મથતા; તેમના હૃદયમાં એકજ વિચાર હતો: આપણું સાહિત્ય કયારે સમૃદ્ધિવાન થાય, આપણી કલા કયારે અસ્તિત્વ પામે, આપણો ઇતિહાસ કયારે સજીવન થાય, આપણી સામાજીક ને રાષ્ટ્રિય સાનુકૂળતા કયારે સધાય, આપણી સંસ્કૃતિ કયારે વિજય પામે—અને આ બધાને પરિણામે નવીનુ

ગુજરાત ક્યારે અવતરે. એમની નજર આગળ નવીન ગુજરાત સ્વપ્નું ન્હોતું, જીવંત વ્યક્તિ હતી. બધાને એ પ્રેરતા તે એકજ લક્ષ્ય તરફઃ ગુજરાતનાં ગૌરવ, એકતાનતા, અસ્મિતા.

ગુજરાતની અનેક સંસ્થાઓએ તેમના સ્મરણને સ્થાયી કર્યું છે, અનેક પત્રોએ તેમની જીવન નોંધ લીધી છે, અનેક પુસ્તકો તેમને અર્પણ થયાં છે. ગુજરાતી સાહિત્યની શ્રેષ્ઠ કોટિની નવલકથા 'ગુજરાતનો નાથ' તેમને અર્પણ કરતાં શ્રી. મુનશી ઉચ્ચરે છેઃ 'ગુજરાત પ્રબળ અને પ્રગતિમાન, એક અને અતુલ બને એવાં સ્વપ્નો જે નિરંતર સેવતા, તેનો ઇતિહાસ જેનું પરમ ધ્યેય હતું, તેની સાહિત્ય સેવા જેનો જીવન મન્ત્ર હતો તે મિત્ર અને મહાત્મા રણજીતરામને.'

ને તેમનું છેલ્લું, સાચું અને ચીર સ્થાયી સ્થૂલ સ્મરણ તો છે તેમનો સુવર્ણ ચંદ્રક. ઇતિહાસ, સાહિત્ય, કલા, પત્રકારિત્વ, કવિતા વિગેરેમાંથી એકાદ ક્ષેત્રમાં સર્વ શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત કરનારને તે વર્ષે વર્ષે અપાય છે. ઝવેરચંદ મેઘાણી, રવીશંકર રાવળ, રમણલાલ દેસાઈ વિગેરેએ તે ચંદ્રક મેળવવામાં પોતાનું અહોભાગ્ય માન્યું છે.

રણજીતરામનો સ્થૂલ દેહ આજે જીવંત નથી પણ તેમનો સૂક્ષ્મઆત્મા સર્વત્ર વિલસી રહ્યો છે, તેમનાં સ્મરણોથી માનવી રાચે છે. રણજીતરામ ગયા છે, તેમનું નામ અને ભાવના કાળની યે પેલે પાર છે.



# મંગુ ખવાસણ!

"ઈન"

"કાં. કેમ છે, મંગુ?" ન્યાલચંદ શેઠે પૂછ્યું.

"સારૂં, બાપુ!"

"શું સારૂં? તારૂં મોઢું તો જો."

"શું કરૂં? આફત અને દરદની મારી એવી થઈ ગઈ છું."

"પણ શરીરે બરાબર સુવાણ ન થાય ત્યાં સુધી તારે બહાર શા માટે નીકળવું જોઈએ?"

"પેટમાં શેર ધાન તો જોશેને? ઘણા દી ઘર બહાર ન નીકળી. હવે તો રોટલાની ચિંતાય કરવી પડશે ને? જે કાંઈ હતું તે તો એના મંદવાડમાં વેચી ખાધું."

"મંગુ તારે પૈસાની બહુ જંજાળ ન કરવી. તમે અત્યાર સુધી અમારી સાથે કેવો સંબંધ રાખ્યો છે! તારી બાઈના મંદવાડમાં ભુરાએ ચાકરી કરતાં પાછું વાળીને નો'તું જોયું."

: લેખક :

"બાઈ તો અમીર માણસ! એમને એવો રોગ ન હોવો જોઈએ; પણ આયખું ખૂટે ત્યારે જ એવો રોગ થાય ને?"

"ભુરાએ અમારી સાથે મરતાં સુધી સંબંધ રાખ્યો, અને શું હું ભુરાની ગેરહાજરીમાં એની બૈરીને ભૂખે મરવા દઈશ?"

"અરે, તમારો તો પૂરણ પરતાપ છે. તમારી પાસે કાળી રાતે પૈસા માગવા આવું તો ય તમે ક્યાં ના પાડો એમ છો? પણ મને તો ઘણા દી'થી ઘરમાં બેઠાં બેઠાં મુંઝવણ થતી'તી, એટલે આજ બહાર નીકળવાનું મન થયું."

"તને બરાબર આરામ ન થાય ત્યાં સુધી તારે ક્યાંય જવાનું નથી. થોડા ઘણા પૈસા જોતા હોય તો દુકાનેથી લેતી જજે." ન્યાલચંદ શેઠે ઉદારતાપૂર્વક કહ્યું.

મંગુ શેઠની સામે આભાર ભરી નજરે જોઈ રહી.

મંગુ ખવાસણ હતી. બહુ રૂપાળી હતી.

* * *

ભુરો તેની આખી જીંદગીમાં કોઈ સાથે ઝગડ્યો હોય એવું જાણવામાં નથી. તેના મગજમાં તકરાર કરવાનું કેન્દ્ર ઇશ્વરે મૂક્યું જ નહીં હોય, નહીં તો આટલી સોજાઈ—

માણસમાં સંભવે જ કેમ ? બહુ નાનો હતો ત્યારે ય ભૂખ્યો થયો હોય, તો જરા રડવા સિવાય કયારે ય તે રડતો નહીં. અને જરા સમજણો થયા પછી તો તે ભૂખ્યો બેઠો રહે પણ માગે નહીં, એટલી સુંવાળપ તેના સ્વભાવમાં આવી હતી.

આવા રાંક દીકરાને કેમ દુભવાય, એ ખ્યાલથી જ ભુરાની માતાએ, તેના બાપુના અવસાન પછી, ઘરઘરણું નહીં કરેલ. પાંચ વરસની નાની વયે બાપ ગુમાવી, ભુરો માતાને આશરે જ મોટો થયો હતો. ભુરો તો કંઈ ન માગતો, પણ તેની માતા તેને માટે દસરડો કરવામાં પાછું વાળીને ન જોતી. પરિણામે ભુરો પંદર વર્ષનો થયો ત્યારે તેની માતાએ તેને પોષવામાં પોતાની શક્તિનો અણુએઅણુ ખરચી નાખ્યો હતો.

માતા ગઈ અને ભુરો ભરી દુનિયામાં એકલો બની ગયો. પંદર વર્ષનો ખવાસનો છોકરો કાંઈક કમાણી કરતો થઈ જ ગયો હોય પણ ભુરામાં તો ખવાસપણાનો અંશ સરખોય ન હતો. કમાવું એટલે શું એનો તેને ખાસ ખ્યાલ ન હતો.

સુયોગે ભુરાની માતાએ મરતાં પહેલાં એક વરસે તેની સગાઈ કરી રાખેલ. માતાના ગામતરા પછી એક વર્ષ મહા મુશ્કેલીએ પસાર કરી ભુરો પરણ્યો.

ભુરાની વહુનું નામ મંગુ. મંગુ ચતુર હતી, રંગીલી હતી, રૂપાળી હતી, અને સ્વભાવની મીઠી હતી. તેણે આવીને ભુરાના ઘરનો બધો ભાર પોતા પર ઉપાડી લીધો. બે ગાય લઈ તેનું દુધ વેચવું શરૂ કર્યું. ભુરો તો હજી ય કામ ન કરતો. શું કામ કરવું, કેમ કરવું, એ તેને સમજાતું જ નહીં. મંગુ પણ તેને બનતાં સુધી કાંઈ કામ ચીંધતી જ નહીં. ભુરો મંગુનાં કામ આડે ન આવતો, પણ મંગુ જે કાંઈ કરવાનું કહે તે ...કરી નાખતો.

મંગુ તેનાં સહજીવનમાં એટલી તો ઓતપ્રોત બની ગઈ કે, તેની માતા જ્યારે તેને તેડી જવા આવી, ત્યારે તે તેની સાથે ગઈ જ નહીં.

" તું કેમ આવી ? " મંગુએ માતાને પૂછ્યું.

" તને તેડવા."

" ક્યાં તેડી જવી છે. ? "

" ઘેર. "

" કોને ઘેર ? "

" આપણે ઘેર " મંગુની માતાએ નવાઈ પામતાં કહ્યું.

" તમારે ઘેર ને ? મારૂં ઘરતો આ રહ્યું. "

" બે દી થયાં પરણી, ત્યાં આ તારૂં ઘર થઈ ગયું ? " માતાને પુત્રીની વિચિત્રતાથી અચંબાનો પાર ન રહ્યો.

" મેં એનો હાથ ઝાલ્યો તે ઘડીથી આ ઘર મારૂં થઈ ગયું, " મંગુએ જરા શરમાતાં પોતાનો દાવો રજુ કર્યો.

" તારૂં ઘર, બાઈ, તારૂં ! પણ નાતની રીત પ્રમાણે આણાં પરિયાણાં કર્યા વિના છૂટકો છે ? "

" બા, મારે કાંઈ નથી જોતું ? "

" પણ અમારે અમારી આબરૂ ખાતર બધું કરવું પડેને. "

" પણ મારે તો આવવું જ નથી. "

" આવ્યા વિના ન ચાલે અમે મોટાં કહીએ એમ તારે કરવું પડે. "

" બા, તું કાંઈ સમજે છે કે નહીં ? "

" શું સમજું ? "

" હું પિયર આવું-તો મારાં ઢોર-મારા ધંધાનું શું થાય ? "

" થાય શું ? એટલા દી ભુરો ધંધો સાચવે. "

" અરે એ એવી માથાકૂટ કરે તો તો શું જોઈએ ? "

" બે દી કરવું ય પડે. "

" પણ એ કરે એવા નથી. "

" તો ભલે હેરાન થાય. આપણે શું કરીએ ? "

" શું બોલી ? હેરાન થાય ? એ ? અને હું મોજ કરવા તારી સાથે ચાલી નીકળું ? ના, બા, ના ! તું જા મારે નથી આવવું. ! "

માતા એકલી પાછી ગઈ. તેણે દીકરી સાથે રૂસણું લેવાની ધમકી આપી, બોલવા-વહેવાર બંધ કરવાનું કહ્યું; પણ બધું નિરર્થક; મંગુ એકની બે ન થઈ.

મંગુ સમી રૂપાળી અને ઘરરખુ વહુ મેળવવા માટે ભુરો અન્ય ખવાસોની અદેખાઈનું પાત્ર બન્યો હતો. એ બધા અવારનવાર ભુરાને મંગુ પર સખતાઈ કરવા ચડાવતા, પણ ભુરો એમની વાત એક કાને સાંભળી બીજા કાનથી કાઢી નાખતો.

મંગુનાં દુધનાં ઘરાક બધાં સારાંસારાં માણસો હતાં. એ બધાં ગામમાં દુધનો ભાવ રૂપિયે દશ શેર હોય તો પણ મંગુ પાસેથી આઠ શેર દુધ લેતાં. મંગુને જરૂર પડયે એ ઘરાક પાસેથી અંગ ઉધાર રૂપિયા પણ મળતા.

બીજા ખવાસ કહેતાં કે મંગુ રૂપાળી છે, એટલે તેની ઘરાકી તેના રૂપને લીધે હતી કે તેની પ્રમાણિકતાને લીધે હતી, એ નક્કી કરી શકાય તેમ ન હતું. પણ મંગુ જેટલી રૂપાળી હતી તેટલી જ પ્રમાણિક હતી. ઘરાકની સગવડ સાચવવામાં પણ એકી ! કોઇને એકાએક પાંચ-સાત શેર દુધ વધારે જોતું હોય તો ય, મંગુ ગમે ત્યાંથી વ્યવસ્થા કરી દેતી.

ન્યાલચંદ શેઠને ઘેર મંગુ જ દુધ દેતી. શેઠનો જીવ જરા ટુંકો હતો, પણ શેઠાણી તો લાખ રૂપિયાનું માણસ ! મંગુ, શેઠાણીને કાંઈ કામકાજ હોય તો મદદ કરતી અને શેઠાણી પણ મંગુને 'જાણતી'. ઘણા વખતના મીઠા સંબંધથી શેઠાણીને મંગુ પર મમતા બંધાઈ ગઈ હતી; અને જ્યારે જ્યારે કાંઈ ખાસ કામ હોય, ત્યારે તે મંગુને બોલાવતી; મંગુ પણ શેઠાણીનું કામ હોંશેહોંશે કરતી; કારણ કે તેને જ્યારે દૂધ પેટે અગાઉથી પૈસા લેવાની જરૂર પડતી ત્યારે શેઠાણીની લાગવગથી જ એ કામ સાધી શકાતું.

આ શેઠાણીને સુવાવડમાં ઝીણો તાવ લાગુ પડયો, અને થોડે વખતે એ તાવને બે ચાર જાણીતા વૈદ્ય અને ડાકટરોએ ક્ષય હોવાનું જણાવ્યું. શેઠ મુંઝાયા, નાણાંની કોથળીને કાયમ બાંધી રાખનારને લાગ્યું કે હવે કોથળીના મોઢાં છોડયા વિના છુટકો નથી. હવાફેર માટે શેઠાણીને બહાર ગામ લઇ ગયા. પણ ત્યાં શેઠને એક માણસની જરૂર પડી. ક્ષયનાં દરદીની નજીક રહેવા કોઈ તૈયાર ન હતું.

મંગુને શેઠની મુંઝવણની ખબર પડી અને તેણે ભુરાને મોકલી આપ્યો.

શેઠાણીને તો સારું ન જ થયું, પણ શેઠને ભુરા ખવાસના ઉમદા સ્વભાવનો બરાબર પરિચય થયો.

આ વાત પછી બે વરસે ભુરો કોઈ મોટરની અડફેટમાં આવી ગયો, અને તેની કરોડરજ્જુને સ્હેજ ધક્કો લાગવાથી તેના શરીરનો નીચલો અડધો ભાગ ખોટો થઇ ગયો.

ભુરો મર્યો નહીં, પણ માંદો પડયો, કેટલાક મંદવાડ એવા હોય છે કે એમની સરખામણીમાં મૃત્યુ આવકારપાત્ર લાગે છે. રીબાઈ રીબાઈને મરવા કરતાં તરત ફેંસલો પતી જાય એ ખરેખર આશિર્વાદરૂપ છે. પણ પોતાનું સ્વજન જ્યારે અસાધ્ય દર્દનું ભોગ થઈ પડે ત્યારે તેને ઝેર આપી દુઃખમુક્ત કરવાની કોઇની છાતી ચાલે કે? એ વખતે તો મગજમાં એક જ ખ્યાલ રહે, અને તે સુશ્રુષાનો; ઘણી વાર દરદી પોતે કંટાળીને મોત માગે છે. પણ માગ્યું મોત ક્યાં મળે છે જ?

ભુરાની આવી જ દશા થઇ. તેને ઝાડા–પેશાબનો ખ્યાલ ન રહેતો, દિવસ ને રાત તે રીબાતો. પણ મોત તો તેનાથી દૂર જ નાસતું. અસહ્ય વેદનાંથી તે બરાડા પાડતો.

બિચારી મંગુ, ભલા પતિની અકથ્ય વેદના જોતી, રડતી, અને આનંદમાં રાખવા આકાશ–પાતાળ એક કરવા મથતી, પણ બધું વ્યર્થ!

પતિની સેવા કરતાં મંગુએ પોતાનાં શરીરનો વિચાર પણ મૂકી દીધો. દિવસ ને રાત તે તરફડતા ભુરાના ખાટલા પર જ બેસી રહેતી. દુધનો ધંધો તેણે છોડી દીધો હતો. ઘરની ચીજેચીજ વેચી તે દવા–દારૂ કરતી. ભુરો પથારીમાં પડયો પડયો બધું જોતો અને મનમાં મુંઝાયા કરતો.

"મંગુ!" એક દિવસ ભુરાએ કહ્યું.

"કેમ?" પાસે બેઠેલ મંગુએ વધારે પાસે આવતાં કહ્યું.

"હવે તો છૂટું તો સારૂં!"

"એમ કાયર શું થઈ જાઓ છો?"

"હું બચું એમ તો નથી જ, પણ જેટલો વખત જીવીશ એટલા વખતમાં તને પાયમાલ કરતો જઈશ."

"એવું શું બોલો છો?" મંગુએ આંખમાં આવેલ આંસુ ખાળવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"ખરૂં કહું છું. ધંધો તો તેં મૂકી દીધો લાગે છે."

"તમને સારૂં થાય તો ધંધો તો ભવ આખો કરવાનો જ છે ને!"

"અને ગાયો તો તેં" મંગુની વાત ન સાંભળતો હોય તેમ ભુરો તો બોલ્યે જ ગયો, "વેચી નાખી લાગે છે. દવાનું ખરચ કેટલું બધું! કમાણી કાંઈ નહીં. ઘરની ઘરવખરી બધી અલોપ થવા માંડી છે, હું નથી સમજતો? તું બાવી બની; મને ઉગારવા મથી રહી છો. પણ મંગુ, હું જીવું એમ નથી. મહેરબાની કરી હવે મારે માટે ખોટું ખરચ કરવું બંધ કર."

મંગુ રડી રહી હતી.

"મંગુ—મંગુ, આમ જો તો."

મંગુએ નીચું જોઈ રડયા જ કર્યું.

"મંગુ, મારી સામું તો જો,"

મંગુએ આંસુભરી આંખે ભુરા સામે જોયું.

"જો, તું કેવી દુબળી થઈ ગઈ છો! મારી રંગીલી મંગુ આવી હોય?" ભુરાએ મંગુના ઝીપરકાં જેવા વાળપર હાથ ફેરવતાં કહ્યું, "તારા ઉપકારનો બદલો તો સો ભવ સુધી વળાય તેમ નથી."

મંગુ શાંત રહી.

ભુરો જરા શાંત થયા પછી, મંગુએ તેને કહ્યું, "મને એક વચન આપશો?"

"શું?"

"જો જો હો, વચન બરાબર પાળવું પડશે."

"પણ શું?"

"તમારે માટે ગમે તે કરૂં તેમાં મને અટકાવવી નહીં. હું ઘર વેચી નાખું તો ય કાંઇ બોલવું નહીં.

"પણ પાછળથી તારૂં શું થશે?"

"વળી બોલ્યા કે? તમારે બધું જોયા જ કરવું."

"ઠીક! તો તું ય મને એક વચન દે."

"હું?"

"હા. તું!"

"એવું વળી શું છે?"

"હું મરી જઉં તો તરત જ તારે કોઇ સારો આશરો શોધી લેવો."

"એ બાબત વળી વચન હોય? મને ઠીક પડશે એમ હું કરીશ."

"ના, એમ નહીં, મારે માટેનો તારો ભાવ હું બરાબર સમજું છું, તારા પિયરયાં સાથે તેં મારે કાજે જ અણબનાવ કર્યો છે. મને સાજો કરવા જ તું ઘરની એકેએક ચીજ અત્યારે લૂંટાની રહી છો. પાછળથી તું રોટલા કાજે પારકાં દળણાં દળી, મારી બાની માફક, કાયા ઘસવી નાખે તો મને અસદ્‌ગતિ થાય..." ભુરો શ્વાસ લેવા થોભ્યો.

મંગુ ભુરાના સરળ પ્રેમનો બરાબર અનુભવ કરી રહી હતી.

"હું દુખી નહીં થાઉં" મંગુએ કહ્યું.

"કેમ જાણ્યું?"

"તમ દેવસમા પતિની દુઆ હોય, પછી હું દુઃખી થઉં ખરી?"

"પણ મારી વાત કબૂલ છે ને?"

"જો મને અગવડતા પડશે તો હું જરૂર કોઇ સારો આશરો શોધી લઇશ, બસ!"

મહત્વના પ્રશ્નની ખુલ્લે દીલે ચર્ચા કરી આ યુગલ એક બીજાને વચન દઈ ચૂક્યું.

ઘરનું બધું રાચરચીલું વેચાઈ ગયું, અને મંગુ ઉજાગરા તથા હાડમારીથી માંદી પડી ગઈ, ત્યારે ભુરો ગયો.

મંગુ માથે પહાડ તૂટી પડ્યો.

ઘણા દિવસ સુધી તે ઘર બહાર જ ન નીકળી. ઘણા ખવાસ જુવાનો મંગુનો હાથ મેળવવા તલપાપડ થઇ રહ્યા હતા, પણ મંગુના મનની ખબર કોઇને પડતી નહીં. મંગુની માતા કાણે આવી, ત્યારે તેની સાથે પણ મંગુ નાતરા બાબત કંઇ બોલી નહીં.

લગભગ ૭ માસ ઘરને ખૂણે એકાંત જીવન ગાળ્યા પછી, મંગુ એક દિવસ ગામમાં નીકળી; ન્યાલચંદ શેઠ તેને રસ્તામાં જ મળી ગયા. મંગુ ફીકી થઈ ગઇ હતી, છતાં તે રૂપાળી તો લાગતી જ હતી. શેઠે મંગુને થોડા રૂપિયા દીધા—ધીર્યા. પાકો વાણીઓ, દાનમાં દીધેલ રકમ પણ, ચોપડામાં લેણા ખાતે ચઢાવે તો આશ્ચર્ય ન પામવું.

નિરાધાર મંગુને આશરો મળી ગયો. તેણે ન્યાલચંદ શેઠનો અંતઃકરણ પૂર્વક પાડ માન્યો.

પોતે પૈસા આપી મંગુ પર કરેલા ઉપકારને જોરે, શેઠ વારંવાર મંગુને ત્યાં જતા: નવી જુની વાતો કરતા: જે કંઈ જોતું હોય તે વિના સંકોચે માગી લેવા કહેતા.

"મંગુ," એક દિવસ શેઠે કહ્યું, "દુનિયા કેવી વિચિત્ર છે! આપણે મળીએ તેમાં એમને તો શંકાની નજરે જ જોવાનું."

"હોય!" મંગુએ કહ્યું, "જગતને મોઢે ડુચો દેવા જવાય છે?"

"હા, પણ તને અમથી અમથી ઊતારી પાડે એ કેવું ખરાબ?"

"એમાં મને શું?"

"પછી કયાંક સારે ઠેકાણે નાતરૂં કરવું હોય તો અડચણ આવે ને?"

"મને એની કશી પરવા નથી. મારે તમારો આશરો છે એટલે બસ."

"હં!" શેઠને હોંકારો પૂરવાનું જ યોગ્ય લાગ્યું.

"અને તમારા જેવા આબરૂદારની રખાત કહેવાવું, એમાં અમને શું શરમ?" મંગુએ ઉમેર્યું.

મંગુનું છેલ્લું વાકય સાંભળતાં શેઠ પાણી પાણી થઈ ગયા. મંગુસમી સૌંદર્યવતી સ્ત્રીના પોતે માલિક બની શકે, એ કલ્પનાએ એમને રોમાંચ થયો.

પછી તો તે મંગુને વિશેષ મદદ કરવા લાગ્યા. અને ધીમે ધીમે પોતાનું પ્રભુત્વ તેની પાસે સ્વીકારાવવાનું શરૂ કર્યું.

મંગુ, શેઠના મનોભાવ સમજી શકતી; ત્રણ ચાર વર્ષથી વિધુર બનેલ પિસ્તાળીસ વર્ષના શેઠ, મંગુનાં લાવણ્યથી આકર્ષાય તેમાં નવાઈ જેવું કશું ન હતું. મંગુએ ખૂબ વિચાર કરી જોયો. વહેલો મોડો કોઈનો આશરો શોધ્યા વિના તેને છૂટકો ન હતો. ખવાસ કોમના કોઈ અણઘડને વર તરીકે સ્વીકારવા કરતાં, સંસ્કારી શેઠની રખાત થવામાં શું ખોટું હતું?

મંગુએ શેઠના પ્રેમ કરવાના પ્રયત્નની અવહેલના ન કરી, અને ધીમે ધીમે તે શેઠની રખાત બની રહી. શેઠ તેનું બધી બાબતમાં ધ્યાન રાખતા. તેને રહેવા માટે સારા લત્તામાં મકાન લઈ આપેલ. શેઠે તો તેને પ્રેમના ઊભરામાં પોતાને ઘેર જ આવવા કહેલું, પણ મંગુએ પોતે એ વાતની ના કહેલ.

"હું તમારી સાથે રહું તો બાઇનાં બાળકો પર ખોટી અસર થાય." એ એક જ મંગુની દલીલ હતી. આવેગમાં બોલી ગયેલ શેઠને પણ પાછળથી પોતાની ભૂલ સમજાઈ હતી અને તેણે મંગુ માટે રહેવાના મકાનની ભાડાચિઠ્ઠી મંગુના નામની જ કરાવી હતી. અલબત, ભાડું તો શેઠ જ ચૂકવતા.

શેઠ-મંગુનો વહેવાર પાંચેક વર્ષ બરાબર ચાલ્યો. લોકો ટીકા કરતાં, પણ તેની બહુ અસર ન થતી. લોકોને ટીકા કરવામાં ખાસ કાંઈ લાભ ન હતો—અને શેઠની સ્થિતિમાં, ટીકા કરનારમાંના નવાણું ટકાએ મંગુ જેવી રૂપવતીને સ્વીકારી જ હોત, એ વાત પણ

નિશંક છે–તોય લોકો કહેતા કે, "શેઠને ગતે દિવસે આવી બુદ્ધિ શું સુઝી ? પૈસા ભરીને ય પરણી લેવું'તું, પણ ખવાસણ સાથે કાંઈ વહેવાર હોય"?

મંગુ સાથેના વહેવારને પાંચેક વર્ષ થયાં અને શેઠનાં સંતાનો મોટાં થઇ ગયાં. તેમને જ્ઞાતિમાં વરાવવા–પરણાવવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. ઉંમરમાં વધવા સાથે અને થોડે અંશે નવીનતાનો મોહ પણ ન સંતોષાવાથી, શેઠને મંગુનું આકર્ષણ પહેલાં જેવું નહોતું રહ્યું. તેને માટે કરવું પડતું માસિક ત્રીસેક રૂપિયાનું ખર્ચ, તેમને હવે નિરર્થક લાગવા માંડયું, અને આબરૂ ખાતર, સારાં વેવાઈ મેળવવાની લાલસા ખાતર, તેમને મંગુનો સંગ ત્યજવામાં જ સાર્થક સમજાયું.

પોતે સારા માણસ છે. મંગુને તો ભુરાને લીધે, તેના અહેશાનનો બદલો વાળવા, અંગઉધાર પૈસા ધીરે છે. એવો પ્રચાર શેઠે ભાડુતી માણસોદ્વારા શરૂ કરાવ્યો. અને તેનાં છોકરાનાં સગપણ થવા લાગ્યાં.

મંગુ, શેઠની–ખરચીની રાહ જોયા કરતી હતી, પણ કશા સમાચાર જ તેને ન મળતા. ચાર પાંચ વાર તેણે કોઈ મારફત, શેઠને બોલાવ્યા, પણ શેઠ આવ્યા જ નહિ. પછી તો તેણે પોતે શેઠ પાસે આવી પૈસાની માગણી કરી. કોઈ બીજું ખેડલ તેનો મંગુને ખ્યાલ ન રહ્યો.

"મારે થોડાક રૂપિયા જોઈ એ.?"

"અંગઉધાર ને?" શેઠે નફટ પ્રશ્ન પૂછી, એકેલ માણસ સમક્ષ પોતાની પવિત્રતા સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો.

"એટલે મંગુ તો શેઠની ધૃષ્ટતા જોઈજ રહી.

"એટલે?" એમ કે, અજાણ્યાં માણસને અત્રે ઘરેણાં થાલમાં રાખીને રૂપિયા આપીએ. બહુ જાણીતાં હોય તેને અંગઉધાર..." શેઠ મંગુને વ્યાજ વટાવની રીત સમજાવવી બેઠા.

"શું થયું છે, શેઠ!" ખવાસણ દાંત પીસી બોલી.

"શેનું?" શેઠે નિર્લજ હાસ્ય કરતાં પૂછ્યું.

"મારું ખર્ચ તો તમે જ પૂરું પાડો છો ને?"

"હા, એ પૈસા તારે હવે ભરી દેવા પડશે. ભુરાની શરમે હું આટલા દિવસ ન બોલ્યો, હવે એવું નહિ ચાલે." વાતમાં ભુરાનું નામ સંડોવી, શેઠે પોતાના ભૂત જીવનની વર્તણુક સમજાવવા પ્રયાસ કર્યો.

"શું બોલ્યા?" મંગુ વિકરાળ વાઘણની માફક તડુકી.

"જો બાઈ, એમ ગુસ્સો કર્યે કાંઈ ન વળે, મારા એક હજાર રૂપિયા લેણા નીકળે છે તે ભરી જજે." કહી શેઠ જતા રહ્યા.

મંગુ તો સ્તબ્ધ થઈ ગઈ.

માણસની અધમતા આટલી હદ સુધી જઈ શકે, તેની તેને કલ્પના જ નહીં આવેલ. તેને કંઈ ને કંઈ કરી નાખવાનું મન થયું. પણ એકલ–નિઃસહાય વનિતા વગવસીલાવાળા લક્ષાધિપતિને શું કરી શકે?

ઘેર આવી તેણે છાતીફાટ રૂદન કર્યું.

તેને મરતાં મરતાં ય આશરો શોધી, સુખી થવા માટે આગ્રહ કરતો ભુરો યાદ આવ્યો. ક્યાં એ ખવાસ! અને ક્યાં આ વાણીઓ! કે જેણે દુનિયાની તરફીઓથી અજાણ સ્ત્રીનું વર્ષો સુધી સાહચર્ય સેવી, હવે તેને ફેંકી દેવામાં જરાયી કંપારી પણ ન અનુભવી!

મંગુએ શેઠ પર ભરણપોષણનો દાવો માંડયો. શેઠે સામો લેણાંનો દાવો માંડ્યો. મંગુનો દાવો ઊડી ગયો. શેઠના ચોપડા બોલ્યા કે, પોતાના જુના માણસની વિધવાને મદદ કરવાના આશયથી, શેઠે મંગુને પૈસા આપ્યા હતા. ન્યાયની તુલા જાળવનાર કોરટે ફરમાન કર્યું કે, મંગુએ શેઠનું લેણું ભરી દેવું. ન્યાયની દૃષ્ટિએ માણસના બોલ કરતાં લખેલા ચોપડાની પ્રમાણિકતા વિશેષ ઠરી.

પછી તો શેઠ છેલ્લે પાટલે બેઠા. તેણે મંગુના ઘર પર જપ્તી બેસાડી. મંગુને જેલમાં ય જવું પડે તેવો પ્રસંગ ઉપસ્થિત થયો. મંગુના ઘર પાસે લોકોનું મોટું ટોળું જમા થયું. સહુ કોઈ સાચી વાત જાણવા છતાં, શેઠને સારૂં લગાડવાના આશયથી મંગુનું વાંકું બોલવા લાગ્યા.

"ખવાસની જાત જ હરામખોર!" એકે કહ્યું.

"હા, ખરી વાત છે." બીજાએ ટાપસી પૂરી.

"શેઠ બિચારા ગરીબ જાણી મદદ કરવા ગયા, ત્યાં નમાજ પઢતા મસીદ ગળે વળગ્યા જેવું થયું."

"શું છે, ભાઈ, ?" દેવશંકર મારા'જે ટોળામાં ડોકું ઘાલી પૂછ્યું.

"કાંઈ નહીં, દેવા!" એક જણે કહ્યું.

"એ તો ગરીબ, ઘોજારાં કેવાં થાય તેનો દાખલો છે." "બીજાએ કહ્યું.

"પણ છે શું?" દેવાએ પૂછ્યું.

"તારે શું કામ છે?" એક વાણીયાએ સામો પ્રશ્ન કર્યો.

"ના, ના. કહો તો ખરા" દેવો વાત જાણવા ઉત્સુક બન્યો.

"દુકાને જા દુકાને! શેઠ ગુસ્સે થશે." બીજાએ દેવાને સલાહ આપતાં કહ્યું, "કોઇની પંચાતમાં આપણે શું કામ પડવું જોઈએ?"

દેવો ટોળામાંથી બહાર આવ્યો. સલાહ આપનાર ભાઈ તો હજી ટોળામાં જ ઉભો હતો. ટોળામાંથી નીકળી દેવાએ એક છોકરાને પૂછ્યું, "અલ્યા આ શેની ધમાલ છે?"

"આ ઘરમાં મંગુ રહે છે ને..." છોકરાએ સાફ વાત શરૂ કરી.

"હા–" દેવો રસપૂર્વક સાંભળવા લાગ્યો.

"તેની પાસે ન્યાલચંદ શેઠ પૈસા માગતા હશે, એટલે..."

"પણ મંગુ તો શેઠની રખાત છે."

"એ હશે, પણ શેઠ હવે એ વાતની ના પાડે છે."

"ના પાડે છે!"

"એ વાતના ભેદ ઊંડા છે. મંગુએ શેઠ પર ભરણ પોષણનો દાવો માંડેલ અને શેઠે લેણાંનો..."

"અને શેઠ જીત્યા લાગે છે?"

"હા"

"શેઠ કેટલા રૂપિયા માગે છે?

"એક હજાર."

દેવો મંગુનો પાડોશી હતો, વાણીયાનો ગુમાસ્તો હોવા છતાં તે "ગોરપણું પણ કરતો; અને ઘણીવાર તે મંગુને ત્યાં બ્રાહ્મણ તરીકે જમવા પણ ગયો હતો. શેઠને તેણે અનેકવાર

મંગુને ત્યાં આવતા જોયા હતા. અને એકાદ બે વાર તો તેણે શેઠને મંગુ સાથે અડપલાં કરતાં પણ જોઈ લીધા હતા. એ જ શેઠ શું મંગુને જેલમાં મોકલશે ? દેવો વિચારમાં પડી ગયો.

દેવો બત્રીસ વર્ષનો હતો. દસ વર્ષ પહેલાં તેનાં લગ્ન થયેલ, પણ તેની પત્ની તરત જ મૃત્યુ પામી હતી. માબાપ તો પહેલાં ગુજરી ગયેલ. ઘર વેચીને તે પરણેલ; બૈરીનાં ગુમાવવાની સાથે તેણે સર્વસ્વ ગુમાવ્યું હતું. તેની નાતમાં કન્યાઓની અછત હતી. દેવા જેવા, વેપારીના સામાન્ય કોટિના ગુમાસ્તાને કન્યા કોણ દે ?

દેવાને પરણવાની પ્રબળ ઇચ્છા હતી. તેના ત્રીસ રૂપિયાના ટૂંકા પગારમાંથી પાઈ પાઈ કરીને તેણે નવ વર્ષમાં બારસો રૂપિયા એકઠા કર્યા હતા. ઘણી જગ્યાએ તેણે કન્યા બાબત માગાં નાખેલ; પણ ક્યાંય મેળ ખાતો ન હતો. ધીમે ધીમે તેને ખાત્રી થતી જતી હતી, કે તેને માટે આખું જીવન વિધૂર રહેવાનું જ સર્જાયું હતું.

મંગુની કફોડી સ્થિતિ જોઈ તેને હમદર્દી ભર્યો વિચાર આવ્યો, " મને તો કોઈ કન્યા દે એમ જ નથી. મારા પૈસા મને શું કામ આવશે ? આ બાઈને આપી દીધા હોય તો ! "

દેવો વિચાર આવતાની સાથ તેનો અમલ કરી નાખતો, કોણ જાણે કેમ; તેને મંગુ માટે એકાએક સહાનુભૂતિ થઈ આવી અને તે પોતાના પૈસા લેવા દોડયો. થોડીવારે એક હજારની થેલી લઈ આવી, તે ટોળામાં ઘુસ્યો અને મંગુના સામાનની નોંધ કરતા નાજરને પૂછ્યું, " આ બધું શું છે, ભાઈ ? "

" તું તારૂ કામ કર. " નાજરે તોછડાઈ પૂર્વક કહ્યું.

" મંગુ પાસે એક હજાર રૂપિયા લેણા નીકળે છે. બોલ, તારે ભરી દેવા છે ? " એક સિપાઇએ દેવાની ચાટ પાડવા કહ્યું.

" હા, હું એ ભરવા જ આવ્યો છું. " દેવાએ કહ્યું.

" શું ? " નાજરે નવાઈ પામતા પૂછ્યું.

" હું મંગુ પાસે લેણા નીકળતા પૈસા ભરી દેવા આવ્યો છું. " દેવો શબ્દેશબ્દ છૂટો પાડી બોલ્યો.

" મંગુ તારી શું થાય ? " નાજરે પૂછ્યું.

" એ જાણવાનું આપને શું કામ છે ? એના વતી હું એક હજાર રૂપિયા ભરી આપું છું. દેવાએ રૂપિયાની થોકડીઓ ગણવી શરુ કરી.

---o---

# એક આખ્યાયિકાનું મૂળ

મંજુલાલ ર. મજમુદાર એમ. એ. એલ.એલ. બી.
પ્રાચ્ય વિદ્યામંદિર; વડોદરા.

[ ૧ ]

ગુજરાતી હોપ વાંચનમાળાની બીજી ચોપડીમાં 'બે બાઈડી અને છોકરો'-એ નામથી એક પાઠ આપેલો છે. એ પ્રસંગ મરાઠી વાંચનમાળામાં પણ છે. આ પાઠમાં સમાયેલી આખ્યાયિકા ખૂબ પ્રાચીન છે. તે બતાવવાનો આ લેખનો આશય છે.

લોક કથાઓનો તુલનાત્મક અભ્યાસ કરનાર જાણી શકે છે કે આજે, આપણને ખૂબ પરિચિત લાગતી એવી ઘણી વાતો અને ટૂચકાઓ, લાંબી કાળ પરંપરાથી ઊતરી આવેલાં હોય છે.

બાઈબલના 'જૂના કરાર'માં રાજાઓનો ઇતિહાસ આપતાં, સૉલોમન રાજાનું ડહાપણ અને તેની વિચક્ષણ બુદ્ધિ બતાવનારી કથાઓ આપવામાં આવી છે. ત્યાં આ 'બે બાઈડી અને છોકરો' વાળી તકરારમાં એણે કેવી રીતે ચુકાદો આપ્યો તે વાત આપી છે.*

એ આખી વાર્તા લંબાણનો દોષ વહોરી લઈને પણ શબ્દ શઃ અહીં ઊતારી છે, જેથી તેનું સામ્ય ધરાવતી હિંદી વાર્તાઓ સાથે, તેની તુલના કરવાનું સુગમ પડે. બાઈબલમાંની કથા, હિંદી કથાઓથી કેટલી જુદી પડે છે તે સરખાવવાનું વાંચકનેજ સોંપું છું:

* જુઓ. I King 16-28. ( Old Testament ).

**Solomon's Judgment**

( I King, 16-28 )

16. Then came there two women, that were harlots, unto the king, and stood before him.

17. *And the one* woman said, O my lord, I andthis woman dwell in *one house*: and *I* was delivered of a child with her in the house.

18. *And it* came to pass the third day after that I was delivered, that this woman was delivered *also*; and we were *together*; there was no stranger with us in the house, *save we two*, in the house.

19. And this woman's child died in the night : because she overlaid it.

20. *And* she arose at mid-night, and took my son from beside me, while thine band-maid *slept, and laid* it in her bosom, and laid her dead child in my bosom.

21. *And* when I rose in the morning to give my child suck, behold, it was *dead* ; *but when I* had considered it in the morning, behold, it was not my son, which I *did bear*.

22. And the other woman said; Nay : but the living is my son, and the *dead is thy* son. And this said, No; but the dead is thy son, and the living

બાઈબિલમાંની કથાનો સાર આ પ્રમાણે છે:

રાજા (સોલોમન) પાસે બે સ્ત્રીઓ આવીને ઊભી રહી. એકે કહ્યું, 'અમે બે એકજ ઘરમાં રહિયે છિયે, અને અમને બન્નેને એ ઘરમાં છોકરા જન્મ્યા હતા. મારો છોકરો જન્મ્યે ત્રીજે દિવસ થયો અને આ બાઈને છોકરો આવ્યો, અમે બન્ને ભેગાં એકજ ઘરમાં હતાં. અને કોઈ પરભાર્યું માણસ ઘરમાં આવ્યું નથી. આ બાઈનું છોકરું રાતમાં મરી ગયું કારણ કે એનાથી તે કચરાઈ ગયું હતું. એટલે પછી તેણે મધરાતે ઊઠી, મારા પાસામાંથી મારું બાળક ઉપાડી લીધું : અને તેને પોતાની સોડચમાં લીધું. મરેલું બાળક મારા પાસામાં મૂકયું! તે વખતે કામ કરનારી બાઈ ઊંઘતી હતી. સવારમાં ઊઠીને બાળકને ધવરાવવા જઉં છું તો બાળક મરી ગયું હતું! મેં ધારીને તપાસી જોયું તો જણાયું કે એ બાળક મારું નહોતું જ."

બીજીએ કહ્યું, "ના, ના : જીવતું બાળક મ્હારું છે; અને મરી ગયેલું ત્હારું હતું."

આ પ્રમાણે સોલોમન રાજા પાસે બન્ને જણે પોતપોતાનો પક્ષ રજૂ કર્યો.

રાજા સોલોમને ઘડીભર વિચાર કર્યો : અને એક તલવાર મંગાવી; અને હુકમ કર્યો કે 'બાલકનાં બે અડધિયાં કરો; અને બન્નેને વહેંચી આપો.'

એવો હુકમ સાંભળી બાળકની સાચી માનું અંતર કકળી ઊઠયું. તે બોલી ઊઠી : "બાલક એને આપો. એને હણશો નહિં."

બીજી (ગળે પડુ મા) બોલી : "છોકરો મ્હારો એ નથી ને ત્હારો એ નથી, ભલેને એનાં અરધિયાં થાય!"

સોલોમને તત્કાળ નિર્ણય કર્યો; "સાચી માને જીવતું બાળક સોંપી દો."

આ ન્યાય સાંભળી ઈઝરાયલના અનુયાયીઓ પ્રસન્ન થયા: તેના ઈન્સાફમાં પ્રભુનું ડહાપણ રહેલું જોઇ, સૌ રાજાનું સન્માન કરવા લાગ્યા.

—આમ જણાય છે કે સોલોમનનો ન્યાય કેવળ પુરાવા ઉપર નહીં, પરંતુ મનુષ્ય-હૃદયનાં ચેષ્ટિતો ઉપર વધારે ભરોસો રાખતો. બાઈબિલમાંની આ આખ્યાયિકા ઈસ્વીસન પૂર્વેની એટલે નિદાન બે હજાર વર્ષ પહેલાંની તો હશે જ.

---

is my son. Thus they spake before the king (Solomon).

23. Then said the king, The one saith, This is my son that liveth, and thy son is the dead : and the other saith, Nay : but thy son is the dead, and my son is the living.

24. And the king said, Bring me a sword. And they brought a sword before the king.

25. And the king said, Divide the living child in two, and give half to the one, and half to the other.

26. Then spake the woman whose the living child was, unto the king, for her bowels yearned upon her son, and She said, O my lord, give her the living child, and in no wise slay it; but the other said : Let it be neither mine nor thine : but divide it.

27. Then the king answered and said : Give her the living child, and in no wise slay it. She is the mother thereof.

28. And all Israel heard of the judgment which the king had judged, and they feared the king, for they saw, that the wisdom of God was in him to do judgment.

પ્રસ્તુત આખ્યાયિકા બીજે સ્વરૂપે હિંદના સાહિત્યમાં દેખા દે છે. હિંદુસ્તાનમાં એ આખ્યાયિકાનો પ્રચાર તેટલો બધો પ્રાચીન નહીં, તો પણ હજાર, દોઢ હજાર વર્ષ ઉપરાંતનો તો છે જ. ખાસ કરીને બ્રાહ્મણીય સાહિત્ય કરતાં, જૈનોના આગમ ગ્રંથોમાં તેના સ્પષ્ટ ઉલ્લેખો છે.

મલયગિરિની 'નન્દીસુત્ત'ની ટીકા ( આશરે ઈ. સ. ૧૨મું સૈકું ) તથા રાજશેખરનાં 'આંતર કથા સંગ્રહ' અથવા 'વિનોદ કથા સંગ્રહ' ( ૧૪મું સૈકું )માં તે મળી આવે છે. પરોક્ષ જ્ઞાનના દષ્ટાંત તરીકે મલયગિરિ પ્રસ્તુત કથાને પોતાની ટીકામાં ઊતારે છે.

રાજશેખરે આ અને એવી બીજી અવાન્તર કથાઓને આધારે જ પોતાના 'આન્તર કથા સંગ્રહ'માં આ આખ્યાયિકાને સાંકળી લીધી છે.

'નંદીસુત્ત'ની ટીકામાંના પ્રસંગનો સારાંશ આમ છે:

એક વ્યાપારી શેઠને બે પત્ની હતી. તેમાંની એકને પુત્ર હતો; બીજી વંધ્યા હતી. છતાં બંને મળીને બાળકનું લાલનપાલન કરતાં હતાં: એટલે બંનેનું સરખું વ્હાલ જોઈને બાળકને લાગ્યે લાગતું કે તેને અપરમાતા છે.

શેઠને એક વખત સકુટુંબ પરદેશ જવાનું થયું. આ દેશમાં તીર્થંકર સુમતિસ્વામીનો જન્મ થવાનો હતો. દૈવનું કરવું ને શેઠ અહીં આવીને ગુજરી ગયા; અને બંને ધણિઆણી વચ્ચે ઝઘડો ઊભો થયો.

એક શેઠાણી કહે 'મ્હારો છોકરો છે તેથી હું ઘરની ધણીઆણી છું.' બીજી કહે: 'હું પણ શેઠનીજ પરણેતર છું ને? તેથી ઘરબાર મ્હારાં છે.'

બંને જણ ન્યાય માટે રાજદરબાર ગયાં: પણ ત્યાં એમની વઢવાડનું સમાધાન થયું નહીં.

આખરે આ દાવાની વાત મહારાણી મંગલાને કાને આવી: આ રાણીના પેટે જ સુમતિસ્વામી તીર્થંકરનો જન્મ થવાનો હતો.

મહારાણીએ રાણીવાસમાં પેલી બે શેઠાણીઓને બોલાવીને કહ્યું કે 'મારે ઉદરે જે પુત્રનો જન્મ થશે તે તમારા વાદનો નિવેડો લાવશે; મોટો થયે એ અશોક વૃક્ષની છાયામાં બેસશે તે વખતે એ તમારો ન્યાય કરશે. તેથી ત્યાં સુધી તમે સલાહ સંપથી રહો અને કશો ભિન્નભાવ લાવશો નહિ.'

આ પ્રકારનો સંદિગ્ધ નિર્ણય સાંભળી, અપરમા જાણે ખુશ ખુશ થઈ ગઈ હોય એમ જણાઈ આવ્યું. તેથી મહારાણીએ તત્કાળ ન્યાય તોળ્યો કે: 'આ બાલકની ખરી મા નથી!'

ખરી માને બાળક તથા ઘરબાર મળ્યાં: અને અપર માનું સ્થાન ઊતરતું થયું.

'આન્તર કથા સંગ્રહ'માંનો પ્રસંગ જ્યાં જુદો પડે છે. તેટલો જ ભાગ અહીં સરખામણી માટે બતાવ્યો છે: એ કથા પ્રમાણે—

"......બંને રાજ દરબાર ફરિયાદે ગયાં. મંત્રીએ માણસોને હુકમ કર્યો કે 'પહેલાં બધી મિલકતના બે ભાગ કરો. તેમ થયા પછી, કરવત વડે બાળકનાં પણ બે અરધિયાં કરો: અને બંને જણને પછી તે બધું અડધે ભાગે વહેંચી આપો.'

ખરી માના હૃદય ઉપર તો જાણે વીજળી તુટી પડી! એ થરથર ધ્રુજવા લાગી: પોતાના પ્રાણ સમા બાળકના બે કકડા થતા એનાથી શેં જોયા જાય? એની આંખ આગળ એ ભયંકર દૃશ્ય ખડું થઈ ગયું: અને એનાથી ચીસ નખાઇ ગઈ.

મંત્રીને પગે પડી એ વિનવવા લાગી: 'પ્રધાનજી! એમ ન કરશો! એ બાળક મ્હારૂં નથી: અને પૈસાને મ્હારે હવે શું કરવા છે? એ બાળક પેલી બાઈનું છે: એ ત્યાં ભલે સુખે રહે અને બધી લક્ષ્મી ભોગવે! મારે પેટ તો ગમે તેમ કરી, કોઈ કોઈના ઘરમાં રહી હું ભરી લઇશ! ભલે, દૂરથી પણ એ બાળકને જીવતો જોઇ, મ્હારી આંખો હું ટાઢી કરીશ: અને તેટલાથીયે હું આ મારી જીંદગી સુખે પૂરી કરીશ: નહીં તો, એ બાળક વગરની જીંદગી મને હમણાંથી જ ખારી થઇ જશે!"

બીજી મજેપડુ મા કાંઈ પણ બોલી નહીં.'

તે ઉપરથી પ્રધાને, ખરી માનું સાચું વ્હાલ અને તેનું અંતરનું દુઃખ પારખી લીધું.

પ્રધાને સાચી માને બાલક સોંપાવ્યું તેમજ ધન સમૃદ્ધિ પણ સોંપાવી, અપર મા શરમની મારી નીચું જોઇ રહી હતી તેને, પ્રધાને ધીમો ઠપકો દીધો.

આમ આપણે જોઈ શકિયે છિયે કે ઉપરના બન્ને પાઠમાં થોડાક ફેરફાર સિવાય, ખૂબ મળતાપણું છે. ફેરફાર છે તે માત્ર બે મુદ્દાઓનોઃ (૧) એક તો ઝઘડાનો નિર્ણય કોણ કરે છે તે અને (૨) બીજું, ખરી વાત બહાર કઢાવવાને માટે આપેલો બનાવટી ઠરાવ: આ બેમાંથી પહેલો ફેરફાર ગૌણ છેઃ કારણ કે તેવો ન્યાય કરવાને માટે તો ગમે તેવો ચંકોર, અને શાણો માણસ વાતમાં ગણાવી શકાયઃ પરંતુ ઠરાવનાં વચનો બન્નેમાં જે જુદાં પડે છે તે મહત્ત્વનો ફેરફાર છે. બન્નેમાં નન્દીસુત્તનો ટીકાકાર, જે ઠરાવ આપે છે અને જેનાથી તરત બન્નેના દિલની સાચી વાત પકડાઇ જાય છે તે ઠરાવનાં વાક્યો વધારે યુક્ત અને રસપ્રદ લાગે છે. વળી આવો ઠરાવ ( મલયગિરિની ટીકામાં ગણાવેલો ) બાઇબલમાંના 'સોલોમનના ઠરાવ' કરતાં ઘણો જુદો પડે છે, તે દૃષ્ટિએ તેનું મહત્ત્વ ધ્યાનમાં લેવા જેવું છે. બાઇબલ વાળી કથાનું આબેહૂબ પ્રતિબિમ્બ 'આન્તર કથા સંગ્રહ'ના પાઠમાં જણાઈ આવે છે.

આ તો સંસ્કૃત ટીકા-ગ્રંથોમાંનાં પાઠાન્તરોની વાત થઈ. તે ઉપરાંત આ કથા, જૂના ગૂજરાતી તથા જૂના મારવાડી ગદ્યમાં ઊતરેલી જોઈ શકાય છે. તેનું મહત્ત્વ ભાષાની દૃષ્ટિએ તથા તુલનાત્મક દૃષ્ટિએ ગણવાનું છે. જૂના ગૂજરાતી ગદ્યની કથા આ પ્રમાણે છેઃ

**જૂના ગૂજરાતી ગદ્યમાં આખ્યાયિકા**

એક પુરુષને બે સ્ત્રી! કાલાંતરે નાહની સ્ત્રીએ પુત્ર જણ્યો! પિણ વડી સ્ત્રી પાલે, સંભાલે, રમાડે પાસે સુઆડે, સર્વ થોક કરે! તે નિજ માતા જાણઇ! ભલે જિમ તિમ પુત્ર વાધઈ છઈ! તે બાલક બેહુ પાસે જાઇ!

ઈમ કરતાં વર્ષ ૨ થયાં એતલઈ પિતા મૃત્યુ પામ્યો! કેતલાએક દિનને અંતે સોકનો મન વિણઠો 'એ બાલક તો મુઝને હળ્યો છે! તે માટે એ પુત્ર એ ધન હું હાથ કરે! એ સકકીને દાસી સમતુલ્ય કરી રાખું'!

પછી વઢવાડ માંડી ઊભી! 'હું પુત્રની માતા હું ધનની ધણિયાણી'!

પેલી કહે 'પુત્ર મઈ જાયો ઘરની ધણિયાણી હું'!

ઇમ સોકયને ઝગડો લાગો!

વઢતી વઢતી બેહુ રાજા પાસે ગઈ! 'હે મહારાજા, એ પુત્ર મ્હારો, ધન પિણ મ્હારો'—ઈમ બે સ્ત્રી કહેવા લાગી!

પછી બિન્હે સોકયને બિસારી, બાળકને બિચમાં બિસારી બેહુને કહઇ!

'બાલકને બોલાવો જે પાસઈ આવશ્યે તે એહની માતા'!

બાલકને બોલાયો! બાલક બેહુ પાસઈ જાઈ બેહુ સાહમો જોઈ! બાલક ન જાણે જે આ માતા, આ નહી માતા!

રાજા નઇ ચિંતા ઊપની!

પછે રાજાની રાણી સગર્ભા છે તે ગર્ભ પ્રભાવઈ સુમતિ ઊપની જે 'મહારાજ, એ ન્યાય હું કરે'

પછે રાણીઇ ઘણી રીતઈ કહ્યું પિણ ન સમઝે!

તિવારઈ કહ્યું! 'એક પુત્ર લ્યો. એક ધન લ્યો!' તો પિણ ન સમઝે! તિવારિં રાણી કહે 'પુત્ર ને ધન બેહુ અરધોઅરધ બિહાચી ક્યો'!

તિવારે ઓરમાન હરખી ! સગી માતા દિલગીર થાઇ ! 'અરધો ધન વહેંચે તિવારે એ બાલક મરેં ! તો પછી ધન સ્યા કામનો ? !' ઈમ વિચારી રાણીને કહ્યું !

'હું ખોટી છું ! એ પુત્ર વિહચી અર્ધ કરસ્યો મા ! .એ પુત્ર ધન સોકયને આપો ! હું દલણું કરી પેટ ભરીસ ! એ જીતી હું હારી' !

પછી રાણીઇ સોકયને દૂર કરી ! સગી માતાને પુત્ર ધન-ઘર સર્વ સુંપ્યો !—એ સુમતિનાથની માતાની બુદ્ધિ-કથા !

બીજું પાઠાન્તર એક 'પુણ્યાચાર કથા' નામના દિગમ્બર ગ્રંથની પ્રતિમાંથી નીચે પ્રમાણે મળી આવે છે:—[ પાઠાન્તર ]

અથાનન્તર રાજગ્રહે નગરમેં સમુદ્રદત્ત વૈશ્ય રહે ! તિહક ભાર્યા વસુદત્તા વસુમિત્રા હોય ! તિહકે છોટી વસુમિત્રા કે પુત્ર હુવો !

સો દોન્યોહી પુત્રને ખિલાવે ! અર આંચલ ચુસાવે !

કેતાયક દિનમેં શેઠ મુવો ! વાં દોન્યાં સ્રીયા મેં વિવાદ હુવો !

વા કહે 'મહારો પુત્ર' ! વા કહે 'મારો પુત્ર !' તબ યો ન્યાંવ શ્રેણીકજી-કને આયો !

સો રાજા-વતે યો ન્યાંવ હુવો નહીં ! તબ અભયકુમારજી બહોત પ્રકાર કહિ ઠીક પાડયો ! સો કહી ત્યાંને ઠીક ન પડયો !

'બાલકને ધરતી ઉપરિ મેલ્હિયા કહી જો છુરી સૌં દોય ટુક કરી દોન્યોને આધો આધો બાંટિ દ્યોહ !

તબ વાહ બાલકકી માતા વસુમિત્રા છિ જિહિ કહા ! 'યો બાલક ઇનૈહી દ્યોહ ! હૂ દેખિ હી જીઉંલી ! મારો ક્યાને ? !'

તબ વેકા અધિક સ્નેહ દેખિ વેને માતા જાણિ, બાળક વેને સોંપ્યો. !

—આ બન્ને, ભાષામાં થયેલાં રૂપાન્તરો 'આન્તર કથા સંગ્રહ'ના પાઠને સર્વાંશે અનુસરે છે; કારણ કે બન્નેમાં ઠરાવનું ધોરણ, બાઇબલની કથાને અનુસરતું છે, છતાં તે પાઠાન્તરોમાં નિર્ણય કરનાર વ્યક્તિ તો જુદી જુદી જ હોય છે. 'આન્તર કથા ...'માં કોઈ અજાણ્યા રાજાનો મંત્રી ઠરાવ આપે છે; ઉપરના બીજા જૂની મારવાડી કથાનકમાં રાજગૃહના શ્રેણિક રાજાનો મંત્રી અભયકુમાર અને જૂની ગૂજરાતી આખ્યાયિકામાં તીર્થંકર સુમતિસ્વામીની માતા એવી રાણી ( જે પ્રમાણે નંદીસુત્તની ટીકામાં આવતા પાઠાન્તરમાં આવે છે તેમ ) પ્રશ્નનો નિવેડો લાવે છે.

આટલી સરખામણી ઉપરથી રાજશેખરની 'આન્તર કથા સંગ્રહ'માંની આખ્યાયિકામાંના નનામા રાજા તથા મંત્રીને આપણે શ્રેણિક તથા અભયકુમાર એવા નામથી ઓળખિયે તો હરકત જણાતી નથી.

આ ઉપરથી એમ લાગે છે કે જૂની મારવાડીમાં આપેલા પાઠાન્તરનું મૂળ 'આન્તર કથા સંગ્રહ' હોય, અને જૂની ગૂજરાતીમાં મળી આવેલા પાઠનું મૂળ 'નંદીસુત્ત'ની ટીકા હોય.

બાઇબલમાં પહેલવહેલ્લી દેખા દેતી આ આખ્યાયિકાનો હિંદના સાહિત્યમાં આ પ્રમાણે પ્રકારાન્તર થયો છે એમ જાણતાં લોકકથાઓ કેવું સ્વરૂપ બદલે છે તે જોવાનો આનન્દ આપણને મળે છે.

———०———

# વિશેષ વક્તવ્ય

શ્રી. પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી
જૈનપંડિત; પ્રાચ્ય વિદ્યામંદિર



લોક-કથાઓના તુલનાત્મક અભ્યાસદ્વારા લોક-કથાઓનાં મૂળ શોધવામાં રસ લેતા મ્હારા સાક્ષર મિત્ર શ્રીયુત મંજુલાલ ર. મજમુદાર એમ. એ. એલ એલ બી. ( ભાષાન્તર મદદનીશ, પ્રાચ્ય-વિદ્યામંદિર, વડોદરા ) સ્વ. ડૉ. એલ. પી. ટેસીટોરીના લેખના આધારે 'એક આખ્યાયિકાનું મૂળ' જે પ્રમાણે જણાવે છે; તે કરતાં ઘણા પ્રાચીન સમયથી ભારતવર્ષમાં ખાસ કરીને જૈન-સમાજમાં જાણીતું હતું. જૈનોના આગમ-સાહિત્યમાં એનાં સૂચનો અને ઉલ્લેખો ઉપલબ્ધ થાય છે.

શકસંવત ૫૯૮ ( વિ. સં. ૭૩૩ )માં જૈન સિદ્ધાન્ત-સૂત્રો પર ચૂર્ણિ નામે ઓળખાતી વિસ્તૃત પ્રાકૃત વ્યાખ્યાઓ રચનાર જિનદાસગણિ મહત્તરે પણ ઉપર્યુક્ત દૃષ્ટાન્ત-આખ્યાયિકા જણાવી છે, તેઓએ-આવશ્યકસૂત્રની ચૂર્ણિમાં ( ઋ. કે. સં. ૧૯૮૪માં પ્ર. પૂર્વભાગમાં, પૃ. ૫૪૯, ૫૫૧ માં ) ઔત્પત્તિકી બુદ્ધિના ઉદાહરણોમાં બે પ્રકારે સૂચવી છે; તથા એજ ચૂર્ણિના ઉત્તર ભાગમાં ( ઋ. કે. સં. ૧૯૮૬માં પ્રકાશિત પૃ. ૧૦ માં ) ચતુર્વિંશતિસ્તવ-વ્યાખ્યામાં પાંચમા તીર્થંકરનું નામ 'સુમતિ' પડવામાં વિશેષ કારણરૂપે સૂચવેલ છે; તે ત્રણે કથાઓને પ્રાકૃતમાંથી ગુજરાતીમાં અનુવાદ કરી અહિં ઉતારૂં છું.

( ૧ )

"પુત્ર ઉત્પન્ન થતાં, એક વાણિયો બે ભાર્યાઓ સાથે અન્ય રાજ્યમાં ગયો. ત્યાંજ મૃત્યુ પામ્યો. બંને સ્ત્રીઓ કહેવા લાગી કે-'આ મ્હારો પુત્ર છે.' પુત્ર-નિમિત્તે વિવાદ થયો. અમાત્યે કહ્યું કે-'દ્રવ્યને બે ભાગમાં વહેંચી, કરવતવડે આ બાલકના બે ભાગ કરો,' બે સ્ત્રીઓમાંથી એક બોલી કે 'એવી રીતે થાઓ.' માતા બોલી કે-'પુત્ર એનો થાઓ, એને મરાવશો નહિ.' એથી એ પુત્ર તેણીને આપ્યો."

( ૨ )

"એક પુત્ર માટે બે શોકયોનો વિવાદ છેદાતો ન હતો ( ફેંસલો આપી શકાતો ન હતો ). આ તરફ ગર્ભવતી મહારાણી ઉદ્યાનિકાએ-( ઉજાણીમાં-બાગમાં ) ગઈ હતી. ત્યાં બંને સ્ત્રીઓ ઉપસ્થિત થઈ. મહારાણીએ કહ્યું કે-'મ્હારો પુત્ર, જે થશે, તે અર્થશાસ્ત્ર શીખશે; ત્યાર પછી આ અશોકવૃક્ષની નીચે બેસી તમારો વિવાદ છેદશે (ફેંસલો ચૂકવશે); ત્યાં સુધી તમે બંને સરખી રીતે ખાઓ, પીઓ.' જે સ્ત્રીનો પુત્ર ન હતો, તેણીએ વિચાર્યું કે-'આટલો વખત તો મળ્યો છે.' એમ વિચારીને તે સ્વીકાર્યું. એથી જણાઈ આવી કે-તેણી સાચી માતા ન હતી."

(૩)

"ભટ્ટારક (પૂજ્ય-પાંચમા તીર્થંકર સુમતિ) ગર્ભમાં હતા, ત્યારે તેમની માતાએ, બે શોકયોનો ૬ મહિનાથી ચાલતો વિવાદ છેદ્યો હતો કે-'અહિં અશોક નામના શ્રેષ્ઠ વૃક્ષ નીચે મ્હારો મહામતિ પુત્ર, (વિવાદ) છેદશે.' જિન-માતાએ જ્યારે તે બંનેને એમ કહ્યું, ત્યારે તેમાંની એક બોલી કે-'એમ થાઓ.' પરંતુ પુત્રની માતા એમ ઇચ્છતી ન હતી. એ જાણીને વિવાદ છેદ્યો, એ ગર્ભમાં રહેલા જિનના ગુણ વડે; એથી એ જિન સુમતિ નામે થયા."

એ જ પ્રમાણે વિરહાંક હરિભદ્રસૂરિ, કે જેમની વિદ્યમાનતા વિક્રમની આઠમીસદીથી અર્વાચીન માની શકાય તેમ નથી; તેઓએ પણ આવશ્યક સૂત્રના વિવરણ (આગમોદય સમિતિ પ્ર. સં, ૧૯૭૩ ઉત્તરાર્ધ પૃ. પૃ. ૫૦૨)માં ચતુર્વિંશતિસ્તવની વ્યાખ્યામાં પણ પાંચમા તીર્થંકરનું નામ સુમતિ પાડવામાં વિશેષ કારણ તરીકે એ ઘટનાનો ઉલ્લેખ કર્યો છે.

"જેમનો પતિ મૃત્યુ પામ્યો હતો. તેવી બે સપત્ની (શોકયો)નો વિવાદ સુમતિજિન ગર્ભમાં હતા, ત્યારે તેમની માતાએ છેદ્યો હતો. તે બનેને કહ્યુ કે-મ્હારે પુત્ર થશે, તે જુવાન થશે; ત્યારે આ શ્રેષ્ઠ અશોક વૃક્ષ નીચે તમારો વિવાદ છેદશે, ત્યાં સુધી ઐકયવાળી (સંપીલી) થાઓ.' બીજી બોલી કે-એમ થાઓ, પરંતુ પુત્રની માતા તે પ્રમાણે ઇચ્છતી ન હતી, આપજ વિવાદ છેદો, એમ કહેતી હતી. એ જાણી તે પુત્ર તેણીને આપ્યો." (બાકી ઉપર પ્રમાણે).

જિનદાસગણિ મહત્તરે રચેલી નંદીસૂત્રની ચૂર્ણિમાં, તથા હરિભદ્રસૂરિએ રચેલી નંદીસૂત્રની વૃત્તિમાં પણ આવશ્યકસૂત્રની ચૂર્ણિ તથા વૃત્તિમાંથી ઉપર જણાવ્યા પ્રમાણે ઔત્પત્તિકી બુદ્ધિનાં અનેક દૃષ્ટાન્તોમાં એનું સૂચન કર્યું છે. વિક્રમની તેરમી સદીના પ્રારંભમાં-કુમારપાલ ભૂપાલના રાજ્યકાલમાં વિદ્યમાન જણાતા સુપ્રસિદ્ધ વ્યાખ્યાકાર મલયગિરિએ, ઉપર્યુક્ત ચૂર્ણિ અને વૃત્તિને અનુસરતાં નંદીસૂત્રની વ્યાખ્યામાં આગમોદય સમિતિ, સુરતદ્વારા સં. ૧૯૭૩ અને ૧૯૮૦માં પ્રકાશિત પૃ. ૧૫૫ અને ૧૫૮માં કથા નં. ૧૭ અને ૨૫ તરીકે) પોતાની શૈલીએ એજ બુદ્ધિના ઉદાહરણોમાં પૂર્વોક્ત ત્રણ પ્રકારનાં દૃષ્ટાન્તોને બે પ્રકારમાં સૂચવ્યા છે.

વિક્રમની ૧૪ મી સદીના અંતમાં અને ૧૫ મી સદીના પ્રારંભમાં વિદ્યમાન રાજશેખર સૂરિએ અંતર કથા સંગ્રહ (જે વિનોદ કથા સંગ્રહ નામથી અને ચતુરશીતિ પ્રબંધ નામથી પણ પ્રકટ થઇ ગયેલ છે) માં બુદ્ધિના અધિકારમાં પ્રતિપાદિત કરેલી કથાઓને મલયગિરિની નંદીસૂત્રની ટીકામાંથી ઉધ્ધૃત કરેલી હોવાનું સ્પષ્ટ સૂચન કર્યું છે. જેમાં ઉપર્યુક્ત (૧) કથા પણ છે.

વિરહાંક હરિભદ્રસૂરિએ પ્રાકૃત ઉપદેશપદ (મુક્તિકમલ મોહન ગ્રં. માં પ્ર.)માં પણ બુદ્ધિના પ્રકારોમાં ઉપર્યુક્ત દૃષ્ટાન્તો (૧-૨)નું સૂચન કર્યું છે, વિ. સં. ૧૦૫૫માં વર્ધમાન-સૂરિએ, અને વિ. સં. ૧૧૭૪ માં મુનિચંદ્રાચાર્યે એ ઉપદેશપદની વ્યાખ્યાઓમાં પણ પોતપોતાની શૈલીએ સહજ ફેરફાર સાથે સંક્ષેપ-વિસ્તારથી એ દૃષ્ટાન્તો સૂચવ્યાં છે.

સુમતિનાથ-ચરિતને સં. પ્રા. માં રચનારા હેમચંદ્રાચાર્યે સોમપ્રભાચાર્યે અને કવિ અમરચંદ્ર વિગેરે એ પોતાની પૂર્વે થઇ ગયેલા ચૂર્ણિકાર-વૃત્તિકાચાર્યો શીલાંકાચાર્ય વિગેરે ગ્રંથકારોના ઉલ્લેખોને અનુસરી 'સુમતિ' નામ પાડવામાં વિશેષ કારણ તરીકે પૂર્વોક્ત દૃષ્ટાન્ત (૩)ને દર્શાવ્યું છે.

એ વિગેરે અવલોકન કરવાથી જણાય છે કે-ઉપર્યુક્ત આવશ્યકસૂત્રનાં નિર્યુક્તિ-ભાષ્ય તથા નંદીસૂત્રમાં બીજ (મુદ્રા)રૂપે એ દૃષ્ટાન્તોનું સૂચન હોવાથી વિક્રમની પાંચમી સદીમાં અથવા તેથી પણ પહેલાં એ આખ્યાયિકાનું ગૌરવ, શ્વેતાંબર જૈનાગમ સાહિત્યના પ્રણેતાઓની પરંપરાને મળે છે.



## હેમચન્દ્રાચાર્ય

ગુજરાતે મોડે મોડે પણ જેમના વ્યક્તિત્વને પૂજવાનો, જેમની પ્રતિભાને અમર સ્મૃતિ-મન્દિરે સ્થાપવાનો નિર્ણય કર્યો છે તે શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યનો જીવન પ્રવાહ અદ્વિતીય ને અનોખો છે.

જગતમાં રાજસર્જકો—King-makers-ઘણાય થયા છે. પણ તે સર્વને તેમ કરવાને પાપનો આશ્રય લેવો પડયો છે; તેમનાં પોતાનાં જીવનો પણ ઓછેવત્તે અંશે અલ્પતાને આધીન થયાં છે. ચાણક્ય સમા સાહસવીર ને બુદ્ધિસમ્રાટને પણ ચન્દ્રગુપ્તને સર્જવતાં અધર્મ ને અનીતિનો આશ્રય લેવો પડેલો, પણ શ્રી હેમચન્દ્રાચાર્યજ એક એવા છે કે જેમણે સિદ્ધરાજને વિદ્વતાથી આંજ્યો; કુમારપાળને વિશદ ને સંસ્કૃતિ—સર્જક રાજવી બનાવ્યો, છતાં તે પોતે સંસારથી નિર્લેપ રહ્યા.

તેમની વિદ્વતા ને સંગ્રહણ શક્તિ પણ જગત સાહિત્યમાં અજોડ છે. સવાલાખ શ્લોક પ્રમાણના પૂર્ણ સંસ્કૃત વ્યાકરણને એક વર્ષમાં સર્જનારની વિદ્વતા અમર વિદ્વાનોને પણ પૂજ્ય લેખાય.

સંવત ૧૧૪૫ ના કાર્તિક સુદ પુનમે ધંધુકામાં તેમનો જન્મ થયો. તેમના પિતાનું નામ ચાચિગ. માતા પાહિણી. તેમનું જન્મનામ ચંગદેવ.

ન્હાની ઉંમરે પણ બુદ્ધિ અલૌકિક સૃષ્ટિઓ રચે. તેમની આંખોમાં લોકોત્તર તેજ રમે. તેમણે તે સમયના પ્રખર જૈનાચાર્ય શ્રીમદ્ દેવચન્દ્રને પોતાના તીક્ષ્ણ બુદ્ધિ પ્રભાવથી મુગ્ધ કર્યા. દેવચન્દ્રસુરિએ પાહિણી પાસે તેમની શિષ્ય તરીકે માગણી કરી.

પાહિણી ચુસ્ત જૈન હતી. તેણે ગુરુદેવને છોકરો સોંપ્યો. પણ તેનો પતિ ચાચિગ ધર્મવિમુખ હતો. તે તે સમયે બહારગામ હતો. પુત્રાર્પણના સમાચાર મળતાં તે ત્વરાએ ધંધુકે દોડી આવ્યો. તેણે પુત્ર માટે ધમપછાડા કર્યા.

દેવચન્દ્રસુરિ ચાચિગના સ્વભાવથી પરિચિત હતા. તેથી તે તેના આવ્યા પહેલાંજ ધંધુકેથી વિહાર કરી ખંભાત ચાલ્યા ગયેલા, ને ત્યાં છોકરાને તેમણે ચુસ્ત જૈન મન્ત્રી ઉદયનને હસ્તક સોંપેલો.

ચાચિંગ ખંભાત દોડી આવ્યો. તેણે પુત્ર માટે લાંઘણુ આદર્યાં. પણ ઉદયને તેને મીઠાશથી પીગળાવ્યો; દ્રવ્યથી વશ કર્યો. તેણે પુત્રની દીક્ષા માટે અનુમતિ આપી. મન્ત્રીશ્વર ઉદયને ચંગદેવનો ભવ્ય દીક્ષામહોત્સવ ઉજવાવ્યો.

આઠ વર્ષની ઉમરે ચંગદેવ દીક્ષિત થયા. મુનિ તરીકે તે સોમચન્દ્રના નામે ઓળખાયા.

ન્હાની વયેજ તે સર્વે શાસ્ત્રો ભણ્યો. અનેક વિદ્યાઓ તેમણે કંઠસ્થ કરી. શાસ્ત્ર કે સાહિત્યમાં જે કંઈ હતું તે તેમણે ઝીલી લીધું. તે ઉગતા સૂર્ય સમ લેખાયા.

અગ્યાર વર્ષની ઉમરે તેમને આચાર્યપદ આપવામાં આવ્યું, ત્યારથી તે હેમચન્દ્રાચાર્યને નામે ઓળખાયા.

તે પછી તો તેમની બુદ્ધિમાં દૈવત ઉભરાય છે. તે પાટણ જાય છે ને સિદ્ધરાજ જયસિંહને વિદ્વતાથી મુગ્ધ કરે છે. સિદ્ધરાજની વિનંતિથી તેઓ સ્વતંત્ર વ્યાકરણની રચના કરે છે. સાહિત્યના અનેક પ્રાચીન ગ્રન્થોને તારવી તેમાંથી તે સરસ્વતીને ચરણે શુદ્ધ નવનીત ધરે છે.

તે અરસામાં સિદ્ધરાજના ભત્રીજા કુમારપાળ પર તેમની નજર ચોંટે છે. સિદ્ધરાજની નાવારસતાને તેઓ સમજી જાય છે. કુમારપાળનાં રાજલક્ષણોને તેઓ પારખી લ્યે છે. સિદ્ધરાજ કુમારપાળ પર કુપિત હોય છે. હેમચન્દ્રાચાર્ય તેને તેની સામે રક્ષણ આપી પોતાના આભાર તળે લ્યે છે.

તે પછી તો સિદ્ધરાજ મૃત્યુ પામે છે; કુમારપાળ ગુજરાતની ગાદીએ આવે છે. હેમચન્દ્રાચાર્યે ભૂતકાળમાં કરેલા સેંકડો ઉપકારો તેના અંતરમાં ઉભરાઈ આવે છે. તે તેમને રાજમન્દિરે નહોતરે છે. ને તેમને પૂજનીય ગુરૂપદે સ્થાપી તે તેમની આજ્ઞા વાંછે છે.

ને હેમચન્દ્રાચાર્ય ધીમે ધીમે તેને વશ કરે છે; તેનામાં નવ-સંસ્કૃતિનું પ્રેરણા બળ રેડે છે. પશ્ચિમ ભારતમાં ધર્મનો વિજય સ્થપાય છે. અહિંસા ને સત્યને પ્રજા અનુસરતી થાય છે. ને અહિંસક સંસ્કૃતિના તે નરવીર એટલા ઉંડાં બીજ રોપે છે કે આજે હજાર હજાર વર્ષ પછી પણ ગુજરાતની અજૈન પ્રજાને પણ, હિંસા તરફ ઘૃણા છૂટે છે.

હેમચન્દ્રાચાર્યની પ્રેરણાથી કુમારપાળ સોમનાથ મહાદેવના મંદિરને સમરાવે છે; ધર્મ ને સ્થાપત્યના અનેક નવાં મંદિરો ચણાવે છે; રાજનીતિમાં પણ અહિંસાનું તત્વ ઉમેરે છે. હેમચન્દ્રાચાર્ય આ સંસ્કૃતિ-રચનામાં પરોવાયેલ છતાં સાહિત્યને તેઓ નથી વિસરતા. નવા ને નવા અમૂલ્ય ગ્રન્થો તેઓ સર્જતાજ જાય છે.

ને ચંગદેવના જન્મ સમયે જે ગુજરાત હતું તેને કોઈ નવાજ પુનિત શિખરે મુકી, અમૂલ્ય ગ્રન્થોથી તેને અલંકૃત કરી, ત્યાગ ને દૈવી જીવનનું તેમાં માધુર્ય પુરી, તે નરશ્રેષ્ઠ સ્વર્ગે સિધાવે છે.

જૈનોને મન તો તે મહાન આચાર્ય પૂજનીય છે જ; પણ ગુજરાત તેમને હજી હવે સંભારવાનું છે.

—o—

# શેકસપિઅર.

**શેકસપિઅરનો** અનુવાદ નજ થઈ શકે એમ માનનારાઓને નીચેની ભેટ ધરી અમે તે પર તેમનો મત વાંછીએ છીએ.

—જુલિઅસ સીઝર એ તે મહાકવિનું ભવ્ય ઐતિહાસીક નાટક છે. તેમાં મહાન પોમ્પીને હરાવી રોમના નરવીર ને સરમુખત્યાર બનેલ સીઝરનો પ્રતાપ, તેનું ખૂન ને તે ખૂનના પારિણામીક પ્રસંગો ગુંથાયા છે. શરૂઆતમાં પ્રજા સીઝરને વધાવતી હોય છે; સીઝરના ગુપ્ત વિરોધીઓ પ્રજાને તેમાંથી વારવા પ્રયાસ કરે છે.—

પ્ર. વિ: (પ્રજાજનોને)

શાનો મહાલવો છે ઉત્સવ તમારે ?
શા વિજય તે વરી લાવ્યો છે ઘર આંગણે ?
કઈ કેવી ખંડણીઓ અનુસરે છે રોમે તેને ?—
ચુમવા રથચક્રને તેના: વિજય અર્પ્યાં પુષ્પ સ્વરૂપે.
ઓ ઠુંઠાંઓ, અરે પત્થરી પુતળાંઓ, ભાન વિહોણી ચીજથીયે—
ઓ ઉતરતી પંક્તિનાંઓ;
અરે ઓ શિલામય હૈયાંઓ, રોમનાં ઓ દુષ્ટ સંતાનો,
વિસરી ગયાં છો શું પોમ્પીને તમે ?
વારંવાર ને વખતે વખતે દિવાલની ટોચે, કિલ્લાને કાંગરે,
ઘુમ્મટે, બારીએ, અરે ધુમાડીઆંને મથાળે
નિજ સંતાનો હાથમાં સાથે
તમે ચડયાં છો. ને
ઉષા સંધ્યાને સંગમાવતી પળો પર્યન્ત
ત્યાં બેઠાં છો; શાંત મધુરી આશાએ—
મહાન પોમ્પીને રોમની શેરીઓમાં પળતો નિહાળવાને.
ને જ્યારે ત્યાં નિરખતાં તમે તેના રથનેજ કેવળ
નથી ત્યારે ઝમકાવી દિગન્ત વ્યાપી ગર્જનાઓ શું તમે ?—
જેના પડઘા—
નિજના ઉંડા સાંકડા વ્હેણમાં પડઘા ઝીલતી
ટાઇબર નિજ તીર નીચે સ્વયં ધ્રુજી ઉઠી.
તે ન્હોતાં ધાર્યાં શું સ્વસુંદર વસ્ત્રો તમોએ ?
ને આજે ઉજવો છો પર્વતિથિ ?
ને આજે વેરો છો તેના પન્થમાં પુષ્પ તમે ?—
જે પોમ્પીના લોહીમાં હાથ બોળ્યે વિજય વરી આવ્યો છે.
ચાલ્યા જાઓ !
ઘેર દોડી જાઓ, ઘુંટણીએ પડો;

દેવતાઓને સ્તવો :
આવી કૃતઘ્નતાએ ન્હોતરેલા વિનાશમય રોગને,
આવી પડતો સહજ અટકાવવાને.

× × ×

ગયા માર્ચ માસમાં અવસાન પામેલા શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ ગુજરાતના સમર્થ સાહિત્યકાર, અભ્યાસી ભાષા વિશારદ ને મહાન અનુવાદક હતા. અનુવાદની પ્રત્યેક આવૃત્તિને તીક્ષ્ણ ને રસદૃષ્ટિથી કરી તેઓ તેની નવીન આવૃત્તિને શક્યસુંદર બનાવવા અકલ્પ્ય જહેમત ઉઠાવતા.

'ગીતગોવિન્દ'ના તેમના અનુવાદની પ્રથમ અને છેલ્લી આવૃત્તિમાંથી અહીં આપેલી એકજ શ્લોકની અનુવાદ વૈવિધ્યતા તેમની તે કળાની સાક્ષી પૂરે છે.

ઘેરાયો ઘન રાધિષ્ઠ ગગનમાં તાપીચ્છ છાયાં વને,
બ્હીએ બાલમુકુન્દ આ રજનિએ જોડેજ જાઓ તમે;
એવાં વેણુથી નંદનાં નીસરતાં કુંજે વને નિર્જને,
જમી જે જમુના તટે જુગલની લીલા સ્મરૂં ધન્ય તે.

ગોરંભે ઘનઘોર, ઘોર રજનિ ઘેરે તમાલો ઘુણે,
બીહે બાલમુકુન્દ સંગ લઈ જા, રાધા! ગૃહે એહને;
એવાં વેણુથી નંદનાં વિચરતાં સાનન્દ વૃન્દાવને,
કુંજે કુંજ મળેલી કેલિ હરિ ને રાધાની જે ધન્ય તે.






'વસુંધરાનાં વ્હાલાં દવલાં' અને 'અપરાધી' એ બે શ્રી ઝવેરચંદ મેઘાણીની છેલ્લી કૃતિઓ છે. એક 'કુલછાબ'ના ભેટ પુસ્તક તરીકે પ્રગટ થઈ છે; બીજી 'ફુલછાબ'માં હપ્તે હપ્તે પુરી થઈ છે.

'વસુંધરાનાં વ્હાલાં દવલા' એ ગુજરાતના ચાલુ પ્રવાહોનું જીવતું પ્રતિબિંબ છે. તેમાંનું પ્રત્યેક પાત્ર લેખકની સર્જનશીલતાને ન સ્પર્શીએ તોપણ, વાસ્તવિકતા ઝીલી લેવાની તેમની શબ્દ શક્તિના પ્રતાપે જીવન્ત છે. તે જીનું પાત્ર સર્જનનો આછો પ્રતાપ બતાવે છે; મદારીનું દિલમાં ઉતરવાની લેખકની કળા દર્શાવે છે: અનાથાલયનું ત્રિપ ને દાકતર, કામેશ્વર ગોર ને રાજકર્મ-ચારીઓનાં પાત્રો પ્રજાના એ કહેવાતા ઉદ્ધારક વર્ગો પ્રતિનો લેખકનો પુણ્ય-પ્રકોપ દાખવે છે.

અમરચંદ શેઠના પ્રતાપ નામે પુત્રથી, પુત્રવતી બનેલી તેજુ નામની નીચ વર્ણની કન્યાને ગામ છોડી ભાગવું પડતાં તે જેલમાં પૂરાય છે; પુત્ર અનાથાલયમાં મુકાય છે. અનાથાલયમાંથી ભાગી તે મદારીના હાથમાં જાય છે. તેજુ જેલમાંથી છૂટી; સ્ત્રી-દલાલોના હાથમાં ફસાઈ, અણજાણમાં લાલકાકાની વહુ થાય છે. પણ તે તે જાણતાં લાલકાકાને તેને બાહ્ય વહુ ને આંતરિક બ્હેન તરીકે નભાવવી પડે છે. તેજુ ત્યાંથી નાસે છે. તેનો દયાળુ દિકરો ખેલો ભજવતો હોય છે. તેની શોધ નિષ્ફળ જાય છે. ને અનેક પ્રસંગો વટાવી અન્ય ઉદ્દેશે પ્રતાપને મળે છે. પ્રતાપનો દુનિયાદારી પુત્ર તેજુના તાવીતના પ્રતાપથી બચી ગયો હોય છે, પણ પ્રતાપ, તેજુને નજરે જોતાં, વારસામાં ભાગની બીક ધરી ઉઠે છે. તેજુ તેને મુક્ત કરી અદ્રશ્ય થાય છે.

'એનું આયખું ક્ષણિક છતાં સુંદર હશે,'—શ્રી મેઘાણીના આ શબ્દો કથાને અક્ષરશઃ લાગુ પડે છે. કથા પ્રકૃતિનાં રમણીય તત્વો કે ચિરંજીવ પ્રવાહોને સ્પર્શ કર્યા વિના ગુજરાતની વાસ્તવિક સ્થિતિનું પ્રતિબિંબ ઝીલતી ચાલી જાય છે. તેને પ્રચારાત્મક કહેવામાં વાંધો ન આવે.

નવલકથાનું નામ વાસ્તવિક છતાં, પ્રકોપ સુચક છે. વસુંધરાને પક્ષપાતી કહેવી એ બીન જરૂરી છે. તેને પ્રાણીમાત્ર સંતાન સમાં વ્હાલાં છે. પણ સૃષ્ટિનું ચક્ર હંમેશ પરિવર્તન પામતી ગતિએ ચાલ્યું જાય છે. જે ઉચ્ચ હોય તે નીચ બને, શક્ત હોય તે અશક્ત બને; અશક્ત શક્ત થાય, નીચ ઉચ્ચ થાય ને માનવીના મગજમાં ભરાયેલી 'અહં'ની ભાવનાના બળે સબળ નિર્બળને હંમેશ દબાવતો જ રહે. પરીણામે કોપ એક પ્રત્યે જરૂરી નથી. પ્રત્યેકમાં સમભાવની ખીલવણીની જરૂર છે. એક માર્ગ પ્રત્યે હમદર્દી દાખવવા જતાં, બીજાની તુચ્છતા વધારાય તે સમતોલનાનો અભાવ સુચવે છે. ગાડાખેડુઓની મુશીબત વર્ણવતાં, તેઓ કુતરાં બિલાડાંને કચરી, નાંખે એ પ્રતિનાં પગલાં સામે કોપ દર્શાવવો એ ગાડાખેડુઓ પ્રતિની શુદ્ધ હમદર્દી નથી; પણ કુતરાં બિલાડાંને માનવી કરતાં નીચ માનતી અશુદ્ધ ભાવના છે.

આ ભાવના ધીમે ધીમે વધતી જાય છે. તે ભારતીય પ્રજાનું આધ્યાત્મિક પતન સુચવે

છે. ખ્રિસ્તી ધર્મની તેમાં સીધી અસર છે. પ્રત્યેકે યાદ રાખવું ઘટે કે માનવીનેજ પ્રભુનો પ્યારો દર્શાવતાં ખ્રિસ્તી ધર્મે ગોરીપ્રજાનેજ પ્રભુપ્રિય ને શ્રેષ્ઠ માનતી ભાવના જન્માવી છે.

પ્રજાજીવનના પ્રત્યેક પ્રસંગોને એકજ સળંગ કથામાં આટલી સરસ રીતે ગુંથી શકવા માટે લેખક અભિનંદનને પાત્ર છે.

'અપરાધી'નું ક્ષેત્ર કંઈક મર્યાદિત છે.

બાપના કોપથી ગભરાઈ અંજુ નામની એક ખેડુત કન્યા પોતાના જન્મતા બાળકને કુવામાં નાંખે છે. પોલીસ તપાસ ચલાવી તે કન્યાને કોર્ટમાં રજુ કરે છે. કોર્ટના ન્યાયાધીશ શિવરાજસિંહ, કન્યાને ઓળખી, તેના બાળકની ઉત્પત્તિમાં પોતાનાજ યૌવનની ભુલનું પરિણામ જુએ છે. ને તે, અધર્મથી બચવા ને તટસ્થતા સાચવવા, કેસ હાથ નીચેના ન્યાયાધીશને સોંપે છે.

શિવરાજસિંહ સરસ્વતી નામે એક વિદુષી ને સંસ્કારી કન્યાના પ્રેમમાં હોય છે. તે તેની સાથેનાં લગ્નની તૈયારીમાં છે. સરસ્વતી અંજુને બચાવવા તેના કેસમાં ઉંડી ઉતરે છે, અંજુ તેને પુરુષનું નામ આપવા ના કહે છે; પણ અન્તે સરસ્વતી સમજી જાય છે.

શિવરાજસિંહ; હૃદયના તીવ્ર મન્થનના પરિણામે, અંજુને એક હમદર્દી વકીલ સાથે ભગાડી મુકે છે. પણ કુપિત સરસ્વતી તો તેને ત્યજીજ જાય છે. શિવરાજ ગુનેહગાર તરીકે સ્વેચ્છાએ પોલીસને આધીન થાય છે. તેનો સસરો કબુલાત પાછી ખેંચવા તેને સમજાવે છે. છતાં તે મક્કમ રહે છે. તેને કેદની શિક્ષા કરવામાં આવે છે. તે પશ્ચાતાપ ઝરતા મુખે તે વધાવી લ્યે છે. તેની આ સાત્વિક કિંમતના સમાચાર સાંભળી સરસ્વતી જેલમાં તેની સેવા કરવા આવે છે, ને ત્યાં તે તેના પ્રિયતમને પરણે છે.

'વસુંધરાનાં વ્હાલાં દવલાં' સમાજને ચાબખો મારવા સાથે તેનું પ્રતિબિંબ ઝીલે છે. 'અપરાધી' પ્રજા આગળ ધ્યેય રજુ કરે છે. પહેલીમાં હમદર્દી સાથેજ કોપ ગુંથાયો છે. બીજીમાં શાંત રસ વહે છે. પહેલીમાં સમાજનું પ્રતિબિંબ ઝીલાયું છે. બીજી જેલ અને ન્યાયાલયો સાથે સ્ત્રી સંસ્થાઓનું વાતાવરણ ગુંથે છે.

સરસ્વતીનું પાત્ર સ્ત્રી-જીવનને ધ્યેયલક્ષી છતાં શિવરાજસિંહને છોડતી વખતે તેમાં સ્નેહહીનતા આવે છે; પિતાને છોડી શિવરાજ પાસે આવતાં તેમાં માર્દવતાનો ઘાત થાય છે. માન્યતાને ખાતર પ્રકૃતિનાં સનાતન તત્ત્વોનો ભોગ આપતાં શીખવવું, એ કોઈ પણ સંયોગોમાં ઠીક નથી. માન્યતા યુગે યુગે ફેરવાતી રહેશે. પણ સ્નેહ, સંસ્કાર, લજ્જા, માર્દવતા વિગેરે ગુણો પ્રત્યેક યુગના અલંકાર સમા છે, અમુક માન્યતાને ખાતર તેને ઝેર ન આપો.

શિવરાજસિંહનું પાત્ર જેટલું વ્યવહારહીન છે તેટલુંજ સરસ્વતીના પિતા મી. પંડિતનું પાત્ર વ્યવહાર છલોછલ છે. બંને સામસામાં પલ્લામાં શોભતાં છે; વૈવિધ્યતાને બંને સાચવે છે. રામભાઈ વકીલ અંજુની સાથે નાસવાની જે હિંમત દાખવે છે તેમાં જો કે માનવતા ભરી છે, છતાં એ માનવતા અનુકરણને યોગ્ય તો નથીજ. થાણદારનું પાત્ર 'પ્રેડેશન' ઈચ્છતા અધિકારીઓનું આબેહુબ માનસ દાખવે છે. બુઢ્ઢા ચાઉસનું પાત્ર જેટલું ગૃહનોકરોને આદર્શ સમું છે તેટલુંજ શિવરાજસિંહનું તેના પ્રતિનું વલણ અનુકરણીય છે. પબ્લીક પ્રોસીક્યુટરની શિવરાજ પ્રતિની હમદર્દી વિના નવલકથાનો ઉત્તર ભાગ કરડો બની જાત.

આખી નવલકથામાં સળંગતા એક સરખી જળવાય છે.

કલા-દૃષ્ટિએ 'વસુંધરાનાં વ્હાલાં દવલાં, કરતાં આ ઉંચી કૃતિ છે.

---o---




ગુજરાતમાં માસિકો અનેક ઉગે છે, અને તરતજ આથમે છે. એ સ્થિતિમાં આ નવીન સાહસ શા માટે?—આનો ઉત્તર અમે પ્રથમ પૃષ્ઠે આપી દીધો છે.

અમારી યોજના અને 'માસિક'નું ઘડતર પણ અમે એજ પૃષ્ઠે રજુ કર્યો છે.

જે આઠ સલાહકારોએ પોતાના અમૂલ્ય સમય અને શક્તિની અમને શક્ય ભેટ ધરવા કબુલ્યું છે તેમનો આભાર આ સ્થળે ઉચિત ગણીએ છીએ.

× × ×

તરતમાં ગુજરાતે શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યનો સારસ્વત યજ્ઞ ઉજવવાનું નક્કી કર્યું છે. એના ઉત્પાદક શ્રીયુત્ કનૈયાલાલ મા. મુનશી છે.

શ્રી મુનશીએ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યને વિકૃત સ્વરૂપે ચીતરવામાં કમી નથી રાખી. ઐતિહાસીક નવલકથામાં નવલકથાકાર તરીકે છુટ લેવાનું કદાચ તેઓ બ્હાનું બતાવી શકે. પણ 'Gujrat and its Literature'માં તેમણે શ્રીમદ્ વિષે થોડાંજ વર્ષ પર જે લખ્યું છે તે તેમનો શ્રીમદ્ વિષેનો ચોક્કસ અભિપ્રાય સુચવે છે. તે લેખન પછી તેમનો મત જો ફર્યો હોય તો તે હર્ષનો વિષય છે. પણ જો જૈનોના કેવળ મતજ મેળવવાને ખાતર શ્રીમદ્નો પુનઃ એક નવીન પાત્ર તરીકે ઉપયોગ કરવામાં આવતો હોય તો જૈનોએ આ યત્નને અજમાવતાં ચેતવું જરૂરી છે.

× × ×

લખનૌની ધારાસભાએ બાળ જન્મપર કર નાંખવા વિચાર્યું છે. આ પ્રકારના વિચારમાં પણ પ્રજાદ્રોહ નથી એમ માનવું મુશ્કેલ છે. પ્રજાવૃદ્ધિને બેકારી કે રાષ્ટ્રના પતનનું કારણ માનવું તેમાં શાસકવર્ગે પાયેલી પીચકારીના ઝેરનો કેવળ ઉભરોજ છે. ગાંધીજીએ સંતતિ નિયમન અર્થે બ્રહ્મચર્ય દર્શાવ્યું; પરદેશીઓ તે માટે યાન્ત્રિક સાધનો સૂચવે છે; ઉક્ત ધારાસભા કરનો ડર બતાવવા માગે છે; એન્ડ્રુઝ પ્રજાને પરદેશ ધકેલવાની યોજનાઓ રચે છે. પણ ચારેનો ઉદ્દેશ તો એકજ છેઃ પ્રજાનો ઘટાડો. ગરીબ હિંદની આંતરશક્તિને તેના શાસકો મારે છે; તેની સંખ્યાં શક્તિને તેના હિતચિંતકો કચરે છે. સર્વે બળોને ભારતીય પ્રજાના નાશમાં પ્રવૃત્ત કરનાર શાસકવર્ગ સામ્રાજ્યવાદની દૃષ્ટિએ તો ખરેખર ધન્યવાદનેજ પાત્ર છે.

× × ×

કોંગ્રેસની પ્રાન્તિક સરકારોએ દેખીતાં જે શુભ કામ કર્યાં છે તે માટે પ્રજા તેમની આભારી છે. પણ તે સરકારોએ અંગ્રેજ નીતિથી શું ઉલટું કર્યું છે તે વિચારવાને દેશનાં અમૂલ્ય મગજોએ રોકાવું જરૂરી છે. ને અંગ્રેજ નીતિ ભારતના સાર્વત્રિક લાભમાં ન જ હોય

એમ માનનારાઓના તોટાના અભાવને પીક તરીકે લેખી, તેઓ પ્રજાને જે સત્ય સમજાવે તો તે તેમના મૌન કરતાં વધારે કિંમતી નીવડશે.

× × ×

જર્મનિ, ઇટાલિ ને જાપાનની ત્રિપુટી, એબિસીનીયા, ચીન, સ્પેન, ભૂમધ્ય, મેકસીકો ને ઑસ્ટ્રિયામાં જે ઝળકતા વિજય વરી છે, તે જોતાં તેનું ભાવિ ઘણું ઉજ્જવળ ભાસે છે. બ્રિટનને તેમની સાથે યુદ્ધ કરતાં સહકાર વધારે લાભદાયી છે. યુદ્ધમાં બ્રિટનને સટ્ટો ખેલવાનો છે. સહકારથી ત્રિપુટી, બ્રિટનને યુનાઈટેડ સ્ટેટસ એ પાંચ રાજ્યોનુંજ જગત બનશે. આમ કરવામાં બ્રિટનની તેજસ્વીતા જો કે કંઈક અંશે ઘટશે, પણ તેમ થતાં, ત્રિપુટી, આવતા પછીના નવા યુદ્ધ, પચાસેક વર્ષ લગભગ, સુધી બ્રિટનપર હાથ ઉગામવાનું જોખમ નહિ વ્હોરે. આ બંને વચ્ચે ઝોલાતી બ્રિટનની પરદેશનીતિ આજે પાંગળી બની છે.

× × ×

મુંબાઈ યુનીવર્સીટીએ 'એક્સ્ટર્નલ' વિદ્યાર્થીઓની યોજના સંબંધી કંઈક વિચાર કર્યો; ને પછી તરતજ તે પ્રશ્ન પર પડદો પડયો. પણ એ પ્રશ્ન આજે ઘણોજ જરૂરી છે.

સમૃદ્ધિ અને સરસ્વતી મોટે ભાગે એક સ્થળે નથી રહેતાં. સરસ્વતીનેજ પૂજતા અનેક વિદ્યાર્થીઓ, એવી તીવ્ર કૌટુમ્બીક જંજાળો કે આર્થિક સંકડામણોમાં અટવાયા રહે છે, કે કોલેજનાં બારણાં તેમને અસ્પર્શ્ય થઈ પડે છે. આવા સરસ્વતી પૂજકો સ્વભાવથી એકાંતિક હોય છે. સ્કોલરશીપો વિગેરેની સગવડતા તો દુન્યવી વિદ્યાર્થીઓનેજ ફાળે જાય છે. સાચા પૂજકોને તો, મોટે ભાગે, ઘરનો ભાર ઉપાડી તે ઉપરાંતમાં મળતા સમયમાં ખુણે બેસી પુસ્તકોને સર્વસ્વ અર્પતાં જીવનની ક્ષણો વિતાવવી પડે છે.

આ સંબંધમાં કેમ્બ્રીજ યુની. ની કંઈક સગવડતા જો કે છે; પણ જેને ખુબજ આગળ વધવું છે એવાને માટે તે ઘણીજ સાંકડી ને મર્યાદિત છે. સાચા વિદ્યાર્થીઓને માટે કૉલેજનો અભ્યાસક્રમ એ નિરર્થક જેવોજ છે તેઓ તો કૉલેજના M. A. ના કોર્સમાં હોય તે કરતાં પણ અનેકગણું વાંચન અને અભ્યાસ થોડાંક વર્ષોમાં રાત્રિઓની સોડમાં કરી લ્યે છે. યુનીવર્સીટીને આવાઓની પરવા નથી. તે તો કેવળ તેના બારણામાં અમુક કલાક ગાળી ઉપાધિઓ મેળવનારાઓને સાંસારિક ને આર્થિક વિજય અર્થે આડકતરી સહાય કરવામાં પોતાનું શ્રેય સમજે છે.

સાચા અને ઉંડા અભ્યાસીઓને અપનાવવાની નીતિને આપણી યુનીવર્સીટીઓ અનુસરે એ આજની વધુમાં વધુ તીવ્ર જરૂરીઆત છે.

× × ×

વીતતા દિવસોમાં અનેક વિભૂતિઓ સંસારપરથી અદ્રશ્ય થઈ. તે સંબંધમાં કંઈ પણ ઉચ્ચાર કરતાં, તેની દુઃખદ મૂક નોંધને કેવળ અમે અહીં વધુ ઉચિત માનીએ છીએઃ

વિજ્ઞાનવીરોમાં: માર્કોની, જગદીશ બોઝ ને લૉર્ડ રૂથરફર્ડ,

રાજ્યધુરંધરોમાં : રામ્સે મેકડોનલ્ડ, પ્રભાશંકર પટણી ને ભૂપેન્દ્રસિંહ.

સાહિત્ય શિરોમણીઓમાં : છોટાલાલ ભટ્ટ, કવિ વિહારી, કનૈયાલાલ વકીલ, ચન્દ્રશંકર પંડ્યા, નારાયણ વિસનજી ઠકકુર, કેશવલાલ હ. ધ્રુવ, ને ડાહ્યાભાઈ દહેરાસરી.

———o———




તા. ૨૪–૩–૩૮: બ્રિટનના વડા પ્રધાન ચેમ્બરલેને, આમની સભામાં, બ્રિટનની પરદેશનીતિ પર ભાષણ કરતાં, જર્મનિના હુમલા સામે ઝેકોસ્લેવેકીયાનું સશસ્ત્ર રક્ષણ કરવાની ફ્રાન્સની નીતિને અનુસરવાની કે રશીયાએ નોંતરેલી ફેસીસ્ટ વિરોધી પરિષદને લગતા આમન્ત્રણને સ્વીકારવા અનીચ્છા દર્શાવી.

તા. ૨૫–૩–૩૮: ગાંધીજીએ બેરબોઈ ખાતે ભાષણ કરતાં અહિંસાને નબળાઈનું સાધન બનાવવા કરતાં તેનો ત્યાગ વધારે ઉજ્જવળ દર્શાવ્યો.

મુંબઈ ધારાસભામાં, રસભરી ચર્ચાના અન્તે, ચાલુ વર્ષના અંદાજ પત્રકમાં સરકારની ઇચ્છા પ્રમાણે, વિવિધ પ્રકારની ગ્રાન્ટો આપવાનો નિર્ણય કરવામાં આવ્યો.

મદ્રાસની ધારાસભાના મહાસભાપક્ષના મોવડી તરીકે શ્રી. રાજગોપાલાચારીય પુનઃ ચુટાયા.

મેક્સીકોએ તેલના કુવાના ઇજારાઓને પાછા ખેંચવાનો નિર્ણય કરવાના પરીણામે બ્રિટિશ અને અમેરીકન વ્યાપારીઓને ભારે નુકશાન ભોગવવું પડે તેમ છે. બ્રિટને મેક્સીકન સરકારને તે સંબંધી વિરોધ-યાદી પાઠવી છે. અમેરીકાએ મેક્સીકોને ફેસીસ્ટ બનતું અટકાવવા તેનાં આ પગલાંને ચલાવી લેવા ધાર્યું છે પણ સાથે જ તેણે યોગ્ય અસર ઉપજાવવા મેક્સીકન ચાંદીની ખરીદી અટકાવી છે.

તા. ૨૬–૩–૩૮: નાઝી પક્ષને ઉથલાવી નાંખવાનું કાવત્રું કરવા માટે ૪૬ સ્ત્રી-પુરૂષોની બર્લીનમાં ધરપકડ કરવામાં આવી.

જનરલ ગોરીંગે વિએનાની પુનર્ઘટનાને લગતો કાર્યક્રમ જાહેર કર્યો.

હીટલરે, જર્મનિની ભૂત અને વર્તમાન પરિસ્થિતિ પર, કોએનીગ્સબર્ગમાં ભાષણ આપ્યું.

ફ્રાન્સની પાર્લામેન્ટે હવાઇ હુમલાથી ફ્રાન્સનું રક્ષણ કરવા ૨૭૦૦૦૦૦ પાઉન્ડની ગ્રાન્ટને મંજુરી આપી.

તા. ૨૭–૩–૩૮: ના. વાઈસરોયે ક્ષય નિવારણ ફંડમાં મદદ માટે રેડીઓ પર ભાષણ કર્યું.

ના. મુનશીના પ્રમુખપદે, સાહિત્ય સંસદમાં, સર્વ સામાન્ય લિપિને લગતી વિચારણા થઈ.

તા. ૨૮–૩–૩૮: નાનકીંગમાં જાપાનીઓ તરફથી ચીનની નવી સરકાર સ્થાપવામાં આવી.

જનરલ ફ્રાન્કોએ એબ્રો નદી પરના મેકીનેન્ઝા શહેરનો કબજો લીધો.

પુકાવ રેલ્વે પર ચીનાઓએ લીચીંગ અને સીનીંગ કબજે કર્યા.

તા. ૨૯–૩–૩૮: બેવફાઓને ફાંસીના કાર્યક્રમમાં સોવીયેટે ૧૯ નો વધારો કર્યો.

આસામના મહાન સાહિત્યકાર લક્ષ્મીનાથ બેઝ બેરૂઆ અવસાન પામ્યા.

તા. ૩૦–૩–૩૮: મુસોલિનીએ રોમમાં ભાષણ કરતાં શસ્ત્ર અને વસ્તી બંનેમાં વધારાની જરૂર જણાવી. ઈટાલિની વસ્તી ચાર કરોડ ચાળીશ લાખની છે તેને દશ વર્ષમાં પાંચ કરોડે પહોંચાડવાની તેણે ભાવના દર્શાવી.

તા. ૩૧–૩–૩૮: ઈટાલિયન સેનેટ સમક્ષ મુસોલિનીએ પ્રજાને ત્રીજા મહાન યુદ્ધમાં દોરવાની યોજનાનો નિર્દેશ કર્યાના બીનસત્તાવાર સમાચાર ફેલાયા.

મિસરની ધારાસભાને લગતી ચુટણીમાં મારામારીએ પ્રવેશ કર્યો.
માણસાની ઉગ્ર બનતી લડતને જ્વાહીરે હમદર્દીનો સંદેશ પાઠવ્યો.

તા. ૧–૪–૩૮: કલકત્તામાં મહાસભાની કારોબારીની બેઠક મળી.
સંયુક્ત પ્રાન્તમાં મદ્યનિષેધની શરૂઆત થઈ.
દિલ્હીમાં રાજસભાની બેઠકની શરૂઆત થઈ.

તા. ૨–૪–૩૮: મુંબઈની ધારાસભામાંના લીગ પક્ષે સભા ગ્રહમાંથી 'વૉક આઉટ' કર્યો.

તા. ૫–૪–૩૮ મુંબઈની ધારાસભાએ કર્ણાટકને અલગ પ્રાન્ત બનાવવાની ગવર્નરને ભલામણ કરાવ ઠરાવ કર્યો

તા. ૬–૪–૩૮: મુંબઈની ધારાસભાએ ના. મુનશીની ભલામણથી, ૧૯૩૨ નો સ્પેશીયલ ઈમર્જન્સી પાવર રદ્દ કર્યો.
અમદાવાદમાં શેરબજારનો મામલો વધુ ઉગ્ર બન્યો પક્ષ વિરોધના કારણે બજારનાં તાળાં તુટયાં.

તા. ૭–૪–૩૮: ના. વાઈસરોયે મધ્યસ્થ ધારાસભાની મુદ્દત એક વર્ષ માટે લબાવી.
હિંદુસ્તાનમાં ઠેર ઠેર જલિયાંવાળા દિનની ઉજવણી થઈ.
કેદીઓને લગતા પ્રશ્ન માટે ગાંધીજીએ બંગાળના ગવર્નર લૉર્ડ બ્રેબોર્નની મુલાકાત લીધી.

તા. ૮–૪–૩૮: ગાંધીજીએ કલકત્તાની પ્રેસીડેન્સી જેલમાં, રાજદ્વારી કેદીઓની મુલાકાત લીધી.
બીહટા રેલ્વે અકસ્માત સબંધમાં થોમસન રિપોર્ટ પ્રગટ થયો. તેમાં અકસ્માતની જવાબદારી રેલ્વેને શીર નાંખવામાં આવી.
બ્રિટનના વડાપ્રધાન ચેમ્બર લેને, આમની સભામાં, પરદેશનીતિ પર ભાષણ કરતાં શસ્ત્ર-સજ્જતા અને ઈટાલિ સાથેની મિત્રતા પર ભાર મુકયો.

તા. ૧૦–૪–૩૮: ઑસ્ટ્રિયાના જર્મનિ સાથેના જોડાણ સંબધમાં બન્ને દેશના પ્રજામતની ગણતરી થઈ.

તા. ૧૧–૪–૩૮: મ્હૈસુરમાં સ્થાનિક કોંગ્રેસ આગેવાનો પકડાયા.
લવીંગનો 'તીવ્ર' બહિષ્કારને લગતી નીતિને સફળ બનાવવા નવનવી વિચારણાઓને સુઘટીત ટેકો મળતો જાય છે.

તા. ૧૨–૪–૩૮: બીહટા રેલ્વે હોનારતનો ભોગ બનેલાઓને ઘટીત બદલો અને એ પ્રકારનાં એંજીનો હવે મર્યાદિત રીતે વાપરવાની કંપનીને ભલામણ કરાયાનું સરકારે જાહેર કર્યું.
મુબઈમાં ઉજવાયેલ મહાવીર જયન્તિમાં નામાંકિત વ્યક્તિઓએ પોત પોતાની દષ્ટિએ શ્રીમાન્ મહાવીરના જીવન રહસ્ય પર વિવેચન કર્યું.

તા. ૧૩–૪–૩૮: ભાવનગરમાં વિજળીના દર સામેની ઝુંબેશ ઉગ્ર સ્વરૂપ પકડતી જાય છે.

તા. ૧૪–૪–૩૮: પ્રે. રૂઝવેલ્ટે - અમેરીકાના ઉદ્ધાર માટે ત્રણ અબજ ડૉલરના ખર્ચનો નવો કાર્યક્રમ રજુ કર્યો.
શાન્તિ નિકેતનમાં કવિવર ટાગોરનો જન્મદિન ઉજવાયો.

તા. ૧૫–૪–૩૮: ગાંધીજીએ વાઈસરોયની મુલાકાત લીધી
હરદ્વારના મેળામાં ભયંકર આગ પ્રકટી નીકળી.

ગ્રાહકોને:–

'સુવાસ' દર મહિને પાંચમી તારીખ સુધીમાં નિયમિત રીતે પ્રગટ થતું રહેશે.

'સુવાસ'ના જીવનનો, તે જે સેવાઓ ઊઠાવે તેની હયાતિનો, આધાર આપના સહકાર પર અવલંબે છે એ આપ કોઈ પણ સંયોગોમાં નહિ જ વિસરો એવી આશા રાખીએ છીએ.

ત્રણ રૂપિયાના બદલામાં તે આપને ત્યાં, દર મહિને, જીવન સુધી સંઘરો એવી મીઠાશ, અંતરને ઉન્નતિએ પ્રેરતી સૌરભ, સાહિત્ય અને કલાનો રસથાળ, ને સ્વ અને પર પ્રજા ને દેશનાં સાચાં પ્રતિબિંબો લાવશે.

* * *

વાચકોને:–

'સુવાસ' જેટલું સુવાસ કાર્યાલયનું છે તેથી યે વધુ તો તે તેના ગ્રાહકોનું, લેખકોનું, ચિત્રકારોનું, હિતેચ્છુઓનું ને વાચકોનું છે. તેને શ્રેષ્ઠ બનાવવાની અમારી ભાવના છે. છતાં તેમાં કંઈ ક્ષતિ લાગે તો તે માટે દરગુજર ચાહીએ છીએ.

'સુવાસ' માટે મોકલાતી સૂચનાઓને અમે ભાવથી વધાવીશું.

વાચકોની પૂછપરછ અને સૂચનાઓ કે પ્રશ્નોના જવાબ પત્રો દ્વારા આપવા કરતાં તેને વ્યવસ્થિત કરી 'માસિક'માં ઘટીત રીતે પ્રગટ કરવા અમે અવકાશ રાખ્યો છે. વાંચકો તેનો લાભ લે એ ઇચ્છનીય છે.

પ્રજાજીવનને જરૂરી એવાં ચર્ચાપત્રો કે પ્રજાવાણીને અમે આવકારીશું.

* * *

## જરૂરી પાનું

લેખકોને :–

પ્રગટ થતા પ્રત્યેક લેખના પુરસ્કાર પેટે અમે પાના દીઠ, લેખની યોગ્યતા પ્રમાણે રૂ. ૦ાથી ૧ સુધી આપીશું. સંભવિત છે કે કેટલાક લેખકો પુરસ્કારને સ્વીકારવાની ઇચ્છારહિત પણ હોય. પરિણામે વ્યવસ્થા સાચવવાને ખાતર, પુરસ્કાર સ્વીકારવાની ઇચ્છા સેવતા લેખકો, લેખના હાંસિયામાં, 'પુરસ્કાર' શબ્દ લખી મોકલે એ જરૂરી છે.

જે અંકમાં લેખ પ્રગટ થાય તે અંકની નકલ સાથે પ્રગટ થયેલ લેખની પાંચ નકલો અમે મોકલાવીશું. પણ લેખકો અને માસિકનો સંબંધ અમે તન્મયતાભર્યો ઇચ્છીએ છીએ. એટલે લેખકો તેમને મળતા પુરસ્કારમાંથી માસિકનું ગ્રાહકપદ ચાલુ રાખતા જ રહે એ અમે વધુ જરૂરી માનીએ છીએ.

પ્રગટ ન થઈ શકે એવા લેખોની વ્યવસ્થા માટે ગુજરાતના પ્રત્યેક પત્રકારો મુશ્કેલી જ અનુભવે છે. અમે તેને માટે આ રીતે પ્રબંધ કર્યો છે:

અપ્રગટ લેખોના અમે બે વિભાગ પાડીશું. એક, શ્રમ, અભ્યાસ, ને ઉત્સાહપૂર્વક લખાયલા પણ તેમાંની કંઈક ત્રુટી કે અન્ય કારણે અમે ન સ્વીકારી શકીએ તેવા. બીજા, માસિકો પર લેખો મોકલી આપવાની થઈ પડેલી ફેશનને અનુરૂપ હોય તેવા. પ્રથમ પ્રકારના લેખો અમે અમારે ખર્ચે પાછા મોકલાવીશું. બીજા પ્રકારના લેખોની યાદી અમે 'માસિક'માં પ્રગટ કરતા રહીશું; અને લેખકો જો તે યોગ્ય મુદ્દતમાં ટપાલખર્ચ મોકલી પાછા નહિ મંગાવી લે તો ન છૂટકે અમે તેનો રદ કરીશું.

પાછા મોકલાતા લેખો તેના લેખકને નિરૂત્સાહી ન કરે તે માટે અમે તેની સાથે જ તેમ કરવાનાં કારણ પણ દર્શાવતા રહીશું અને લેખકો જો એ કારણ પ્રમાણે લેખને પુનર્જીવન આપશે તો અમે તેને જરૂર સત્કારીશું.

લેખો અમે આ પ્રકારના વધુ પસંદ કરીએ છીએ:

ગમે તે વિષયને લગતા પણ તલસ્પર્શી, ટૂંકા ને ભાષાશુદ્ધિ ને કલાપૂર્વક આલેખાયલા.



ને તેજ ક્ષણે તે સુવર્ણરથમાં બેસી મુનિવરની સમીપ ચાલ્યો.

દીપોત્સવી આવે છે, ચોપડા નવા લખાય છે, ને પ્રથમ પૃષ્ઠે શબ્દો પડે છે:

'ધન્ના-શાલિભદ્રની રિદ્ધિ હોજો.'

પણ એ ધન્નો ને શાલિભદ્ર કોણ અને કેવા હતા, તે કયા યુગમાં થયા, તેમનો વૈભવ કયા પ્રકારનો હતો, તેમની રિદ્ધિ કેટલી વિપુલ હતી, તેમનાં આનસ કેવાં ઉચ્ચ ને નિર્મળ હતાં તે પ્રત્યેક હિંદીએ જાણવું જરૂરી છે.

તે જાણવાને, અને તે જાણતા હોય તેમને શબ્દસર્જી તે રમણીય પ્રતિમા પૂજવાને, આ અંકની વાર્તા, 'લક્ષ્મીના લાડકા', વાંચવાની ભલામણ કરીએ છીએ.

શાલિભદ્ર આ અંકમાં છે; ધન્નો આવતા અંકે પ્રગટશે.

ઉપરનું ચિત્ર તે વાર્તાને લગતું છે.



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૧ લું ] વિ. સં. ૧૯૯૪ : જેઠ [ અંક ૨

## પુરુષ અને પ્રકૃતિ

ચ

પ્રકૃતિ દેવીના રમણીય ભુવનને બિલોરી આંગણે મારી સ્વપ્નઘેલી આંખો જઇ ચોંટી. દ્વાર પર મેં વાંચ્યું:

"સૃષ્ટિને કાં તો અનાદિ માન, કાં તો ઉત્પત્તિના કારણ વિષે અપ્રશ્ન્ય માન."

મેં મસ્તક નમાવ્યું. દ્વાર ખુલ્લાં થયાં. ધ્રૂજતા ચરણને રત્નજડી ભૂમિએ ફેરવતાં હું ભુવનમાં પ્રવેશ્યો.

સર્જન, સ્થિતિ અને વિનાશના ત્રિચક્રી રથના શિખરે પ્રકૃતિદેવી નાચતાં હતાં. તેમની કાયા કમનીય હતી. નંદનવને શોભતા સ્વર્ગની, કામદેવને વીંઝતી રતિની, સૃષ્ટિના પ્રાકૃતિક આભૂષણોની–કલ્પનાને પણ વિસરાવે એવી અવર્ણ્ય મોહકતાએ તેમનાં અંગ ઉભરાતાં. પ્રત્યેક અંગમાંથી રસ તેજના નવનવીન ફુવારા છૂટતા. રથચક્ર પર તેનાં પ્રતિબિંબ પથરાતાં.

દેવીનાં અસંખ્ય સંતાન તે ચક્રોની આસપાસ ઘુમતાં હતાં; સ્વ અંતરની પ્રેરણા પ્રમાણે તેઓ ચક્રોને ચૂમતાં હતાં. અંતરોને ગૂંથતી દોરી પ્રકૃતિદેવી ઝુલાવતાં.

નિર્મળ જળે ભર્યાં પાત્ર સમાં તે અંતરો હતાં; દોરીનું પ્રતિબિંબ ઝીલી તે સ્વરૂપ

પામતાં. સર્જનના ચક્રને તેમની સેવાની જરૂર પડતી: ને દોરીમાંથી સ્નેહ, વિજાતીય સંયોગની ભૂખ ને સંતતિની લાલસા નીતરતાં; સ્થિતિના ચક્રને તેમના સહકારની જરૂર પડતી: ને. તેજ દોરીમાંથી જીવનની ભૂખ, મહત્ત્વાકાંક્ષા ને લોભ ટપકતાં; વિનાશના ચક્રને તેમની જરૂર પડતી: ને દોરી પૂર ઈર્ષા, દ્વેષ, દર્દ ને જીવનનો થાક ચમકતાં. ચૂસાયેલ સંતાનને તાજગી અર્પવા દોરી પુનઃ સર્જનનાં રમકડાં નચવતી. ને ત્રણે ચક્ર એમ ગતિમાન રહેતાં; પ્રકૃતિદેવીનું નૃત્ય અસ્ખલિત વહેતું.

"માત, આ શું?" અશ્રુભીની આંખે મેં પુછ્યું.

દેવી હસીને બોલ્યાં, "સનાતન આનંદ."

"આનંદ!" ઘેરે ટળવળતાં તેમનાં અગણિત સંતાન–પુરુષો, પ્રાણીઓ–પ્રતિ આંગળી ચીંધી હું કમકમ્યો.

"હા, આનંદ." એજ મધુર સ્મિતને પુનઃ વર્ષાવતાં દેવીએ કહ્યું, "મારો રથ અમર છે. ત્રણે ચક્રની ગતિ સનાતન છે. તેને કાયમ રાખવા આ ક્રમ ને પ્રતિબિંબ જરૂરી છે. પણ પ્રત્યેક પ્રતિબિંબમાં હું ક્ષણિકતા પુરૂં છું; તેમાં વૈવિધ્યતા ઉમેરી હું નવીનતાનો વ્યાપક આનંદ પ્રગટાવું છું. કેવળ પ્રતિબિંબ છતાં હું તેમને દૃષ્ટિ વિભ્રમે ઘેરી સ્વત્વની મોજ માણવા દઉં છું. કેવળ આભાસ છતાં હું તેમને રસઝંખનાએ માધુર્ય બક્ષું છું."

"પણ દૃષ્ટિ વિભ્રમ એ પણ પ્રતિબિંબ જ છે ને?"

"હા," વાત્સલ્ય વેરતાં માતા બોલ્યાં, "પણ અગણિત આંટાએ, અતીવ કસાયે, તે ઝાંખું બને છે. પાત્રની પ્રતિબિંબ વાહકતા ઘટે છે. ક્રમે તે નિર્મૂળ બને છે. ને પાત્ર ચક્રસેવામાંથી મુક્ત થાય છે.

"ને પછી?" મારાથી સહસા પુછાયું.

"પછી સનાતન નિર્મળ આનંદ." માતાના મુખ પર અલૌકિક દિવ્યતા પ્રગટી.

હું અંજાયો. પણ મારૂં અંતર હાથ ન રહ્યું. ઉભરાતી વ્યથાએ મેં પુછ્યું, "પણ આ અમરતા, ગતિઃ તે સર્વની જરૂર શી છે?"

"ભાઈ," એજ મધુર, છતાં આછી વ્યથાએ સ્પર્શ્યું સ્મિત વેરતાં માતા બોલ્યાં, "એને અપ્રશ્ન્ય કબુલ્યા પછી તો તું અહીં પ્રવેશ્યો છે."

મેં બહાર પગલાં માંડ્યાં. અંતર તે ક્ષણે પોકારી ઉઠ્યું:

"હવે એ શરતે અહીં નહિ પ્રવેશું."

ને દેવીના અસ્ખલિત નૃત્યનો ઝણકાર સંભળાયો.

———o———

# જીવન સન્ધ્યા



[ હરિણી વૃત્ત ]

રસપુટ ભરી પી પી હૈયાં સનાતન તાજગી–
ભરી કુમળી જો સન્ધ્યા ખીલી ન ધન્ય શું જિન્દગી ?
બહુ સમયથી હૈયે જેની હતી કુંળી વાંછના,
સુભગ સરલા સન્ધ્યા તે જો ભૂલી નિજ યાતના. १

ગગનપટનાં સૌન્દર્યોનો ઘડી ન ભોક્તા બને ?
ધુમસપટમાં વીંટાયેલું ન વિશ્વ ગમે તને ?
પરમ ગહના શાન્તિ–શાન્તિ—છવાઈ રહી જગે,
દરદ દિલનાં ભૂલી જા, જો કિલોલી રહ્યું ખગે. २

જનહૃદયમાં ક્લાન્તિ–ક્લાન્તિ–અરે શીદ તો પછી ?
મિજલસ મંહી નિઃશ્વાસો શા–નિગાહ શું તીરછી ?
ગત જીવનનાં વર્ષો પેલાં ઢળી કલિ શાં પડયાં ?
સ્મિતલહરીનાં ઊન્હાં અશ્રુ–છળી ઉછળી દડયાં ? ३

વિષમ વનના વાયુ–ફૂંકે ડુબે નભ ભાણુજો,
તિમિર પડદે આશુ એવું–પ્રભુનું નિર્માણ જો !

# અમારી પિછાન

જીવનિયાં છે ન્યારાં :
અમારાં જીવનિયાં છે ન્યારાં :

જગથી જુદી જાત અમારી, જગથી જુદી વાત;
રહેણી કરણી રંગભરેલી, ચિત્ત ચેતનિયાંની ભાત.
અમારાં૦

અમને પ્યારી મસ્તી અમારી, ગાતાં ગીત અનસ્ત;
નરનારી સહુ કોઈ જાગે, જાગે વિશ્વ સમસ્ત.
અમારાં૦

સૂરજકિરણની શેરની હૈયે, ઝગમગ કેવી જ્વલન્ત;
અંતરનું જગ રેલવિયે સૌ, ઉજ્જ્વળ તેજ અનન્ત.
અમારાં૦

દિવસ ઊગે કે રજની આવે, લાવે તેજ તિમિર;
અભંગ આશા ને અભિલાષા, ના ઉર શોક લગીર.
અમારાં૦

હસતાં હૈયાં હાસ અને હું, હસાવતાં જગ લોક;
કરુણા ટાળે માનવ ઉરની, અંતર એવાં ઠોક.
અમારાં૦

મૂળજીભાઈ પી. શાહ

# હિંદમાં ઈસ્લામનાં પ્રથમ પગલાં*

અનુવાદક: રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ.

(હવે) આપણે વિન્ધ્યાની ઉત્તરે આવેલા હિંદુસ્તાનના ઇતિહાસ તરફ વળવું પડશે. એ ઇતિહાસ અત્યાર આગમચ આપણે રાજા હર્ષની કારકિર્દી સુધીનો તો જોયો. સને ૬૪૮ની સાલના સુમારમાં હર્ષનું મૃત્યુ થયું, અને તેના મૃત્યુ સાથે તેણે સ્થાપન કરેલા રાજવંશ અને રાજ્યનો અંત આવ્યો. વળી તેના મૃત્યુથી ઉત્તર હિંદના રાજકીય પ્રશ્નોમાં ચીનને ભાગ લેવાનો પ્રસંગ ઉભો થયો. મહારાજા કનિષ્કના સમયથી બૌદ્ધ ધર્મના ચીનમાં થએલા પ્રચારને કારણે પૂર્વ તરફના દૂરના પ્રદેશો સાથે હિંદુસ્તાન ગાઢ સંબંધમાં આવ્યે જતું હતું; અને દરિયાનો માર્ગ ટુંકો, સરળ, સલામત અને વ્યાપારને ઉપયોગી હોવાથી ચીન સાથે દરિયા માર્ગનો સંબંધ વધારે જળવાયો. ઈ. સ. ૫૨૬માં તો બૌદ્ધ ધર્મ શાસન અર્થે હિંદુસ્તાન કરતાં દક્ષિણ ચીનને વધારે મહત્વ મળ્યું; કારણ બુદ્ધસંઘના મુખ્ય ધર્મગુરૂ અને ભગવાન બુદ્ધના અઠ્ઠાવીસમા ધર્મ વંશજ તરીકે સ્વીકારાયલા બોધીધર્મે પોતાના મઠને હિંદમાંથી બદલી ચીનના કેન્ટન શહેરમાં સ્થાપ્યો. આ ગુરૂસ્થાનમાં થએલો ફેરફાર શક લોકોના હુમલાને આભારી હતો કે હિંદનાં રજવાડાંઓમાં બુદ્ધધર્મની અસર ઘસાતી હોવાના કારણે હતો, તે અત્યારે કહી શકાય નહિ. એટલું તો ખરૂં જ કે નાનકીંગના સત્તાધીશોએ બોધી ધર્મને ભારે આવકાર આપ્યો. ધર્મપીઠ ચીનમાં ખસેડી એટલે ધર્મગુરૂઓની મુખ્ય ગાદી ચીનમાં આવી, અને તેને પરિણામે હિંદુસ્તાનમાંથી અનેક બૌદ્ધધર્મી સાધુઓ અને ગૃહસ્થોએ ચીન વગેરે પૂર્વ તરફના દેશોમાં મુસાફરી અને વસવાટ કરવા માંડયાં.



સાતમી સદીમાં ઉત્તર અને દક્ષિણ ચીન ભેગાં થઈ ગયાં અને ચાન્ગ નામના રાજવંશની સત્તા નીચે ચીનમાં એક જબરજસ્ત મહારાજ્ય અસ્તિત્વમાં આવ્યું. એ રાજ્ય અમલ દરમિયાન જાત્રાએ આવેલો હુએન-સંગ કોઈ પણ પ્રકારની રાજદ્વારી વિષ્ટિ લાવ્યો નહોતો, છતાં બૌદ્ધધર્મના સિદ્ધાન્તો સમજાવવાની તેની અપૂર્વ કળાએ રાજા હર્ષને મુગ્ધ બનાવ્યો, અને તેને અંગે આ ચીની મુસાફરના આશ્રયદાતા ચીનના શહેનશાહ સાથે મૈત્રી બાંધવાની હર્ષને ઈચ્છા થઇ. સને ૬૪૧માં મહારાજા હર્ષે ચીનના શાહ તાઈસન્ગના દરબારમાં એક બ્રાહ્મણની આગેવાની નીચે એલચી મંડળ મોકલ્યું, અને હુએન-સંગ હિંદ છોડવાની તૈયારી કરતો હતો તે દરમિયાન તે ચીનથી મૈત્રીનો સ્વીકાર પામી પાછું વળ્યું. ચીનના બાદશાહે પ્રત્યુત્તરરૂપે સને ૬૪૬માં પોતાનું એલચી મંડળ હર્ષ પાસે મોકલ્યું. હુએન-સંગ બુદ્ધ ધર્મના કિંમતી સંગ્રહો સહ સહીસલામતીથી ચીન આવી પહોંચ્યો હતો, તે જાહેર કરવાને બ્હાને પણ આ મંડળ મોકલ્યું હોય; પરંતુ તે મંડળ હિંદુસ્તાન પહોંચ્યું તે પહેલાં રાજા હર્ષ મૃત્યુ પામ્યો હતો.

---

* સાતમી સદીથી અગિયારમી સદીનું ઉત્તર હિંદ: હેવેલ કૃત 'આર્ય સત્તાનો ઇતિહાસ'માંથી

રાજા હર્ષ અને તેના કુટુંબે બૌદ્ધસંઘને બતાવેલી અતિશય કૃપાને લીધે તેના મંત્રીમંડળમાંથી જ તેને માથે દુશ્મનો ઉભા થયા. અર્જુન અથવા અરૂણસ નામના એક મન્ત્રીએ હર્ષના વંશનો રાજગાદીનો હક્ક નષ્ટ કરાવ્યો અને પોતે રાજગાદી ઉપર બેઠો. વિન્સેન્ટ સ્મિથ અને બીજા ઇતિહાસ નેતાઓએ આ પ્રસંગ ઉપરથી અરૂણસને ગાદી ઝૂંટવી લેનાર તરીકે ગણ્યો છે. પરતુ આર્ય જાતિના ઇતિહાસના ઊંડા અભ્યાસીઓ અરૂણસના આ કૃત્યને રાજ્ય છીનવી લેવાના પ્રકાર તરીકે ગણતાં આંચકો ખાશે. આર્ય કાયદા પ્રમાણે રાજ્યકર્તાના કુટુંબમાં જ રાજ્યનો વારસો અવિચ્છિન્નપણે જાય એવું બંધન નથી. આર્ય જાતિના પ્રતિનિધિ તરીકે રાજ્યસભાની સંમતિ રાજ્યગાદી ઉપર કોઈને પણ બેસવા માટે જરૂરની ગણાતી. એ વાત ખરી છે કે રાજ્યસભાની આવી સંમતિ મ્હોટે ભાગે નામની જ હતી, કારણ રાજાને પોતાના મંત્રી પસંદ કરવાની તેમજ તેમને રજા આપવાની સત્તા હતી. અને રાજા મોટે ભાગે પોતાના જીવતાં જ આ મંત્રીઓ અને રાજ્યસભા પોતાની મરજીને વશ રહે એવી તજવીજ કરી શકતો; પરંતુ આપણે કેટલાક પ્રસંગો નોંધ્યા છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે રાજ્યના હિત ખાતર કોઈ રાજાના મૃત્યુ પછી ચાલતા વંશને બદલી બીજા જ લાયક વંશમાં ગાદી સોંપવાનો પોતાનો પેઢીધર ચાલતો નામનો હક્ક રાજ્યસભા કોઈ કોઈ વખત ખરેખર વાપરતી. આ ઉપરથી બૌદ્ધ લેખકો અરૂણસને કુદરતી રીતે ગાદી ઝુંટવી લેનાર તરીકે ગણે, તથાપિ મહારાજા હર્ષના મંત્રી મંડળે તેને પસંદ કરી રાજા નીમ્યો એટલે હર્ષનો ખરેખર વારસ આર્યનીતિ મુજબ અરૂણસને જ ગણવો જોઈએ.

કનોજમાં હર્ષનો તણુ બાળી નાખ્યાનો બનાવ નોંધાયો છે; અને જો અકસ્માત તરીકે ન ગણવામાં આવે તો તે એટલું દર્શાવી આપે છે કે હર્ષની પોતાની જ જીંદગીમાં તેના બૌદ્ધધર્મ તરફના પક્ષપાત તરફ નાપસંદગી બતાવવાની કેટલાક લોકોએ હિમ્મત કરી હતી. હર્ષનો મહા બલવાન માંડલીક કુમાર ધાર્મિક સમભાવમાં હર્ષ સાથે સંમત નહોતો. સાતમી સદીમાં બૌદ્ધધર્મ ચીન દેશમાં સંપૂર્ણ કળાએ વિકાસ પામ્યો હતો, પરંતુ તેજ સમયે ઉત્તર તેમજ દક્ષિણ હિંદમાં બૌદ્ધધર્મ મ્હોટા ભાગે લોકધર્મ તરીકે પોતાની સત્તા ખોઈ બેઠો હતો. એથી બ્રાહ્મણ ધર્મ પોતાની ગએલી રાજકીય સત્તા ફરી જમાવવા માટે હર્ષના મૃત્યુનો લાભ લે એ સ્વાભાવિક જ ગણાય: હર્ષના કુટુંબને રાજ્યગાદીમાંથી બાતલ રાખવાના પરિણામે કેટલી ગેરવ્યવસ્થા ઉત્પન્ન થઇ તેનો વીગતવાર અહેવાલ મળતો નથી. રાજ્યસભાના માત્ર હુકમથી હર્ષના કુટુંબીઓ અને પક્ષવાળા શાંત પડી બેસી રહ્યા હશે એમ માની શકાય નહિ. વળી સખત અનાવૃષ્ટિને લીધે પડેલા દુષ્કાળથી તે સમયની અશાંતિ વધી પડી હોવી જોઈએ પરંતુ અરૂણસની પાસે લશ્કરની સત્તા હતી એટલે તેણે ચીનથી આવેલા એલચીઓનું અપમાન થવા દઈ તેમના તરફ ખરાબ વર્તન ચલાવવા દીધું ન હોત તો એજ લશ્કરથી તે બધી મુશ્કેલીઓ દૂર કરી શકયો હોત. આ એલચીઓના રક્ષકોની કતલ કરવામાં આવી, પરન્તુ વાન્ગ–હ્યુન–સે નામનો એલચીમંડળનો પ્રમુખ પોતાના મદદનીશ સાથે નેપાળમાં ન્હાસી છૂટયો. નેપાળ આ વખતે ટીબેટના રાજ્યને તાબે હતું.

નેપાળમાં તેમને મૈત્રી ભર્યું રક્ષણ મળ્યું, અને ઉપરાંત પોતાના અપમાનનો બદલો લેવા માટે સૈન્ય પણ મળ્યું. સ્રોન્ગસાન–ગૅમ્પો નામનો ટીબેટનો રાજા હર્ષ જેવો ઉત્સાહી બૌદ્ધ નહોતો, પરંતુ ચીનના શહેનશાહનો તે વફાદાર મિત્ર હતો, કારણ વેન–ચેન્ગ નામની ચીનના રાજાની કુંવરીને તે પરણ્યો હતો. નેપાળના રાજાએ વાન્ગહ્યુન–સેને સાત હજાર

માણસોનું લશ્કર આપ્યું હતું તે ઉપરાંત ટીબેટના રાજાએ તેને એક હજાર માણસોનું લશ્કર આપ્યું. એ સૈન્યની સહાયથી વાન્ગ-હ્યુન-સે આખા મગધદેશ ઉપર ફરી વળ્યો, અને પોતાના અપમાનનો ભયંકર બદલો લીધો. ઉત્તર પ્રાન્તનું મુખ્ય શહેર થોડા સમયમાં એક ખૂનખાર ઘેરાને અંતે તેણે તાબે કર્યું, અને કિલ્લા અંદરના ત્રણ હજાર સૈનિકોને તેણે શિક્ષા તરીકે ગરદન માર્યા. ત્યાર પછીનાં યુદ્ધોમાં અરૂણસનું સૈન્ય પરાજય પામી વીખરાઈ ગયું, અને અરૂણસ જાતે પોતાના સમગ્ર કુટુંબ સાથે વાન્ગ-હ્યુન-સેનો કેદી બન્યો. હર્ષના કુમાર નામના મિત્રે આ ચીની સેનાપતિને લશ્કરી સરંજામ અને ઢોર ઢાંકની સહાય આપવાનું વાસ્તવિક ધાર્યું; અને હર્ષનો રાજસત્તા પડી ભાગવાનો તેણે લાભ લઈ આસામ અને પૂર્વ બંગાળમાં પોતાની સ્વતંત્રતા જાહેર કરી. વાન્ગ-હ્યુન-સેની વિજય પૂર્ણ સવારી પુરી થતાં તે દુર્ભાગી અરૂણસને સાથે લઈ ચીન ગયો, અને પોતાની વિષ્ટિનો આવો દુઃખ ભર્યો છેડો આવ્યો તે તેણે ચીનના શહેનશાહને જાહેર કર્યું. ઈ. સ. ૬૫૭માં વાન્ગ-હ્યુન-સે ફરી હિંદસ્તાન આવ્યો; પરંતુ આ વખતે તે શાંત બૌદ્ધ જાત્રાળુ તરીકે આવ્યો હતો. ચીનના જાત્રાળુઓ નેપાળ થઈને હિંદમાં આવતા અને ઉત્તર હિંદમાં જઈ હિંદુકુશના ઘાટમાં થઇને પાછા ફરતા. વાન્ગે પણ જાત્રાળુ તરીકે તેમજ કર્યું.

હર્ષના મહારાજ્યની ખંડિત અવસ્થાની અસર એ થઈ કે આર્ય સંસ્કૃતિનું શક્તિમાન મધ્યબિંદુ મગધથી બદલાઈ દ્રાવીડ ( વિન્ધ્યાના દક્ષિણ પ્રદેશ )માં ગયું. આ સંબંધમાં પાછળ વિવેચન આવી ગયું છે. પરંતુ આર્યાવર્તની છિન્ન ભિન્ન થયેલ રાજ્ય વ્યવસ્થાનું એક બીજું પરિણામ વધારે ભયંકર આવ્યું. આરબ લોકો હિંદુસ્તાનમાં પોતાનું મજબૂત અને કાયમનું સ્થાન પામવાની તક ખોળતા હતા તે તક તેમને મળી. ઈ. સ. ૭૧૦ના અરસામાં મહમદ ઈબ્નકાસીમ નામના માત્ર સત્તર વર્ષની વયના એક કિશોર લડવૈયાની સરદારી હેઠળ ખલીફ઼ા વાલીદના સૈન્યે સિન્ધ ઉપર હલ્લો કર્યો, અને દાહિર નામના બ્રાહ્મણ રાજાને હરાવી તેને મારી સિન્ધુ નદીના મુખથી મુલતાન સુધીના પ્રદેશને જીતી લીધો.

હિંદુસ્તાનના આ પ્રથમ મુસ્લીમ વિજેતાઓમાં મૂર્તિપૂજક હિંદુઓ માટે ભારે તિરસ્કાર હતો, તથાપિ તેમનામાં આરબ સંસ્કૃતિના પ્રેમ-શૌર્યના સદ્‌ગુણો વસતા હતા. ઇસ્લામની બીનકેળવાયલી દુનિયામાં આરબો પોતાની સંસ્કૃતિ ફેલાવતા હતા. આ સદ્‌ગુણને લીધે શરૂઆતના આરબ ઇતિહાસકારો હિંદુસ્તાનના લોકોનાં વખાણ બહુ ઉદારતાથી કરતા હતા. દાખલા તરીકે અગિયારમી સદીના છેવટના ભાગમાં પોતાની મુસાફરીનો અહેવાલ લખનાર અલ-ઇદ્રસી હિંદુઓ માટે આ મુજબ લખે છેઃ "હિંદુઓ સ્વાભાવિક રીતે ન્યાય-વૃત્તિ વાળા હોય છે, અને પોતાનાં કર્તવ્યો કરતાં ન્યાયવૃત્તિમાંથી બિલકુલ ચલિત થતા નથી. તેમની વિશ્વાસપાત્રતા, પ્રમાણિકપણું, અને આપેલું વચન પાળવાની ચીવટ બહુ જાણીતી છે. તેમના આ સદ્‌ગુણો એટલા જાણીતા છે કે તેનો લાભ લેવા ચારેબાજુએથી બીજા લોકો આ દેશમાં ભેગા થાય છે." જે ક્ષત્રિય લડવૈયાઓ મહમદ કાસમની સ્હામે થયા હતા તેમના પ્રત્યે મહમદ બહુ ક્રૂરતાથી વર્ત્યો, પરંતુ જ્યારે તેણે સંપૂર્ણ વિજય મેળવ્યો ત્યારે દેશને શાંત પાડવા માટે બ્રાહ્મણોને પોતાના પક્ષમાં લેઈ તેમનો ઉપયોગ કરવાની તેને જરૂર પડી હતી. તેણે બ્રાહ્મણોને પોતાનાં મંદિરો સમરાવવા દીધાં, પોતપોતાના ધર્મ પાળવા દીધા, કર વેરો ઉઘરાવવાનું હિંદુઓને સોંપ્યું, અને સ્થાનિક વ્યવસ્થાની ચાલતી પ્રણાલિકા કાયમ રાખી હિંદુઓને જ તેનો કારભાર સોંપ્યો.

—o—

# એક પાનું*

[ કરૂણ છતાં પૂજનીય જીવનની મનોવેદનાનું ]

સંપાદક : ચ.

હું સંસારથી પર છું. માનવી મને સમજી શકતાં નથી; હું સંસાર સાથે મેળ ખાઈ શકતો નથી.

મારે સંબંધીઓ છે. કોઈ મને મૂર્ખ માને છે, કોઈ વિચિત્ર માને છે, કોઈ વિસ્મય જનક માને છે.

કોઈના પર મને દ્વેષ નથી. પાપીને પણ હું દયાભાવથી ચાહું છું, કેમકે માનવી જે કરે છે ત્યાં તેને પ્રેરનાર પ્રબળ શક્તિને વારવાની અશક્તિનું પરિણામ, ગેરલાભમાં તો બિચારો, તે જ ભોગવે છે.

વૈરની ભાવના મારામાં જન્મતી નથી. પ્રત્યેક માનવીના વર્તન પાછળ, હું તેના કરતાં અનેક ગણી ભવ્ય પ્રેરક શક્તિ નિહાળું છું. તે શક્તિને હું માત સ્વરૂપે પૂજું છું.

માનવી માત્ર પ્રત્યે મને નિર્મળ ને નિરવધિ સ્નેહ છે. પણ માનવી તે સમજી શકે તેમ નથી. તેને રસવૈવિધ્યતા જોઈએ છે. કેવળ મધુરતાના સ્વાદને અનુભવવાની શક્તિ કુદરતે તેને બક્ષી જ નથી.

પારમાર્થિક અનીતિ કે ઉચ્ચ ધ્યેયની સાધનાર્થે અધર્મનું આચરણ: બંનેમાં હું તો પાપ જોઉં છું. પરમાર્થ ને ધ્યેય એ આભાસ છે. કોઈક સમયે તેનું સ્વરૂપ પલટાઈ પણ જાય. પણ પાપ તો વળગ્યું જ રહેશે.

મજુરી એ શ્રમ છે; કલા, સાહિત્ય ને સંસ્કૃતિ મનનાં પ્રતિબિંબ છે; મહત્ત્વાકાંક્ષા પ્રાકૃતિક પ્રેરણા છે. પણ અન્તમાં તો ત્રણે, સંસારના ચક્રને ગતિમાન રાખવા પુરતાં જ છે.

શ્રદ્ધા જીવનનું નૂર છે.

સ્વાર્પણ બે પ્રકારે : એક ધ્યેય લક્ષી; બીજું મુક્તિ વાંછતું–સંસારથી પર એવું સ્વાભાવિક. ધ્યેય લક્ષી સ્વાર્પણને નભાવવા ઝનૂનનું બળ જોઈએ.

હરાયેલું સ્વત્વ, ઝુંટવણી કે સ્વાર્પણ બે રીતે જ મેળવાય. ત્રાગાથી નામર્દાઈ ને માનસ–વિકૃતિ ખીલે છે. પ્રજાના અમુક વર્ગ માટે તે કદાચ શોભી શકે. પણ આખા રાષ્ટ્ર માટે તો તે અધઃપતનનું મૂળ છે.

સ્વાર્પણ જ્યારે અનીતિનું મૂળ નીવડે ત્યારે તે સ્વાર્થ બને છે. સ્ત્રી પુરુષ બદલે એમાં દૈહિક આનંદ છતાં અનીતિ છે એમ માનનાર, ન ચાહતી સ્ત્રીને જો અન્ય સ્થાને વરાવે તો તે માનસિક સ્વાર્થ જ છે.

દ્રવ્ય એ સંસારનો દલાલ છે. તેનો ત્વરિત વિનિમય અસ્થિરતા પ્રેરે છે, તેની કેવળ સ્થિરતા જડતા પ્રગટાવે છે. તે તો ક્રમે પલટાતી સરિતા રૂપે વહેવો જોઈએ. સૃષ્ટિપટ પર તે તે સ્વરૂપે વહે પણ છે. પ્રવાહમાં ઉમેરો કરી વિજય વાંછવો તે આભાસ છે. તે તો વહેણ જ્યાં જોરદાર હશે ત્યાં ખેંચાઈ જશે. સાગરમાંથી વાદળાં, વાદળમાંથી વૃષ્ટિ, તેના યોગે જલકુંડ, સરોવરો, સરિતાઓ કુવા ને પુનઃ સાગરે. મહારાજ્યોએ દ્રવ્યનો એવો વિનિમય સચવાતો જોવો જોઈએ.

---

* જેના સંપર્કે જીવનનું માધુર્ય પામ્યો એવા, એક કરૂણતાએ ઘેર્યા છતાં, મહાન પુરુષની જીવન નોંધમાંથી, અંગતતાને શક્ય રીતે ઓછી કરી, ગુપ્ત રીતે તારવી લીધેલું આ પાનું છે. તેમાં કંઇ દોષ થયો હોય તો ક્ષમા પ્રાર્થું છું.

વાચકો જો રસ દાખવે તો એ આખી ભવ્ય જીવનકથાને અહીં ઉતારવાની મારી ભાવના છે.

સૃષ્ટિનું ચક્ર કઈ ગતિએ કયાં ચાલે છે તે વિષયમાં મારું અંતર ખુલી ગયું છે. એ એક સંતોષ છે. પણ આટલું નથી સમજતો: સૃષ્ટિ શાને?–અકસ્માતથી, ઉદ્દેશથી કે અનાદિ?–અનાદિ માનતી સ્થિતિએ મન પહોચ્યું નથી. ઉદ્દેશથી હોય તો તે ઉદ્દેશ કોનો અને કેવો! અકસ્માતથી હોય તો સૃષ્ટિનો કંઈ અર્થ નથી.

ને હું અસંતોષ અનુભવું છું. સૃષ્ટિનું મૂળ મને તેની શોધમાં આકર્ષે છે. તે અર્થે સંસારથી પૂર્ણપણે છૂટા થવું જરૂરી છે.

દીક્ષાનો હું વિચાર કરું છું. પણ મારે સ્ત્રી છે, સંતાન છે. તેમને વિનાશ્રયે છોડવા વિચારતી ભાવના હજી મને નથી મળી.

સ્ત્રીની ચાહનાને યોગ્ય તત્ત્વો, સંભવિત છે કે, મારામાં ન હોય. મારું અંતર ઇચ્છે કે સ્ત્રી અન્ય સ્થાને વરી હોત, પણ હવે એ નિરર્થક છે. ને હવે પુનઃ.........પણ સ્વાર્પણ કે અન્યના સુખ અર્થે પણ, અનીતિનો વિચાર એ દાંભિક અધર્મ છે.

દૂરથી મેઘધનુષ્ય સમ પ્રિય લાગતા સહજીવનને અનુભવવાની ઇચ્છાએ રંગી, ન્હાની વય સ્ત્રીના હાથનો અસ્વીકાર દાખવી ન શકી. પણ ધીમે ધીમે આંતરચક્ષુ ખુલ્યાં. સંસારની સપાટીથી ભિન્ન મેં મારું ક્ષેત્ર જોયું. સ્ત્રીએ મને જાળવ્યો. મેં સ્ત્રીની મનોવેદના જોઈ. મારું અંતર ચીરાયું. પણ ઉપાય શો?–લાત મારી ચાલી જાય એવી કોઈક વિદૂષી પત્ની મને મળી હોત, તો હું હર્ષથી એ લાતને વધાવી પ્રેમથી તેને સ્વતંત્ર કરત.

પણ જે સ્વતંત્રતાને સામી વ્યક્તિ, કોઈ પણ સંયોગોમાં ભોગવી શકે તેમ નથી, તેવી સ્વતંત્રતાના આશ્રયે ધારી, તે વ્યક્તિને છોડવી તે ત્યાગનો દંભ છે.

પ્રકૃતિદેવી મને બોલાવે છે. અવાજ તીવ્ર બને છે. હું જવા તલસું છું. છતાં જેમની જવાબદારી આવી પડી છે એમને વિલાં નથી મુકી શકતો.

પણ મારે જીવન છે. સંસારમાં હવે ટકી શકવું અસંભવિત છે. માતા–પિતા કે ભાઈભાંડુઓ પ્રત્યેની અંતરે ઉપાડેલી જવાબદારી હવે પુરી થવા આવી છે.

પણ સ્ત્રી–સંતાન તો આજીવન આશ્રયી છે. સંતાન ઉંમરે પ્રવેશી માતાને આશ્રયે લ્યે ત્યાં લગી......પણ અંતર ચીરાઈ ઉઠે છે. એટલાં વર્ષ તો શું, પણ એટલા મહિનાનો સંસાર પણ મને ગાળી નાંખી યમને સોંપી દે.

ને છતાં કદાચ તે રીતે ગળીને ચલાવું, તોપણ તે સમયે સ્ત્રી તો યૌવનના મધ્યાન્હ-માંજ ઉભી હોય ને! તેને કેવળ માતૃત્વે ધકેલવામાં પ્રકૃતિનો ગુનોહ ન થાય?

મારી મહત્ત્વાકાંક્ષા મરી ગઈ છે; જીવનની ઇચ્છા આથમી ગઈ છે. પ્રકૃતિનું દર્શન અને બને તો સંસારને તેનું પ્રતિબિંબ દર્શાવવું, એજ મારી ભાવનાત્મક આશા છે.

સંસાર અર્થે સંતતિનિયમન એ ઝેર છે. મારે માટે તે જરૂરી છે. સંસારથી દૂર દૂર ધકેલાયો હોઈ બ્રહ્મચર્ય એ જ મારું જીવન હોવું જોઈએ. સ્ત્રીની એ વિષયમાં ત્વરિત અનુમતિ વાંછુ છું.

મેં ગ્રન્થ લખ્યા. નાયક પદ ભોગવ્યાં. સંસાર દૂરથી મને ઓળખે છે. પણ મારું વાસ્તવિક સ્વરુપ સંસારે નથી જોયુ. જુએ તો તે સમજે તેમ પણ નથી. જેમણે જોયું છે તે, તેમાંના એકાદ બે સિવાય, તેમાંના આછા અંશને પણ નથી ઓળખી શકયા. હું સંસારથી દૂર દૂર કોઈક વનમાં કે સરિતાને કિનારે, પ્રકૃતિ માતાની ગોદ ઇચ્છું છું.

ને સંસાર કલ્પી શકે તેથીયે ઓછો પરિગ્રહ રાખી, શ્રમના વિનિમયમાં નજીવું મેળવી સ્ત્રી ને સંતાનના જીવન–માધુર્યને વિકસાવતાં, ભાવના, ધ્યાન, ને પ્રકૃતિ–દર્શનની વાંછનામાં જીવનની અન્ય અવસ્થાઓ વીતાવું.

——o——

# સાહિત્યમાં અણખેડાયલો પ્રદેશ

જગજીવનદાસ દયાળજી મોદી



"સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે" અને પદેપદ રસાળ ભૂષણવતી એવી મહા કવિ પ્રેમાનંદે કહેલી ગુજરાતી વાણીમાં કોઈ પણ ઠેકાણે અશુદ્ધિની છાંટ હોય, અર્થ વિહીન પદ રચના હોય, કે સમજવામાં સંશય અરતતા રહેલી હોય, તે કેમ સાંખી શકાય? સર્વાંગ સુંદર કોઈ સુંદરી હોય પણ તે એક અવયવથી હીનાંગી હોય કે કોઈ વિકૃત અંગવાળી હોય તો તે કેવી લાગે? તેના તરફ પ્રેમ ઉત્પન્ન થાય? તેવું જ કવિતા સુંદરીનું પણ છે. કાવ્ય સારૂં હોય, પણ તેમાં એવા શબ્દો પેસી ગયા હોય કે બદલાઈ ગયા હોય, અને તેથી તેનો અર્થ ન સમજાતો હોય તો પછી તે કાવ્ય વાંચવાની કંઈ મઝા પડતી નથી. લેખકોના દોષ કે સરતચૂકથી એવી રીતે કાવ્ય દુષિત બની જાય છે, અને તેથી શબ્દો સુધારીને તેવા દોષોની શુદ્ધિ કરવાની જરૂર છે.

મ્હારો લખવાનો ઉદ્દેશ આપણાં ગુજરાતી પ્રાચીન કાવ્યોને માટે છે. પ્રેમાનંદ, શામળ, અખો, ધીરો કે દયારામ કોઈ પણ કવિનું એકાદ કાવ્ય લ્યો. તેમાં કોઈને કોઈ એકાદ અશુદ્ધ પાઠ તમને જણાયા વગર નહિ રહે. કેટલાક પાઠ એવા અશુદ્ધ હશે કે જેનો કંઈ અર્થ જ સમજાતો નહિ હોય. તેમાં વપરાયલા કેટલાક શબ્દોના અર્થ જ થતા નહિ હોય. કેટલીક લીટીઓ અર્થવાળી હશે. પણ મૂળ વસ્તુ સાથે તેનો કંઈ સંબંધ જ નહિ હોય. એવા પાઠો લહીયાઓના અજ્ઞાનથી કે સરતચૂકથી લખાઈ ગયા હશે, અથવા બોલનારા કે ગાનારાઓના પ્રમાદથી કે અજ્ઞાનથી ખોટી રીતે મુખપાઠ થઈ તેમની પાસેથી નકલો ઉતારી લેનારાઓએ ખોટી રીતે નકલો ઉતારી લીધી હોય અને એમ ખોટા પાઠ હસ્તલિખિત પુસ્તકોમાં લખાયા હોય; અને પછી તે છાપેલા પુસ્તકોમાં છપાયા હોય. છાપેલાં પુસ્તકોમાં પણ કંપોઝીટરોની ગફલતથી કે પ્રુફરીડરોના ડહાપણથી કે સરતચૂકથી કાવ્ય પંક્તિઓમાં વિકૃતિ થઈ હોય. પણ અત્યાર સુધી છપાયલા કાવ્ય ગ્રંથોમાં ઘણે ઠેકાણે અપપાઠ કે અશુદ્ધ પાઠો રહી ગયેલા માલમ પડે છે. તે બધાને સુધારી, શુદ્ધપાઠો સાથેના કાવ્યગ્રંથો છપાવવાની હજુ સુધી વિદ્વાનો તરફથી કાળજી રખાઇ નથી કે દરકાર કરાઈ નથી. આ બાબત રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાનું મેં એક વખત ધ્યાન ખેંચ્યું હતું, તેમણે એવી જરૂર સ્વીકારી પણ હતી. પણ એ કામ એક બે માણસનું નથી. કોઈ સંસ્થા ઉપાડી લે અને બે ચાર સારા પ્રાચીન કાવ્યો સમજનાર અનુભવી વિદ્વાનોની કમીટિ નીમી તેમની મારફત એકે એક કાવ્યની પાઠશુદ્ધિ કરાવે તોજ બની શકે એવું છે. એટલું જ નહિ પણ જેટલી મળી શકે એટલી વધારે હસ્તલિખિત પ્રતો મેળવી, સંશય પડતા પાઠો સરખાવી જુએ, તોજ તેમાંથી સારામાં સારા

અને શુદ્ધ પાઠો હાથ લાગે. દિ. બ. કેશવલાલભાઈ ધ્રુવ તો પોતાની શક્તિ અને માન્યતા પ્રમાણે પાઠશુદ્ધિ કરતા હતા અને "સત્યભામારોષદર્શિકાખ્યાન"ની એમની સંશોધિત આવૃત્તિ તેમના સુયોગ્ય શ્રમનું ફળ મોજુદ છે.

પ્રાચીન ગુજરાતી કાવ્યોની આવી દુર્દશા જોઈ હરકોઇ સમજુ વિદ્વાનોને ખેદ થયા વગર રહેશે નહિ; થતો જણાતો નથી એ આશ્ચર્ય છે. અને વધારે આશ્ચર્ય તો એ છે કે પ્રાચીન કાવ્યો તો સાહિત્યમાં બોજારુપ છે, અને સુધારી સુધારીને સાચવી રાખીને આ યુગમાં કામ શું છે એવું માનનારા અને કહેનારા પણ પડ્યા છે. એનો અર્થ તો એજ કે કુટુંબમાં કે દેશમાં ઘરડાં ખોખરાં માણસો પડ્યાં હોય તેમને ગોળીબારથી ઉડાડી દેવાં, ભલેને તેમણે તેમના જમાનામાં બહુ ઉપયોગી કાર્યો કર્યાં હોય તોયે શું! સંસ્કારી પ્રજાનું સાહિત્ય શુદ્ધ અને ગૌરવવંતુ હોય છે, અને જેમને પોતાનું પ્રાચીન સાહિત્ય શુદ્ધ અને ગૌરવવંતુ જોવાની ઇચ્છા હોય, તેમને તો તેમાંની અશુદ્ધિઓ દૂર કર્યા વગર ચાલે એમ નથી. એ વગર ઇતિહાસનું સંશોધન પણ થઈ શકવાનું નથી કેમકે કાવ્યોમાં જ સમાજનો ઇતિહાસ સમાઈ રહેલો હોય છે. મરાઠી, હિંદી, બંગાળી કે બીજી કોઈ પણ ભાષાના કાવ્યગ્રંથો જુઓ. તેમાં તમને કયાંઈએ અશુદ્ધિ કે અર્થ સંદિગ્ધતા માલમ પડશે નહિ. ગુજરાતી ભાષાનાં પ્રાચીન કાવ્યો જેટલાં જૂનાં છે તેટલાં જ જૂનાં એ ભાષાનાં કાવ્યો પણ હશે. કદાચ કેટલાંક વધારે જૂનાં પણ હશે. પરંતુ તેમાં નિરર્થક શબ્દો કે સંદિગ્ધાર્થ પંક્તિઓ જોવામાં નહિ આવે. એ ભાષાઓનાં જેટલાં પ્રાચીન કાવ્યો છપાવી પ્રગટ કરવામાં આવ્યાં હશે તે બધાં સંશોધિત કરીને શુદ્ધ સ્વરૂપે જ પ્રગટ કરવામાં આવ્યાં છે. મોરોપંતની આર્યાઓ, તુકારામના અભંગો કે રામદાસ સ્વામીના શ્લોકો વાંચશો તો તેમાંના શબ્દોના અર્થ બેસાડવામાં મુશ્કેલી નહિ પડે. તુલસીદાસજીની રામાયણ—રામચરિતમાનસ કે સુરદાસજીનાં પદો જુઓ. તેમાં અમુક શબ્દ ગમે તેમ ગોઠવાઈ ગયેલો કે વિકૃત પેસી ગયેલો નહિ જણાય. તે તે ભાષાના વિદ્વાનો પ્રાચીન પુસ્તકને બહાર પાડતાં પહેલાં તેના સંસ્કરણને માટે ભારેમાં ભારે પ્રયત્ન ઉઠાવે છે, ને અનેક પ્રતો મેળવી પાઠશુદ્ધિ કરે છે. કોઈની શુદ્ધ પ્રત ન મળે તો બે ચાર વિદ્વાનોના અભિપ્રાયો મેળવી વિચાર કરી શુદ્ધ પાઠ કેવો હોઈ શકે, તેની કલ્પના કરી પાઠશુદ્ધિ કરે છે; નાગરી પ્રચારિણી સભાએ તુલસીકૃત રામાયણને શુદ્ધ કરવાને માટે કેટલો બધો ભગીરથ પ્રયત્ન કરેલો છે? ભારે શ્રમ કરીને તુલસીદાસજીના દસ્તની હસ્તલિખિત પ્રત તેણે મેળવી અને તેના ઉપરથી તેની શુદ્ધ આવૃત્તિ કઢાવી. ગુજરાતી ભાષાના રામાયણ, મહાભારત કે ભાગવતને માટે કોઈએ એવો પ્રયત્ન કર્યો છે? ગુજરાતની બેદરકારી ને ઉપેક્ષાવૃત્તિ તો જગતમાં અજોડ છે. પ્રેમાનંદનાં આખ્યાનો ને શામળની વાર્તાઓમાં ઘણા અપપાઠો શુદ્ધ કરવાની જરૂર છે. હિંદીમાં તુલસીકૃત રામાયણ જેટલી લોકપ્રિય છે તેથી ગુજરાતી ગ્રામ્ય જનતામાં ગિરધરની રામાયણ વધારે પ્રિય છે. તેને શુદ્ધ કરવાની ઘણાં વર્ષો ઉપર મને જરૂર જણાઇ હતી અને સુભાગ્યે કવિ ગિરધરના ખુદના હસ્તાક્ષરની લખેલી પ્રત મને મળી આવી ને તે ઉપરથી રામાયણની પ્રત મેં શુદ્ધ કરી. જેના ઉપરથી સસ્તા સાહિત્યવાળા સ્વામી શ્રી. ભિક્ષુ અખંડાનંદજીએ સસ્તા સાહિત્ય તરફથી ગિરધરકૃત રામાયણ બહાર પાડી છે.

ગુજરાતી સાહિત્યમાં જે અણુખેડાયલો પ્રદેશ છે તે આ–પ્રાચીન કાવ્યોના શુદ્ધિકરણનો છે. જો પ્રાચીન કાવ્યોની જરૂર છે તો તેને શુદ્ધ સ્વરૂપમાં જ વાચકો આગળ

મૂકવાં જોઈએ. ખરા ખોટા ગોઠવાયલા શબ્દો કાયમ રાખીને પછી તેનો તાણી તૂસીને અર્થ બેસાડવા પ્રયત્ન કરવો એ નકામું વારિમંથન છે. અશોધિત પ્રાચીન કાવ્યોમાં કેવી ભયંકર અશુદ્ધિઓ હોય છે તેનાં દષ્ટાંતો બહુ શોધવાં પડે તેમ નથી. શુદ્ધિકરણની દષ્ટિથી જોનારને સેંકડો ભૂલો જણાશે. અને જેને તે ખૂંચશે તે જાણકારોમાં પૂછગાછ કરીને શુદ્ધ પાઠ મેળવી તૃપ્ત થશે. શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદી તથા શ્રી. દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા નળાખ્યાનનું સંશોધન કરતા હતા ત્યારે દમયંતીના રૂપવર્ણનની એક પંક્તિ—"ખસતો જતો એ પાસે" —એમને અર્થ વગરની લાગી. તેમણે પંડિત શ્રી૦ ગટ્ટુલાલજીને તેનો ખુલાસો પૂછ્યો. પંડિતજીએ જરાવાર વિચાર કરીને પંક્તિ બેસાડી આપી કે "ખટ તોયજ તોય પાખેઃ" ( ત્યાં પાણી વગર છ કમલો છે. ) અને તરત સંદિગ્ધ પાઠની ધડ બેસી ગઇ. એક દયારામનું પદ જોઇએ. "દયારામ કાવ્ય સંગ્રહ"માં નીચે પ્રમાણે અશુદ્ધ છપાયું છે—

"વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું. ન ગમે ચતુર્ભુજ થાવું,
"નંદકુંવર ક્યાંથી લાવું— વ્રજ વહાલું૦
"સોહીએ લલિતા ત્રિવેણીમાં રે ગિરધારી, સંગે સોહીએ જ્યાંહાં રાધે પ્યારી
"તે વિના આંખ ન ઠરે માહારી વ્રજ વહાલું૦
"ત્યાંથી શ્રી જમુના ગિરિવર છે એ નહીં, મુને અશકિત છે ઘણી બેહેની,
"તે વિના માહારો પ્રાણપ્રસંન રેહે નહીં— વ્રજ વહાલું૦

\+ + +

"હેવા વિશ્વ શિવ સખી રૂપ થયા, હેવા રજુ રજુ તે રસનારે રહ્યા,
"ઉદ્ધવ સરખા તે ત્રણ કૃષ્ણ થયા— વ્રજ વહાલું૦

\+ + +

આ પદ કોઈ જ્ઞાતા પાસેથી સુધરાવી લેતાં નીચે પ્રમાણે શુદ્ધ પાઠ બેસી ગયો—

"વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું,
"ત્યાં મુજ નંદકુંવર ક્યાંથી લાવું?— વ્રજ વહાલું૦
"સોહિયે લલિત ત્રિભંગી મ્હારે ગિરિધારી,
"સંગે સોહિયે જ્યાં રાધા પ્યારી,
"તે વિના આંખ ન ઠરે મ્હારી. વ્રજ વહાલું૦
"ત્યાં શ્રી જમુના ગિરિવર છે નહિ,
"મુને આસકિત છે ઘણી એ બેની,
"તે વિના મ્હારો પ્રાણ પ્રસન્ન રહે નહિ— વ્રજ વહાલું૦

\+ + +

"જ્યાં વસવાને શિવ સખી રૂપ થયા,
"અજ[1] વ્રજ રજના તરસ્યા જ રહ્યા,
"ઉદ્ધવ સરખા તે તૃણકૃષ્ણ[2] થયા— વ્રજ વહાલું૦

\+ + +

એવાં ઘણાં દષ્ટાન્તો આપી શકાય એમ છે. વગેરે

---

૧ બ્રહ્મા. ૨ દૂર્વા; કાળા રંગનું ઘાસ.

# લક્ષ્મીના લાડકા

'પ્રભા'

પ્રાચીન સમયની આ વાત છે.

મગધમાં તે સમયે શ્રેણીક રાજ્ય કરતો હતો. તે વિશાળ પ્રદેશનો સ્વામી હતો. તેની સમૃદ્ધિ અમાપ હતી. તેનું ઐશ્વર્ય દૈવી લેખાતું. તેને ચિલ્લણા નામે રસ, સૌન્દર્ય ને તેજની વેલ સમી પટરાણી હતી. અભયકુમાર નામે બુદ્ધિનો પ્રિયતમ મન્ત્રી ને યુવરાજ હતો.

રાજગૃહ તેની રાજધાની. તેની શોભા રમણીય હતી. ભારતનું તે કેન્દ્ર નગર લેખાતું. ધર્મોની તે પ્રિય ભૂમિ મનાતી. ત્યાંની પ્રજામાં કલા, વિલાસ, સમૃદ્ધિ ને શૌર્યના પ્રવાહ ઊભરાતા.

તે નગરમાં અનેક શ્રેષ્ઠીઓ વસતા. તેમની સમૃદ્ધિ કુબેરને પણ ઈર્ષા ઉપજાવતી. તેમના રમણીય વૈભવ પાસે સમ્રાટ શ્રેણીકનું દૈવી ઐશ્વર્ય પણ ઝાંખું લાગતું.

એક સમયે, પર પ્રદેશના કોઈક વ્યાપારી, મહામૂલી રત્નકંબલો લઈ, તે નગરમાં તે વેચવાને આવ્યા. શ્રેણીકની કીર્તિ તેમણે સાંભળી હતી. તેઓ તે તેની પાસે લઈ ગયા. એકેક રત્નકંબલની કિંમત તેણે સવાલાખ સોનામહોર આંકી. શ્રેણીક વિસ્મય પામ્યો. તેણે તેમાંની એકે ખરીદવા અશક્તિ દર્શાવી.

નિરાશ વ્યાપારીઓ પાછા ફર્યા. રસ્તે શાલિભદ્ર નામે એક લક્ષ્મીવન્ત વણિકનું ભવ્ય ભુવન આવતું. તે ભુવનની રમણીયતા ને સૌરભ ઈન્દ્રને પણ લલચાવવાનું સામર્થ્ય ધારતી. વ્યાપારીઓ ક્ષણભર ત્યાં થોભ્યા. વણિક માતાએ તેમને અંદર તેડયા.

તે માતાનું નામ ભદ્રા. તેણે રત્નકંબલો જોઈ; વ્યાપારીઓની વિગત જાણી. નગરના ઉપભોગ સામર્થ્ય પર પડતો ડાઘ તેને ન ગમ્યો. તેણે કંબલો ખરીદવાની ઈચ્છા દર્શાવી પૂછ્યું:

"કેટલી છે?"

"સોળ." વિસ્મિત વ્યાપારીઓએ ઉત્તર દીધો.

"સોળ જ!" માતાએ નિરાશાની છાંટ દર્શાવી. પછી ઉમેર્યું, "ઠીક લાવો."

વ્યાપારીઓએ આશ્ચર્યની અવધિ અનુભવી. તેમણે સોળે કંબલો ઉખેળી. જેના પ્રકાશથી રાજભુવન ઝળહળી રહેલું તે કંબલો વણિક ભુવનની છતોમાંથી છૂટતાં તેજકિરણો પાસે ઝાંખી લાગી. માતાએ તે સંકેલાવી, ભંડારી પાસે તે સોળેનું મૂલ્ય ચુકવાવી, વ્યાપારીઓને માનભેર વિદાય કર્યા.

મુગ્ધ વ્યાપારીઓ, માતાના ગુણ ગાતાં, ભુવનની સમૃદ્ધિને પ્રશંસતાં, પાછા ફર્યા. તે સમયે તેમણે તે માતાને દાસીને કંબલો ચીરવાનો આદેશ આપતી સાંભળી.

રાજવી શ્રેણીકે કંબલો ખરીદવાની ના તો કહી. પણ રાણી ચિલ્લણાનો પ્રતાપ ને ઐશ્વર્ય અનુપમ હતાં. તેણે કંબલોની વાત સાંભળતાં જ તેમાંની એક તો, ગમે તે મૂલ્યે પણ ખરીદવાનો આગ્રહ સેવ્યો.

શ્રેણીક લાચાર બન્યો. તેણે વ્યાપારીઓને પુનઃ તેડયા. વ્યાપારીઓએ ખરીદીનો વૃત્તાંત કહી, કંબલો આપવા અશક્તિ દર્શાવી. પણ તે ચીરાયાની વાત તેઓ, ડરથી ઘેર્યા ન કરી શકયા.

શ્રેણીક ચિલ્લણાની હઠ પાસે નિરૂપાય હતો. વ્યાપારીઓના વૃત્તાંતથી હવે તે વિસ્મિત બન્યો. ચિલ્લણાએ તેને પાનો ચડાવ્યો. પણ અન્ય કંઇ ઉપાય ન્હોતો. અન્તે તેણે એક રાજસેવકને, તે કંબલોમાંની એક ગુપ્તપણે ખરીદી લઈ આવવા, યોગ્ય કિંમત આપી, ભદ્રાને ઘેર મોકલ્યો.

ભદ્રાએ સેવકને સત્કાર્યો. પણ વિગત જાણતાં તેણે કહ્યુ, "મારે બત્રીસ પુત્રવધુઓ છે. કંબલો સોળ હતી.મેં એકેકના બે કકડા કરી પ્રત્યેક પુત્રવધૂને તે આપેલા. તેમણે તે પગ લૂંછી બારીએથી ફેંકી દીધા છે. હવે શું થાય? કકડેથી ચાલશે?"

સેવક પાછો ફર્યો. શ્રેણીકને તેણે વિગત કહી. શ્રેણીક વધુ વિસ્મિત બન્યો. ચિલ્લણાએ પોતાની અલ્પતા સુચવી મધુર રીસ અપનાવી.

શ્રેણીક મહારાજવી હતો. પ્રજાની અફાટ સમૃદ્ધિ ને અનુપમ ઉપભોગ શક્તિના દર્શને તે મુગ્ધ થયો. તે ખરીદનારને નજરે નિરખવાની તેને ઊર્મિ થઇ આવી. તેણે શાલિભદ્રને તેડું મોકલ્યું.

પણ તે તેડાના ઉત્તરમાં, શાલિભદ્રને બદલે, તેજ ને ગૌરવથી ઓપતી, તેની માતા આવી. શ્રેણીકે તેનું સન્માન કર્યું. તે શ્રેણીકને નમન કરી બોલી:

"રાજન! મારો શાલિભદ્ર તો દેવ સમો રમણિય ને પુષ્પ સમો સુકોમળ. તે તો ઇન્દ્ર સમ ઐશ્વર્ય ને ઉપભોગમાં મહાલતો વસે છે. તે ભૂમિસ્પર્શને ન સહી શકે. આપ જો આંગણે પધારી અમ આવાસને પાવન કરો તો તેને મળાય; અમને આપનાં દર્શન થાય."

શ્રેણીક ઉંડા આશ્ચર્યમાં ડૂબ્યો. તેણે સમૃદ્ધિના ભંડાર સમા ભુવનને, દેવ સમા શ્રેષ્ઠીને, નજરે નિરખવાનો નિશ્ચય કર્યો. ભદ્રા માતાને તેણે આંગણે આવવાનો સમય આપ્યો.

ભદ્રા ઘેર ગઈ. તેણે ત્વરાએ આજ્ઞાઓ આપવા માંડી. અલ્પ સમયમાં રાજમંદિરના બારણેથી તેના ભુવન સુધીનો માર્ગ પુષ્પ ને સુગંધી ધૂપથી મહેકવા માંડયો; રંગબેરંગી વસ્ત્ર ને ધ્વજા પતાકે તે શોભવા માંડયો; રત્નમઢ્યાં ઝુમ્મરે ઝીલાતાં તેજ કિરણે તે દીપવા માંડયો. તે માર્ગ પર મુલ્યવાન વસ્ત્ર પથરાયાં. સ્થળે સ્થળે મંડપો રચાયા. શાલિભદ્રના ભુવનને બારણે સુવર્ણસ્થંભ પર શોભતાં નીલમણી મઢ્યાં તોરણોમાં વિચરતું સુર્યને પણ વહાલું લાગ્યું. તેના આંગણે ઓપતા મોતીના સાથીઆની રમ્ય ગુંથણીમાં તેનાં અનેક કિરણો અટવાયાં.

શ્રેણીક, તે માર્ગ પર થઇ, શાલિભદ્રને આંગણે આવ્યો. બારણે ભદ્રામાતાએ તેનો સત્કાર કર્યો; તેને મોતીએ વધાવ્યો. તે આગળ વધ્યો. ભુવનની દિવ્યતાના દર્શને મુગ્ધતા અનુભવતો તે ચોથા માળ સુધી પહોંચ્યો.

આ માળ પર સમ્રાટના વૈભવને પણ શરમાવતું દેવભોગ્ય ઐશ્વર્ય વિલસતું. મોતીએ ગુંથ્યા હીરના ચંદરવા; રત્નજડી છતોમાંથી વેરાતાં તેજ કિરણો; જવાહર મઢ્યાં સુવર્ણનાં મુલાયમ આસનો; કિન્નરોને લજાવતું સંગીત ગુંજન; દૈવી ધૂપથી મઘમઘતી રમ્ય ને માદક ખુશબો; ભીંત પર ઓપતાં રત્નરસે ચીતર્યા રમણીય દશ્યો; દષ્ટિને વિભ્રમે ઘેરતી મીનાકારી; કિરણોની પીચકારીએ, નવ પરીણિતાને વેશે, રમતાં દર્પણો; ઉપરાંત આ માળ પર, ઉપનિવાસને યોગ્ય સામગ્રી લજવાતી વધુ સમ શોભતી.

તે માળ પર શ્રેણીક થોભ્યો. તેથી આગળ વધવું માનવીને મુશ્કેલ હતું. ઉપરનો ભાગ તો દેવનિવાસ લેખાતો. ત્યાં શાલિભદ્ર સૌન્દર્ય વેરતી બત્રીસ રમણીઓ સાથે નિત્ય

વિલાસ ભોગવતો. એક ભદ્રાજ ત્યાં કોઈક સમયે સંદેશ આપવાને પ્રવેશતી. આ અવસરે પણ તેજ ત્યાં ગઇ.

શાલિભદ્ર, તે સમયે, નંદનવનની અટારીએ અપ્સરા ઘેર્યા ઇન્દ્રની જેમ, ગોપીઓમાં ચંદનીએ છાયા કસુંબી કૃષ્ણની જેમ, શોભતાં વિલસતો હતો. સ્મિત, સૌન્દર્ય, તેજ, મૃદુતા, સુકોમળતા, રમણીયતા ને ઐશ્વર્ય તેનાં અંગમાંથી નીતરતાં. માતા અમીભરી નજરે પળભર તેને જોઇ રહી. પછી બોલી:

" ભાઇ, શ્રેણીક આવ્યા છે. "

" શ્રેણીક !" માતાને સત્કારતાં, નમન કરતાં, વિસ્મય વેરતાં, શાલિભદ્રે પુછ્યું, " એ કઈ ચીજ છે?" ને શ્રમ થડકતા સ્વરે ઉમેર્યુ, " ખરીદી લઈ નાંખોને વખારે."

" ભાઇ," માતા વાત્સલ્ય ઓપતું સ્મિત વર્ષાવતાં બોલી, " શ્રેણીક એ કંઇક ચીજ નથી. તે તો આપણા રાજવી છે. તને જોવાને આવ્યો છે."

" રાજવી!" એ શબ્દ સાંભળતાં જ શાલિભદ્રના અંતરે વ્યથા ઉભરાણી· " મારે પણ સ્વામી? હું પરતંત્ર?"–ને બીજી જ ક્ષણે તે સુકોમળ વીરે ત્વરાએ સ્વતંત્ર થવાનો, જ્યાં રાજવીની સત્તા ન પહોંચે એવા પ્રદેશમાં વિચારવાનો નિર્ણય કર્યો.

માતાના આગ્રહથી તે સ્ત્રીઓ સંગે નીચે આવ્યો. રાજવીએ તેને ઉમંગભેર-સન્માન્યો. વાત્સલ્ય ઝરતાં નયને તેણે તેને અંકમાં લીધો. સ્વર્ગમાંથી ઉતરી આવેલા કામદેવ સમી આ પુરુષ પ્રતિમાનું તે રસપાન કરવા લાગ્યો.

પણ બીજી જ ક્ષણે માતા બોલી:

" રાજન! એ માનવી છતાં દેવ સમો છે. સંસાર કે સંસારીઓનો સ્પર્શ તે ન સહી શકે. તેને જવા દો."

વિસ્મિત રાજવીએ શાલિભદ્રને જતો કર્યો. તે વૃન્દાવને દોડતા કૃષ્ણની જેમ, ત્વરાએ ઉપર ચાલ્યો.

માતાએ તે પછી, રાજવીને ત્યાંજ જમવાનો આગ્રહ કર્યો. તે તેને અનુકૂળ થયો. ભદ્રા રસોઈની વ્યવસ્થામાં પરોવાઈ. રાજવી સ્નાનખંડમાં ગયો.

તે ખંડની શોભા મનમોહક હતી. તે, અંગ પર ચોળવાનાં સુગંધી દ્રવ્યો, તેલો, અત્તરો ને કુસુમોની સુવાસથી બ્હેકતો હતો. શીત કે ઉષ્ણ જળના, ભાતભાતનાં સુગંધી જળ કે અત્તરના, રત્નજડ્યા રંગબેરંગી ફુવારેથી ઇચ્છિત પ્રવાહ વહેતો. તે પ્રવાહ, તે ઝીલનારના શરીરને કુસુમબાણની જેમ, સ્મિત વેરતી નવયૌનનાના હસ્તયુગલની જેમ, લપેટી નાંખી, સુવર્ણવાટિકાને માર્ગે થઈ, ઉપભોગાયેલ વસ્તુઓને સાથે લઈ, ગૃહકૂપમાં પ્રવેશતો.

શ્રેણીકે ત્યાં, સેવકોની સહાયથી, અંગ પર સુગંધી દ્રવ્ય ચોળ્યાં; સુવાસિત જળથી સ્નાન કર્યું. સ્નાનના રસતરંગમાં તેની રાજમુદ્રિકા અંગુલીએથી સરકી પ્રવાહની સાથે ચાલી. શ્રેણીક ફાંફાં મારવા લાગ્યો. માતા ત્યાં આવી પહોંચી. તેણે ગૃહકૂપના જળને, યન્ત્રદ્વારા, અન્ય માર્ગે વાળ્યું. જળહીન કૂપ ત્યાં વેરાયલાં વસ્ત્રાલંકારથી ઓપી ઉઠયો. શ્રેણીક તે અલંકારની વચ્ચે ફીક્કી લાગતી પોતાની મુદ્રિકા જોઇ.

તે અવાક્ બન્યો. માતાએ તેને કૂપમાંથી તેની મુદ્રિકા મંગાવી આપી.

શ્રેણીક તે મુદ્રિકા પહેરતાં, ગૃહકૂપ પ્રત્યે તાકી રહ્યો. તેની આંખમાં વિસ્મય ઉભરાયો.

કૂપમાં વેરાયેલ સમૃદ્ધિ તેને મગધની તિજોરી પણ ચૂકવી ન શકે એટલી કિંમતી લાગી. તેણે માતા સામે જોયું.

"રાજન!" તેના વિસ્મયને વાંચતાં ભદ્રા બોલી, "મારો શાલિભદ્ર તો દેવ સમ સોહામણો ને વૈભવી છે. દેવાંગનાઓ સમી તેની સ્ત્રીઓ સાથે તે નિત્ય નવનવા વિલાસ ભોગવે છે. તે વિલાસમાં વપરાયેલ વસ્ત્ર, અલંકાર કે ઉપભોગ્ય સામગ્રી પ્રતિદિન આ કુપમાં ફેંકાય છે. અન્ય દિને તે નવાં ભોગવાય છે."

"એ શી રીતે?" શ્રેણીકે સહસા પુછ્યું.

"એ!" પલભર થોભી, નયનમાં ઉભરાતી વ્યથાને વારતાં માતા બોલી, "તેના પિતા ગોભદ્ર, તેમનું તેના પર અતીવ વ્હાલ વરસે. તેમની સમૃદ્ધિ અખૂટ હતી. પુત્રને તેમણે બત્રીશ સ્વરૂપવતી કન્યાઓ પરણાવી. તે પછી તે સંયમ સ્વીકારી સ્વર્ગે ગયા. પણ પુત્ર પરનું વાત્સલ્ય તો સ્વર્ગે પણ કાયમ રહ્યું. ત્યાં રહ્યા તે પ્રતિદિન પુત્રભવને નવનવી ઉપભોગ સામગ્રી મોકલાવે છે."

માતા સ્મૃતિદર્શને પરોવાઈ. શ્રેણીકે ગર્વ અનુભવ્યોઃ અખૂટ સમૃદ્ધિનો સ્વામી, દેવનો પણ પ્રિય ને સૃષ્ટિના આભુષણ સમો પુરૂષમણી તેનો પ્રજાજન હતો.

કંઈક ક્ષણો પછી તે પરીવાર સાથે જમવાને બેઠો. મધુર રસવન્તીએ તેનું ચિત્ત ડોલાવ્યું. રાજભુવનનાં ભોજને પણ તુચ્છકારની અહીં તેણે સંભવિતતા અનુભવી.

દિવસ આથમ્યે તે પાછો ફર્યો. ભદ્રાએ તેને રમણીય વિદાય આપી. તેણે ભદ્રાની કંઈક સેવા માગી. પણ ભદ્રા, તેનો આભાર માની, સ્વભુવને પાછી ફરી.

શાલિભદ્ર પ્રસાદની સાતમી ભૂમિકાએ તો પ્રવેશ્યો. પણ તેના અંતરની વ્યથા ન ઓલવાણી. તે ભુવનમાં, સુંદરીઓના નયન ચમકારમાં, કે સ્મિતપુષ્પમાં હવે તેને રસ ન રહ્યો. આસપાસ પથરાયેલ ઐશ્વર્યમાં તેને સ્વતંત્રતાની ઊણપ લાગી. તે ઊણપને ત્વરાએ પુરવાના તે વિચારમાં અટવાયો.

તે સમયે નવનવીન સ્થળે વિચરતા, ધર્મઘોષ નામે એક મુનિવર શિષ્યવૃન્દ સાથે રાજગૃહે પધાર્યા. શાલિભદ્રને તે સમાચાર મળ્યા. તેના અંતરમાં આશાનું ઝરણુ પ્રગટયુંઃ 'તેના પિતા ગોભદ્રઃ તે શ્રી વીરના શિષ્ય થઈ, સ્વતંત્રતાએ મહાલી, સ્વર્ગને શોભાવતા હતા. તે તેવો કાં ન થાય'?—ને તેજ ક્ષણે તે **સુવર્ણ રથમાં બેસી મુનિવરની સમીપ ચાલ્યો.**

મુનિવરે રસ ઝરતો ઉપદેશ દીધો. શાલિભદ્રનું અંતર ઊભરાયું. તે ત્વરાએ પાછો ફર્યો. [મા]તા પાસે તેણે દીક્ષાની અનુમતિ માગી.

માતા ચમકી. ક્ષણભર તે ગભરાણી. પણ પછી પુત્રનો વૈરાગ્ય તેને ક્ષણિક લાગ્યો. તે હસીને બોલી.

"ભાઈ, સંયમ એ તો ખડ્ગની ધાર. તે પર ચાલવું દોહ્યલું છે. ને તું તો નિત્ય વિલાસી. તારાથી સંયમની કઠીનતા શે સહાય? પ્રયોગ કરી તો જો. પ્રતિદિન એકેક સ્ત્રીને તો ત્યજી જો."

શાલિભદ્રે માતાનું વચન સ્વીકાર્યું. તેણે પ્રતિદિન એકેક સ્ત્રીને તજવા માંડી. તેના મુખ પર શાન્તિ ને વૈરાગ્યની નિર્મળતા વ્યાપી. માતાને ગભરાટ વછુટયો. પણ પુત્ર તેના જ વચનને અનુસરતો હતો. તે ભીની આંખે, પુત્રવધુઓને દિલાસો આપતાં, પુત્રના આ મહદ્ વૈરાગ્યને જોઈ રહી.

———o———

# વિજ્ઞાન અને તત્વજ્ઞાન

ચીમનલાલ

આર્ચબિશપ ડેવીડ્સને જ્યારે સાપેક્ષવાદના સિદ્ધાન્તની ધર્મ પરની અસર વિષે આઈન્સ્ટીનને પ્રશ્ન પૂછ્યો ત્યારે તે મહાન વૈજ્ઞાનિકે ઉત્તર દીધો કે, "નામદાર, સાપેક્ષવાદ એ શુદ્ધ વૈજ્ઞાનિક સિદ્ધાન્ત છે. ધર્મ સાથે તેને કશો સંબંધ નથી." પણ આ ઉત્તર સત્યથી ખૂબ વેગળો હતો.

વૈજ્ઞાનિકોએ વિજ્ઞાનના વિકાસ માટે તેને ધર્મ અને તત્વજ્ઞાનથી ભિન્ન દર્શાવવા વારંવાર પ્રયાસ કર્યો છે. પણ તે પ્રયાસમાં રહેલી અસત્યતાને અંતરમાં જાણવા છતાં તેઓ તેને અનુસરે છે તે તેમના વાદ વિષે તેમની પોતાની જ અશ્રદ્ધા સૂચવે છે. કેટલાક સહૃદયી વૈજ્ઞાનિકો તેને જાહેરમાં કબૂલી લે છે.

હર્બર્ટ ડીંગલેએ લખેલા 'Through Science to philosophy'માં એ કબૂલાતને વ્યાજબી ઠેરવવામાં આવી છે. લેખક ધર્મ અને તત્વજ્ઞાન પર વિજ્ઞાનની સીધી અસર દર્શાવે છે. અને વિજ્ઞાન કે જેનું ઉત્કૃષ્ટ સ્વરૂપ તત્વજ્ઞાનમાં જ હોવું જોઈએ તે તે સ્વરૂપની સાથે ઘર્ષણમાં આવી કેવાં અનિચ્છનીય પરિણામ ઊપજાવે છે તેનું તેઓ વિવેચન કરે છે.

કેટલાક વૈજ્ઞાનિકોને આ વિજ્ઞાન-નિરીક્ષણ ન ગમ્યું, અને તેમાંના એક સર આર્થર એડીંગ્ટને 'Philosophy and Science' નામે પુસ્તકમાં ડીંગલના ગ્રન્થની કડવી સમાલોચના લીધી. તે સમાલોચનામાં તેમણે તત્વજ્ઞાન કરતાં વિજ્ઞાનની ઉચ્ચતા સિદ્ધ કરવા પ્રયાસ કર્યો અને ડીંગલવાદ માટે શોક દર્શાવ્યો.

આમ જ્યારે વિજ્ઞાનવાદ પશ્ચિમમાં તેના વ્યાપક સ્વરૂપે ખીલેલો છતાં ત્યાં તેની જરૂરીઆત અને સત્યતા વિષે અનેક પ્રકારે ઊહાપોહ ઊઠયો છે ત્યારે તેની પ્રાથમિક દશામાં પ્રવેશતા આપણે તે વિષે પ્રથમથી જ વિચારી લેવું વધારે જરૂરી છે.

વિજ્ઞાન બુદ્ધિ અને ગણતરી પર આધાર રાખે છે. ધર્મ ને તત્વજ્ઞાન શ્રદ્ધા ને અંતરને અનુસરે છે. ધર્મે પોતાની દૃષ્ટિએ પ્રત્યેક વસ્તુઓનું સ્વરૂપ નિશ્ચિત કર્યું; વિજ્ઞાન તેને પોતાની આંકણીએ આપવા નીકળ્યું. પણ વિજ્ઞાનની આંકણી નિશ્ચિત નથી. બુદ્ધિ કે ગણતરી-ફેર કે વિકાસના પરિણામે તે ફર્યા કરે છે અને પરિણામ પણ ફરે છે.

ન્યુટને નવા સિદ્ધાન્ત સર્જ્યા. આઈન્સ્ટીને તેને ખામીભર્યા ઠેરવ્યા. આજે આઇન્સ્ટીનના ઘણાખરા સિદ્ધાન્તો ખોટા ઠર્યા છે. આમાં સત્ય ક્યાં શોધવું?

વિજ્ઞાન પ્રત્યે સૂગ એ તો એક પ્રકારની અંધતાજ ગણાય. પણ પ્રત્યેક વસ્તુની કિંમતને આંકી જોવી એ વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ જરૂરી છે.

પ્રવૃત્તિ એ માનવીનો જીવનધર્મ છે. સૃષ્ટિના આદિકાળથી પ્રવૃત્તિના આશ્રયે જ માનવી નભતો આવ્યો છે. કર્મ-પ્રવૃત્તિથી દૂર હઠનારને કુદરત માનસિક પ્રવૃત્તિમાં હડસેલે છે. વિજ્ઞાને માનવીને સુખી કરવા યન્ત્ર શોધ્યાં. કુદરતે તેને તે શોધમાંથી ઊપજતી મુશ્કે-

સીઓ ને તેના ઉકેલની પ્રવૃત્તિઓમાં ધકેલ્યો. જગતના મહાનમાં મહાન વૈજ્ઞાનિકે પણ એટલું તો કબૂલ્યું જ છે કે, "આદિ-યુગમાં માનવી જેટલાં સુખી ને શાન્ત હતાં તેટલાં આજના વૈજ્ઞાનિક યુગમાં નથી."

વિજ્ઞાનનું ધ્યેય કુદરતની ગહનતાનો ઉકેલ ને માનવીના બાહ્ય સુખની શોધમાં સમાયું છે. પણ આજે વિજ્ઞાનદ્વારા કુદરતના ઉકેલની તો આશા પણ અસંભવિત બની છે. વિજ્ઞાન સૃષ્ટિની શરૂઆત વિષે જે પ્રમાણો ને ઉકેલ આપે છે તે કરતાં તો એક બાળકનો તે વિષયનો કુદરતી અભિપ્રાય વધારે માનનીય ગણાય. વસ્તુગત અને મનોગત અનન્તતાઓ, સ્થળ, કાળ, પદાર્થ ને આત્માના એકીકરણને સાધતું તત્વ વિજ્ઞાનની કલ્પનાનીયે બહાર છે. ને રાજતન્ત્રની સંચાલન-નીતિ પર અવલંબતું માનવીનું બાહ્ય સુખ વિજ્ઞાનને શી રીતે આશ્રયી શકે?

ચોવીશ કલાકમાંથી માનવી ૭ કલાક જો કામ કરે, ૭ આત્મિક પ્રવૃત્તિને અર્પે; ૭ જીવનચર્યામાં વીતાવે, ને ૭માં નિવૃત્તિ ભોગવે તો જગત શાન્તિ, સ્નેહ ને સુખથી ચાલ્યા કરે. પણ વિજ્ઞાન તો કામને ઘટાડી બેકારી નીપજાવે છે; ને બેહદ શક્તિનો સંચય કરી તે તે શક્તિને વાપરવા વિષેની નિરર્થક કે સંહારક પ્રવૃત્તિમાં સંડોવાઈ માનવી આત્માને પણ વિસરી જાય એવી તેને સ્થિતિમાં મૂકી દે છે.

વિજ્ઞાને માનવીને ખૂબ જ ગર્વીષ્ઠ બનાવ્યો છે. ને તેના પરિણામે તે કુદરતને આધીન પ્રશ્નોમાં પણ માથું મારતો થયો છે. પણ નિરવધિ શ્રમ વેઠી અન્તે તો તેને પાછું જ પડવું પડે છે.

અમેરિકાની પશ્ચિમે મહાવૃક્ષોથી ઊભરાતાં ગાઢ જંગલો હતા. વિજ્ઞાનને એવું નિરર્થક ભૂમિરોકાણ ન ગમ્યું. તેણે તે જંગલો ઊખેડી ત્યાં માનવ-વસવાટ સૂચવ્યો. રાજ્યે તે સૂચનને અમલમાં મૂકયું. પણ તેમ કરતી વખતે તે ભૂલી ગયું કે એ જંગલોના પરિણામે જ પશ્ચિમેથી ધસતા રેતીના વંટોળ આગળ વધતાં અટકતા હતા. જેવાં જંગલો કપાયાં કે તરત જ રેતીના જંગી વંટોળિયા આખા અમેરિકાને રંજાડવા માંડ્યા. જંગલોની જગ્યાએ વસેલાં ગામોને તો તેમણે રેતીના રાક્ષસી ઢગમાં જ ઢાંકી દીધાં. આજે સરકારને ત્યાં ફરીથી જંગલો વસાવવાની જરૂરિયાત જણાઈ છે.

વિજ્ઞાનની સહાયથી પરિવર્તન પામેલી આવી તો અનેક વસ્તુઓને આજે મૂળ સ્થિતિમાં મૂકવાની આવશ્યકતાઓ ઊભી થઈ છે.

કરોડો વર્ષોથી કુદરત પુરુષ-સ્ત્રીનું જન્મપ્રમાણ સાચવતી આવી છે. પણ આજના વૈજ્ઞાનિકોને એ પ્રમાણ વ્યવસ્થિત નથી લાગતું. તેમણે વિજ્ઞાનની સહાયથી તે પ્રમાણ જાળવવાની યોજના ઘડી છે. પણ એ સહાયના પરિણામે ઊભી થનારી અનેક મુશ્કેલીઓના સામનામાં શ્રમ વેડફાવનારી આવી યોજના કરતાં તે પ્રશ્ન કુદરતને જ આધીન રાખી શાન્તિથી જીવન વીતાવવું શું ખોટું?

કર્નલ લીન્ડનબર્ગ સેન્ટગીલ્ડાસના એકાન્ત ટાપુમાં ધાતુ અને રબ્બરનાં હૃદયના પ્રયોગે અમરતાનો અખતરો કરી રહેલ છે. પણ આવી અમરતાની માનવીને જરૂર છે ખરી? માનવી જ્યારે જીવનથી થાકી આરામ શોધતો થાય છે ત્યારે મૃત્યુ તેને મધુર સોડમાં લે છે. પ્રયોગ સફળ થાય તો મૃત્યુ મોંઘું નહિ બની જાય? ને પ્રયોગનું ફળ ચેતનથી થન-

ગનતાં માનવીને શિલાસમાં બનાવવામાં પરિણમ્યું તો ?—તે સમયે આપઘાત માટેની નવી શોધો કરવી રહેશે.

વિજ્ઞાનની સમગ્ર વિશ્વને જરૂરીઆત સિદ્ધ કરવી મુશ્કેલ છે. કેવળ વ્યક્તિઓની જરૂરીઆતના પરિણામે તે વિષય આજે પ્રદેશવ્યાપી બની ગયો છે. એક માનવીને શસ્ત્રોમાંથી દોલત કમાવી હોય, ને તે તેવી શોધોમાં વિજ્ઞાનને વહેતું મુકે છે. કોઈ રાષ્ટ્રને સંહારક શક્તિ સાધવી હોય, ને તે તેમાં વૈજ્ઞાનિકોની સહાય લે છે. કોઈ માનવીને જીવન–દીર્ઘતા પ્રિય હોય ને તે અમરતાના પ્રયોગ કરાવે છે. પણ આ બધા પ્રશ્નો વ્યક્તિલક્ષી છે. તેને જગત-લક્ષી બનાવવા ન ઘટે. જગતની જે જરૂરીઆતોને પૂરવાનો ધર્મ કુદરતને આધીન છે તેની નિરર્થક જવાબદારી માનવીએ ન ઓઢી લેવી જોઈએ. જ્યારે કુદરત તેવા ધર્મથી અંશમાત્ર પણ વંચિત થશે ત્યારે ગમે તેટલું ઉન્નત વિજ્ઞાન પણ જગતને એક ક્ષણ માટે પણ વધુ ટકાવવાને અસમર્થ નીવડશે.

ધર્મ અને આત્માના અવાજે પ્રત્યેક વસ્તુને નિર્ણિત કરી નાંખી છે. બ્રહ્માંડનાં આદિ–અનાદિ તત્વો, જ્યોતિષ્ચક્ર, કાળ, પ્રદેશ, આત્મા, શબ્દ, વસ્તુધર્મ વિગેરેનો ઉકેલ તેણે કરી લીધો છે. એ સર્વના ઉકેલમાં જુદા જુદા ધર્મમાં કંઈક ફેર જો કે પડે છે, છતાં તે સર્વનું તે ઉકેલ દ્વારા ધ્યેય તો એકજ છેઃ આધ્યાત્મિક વિકાસ ને શાન્તિની સાધના. વિજ્ઞાને પણ આમાંના કંઇકનો બુદ્ધિશક્ય ઉકેલ જો કે કર્યો છે પણ તે ઉકેલને વૈજ્ઞાનિકો પોતે પણ વ્યાજબી નથી લેખતા. ને ઉપરાંતમાં વિજ્ઞાનનું ધ્યેય જિજ્ઞાસુવૃત્તિના સંતોષ ને બાહ્ય સુખ શોધમાં જ સમાયું છે. જીવનશાન્તિનો સ્વીકાર હજી તેણે નથી કર્યો.

- જગતમાં ખરી રીતે જોતાં જરૂરી જેવું કંઈ જ કામ નથી. પણ સૃષ્ટિ ચાલુ રહેવાની છે માટે માનવીએ કંઇ ને કંઇ પુરૂષાર્થ કરવો જ જોઈએ એ સિદ્ધાંત પર આખા જગતનો પ્રવૃત્તિધર્મ ને માનવીની મન–પ્રેરણાઓ રચાયાં છે. એ ધર્મ ને એ પ્રેરણાઓને જેમ બને તેમ શાન્ત ને રસભર્યાં બનાવવામાં જ માનવીનું સુખ સમાયું છે.

આ માન્યતા જો કે તત્વજ્ઞાનને લગતી છે છતાં ગમે તેવા પ્રવૃત્તિપ્રિય માનવીને પણ કબૂલવી પડે તેટલી તે વ્યાપક સત્યભરી છે. તેમાં પ્રકૃતિનું નવનીત ઊભરાય છે. જગતના પ્રબળમાં પ્રબળ મહત્વાકાંક્ષી નરવીર નેપોલિયને ભવ્ય સિંહાસનો ને તેજસ્વી રાજ-મુગુટોના પ્રભુત્વ કરતાં એક ખેડૂતના શાન્ત જીવનને વધારે મધુર ગણાવ્યું હતું. જેમની પ્રવૃત્તિઓ પણ પૂજનીય ગણાય છે એવા, હિંદના પ્રિય મુગટ સમા, પંડિત જવાહરલાલ નહેરૂએ એ પ્રવૃત્તિઓ ને તેમાં ઘુંધવાતી અશાન્તિ કરતાં ગિરિનાં શૃંગ કે પ્રકૃતિની ગોદને વધારે વ્હાલી લેખી છે. ને ત્યાં જ વિજ્ઞાનનો પરાજય છે.

વિજ્ઞાનને ધર્મ કે તત્વજ્ઞાન સાથે સંબંધ નથી એમ કહેવું એ તો અસત્ય કરતાં પણ વધારે ક્રૂર છે. સત્ય તો એ છે કે બંને એકમેકનાં પ્રતિસ્પર્ધિ છે.

તત્વજ્ઞાન પ્રવૃત્તિને જીવનને ટકાવી રાખવાનું સાધન લેખે છે; વિજ્ઞાન તેને જીવનધર્મ માને છે. તત્વજ્ઞાને રંગાયેલ પ્રવૃત્તિ કુદરતને માતા માની તેની પાસે દૂધ માગવા દોડે છે; વૈજ્ઞાનિક પ્રવૃત્તિ કુદરતને ઠ્યરી તેનાથી દૂર સ્વતંત્ર ક્ષેત્રોમાં વિહરવા માગે છે. તત્વજ્ઞાન પ્રેરણાઓમાં અમૃત ને શાન્તિ સિંચે છે; વિજ્ઞાન તેમાં મદ પૂરે છે. તત્વજ્ઞાન જીવનને, ધીમેથી ચાલતાં, ઇચ્છાઓને મર્યાદિત કરી, માત પ્રકૃતિ સાથે રમત કરતાં, શાન્તિને સાધતાં,

વેરાયાં પુષ્પને વીણવાનું કહે છે; વિજ્ઞાન તેને રથમાં બેસી, તે દોડાવતાં, પ્રત્યેક ઇચ્છાઓને અનુસરી, તેને પૂરવાનું શીખવે છે. આ શીખવતી વખતે તે ભૂલી જાય છે કે ઇચ્છાઓને સંતોષવાની નીતિ ઘાસના ભુવનમાં અગ્નિકણ સમી છે. સર્વસ્વને બાળ્યા પછી પણ ક્ષેત્રને તો તે રખ્યાથીજ રંગે.

માનવવૃત્તિઓ પાશવી છે. માનવી માનવી વચ્ચે શક્તિને સમૃદ્ધિનું ઓછામાં ઓછું અંતર એ જ જગત શાન્તિનો ઉપાય છે. પણ વિજ્ઞાન એ અન્તરને વધારેમાં વધારે બહોળું બનાવે છે. તે યાન્ત્રિક મહાબળો સર્જે છે ને શક્તિધારી પ્રજા તે બળોને છીનવી લઈ અશક્તને રહેંસવામાં તેનો ઉપયોગ કરે છે. વિજ્ઞાનના અભાવમાં આ સંહારક શક્તિ ને અંતર આછાં બની જશે.

વિજ્ઞાને આજ સુધીમાં શક્ય વિકાસ સાધ્યો. પણ માનવી તે વિકાસથી શું રળ્યો?

વ્યવહારનાં ત્વરિત સાધનોએ ભૂમિનું અંતર ઘટાડયું. પણ માનવીની દોડધામને તો તેણે હતી તે કરતાંએ વધારી મુકી.

વૈભવ ને આરામનાં સાધનો વધ્યાં, ને માનવી તે સાધનોનો ગુલામ બન્યો.

વિજ્ઞાને સુએઝની નહેર ખોદી; ને શસ્ત્રધારી પ્રજાને કાળી પ્રજા પર નજર રાખવાનું દ્વાર મળ્યું.

સ્વતંત્ર શ્રમ મધુર હતો. તે યન્ત્રલક્ષી ને સમૂહગત થતાં પ્રાણહીન ને સંહારક બન્યો.

ધનના ત્વરિત વિનિમયે પ્રજાનાં ચિત્તને અસ્થિર બનાવ્યાં.

મુદ્રણકળાએ પ્રગતિ સાધી ને જ્ઞાન વ્યાપારનો વિષય બન્યું; નિન્દા ગૃહ–ઉંબરો ત્યજી જગતવ્યાપી બની.

વૈદકે વિકાસ સાધ્યો, ને તેના ટકાવ માટે રોગોને વધવાની ફરજ પડી.

વિજ્ઞાને મહાબળો સર્જ્યાં; ને તે એક બાજુ ઢળી પડતાં પ્રજાઓ વચ્ચેનું અંતર વધ્યું.

ન્હાને પાયે થતાં કામ મોટે પાયે મુકાયાં; ને માનવી વધુ જોખમી બન્યો.

પ્રત્યેક વસ્તુ બુદ્ધિને ત્રાજવે તોળાવા માંડી; ને બુદ્ધિની બહારના પ્રદેશની કિંમત ઘટી, શ્રદ્ધાનાં પૂર ઘટયાં.

શ્રમ ઝૂંટવાયો; ને શ્રમજીવી માનવી પાંગળો ને બેકાર બન્યો.

વિજ્ઞાને આ રીતે, અનેક પ્રકારે, ધર્મ અને તત્વજ્ઞાનનાં મૂળ સમાં શ્રદ્ધા, આત્મશ્રુતિ ઃ શાન્તિને જોખમમાં નાંખી દીધાં છે. વિજ્ઞાન વિકાસ પામીને જો તત્વજ્ઞાનની નીસરણીએ ચડી જાય તો તે જોખમ વેરાઇ જશે. નહિતર ભાવિની રહી સહી ઉજ્જવળતા પણ ઘેરાતી ભાસે છે.

વિજ્ઞાન કદાચ શુભ આશયે વિકસ્યું હશે; પણ તેનું ફળ અશુભમાં પરિણમ્યું છે. પ્રત્યેક વસ્તુએ પોતાનું પરિણામ પ્રથમથી વિચારવું ઘટે.

વિજ્ઞાનને સર્જાવનાર અને પ્રેરનાર અન્તે તો કુદરત જ છે, એટલે તેના વિરોધની પાછળ કોઇ પણ પ્રકારનો વ્યય જરૂરી નથી. તેના સ્વરૂપ ને તેનાં અંગોનું નિરીક્ષણ એ એક પ્રકારનો અભ્યાસ છે. પણ તેની પાછળ જીવન સમર્પણની ભાવના કેળવવી એ નિરર્થકવાદની પાછળ હોમાવા જેવું છે.

———o———

# 'સુવાસ'ને અભિનન્દન

'સુવાસ'ના સંપાદક–સંચાલકો !

**સુ**વાસ પ્રસરાવવાની ઉદ્દભવેલી પ્રશસ્ત ભાવના માટે અભિનન્દન ! કુદરતની કૃપાથી સુવાસ પ્રાપ્ત કરનારા વિરલા જ પરોપકારાર્થ સુવાસ પ્રસરાવી શકે છે. સુવાસનો અર્થ વિશાલ છે. સુવાસનું તત્ત્વ ગંભીર છે. સુવાસની મહત્તા સમજવી સહજ નથી. સુવાસ અભીષ્ટ અને સુખકારક હોવા છતાં સર્વ કોઇને સુવાસ સહજ સુલભ હોતી નથી. સુવાસનો લાભ, સર્વ કોઈ લઈ શકતા નથી. સુવાસનો આદર, સર્વ કોઈ કરી શકતા નથી. સુવાસની કિંમત સર્વ કોઈ આંકી શકતા નથી. સુવાસની મહત્તા, સર્વ કોઈ પિછાણી શકતા નથી. સુવાસથી સુવાસિત, સર્વ કોઈ થઈ શકતા નથી. જીવનમાં સુવાસ ઝીલવી અને સુવાસ ફેલાવવી–એમાં જીવનની સફલતા છે.



પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી

જે સુવાસ, સુવાસિત સુંદર સુપુષ્પો આપી શકતાં નથી; જે સુવાસ, સુગંધી પદાર્થો આપી શકતા નથી; જે સુવાસ, સુગંધથી બહેકતા ધૂપો ફેલાવી શકતા નથી; જે સુવાસ, સૌરભથી મઘમઘતાં અને આકર્ષતાં તેલો, અત્તરો અથવા પરિમલથી બહેકતા પરફ્યુમરી–સેન્ટ–લવંડરો આપવા સમર્થ થઈ શકતાં નથી–એવી અપૂર્વ ઉત્તમ પવિત્ર સુવાસ, જીવનમાં ફેલાવવી એ નાનું–સૂનું કામ નથી. દુર્વાસથી દુર્વાસિત ન થતાં, સુવાસમાં સુ–વાસ કરી સુવાસ ફેલાવવાનું ન ચૂકવું, એ રાધા–વેધ જેવું દુષ્કર કાર્ય છે. લક્ષ્ય ન ચૂકનારા અભ્યાસી જ એ સાધવા હિંમત કરી શકે છે; લક્ષ્ય–વેધક પરમ અભ્યાસી વિરલા સાધકો જ એ ગહન કાર્ય સાધવા શક્તિમાન થઈ શકે છે. ગંભીર જવાબદારીવાળું એ કાર્ય સાંગોપાંગ પાર ઉતારવા દીર્ઘદર્શી સ્થિરપ્રજ્ઞ બુદ્ધિશાલી મહાનુભાવો જ સમર્થ થઇ શકે છે.

જેમને જીવનમાં સુવાસની પ્રાપ્તિ થઈ હોય, તેઓ ધન્ય છે. જેઓ સુવાસની આવશ્યકતા, ઉત્તમતા અને મહત્તા સમજી શકે, તેઓ પણ ધન્યવાદને પાત્ર થઈ શકે. જેઓ સુવાસ ફેલાવવાની પ્રશસ્ત ભાવના ધરાવે છે, એટલું જ નહિં; સુવાસભર્યા સુવિચારોને સુવચનોદ્વારા ઉચ્ચારી શકે છે; જેઓ મનનીય લેખોમાં ગુંથીને સુવર્ણમાં સુવાસ મૂકી શકે છે; જેઓ વાતાવરણને પવિત્ર સુવાસમય કરવા સતત પ્રયત્નો કરે છેઃ સાચી સુવાસ ફેલાવનારા, તે સંતો, શારદાના ઉપાસકો મહાકવિઓ, વિદ્વાન વક્તાઓ અને લેખકો સાચાં અભિનન્દનોને પ્રાપ્ત કરી શકે છે. અક્ષય સુવાસ ફેલાવી ગયા, સત્પુરુષોના શિરોમણિ શ્રમણ ભગવાન

**મહાવીર** જેવા મહાપુરુષો. જેઓ ઘોર વિઘ્નોથી ડર્યા નહિ, દુષ્ટોનાં આક્રમણોથી લેશમાત્ર ડગ્યા નહિ. પ્રબલ પરિષહો અને ઉત્કટ ઉપસર્ગો વચ્ચે નિશ્ચલ-અડગ ઉભા રહી શક્યા. જેઓ પોતાના ધ્યેયને ચૂક્યા નહિ. જેઓ ઘોર તપ-સાધનાઓથી સાધ્યને સાધ્યા વિના અટક્યા નહિ. જેમણે સ્વજીવનની સુવાસથી અચલ પ્રતિજ્ઞા-પાલનના આવિષ્કારો કર્યા, અદ્‌ભુત ધૈર્યનાં ઉત્તમ દૃષ્ટાન્તો પૂરાં પાડ્યાં. જેઓએ સમભાવદ્વારા-રાગ-દ્વેષાદિ-જયદ્વારા, ઇંદ્રિય-જય, કષાય-જય અને મનો-વિજયદ્વારા દુર્જયો પર જય પ્રાપ્ત કરવાનું, અજરામર થવાનું, સમસ્તકર્મ ક્લેશોથી વિમુક્ત થવાનું અપૂર્વ જ્ઞાન આપ્યું.

મહાવીર જેવા મહાપુરુષોના જીવનની સુવાસે હજારો, લાખોનાં જ નહિ કરોડોનાં જીવનો સુવાસિત થયાં. મહાવીર જેવા જ મહાપુરુષોએ અહિંસાનો પવિત્ર સંદેશ આપી વિશ્વ-બંધુત્વની સુવાસ પ્રસરાવી. જેઓએ વૈર-વિરોધ શમાવવાનાં, શત્રુઓને પણ મિત્રો બનાવવાનાં, મૈત્રીભાવના વિસ્તારવાનાં, સુવાસિત પવિત્ર સૂત્રો અર્પણ કર્યાં. વિશ્વધર્મનાં-અનેકાન્તવાદનાં વિશ્વ-માન્ય તત્ત્વો વિસ્તાર્યાં. વિશ્વ-હિતકર અમોઘ પ્રયોગોના સદુપદેશો વરસાવ્યા. સત્ય સિદ્ધાંતો પ્રકાશિત કરી સત્ય, પથ્ય, પ્રિય, હિતકર મધુર વાણીમાં રહેલી પ્રભાવકતા-સુવાસનો પરિચય કરાવ્યો. જે જગદ્‌બંધુ જગદ્‌ગુરુની સુવાસે સંયમના સન્માર્ગો સૂચવ્યા, નિઃસ્પૃહ શ્રમણ-નિર્ગ્રન્થોનાં પવિત્ર સદાચરણો ફરમાવ્યાં, ગૃહસ્થોની ઉચિત ફરજ સમજાવી, ઔચિત્યનું ઉચિત જ્ઞાન આપ્યું. હેય, જ્ઞેય અને ઉપાદેયનું-કર્તવ્યાકર્તવ્ય વિવેકનું વિજ્ઞાન શિખવ્યું. માતૃ-ભક્તિની પ્રેરણાઓ આપી. નીતિ-ન્યાયના નિયમોની માન્ય મર્યાદાનું નિર્માણ કર્યું. પુરુષાર્થોનાં પરમ રહસ્યોનો પ્રતિબોધ કર્યો. પાપ-પ્રવૃત્તિથી પ્રતિક્રમણ કરવા તથા મન, વચન અને કાયાને શુભ પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત કરવા પ્રબોધ આપ્યો. સમય માત્ર પણ પ્રમાદ ન કરવાનું શિક્ષણ આપ્યું. સ્વાશ્રયના બોધપાઠો અને અન્ય અમૂલ્ય સેંકડો શિક્ષાસૂત્રો શીખવ્યાં. સર્વ કલાઓમાં પરમશ્રેષ્ઠ ધર્મકલાનું ઉચ્ચ જ્ઞાન આપ્યું. જગતની પરમ-માન્ય મહાવિભૂતિ એ મહાવીર જેવા મહાપુરુષોના જીવનની અને સદુપદેશોની સુવાસ ફેલાશે તો સ્વ-પરને પરમાનન્દનો પરમલાભ પ્રાપ્ત થશે એવી આશા છે.

| | |
|---|---|
| વીરનિર્વાણ સંવત્ ૨૪૬૪<br>ચૈત્ર શુ. ૧૩ મહાવીર-જન્મતિથિ<br>ગંભીરા બિલ્ડીંગ, વડોદરા. | લાલચંદ્ર ભગવાન ગાંધી<br>( જૈન પંડિત, પ્રાચ્યવિદ્યા-મંદિર ) |

# વાર્તાલાપના પ્રકાર

[ એક હળવો નિબંધ ]

શ્રી. ભદ્રાયુલાલ મોતીલાલ મજમુદાર
બી. એ; એલએલ. બી.

વાર્તાલાપ આપણા દૈનિક વ્યવહારમાં મહત્વનો ભાગ ભજવે છે. તેમ છતાં નવાઈની વાત છે કે વાતચીતમાં રસમય બનવાની કલા ઘણા થોડાને સાધ્ય હોય છે.



આપણી લાગણીઓ વ્યક્ત કરવાનું મહત્વનું સાધન વાચા છે. મનુષ્ય જાતિ પ્રાથમિક દશામાં હતી, તે વખતે વાચાશક્તિનો વિકાસ થયો નહોતો. પ્રાથમિક મનુષ્યોને હર્ષ, શોક, ભય, ક્રોધ, વગેરે લાગણીઓ ચીસો પાડીને અથવા ઇસારા કરીને વ્યક્ત કરવી પડતી. મનુષ્ય જાતિને શરૂઆતમાં લાગણીઓ વ્યક્ત કરવા કેટલા પ્રયાસ કરવા પડતા હશે તેનો વિચાર કરતાં આપણને વાણીનું મહત્વ સમજાશે. ધીમે ધીમે વાચાશક્તિનો વિકાસ થતો ગયો. મનુષ્ય જાતિને ઘણા પ્રયાસને પરિણામે વાચાની શક્તિ પ્રાપ્ત થઈ. ક્રમેક્રમે આ શક્તિનો ઘણો વિકાસ થયો. અર્વાચીન સમયમાં, સુધરેલા દેશોમાં સારી વાતચીત એ સારી રીતભાતનું એક આવશ્યક અંગ ગણાય છે. તમો સંસ્કારી વાર્તાલાપ કરી શકો તેમ હો તો સુધરેલા દેશોમાં સમાજના આગળ પડતા વર્ગોમાં સન્માન જરૂર પામી શકો.

વાતચીત કરવાની પદ્ધતિ ઉપરથી માણસના સંસ્કારનું માપ નીકળી શકે છે. માણસનો સ્વભાવ પણ તેનાથી પારખી શકાય છે. જુદા જુદા માણસોની વાતચીત કરવાની રીત પણ જુદી જુદી હોય છે. વાર્તાલાપના વિવિધ પ્રકારો, વિવિધ મનોવૃત્તિનાં સૂચક છે. છેવટે કંઈ નહિ તો સ્હેજ વિનોદ ખાતર પણ જુદા જુદા માણસોની વાતચીત કરવાની શૈલીનું નિરીક્ષણ કરવા જેવું છે. મ્હને પોતાને તો આવા નિરીક્ષણથી ઘણી વાર રમુજ પ્રાપ્ત થઈ છે. મારા જેવો અનુભવ ઘણાયને થયો હશે. આપણા નિકટના સંસર્ગમાં આવતા મિત્રો અને સ્નેહીઓથી માંડી જેના પરિચયમાં માત્ર કાર્યવશાત આવવાનું થતું હોય તેવા તમામ મનુષ્યોની વાતચીત કરવાની શૈલીનું અવલોકન કરીશું તો આપણને નિર્દોષ આનંદ સાથે ઘણું જાણવાનું મળશે.

માણસનું મન બ્હેલાવવાનું એક સરસમાં સરસ સાધન વાર્તાવિનોદ છે. મનુષ્ય સ્વભાવ જ એવો છે કે, કામમાંથી સ્હેજ ફુરસદ મળે ત્યારે તેને વાર્તાલાપ કરવાની સ્વાભાવિક વૃત્તિ

થાય છે. વાર્તાલાપની વૃત્તિ જે માણસોમાં જોઈએ તે કરતાં વધુ પ્રમાણમાં ખીલેલી હોય છે તેમને આપણે વાતોડિયા તરીકે ઓળખીએ છીએ. વાતચીત કરવાનો શોખ કેટલીક વ્યક્તિઓની માફક કેટલાક દેશોને પણ હોય છે. યૂરોપ ખંડમાં ફ્રાન્સના લોકો સાધારણ રીતે વાતોડિયા સ્વભાવના ગનાય છે. અંગ્રેજો મિતભાષી કહેવાય છે. આપણા દેશમાં, ગુજરાતના લોકોને આપણે કેટલેક અંશે વાતોડિયા સ્વભાવના કહીએ તો ખોટું નથી. ગુજરાતીઓ પછી વાતચીતના શોખીનોમાં બંગાળીઓને મૂકી શકાય. દક્ષિણીઓ તથા મદ્રાસીઓ પ્રમાણમાં ઓછું બોલનાર હોય છે. તમે આગગાડીમાં મુસાફરી કરતા હો અને સાથે ગુજરાતી મુસાફર હોય તો તે તમારા વિષે બને તેટલી માહિતી વાતવાતમાં મેળવવા પ્રયત્ન કરશે. તમે ક્યાંથી આવ્યા, ક્યાં જાઓ છો, શા માટે જાઓ છો ? શું ધંધો કરો છો વગેરે પ્રશ્નોની પરંપરા કરવાનો આપણો ગુજરાતીઓનો સ્વભાવ થઈ ગયો છે.

આગગાડીના થોડા સહવાસમાં, કેટલાક વાતરસિયાઓ, ઘણો નિકટનો પરિચય કેળવી શકે છે. કોઈવાર મુસાફરીનો કંટાળો દૂર કરવામાં આવી વાતચીત મદદગાર થાય છે. પરંતુ કોઈવાર કેટલાક જિજ્ઞાસુઓના પ્રશ્નો વિડંબનારૂપ પણ લાગે છે. આવા જિજ્ઞાસુ વર્ગના વાતરસિયાઓ ઘણે ભાગે આગગાડીમાં કે ધર્મશાળાઓમાં મળી આવે છે. ઘણીવાર આગગાડીમાં એવા માણસોનો ભેટો થઈ જાય છે, જેઓ ગમે તેવા અંગત પ્રશ્નો પૂછતાં પણ પાછા પડતા નથી. આવે પ્રસંગે વાતચીતનો શોખ સામા માણસને ઉપાધિરૂપ થઈ પડે છે. કેટલાક વાતરસિયાઓ જીજ્ઞાસાથી ભરેલા હોય છે. ઉપરાઉપરી પ્રશ્નો પૂછતાં તેઓ થાકતા નથી. તમે જાણે કોઈ વકીલની ઉલટપાલટ તપાસના જવાબ આપતા હો તેવી લાગણી અનુભવો છો.

એક વખત મને આવા જિજ્ઞાસુનો ભેટો અમદાવાદથી નડિયાદ વચ્ચે મુસાફરી કરતાં થયો હતો. મહેમદાવાદ સ્ટેશનેથી આવા એક જિજ્ઞાસુ ભાઈએ આવી મારી સામેની બેઠક ઉપર જગા લીધી. ગાડીએ મહેમદાવાદ સ્ટેશન છોડયું અને પેલા ભાઈના વાર્તાલાપની શરૂઆત પ્રશ્નોની પરંપરાથી થઈ.

"ક્યાંથી આવો છો" ? પેલા જીજ્ઞાસુએ પૂછ્યું.

"અમદાવાદથી." મેં જવાબ આપ્યો.

"ક્યાં જાઓ છો ?"

"નડિયાદ જાઉં છું."

"તમે રહીશ અમદાવાદના કે નડિયાદના ?"

"વડોદરે રહું છું."

"વડોદરે ક્યાં રહો છો ?"

"રાવપુરામાં."

"અમદાવાદ કંઈ કામ પ્રસંગે ગયા હશો."

"હા" કહી, મેં છાપામાં મ્હોં ઘાલ્યું.

પરંતુ પેલા જીજ્ઞાસુની જીજ્ઞાસા એમ જલદી તૃપ્ત થાય તેમ ન્હોતું. તેને વાત કરવા કંઈક સામગ્રી જોઈતી હતી.

"કંઈ વેપારના કામે ગએલા ?"

"હું વેપાર કરતો નથી", મેં જવાબ આપ્યો; અને ઉમેર્યું, "એક સ્નેહીને મળવા ગએલો."

ત્યાર પછી પેલા ભાઈએ હું શો ધંધો કરું છું, ધંધામાં કેટલી કમાણી થાય છે, હું પરણેલો છું કે કુંવારો, શી સંતતિ છે વગેરે અનેક પ્રશ્નો મને પૂછ્યા. મેં યથાશક્તિ પ્રશ્નોના ઉત્તરો આપ્યા. એટલામાં નડિયાદનું સ્ટેશન આવ્યું અને પેલા જીજ્ઞાસુ મિત્રને રામરામ કરી મેં છૂટકારાનો દમ ખેંચ્યો. વાતવાતમાં અંગત પ્રશ્નો બને તેટલા ઓછા પૂછાવા જોઈએ. જિજ્ઞાસુવૃત્તિ ઉપર બને તેટલો સંયમ રાખવો એ સારી વાતચીત માટે ઘણું આવશ્યક છે.

કેટલાક માણસોને ટુંકામાં પતે તેવી વાત લંબાવીને કહેવાની ટેવ હોય છે. એકવાર તેઓ બોલવા બેઠા એટલે ક્યારે અટકશે તે ભાગ્યે જ કહી શકાય. તેમની વાતમાં પૂર્ણ વિરામને સ્થાન જ હોતું નથી. વધુ પડતી લંબાણની વાત કરનાર લોકો મુદ્દાસર વાતચીત ભાગ્યે જ કરી શકે છે. તમારે કંઈ અગત્યનું કામ હોય અને રસ્તામાં ભોગજોગે લંબાણથી વાત કરનાર કોઈ મળે તો તેની સાથે વાત કરવામાં જોખમ રહેલું છે. તમે સ્હેજ શિષ્ટાચારને વશ થઈ બે મિનિટ થોભવાના વિચારે વાત કરવા ઊભા રહો, તો વીસ મિનિટમાં પણ ભાગ્યે જ છૂટા થઈ શકો. લંબાણથી વાત કરનારા ઘણે ભાગે અપ્રસ્તુત વાત ઉપર ચઢી જાય છે. તમે ઘેરથી કપડાં પહેરી બહાર નીકળવાની તૈયારીમાં હો, અને આવા લંબાણથી વાત કરનાર ગૃહસ્થ તમારે ત્યાં આવી ચઢે તો બહાર જવાનો વિચાર તમારે લગભગ માંડી જ વાળવો પડે. તમે વાત ટુંકાવવા ગમે તેટલા પ્રયાસ કરો પણ વ્યર્થ! જેમ કેટલાક ભાષણ કરનારાને ક્યાં અટકવું તેની ખબર હોતી નથી, તેમ કેટલાક વાતરસિયાઓ એકવાર વાતે ચઢ્યા એટલે અટકવાનું જાણતા નથી. મનુષ્ય જીવન ટુંકું છે અને તેમાં વાતો કરવા સિવાય બીજાં ઘણાં કામો કરવાનાં હોય છે એ વાત તેઓને માન્ય હોતી નથી. સમયની મર્યાદા તેમની આડે આવી શકતી નથી. લંબાણથી વાત કરનારા ઘણીવાર નિખાલસ સ્વભાવના હોય છે. પરંતુ તેમની મોટી મુશ્કેલી એ હોય છે કે તેઓને મુદ્દાસર બોલવાની ટેવ હોતી નથી. કેટલીક વાર તો તેઓ વાતના મૂળ મુદ્દાને પણ વિસરી જઈ, વિષયાંતર કરી નાંખે છે. તેમને તમે કોઈ બાબતની સ્હેજ માહિતી પૂછો તો તેઓ ઘણી લંબાણ અને અપ્રસ્તુત ચર્ચામાં ઉતરી પડે છે. આવા લોકોને કોઈવાર સ્ટેશન ઉપર કંઇ સંદેશો પહોંચાડવા મોકલ્યા હોય તો તેઓ મુદ્દાની વાત ઉપર આવે તેટલામાં ટ્રેન ઊપડી જવાનો પ્રસંગ આવે છે! વધારે પડતા લંબાણથી વાતચીત કંટાળારૂપ બની જવાનો ભય રહે છે. વાર્તાલાપ, વાર્તાલપના રૂપમાં ફેરવાઈ ન જાય તે ખાસ સંભાળવા જેવું છે.

[ અપૂર્ણ ]

# મંગુ ખવાસણ

ઈ. ન.

[ આ વાર્તાનો પ્રથમ અર્ધભાગ ગયા અંકે પ્રગટ થયો છે :

ન્યાલચંદ શેઠે પ્રથમ ઉપપત્ની તરીકે સ્વીકારેલી અને પછી તરછોડેલી મંગુ નામની ખવાસણને દેવો નામનો બ્રાહ્મણ, પૈસાની મદદથી તેની દુઃખદ સ્થિતિમાંથી બચાવી લે છે.

તે પછી— ]

બધા જોઈ રહ્યા.



ન્યાલચંદ શેઠને સંતોષ થયો. બે વાતે. પૈસા મળ્યા અને મંગુ સાથે પોતાને નહીં, પણ દેવાને સંબંધ છે એવું ઠર્યું, એટલે પોતાની પવિત્રતા પણ સિદ્ધ થઈ.

ધીમે ધીમે લોકોએ ગણગણાટ આદર્યો.

"ગાંડો થઈ ગયો લાગે છે."

"ગાંડો શું? મંગુડી ઓછી રૂપાળી છે? એની પાછળ ગાંડો થયો લાગે છે."

"શું જમાનો આવ્યો છે! બ્રાહ્મણનો દીકરો ઊઠીને ખવાસણ સાથે સંબંધ રાખે! હરિ! હરિ!" ટીકા કરવા સૌ તૈયાર હોય છે.

મંગુ તો આ મા'રાજની મહત્તા જોઈ જ રહી.

ચર્ચા-નિંદા કરતાં બધાં જતાં રહ્યાં. રહ્યાં દેવો ને મંગુ.

"આ તમે શું કર્યું?" કંઈવારે મંગુએ પૂછ્યું.

"માણસ તરીકેની ફરજ બજાવી." દેવાએ કહ્યું.

"પણ હું તમને આટલા બધા રૂપિયા ક્યારે ભરી રહીશ?"

"મારે એની કાંઈ ઉતાવળ નથી. અને ... હવે તમે શું કરશો?"

"જ્યાં પગ લઈ જશે ત્યાં જઈશ." મંગુએ નિરાધારતાપૂર્વક કહ્યું.

"મારું કહ્યું કરશો?"

"શું?"

"અત્યારે મારે ત્યાં ચાલો."

થોડી રકઝકને અંતે મંગુ દેવાને ઘેર ગઈ.

મંગુને ઘરની ચીજોથી થોડીઘણી વાકેફ કરી દેવો દુકાને ગયો.

મંગુ વિચારે ચડી. તેને ભૂતકાળના વિચાર આવ્યા. ભુરો સાંભર્યો, શેઠની નાલાયકી સાંભરી અને તે રડી. ખૂબ ખૂબ વિચાર કરી તેણે કોઈ ખવાસ સાથે નાતરું કરી લેવાનું નક્કી કર્યું.

દેવો આવ્યો ત્યારે મંગુએ તેને કહ્યું, "મારે જવું છે."

"ક્યારે?" દેવાએ પૂછ્યું.

"આજે જ." મંગુએ મક્કમતાપૂર્વક કહ્યું.

"ક્યાં?"

"મારે મારો કાંઈ રસ્તો શોધવો પડશે ને?"

"શું કરવા ધાર્યું છે?"

"જુઓ...મારું રૂપ હજી ઓસરી નથી ગયું. મારી પાછળ ગાંડા થનારા ખવાસ મને મળી રહેશે."

"એકાએક આવો નિર્ણય કેમ કરવો પડ્યો?"

"અમારો શેઠ સાથેનો સંબંધ ઘણો જુનો. અમે શેઠનાં કામ કરવામાં બાકી નથી રાખ્યું. હું રાંડી એ પછી શેઠે જ મને જાળવી. પાંચ વરસ અમે સાથે રહ્યાં. હવે તેમને આબરૂ આડે આવી, એટલે મને હોમી દીધી. તમને ય હું તમારી સાથે રહું તો લોકો સમક્ષ ભુંડા દેખાવાનો પ્રસંગ આવે જ, માટે તમારા અને મારા ભલાને માટે મારે જવું જ જોઈએ." મંગુએ પોતાનું હૃદયમંથન રજુ કર્યું.

"હું ન્યાલચંદ શેઠ જેવો લાગું છું?" દેવાએ માઠું લાગ્યું હોય તેવા સ્વરે કહ્યું.

"ના—ના, તમારી ઉદારતાથી તો હું છક થઈ ગઈ છું. પણ મને મદદ કરવી તે એક વાત છે અને મારી સાથે રહેવું તે બીજી વાત છે."

"જુઓ, હું તો જગતથી તરછોડાયલો માણસ છું. મારે નથી કોઈ સગું કે નથી કોઈ સંબંધી! એકલો અટુલો વસું છું. તમને પોતાને હરકત ન હોય, અને જો તમે મારી સાથે રહેશો તો મારી એકલતા ટળશે. નાત ભલે મને નાતબહાર મૂકે, લોકો ભલે મને નિંદે, પણ તમે મારી સાથે રહેશો તો મને તો શાંતિ જ રહેશે."

"એક વાર શેઠે પણ મને આવું જ કહેલ." મંગુ કંઈ નિર્ણય કરી શકતી ન હતી.

"પણ એમાં ફેર હતો. શેઠે તમારી સાથે છૂપો વ્યવહાર રાખેલ. હું તમે ઈચ્છતાં હો તો, તમારી સાથે છડેચોક પુનર્લગ્ન કરવા તૈયાર છું. વિચાર કરી જુઓ! પછી તમને યોગ્ય લાગે તો જ મારી સાથે રહેજો. જવું હોય તો ય તમે છૂટાં છો. તમે જાવ તો ય તમારે રૂપિયા બાબત ચિંતા કરવાની જરૂર નથી. એ તો મેં તમને આપ્યા જ."

દેવો બહાર ગયો. મંગુએ ખૂબ વિચાર કર્યો. તેનો અનુભવ તેને ચાલ્યા જવાનું કહેતો હતો; પણ દેવાનું મુખ, તેની સચ્ચાઈ, તેની ઉદારતા, તેનો ભાવ તેને આકર્ષી રહ્યાં હતાં. જેમ જેમ તે વિચાર કરતી ગઈ તેમ તેમ તેને દેવાનું આકર્ષણ વધતું ગયું.

દેવો ઘેર આવ્યો ત્યારે મંગુએ જ તેને સામેથી કહ્યું, "મેં તમારી સાથે રહેવાનું નક્કી કર્યું."

"મારાં સદ્ભાગ્ય!" દેવાએ કહ્યું.

દેવાએ ખવાસણને ઘરમાં ઘાલ્યાના ખબર તેના પિત્રાઈ હેમતને પડતાં, તે દોડ્યો આવ્યો.

"કેમ છે, દેવા?" હેમતે શિષ્ટાચારનો પ્રશ્ન પૂછ્યો.

"સારું. ભાઈ, આ જ તો તમે મારા પર કૃપા કરી!" દેવો તેના આગમનનું કારણ અણસાર કલ્પી શક્યો હતો.

"મારો ભત્રીજો."

"હં, તો પૈસા ભરી દે."

"અરે, બ્રાહ્મણભાઈ પાસે પૈસા ક્યાંથી હોય? ગરીબ બિચારો માર્યો જશે. તમે હસનભાઈને ન સમજાવો?" ગરજે ગધેડાને પણ કાકા કહેતાં ન અચકાય એ કોટિનો હેમત હતો.

"શું જુગારના પૈસા માગે છે?" દેવાએ હેમતના કાનમાં કહ્યું.

"હા."

"અરર! તમારા બ્રાહ્મણના છોકરા એવા કુછંદે ચડી જાય એ તો બહુ ખરાબ!" દેવાએ 'તમારા' શબ્દ પર ભાર મૂકી કહ્યું.

"પણ એ બ્રાહ્મણના છોકરાને બચાવવો તમારા હાથમાં છે." હેમતે શાંતિપૂર્વક મહેણું ગળી જતાં કહ્યું.

"ભલે, એમાં શું? આપણે ક્યાં જુદા છીએ?" દેવાએ મીઠાશથી કહ્યું.

"એટલે જ તો તમને કહેવા આવતાં પગ ઊપડે છે ને." હેમતે ઉમેર્યું.

જરા દૂર જઈ દેવાએ તેની સાથે આવતા એક જણને નજીક બોલાવી કહ્યું, "રૂડા, હસનને કહેજે કે મહાશંકર પાસેથી આજ સાંજ પહેલાં પૈસા વસૂલ કરી લે."

આટલું કહી દેવો મોટરમાં બહારગામ જતો રહ્યો. દેવાનો આદેશ એટલે તેનાં માણસોને મન દેવ આદેશ હતો. મહાશંકરને બૈરીનાં ઘરેણાં ગીરો મૂકી બે કલાકમાં પૈસા ભરી દેવા પડયા. હેમત હેબતાઈ ગયો. તેને એક છેલ્લો ઉપાય સૂઝ્યો. તે મંગુ પાસે દોડયો. અને ત્યાં જઈ તેના પગમાં પડતું મૂક્યું.

દેવો જબ્બર દાદો હતો. પણ તેનું એક પણ માણસ તેને ઘેર ન આવતું. મંગુ પાસે તો દેવો પહેલાંનો જ દેવો હતો. ઘરમાં પગ મૂકતાંની સાથે જ દેવો બહારની દુનિયા વિસરી જતો. ઘરમાં કામ કરનારાં ચાર-પાંચ માણસો હતાં. નવા બંધાવેલ બંગલામાં માળી પણ રહેતો. પણ આ બધાં માણસો મંગુની પસંદગીનાં હતાં. તેમનો પગાર નિયમિત ચૂકવાતો. તેમને મંગુ તરફથી વારપરબે ભેટ પણ મળતી. આ માણસો સિવાય દેવાનું કોઈ ઓળખીતું મંગુ પાસે આવતું નહીં, એટલે હેમતને હાંફ્લો ફાંફ્લો આવેલો જોઈ તેને નવાઈ લાગી.

"શું છે?" મંગુએ પૂછ્યું.

"ગરીબ બ્રાહ્મણને બચાવો." હેમતે પગમાં પડયાં પડયાં જ કહ્યું.

"પણ છે શું? અને તમે છો કોણ?"

"મને ન ઓળખ્યો? હું હેમત. દેવાભાઈનો પિત્રાઈ."

"તમે સરખા તો બેસો. બ્રાહ્મણના દીકરાને પગે લગાડી હું પાપમાં પડું છું." હેમત નિરાંતે બેઠો.

"બોલો હવે શું છે?"

"મારો એક સગો છે, તેની પાસેથી વહુનાં ઘરેણાં ઉતરાવીને દેવાભાઈએ પૈસા પડાવ્યા. બિચારાને આપઘાત કરવાનો વારો આવ્યો છે. બચાવો! બ્રાહ્મણના દીકરાને બચાવો!"

"તમે શાંત થાઓ. હું એ પૈસા પાછા અપાવીશ."

"અરે, એમ તો દેવાએ ય કહ્યું'તું. પણ એની વહુનાં તો બાપડીનાં ઘરેણા ગયાં. હવે મારો કે તારો બધું તમારા હાથમાં છે."

"કેટલા રૂપિયા છે?"

"પાંચસો."

મંગુએ ઘરમાં જઇ પાંચસો રૂપિયા લાવી તે હેમતને આપતાં કહ્યું," લ્યો, આ પાંચસો રૂપિયા લઈ એ ઘરેણાં છોડાવી લાવો. બસ?"

"અરે, તમારો તો પાડ માનું તેટલો ઓછો! આજે તમે એક કુટુંબને જીવતદાન દીધું."

હેમત મંગુનાં વખાણ કરતો કરતો ગયો.

દેવો આવ્યો ત્યારે મંગુએ હેમતને પૈસા આપ્યાની વાત કહી.

"એને શું કામ પૈસા આપ્યા?" દેવાએ જરા ચીડાતાં પૂછ્યું.

"બિચારાની વહુનાં ઘરેણા ઉતરે એ હું ન જોઇ શકું."

"પણ આ તો એ હરામખોર છે કે જેણે આપણને નાત બહાર મૂકાવી, નોકરીમાંથી રઝળાવ્યાં હતાં."

"પણ બ્રાહ્મણ તો છે ને?"

"તેં બધી બાજી બગાડી દીધી. એ મહાશંકરને મેં ઇરાદાપૂર્વક ભોળવ્યો હતો. મહાશંકરને કાંઈ છોકરૂં નથી, અને તેની મિલ્કત પર હેમતની આંખ છે, એટલે મહાશંકરદ્વારા હેમત પર વેર વાળવાનો આ માર્ગ મેં શોધી કાઢયો હતો."

"તમારા મનમાંથી વેર વાળવાના વિચાર કેમ જતા જ નથી? તમને હવે શેની ખામી છે? એ મગતરાંઓની સામે પણ શા માટે જુઓ છો?"

"મારામાં તારા જેટલી ઉદારતા નથી. તે દિવસે રૂડાએ વાત કરી કે, 'ન્યાલચંદ કોઇને મોઢે કહેતો'તો કે, 'ખવાસણ કોઇની નહીં,'" ત્યારે જો તેં મને ન વાર્યો હોત તો હું જરૂર એના ઘરને આગ લગાડાવત. ખવાસણ કોઇની નહીં! અને તમે વાણિયા બ્રાહ્મણ કોના થાવ તેમ છો? ભાઇ ભાઇને ફોલી ખાતો હોય તે શું જોઇ ઊંચાપણાનો દાવો રાખતો હશે? એ બધાને તો રીબીરીબીને માર્યા હોય તો સીધાદોર થઈ જાય. પણ તું બહુ દયાળુ છો ને!"

"આપણું બુરૂં કરનારને આપણે સજા કરી દઈયે તો તે ઇશ્વરની સજામાંથી છુટી જાય છે, અને આપણે ઈશ્વરના ગુનેગાર બનીયે. ઇશ્વરનું કામ આપણે કરી લેનારા કોણ?"

"મંગુ! તારી વાત તો અજબ છે. વેરવાળવાના મારા હજાર વિચાર તારા એક વાકયથી શાંત થઇ જાય છે. તને એ લોકો પર ખરેખર ક્રોધ નથી આવતો?"

"મને શા માટે ક્રોધ આવે? ભગવાને મારી સાચી દાનત જોઈ મને તમારા હાથમાં સોંપી. આ શું ઓછું સુખ છે? અને હું મને અન્યાય કરનાર પર ક્રોધ ન કરૂં તોપણ ઈશ્વર તેમને તેમનાં અવળાં કામ માટે કયાં છોડે તેમ છે? ન્યાલચંદ શેઠને ...

છે? એ શેઠને ધાનના વાંધા પડે એ ઓછું છે? હું તો પ્રભુ પાસે હાથ જોડીને માગું છું કે, મારે હાથે કોઈનું ભુંડું ન થાય."

"ખરી રીતે તો તારી વાત સાચી છે. પણ એટલી સાધુવૃત્તિ કેળવવી મુશ્કેલ છે ને!"

મંગુ અને દેવો કેટલાંય વર્ષો સુધી સંપૂર્ણ આનંદથી જીવ્યાં. બંને ઘરડાં થયાં. દેવો માંદો પડ્યો, અને બે પ્રેમી આત્માઓને જુદાં પડવાનો પ્રસંગ આવ્યો.

"મંગુ," દેવાએ કહ્યુ, "તારી ઈચ્છા આપણા પૈસાની શી વ્યવસ્થા કરવાની છે?"

"જે તમારી ઈચ્છા તે મારી ઈચ્છા."

"ના, એમ નહીં. તને દુનિયાની ભલાઈમાં ભલે શ્રદ્ધા હોય; મને નથી. હું જઉં અને પાછળથી મારી બુઢ્ઢી વિધવાને કોઇ કંઇ કનડગત કરે તો મારે ભૂત થવું પડે." દેવાએ ગમ્મત કરતાં કહ્યું.

"જાવ જાવ! મને કોણ કનડગત કરે?"

"તને સાઠ વરસેય જગતનો અનુભવ નથી. અત્યારે મારી બીકે કોઈ તારી સામે ઊંચી આંખેય નથી જોતું. પણ મારી આંખ મીંચાય એટલે મારા કંઇક પિત્રાઈ મારી મિલ્કત પર પોતાનો હક્ક બેસાડવા કૂદી પડે."

"તો તમને ઠીક પડે તેમ કરો."

"મારો વિચાર એમ છે કે, કોઈ સારા વકીલને બોલાવી મારી બધી મિલ્કત તારા નામ પર લખાવી દઉં."

"અને શું શું ધરમાદો કરવો તે પણ લખાવી દો," મંગુએ ઉમેર્યું.

"ના, એ તું કરજે."

"મને એમાં સમજ ન પડે. મારે માટે પૈસાનો વહીવટ કરવાનું રાખી, બધાં મકાન તમને ઠીક પડે તેમ દઇ દો."

"બોલ, તારે કયું મકાન રહેવા રાખવું છે?"

"મને પરાનું નાનું મકાન ફાવશે."

"આ બંગલો નહીં?"

"તમે ન હો તો આ બંગલો મને ખાવા દોડે."

"તો આ બંગલો ગરીબ નિશાળિયાઓને રહેવા આપી દઈયે તો?"

"બહુ સારૂં."

"અને—" મંગુને એકાએક વિચાર આવતાં તે બોલી," મારી એક વાત માનશો?"

"શી?"

"એક મકાન તમારા પિત્રાઇ હેમતને આપો."

"હેમતને?"

"હા."

"કદી ન બને!"

"તમારો ભાયાત છે. બ્રાહ્મણ છે. એટલો એનો હક છે."

"તારો બહુ આગ્રહ હોય તો મહાશંકરને એક મકાન આપું. પણ હેમતને તો હું રાતી પાઈ પણ નહીં દઉં."

વીલ થયું. દેવાની વિશાળ મિલ્કતમાંથી એક મકાન મહાશંકરને આપવાનું પણ લખાયું.

દેવો ગયો. તેની પાછળ ચોરાસીની નાતમાં હેમત પણ જમવા ગયેલ. મંગુએ પોતે દરેક બ્રાહ્મણને જમ્યા પછી રૂપિયો રૂપિયો દક્ષિણા આપેલ.

થોડા દિવસે હેમતને—મહાશંકરનું નિર્વંશ જાય તો તેનો વારસો મેળવવાની આશા રાખતા હેમતને—ખબર પડી કે મહાશંકરને દેવાના વીલમાં એક મકાન મળ્યું છે. તેણે મહાશંકરને બોલાવ્યો.

"મહાશંકર, તને દેવાનું એક મકાન મળ્યું એ ખબર છે ને?"

"હા, કાકા!"

"ગમે તેવો તોય ભાઈ"

"પણ કાકા, લોકો કહે છે કે એ મકાન તો મને મંગુબાના કહેવાથી મળ્યું છે."

"એ તો ઠીક, પણ વીલમાં તને મકાન આપવાનું લખ્યું છે એ વાત તો બરાબર સાચી છે ને?"

"હા–હા, મેં એ વકીલને જ પૂછી જોયું છે."

"તો પછી ધરમના કામમાં ઢીલ શેની? મકાનનો કબજો માગી લે."

"પણ એમ ઉતાવળ કેમ કરાય? દેવાકાકાને મર્યા હજી એક માસ તો માંડ થયો, ત્યાં મંગુબાને કહેતાં જીભ કેમ ઉપડે? તે દિવસે એમણે જ પાંચસો રૂપિયા પાછા આપ્યા'તા ને? થવાનું હશે તે થશે. હું તો કહેવા નહીં જઉં."

"તું તો ગજબ વેદિયો છે. હવે એવી લાજ શરમ હોય? અને ખવાસણના તે ભરોસા હોય? ખવાસણ કોઈની નહીં. તું તારે આપી દે નોટીસ, કે મકાનનો કબજો મને સોંપી દે."

કેટલીક વાટાઘાટને અંતે મહાશંકરે મંગુને મકાન સોંપવા બાબત નોટીસ આપવી એમ નક્કી થયું.

"હં, જઈને વકીલને મળ. આવ્યું એટલું આપણા બાપનું. બાકી ખવાસણ કોઈની નહીં." મહાશંકરનું નિર્વંશ જાય તેવી માળા જપતા સિત્તેર વર્ષના હેમતે આંખ મીચકારતાં સલાહ આપી.

મહાશંકર ઘેર પહોંચ્યો ત્યારે તેની વહુએ તેને એક કાગળ આપ્યો. કાગળમાં મંગુના વકીલે તેના ભાગમાં આવેલ મકાનનો કબજો લઈ જવા લખ્યું હતું.

———o———

# અર્થશાસ્ત્રનું વસ્તુ

ન. હુ. વ્યાસ.

**અ**ર્થશાસ્ત્ર એ એક વિજ્ઞાન છે.

વિજ્ઞાનના બે મૂખ્ય વિભાગો:–(૧) વિચાર વિજ્ઞાન કે વિચારશાસ્ત્ર ને (૨) વસ્તુ વિજ્ઞાન કે વસ્તુશાસ્ત્ર અથવા પદાર્થવિજ્ઞાન. વિચારશાસ્ત્ર અને વસ્તુશાસ્ત્ર વચ્ચેનો ભેદ, તેના સિદ્ધાન્તોની નિશ્ચળતા કે ચોક્કસતામાં જે તફાવત છે, તે છે. વસ્તુશાસ્ત્રના સિદ્ધાન્તો અચળ છે, જેમકે $H^2O$ એટલે પાણી. સમયના પ્રવાહમાં આ સિદ્ધાન્તોમાં ફેરફાર નથી થતો. અલબત વિજ્ઞાન આગળ વધે, વિકાસ પામે પણ તેના જે મૂળભુત સિદ્ધાન્તો બંધાયેલા હોય છે તેમાં ફરક પડતો નથી. વિચારશાસ્ત્રનું તેથી જુદું છે. વિચારશાસ્ત્રના સિદ્ધાન્તો વસ્તુશાસ્ત્રના સિદ્ધાન્તો જેટલા નિશ્ચયાત્મક નથી હોતા. વિચારશાસ્ત્રો, જેમ જેમ માનવસમાજ પ્રગતિ કરતો જાય છે તેમ તેમ વિકાસ પામે છે અને પ્રથમ બંધાયેલા સિદ્ધાન્તોમાં, સમય જતાં, સંજોગો બદલાતાં, ફેરફાર થતો જાય છે. જેમકે આજથી પચાસ વર્ષ પહેલાંની અર્થશાસ્ત્રની, આચારશાસ્ત્રની, નિતિશાસ્ત્રની, માનસશાસ્ત્રની, રાજ્યશાસ્ત્રની કેટલીયે માન્યતાઓ આજે બદલાઈ ગઈ છે અને આવતાં પચાસ વર્ષમાં આજે માન્ય થયેલા સિદ્ધાન્તોમાં ન કલ્પી શકાય ઘણા ફેરફારે થઈ જવાના.

અર્થશાસ્ત્ર વિચાર વિજ્ઞાનની એક શાખા છે અને વિચારસાસ્ત્ર તેમજ સમાજશાસ્ત્રની પ્રત્યેક શાખા સાથે સંબંધ ધરાવે છે.*

અર્થશાસ્ત્ર એટલે અર્થવિજ્ઞાન કે, સંપતિશાસ્ત્ર પણ પદાર્થવિજ્ઞાન નહિ. પદાર્થવિજ્ઞાન તો નિશ્ચયાત્મક વિજ્ઞાન છે, જ્યારે અર્થશાસ્ત્ર માત્ર અર્થનો કે પદાર્થનો જ વિચાર નહિં કરતું હોવાથી, નિશ્ચયાત્મક વિજ્ઞાન નથી. અર્થશાસ્ત્ર, અર્થનો, પદાર્થનો કે સંપત્તિનો સ્વતંત્ર વિચાર નથી કરતું પણ સંપત્તિ માનવજીવન સાથે કેવી રીતે સંબંધ ધરાવે છે, માણસ સંપત્તિને કેવી રીતે સ્પર્શે છે, માણસ અને સંપત્તિ પરસ્પર કેવી રીતે સંકળાયલાં છે, તેનો તે વિચાર કરે છે. એટલે કે અર્થશાસ્ત્ર માત્ર અર્થનું જ વિજ્ઞાન નહિં પણ માણસના આર્થિક જીવનનું વિજ્ઞાન છે.

માનવજાતની જંગલી અવસ્થામાં અર્થશાસ્ત્ર નહોતું. જેમ જેમ માનવી, જીવનમાં પ્રગતિ કરતો ગયો, તેનો બાહ્ય વ્યવહાર વધતો ગયો, તેની વિચાર શક્તિ વિકાસ પામતી ગઇ, તેમ તેમ તે વ્યવહાર ઉપર વિચાર કરતો થયો અને ધીમે ધીમે શાસ્ત્રીય રીતે પોતાની આસપાસ રહેલા સમગ્ર પદાર્થનું મનન કરતો તે આગળ ચાલ્યો. શરૂઆતમાં જેટલું તેનું વ્યવહારનું ક્ષેત્ર મર્યાદિત હતું તેટલું તેનું અર્થશાસ્ત્ર પણ મર્યાદિત હતું. સમાજ જેમ જેમ વિકસિત થતો ગયો તેમ તેમ તેની આર્થિક પ્રવૃતિઓ વધતી ચાલી. સમાજશાસ્ત્રનાં બીજાં

*અર્થશાસ્ત્રનો વિચારસાસ્ત્રનાં બીજાં અંગો સાથેનો સંબંધ બીજા લેખમાં ચર્ચવામાં આવશે.

અંગોમાં પણ સમાજની પ્રગતિ સાથે વિકાસ આવતો ગયો અને અર્થશાસ્ત્ર પણ ખૂબ જ પ્રગતિ સાધવા લાગ્યું. આ સ્થિતિમાં માત્ર વિચારશાસ્ત્રોનો જ વિકાસ થતો હતો તેમ ન હતું, સાથે સાથે વસ્તુશાસ્ત્ર પણ એનમૂન પ્રગતિ સાધતું હતું. અર્થશાસ્ત્રના વિકાસમાં વસ્તુશાસ્ત્રની પ્રગતિએ ઘણો ફાળો આપ્યો છે. પ્રથમ માત્ર વ્યક્તિ પુરતું અર્થશાસ્ત્ર હતું તેમાંથી કુટુમ્બ, મંડળ, ગામ, પ્રાંત અને રાષ્ટ્ર પુરતું અર્થશાસ્ત્ર, વિકાસ ક્રમના ધોરણે, થયું. પણ વસ્તુ-વિજ્ઞાનની શોધખોળોને પરિણામે અર્થશાસ્ત્ર માત્ર રાષ્ટ્રનું મટી આંતરરાષ્ટ્રિય થયું અને વિશ્વવ્યાપક બન્યું.

માનવજાત પ્રગતિ કરતી હતી, સાથે સાથે વિજ્ઞાનો પણ વિકાસ પામતાં હતાં; વિજ્ઞાનનાં જુદાં જુદાં અંગોની પ્રગતિ એક બીજાને અવલંબી થઈ રહી હતી. હજુયે માનવી પ્રગતિ કરતો જ જાય છે અને તેની સાથે વિજ્ઞાનોને વિકસાવતો જાય છે.

૧૯મી સદી સુધી અર્થશાસ્ત્રનો વિકાસ એકદેશીય થયેલો. અર્થશાસ્ત્રીઓએ માત્ર અર્થ ઉપર જ વિશેષ ખ્યાલ રાખેલો અને પરિણામે અર્થનો ઉપભોગ કરનાર માનવીને ભૂલી ગયેલા. અર્થશાસ્ત્ર એટલે માત્ર સંપત્તિની જ ઉત્પત્તિ અને તે ઉત્પત્તિ કેવી રીતે વધારે ફાયદાથી શકે તેના ઉપરજ અર્થશાસ્ત્રીઓએ વિચાર કરેલો. પરિણામે સંપત્તિનો વિનિમય, સંપત્તિની વહેંચણી અને સંપત્તિના ઉપભોગ ઉપર, માનવ જાતનું આર્થિક કલ્યાણ થાય તેવી રીતે, વિચાર કરવામાં આવ્યો નહિં.

અર્થશાસ્ત્રની આવી એકદેશીય ખામી ભરેલી પ્રવૃત્તિની ૧૯ મી સદીની મહાન વ્યક્તિ-ઓએ ઝાટકણી કાઢી. કાર્લાઈલ, રસ્કીન, અને ડીકન્સ જેવા પ્રખર સાહિત્યકારોએ, અર્થશાસ્ત્રને, માત્ર થોડાક સ્વાર્થી લોકોના સુખ માટે તૈયાર કરેલા સ્વાર્થવિજ્ઞાન તરીકે જાહેર કર્યું. આ લોકો જો કે અર્થશાસ્ત્રીઓ નહોતા એટલે તેમની ટીકા ઘણી અસ્થાને તથા અતિશયોક્તિ ભરેલી હતી પણ તેમની ટીકાથી એટલું તો ચોક્કસ થયું કે અર્થશાસ્ત્રમાં માનવીના આર્થિક કલ્યાણ પ્રત્યે ખાસ ધ્યાન અપાવું જોઈએ, જે દૃષ્ટિબિંદુને આજ દિવસ સુધી અવગણવામાં આવ્યું હતું.

આજે અર્થશાસ્ત્રનું દૃષ્ટિબિંદુ તથા ધ્યેય બદલાઈ ગયાં છે. અર્થશાસ્ત્ર માત્ર અર્થની ઉત્પત્તિ ઉપરજ વિચાર નથી કરતું પણ તેની ન્યાયપુરઃસર વહેંચણી તથા તે વડે સમાજના પ્રત્યેક સભ્યનું આર્થિક કલ્યાણ કેવી રીતે સાધી શકાય તેની ઉપર ખૂબ ધ્યાનપૂર્વક વિચાર કરી રહ્યું છે. પહેલાંના અર્થશાસ્ત્રીઓ માનતા કે માણસ સંપત્તિ માટે છે એટલે કે સંપત્તિની ઉત્પત્તિ કરવા સર્જાયલો છે; આજના અર્થશાસ્ત્રીઓ માને છે કે માણસ સંપત્તિ માટે નથી, પણ સંપત્તિ માણસ માટે છે, માણુસ સંપત્તિના ઉપભોગ માટે સર્જાયલો છે. જગતમાં સંપત્તિનો ત્રોટો નથી છતાં બેકારી અને ગરીબાઇના પ્રશ્નો આજે સારાયે જગતને ગુંગળાવી રહ્યા છે, કારણ કે સંપત્તિની વહેંચણીમાં ખામી છે. અર્થશાસ્ત્ર આ ખામીને દૂર કરવા મથે છે. સંપત્તિ જરૂરની છે, ઉપયોગી છે, કારણ કે તેનાથી માણસની જરૂરિયાતો સંતોષાય છે; સંપત્તિ અર્થશાસ્ત્રનું માત્ર સાધન છે, માનવજીવનનું આર્થિક કલ્યાણ તે તેનું પરમ ધ્યેય છે.

અર્થશાસ્ત્ર સંપત્તિનો મૂખ્ય ચાર રીતે વિચાર કરે છે. (૧) સંપત્તિની ઉત્પત્તિ, (૨) સંપત્તિની વહેંચણી, (૩) સંપત્તિનો વિનિમય, અને (૪) સંપત્તિનો ઉપભોગ. આ વિચારમાં દૃષ્ટિબિંદુ, સમાજ અને સમાજના પ્રત્યેક સભ્યનું આર્થિક કલ્યાણ કેવી રીતે થાય, તેજ રાખવામાં

# ઈનામી યોજના

**શબ્દ** એ પૃથ્વીનું પ્રથમ ભૂષણ છે. તેની ઓજસ્વીતાને જાળવવાની ફરજ વિધાતાએ લેખકોને માથે નાંખી છે.

લેખકો જગતે અનેક સર્જાવ્યા છે. પણ તેમાંના જેમણે શબ્દને દૈવત પાયું, તેને રસે સિંચ્યો, તેઓ અમર સ્મૃતિભોગ્ય લેખાવા જોઇએ. એવા સ્મૃતિભોગ્ય લેખકોમાંના સર્વશ્રેષ્ઠનો નિર્ણય ગુજરાતની દષ્ટિએ હવે ત્વરાએ થવો ઘટે. એ અર્થે જ અમે આ યોજના રચી છે.

માસિકના પ્રત્યેક અભ્યાસી વાંચકને હિંદના સર્વશ્રેષ્ઠ પચીશ લેખકો ને તેમની અમર કૃતિઓનાં નામ તા. ૨૨–૬–૩૮ સુધીમાં લખી મોકલવા અમે આગ્રહભરી ભલામણ કરીએ છીએ.

આવેલ ઉત્તરોમાં વધુમાં વધુ મત ધરાવનાર લેખકો ને તેમની કૃતિઓને જેમણે સૂચવી હશે તેમને અનુક્રમે નવ, ૭ ને ત્રણ માસ સુધી 'સુવાસ' વિનામૂલ્ય મોકલાશે. પ્રથમ આવનારનો ફોટો 'સુવાસ'માં પ્રગટ થશે.

પ્રયત્નસેવીઓની સગવડતા માટે કેટલાંક વિખ્યાત નામો અમે અહિં સૂચવીએ છીએ. પણ ચુંટાયેલ નામોમાં તે હોવાં જ જોઇએ એવું બંધન નથી.

| | |
|---|---|
| વાલ્મિકી–રામાયણ. | હેમચન્દ્રાચાર્ય–ત્રિશષ્ઠીશ.પુ.ચ. |
| વ્યાસ–મહાભારત. | તુળસીદાસ–રામાયણ. |
| કાળીદાસ–શાકુન્તલ. | પ્રેમચન્દ્રજી–સેવાસદન. |
| બાણ–કાદંબરી. | મહાવીરપ્રસાદ દ્વિવેદી–અદ્ભૂત આલાપ. |
| ભવભૂતિ–ઉત્તરરામચ૦ | બંકીમચન્દ્ર–રજનિ. |
| શ્રીહર્ષ–નૈષધ. | શરદબાબુ–શ્રીકાન્ત. |
| માઘ–શિશુપાલવધ. | ગોવર્ધનરામ–સરસ્વતીચન્દ્ર. |
| પાદલિપ્તાચાર્ય–તરંગવતી. | સર મહમદ ઇકબાલ–ઝ્યામી મશરીક. |
| ધનપાળ–તિલકમંજરી. | ટાગોર–ગીતાંજલિ. |



આવે છે. કોઇપણ એક વ્યક્તિની આર્થિક ઉન્નતિ કેવી રીતે થાય તે દષ્ટિબિંદુથી અર્થશાસ્ત્ર સંપત્તિનો વિચાર નથી કરતું પણ સંપત્તિ સમાજમાં રહેતા પ્રત્યેક માનવીનો આર્થિક ઉદ્ધાર કેવી રીતે કરી શકે તેનો તે વિચાર કરે છે. અર્થશાસ્ત્રમાં માનવ કલ્યાણને મહત્ત્વનું સ્થાન આપવાથી અર્થશાસ્ત્ર જડવિજ્ઞાન, સ્વાર્થવિજ્ઞાન, મટી માનવવિજ્ઞાન બન્યું છે.





## સર ઈકબાલ મહમદ

**'સારે** જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા'—

એ અમર પંક્તિઓના ગાનાર, ઉર્દુ સાહિત્યના વિશ્વવિખ્યાત કવિવર, સર મહમદ ઈકબાલ ગઈ ૨૧મી એપ્રિલે લાહોરમાં અવસાન પામ્યા. મૃત્યુ સમયની તેમની શાન્તિ મધુરતાભરી હતી. 'હસતે મોઢે હું મૃત્યુને ભેટીશ' એ તેમના છેલ્લા શબ્દો હતા. વિખ્યાત પત્રો ને પુરૂષોએ તેમને માનભરી અંજલિઓ અર્પી.

તેમનો જીવનપ્રવાહ, અનેક લેખકો ને કવિઓનો હોય છે તેમ, દુઃખ કે દર્દભર્યો નહિ પણ વિજયી, ઉન્નત ને રમણીય હતો. કૌટુમ્બીક મુશ્કેલીઓનો તેમને જો કે સામનો કરવો પડેલો પણ તેમની સ્થિતિ તો હંમેશ માનવન્ત ને પ્રભાવભરી જ રહી છે. નૂતન એશિયાના મહાકવિઓમાં તેમણે અમરસ્થાન શોભાવ્યું છે. શ્રીમાન રવીન્દ્રનાથને બાદ કરતાં તે નવભારતના કવિશિરોમણી હતા.

તેમના મૃત્યુ પર શોક દર્શાવતાં શ્રી રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું :

સર મહમદ ઈકબાલના મૃત્યુએ આપણી સાહિત્ય–સૃષ્ટિમાં એવું ગાબડું પાડયું છે કે જે પૂરાતાં યુગો વીતશે. ભારતવર્ષ કે જેનું સ્થાન આજની સૃષ્ટિમાં ખૂબ સાંકડું છે તે જેની કવિતાની કિંમત દિગન્તવ્યાપી છે તેવા કવિને ગુમાવતાં ગરીબ બન્યું છે.

*તેમનો જન્મ ઇ. સ. ૧૮૭૭ના ડિસેમ્બરની છવ્વીસમીએ શિયાલકોટમાં થયેલો. એમનાં* માતાપિતા ધર્મચુસ્ત, મધ્યમવર્ગનાં ને સુફીવાદી કુટુંબના અંગરૂપ હતાં.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણનાં દ્વાર વટાવી તે જન્મનગરની સ્કૉચમીશન કૉલેજમાં જોડાયા. ત્યાં પ્રથમ વર્ષ વીતાવી તેમણે લાહોરની સરકારી કૉલેજમાં પ્રવેશ કર્યો. અહીં તે વિખ્યાત આંગ્લ–સાહિત્યકાર આર્નોલ્ડના સંસર્ગમાં આવ્યા. આ સંસર્ગે તેમનામાં રહેલી નૈસર્ગિક કવિત્વશક્તિને ખીલવવામાં મહત્વનો ભાગ ભજવ્યો.

પંજાબમાં આ સમયે ઉર્દુભાષા પ્રવેશી ચૂકી હતી. તેના વ્યાપક પ્રચાર માટે તે ભાષાનાં કાવ્ય ને સાહિત્યના અનેક મુશાયરાઓ યોજાતા. યુવાન ઈકબાલ પણ તે મુશાયરાઓમાં ભાગ ભજવતો ને એ વગે પણ તેની કવિત્વશક્તિ અનેકને આંજવા સમર્થ થતી. ઈકબાલના ઉર્દુભાષા પ્રતિના પ્રેમની આ સ્થિતિએ રમણીય ખીલવણી કરી.

લાહોરનો અભ્યાસ પૂરો કરી તેઓ કેમ્બ્રીજ ગયા. ત્યાં તેમને ડૉ૦ મેગટેગર્ટ, પ્રો. બ્રાઉન ને પ્રો. નીકલસન જેવા અનેક આંગ્લ-વિદ્વાનોનો મોંઘો સહવાસ મળ્યો. આ સહવાસથી તે પોતાના અમરસ્થાન પ્રતિ ત્વરાએ દોરાતા ગયા. તેમની સાહિત્યપ્રવૃત્તિને અણધાર્યો વેગ મળ્યો.

અભ્યાસ પૂરો થતાં તે લાહોરની ઓરિયેન્ટલ કૉલેજમાં વ્યાખ્યાતા નિમાયા. ત્યાં પોતાની તેજસ્વી આકર્ષણ શક્તિથી તેમણે અનેક વિદ્યાર્થીઓને વશ કર્યા.

કંઈક વર્ષ વીતતાં તે જર્મની ગયા. મ્યુનીચની યુનિવર્સિટીએ તેમને ડૉક્ટર ઑફ ફિલોસોફીની પદવી આપી.

તે હિંદ પાછા ફર્યા ત્યારે તેમનું માન બેહદ વધી ગયું હતું. ઉર્દૂ સાહિત્યના તે પ્રખર વિદ્વાન ને સર્જનશીલ કવિ ગણાતા થયા. તેમની કવિતાના ચમકારમાં પંજાબ વશ થતુ ગયું. જાહેર મુશાયરાઓમાં તેમનું સ્થાન અદ્વિતીય ને અનોખું બન્યું. ત્યાં કરૂણરસ ઝરતાં તેમનાં કવિતોએ અનેકને આંસુ વેરતાં બનાવ્યાં.

આ અરસામાં તેમણે પોતાનું પ્રથમ કાવ્ય 'કોહે હિમાલય' પ્રગટ કર્યું. તેમાં દેશભક્તિના રમણીય સૂર ગુંથાયલ હોઈ પ્રજાને તે અતીવ પ્રિય થઈ પડ્યું.

તેમનો અરબી ભાષાનો અભ્યાસ પણ ઊંડો હતો. લંડન યુનિવર્સિટીએ તેમની તે ભાષાના પ્રોફેસર તરીકે નિમણૂક કરી. આ પદ એક હિંદીને માટે ખૂબ મોંઘું ગણાય. પરદેશી અને તેમાં પણ બ્રિટનની યુનિવર્સિટીઓ હિંદીને આવાં પદ સોંપતાં વર્ષો સુધી વિચાર કરે છે અને જ્યારે પોતાના માણસો એ વિષયમાં હિંદી કરતાં અનેકગણા ઉતરતા પૂરવાર થાય ત્યારે જ તેવા કોઈ પ્રખર અભ્યાસી હિંદીને તેઓ તે પદ સોંપે છે.

સરકારે આ અરસામાં તેમને નાઈટની પદવીથી નવાજ્યા.

શિક્ષકપદ વીતાવી તેમણે રાજકારણમાં પ્રવેશ કર્યો. તેમના અંતરમાં દેશભક્તિનું પૂર છતાં બહારથી તે મર્યાદિત હતા. વિશાળ દૃષ્ટિ છતાં મુસલમાન ધર્મપ્રતિ તેમને અનહદ પ્રેમ હતો. રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં તેમણે પ્રતિનિધિપદ શોભાવેલું.

પંજાબની ધારાસભાના તે વર્ષો સુધી સભાસદ હતા.

અનેક દિશાએ વિજય વર્યા છતાં તેમનું અમરસ્થાન તો સાહિત્યકાર તરીકે છે. 'કોહે હિમાલય' પછી તેમણે જર્મન મહાકવિ ગેટેની શૈલિમાં 'પયામી મશરીક' લખ્યું. પ્રથમ ૧૯૨૧માં પ્રગટ થયું; બીજું ૧૯૨૫માં.

'કોહે હિમાલય'માં તેમણે સ્વદેશભક્તિના તાર ગુંથ્યા. 'પયામી મશરીક'—'પૂર્વનો સંદેશ'માં તેમણે સ્નેહ ને તત્ત્વજ્ઞાનના પાઠ આલેખ્યા.

ફારસી ભાષા અને સાહિત્ય પણ તેમણે શક્યએટલ રીતે પચાવેલાં. તે ભાષામાં તેમની પાંચ રસિક કૃતિઓ પ્રગટ થઈ છે. આ કૃતિઓએ તેમને જગતવિખ્યાત બનાવ્યા.

ગયા ડિસેમ્બરમાં સાઠ વર્ષ પૂરાં થતાં ઠેર ઠેર તેમનો હીરક મહોત્સવ ઉજવાયો.

ને લોકપ્રિયતાની એ મધુર સ્મૃતિની ખુશબોને અનુભવતાં ઇકબાલે યમને સત્કાર્યો.

卐

## મહાકાવ્યો

દરેક દેશને પોતપોતાનાં મહાકાવ્યો હોય છે. આ કાવ્યોમાં તે તે દેશની સંસ્કૃતિ ને પ્રજાજીવનનાં પ્રતિબિંબ તરવરે છે. કેટલીકવાર રાષ્ટ્રીય અસ્મિતા કે કલાત્મક ગૂંથણીના કારણે પણ કાવ્યો રાષ્ટ્રીય મહાકાવ્યોના પદે મૂકાય છે.

ઈંગ્લાંડના મહાકાવ્ય 'પેરેડાઈઝ લૉસ્ટ'માં કાવ્યકાર મિલ્ટને બાઈબલમાંના જ અમુક સળંગ પ્રસંગો રસભરી રીતે ગૂંથ્યા, છતાં અંગ્રેજ પ્રજાનું માનસ અને ક્રોમવેલ-યુગ તેમાં આબેહૂબ રીતે ચીતરાયલ છે.

ઈરાનના મહાકાવ્ય 'શાહનામા'માં ત્યાંના શહેનશાહોનો ઇતિહાસ મુખ્યપદે છતાં તે ઈરાનિયન સંસ્કૃતિના મહાકાવ્ય સમું લાગે છે.

ડાન્ટેએ 'ડીવાઈન કૉમેડી' મહાકાવ્યના ધ્યેય વિના જ આલેખેલું, પણ અદ્‌ભુત ગૂંથણીના કારણે તે ઈટાલિનું મહાકાવ્ય લેખાયું. તેમાં સીઝરયુગની પ્રજાનાં દર્શન થાય છે.

ગ્રીસ-યુરોપનાં મહાકાવ્યો તરીકે 'ઇલીયડ' અને 'ઓડીસી' જગજાહેર છે. તેમાં ગ્રીકપ્રજાનાં વીરત્વ ને રસજીવન આલેખાયાં છે.

હિંદનાં મહાકાવ્યો તરીકે 'રામાયણ' ને 'મહાભારત' સુપ્રસિદ્ધ છે. હિંદની પ્રાચીન સંસ્કૃતિ તેમાં આબેહૂબ ગૂંથાઈ છે.

આ રીતે પ્રત્યેક દેશનાં મહાકાવ્યોમાં અગ્રસ્થાને તો તે તે દેશની અસ્મિતા જ રહે છે.

પણ જગતમાં બે મહાકાવ્યો એવાં છે કે જેમાં અગ્રસ્થાને પરદેશ રહે છે અને તે પરદેશ તે હિંદ છે.

આ મહાકાવ્યોનાં નામ 'એડા' અને 'લ્યુસીડાસ'. પહેલું સ્કેન્ડીનેવિયાનું; બીજું પોર્ટુગલનું.

'એડા'માં ઇ. સ. પૂર્વે ૫૦૦માં હિંદના કોઈ મહાપુરુષે સ્કેન્ડીનેવિયામાં વિચરી ત્યાં પાડેલી છાપનાં કેટલાંક પાનાં રોકાય છે. 'લ્યુસીડાસ'માં એફોન્ઝો ડી આલ્બુકર્કે ૧૫૦૯થી ૧૫૧૫ સુધી હિંદમાં રહી જે પરાક્રમો કર્યાં તેનું કલાત્મક આલેખન છે.

卐

## શેક્સપિયરનાં નાટકો.

શેક્સપિયરનાં નાટકો તે શેક્સપિયરનાં પોતાનાં જ છે કે તે તખલ્લુસ કે નામની છાયા નીચે અન્ય કોઈ મહાવિદ્વાને લખેલાં છે તેનો નિર્ણય હજી ઈંગ્લાંડ કરી શક્યું નથી. જગત-સાહિત્યનો પણ એ એક ગહન કોયડો છે.

તાજેતરમાં ઈંગ્લાંડના કવિઓએ આ કોયડાનો ઉકેલ આણવાને એક નવી જ યુક્તિ અમલમાં મૂકવા વિચાર્યું છે.

મહાન સાહિત્યકાર સ્પેન્સરના અવસાન સમયે તેના સમકાલીન કવિઓએ તેની કબરમાં એકેક સ્મૃતિ-કાવ્ય ને કલમ મૂકેલાં. સ્પેન્સરની કબર ખોદી જો એ કાવ્યો તપાસાય તો નાટકોના કર્તૃત્વ વિષેનો નિર્ણય સહેલાઈથી થઈ જાય.

卐

## Trumpet

મહાયુદ્ધની પ્રેરણામાંથી, આજ સુધીમાં, જગતમાં જે કાવ્ય-સાહિત્ય જન્મ્યું તે સર્વમાં શ્રી રવીન્દ્રનાથ ટાગોરનું 'The Trumpet' શ્રેષ્ઠ લેખાયું છે.

* * *

જર્મનિ અને યુરોપના મહાકવિ ગેટેનું પ્રિય પુસ્તક 'શાકુન્તલ;' પ્રિય પાત્ર 'હનુમાન.'



## વક્તા

જગતના બે મહાન વક્તાઓ: પ્રાચીન યુગનો ડેમોસ્થીનીસ; મધ્યયુગના અન્તભાગનો બર્ક. એકે પોતાની વક્તૃત્વકલા સાગરકાંઠે મોંમાં કાંકરા ભરી જળમોજાંઓને ઉદ્દેશી ભાષણ કરતાં કેળવી હતી; બીજાએ મિલ્ટનના મહાકાવ્ય 'Paradise Lost' ના બીજાભાગમાનાં સેતાનમંડળીનાં ભાષણો મોટેથી વાંચી વાંચીને કેળવી હતી.



## ભિન્નમાળ

જગતનાં ભૌગોલિક સ્થળો કે વ્યક્તિઓનાં નામોની પાછળ ઘણીવાર ખૂબ ઊંડા ઉદ્દેશો સમાયેલ હોય છે. આ ઉદ્દેશોની જો શોધ થાય તો કેટલાક અણઉકેલ્યા કોયડાનો સહેલાઈથી અન્ત આવી જાય.

પૂર્વે શ્રીમાળ નામથી ઓળખાતું ભવ્ય નગર આજે ભિલ્લ કે 'ભિન્નમાળ'ના નામે ઓળખાય છે. રાજા ભોજે તેનું નામ ફેરવેલું.

'શિશુપાળવધ' નામે સંસ્કૃત મહાકાવ્યના કર્તા કવિ માઘના પિતાની સમૃદ્ધિ અખૂટ લેખાતી. પુત્રનું ભાવિ ઘેરાયલ ભાસતાં તેમણે, આયુષ્યનાં વધુમાં વધુ સો વર્ષના છત્રીશ હજાર દિવસની ગણતરીએ, હીરામોતીએ ભરેલા છત્રીશ હજાર કળશો સાથે બીજી પણ વિપુલ સામગ્રી પુત્રને વારસામાં સોંપી.

પણ પુત્રનો સ્વભાવ સ્વર્ગીય હતો. ધનની ગણતરી તેને ન ગમી. નિરવધિ દાન આપતાં, દૈવી ભોગ ભોગવતાં, કંઈક વર્ષોમાં જ અખૂટ સમૃદ્ધિ તેણે વાપરી નાંખી. તે દરિદ્ર બન્યો. શ્રીમાળ છોડી તે અવન્તિ ચાલ્યો.

અવન્તિમાં તે સમયે સરસ્વતીપ્રિય ભોજ રાજ્ય કરતો. કવિઓનું તે મહા મોંઘું આશ્રયસ્થાન લેખાતો. માઘ મુસાફરીના થાકથી માંદો પડતાં તેની સ્ત્રી તે ભોજની રાજસભામાં ગઈ. રાજાએ તેનું ઘટીત સન્માન કર્યું. ને મહાકાવ્યના એક અક્ષર પેટે સવા લાખ સોનામ્હોર આપી, બીજે દિવસે માઘની સર્વે ઇચ્છાઓ સંતોષવાની ભાવના દર્શાવી, તેને તેણે ઘેર મોકલી. પણ માઘની અંગનાએ તે મહોરો ઘેર પહોંચતાં પહેલાં જ રસ્તે દાનમાં વાપરી નાંખી. ને તે ઘેર પહોંચતાં માઘ અવસાન પામ્યો.

ભોજને આ સમાચાર મળતાં તે રડી પડયો. તેણે માઘપત્નીને સતી થવાની સગવડતા કરી આપી, તેના પ્રિયપતિ ને મહાકવિનો તેણે રાજરાજેન્દ્રને યોગ્ય અગ્નિસંસ્કાર કર્યો; ને શ્રીમાળના નામે ઓળખાતું જે નગર આ માનવરત્નને ન સાચવી શક્યું તેને તેણે 'શ્રી'થી ઉલટું 'ભિન્ન' કે 'ભિલ્લમાળ'નું નામ આપ્યું.




**ગુજરાતી** સાહિત્યનો નવો ફાળ પ્રતિવર્ષે હમણાં વિપુલ પ્રમાણમાં ઊતરે છે. પણ તે સાહિત્ય તેટલા જ પ્રમાણમાં યન્ત્રલક્ષી ને પ્રચારાત્મક બની રહ્યું છે. પ્રાચીન સાહિત્યની પંક્તિઓ પાછળ જે કુદરતી મઘમઘાટ રહેતો તે આજે અદશ્ય થતો લાગે છે.

આજે પાનાદીઠ સાહિત્યની કિંમત ગણાય છે. ને પાનાંની ગણતરીએ લેખકો સાહિત્ય સર્જે છે. પરિણામે એક પંક્તિમાં સમાય એટલું ઘણી વાર એક પાનામાં પણ નથી અનુભવાતું.

રસભર્યું ને શબ્દને તોળતું જો હોય તો આખા જીવનમાં પણ ન આલેખી શકાય એટલું લખાણ આજના ઘણાખરા જાહેર લેખકો એક વર્ષમાં લખી નાંખે છે. આ સ્થિતિ શું શોચનીય નથી ?

પણ ગુજરાતને એટલું સાન્ત્વન લેવાનો તો અવકાશ છે જ કે આ સ્થિતિ તેની એકલાની નથી પણ આખા જગતની છે. શ્રી રવીન્દ્રનાથ ટાગોરનાં કેટલાંક લખાણોને બાદ કરતાં આજના પ્રગતિવાદી જગતનું સર્જતું સાહિત્ય કેવળ યન્ત્રોમાંથી ઊડતાં બીબાં સરીખું જ છે. આનું મુખ્ય કારણ કદાચ એ પણ હોય કે યન્ત્રવાદમાં કચરાતી આજની પ્રજાને એ જ પ્રકારનું સાહિત્ય રુચે છે. યુરોપના ખૂબ વંચાતા ને લોકપ્રિય લેખકોમાં ડાન્ટે, વર્ઝીલ, મિલ્ટન કે ટેનીસનનું નામનિશાન પણ નથી, અને શેક્સપિયરને નહિ જેવું જ સ્થાન છે.

હિંદમાં પણ આ જ પ્રકારની પરિસ્થિતિ છે. આખા જીવનનું સત્ત્વ નિચોવી, વર્ષોના નિરવધિ શ્રમ પછી, તૈયાર કરેલા એક જ ગ્રન્થની કિંમત પાનાંની ગણતરી પર. ને એ ગણતરી એકાદ મહિનામાં આલેખી નાંખેલા ગ્રન્થની સમાંતર કક્ષાને સાચવી રાખે તેરી.

પણ ગણતરી કરનાર કરે પણ શું ? જીવનના સત્ત્વ કરતાં મદભર દોડતું લેખન આજની પ્રજાને વધુ ગમે છે.

એવા લેખકો માટે તો છાનાં અશ્રુ એ જ કદાચ સાન્ત્વનનો માર્ગ હશે.

* * *

જગતમાં કોઈ પણ વસ્તુ જ્યારે જીવન સાથે વણાઈ જાય છે ત્યારે તે એક પ્રકારનું વ્યસન બને છે. પરતંત્રતા પણ એવું એક વ્યસન છે. તેમાં ડૂબી ગયા પછી માનવીને ઘણી વાર બહાર નીકળવું પણ નથી ગમતું. રાજકર્તાઓ એવી વૃત્તિઓનો લાભ લેવામાં પાવરધા હોય છે.

ઉત્તર ગુજરાતનાં કેટલાંક ન્હાનાં દેશી રાજ્યોમાં મહાન મન્ત્રીઓની વંશ જ પ્રજાઓ આજે એવાં દુ:ખમાં દટાયલ છે કે જેનો ઇતિહાસ પણ સ્વતંત્ર પ્રજાની આંખમાંથી

લોહી નિતારે. એવાં રાજ્યોના જાગીરદારો પોતાને શહેનશાહ માની બેઠા હોય છે. તેઓ પ્રજાને ઇચ્છા પ્રમાણે લૂટે છે; તેમનાં સ્ત્રી–સંતાનોને વેઠમાં ઊઠાવે છે; વણિક પ્રજાને દાબવા ગામની વચ્ચે શિકારો ખેલે છે; પોતાનાં સજેલાં ને ખાતર ભેળવેલાં અનાજે વધુમાં વધુ ભાવે ખરીદવાની વ્યાપારીઓને ફરજ પાડે છે. પ્રજાની ગરીબાઈ એટલી તીવ્ર છે કે તેનાં દૂધ–પીતાં સંતાનોને દૂર નગરોમાં મજુરી કરવી પડે છે; અને આ રાજાઓ તે મજુરીની આવકમાંથી ભાગ પડાવે છે. એ ભાગનો મુખ્ય ઉપયોગ ઉપરી સત્તાનાં મોં ઢાંકવામાં થાય છે.

છતાં ત્યાંની પ્રજા શાન્તિથી આ બધું સહે છે. હિંદની કેળવાયલ પ્રજાને તેની ખબર પણ નથી પડતી.

હિંદી સરકારે હિંદની કેટલીક કોમોને જન્મથી જ ગુન્હેગાર ગણી છે. આ કોમોને કેદી કરતાં પણ દુઃખતર જીવન ગુજારવું પડે છે. કેદી ને તેમની વચ્ચે તફાવત એટલો કે કેદીઓને રોટલો સરકાર પૂરે; આ કોમોને તે હાથથી કમાવો.

સરકાર ગુણ ખીલવણીનો ધર્મ ભૂલી; કોમો સ્વાતંત્ર્યની મીઠાશ ભૂલી. માનવીમાં પશુતા કેળવવાનો ક્રમ ચાલ્યો. ને એ પશુતા પ્રગટતી પણ ગઈ. જુલ્મ અને પારતંત્ર્ય તે કોમોને સ્વાભાવિક થઈ ગયાં. પરિણામે તેમાંથી છૂટવા ન તેમણે મસ્તક ઉંચક્યાં; ન તેમનો પ્રશ્ન તે હિંદી પ્રજાનો જાહેર પ્રશ્ન બન્યો.

આજની મહાસભાવાદી પ્રાન્તિક સરકારોએ તે કોમોને તેમનાં બંધનમાંથી મુક્ત કરવાનો પ્રશ્ન હાથ ધર્યો છે. તેનો જો યોગ્ય ઉકેલ થાય તો તે સરકારો સાચાં અભિનન્દનને પાત્ર છે.

* * *

સ્વતંત્ર યુનિવર્સિટીની ગુજરાતને આજે જેટલી જરૂર છે તેટલી કોઈ પણ પ્રસંગે નહોતી એમ કહેવું તે અનુચિત નહિ જ ગણાય.

આજે પ્રાન્તો પણ જ્યારે ભાષા અને સંસ્કૃતિ વાર જુદા રચાતા જાય છે ત્યારે ભાષા અને સંસ્કૃતિ જ જેનું મૂળ છે તેવાં વિશ્વ–વિદ્યાલયની શું તે તે પ્રદેશવાર જરૂર નથી?

ગુજરાત–યુનિવર્સિટીની જરૂરિયાત વિષેનો પ્રશ્ન ઘણાં વર્ષ પૂર્વે ઊઠેલો છે. તેની સિદ્ધિ માટે ના. ગાયકવાડ સરકાર અને મા. મુનશી વિગેરેએ અગ્રગણ્ય ભાગ ભજવેલો. પણ પછી તે પ્રશ્ન થાળે પડી ગયો. આજે ફરી તેને જગાવવાની જરૂર છે.

ઉચ્ચ શિક્ષણ ભલે મર્યાદિત રખાય. પણ પ્રાથમિક શિક્ષણ તો દેશના પ્રત્યેક સંતાન માટે જરૂરી છે. એક મહાન દેશ જેટલા, અને સંસ્કૃતિ અને ભાષા વિષયક ભિન્નતા ધરાવતા, આખા મુંબઈ ઇલાકામાં એક જ યુનિવર્સિટી હોય તે શું પ્રજા માટે લજ્જાસ્પદ નથી?

ને આપણી ચાલુ યુનિવર્સિટી કે જેનું બંધારણ પ્રજાને અનુકૂળ છે એમ કહેવાની કલ્પના પણ કોઈ ન કરી શકે તેના આશ્રય નીચે પ્રજાશિક્ષણનો પ્રશ્ન છોડી દેવો એ તો ઉન્નતિથી ઉલટું જ છે.

પંચાવન લાખ વિદ્યાર્થીઓથી શોભતી ઇટાલિની સવાલાખ પ્રાથમિક અને દશહજાર કીન્ડરગાર્ટન શાળાઓ, અને એક કરોડ ને દશ લાખ વિદ્યાર્થીઓને કેળવતી જાપાનની લાખ્ખો પ્રાથમિક શાળાઓની સરખામણીમાં આપણી પાસે પ્રાથમિક શિક્ષણ માટે શું

સગવડતાઓ છે? કેટલી શાળાઓ છે? ને ક્ષેત્રફળ કે સંખ્યામાં તો આપણે તે બંનેમાંથી એકે દેશ કરતાં ઊતરતા નથી જ.

અને જે માટે આપણે ગર્વ લઇએ છીએ તે આપણા પ્રાચીન આર્ય–શિક્ષણને ચાલુ યુનિવર્સિટીમાં સ્થાન પણ શું છે?

આ બંને શિક્ષણને યોગ્ય પાયા પર મૂકે, ગુજરાતી સંસ્કૃતિને રક્ષે, તેની ભાષાને વિકસાવે ને ઉચ્ચ શિક્ષણને સ્વાશ્રયી બનાવે એવી એક સ્વતંત્ર ગુજરાત–યુનિવર્સિટી હવે તરતમાં જ સ્થપાય એ ગુજરાતી પ્રજા માટે જીવનરક્ષાની પ્રથમ જરૂરિયાત છે.

* * *

બ્રિટિશ પ્રધાનમંડળની એક અજબ ચાલાકી એ છે કે તે તેને જે કરવું હોય તે જ તે નથી કરતું એવા પ્રજાકીય આરોપને પ્રસરાવી પોતાનું ધાર્યું કરવામાં તે પ્રજાની ઇચ્છાને જ અનુસરતું હોય એવી તે સ્થિતિ ઉપજાવે છે. ને પ્રજા તેને તે યુક્તિની સિદ્ધિમાં સહકાર આપે છે.

યુરોપનાં વિકસતાં બળ સામે યુદ્ધ વિના બ્રિટનનો આરો નથી. તે તે યુદ્ધની પૂર્ણપણે તૈયારીમાં પણ પરોવાયું છે. પણ તે યુદ્ધની વાસ્તવિક્તા વિચારવાનો પ્રજા માટે તેણે અવકાશ પણ નથી રાખ્યો. તેની પ્રજા–સ્વતંત્ર અને પરતંત્ર બંને–તો તેને લડવા માટે ક્યારનો આગ્રહ કરી રહી છે. 'ઈંગ્લાંડ નબળું પડી ગયું છે; જરૂરિયાત છતાં પણ તેનામાં લડવાની તાકાત નથી'–હિંદી વર્તમાનપત્રો પણ આવી બૂમો પાડી રહ્યાં છે.

ને હવે જો ઈંગ્લાંડ યુદ્ધમાં ઊતરે તો તેની વાસ્તવિક્તાની સ્વયંસિદ્ધિ સાથે તે યુદ્ધને ધર્મયુદ્ધ ગણી શકાય એવું તેણે પ્રસરાવેલું વાતાવરણ આજે તો સફળતાને આરે જ ઊભું છે.



## ગ્રન્થ–પરિચય ને સ્વીકાર

સ્થળ સંકોચના કારણે આ અંકે અમે 'ગ્રન્થ પરિચય' નથી લઈ શકયા તે માટે વાંચકોની દરગુજર ચાહીએ છીએ. અને પુસ્તકો મોકલી આપનાર બન્ધુઓને અમે તેની નોંધ આવતા અંકે લઈ શકવાની ખાત્રી આપીએ છીએ.

બાલજીવન, યુવક, પ્રચારક, દશનામ દિવાકર, શિક્ષણ પત્રિકા, ક્ષત્રિયમિત્ર, આત્માનંદ પ્રકાશ, ગુજરાત શાળાપત્ર, વૈદ્ય કલ્પતરુ, સ્ત્રી–શક્તિ, ખેતીવાડી વિજ્ઞાન, ગ્રામ સુધાર વિગેરે સામયિકો અમને મળ્યાં છે. તે સર્વની નોંધ પણ 'ગ્રન્થ પરિચય' સાથે જ લેવાશે.




૧૬-૪-૩૮. સીકરના રાજકુંવરને વિલાયત મોકલવાની જયપુર નરેશ અને કૅપ્ટન વેબની યોજના સામે રાજમાતાના વિરોધને પ્રજાનો સહકાર મળતો જાય છે.

૧૭-૪-૩૮. મુંબઈમાં હુલ્લડ.

૧૯-૪-૩૮. બિહારમાં સરકારી મકાનો પર રાષ્ટ્રધ્વજ ફરકી શકે તેવો ત્યાંના પ્રધાનમંડળે કરેલો નિર્ણય.

૨૦-૪-૩૮. મુંબઈમા હુલ્લડ શાન્ત થતું જાય છે.
પ્રસિદ્ધ મરાઠી સાહિત્યકાર ચિંતામણરાય વૈદ્યનું અવસાન.

૨૧-૪-૩૮. સર મહમદ ઈકબાલનું અવસાન.

૨૨-૪-૩૮. લખનૌમાં મુસલમાનોના સિયા અને સુન્ની બંને પક્ષ વચ્ચે અથડામણ.

૨૩-૪-૩૮. જાપાને અમેરિકાની સ્ટીમર પનાય ડુબાડેલી તેનું ચાડાચાર લાખ પાઉન્ડના બદલાથી નિરાકરણ થયું.
જયપુર નરેશની હઠ સામે સીકરની પ્રજાની યુદ્ધની તૈયારી.

૨૪-૪-૩૮. લવીંગ બહિષ્કાર દીન.
મુંબઈમાં એક જૈન દહેરાસર તૂટી પડવાના કારણે ચાર માનવીનાં મૃત્યુ ને સાત ઘાયલ.

૨૫-૪-૩૮. ઈંગ્લાંડ અને આયર્લાંડ વચ્ચે થયેલા આર્થિક સમાધાન પર છેલ્લી સહીઓ થઇ.

૨૬-૪-૩૮. ગાંધીજીનું 'નિર્બળતા અને મૃત્યુસાસ'ને લગતું નિવેદન.
મ્હૈસુરમા વિદુરાશ્વથમ ગામે મનાઇહુકમ સામે રાષ્ટ્રધ્વજ ફરકાવવા મળેલી દશ હજારની મેદની પરના ગોળીબારને કારણે બત્રીસનાં મરણ ને ૪૮ ઘાયલ.
બ્રિટનના, આમની સભામાં રજુ થયેલા, નવા અંદાજપત્રકમાં ૯૫ કરોડ પાઉન્ડનો ખર્ચ ને ત્રણ કરોડ પાઉન્ડ લગભગના બચાવની જોગવાઇ.

૨૬-૪-૩૮. આલ્બેનિયાના રાજાનું લગ્ન.

૨૮-૪-૩૮. કોમી સમાધાનના કારણે ગાંધીજીએ મી. ઝીણાની મુલાકાત લીધી.
ઓરિસ્સાના ગવર્નર રજા પર જતાં તેમની જગ્યાએ પ્રધાનમંડળના હાથ નીચેના મી. ડેઈનને નીમવાના થયેલા નિર્ણયને જો અમલમાં મુકવામાં આવે તો ત્યાંના મહાસભાવાદી પ્રધાનમંડળે રાજીનામાં આપવાનો કરેલો નિર્ણય.

૩૦-૪-૩૮. મુંબઈની ધારાસભાએ કમીશનરને મવાલીઓને હદપાર કરવાની સત્તા આપતું ગુંડાબીલ તેમજ ૧૯૪૨ની મ્યુનીસીપલ કોર્પોરેશનની ચુંટણી માટે પુખ્તમતાધિકાર, પ્રાથમિક શિક્ષણ અને ઘોડદોડ ક્લબને લાયસન્સ સંબંધમાં સુધારાને લગતા ખરડા પસાર કર્યા.
પુનામાં અખીલ મહારાષ્ટ્ર હિંદુ યુવક પરિષદ મળી.
અમદાવાદમાં કવિ—સંમેલન.
વિદુરાશ્વથમના ગોળીબાર પર ગાંધીજીનું નિવેદન.
કાશ્મીરમાં સોપોર ગામમાં લાગેલી ભયંકર આગ.

૧-૫-૩૮. મે—ડે ની ઠેર ઠેર થયેલી ઉજવણી.
ગાંધીજી પેશાવર ઊતર્યા.

૨-૫-૩૮. કાયાકલ્પના પ્રયોગ પર માલવિયાજીનું નિવેદન.
સીકર પ્રકરણનું સમાધાન થયું.

૩-૫-૩૮. રાષ્ટ્રધ્વજ વિષે મ્હૈસુરના દિવાન સર મીરઝા ઇસ્માઇલની સમાધાનભરી ચોખવટ.
ચીન—જાપાન યુદ્ધમાં ચીનનો હાથ મજબૂત બનતો જાય છે.
ઇટાલિની મુલાકાતે ગયેલા હીટલરનો રોમમાં થયેલો ભવ્ય સત્કાર.
ઓરિસ્સાના ગવર્નરે પોતાની રજા રદ કરી.

૪-૫-૩૮. ગાંધીજીએ સરહદના ગવર્નરની લીધેલી મુલાકાત.
હીટલર—મુસોલિનિની મુલાકાત.

૫-૫-૩૮. કોમી ઉશ્કેરણી કરતાં પત્રો સામે પગલાં લેવાની મા. મુનશીએ દર્શાવેલી ઈચ્છા.
બ્રિટનની આમ સભાએ એંગ્લો—આયરિશ કરારોને આપેલી મંજુરી.

૬-૫-૩૮. વેલેન્શીઆ પર જનરલ ફ્રાંકોનો બોંબ મારો.
લેંકેશાયરનું બીનસરકારી વ્યાપારી પ્રતિનિધિમંડળ હિંદ આવ્યું
સરદાર વલ્લભભાઇ, આચાર્ય કૃપલાનીજીની સાથે, ગોળી બ્હારના બનાવની તપાસ માટે, મ્હૈસુરના પાટનગર બેંગ્લોર ઉતર્યા ને દિવાને તેમને મુલાકાતે બોલાવ્યા.

૭-૫-૩૮. મ્હૈસુરના ઝગડાનું, રાષ્ટ્રધ્વજ સાથે રાજ્યનો ધ્વજ પણ રહે એ શરતે, સમાધાન થયું.

૮-૫-૩૮. હીટલર અને મુસોલિનીએ પરસ્પર સહાયનાં કરેલાં ટુંક પ્રવચન.
સીકરના રાવરાજા સાથે સમાધાન પછી જયપુર નરેશે તેમને રાજ્યમાં પ્રવેશવા કરેલો મનાઈ હુકમ.
ઈજીપ્તના વડા પ્રધાનનું રાજીનામું.

૯-૫-૩૮. હીટલરે ઇટાલિની લીધેલી વિદાય.
ગાંધીજીએ સરહદની વિદાય લીધી.
લાહોરમાં ગાંધીજીએ તલવારના ત્યાગમાં દર્શાવેલી મર્દાનગી.
લોર્ડ સ્ટેન્લીએ, કામચલાઉ ગવર્નરની નિમણૂક સંબંધમાં, આમની સભામાં, નાફેરનીતિ જાહેર કરી.

૧૦-૫-૩૮. જમનાલાલ બજાજના પ્રમુખપણા નીચે જયપુર રાજ્ય પ્રજામંડળની બેઠક.
સુભાષબોઝ મુંબઈ પધાર્યા.
સિન્ધના ગવર્નરના લશ્કરી મન્ત્રી પર ખૂની હૂમલો.

૧૧-૫-૩૮. ગાંધીજી મુંબઈ પધાર્યા.
શ્રી સુભાષ બોઝે મી. ઝીણાની મુલાકાત લીધી.
વડા પ્રધાન સાથે મતભેદના કારણે મધ્યપ્રાન્તના ચાર પ્રધાનોનાં રાજીનામાં.

૧૨-૫-૩૮. બ્રાઝીલમાં બળવો ને તેનું શમન.
પ્રજાસંઘની ખુલ્લી બેઠકમાં બીનદરમ્યાનગીરી ને સ્પેનના પ્રશ્ન પર ગરમાગરમ ચર્ચા.
મુંબઈમાં ભરાતી વડા પ્રધાનોની પરિષદમાં હાજરી આપવા આવી પહોંચતા પ્રધાનો.

૧૪-૫-૩૮. મુંબઈમાં, શ્રી સુભાષ બોઝના પ્રમુખપણા નીચે ભરાયેલી જાહેર સભામાં પંડિત જવાહરલાલ અને વડા પ્રધાનોનાં ભાષણો.
તેલના પ્રકરણને પરિણામે મેક્સીકોએ બ્રિટન સાથેનો સંબંધ તોડયો.

૧૫-૫-૩૮. બ્રિટિશ એલચીએ મેક્સીકો છોડયું.
ઝેકોસ્લોવેકીઆએ જર્મન લઘુમતિને સંતોષવાની આપેલી ખાત્રી.

૧૬-૫-૩૮. લવીંગ બહિષ્કાર સંબંધમાં, આફ્રિકામાં સુલેહ થતાં બહિષ્કાર ઉઠાવવાની સત્તા અપાઈ.

૧૭-૫-૩૮. પ્રજાના હક્કોને સ્વીકારતું મ્હૈસુર રાજ્યનું જાહેરનામું પ્રકટ થયું.
મહાસભાવાદી સરકારો સંયુક્ત રીતે હુંડિયામણનો પ્રશ્ન હિંદી સરકાર આગળ રજુ કરશે એવા સમાચાર.

૨૦-૫-૩૮. લાહોર કાવત્રાં કેસવાળા સરદાર પૃથ્વીસિંહ ગાંધીજીને શરણે: જાહુ ખાતે તેમની ધરપકડ; મહાત્માજી તેમના છુટકારા માટે હિંદી સરકારને વીનવશે.

૨૧-૫-૩૮. વ્યભિચારી ગુનેગારને છોડી મૂકવાના કારણે મધ્યપ્રાન્તના એક પ્રધાન મી. શરીફને, પ્રજા વિરોધના કારણે, આપવું પડેલ રાજીનામું.

૨૨-૫-૩૮. ઝેકોસ્લોવેકીઆની સુડેટન પક્ષની જર્મન લઘુમતિના અસંતોષના કારણે યુરોપમાં ઊભો થયેલો ગુંચવાડો.
જાપાન સાથેના યુદ્ધમાં ચાળીશ હજાર ચીનાઓ કેદ પકડાયા અને એક લાખની પીછેહઠ ભયમાં મૂકાઇ.
લવીંગનો બહિષ્કાર સત્તાવાર રીતે પાછો ખેંચાયો.

૨૩-૫-૩૮. ક્લ્ટનમાં ખાંડના કારખાનામાં થયેલી હોનારતના કારણે ૧૯ જાનની ખુવારી.
હિંદ—બ્રિટન વેપારી મંત્રણા ભાગી પડી.

૨૪-૫-૩૮. ઝેકોસ્લોવેકીઆ ને સીકરનો ગંભીર બનતો મામલો.
મધ્યપ્રાન્તના વડા પ્રધાન સામે સ્વાર્થવૃત્તિના મૂકાયલા આક્ષેપો.
કાનપુરમાં જંગી હડતાળના અંગે વિફરતો મામલો.

૨૫-૫-૩૮. શ્રી રાજેન્દ્રબાબુની માંદગી.
અમદાવાદના શેર બજારનું ઉગ્ર વાતાવરણ.
મધ્યપ્રાન્તના પ્રધાનોએ રાજીનામાં પાછાં ખેંચ્યાં.

[illegible]૮. સીકરના વિફરતા મામલા સંબંધમાં તપાસ સમિતિ નિમાઇ.

૨૮-૫-૩૮. સમવાયતંત્રની યોજના સંબંધમાં, હિંદી વજીરે, આમની સભામાં, નાફેરવાદી નીતિ જાહેર કરી.
પંડિત જવાહરલાલની યુરોપ જવાની તૈયારી.

૨૯-૫-૩૮. હિંદી વજીરના નિવેદન સંબંધી શ્રી. સુભાષ બોઝ, જવાહરલાલ અને અન્ય પ્રજાકીય આગેવાનો ને પત્રોના વિરોધદર્શક અભિપ્રાયો.

૩૦-૫-૩૮. મધ્યપ્રાન્તના પ્રધાનોના ઝગડા સંબંધમાં નિમાયલ તપાસ સમિતિએ પ્રધાનો પરના કેટલાક આક્ષેપો બીનપાયાદાર ઠેરવ્યા.

૩૧-૫-૩૮. ગુજરાતમાં વરસાદની શરૂઆત.
બેહદ સટ્ટાખોરી પર કડક અંકુશ મૂકવાની મુંબઈ સરકારની યોજના.



## આ અમે નથી કહેતા—

ગુજરાતની સાહિત્યસેવા કરવાના ઉદ્દેશથી જન્મ લેતા આ માસિક (સુવાસ)ના પ્રથમ અંકમાં સુંદર રાસ અને કાવ્યો ઉપરાંત ટુંકી વાર્તા, જીવનચરિત્ર તેમજ પ્રાચીન સંશોધનને લગતા મનનપૂર્ણ લેખો, ટુંકા સમાચારો અને ગ્રન્થ પરિચયના વિભાગો વાંચતાં ગુજરાતને એક સારૂં માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

( જન્મભૂમિ, તા. ૨૬-૫-૩૮ )




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૧ લું ] વિ. સં. ૧૯૯૪ : આષાઢ [ અંક ૩

# તુષારબિન્દુ

• ચ.

**જ્યારે** પ્રભાતની સુરમ્ય જ્યોતિ પૂર્વાકાશમાં કિંશુક ને ગુલાબનાં ફુલ ગૂંથતી હોય, ફૂલગૂંથણી પર તે સુવર્ણ ને રજતની આછી છાંટ પાથરતી હોય, મેઘધનુષ્યનું તેજ ચૂસી તે ગૂંથણીને તેની પીચકારીએ તે રંગતી હોય—

રસઘેલી ઉષા તે ગૂંથણીના પાલવે નયનતેજનાં મોતી ટાંકતી હોય, અવર્ણ્ય અંગની પ્રભા બક્ષી પાલવમાં તે પ્રાણ પૂરતી હોય—

નિર્દોષ પંખીઓના કંઠ પર માધુર્યની દેવી રમતી હોય, રૂપેરી સરવરના શાન્ત કલવરને કિન્નરો પીતાં હોય–તેમના જલતરંગે અપ્સરાઓ હીંચતી હોય, ડોલતાં વૃક્ષો સંગીતને આણુથી પૂરતાં હોય, ગુંજતા ભ્રમરો કામદેવના ચાપ પર ખેલતા હોય—

નિસર્ગ કુસુમવનનાં શૃંગાર સજતી હોય, રતિ રસમંદિરમાં મુક્ત સ્નાન કરતી હોય—

માનવી મધુરતા પીવા નીસર્યો હોય, ધરતી મધુરસ ચુસવા કૂંપળો પ્રગટાવતી હોય—

તે સમયે, ઉષાના અલૌકિક પ્રતિબિંબને ઝીલતા તે સરોવરે, નાચતા કમળપત્ર પર :

હું એક તુષારબિન્દુ જોઉં છું.

નીચે સરોવર હીલોળા લ્યે છે, પુષ્પ નાચે છે; ઉપર વ્યોમનું અવર્ણ્ય ભારણ છે.

છતાં તે બિન્દુ મોતી સમું અણીશુદ્ધ ચમકે છે.

પણ નિસર્ગનું હેત જ્યારે તેના જીવનમાંથી ખેંચાઈ જાય છે : કોઈક મચ્છરની પાંખના નજીવા સ્પર્શથી પણ તે સરી પડે છે; સરોવરના અનન્ત જળમાં સમાઈ જાય છે.

ને તે ક્ષણે તેવાજ માનવ જીવનની છાયા મારા સ્મૃતિપટે તરવરે છે.

પ્રભાત આટલું રમણીય છતાં તે જ રમણીયતાની પાછળ તે કેટકેટલાં દુઃખદ દશ્યો ગોપવે છે. જે પળે તે માધુર્યના શૃંગાર સજે છે તે જ પળે માતાઓ સંતાનને ગુમાવતી હશે, હિંસકોના હાથે નિર્દોષનાં લોહી વહેતાં હશે, રોગ-ભય-ભૂખથી પ્રકૃતિનાં અગણિત સંતાનો અવાચ્ય પીડાને અનુભવતાં હશે.—

સંસાર પણ તેવો જ છે.

રમણીય પ્રભાતમાં નાચતા પુષ્પ પર જેમ તુષારબિન્દુ, તેમ મોહક સંસારમાં ડોલતી નાવ પર માનવીનું જીવન.

હીલોળતા સરોવરે, નાચતા પુષ્પ પર, અમાપ ભાર નીચે બિન્દુ જેમ ચમકે છે; તે જ રીતે અનિશ્ચિત જીવનનાવ પર, અકલ્પ્ય દુઃખ દર્દથી પીસાતો, માનવી મુગ્ધતા અનુભવે છે.

પણ પ્રકૃતિનું હેત આથમતાં તે નજીવા કારણે પણ નિર્જીવ બને છે.

ને તે સમે, ડાહ્યા માનવો તેને ‘ મગજનો નબળો ’ કહી ગર્વ અનુભવે છે.

પણ જો તે કારણ વિના, તુષાર બિન્દુ જેમ સ્પર્શ વિના, સ્વાભાવિક નિર્જીવતા વરે, બિન્દુ બાલસૂર્યના પ્રથમ કિરણે જેમ વિલય પામે—

તે ભડવીર કહેવાય છેઃ

તુષારબિન્દુ તે સમે ભૂસી જવાય છે.



# પૂજારિણી

[ પૃથ્વીછંદ ]

ગુલાબકુસુમનો થકી ગુલગુલાબી ઓબ્ડા ગ્રહી,
અમી અધરમાં ભર્યાં શશીઝરંત ઝીલી સુધા,
દગે અમિત નૂર રોશન ભરેલ જ્યોતિ, હરી
ઊંચા ગગન વૃંદ તારલ થકી; નવા યૌવને
વસંત વનરાજીની સુરખી અંગ અંગે ભરી.
સુહાગી શરદે દીધી મૃદુલ રમ્યતા; ચંદ્રની
સ્ફટીક ફીણ શી વળી ધવલ ઊજળી ચાંદની.
નર્યાં નયનમાં ભર્યાં મૃગકટાક્ષનાં અંજનો.
મયૂર રસનર્તનો, તનમરોડ ભાવે ભરી
મરાલમદ, એમ અંગ ઊપસી યુવામોહિની.
સરોજ કમનીયતા, શિરિષની સુંવાળી ધરી
કુમાશ, ઉરને કુણું જ નવનીત જેવું ઘડયું.
સમીર કલ મંદગીત વળી, સિંધુ વિશાળતા.
નિસર્ગ અણુઓ તણી બનું નિસર્ગપૂજારિણી.

મહેન્દ્રકુમાર દેસાઈ

# નિર્ઝરણી



( વિયોગિની વૃત્ત )

દૃ પથ્થર મધ્યમાં વહી,
મધુ સ્વમસ્થ સુમર્મરે રમે,
પુનિતા ખલુ વિશ્વ તાજગી,
ઝરણી વા રસ–માધુરી ઝમે ?...૧

નિકટે સરની દ્રવી રહી,
રમતીલી ખુણલે શું નિભૃત ?
કલનાદ શું અન્તરે ભર્યા,
વહને ને તલગંતી અમૃત...૨

" તિમિરે હતી આવરી મ્હને
ધરણીએ અટુલી શિલા તળે
પટ વા મધુ વિસ્તરે હવાં,
રસિલા ઊર્મિ શું ઉર ઉછળે ? "...૩

મધુ ગુંજન એ હતું ઉરે;
કુંળી આશા કંઈ અન્તરે સ્ફુરે,
પ્રતિબિમ્બિત વ્યોમની છબિ,
નિજ ન્હાનાં ઉરમાં શું વિસ્તરે ?...૪

વન વૃક્ષ સુહાગી ફુલડાં,
ફુલડાં શાં લુમ ઝૂમતાં અને
પટને શુચિવિસ્તર્યે કુંળે,
સલિલોને 'મુજ ચૂમતાં વને...૫

વિહગો મ્હસ વારિ ત્યાં પીતાં,
રસકેલી મ્હસ ધૂન ત્યાં મચે,
કવિ કોઈની ઉર પાંખડી;
વળીશું જ્ઞાન પરાગથી લચે ? !...૬

નિજગુંજન કૂજને વળી,
અભિલાષા કુંળી મુગ્ધ ઉરની
સરિતા બની જૈશ હું હવાં,
નવલાં ને ધવલાંય નૂરની...૭

મધુ મર્મરતાન • ડોલશું,
શુચિ ઊર્મિ રસછોળ શું ધરી,
વહીશું રમણા કરી મીઠી,
રસ ભીનાં વનને જને કરી....૮

પટમાં કંઈ સેતુ ઝૂલશે,
નગરી નૌત્તમ વાટિકા ફૂલે,
રમતાં રસના નિધિ ઉરે,
રસદ્વારો મુજ સ્વર્ગ ખૂલશે....૯

ધટમાં કંઈ ઘોડલાં રમે,
પણ ત્યાં શું વિધિ ક્રૂર હા ! બને;
ગળી ઓગળી શું સરે જતું,
પરિશૂન્યે ઝરણું લઘુ શમે !...૧૦

( અનુષ્ટુભ )

છેટાં કેટલાં છે કહો—પારણું મૃત્યુ–પાલખી,
ન રેખા શૂન્યતામાં છાંયડી નિજ ઓળખી ?...૧૧

ઋતૂનાં કુસુમાકર

સ્વાધ્યાય અને સ્વાનુભૂતિના આ કાવ્યમાં સુપ્રસિદ્ધ ફ્રેન્ચ કલાસ્વામી " તિઓફિલ ગોતિયે "ની 'રંગ-ઝલક'ની પ્રેરણા પામી હૃદયને મુક્ત-નિમુક્ત વહેવા દીધું છે. લેખક

# હૈયાના મ્હેલ

મ્હારા હૈયાના મ્હેલ કદી સૂના ના બ્હેન!
સૂના ના બ્હેન!

હૈયું છલકાય સ્નેહ ઊર્મિ ઊભરાય રાજ
આત્મપૂર ઘોડલે હીંચું હો બ્હેન!
હીંચું હો બ્હેન!

વાડી સુહાય મ્હેક મ્હેકે લ્હેરાય રાજ
આત્મજળ બેડલે સીંચું હો બ્હેન!
સીંચું હો બ્હેન!

ફુલડાં પ્રગટાય સહસ્ર પાંખડી પ્રસારી રાજ
હૈયાના રંગથી રંગુ હો બ્હેન!
રંગુ હો બ્હેન!

ચાંદની વેરાય જગત ચોકમાં રેલાય રાજ
એકલ અનંતમાં ઊડુ હો બ્હેન!
ઊડુ હો બ્હેન!

ઊડુ ઊડુ ને સખિ! પાંખો બિડાય રાજ
હૈયાના દેવ વિના સૂનૂં હો બ્હેન!
સુનૂં હો બ્હેન!

નરહરિપ્રસાદ ભટ્ટ

# રાસકવિશ્રી ઉપેન્દ્રાચાર્યજી*

પ્રો. ચતુરભાઈ શંકરભાઈ પટેલ
એમ. એ., એલ એલ. બી.

કવિચિન્તક ખબરદારે દર્શનિકાની પ્રસ્તાવનામાં કહ્યું છે કે "કવિતા અને તત્ત્વ-ચિન્તનનો મહાયોગ વિરલ છે." એ કથન સાવ સાચું છે, કેમકે તત્ત્વજ્ઞાનનાં તેજસ્વી કિરણો પડતાં ઝાકળ સમી સુકુમાર કવિતા ઊડી જાય છે. કવિતાની કુમળી પાંખો તત્ત્વ-ચિન્તનનો ભાર જવલ્લેજ ઝીલી શકે છે. એમ છતાં કોઈક નૈસર્ગિક પ્રતિભાશાળી કવિને હાથે અસંગત લાગતી એ બે વસ્તુઓનો સુભગ સંયોગ થયેલો ક્વચિત્ જોવામાં આવે છે. આવો વિરલ યોગ આપણા નવીન કવિઓમાં રા. ખબરદારે તેમજ સદ્ગત ઉપેન્દ્રાચાર્યજીએ પોત-પોતાની ઈશ્વરદત્ત કાવ્યકલા દ્વારા સાધ્યો છે.



છતાં કવિ ઉપેન્દ્રાચાર્યજી તરફ આપણા સાહિત્ય જગતનું લક્ષ જોઈએ તેવું દોરાયું નથી. કેટલાકને મન એમનું સાહિત્ય માત્ર શ્રેયસ્સાધક અધિકારી વર્ગને માટેજ નિર્માયેલું છે, અને એની સાથે સામાન્ય જનસમાજને કંઈજ નિસબત નથી એવો ભ્રમ છે, તો કેટલાકને એ સાંપ્રત સમયને પ્રતિકૂળ એવા સાંપ્રદાયિક તત્ત્વથી જ માત્ર ભરેલું છે એવો ખોટો ખ્યાલ છે! કેટલાકને નાસ્તિકતાના આ જમાનામાં જ્ઞાનભક્તિની એ વાત જ ગળે ઊતરતી નથી, તો કેટલાક પોતાની હળવા સાહિત્યથી ટેવાયલી હોજરીઓને એ પાક પચાવવો ભારે પડશે માની એને અડકતાજ નથી! ગમે તે કારણ હો, પણ એટલું તો નિર્વિવાદ છે કે આપણે એ સાહિત્ય તરફ અક્ષમ્ય ઉપેક્ષા સેવી છે, અને પરિણામે એ દ્વારા મળતો અલભ્ય લાભ ગુમાવ્યો છે.

એક પક્ષ વળી એવું માનતો આવ્યો છે કે ધર્મપ્રચાર અને ઉપદેશના ઉદ્દેશથી સરજાયલા એ સાહિત્યમાં શુદ્ધ સાહિત્યનાં લક્ષણો સંભવે જ નહિ. શુદ્ધ સાહિત્ય તો સાહિત્ય

* વડોદરા સાહિત્ય સભાના ઉપક્રમથી તા. ૧-૨-૩૮ના રોજ આપેલું વ્યાખ્યાન.

ખાતરજ— Art for Art's sakeની માફક રચાય; ખરૂં કાવ્ય તો સ્વયંભૂજ સ્ફુરે. આ મંતવ્ય એ સાહિત્યના અમુક અંગ માટે અમુક અંશે કદાચ સાચું હશે, છતાં સર્વ અંગ માટે સર્વાંશે સત્ય નથી. જ્યારે સાહિત્યનો સાધન તરીકે સર્વત્ર ઉપયોગ થતો હોય, ત્યારે કવિતાને ખાતર કવિતાનો એ સિદ્ધાંત સર્વાંશે શી રીતે સ્વીકારાય ? ભક્તકવિ નરસિંહ મીરાંએ ભક્તિને ખાતર પદો રચ્યાં, માટે એ પદોને કાવ્ય નહિ કહીએ ? જ્ઞાનીકવિ અખાએ વેદાંતના કઠિન વિષયને સમજાવવા કલમ પકડી, અને જ્ઞાનીને કવિમાં નહિ ગણવા સાફસાફ જણાવ્યું એટલે એને કવિ નહિ લેખીએ ? એજ રીતે તત્ત્વકવિ ઉપેન્દ્રાચાર્યજીએ ઉપદેશને માટે કવિતા લખી એટલાજ માટે શું એ કાવ્ય નહિ ગણાય ? ઉદ્દેશ ગમે તે હો, કે ન હો, પણ જે સાહિત્યમાં કાવ્યનાં સ્થચલ તત્ત્વો હશે, કવિતાનાં મૂલગત લક્ષણો હશે, रसात्मकं वाक्यं काव्यम् એ વ્યાખ્યાને જે પરિપોષતું હશે તે સાહિત્ય શુદ્ધ સાહિત્ય હોઈ ચિરંજીવ રહેશે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીનું ઘણું સાહિત્ય આ રીતે સનાતન રહેવાને સર્જાયું છે.



રાસકવિશ્રી ઉપેન્દ્રાચાર્યજી

આપણે એ સાહિત્યનું ગુણદર્શન કરીએ તે પહેલાં એની ઉધાર બાજુ જે ન જેવી અને છેકજ ઉપેક્ષણીય છે તે જરા જોઈ જઈએ. એ સાહિત્યનો કેટલોક ભાગ સાંપ્રદાયિક હોવાથી સામાન્ય વર્ગને એમાં રસ પડતો નથી, તેમજ તત્ત્વચિંતનને કવિતામાં વણવા જતાં કોઈ કોઈ વાર કવિતા નીરસ નીવડે છે. એમનાં કેટલાંક કાવ્યોમાં શબ્દબાહુલ્યે કરી રસક્ષતિ થવાનો સંભવ રહે છે, તેમજ સંસ્કૃત શબ્દોનો પ્રયોગ પ્રચુરતાથી થએલો જેવામાં આવે છે. વળી પ્રાસાનુપ્રાસ ઉપર એઓ વધુ પડતું વજન મૂકે છે. પરિણામે પ્રાસ કેટલીક વાર કૃત્રિમ લાગે છે, અને આવી શબ્દચમત્કૃતિ લાવતાં અર્થહાનિ થવાનો ભય રહે છે. એક શબ્દનાં અનેક આવર્તન અને અનુકરણ (onomatopoetic) શબ્દનો છૂટથી ઉપયોગ કેટલાક અપવાદ સિવાય નિરર્થક લાગે છે. અને 'માથા કરતાં પાઘડી મોટી' જેવાં કેટલાંક કાવ્યનાં લાંબાં મથાળાં ઘણી વાર સુરુચિયુક્ત નથી લાગતાં, જો કે કાવ્યના લક્ષ્યાર્થને સ્ફુટ કરવાના ઉદ્દેશથી એનો બચાવ પૂરેપૂરો થઈ શકે છે.

શ્રી० ઉપેન્દ્રાચાર્ય રચિત સાહિત્યની વિશિષ્ટતા એ છે કે એનો પ્રત્યેક અક્ષર પવિત્રતાથી અંકિત છે. એના શબ્દેશબ્દ ઉપર વિશુદ્ધિની છાપ ઊઠે છે. ધર્મની નિર્મલતા ભર્યા

એ સાહિત્યની અસર ઉચ્ચ અને ઉર્ધ્વગામી છે. એથી કરીને હાલના જમાનામાં તો એ ખાસ ઉપયોગી છે. વીસમીસદીના રવિવારની કે બીજી રજાએ બે ઘડી મોજ કે આરામ માટે જ્યારે ગમે તે પ્રકારનું સાહિત્ય પીરસાતું હોય ત્યારે શુચિતાભર્યું એ સાહિત્ય અત્યંત આવકારલાયક છે. હળવા સાહિત્યને નામે હીન કોટિનું સાહિત્ય જ્યારે સમાજની અધોગતિ કરી રહ્યું હોય ત્યારે ઉન્નત જીવન ઘડતું એ સાહિત્ય પરમ આશીર્વાદરૂપ છે. એનું માત્ર એકજ ઉદાહરણ જોઈએ. મદમસ્ત યૌવનના રંગો ચીતરતાં કુશળ કલાધરની પીંછી પણ ઘણીવાર મર્યાદા ઓળંગી જાય છે, ત્યારે એજ યૌવનને શ્રી૦ ઉપેન્દ્રાચાર્ય સંયમને છાંટણે કેવું વિશુદ્ધ અને મનોહર બનાવે છે!:

" શોભંતાં સુખવંતાં રે કે તનમનબલવંતાં જોબનીયાં;
ચેતનવંતાં રે કે અજબ રસવંતાં જોબનીયાં.
ચન્દન સમાણાં રે કે ખૂબ મઘમઘતાં જોબનીયાં;
જીવનના દીવડે રે કે ઓર ઝગમગતાં જોબનીયાં.
પુણ્યપ્રદ સંયમી રે કે અમૃત ભરેલાં જોબનીયાં;
સત્યનાં સંગમી રે કે પ્રભુતા વરેલાં જોબનીયાં. "

શ્રી૦ ઉપેન્દ્રાચાર્યજીએ અનેક પ્રદેશમાં એમની કલમ અજમાવી છે. એઓએ સંખ્યાબંધ ભજનો ને કીર્તનો લખ્યાં છે. કેટલાંય સ્તવનો ને સત્કાર ગીતો રચ્યાં છે. અનેક બાલગીતો ને અભિનયગીતો યોજ્યાં છે. અને એ સર્વથી અનોખી ભાત પાડતા રાસ જેને એઓ મંડલાકારકીર્તનનું નામ આપે છે તે પણ ઘણાય અર્પ્યા છે. એઓએ એકલા પદ્યમાં જ નહિ પણ ગદ્યમાં પણ પોતાની કલમને સફળ રીતે રમતી મૂકી છે, અને ગમ્મતભર્યા ટૂચકાઓ, સરલ બાલસંવાદો અને હાસ્ય ને ભક્તિભર્યા રસિક સંવાદોનું સુંદર સાહિત્ય પણ પુષ્કળ પીરસ્યું છે. એમની એ વિવિધ વાનીઓમાંથી આપણે આજે માત્ર એમના રાસનોજ રસાસ્વાદ કરીશું. એ બધાનો વિચાર કરવો એ આ ટૂંકા લેખમાં શક્ય નથી.

આ પ્રસંગે ગુજરાતી રાસની ઉત્પત્તિ, વિકાસ અને ઇતિહાસ આપવાની વૃત્તિ થઇ આવે છે, પણ લંબાણભયે તેમ નહિ કરતાં પ્રસ્તુત વિષયનેજ વળગી રહીશ. રાસની સાચી કિમ્મત જનસમાજ એને ચલણી નાણાની પેઠે કેવા અપનાવે છે એના ઉપર અંકાય છે. પ્રાકૃત સમાજ રાસનો સાચો પરીક્ષક છે, અને જે રાસમાં ખરૂં રાસત્વ હોય છે તેજ એની કડક પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ લોકપ્રિય અને પ્રચલિત થાય છે. શ્રી. ઉપેન્દ્રાચાર્યજીના રાસ સમાજે સરસ સત્કાર્યા છે અને સાનંદ ઝીલ્યા છે. સમાજની કસોટીમાંથી પાર ઉતરેલા એ રાસ ગામડે ગામડે પહોંચી ગયા છે, અને 'આવો રબારણ હો મારે નેસલડે' જેવા સુંદર રાસ તો ઘરઘરનું ઘરેણું થઈ પડયા છે. એથી આપણે દ્દઢતાથી કહી શકીએ કે શ્રી૦ ઉપેન્દ્રાચાર્યજી એક સિદ્ધહસ્ત રાસકવિ છે, અને રાસયુગના અધિષ્ઠાતા કવિવર ન્હાનાલાલના ગ્રહમંડળના એક તેજસ્વી ગ્રહ તરીકે સાહિત્યાકાશમાં અચલ પ્રકાશે છે અને સદાય પ્રકાશશે.

એઓ એકલા સાહિત્યનાજ નહિ પણ સંગીત અને કલાના પણ સૂક્ષ્મ દૃષ્ટા હતા, અને સર્વને એમણે સાહિત્ય–સંગીત–કલાની ત્રિવેણીનાં પુણ્યપાન કરાવ્યાં છે. સોહામણા રસપર્વનાં સુભગ દર્શનદ્વારા સંસ્કારનાં પીયૂષ વહાવ્યાં છે. એમના એ મહોત્સવો જેમણે નજરે નિહાળ્યા હશે તે કહી શકશે કે પવિત્ર સંસ્કારોની કેવી ગંગાયમુનાઓ એ સંસ્કારમૂર્તિ ગિરિરાજમાંથી વહેતી હતી. પ્રથમ રંગભૂમિ પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી૦ રમણલાલ દેસાઈએ એ રસપર્વના વ્યવસ્થિત પ્રયોગ માટે જે પ્રશંસાયુક્ત ઉદ્‌ગારો કહાડયા છે તે સર્વથા સુયોગ્ય છે.

હવે આપણે એમના રાસનું થોડું રસદર્શન કરીએ. એ રાસનું ક્ષેત્ર વિશાળ છે, અને એના વિષયો વિવિધ છે, એટલે એનું સંપૂર્ણ દર્શન કરવું અશક્ય હોઈ આપણે વાનગીરૂપે એમાંના થોડાક લઇશું. એઓએ ચંદ્ર અને તારાનાં, વાદળી અને વીજળીનાં, નિશા અને ઉષાનાં અને એવાં અનેક નિસર્ગદર્શનનાં મનોરમ ગીત ગુંજ્યાં છે. મધુર ગ્રામગીતો અને ભાવભર્યાં ગોપગીતો ગાયાં છે. ભારતના ગૌરવભર્યા ભૂતકાળનાં અને ચેતનભરી જ્વલંત દેશભક્તિનાં ગીતો આપ્યાં છે. અને દરેક મહોત્સવમાં વ્હાલસોયા નિમંત્રણનાં અને ભાવભીના સત્કારનાં ગીતો તો હોય જ—ભલે પછી એ એમની કૃતિ હોય કે એમના રાસનેય ઘડીભર ભૂલવે એવા રાસ લખનાર એમનાં વિદુષી ધર્મપત્ની અને સાક્ષરશ્રી નવલરામનાં દૌહિત્રી શ્રીમતી જયન્તીદેવીની પ્રસાદી હોય. એ સર્વમાં જો કે સંગીતના કાયમ સૂરની માફક તત્ત્વચિંતનનો તાર સળંગ ગૂંથાયલો છે, છતાં આપણે જોઈ શકીશું કે એથી રાસના રસને કંઇ વાંધો આવતો નથી.

શરદઋતુની સોહામણી રાત્રે ગુર્જરીની રસવેલો ગરબે ઝૂલે છે અને એની રસકુંજે ગરબે ગાજે છે એ સુભગ અનુભવ કોઇથી અજાણ્યુ નથી. એવી એક શરદનું મધુર આગમન વર્ણવતાં કવિ લખે છે:—

"વર્ષાનાં ઘેનગાઢાં વાદળાં વેરાણાં,
આવ્યો કંઇ શરદતણો કાળ, પ્રેમલ પ્રાણ હો!
ઝીલો પ્રકાશ કાંઇ ચન્દ્રચન્દ્રિકાનો.
એ રે રસધાર તણાં તરસ્યાં કંઇ કાળનાં,
અમૃત પીવાનાં મળ્યાં હાલ, પ્રેમલ૦ ઝીલો૦
ઝળક ઝળક કરતા ખીલ્યા તારલાઓ,
પ્રકૃતિનાં જાણે સુભગ હાસ, પ્રેમલ૦ ઝીલો૦

અને એ શરદની રઢિયાળી રાતે અમૃતઝરતો ચંદ્ર ક્ષિતિજના ક્યારામાંથી જાણે તેજનું ઝાડ ઊગતું હોય તેમ પૂર્વમાં ઊગતો હોય છે એ ચિત્ર કવિ કેવું સુરેખ આલેખે છે!:—

"સિન્ધુથી પોષાઈને, આખા જગત્ સમક્ષ,
ક્ષિતિજના ક્યારા થકી, આજે ઊગ્યું વૃક્ષ!
સૌન્દર્યસાર જેવું, આનન્દકંદ એ છે,
શાન્તિની છાય અનુપમ, એ મન્દ મન્દ દે છે.
એના આશ્રયમાં કરી રસગાનો,
એના આશ્રયમાં કરી રસપાનો,
એના આશ્રયમાં કંઇ રસ છાનો,
સદ્ભાગ્યવન્ત લે છે.—સૌન્દર્યસાર૦"

નિર્મલ શરદની એ રૂપલા રાતલડીમાં રસગાનો કરી સદ્ભાગ્યવન્ત થવા રૂપાની ઘંટડી શા મીઠા સૂરવાળી ગુજરાતણો નીકળી પડે છે. ઘંટડીઓ રૂપે કવિ એમને ઓળખાવે છે કે:—

"કંઇ મધુર મધુર રણકારતી અમે ઘંટડીઓ,
અમે કરીએ મંગલ નાદ, સુધાભરી ઘંટડીઓ."

સુધાભરી એ ઘંટડીઓને—ગરવી એ ગુજરાતણોને—કવિ ગરબે રમવાનું નેહ ભર્યું નિમંત્રણ આપે છે, અને એના ઉત્કટ આનન્દમાં ગુલતાન બની સંસારનાં દુઃખોને ઘડીભર ભૂલી જવાને જણાવે છે:— (અપૂર્ણ)

# સુખ શોધતાં*

શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ

[ કાલીદાસનું મોહક શબ્દલાલિત્ય નહિ, મિલ્ટન કે ડાન્ટેનું ભાવાગૌરવ નહિ, શેકસપિયરની રસીક ચમત્કૃતિ નહિ છતાં શ્રી રમણલાલનાં નાટકો પર માધુર્યની કંઈક એવી છાયા તરવરે છે કે જેમાં વારંવાર ઝીલવાનું મન થાય.

ગુજરાતી નાટ્યસૃષ્ટિમાં તેજસ્વી કલાવિધાનનું ગૌરવ તો શ્રી મુનશીને ફાળે જાય છે. પણ તે તેજ કરતાં એ વધુ આહ્‌લાદક પ્રશાન્તતા શ્રી રમણલાલને વરી છે. ગુજરાતની ન્હાનકડી રસસૃષ્ટિમાં મા. મુનશી સૂર્યપદે રહે તો શ્રી રમણલાલ અમૃતનીતરતા ચન્દ્રનું સ્થાન સાચવે છે. શ્રી મુનશીનાં પાત્રો તેજસ્વીતા સાથે જ, મોટે ભાગે, કંઈક અસ્પર્શ્યભાવ ને દાહકશક્તિ દાખવે છે. શ્રી રમણલાલનાં પાત્રો પ્રશાન્ત, સ્નિગ્ધ, માનવતાએ ઓપતાં ને હૈયે વસી જાય તેવાં હોય છે.

તેમના હવે પછી પ્રગટ થનાર, જેના પ્રથમ અંકનો પ્રથમ પ્રવેશ નીચે અપાયો છે, 'અંજની' નામે નાટકના એકજ પ્રવેશમાં, માલિની નામના સ્રીપાત્રમાં, જે માનવતા વિકસે છે તે, તેટલી જ પંક્તિઓમાં, ગુજરાતી સાહિત્યમાં તો અજોડ બને તેવી છે.

અહીં અપાયલ પ્રવેશ એ આખા નાટકની 'ભૂમિકા'નો ભાગ ભજવે છે. તન્ત્રી. ]

[**સ્થળ** : આછા અંધકારવાળું વન.

**સમય** : રાત્રીનો અંધકાર.

**પાત્રો** : પુરુષ–અને સ્રી, દેવકન્યા.

**સૂચન** : ઓછો પ્રકાશ–કલ્યાણના સૂરમાં વાજંત્રો–સીતાર–દીલરૂબા અને ફ્લ્યુટ–આછાં તબલાં અદૃશ્ય વાગતાં હોય છે.

પુષ્પમાળ પહેરેલો પુરુષ પ્રવેશ કરે છે. વાદળાંભર્યા આકાશમાં વીજળી ચમકે છે. ]

---

* 'સયાજીવિજય'ની ભેટ તરીકે તરતમાં પ્રગટ થનાર 'અંજની' નામે નાટકમાંથી: શ્રીમાન પ્રકાશકના સૌજન્યથી.

( હરિગીત )

**પુરુષ—**

ચપલા ચમકતી આભમાં ક્ષણ,
બુઝતી બીજી પળે;
અમૃત વરસતા ચન્દ્રનું
સ્મિત સુહવતું મુખ જો ચળે.

કળી ખીલતી વિકસે કુસુમમાં,
કુસુમ ધરણી ઢળી પડે;
ક્ષણ વેરી સૌરભ સુભગ એ,
પીંખાઈ પગપર આથડે.

[ ચપલા-વીજળી ચમકે છે-વાદળાંમાંથી ચન્દ્ર નીકળી આવે છે, અને તેના પૂર્ણ ગોલકમાંથી ટુકડો કપાઈ જાય છે. પુષ્પ ખીલી રહે છે. આખું દ્રશ્ય પરિમલમય બને છે, અને અંતે પુરુષના પગ પાસે તે પુષ્પ ખરી પડે છે. ગીતની કડી પ્રમાણે દૃશ્ય રચાય છે.

બીજી પાસથી સ્ત્રી આવે છે. ]

**સ્ત્રી—**

ચપલા તણાં ચુંબન, મયંક
મુખાકૃતિ રસની ભરી;
સુકુમાર પુષ્પે છલકતી,
છબીલી પરાગ મનોહરી.

ક્ષણ જીવવા સર્જાય શાને,
રૂપ રસના ટુકડા?
સુખ ચમક જોતા માનવીનાં,
રુદનભર શાં મુખડાં?

કોણ છો તમે?

**પુરુષ**—માનવજાતનું હું પુરુષ તત્ત્વ છું. તમે?

**સ્ત્રી**—હું સ્ત્રી છું. સુખ શોધું છું. સુખની ક્ષણો જ કેમ? સુખ સનાતન-જન્મથી મૃત્યુ સુધી પહોંચતું કેમ નથી?

**પુરુષ**-આપણે સરખી શોધમાં નીકળ્યાં. હું પણ એ જ શોધું છું. આકાશને પૂછું છું, પૃથ્વીને પ્રશ્ન કરૂં છું, પાતાળમાં પડઘા પાડું છું. અરે સુખ ક્યાં છે? જીવનભર કરાર આપે એવું શાશ્વત સુખ ક્યાં છે?

**સ્ત્રી**—આજ સુધી આપણે જુદાં રહી શોધ કરી. આજથી ભેગી શોધ કરીએ તો કદાચ સુખ જડે પણ ખરૂં.

( રૂપિયાનો ખણખણાટ થાય છે, અને રૂપિયાનો ઢગલો બને છે. )

જુઓ, જુઓ. આ સુખનો ઢગલો તો નહીં હોય?

( બન્ને જણ દોડી ઢગલાને અડકતાં દાઝે છે. )

સ...સ...આતો અગ્નિના તણખા છે. હાથ લગાડતાં દાઝી જવાય છે.

પુરુષ—અને એ ઢગલાની પાછળ વ્યાજ, વટાવ, યુક્તિ, લુચ્ચાઈ અને કંજુસાઈનાં રાક્ષસી સુખ મને દેખાય છે. ધનમાં સુખ નથી. ધનનો સ્પર્શ દેહને અને આત્માને બાળી નાખે છે.

(આકાશમાંથી રાજદંડ, રાજમુકુટ ઊતરે છે.)

સ્ત્રી—જુઓ, જુઓ. પેલું સુખ આવતું દેખાય છે! પકડી લેઈએ?

(પુરુષ અને સ્ત્રી બંન્ને દોડી તેની પાસે જાય છે, જતા બરાબર અટકી જાય છે.)

કેમ અટકયા...?

પુરુષ—એ સત્તા! રાજસત્તા! એના પડછાયામાં હું વેર, ઝેર, ખૂન, યુદ્ધ, શોષણ અને ભક્ષણ જોઈ રહ્યો છું. તમને કાંઈ દેખાય છે?

સ્ત્રી—અરે હા! ગુલામી...સ્ત્રીઓનાં બાઝાર...ભૂમિ ઉપરના રક્તરેલા–વિધવાનાં આંસુ–માતાનાં રુદન હું જોઉં છું–સાંભળું છું. અરે, અરે! આ જગતમાંથી સત્તાનો લોપ કરો. માનવીનાં સુખ સત્તા નીચે કચરાઈ રહેલાં છે!

પુરુષ—પણે શાન્તિનું વાતાવરણ દેખાય છે. ચાલો ત્યાં સુખ શોધીએ.

સ્ત્રી—હા, પરમ સુખ–પરમ શાન્તિ ત્યાંથી જડશે. કેવો સરસ તુળસીકયારો! આ રુદ્રાક્ષની માળા હું પહેરૂં. અકીકની માળા તમે પહેરો. અને ભસ્મ લગાવીશું કે ચંદનનું તિલક કરીશું?

(તુળસીકયારો, રુદ્રાક્ષ, અકીક, ભસ્મ અને ચંદન પડેલાં દેખાય છે. તેમનો સ્પર્શ કરવા જતાં–)

અરે, ભાગો, ભાગો.

પુરુષ—પણ શું છે? ભય પામવાનું કારણ?

(તે પોતે રુદ્રાક્ષને અડકી ફેંકી દે છે.)

આ તો શયતાનની કરામત! એને અડકતા બરોબર હું ક્રોસ, ચિતા, ખંજર અને ઝેરના પ્યાલા નિહાળી રહ્યો છું! એ શું ધર્મનાં પરિણામ?

સ્ત્રી—મ્હેં તો વળી દેવદાસી જોઈ, શિષ્યોની લક્ષ્મી અને લલનાને લૂંટતા ગુરૂ જોયા, અને શસ્ત્રોને આશીર્વાદ આપતા પાદરીને નિહાળ્યો. સુખ ત્યાં નથી જ.

પુરુષ—ન ધર્મમાં, ન ધનમાં, ન સત્તામાં. ત્યારે સુખ કયાં હશે? એને હવે કયાં શોધવું? કયાંથી મેળવવું?

સ્ત્રી—જુઓ, જુઓ, પેલો હાથ હવામાંથી ઊપસી આવે છે. એ કૈંક સુખ આપવા માટેજ હશે.

પુરુષ—બીજો હાથ પણ સ્હામે જ આવે છે! કેટલો મજબૂત?

સ્ત્રી—બન્ને હાથ સ્હામસ્હામા વળગવા જાય છે. બંનેમાં કાંઈ ચુંબક છે શું?

પુરુષ—અસહ્ય ચુંબક છે. બંને મળશે એમાંથી સુખની ઝડીઓ જરૂર વરસશે; નહીં?

સ્ત્રી—અરે, અરે, પેલો કુમળો હાથ કચરાઈ ગયો!

પુરુષ—અને એની પાછળ સ્ત્રીઓની હાર ચાલી આવે છે. એ બધાં રડે છે કેમ?

સ્ત્રી—જુઓને, પાછળ આવતા પુરુષો કેટલો ઉત્પાત કરે છે? કોઈને મારે છે, કોઈને લૂંટે છે, કોઈને અણગમતાં બાળકો આપે છે, કોઈને છોડી ચાલ્યા જાય છે......

**પુરુષ**–પણે જુઓ ને! પેલી સુંદર સ્ત્રીઓ પેલા પુરુષોને કેમ બોલાવી રહી છે?

**સ્ત્રી**—એ તરફ ન જુઓ. એ તો પેલા દઝાડનારા પૈસામાંથી દેહ વેચાણ થાય છે? એ પત્નીવ્રત.......

**પુરુષ**–અને તેના પડછાયારૂપ પતિતા! લગ્ન પણ કોઈને સુખ નહીં આપે?

**સ્ત્રી**—ત્યારે સુખ ક્યાં શોધવું?

(ભિખારીઓનું ટોળું ગાતું ગાતું આવી અદૃશ્ય થઈ જાય છે:

પોઢી ગયો, હવે પોઢી ગયો,
આજ દીનનો દયાળ રામ પોઢી ગયો.)

**પુરુષ**–જગતની આ કંગાલિયત?

**સ્ત્રી**—રામ પોઢી જાય ત્યારે સુખ ક્યાં શોધવું?

(વાતાવરણમાંથી ગાતી ગાતી દેવકન્યાઓ આવે છે, અને અદૃશ્ય થાય છે)

**દેવ કન્યાઓ**—

સુંદરતા ભર સૃષ્ટિ મહીં, જાગી એ માનવજાત,
સુખની શોધ મહીં ડગમગતી, ગાળે એ દિનરાત;
સુખનો સિંધુ રેલી રહ્યો, ઊછળી રહી ભરતી અમોઘ,
સુખની હેલી રહી રસ રેલી, સુખના વરસે ઘોધ.

આંખડીમાં અમૃતનાં અંજન, ધન્ય ક્ષણે અંજાય,
પડદો ખૂલતાં સચરાચરમાં, સુખ સૃષ્ટિ ફેલાય.
એ અંજન માનવને હૈયે, ઢાંક્યાં છે અણમૂલ,
માનવતાને માનવ પરખે, દેવો વરસે ફૂલ.

**સ્ત્રી**—આકાશવાણી સાંભળી?

**પુરુષ**–હા, માનવહૈયે સુખદૃષ્ટિનાં અંજન ઢંકાયાં છે. હૈયાં કેમ ઉઘાડવાં?

**સ્ત્રી**—બીજી રીતે ન આવડે તો આપણાં હૈયાં તોડીને-ફોડીને-ચીરીને પણ ઉઘાડવાં જ રહ્યાં. નહીં?

**પુરુષ**–ચાલ, ત્યારે, હૈયાંને ચીરીને પણ ઉઘાડીએ, અને માનવતાનું અંજન આંજીએ.

**સ્ત્રી**—અને પડદો ખોલી સુખની શોધમાં એક ડગલું આગળ વધીએ.

**પુરુષ**–પણ એ કેમ આંજવું? આવડશે?

**સ્ત્રી**—હું મહેનત કરી જોઉં. ચાલ્યો આવ મ્હારી પાછળ.

# લક્ષ્મીના લાડકા

'પ્રભા'

## (૨)

શાલિભદ્રને સુભદ્રા નામે એક બહેન હતી. તેને, તેજ નગરમાં વસતા, ધન્ય નામના શ્રેષ્ઠી વેરે પરણાવી હતી. તે ધન્યનો જીવન પ્રવાહ, અનેક દુર્ગમ ખડકોને વીંધી, રમણીય ભૂમિ પર પથરાયલ, સરિતાના પટ સમો હતો.

તેનો જન્મ પ્રતિષ્ઠાનપુર નામે નગરમાં એક સામાન્ય વણિકને ઘેર થયેલો. તેના પિતાનું નામ ધનસાર. તેની માતા શીલવતી. તેના જન્મની પળથીજ તે શ્રેષ્ઠીને ઘેર લક્ષ્મી ઊભરાણી. શિશુવયે પણ તેની કાન્તિમાં મોહકતા ચમકે. તે ભાગ્યવાન લેખાયો. ત્રણ મોટા ભાઇઓની વચ્ચે તે સૂર્યની જેમ શોભવા લાગ્યો.

ન્હાની વયેજ તે જ્ઞાન ને કળામાં નિષ્ણાત થયો. માતપિતાનું તેના પર અકથ્ય વ્હાલ વરસે. મોટાભાઇઓમાં તે વ્હાલ પ્રત્યે ઈર્ષા ઊભરાણી. તેનું ગૌરવ તેમને અકારૂં લાગ્યું.

પિતાએ પુત્રોની ઈર્ષા પારખી. તેણે તેમને સમજાવ્યા; પણ સમજાવટ નિષ્ફળ ગઈ. પરિણામે તેણે, તેમનીજ ઇચ્છાથી, તેમનાં ભાગ્ય ને બુદ્ધિની પરીક્ષા કરવાને, સ્વતંત્ર વ્યાપારના પ્રયોગમાં, તે સર્વને સરખી સહાય કરી.

મોટાભાઈઓ સામાન્ય વ્યાપારમાં પરોવાયા. તેમાં નજીવું કમાઈ તે પાછા ફર્યા.

પણ ધન્ય માનસપરીક્ષક હતો. તેણે ત્યાંના રાજકુમારનું તરંગી માનસ અવલોક્યું. તેનો લાભ ઉઠાવવા તેણે નિશ્ચય કર્યો.

તેણે એક સશક્ત ઓકડો ખરીદ્યો. તે ઓકડાને તેણે, રાજકુમારના ઓકડા સાથે, શરતી યુદ્ધમાં ઉતાર્યો. ઓકડો જીત્યો. શરત પ્રમાણે તેને એક હજાર સોનામ્હોર મળી. તે લઈ તે ઘેર આવ્યો.

માતપિતાએ તેને ભાગ્યવાન લેખ્યો. ભાઈઓએ તેને જુગારી માન્યો. નગરજનોએ તેને રસચર્ચાની માળમાં ગૂંથ્યો.

ભાઇ પુનઃ ઈર્ષાળુ થયા. પિતાએ કંટાળી પુનઃ પરીક્ષા આદરી. તેણે, તે સર્વને, સરખુ સુવર્ણ આપી, વ્યાપારનો નવીન પ્રયોગ કરવાને મોકલ્યા.

મોટાભાઈ ઘીગોળના વ્યાપારે પરોવાયા; તેમાં કંઇક ગુમાવી તે નીચે મોઢે પાછા ફર્યા.

ધન્ય સુવર્ણ લઈ નગરચૌટે ગયો. ત્યાં તેણે ચંડાળોથી વેચાતો એક પલંગ જોયો. તે પલંગનો તેણે વિચિત્ર ઇતિહાસ સાંભળ્યોઃ

તે નગરમાં એક લોભી ધનિક વસતો. પોતાનું દ્રવ્ય તેણે ક્યાંક ગોપવ્યું હતું. તે માંદો પડ્યો. માંદગીમાં તે પલંગે રહ્યો. અન્તિમ સમયે પણ તે પલંગને જ વળગી રહ્યો. મૃત્યુની પળે તેણે, પલંગ સાથેજ સળગવાની, ઇચ્છા દર્શાવી.

તેના પુત્રો તેના શબને પલંગ સાથે સ્મશાને લઈ ગયા. ત્યાં શબને તેમણે અગ્નિસંસ્કાર

દીધો, પણ પલંગ પર ચંડાળોએ પોતાનો હક્ક દર્શાવ્યો. પુત્રોએ, તકરારમાંથી બચવાં, ચંડાળોને તે પલંગ સોંપી દીધો. ચંડાળો તેને ચૌટે વેચવા લાવ્યા. પણ તે પલંગ લોભી ધનિકના શબનો હોઈ કોઈ તે ખરીદતું ન્હોતું.

ધન્યે ક્ષણ ભર થોભી વિચાર કર્યો. તે પછી પલંગ તેણે ખરીદી લીધો. તે લઈ તે ઘેર પાછો ફર્યો.

ભાઇઓએ તેની મશ્કરી આદરી. પણ ધન્યે પલંગને ચીરવા માંડ્યો. તેમ કરતાં, પાયાના પોલાણમાંથી, ચાર કિંમતી રત્ન સરી પડ્યાં. તે લઇ તેણે પિતાને સોંપ્યાં.

પિતાએ તેનું ભાગ્ય પ્રશંસ્યું. ભાઈઓએ આ પ્રસંગમાં અકસ્માત માન્યો. પણ ધન્યને મન તો આ તીક્ષ્ણ બુદ્ધિ ને ઝીણવટભરી ગણતરીનુંજ પરિણામ હતું. લોભી ધનિકની હઠ, તેની સમૃદ્ધિગુપ્તતા, પલંગ સાથે તેના ચિત્તની એકતાનતા, તેનો હળાહળ સ્વાર્થ ને પલંગને સાથેજ બાળવાની તેની તીવ્ર ઇચ્છા પાછળ તેણે તે પલંગમાંજ, મનચક્ષુએ, તેની સમૃદ્ધિ વાંચેલી. ને તે ચક્ષુ સાચાં પડ્યાં.

ધન્યનું ગૌરવ વધતું ચાલ્યું. ભાઇઓથી આ ન જોવાયું. તેમણે તેના વધનો ઉપાય ચિન્ત્વ્યો. પણ તેમની સ્ત્રીઓને દિયર વ્હાલો હતો. તેમણે તેને ચેતવી દીધો. ધન્ય ત્યાંથી ગુપ્ત વેશે દૂર ચાલ્યો.

તે જ્યાં જ્યાં ગયો ત્યાં લક્ષ્મી તેને પગલે અનુસરી. તેની સહાયથી તેણે લોક પર ઉપકાર આદર્યા. તે ભાગ્યવાન લેખાયો. સર્વ સ્થળે તેને સન્માન મળ્યું. તેનું સ્વરૂપ પણ તેજભર યૌવનની ખીલતી કળી સમું આકર્ષક હતું. તે નગરમાં જાય તો નયનબાણ વર્ષે; સમૃદ્ધિ તેની સેવિકા બને. તે વનમાં જાય તો વસંત ખીલે.

કંઇક સમય વીતતાં તે રાજગૃહે જઈ પહોંચ્યો. ત્યાં તેણે નિવાસ અપનાવ્યો. તેની બુદ્ધિ ને કીર્તિની સુવાસ સ્વર્ગીય પુષ્પની જેમ દૂર દૂર સુધી મ્હેકવા માંડી. લક્ષ્મી તેને આંગણે ઊભરાણી. તેની સાહસિકતાની કથાઓ ગુંથાણી. તેના શૌર્યમાંથી પ્રેરણા જન્મી.

તે નગરમાં, તે સમયે, શ્રેણીક રાજવી હતો; ગોભદ્ર નગરશેઠ હતો; કુસુમપાળ ઉપવનપતિ હતો. તે ત્રણેની સોમશ્રી, સુભદ્રા ને પુષ્પવતી કન્યાઓએ તેને પ્રિયતમ તરીકે અપનાવ્યો. તે ત્રણેનાં તેની સાથે લગ્ન થયાં. શ્રેણીકે તેને સન્માન આપ્યું; જાગીર બક્ષી. તેને ઐશ્વર્ય મળ્યું; ઉપભોગ મળ્યા. તે તેમાં મ્હાલવા લાગ્યો.

એક દિવસે તેણે, સ્વભુવનની અટારીએ રમતાં, ગરીબોનું એક ટોળું જોયું. તે ટોળાએ તેનાં નયન ભીંજવ્યાં. તેમાં તેનાં દુઃખી માબાપ હતાં; ચીંથરેહાલ ભાભીઓ હતી. તેણે તે સર્વને સ્વભુવને તેડ્યાં. તેમની પાસેથી તેણે જાણ્યું કે સમૃદ્ધિ ખૂટતાં તેઓ, પુત્રની કીર્તિ સાંભળી, આ બાજુએ વળ્યાં હતાં. તેઓ નગરમાં પુત્રને શોધતાં હતાં; તેના ભાઈ, લજ્જાએ ઘેર્યા, ગામબ્હાર ઊભા હતા.

ધન્યે તેમને સાન્ત્વન આપ્યું. ભાઇઓને તેણે તેડાવી લીધા. તે સર્વને તેણે સુખ ને ઐશ્વર્ય બક્ષ્યાં. તેઓ સર્વે આનંદમાં મ્હાલવા લાગ્યાં.

પણ ભાઇઓનાં ઇર્ષા અને તકેટી સ્વભાવ પુનઃ ઊછળી આવ્યાં. ધન્યની સમૃદ્ધિમાં તેમણે પોતાનીનુંજ પ્રતિબિંબ જોયું. તેમાં તેમણે સરખો હિસ્સો માગ્યો. તેની સહાયથી ધન્યથી ભિન્ન રહેવા તેમણે ઇચ્છા દર્શાવી. પિતાને દુઃખ થયું. ધન્ય કંટાળ્યો. તે, એક રાત્રે તે સર્વને છોડી, ગુપ્તવેશે ત્યાંથી દૂર ભાગ્યો.

પણ તેનું ભાગ્ય બળવાન હતું; લક્ષ્મીનો તે લાડકો હતો. તે બંને તેનાં નિત્યનાં સાથી હતાં. તેઓ તેને, હતું એ કરતાંયે વધુ ભવ્ય ઐશ્વર્ય અર્પવાને, કૌશામ્બી નગરીએ ખેંચી ગયાં.

તે નગરમાં, તે સમયે, શતાનિક રાજા રાજ્ય કરતો. તેના ભંડારમાં એક અમૂલ્ય રત્ન હતું. પણ તેના ગુણ કે ઉપયોગની કોઇને માહિતી ન્હોતી. રાજવીએ તેવી માહિતી આપનાર માટે સામન્ત રાજવીને સમાંતર પદ, વિશાળ જાગીર ને કુંવરીના હસ્તથી શોભતું અદ્વિતીય ઈનામ જાહેર કર્યું હતું.

ધન્ય આગળ આવ્યો. તેની રત્નપરીક્ષણશક્તિ અપ્રતિમ હતી. તે શક્તિ તેણે, કળાનો અભ્યાસ કરતાં, મેળવી હતી; રાજગૃહની રાજસભામાં તે ખીલવી હતી. તેણે રત્ન હાથમાં લીધું. તેના ગુણ તે, સિદ્ધહસ્ત કલાકારની જેમ, વર્ણવી ગયો. તે વર્ણન સાચું નીવડ્યું. રાજવી મુગ્ધ બન્યો. તેણે ધન્યને સૌભાગ્યમંજરી નામે પોતાની કુંવરી આપી; પાંચસો ગામનો ગ્રાસ આપ્યો; દૈવી ઐશ્વર્ય અર્પ્યું.

ધન્ય આ રીતે પુનઃ વૈભવી બન્યો. તે, તે નગરમાં, રાજભોગ્ય વિલાસને અનુભવવા લાગ્યો. તેમ કરતાં તેણે ગરીબોને પોષવાને, તે દ્વારા કીર્તિને વધુ વ્યાપક બનાવવાને, નગરની બહાર એક સરોવર ખોદાવવા માંડ્યું.

એક સમયે તે, તે ખોદકામ નજરે નિહાળવાને, સરોવરની પાળે પહોંચ્યો. તેના મસ્તકે છત્ર ઝુલતાં; તેના અંગ પર વસ્ત્રાલંકાર ઝળહળતાં. તે મજુરોને તેમના કામને નિહાળતો હતો. તે સમયે તેની તીક્ષ્ણ દષ્ટિએ, દૂરના મજુરોની મધ્યે, શ્રમની તરતી મજુરીએ પરોવાયાં, પોતાનાં માતપિતા, ભાઈભાભીઓ ને સુકોમળ પ્રિયાને અવલોક્યાં. તેને ડમકમાં આવ્યાં; 'સુભદ્રા: લક્ષ્મી ને ઐશ્વર્યના પ્રિયતમ શાલિભદ્રની વહાલસોયી બ્હેન–તેની પણ આ સ્થિતિ?'



તે પળભર થોભ્યો. બીજી પળે તેણે તે સર્વને પોતાની સમીપ બોલાવ્યાં. પણ કોઈ તેને ઓળખી ન શક્યું. તેણે પણ ગુપ્તતા જાળવી રાખી. તે સર્વનાં ભાગ્ય ને

માનસને અવલોકવાની તેને ઈચ્છા થઈ.–'જેમને સમૃદ્ધિની મધ્યમાં છોડયાં તેમની આ સ્થિતિ?'—તેમને હવે ક્રમ અને શાંતિથી યથાસ્થાને સ્થાપવાનો તેણે નિર્ણય કર્યો. પણ છતાં તેમને ભોજનમાં સગવડતા ને સામાન્ય સુખ અક્ષવાની તેણે સરોવરમંત્રીને સૂચના કરી. તેમ થતાં બીજા મજુરોને તેવાં સુખ સગવડતા મળ્યાં. તે સર્વે તેમને ચાહતાં થયાં.

તે હવે પ્રસંગે પ્રસંગે સરોવરની પાળે આવવા લાગ્યો; મજુરોની ને કુટુંબીઓની ખબર અંતર પુછવા લાગ્યો. કંઈક દિવસો વીતતાં તેના માતપિતાની દૃષ્ટિમાં શ્રમ ને તાપથી પડળ બાઝયાં. તેણે તેમને છાશ–ઘી વાપરવા સૂચના કરી. છાશ પોતાના ભુવનેથી લઈ જવા તેણે તેમને અનુમતિ આપી.

ધન્યનાં માતપિતા રાજી થયાં. કુળવધૂઓને તેમણે આ મહામોઘું કામ સોંપ્યું. તેમ થતાં, પ્રત્યેક વધુ, પ્રતિદિન, છાશ લેવાને, ધન્યના ભુવને આવતી થઈ.

ધન્યે સૌભાગ્યમંજરીને, પોતાનો પૂર્વ ઈતિહાસ કહી, તે સર્વેનું યોગ્ય માન સાચવવા સૂચના કરી. મંજરીએ આશ્ચર્ય અનુભવ્યું. તેણે સુભદ્રાને સખી લેખી. તેને તે મહામોંઘી ચીજો અર્પવા લાગી. સુભદ્રા ભાગ્યવતી લેખાઈ.

એક દિવસે ધન્ય સુભદ્રાના વારાને અવસરે સ્વભુવને રહ્યો. તેણે તેને પોતાની સમીપ તેડાવી. તેના સૌંદર્યનાં તેણે ગુણગાન ગાયાં. ગુપ્તવેશે જ તે સૌંદર્ય રસપાનની તેણે માગણી કરી.

સુભદ્રા છંછેડાઈ. તેણે ધન્યને તુચ્છકાર્યો. તેના અંગ પર પવિત્ર તેજ પથરાયું. ધન્યે ગર્વ અનુભવ્યો. તેણે પોતાની વહાલસોયી પત્નીને કરૂણ છતાં નિર્મળ સ્વરૂપે નિહાળી. તેણે પોતાનું સ્વરૂપ ખોલ્યું

સુભદ્રાએ તેને ઓળખ્યો. તેની આંખમાં હર્ષનાં આંસુ ચમકયાં. તે ધન્યના ચરણે ઢળી. ધન્યે તેને હસ્તયુગલમાં લીધી. કંઈક ક્ષણો સ્વર્ગીય આનંદમાં વીતી.

સુભદ્રા તે પછી ત્યાં જ રોકાઇ. પતિભુવનની તે દેવી બની.

ધન્યની ભાભીઓ, સુભદ્રા વીતતી સંધ્યા સુધી પાછી ન ફરતાં, ન્હાની દેરાણીને મેણાં મારવા મંડી. તેમાંની એક તેની તપાસ કરવા ધન્યને ઘેર આવી. ત્યાં સુભદ્રાને તેણે દિવ્ય વેશમાં જોઈ. તે ચમકીને ક્રોધભેર પાછી ફરી. સાસરિયાંને તેણે કાતિલ શબ્દોમાં વિગત સંભળાવી.

સર્વેનાં મસ્તકે જાણે તગતગતી વીજળી પડી.

અંધ સસરો ત્વરાએ ગામમાં ચાલ્યો. ગામના મહાજનને તેણે ફરીયાદ કરી. મહાજનના મોવડીઓએ, ધન્યના ચરિત્રની સુવાસ પર તેઓ જો કે મુગ્ધ છતાં, શાન્તિથી તેની વિગત સાંભળી. તેઓ વિસ્મય પામ્યા. વાતને સાચી માનતાં પણ તેઓ અચકાયા. છતાં તેમ હોય તો ધન્યને સમજાવવા તેઓ તેના ભુવને ચાલ્યા.

ધન્યે તેમને સન્માન્યા. પણ તેઓએ વાત ઉકેલતાં તેણે સૂચક મૌન સેવ્યું. મોવડીઓ નિરાશ થઈ પાછા ફર્યા. તેઓ ઉપાયના ચિન્તવનમાં પરોવાયા.

પણ ધન્યના પિતાને એ ચિન્તવનક્રમ ન પાલવ્યો. તે ત્વરાએ ધન્યના ભુવને પહોંચ્યો. ત્યાં તેણે કરુણ છતાં ક્રોધભર આજીજીઓ વર્ષાવી. ધન્યની આંખો પલળી. તેણે પિતાને ભુવનની અંદર તેડાવ્યો. તેની સમીપ તેણે પોતાનું સ્વરૂપ ખોલ્યું. પિતા હર્ષથી ઘેલો બન્યો. ધન્યે તેને ત્યાં જ રોકયો.

તે પછી ધન્યની માતા આવી; તેના ભાઈ આવ્યા. તે સર્વેને પણ ધન્યે એ રીતે રોકયા.

છેલ્લે ધન્યની ભાભીઓ આવી. ધન્યે તેમને તુચ્છકારી કાઢી. રાજવી શતાનિક પાસે રાડ પહોંચી. રાજવીએ ધન્યને ન્યાયથી વર્તવા આજ્ઞા મોકલી, પણ ધન્યે પોતાની પર આજ્ઞા મોકલવાના રાજવીના હક્કને સ્વીકારવા ના કહી.

શતાનિક ક્રોધે ભરાયો. તે સૈન્ય લઈ ધન્યને કેદ કરવા આવ્યો. ધન્ય પણ સામંત રાજવી હતો. તે પોતાના સૈન્ય સાથે શતાનિકની સામે ગયો. બંને વચ્ચે તીક્ષ્ણ યુદ્ધ થયું. ઘરડો શતાનિક જમાઈના હાથે હારી ગયો. તેના અંતરે વ્યથા ઊભરાણી.

પણ મન્ત્રીઓએ અન્તે માર્ગ કાઢ્યો. ધન્યની મહત્તા તેઓ સમજતા હતા. તેના આવા વર્તન પાછળ તેમને કંઈક ગૂઢ આશય લાગ્યો. ધન્યના પૂર્વજીવનને તેઓ જાણતા ન્હોતા. ધન્યની ભાભીઓને તેમણે તેમનો પૂર્વવૃતાંત પૂછ્યો. ભાભીઓએ તે ઝીણવટથી ગાઇ બતાવ્યો. મન્ત્રીઓએ ધન્ય તેમનો ગુમ થયેલો દિયર હોવા સંભવિતતા દર્શાવી.

ભાભીઓએ એ કથન પર શોધખોળ આદરી. ધન્યના પગ ધોઈ તેમણે તેનાં અંગલક્ષણ પારખ્યાં. દિયરને તેમણે ઓળખી કાઢ્યો. ધન્યે પ્રથમ તેમને ગભરાવી, પણ પછી તેમનું ઘટીત સન્માન કર્યું.

શતાનિકને કાને આ વિગત પહોંચી. તેણે ધન્યને મિત્રભાવે રાજભુવને તેડ્યો. ધન્યે તેને સ્નેહ ને વિનયથી પોતાનો આશય સમજાવ્યોઃ

"રાજન! મારા ભાઈ નબળા ને બુદ્ધિની કચાશભર્યા છે; ભાભીઓ તેમને નચવે છે. મેં ઘણીવાર તેમનો વય-ગર્વ સાચવ્યો. મારૂં સર્વસ્વ તેમને સમર્પી હું દેશવટે ચાલી નીકળ્યો. પણ તેમનાં ભાગ્ય કાચાં છે. લક્ષ્મી તેમનાથી દૂર ભાગે છે. હું નમતું તોળું તો તેઓ લક્ષ્મીમાં ભાગ માગે છે; ને તે લઇ, તેને ગુમાવી, તેઓ દુઃખી થાય છે. રાજગૃહની મારી અખૂટ સમૃદ્ધિ તેમની પાસેથી ચાલી ગઈ. એટલે તેમનાજ સુખને ખાતર મેં સખત હાથે કામ લેવા, ભાભીઓને શિખામણ દેવા, આ માર્ગ અપનાવ્યો."

શતાનિકે જમાઈની કુનેહની પ્રશંસા કરી. ધન્યે અવિનય બદલ તેની ક્ષમા માગી.

ધન્યનું કુટુંબ, આ રીતે, પુનઃ સુખના સિંહાસને ચડ્યું. ધન્ય તે સર્વને સાથે લઈ, ભારતના પાટનગર સમા, રાજગૃહે ચાલ્યો. રાજવી શ્રેણીક તેની સામે આવ્યો. ધન્યને તેણે સામન્ત રાજવીનું પદ બક્ષ્યું. તેજ ને સૌન્દર્યની વેલ સમી ચાર ઊગતી સુન્દરીઓએ તેને પતિ તરીકે અપનાવ્યો. તે આઠ વનિતાઓનો કન્થ બન્યો.

પણ તેના ભાઈ હજી પણ અસંતોષમાં ગુંગળાતા હતા. ધન્યે તેમને કેટલાંક ગામ આપ્યાં. તે સર્વ પોતપોતાના સ્થાને ગયા. પણ દરિદ્ર બનતાં તેમને વાર ન લાગી. વણઝારાઓને વેશે તેઓ રાજગૃહમાં આવ્યા. ધન્યે તેમને આશ્રય આપ્યો.

ભાઇઓએ હજી પણ ધન્યથી જુદા થવા ઈચ્છા સેવી. પણ તેમ કરતાં આવનાર વિનાશ તેમની નજરે પડ્યો. ભાઇની ક્ષમા માગી તેઓ તેના સહભાગી બન્યા.

ને આ રીતે, કુટુંબને કલ્પવૃક્ષ સમો, ભૂમિને રત્ન સમો ને સ્ત્રીઓને કામદેવ સમો ધન્ય લક્ષ્મીના લાડકવાયા પુત્રની જેમ મ્હાલવા લાગ્યો.

એક દિવસ તેની પત્ની, શાલિભદ્રની બ્હેન, સુભદ્રા તેને ન્હવરાવતી હતી. તેનાં અંગે અલંકાર છતાં મુખ પર વ્યથા હતી. તેની આંખો અશ્રુભીની હતી. તે આંખોમાંથી એક બે અશ્રુ ધન્યના અંગ પર પડ્યાં.

ધન્યે ઊંચે જોયું. સુભદ્રાને તેણે રડતી જોઈ. તેને રડવાનું કારણ પૂછ્યું.

"સ્વામિન" સુભદ્રા બોલી, "મારો ભાઈ શાલિભદ્ર. તે વૈરાગ્યંભીનો બન્યો છે. હંમેશ તે એકેક સ્ત્રી ત્યજે છે."

"ઘેલો!" ધન્ય વચ્ચે જ બોલ્યો, "વૈરાગ્ય તે એમ વરાય? પહેલી જ પળે પૂર્ણ નહિ તે વૈરાગ્ય શો?"

"એમ?" આંખને પલકારે કંકણ નચવતી અન્ય સ્ત્રીઓ બોલી, "આપ આછો અનુભવ તો લઈ જુઓ."

"આ ક્ષણથી જ"—બોલતાં ધન્ય ઊભો થયો. ને વસ્ત્ર પહેરી તે ત્વરાએ શાલિભદ્રને ઘેર ચાલ્યો.

રડતી સ્ત્રીઓ તેની પાછળ આવી. તેમણે તેને કરુણ સ્વરે પાછા વળવા વિનવ્યો. પણ તેમનાં મોતી સમાં આંસુ પણ ધન્યને ન પીગળાવી શક્યાં.

તે શાલિભદ્રને આંગણે પહોંચ્યો. શાલિભદ્ર તે સમયે પ્રાસાદની છેલ્લી ભૂમિકાએ હતો. ધન્યે તેને નીચે બોલાવ્યો, કહ્યું: "વૈરાગ્યે આમ રંગાય? ચાલો મારી સાથે."

શાલિભદ્ર એ ઇચ્છિતો જ હતો. છતાં આટલી ત્વરાથી તે ચમક્યો. તેણે ધન્યની આંખોમાં જોયું. બંને ક્ષણભર અવાક્ ઊભા.

શાલિભદ્ર, તેજ વેરતા તે ભુવનને બારણે, માખણમાંથી સર્જાયલી સુકોમળ પ્રતિમા સમ લાગતો; ધન્ય આરસમાંથી ક્રમે ઘડાયેલી જાણે તેજસ્વી માનવમૂર્તિ. શાલિભદ્ર ઉપવને રક્ષાયેલું ગુલાબનું ફુલ; ધન્ય જાણે સરોવરે શોભતું પંકજ. શાલિભદ્રમાં લાગણીનો પ્રવાહ તરવરે; ધન્યમાં તીખાશની છાયા. શાલિભદ્ર જાણે ઉપવનની રસવેલ; ધન્ય વનનો અનુભવ છોડ. સ્વરૂપ, સમૃદ્ધિ ને ઐશ્વર્યે બંને જાણે લક્ષ્મીનું લાડ તોળતા. રાજગૃહના નંદનવનમાં શોભતા જાણે કુમાર ને કામદેવ.

તે બંને આજે જીવનનો રમણીય પ્રવાહ પલટાવતા ઊભા હતા.

પણ શાલિભદ્રના અંતરમાં અન્તે સ્નેહ ને સુકોમળતા ઊભરાયાં. તે માતા ને સ્ત્રીઓની અનુમતિ લેવા ભુવનમાં પ્રવેશ્યો.

ધન્યના મુખ પર સ્મિત તરવર્યું. તે ભુવનનાં પગથીઆં ઊતર્યો. ત્યાં તે સમયે દીક્ષિત થવાને સજ્જ થઈ આવતી તેની સ્ત્રીઓ તેને સામે મળી. તેની આંખોમાં વિજયની ચમક ઊભરાણી. તે સ્ત્રીઓ સાથે શ્રી વીરની સમીપ ચાલ્યો.

ત્યાં સર્વે દીક્ષિત થયાં.

શાલિભદ્રને આ સમાચાર મળ્યા. તે ત્વરાએ મહાવીરની સમીપ દોડી આવ્યો. તેણે તેજ પળે દીક્ષા લીધી.

રાજવી શ્રેણીક બંનેનો દીક્ષામહોત્સવ ઊજવ્યો.

———o———

# કલા અને જીવન

રણછોડલાલ પરમાર

દેહનો આત્મા સાથે જે કંઈ સંબંધ હોવાનો ભાસ થાય છે, તેવાજ પ્રકારના સંબંધથી કલા જીવન સાથે સંકળાએલી છે. કલા અને જીવનનો આ અરસપરસ સંબંધ જ કલાને જીવનનું એક પ્રાધાન્ય અંગ બનાવે છે. ખરૂં જોતાં કલાવિહીન જીવન જીવન જ નથી.

પરંતુ કલા એટલે શું?

માનવ હૃદયમાં રાગાત્મક અને વૃત્તાત્મક એમ બે વૃત્તિઓ રહેલી છે. રાગાત્મક વૃત્તિ મનુષ્યનાં દરેક પ્રકારનાં કાર્યોમાં સહાયભૂત બની માર્ગદર્શનનું કાર્ય કરે છે, અને વૃત્તાત્મકવૃત્તિ તેને કોઈ અલૌકિક સંસારમાં વિહરાવી તેમાં જ એકાગ્ર બનાવે છે. ખરૂં જોતાં તે અલૌકિકતાજ "કલા"ની જનની છે, જે આપણને વિકાસપથે લઈ જવા મથે છે તેમજ આપણા અશાન્ત, વ્યૂહભર્યા, દુઃખમય જીવનને શાન્ત સમીરથી છાંટી તેને શાન્તિ અને સુખના સૌરભભર્યા વાતાવરણમાં મૂકી દે છે.

કલા ભાવો વ્યક્ત કરવાનું મુખ્ય સાધન છે. જો કલા ભાવોને વ્યક્ત ન કરે તો કલાનું અસ્તિત્વ જ ન રહે.

કલા માનવજીવનનું પ્રાધાન્ય અંગ એટલા જ માટે છે કે મનુષ્યની જે ભાવનાઓ, આવેગો કે તરંગો હૃદયમાં જન્મે છે, તેમને પ્રગટ કરવાનું તે આવશ્યક સાધન બને છે, કલ્પના અને માનવની વિવેકશક્તિનો તે વિકાસ કરે છે, મૂર્ત કે અમૂર્ત ભાવોને સૂક્ષ્મ રીતે નિહાળી તેમને તે વિસ્તૃત સ્વરૂપે પ્રત્યક્ષમાં મૂકે છે. કોઈ નિર્બળ કે નિરાશ્રિતને દુઃખી જોઈ, તેને દુઃખ દેનાર અત્યાચારી તરફ ઘૃણા ઉત્પન્ન થાય છે અને કષ્ટ પડવાનું કારણ સરળ રીતે સમજી શકાય છે. એટલે કલા કલ્પનાને વિસ્તૃત કરે છે. કાંટો વાગવાથી ઈજા થશે જ—એવા પ્રકારની સચોટ ભાવનાઓ હૃદયમાં ઉદ્‌ભવે છે, સત્યથી પ્રત્યક્ષ થાય છે અને અંદરોઅંદર પ્રેમભાવની વૃદ્ધિ કરે છે. ટૂંકામાં કલા કલ્પના પર અવલંબે છે અને કલ્પનાને કલાનું આલંબન છે.

કલા સંસારના દુઃખી, અનાશ્રયી, નિર્બળ તેમજ પીડિત માનવો પ્રતિ સહાનુભૂતિ દર્શાવે છે, તેમને સ્વાર્થપરાયણતાના વિષયી વાતાવરણમાંથી બહાર લાવીને નિઃસ્વાર્થની શુદ્ધ, અને નિર્મળ લહરીઓમાં મૂકે છે.

કલા માનવીના નિસ્તેજ વદનમાં અપ્રતિમ તેજ સંચારે છે. કલાથી એવું વાતાવરણ ઉત્પન્ન થાય છે કે જેમાં સૌંદર્ય, સૌજન્ય, સદાચાર, નમ્રતા, ભદ્રતા વગેરે ગુણો કલાકારના પ્રયત્ન વિના સહજ ઉદ્‌ભવે છે, તેને માટે પ્રયત્ન કે શોધની જરૂર રહેતી નથી.

જ્યારે માનવદૃષ્ટિ કોઈ સુંદર વસ્તુ નિહાળે છે, ત્યારે તે એકાએક તેના તરફ આકર્ષાય છે. બાળક, યુવાન, અને વૃદ્ધ સઘળા તેના સૌન્દર્ય પર મન્ત્રમુગ્ધ થઈ જાય છે, એનું કારણ સંસારનો

સૌંદર્યપ્રેમ. પરંતુ સૌંદર્ય અને તેનું સાંગોપાંગ જ્ઞાન કલા દ્વારાજ પ્રાપ્ત કરી શકાય છે, એનાથી જ વસ્તુના ભલાબૂરાનો ભેદ સ્પષ્ટ સમજાય છે.

મહાન કલાકારો આપણને સોહામણાં ચિત્રો, કૃતિઓ, પ્રતિમાઓ વિગેરે નાના પ્રકારની રચનાઓ અર્પીને સૌંદર્યોપાસક બનાવે છે. કોઈપણ કલાપૂર્ણ વસ્તુ તેના સૌંદર્યથી જ સુંદર દેખાય છે, બહારના દેખાવની આવશ્યકતા નથી.

સાહિત્યકારોમાં એક પક્ષ કલા અને નીતિના સંગમથી દૂર છે; દ્વિતીય પક્ષ નીતિ વિનાની કલાને નકામી કહે છે.

પ્રથમ પક્ષ કલાને પ્રકૃતિસૌંદર્યમાં તદ્રુપ માને છે. તે કલાને કલાની દૃષ્ટિએ જ જુએ છે અને છાતી ઠોકીને કહે છે કે કલા કલા માટેજ છે ("art for art's sake"). તેમનું માનવું છે કે જે કલાકાર આપણને શિક્ષણ આપવા ઈચ્છે તેને શિક્ષક કે ઉપદેશક કહી શકાય પરંતુ કલાકાર નહિ. વિશ્વની આ અનંત સૃષ્ટિની માફક કલા પણ આનંદનો જ પ્રકાર છે. એમાં નીતિ, તત્ત્વ કે શિક્ષણનું સ્થાન નથી. એના અલૌકિક માયાચક્રથી આપણી હૃદતંત્રી આનંદઝણકારે ગાજી ઊઠે છે. ઉચ્ચ કોટિની કલામાં કોઈ તત્ત્વ શોધવા પ્રયત્ન કરવો તે સૌંદર્યદેવીના મંદિરને કલુષિત કરવા બરોબર છે.

દ્વિતિય પક્ષ તેનો સખ્ત વિરોધ કરે છે અને માને છે કે જે કલાકાર અશ્લીલતા, ભ્રષ્ટતા તેમજ અસાધુતા પ્રદર્શિત કરે છે તે કલાકાર નથી પરંતુ સાહિત્યની દૃષ્ટિએ વ્યભિચારી ભાવોનો પ્રચારક છે. લેખક યથાર્થવાદી (*Realist*) હોય, પરંતુ સમાજ સન્મુખ પોતાની અશ્લિલ ભાષાનું નગ્ન સ્વરૂપ પ્રદર્શિત કરે તો તે કલાકાર કહેવાતો નથી. એ દૃષ્ટિએ અપરાધી, વેશ્યાગામી, અરાજકતાદીઓજ કેવળ પતિત નથી, પરંતુ આવા લેખકો અને કલાકારો પણ પતિત ગણાય છે.

ઉપરોક્ત બંને પક્ષોમાં કાંઈક સત્ય તો છે જ પરંતુ આધુનિક સાહિત્ય પ્રથમ પક્ષની અવહેલના કરે છે. કલા માટે કલા હોય તો એનો અર્થ પૈસા માટે પૈસા એમ થયો. પછી પૈસાનો સદુપયોગ કે દુરુપયોગ થાય તે જોવાનું રહેતું નથી; કલાની સર્વોત્તમતા સિદ્ધ કરવા તેમનું માનવું યથાર્થ ભલે હોય પણ અશ્લિલ સાહિત્ય સમાજને નફા કરતાં નુકશાન વધુ કરે છે. 'સદેવંત સાવળીંગા' કરતાં 'સ્નેહયજ્ઞ' આપણને કેટલું વધારે આપે છે તે તો તેના અભ્યાસીઓજ કહી શકે.[1] "કલાની કિંમત ત્યારેજ કરાય જ્યારે તે જીવનને ઉમદા બનાવે અને માનવીના બુદ્ધિવિષયક પોષણ ને નીતિગત અંશોને તે સહાયકર્તા બને." "કલા જીવનને ખાતર છે."

કલા માટે કલા નહિ પરંતુ જીવન માટે કલા છે. જેણે ઉત્તમ રીતે જીવન વીતાવ્યું તે જ મોટો કલાવંત. જીવવા યોગ્ય જીવનનાં આવશ્યક તત્ત્વો જે કલામાં પ્રગટ કે અપ્રગટ રીતે ગૂંથેલાં ન હોય તે કલા શા કામની? સાચી કલા નીતિવિહોણી ન હોઈ શકે. આપણા વિકસિત માનસના ગુણો મનને પણ સંતોષ ન આપી શકે ત્યાં કલા ક્યાં રહી? જે મહાન કલાકાર થવા માગે છે તે નીતિથી વેગળો રહી શકતો નથી. આના સમર્થનમાં ગાંધીજી કહે છે કે:

1. "Art is to be valued only when it ennobles life and contributes to the intellectual nutrition and more sustenance of man." "Art is for life's sake".

"જ્યારે માનવો એમ કહે છે કે કલા એજ સર્વસ્વ છે અને જીવનમાર્ગ સાથે તેને કંઈ સંબંધ નથી તેવી માન્યતા તેની સિદ્ધિમાં સહાય અર્થે જરૂરી છે ત્યારે હું તેનો ભારપૂર્વક ઇન્કાર કરું છું. કલા જીવનમાંથી જન્મે છે અને જીવન પર તે પ્રતિબિંબિત થાય છે. વસ્તુસ્થિતિ આમ હોતાં જીવન પ્રત્યેની તેની જવાબદારીઓ વિષે બેપરવાઈ નજ ચાલે. તેથી કરીને કલાકારને જાણે નીતિની મર્યાદાજ ન હોય તે રીતે ગમે તે પદ્ધતિએ વર્તનાર વિષે બોલવું એ વધુમાં વધુ વિવેકહીન બાબત છે."×

પરંતુ કલાની કસોટી શું?

તે કલા કલા નથી જે પોતાની કસોટી પોતે ન કરી શકે. કલા પોતેજ પોતાની વ્યાખ્યા કરી લે છે. ભારતી વિદ્વાનોના મતાનુસાર કલાની કસોટી છેઃ 'સત્યં શીવં સુંદરમ્'.

કલા પાંચ વિભાગમાં વહેંચાએલી છેઃ કાવ્યકલા, સંગીત કલા, ચિત્ર-કલા, મૂર્તિકલા, વસ્તુકલા. આ પ્રત્યેક કલાનો જીવન સાથે સંબંધ ટુંકમાં જાણવો જરૂરી છે.

કાવ્ય માનવજીવનની રાગાત્મક વ્યાખ્યા છે. મદ થતા ઉત્સાહ વખતે કાવ્ય આપણને જોમ અર્પે છે, દુઃખ પ્રસંગે ધૈર્ય બક્ષે છે અને આશાનિરાશાના પુલની મધ્યમાં પડેલા માનવીને તે ત્વરિત વેગ આપે છે; એટલુંજ નહિ પરંતુ પોતામાં એકાગ્ર બનાવીને તે માનવને કલ્પનાના એવા સ્વરૂપમાં ખેંચી જાય છે કે જ્યાં દુનિયાની સાચી અભિવ્યક્તિ થતી હોય.

સંગીતકલા એવી આકર્ષક કલા છે કે જેને વશ થવાથી પત્થર પણ પીગળી જાય છે, જળ ઝરવા લાગે છે, અણુસ્પર્શિત ઝુલો ઝુલવા લાગે છે, દીપક સળગી ઊઠે છે અને સુકાં વૃક્ષો લીલાં દેખાય છે. જડવસ્તુઓ પર પણ એની આટલી બધી અસર છે તો ચેતનની વાતજ શી?

ચિત્રકલા અને મૂર્તિકલાનો પણ આપણા જીવન સાથે ગાઢ સબંધ છે. આજે આપણે તરેહવાર કંદરાઓ, પ્રાચ્યમૂર્તિઓ અને એવીજ શોધખોળો ઉપરથી આપણા પ્રાચીન ગૌરવની અને જીવનની આધુનિક જીવન સાથે તુલના કરી શકીએ છીએ. તે જ ચિત્રો અને મૂર્તિઓથી આપણે પ્રાચીન ઇતિહાસનું જ્ઞાન સંપાદન કરી શકીએ છીએ.

આજનું વિજ્ઞાન આપણને વસ્તુકલાની ઉપયોગીતા શીખવે છે. વિમાન, ટેલીફોન એનાં તાદશ દષ્ટાંતો છે. સાહિત્યમાં પાત્રોની ગૂંથણી અને તેમના ચારિત્ર્યોમાં પૂરેલું લાલિત્ય તે તેની વસ્તુકલા છે. કલાકારો નજીવા પ્રસંગમાંથી મહાન પ્રસંગો ઊભા કરી વસ્તુને એની સર્વાંગશ્રેષ્ટ કરી મૂકે છે કે પ્રેક્ષકો તેનો રસ પીતાં ધરાતાં જ નથી. ટુંકામાં કલા જીવનપર અવલંબે છે અને જીવન કલાપર.

કલા એટલેજ જીવન અને કલા એટલેજ સત્ય.



× I object emphatically when people say that Art is everything, that it makes no matter in life has to be held subserviant to its fulfilment. Art grows out of life, it reacts upon life. This being so, it cannot disregard its responsibilities to life. It is therefore to the last degree absurd to talk of the artist whatever his line of work, as if he stood without the field of ethics.

# વાર્તાલાપના પ્રકાર

શ્રી. ભદ્રાયુલાલ મોતીલાલ મજમુદાર
બી. એ.; એલએલ. બી.

**જેમ** કેટલાક માણસો ગ્રામોફોનની રેકર્ડની માફક બોલે જાય છે, તેમ કેટલાક માણસો તદ્દન મૌનજ સેવે છે. આવા મૌન સેવનારા માણસો સાથે વાતચીત કેમ કરવી તે પણ પ્રશ્ન થઇ પડે છે. તમારે ત્યાં કોઈ સગાંસ્નેહી મહેમાન થઇને આવે અને ભોગ જોગે તે વધુ પડતા મિતભાષી હોય તો તેમની સાથે વખત ગાળવાનું કામ ઘણીવાર મુશ્કેલીભર્યું નિવડે છે. આવા મૌન સેવી ગૃહસ્થને ત્યાં મળવા તમે જાઓ અથવા તે તમારે ત્યાં આવે ત્યારે વાતચીત કરવાનું કામ બન્ને પક્ષ માટે મુશ્કેલ બને છે. વાતચીતનો ગમે તે વિષય તમે પસંદ કરો, પરંતુ સામો પક્ષ મિતભાષી અથવા મૌનનું સેવન કરનાર વૃત્તિનો હશે, તો વાતચીત ભાગ્યેજ લંબાવી શકાશે. આવા માણસો સાથે વાત કરવામાં ઘણીવાર અગવડ ભરેલી પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. વાતચીત પણ એક પ્રકારની રમત છે. બન્ને પક્ષની મદદ વગર આ રમત રમી શકાય નહિ. કેટલાક લોકો વાતચીત કરવામાં એટલા મુંગા હોય છે કે તમે તેમને ભાગ્યે જ બોલતા કરી શકો.



જૂદા જૂદા ધંધાના લોકોની વાતચીત કરવાની પદ્ધતિ પણ જૂદી જૂદી હોય છે. શિક્ષક, વકીલ, દાક્તર કે વ્યાપારી આ બધાની વાતચીત કરવાની પદ્ધતિમાં ઘણો તફાવત હોય છે. મારા એક મિત્રે જૂદા જૂદા વ્યવસાયમાં પડેલા માણસોની બોલીચાલીનું એટલું સૂક્ષ્મ અવલોકન કર્યું છે કે તે માણસની બોલવાની રીત ઉપરથી તેના વ્યવસાયનું અનુમાન કાઢી શકે છે. તેનું અનુમાન ઘણે ભાગે સાચું હોય છે.

વાતચીતનો વિષય ભેગા થયેલા બધાંને સામાન્ય રસ ઉપજાવે તેવો હોવો જોઈએ. કેટલીકવાર વાર્તાલાપ અમુક ખાસ વિષયને ઉદ્દેશીને કરવામાં આવે છે ત્યારે તે વિષયમાં જેમને રસ ન હોય તેમને માટે તે વાર્તાલાપ નિરસ બની જાય છે. જ્યારે જૂદા જૂદા વ્યવસાયમાં પડેલા મિત્રો અથવા સંબંધીઓ ભેગા મળે ત્યારે બધાને સરખો રસ પડે તેવા વિષયો ઉપર વાર્તાલાપ કરવો જોઈએ તેને બદલે એકાદ બે માણસો અમુકજ ધંધાની અથવા વિષયની વાતચીત કરવા માંડે છે ત્યારે બીજાઓને ફરજિયાત મૂંગા રહેવાનો પ્રસંગ આવે છે. વાતચીત હંમેશાં સ્થળ અને સમયને અનુલક્ષી થવી જોઈએ.

વાતચીતમાં વારંવાર પોતાની અંગત બાબતોનો ઉલ્લેખ કરવાની રીત પણ પસંદ કરવા જેવી નથી. કેટલાક લોકોને વાતચીતમાં પોતાની મ્હોટાઈનાં કે બાહોશીના બણગાં ફુંકવાની ટેવ પડેલી હોય છે. પરંતુ આવી જાતની વાતચીતથી સાંભળનારાઓની એક રીતે અવગણના થાય છે. પરિણામે વાતચીતનો રસ જોઈએ તેવો મળતો નથી. વાતચીત કરતી વખતે તમે જેની સાથે વાત કરતા હો તેના તરફ આદરભાવ કેળવવો આવશ્યક છે. મહત્તાના શિખરેથી વાત કરવાની રીત ભાગ્યે જ આવકારદાયક લેખી શકાય. આવા લોકો જાણે ડહાપણનો ઇજારો લઈને બેઠા હોય તેવી વલણુ ધારણ કરીને બોલે છે. પરંતુ આવો વાર્તાલાપ સાંભળનારને ઘણી વાર કંટાળો ઉપજાવે છે.

કેટલાક લોકોને બહુ મોટેથી વાત કરવાની ટેવ પડી ગએલી હોય છે. આ લોકો તમને રસ્તામાં મળે, તો છેટેથી બૂમ મારી તમારી તબિયત વગેરેના સમાચાર પૂછવાના. આવા લોકો જાણે સાંભળનારા બહેરા હોય તેવી ઢબે વાત કરે છે. તમને જોઈને છેટેથી 'કે...મ છો ફલાણા ભાઈ!' 'ક્યાં ચા...લ્યા?' વગેરે પ્રશ્નો મ્હોટેથી પૂછશે. પાંચ મિત્રો ભેગા મળ્યા હોય ત્યાં પણ તેમનો અવાજ ધ્યાન ખેંચવાનો. આથી ઊલટા પ્રકારના વાર્તાલાપ કરનાર લોકો પણ હોય છે. કેટલાક લોકોને ધીમેથી—બહુ જ ધીમેથી વાત કરવાની ટેવ પડી હોય છે. તે જે કાંઈ વાત કહે તે ઘણી જ ખાનગી હોય તેમ, કાનની લગોલગ આવી વાત કરે છે. આવા લોકો બહુ જ ધીમેથી વાત કરે છે. પછી વાતનો વિષય ગમે તેવો સામાન્ય હોય તેની દરકાર નહી.

વાતમાં ખાસ દમ ન હોય તોપણ તેમની વાત કરવાની રીત જ એવી હોય છે કે બીજા માણસોને શંકા ઉપજે! ગમે તેવી સામાન્ય વાતચીત પણ આવા લોકો તમારા કાનમાં મ્હોં ઘાલી કરવાના. આવા કાનકરડનારાઓ કેટલીક વાર નિર્માલ્ય વાતોને પણ વધુ પડતું મહત્ત્વ આપી દેતા હોય છે. કેટલીક વાર શરમાળ પ્રકૃતિના માણસો પણ આવી રીતે વાત કરે છે.'

સાધારણ વાતચીતને ઉગ્ર ચર્ચાના રૂપમાં ફેરવી નાખવાની કેટલાકને આદત પડી હોય છે. તેઓ દરેક વાતચીતમાં વધુ પડતા ગંભીર અને ભારેખમ હોય છે. ચર્ચાના શોખીનો ઘણી વાર વાર્તાલાપની મઝા મારી નાંખે છે. તેમના કથનથી તમે રહેજ જૂદા પડ્યા તો ભોગ મળ્યા સમજો. આવા લોકો દરેક બાબત ઉપર મક્કમપણે અભિપ્રાય આપી શકે છે, અને તે અભિપ્રાય સાચો જ છે એમ માનતા હોય છે. તેઓ ગાંધીજી કે જવાહરલાલ નહેરૂથી માંડી બ્રીટનના વડાપ્રધાનની કાર્યપદ્ધતિ ઉપર ટીકા કરી શકે છે અને તેમની ભૂલો બતાવી શકે છે. તેમના મંતવ્યથી તમે જૂદા પડો તો તમારી સામે વાગ્યુદ્ધના મોરચા માંડતા તેમને વાર લાગતી નથી. તેઓ કેટલીકવાર તો પોતાનો કક્કો ખરો કરવા જ ચર્ચા કરતા હોય એમ લાગે છે. તેઓ પોતાના મતને ગમે તે સંજોગોમાં વળગી રહે છે. તેમને નીચેની પંક્તિ યથાર્થ રીતે લાગુ પાડી શકાય તેમ છે:...Though vanquished he would argue still!

આવા લોકો ગમે તેવી સામાન્ય ચર્ચાને ગંભીર રૂપ આપી દે છે. ઘણીવાર મિત્રમંડળમાં પણ વાતવાતમાં તેઓ લડી પડે છે. આપણી જૂની પેઢીના કેટલાક સાક્ષરોની વાતચીતનો સમાવેશ આ પ્રકારમાં થઈ શકે તેમ છે.

કેટલાક માણસોને પોતાની વિનોદવૃત્તિ માટે બહુ ઊંચો અભિપ્રાય હોય છે. તેમને દરેક

પ્રસંગમાં હાસ્ય દેખાય છે. તેમને હસતાં હસતાં વાત કરવાની આદત પડી ગઈ હોય છે. તે જે કાંઈ બોલે તેમાં વિનોદ હોવો જોઈએ એમ માની તેઓ બોલતાં બોલતાં હસ્યા કરે છે. કેટલીક વાર સાંભળનારને હાસ્ય શોધવા માટે પ્રયાસ કરવો પડે છે. બોલતી વખતે વારંવાર હા...હા...હા...હી...હી...હી કરતાં બોલવું તે શિષ્ટ વાતચીતનું લક્ષણ ભાગ્યે જ ગણાય. કેટલીકવાર આવા અપ્રાસંગિક વિનોદ કરનારા વિદૂષક જેવા લાગે છે. ઘણીવાર તેમના કવખતના વિનોદથી કોઈને માઠું લાગી જાય છે. હાસ્યવિનોદ વાર્તાલાપને રસમય બનાવે છે. પરંતુ તે અપ્રાસંગિક કે અસ્થાને હોય તો ઓડનું ચોડ વેતરાઈ જવાનો ભય રહે છે. 'રોગનું મૂળ ખાંસી અને કજિયાનું મૂળ હાંસી' આ લોકોક્તિમાં ઘણું સત્ય સમાયેલું છે.

કેટલાક લોકો આજૂબાજૂની પરિસ્થિતિનો વિચાર કર્યા વિના ગમે તેમ બકી નાંખે છે. જે મંડળમાં વાર્તાલાપ ચાલતો હોય તે મંડળમાં હાજર રહેલા કોઈની લાગણી દુઃખાય તેવું જાણે અજાણે પણ બોલાય નહિ તેની સંભાળ રાખવાની જરૂર છે. કેટલાક લોકો જ્યારે બોલે છે ત્યારે કઇનું કંઈ બકી નાંખે છે. તેઓ બેફામ પ્રમાણે બોલ્યા કરે છે. આવા લોકો માટે મૌન એજ ભૂષણ છે.

સામાન્ય વાર્તાલાપમાં અંગત ટીકાને સ્થાન હોવું જોઈએ નહિ. કેટલાક માણસોને વાતવાતમાં અંગત આક્ષેપ કરવાની કુટેવ પડી હોય છે. પરંતુ આવે વખતે સામા માણસો વાણી સંયમ રાખી વાર્તાલાપને ઉચ્ચ ભૂમિકા ઉપર રાખે એમાં જ ગૌરવ રહેલું છે. કડવો ઘુંટડો ગળી જવાની કેટલીક વાર જરૂર પડે છે. સંસ્કારી વાર્તાલાપનું રહસ્ય નીચેની પંક્તિમાં સુંદરીને વ્યક્ત કરેલું છેઃ

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्। (ગીતા)

આવી જાતનું વાઙ્મય તપ આચરવું ઘણું દુર્ઘટ છે.

કેટલાક લોકો માત્ર ઈશારાથી અને ચાળાથી જ વાર્તાલાપ કરે છે. વચમાં વચમાં શબ્દો પૂર્તિરૂપે મૂકે છે. તેઓ ડોકું હલાવી, ભમ્મરો ચઢાવી, કે હાથ હલાવી તેમની લાગણી પ્રદર્શિત કરે છે. તેઓ જીભનો ઉપયોગ બને તેટલો ઓછો કરે છે. એક મોટા ગણાતા અમલદારના સંસર્ગમાં હું આવ્યો હતો. તે હંમેશાં ઈશારાથી અથવા મ્હોં વાકુંચુકું કરી વાતચીત કરતા હતા. વચમાં વચમાં મહાપરાણે જીભને તસ્દી આપતા. કોઈ માણસની બુદ્ધિની પ્રશંસા તેમને કરવી હોય તો પોતાના માથાને આંગળી અડકાડતા. કોઈ મૂર્ખ છે એમ તેમનું કહેવું હોય તો માથાને અંગુઠાનો સ્પર્શ કરી અંગુઠો હલાવતા. તેનો અર્થ એવો થતો કે અમુક માણસના મગજમાં કંઈ અક્કલ નથી! માત્ર ભૂસું જ છે. ધીમે ધીમે આ અમલદારના સંસર્ગમાં આવનારા અમે તેમની ઈશારાપદ્ધતિથી વાકેફગાર થઈ ગયા હતા. તેઓ તેમની વિવિધ વૃત્તિઓ અને લાગણીઓ આદિકાલના મનુષ્યોની માફક ઇશારાથી દર્શાવતા.

કેટલાક એકની એક વાત વારંવાર કરવા ટેવાએલા હોય છે. કેટલાક માણસો, તેમના જીવનપ્રસંગો અથવા અનુભવો વારંવાર વર્ણવ્યા કરે છે. આવા પ્રસંગે સાંભળનારા તેના તેજ હોય છે ત્યારે હાસ્પાસ્પદ દેખાવ થાય છે. વાત કરનાર ઘણી વખત અમુક વાત અગાઉ તેણે કરી છે તે ભૂલી જાય છે.

સારા લેખકો હંમેશાં સારા વાર્તાલાપ કરનારા હોય એમ નથી હોતું. ઈંગ્લાંડનો સુપ્રસિદ્ધ કવિ તથા લેખક ઓલીવર ગોલ્ડસ્મીથ વાર્તાલાપ કરનાર તરીકે ઘણો કઢંગો હતો. કેટલીકવાર તે વાર્તાલાપમાં ખોટી જીદ કરતો અથવા બકી નાંખતો.

ગોલ્ડસ્મીથ માટે કહેવાય છે કે: He wrote like an angel but talked like Poor Pot. સારો વાર્તાલાપ કરવા માટે એક પ્રકારની માનસિક ચપળાઈની જરૂર છે. ગોલ્ડસ્મીથ આવી ચપળતા દાખવી શકતો નહિ. તેથી તેનો વાર્તાલાપ કઢંગો બનતો.

ગુજરાતી સાહિત્યના ફાળાના ઘણાખરા લેખકો તથા કવિઓ સારો વાર્તાલાપ પણ કરી જાણે છે.

વારંવાર વિચારમાં પડી જનારા માણસો ભાગ્યે જ છટાદાર વાતચીત કરનારા બની શકે. સ્ત્રીઓ સામાન્ય રીતે પુરુષો કરતાં વાતચીત કરવામાં ચપળ હોય છે. તેનું મુખ્ય કારણ એ છે કે તેઓ બહુ વિચાર કરવાનું કે દલીલ કરવાનું પસંદ નથી કરતી. તેમનો વાર્તાલાપ ઘણે ભાગે ઉપરછલો હોય છે. કેટલાક લોકો વાર્તાલાપમાં એટલા ચપળ હોય છે કે તમે તેમની વાતચીતમાં સ્હેજ ભાગ લેવા જાઓ ત્યાં વાર્તાપ્રવાહ આગળ વધી ગયો હોય છે. આવા પ્રકારના વાર્તાલાપ કરનાર એકઠા થયા હોય ત્યાં ગંભીર પ્રકૃતિના મનુષ્યોને મૌન સેવવાનો વારો આવે છે.

ગુજરાતમાં હમણાં હમણાં વાર્તાલાપનો એક નવીન પ્રકાર અસ્તિત્વમાં આવ્યો છે. જાણીતા વક્તા અથવા લેખકનો વાર્તાલાપ ગોઠવવાની યોજના સામાન્ય થતી જાય છે. આવા વાર્તાલાપોમાં એક મુખ્ય વક્તા હોય છે. આ વક્તાને શ્રોતાઓ પ્રશ્ન પૂછે છે અને વક્તા તેમને ઉત્તર આપે છે. પરંતુ આવા વાર્તાલાપનો સમાવેશ ભાષણમાં જ કરવો જોઈએ. સામાન્ય વાતચીતનાં તત્ત્વો આવા વાર્તાલાપમાં ઘણાં ઓછાં હોય છે. મને તો આવા વાર્તાલાપ ભાષણ જેવા જ લાગ્યા છે. કેટલીકવાર શ્રોતૃવર્ગ મેળવવાની મુશ્કેલીને લઈને કોઇ જાણીતા વક્તાનું ભાષણ વાર્તાલાપના રૂપમાં ગોઠવવામાં આવે છે.

જૂદાં જૂદાં મનુષ્યોની વાતચીત કરવાની રીતનું અવલોકન કરતાં જણાશે કે સરસ અને સંસ્કારી વાર્તાલાપ ઘણાં થોડાં મનુષ્યો કરી જાણે છે. વાર્તાલાપ એ પણ એક કલા છે તે માન્યતા ઝડપથી પ્રસરતી જાય છે. વાતચીત કરવાની કલાનો પણ બીજી કલાઓની માફક વિકાસ થવા માંડયો છે. વાર્તાલાપ આપણા દૈનિક જીવનનું એક જરુરી અંગ છે. દરેક માણસની વાતચીત કરવાની રીત ભલે નિરાળી હોય. પરંતુ મીઠાશ, સહૃદયતા અને ચપળતાનાં તત્ત્વો સારા વાર્તાલાપ માટે આવશ્યક છે એ વાતનો અસ્વીકાર કોણ કરશે?

———o———

# જગત–સાહિત્યમાં શૃંગાર

નરસિંહ

**રસાનુભવ** એ જીવનનું રમણીય સુખ છે. તેનાથી મન મુગ્ધ બને છે. પ્રત્યેક ઇન્દ્રિય જેમ પોતપોતાનું સુખ વાંછે છે તેમજ આંતરદષ્ટિ પણ રસસુખ વાંછે છે.

એ રસ નવ પ્રકારે છે: શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, ને શાંત.

આ નવે પ્રકારને મધુરમાં મધુર રીતે ખેડનાર રસરાજવી લેખાયા; જગત–સાહિત્યના તે તારકો મનાયા.

એ તારકોએ પ્રત્યેક રસનું ખેડાણ કર્યું. પણ શૃંગારનું ખેડાણ વધારે આકર્ષક બન્યું. પ્રકૃતિને પણ એજ ગમે. કેમકે, અન્ય રસો જીવન વિકાસમાં પોષક તત્વ સમા છે; શૃંગાર જીવન, સર્જન અને સ્થિતિનું મૂળ છે.

શૃંગારના અનેક વિભાગ પડે. પ્રકૃતિ ને જીવનના મધુર સૌન્દર્યને વર્ણવતો શાંત–નિર્મળ શૃંગાર; સહજીવનની મનોહરતા તાદસ્ય કરતો રસીક શૃંગાર; અંતરમાં રમતી રસભાનાઓને સ્પર્શતો મુગ્ધ શૃંગાર; સૃષ્ટિમાં પ્રવર્તી રહેલા વિલાસ અને વિકારને દાખવતો વિલાસી શૃંગાર; અને, વિજાતીય સંયોગને મધુર શબ્દો અર્પતો ઉન્માદક શૃંગાર.

જગત–સાહિત્યના શિરોમણીઓ શૃંગારના આ પ્રત્યેક વિભાગમાં ઊંડે ઊતર્યા છે. શેકસપિયર, મિલ્ટન, ડાન્ટે, વર્જીલ, ભાસ, કાળીદાસ, બાણ, ભવભૂતિ, પાદલિપ્તાચાર્ય, ભર્તૃહરિ, [illegible], શ્રી હર્ષ, જયદેવ, કોક, ભરત, વાત્સ્યાયન, માઘ, ટેનીસન, વર્ડઝવર્થ, કીટ્સ, શેલી, ગેટે, ટાગોર વિગેરેએ, પ્રકૃતિબક્ષી કલાએ, તે રસને મનોહર સ્વરૂપે ખીલવવા પ્રયાસ કર્યો છે. એ પ્રયાસને તેના લાક્ષણિક સ્વરુપમાં દર્શાવવાનો અહીં આશય છે.

મહાકવિ શેકસપિયરથી તેની શરૂઆત કરીશું.

શેકસપિયરે અંખ્યાબંધ નાટકો લખ્યાં; અનેક ન્હાનાં કાવ્યો લખ્યાં. તે સર્વમાં શૃંગાર પ્રધાન કૃતિઓ જો કે ઓછી છે; છતાં અન્ય રસ પ્રાધાન્યતામાં પણ શૃંગાર રસભર્યું ડોકીઉં તો કરીજ જાય છે.

પ્રથમ શૃંગારરસપ્રધાન નાટકો અવલોકીએ. તેમાં મુખ્ય ચાર છે: 'રોમિયો જુલિયેટ,' 'ટેમ્પેસ્ટ' 'મીડ સમર નાઈટ્સ ડ્રીમ' અને 'એઝ યુ લાઇક ઇટ.' આમાં પ્રથમમાં શૃંગાર તેના મધુર ને રસીક સ્વરૂપમાં ઊભરાતો હોવા છતાં તે કરુણાન્ત છે.

વેરોના નગરમાં બે વિરોધી કુટુંબ વસતાં હોય છે. એકમાં રોમિયો જન્મે છે; બીજું જુલિયેટને જન્માવે છે. રોમિયો રોઝાલીન નામે એક સ્વરૂપવતી કન્યાને ચાહતો હોય છે, પણ કન્યા તેને તિરસ્કારે છે; ને દુ:ખી રોમિયો મિત્રના પ્રયાસથી જુલિયેટના સંસર્ગમાં આવે છે. બંને એકમેકને ચાહી ગુપ્ત લગ્ન કરે છે. તે જ દિવસે બંને કુટુંબના યુવાનો વચ્ચે યુદ્ધ થતાં રોમિયોના હાથે જુલિયેટનો એક કુટુંબી મરાય છે. રોમિયોને રાજ્યી દેશપાર

કરે છે. રોમિયો રાત્રે ગુપ્તપણે જુલિયેટને મળી દેશવટે જાય છે. જુલિયેટની નર્સ આ સર્વમાં સખી અને દૂતી તરીકે વર્તે છે.

જુલિયેટનાં માબાપ તેનાં લગ્નની તૈયારી કરે છે. જુલિયેટ રોમિયો સાથે તેના લગ્ન લગ્ન કરાવી આપનાર ધર્મગુરુ પાસેથી ઘેનની દવા લાવી શબ સમી બેભાન બને છે. તેને મૃત માની દાટવામાં આવે છે. ધર્મગુરુ રોમિયોને આ સમાચાર પહોંચાડે છે, પણ રોમિયોને તે ન મળતાં જુલિયેટના મૃત્યુના સમાચાર મળે છે. તે ઝેર લઇ રાત્રે વેરોના આવે છે, ને જુલિયેટની કબર પાસે જાય છે. ત્યાં જુલિયેટને પરણવા ઇચ્છનાર પેરીસ કબરને ફૂલ ચડાવવા આવ્યો હોય છે. બંને વચ્ચે વિચારભૂલથી યુદ્ધ થાય છે. પેરીસ મરાય છે. રોમિયો કબર ખોદી, ઝેર પી, જુલિયેટ સમીપ સુઈ જાય છે. જુલિયેટ ઘેન વેરાતાં જાગે છે. ધર્મગુરુ ત્યાં આવે છે; ને રોમિયોને મરેલ જોઈ તે જુલિયેટને ત્યાંથી ઊઠવા કહે છે, પણ જુલિયેટ ના કહી રોમિયોના ઓષ્ઠે વળગેલ કાતિલ ઝેર ચૂસી તેની સમીપ સૂઇ જાય છે. ત્યાં આવેલ રાજવી, ધર્મગુરુ પાસેથી આ વાત સાંભળી દુઃખ અનુભવે છે; અને બંને કુટુંબ વચ્ચે શાન્તિ થાય છે.

નાટકનો આ કથાભાગ. હવે તેનું રસમંદિર અવલોકીએ.

જુલિયેટનો પિતા પેરીસને પોતાને આંગણે આવવાનું આમન્ત્રણ આપતાં કહે છે:

૧. Earth-treading stars that make dark heaven light:
Such comfort as do lusty young men feel
......such delight.
Among fresh female buds shall you this night.

એક વૃદ્ધ, જમાઈ પદ ઇચ્છિતા યુવાનને આંગણે આમન્ત્રતાં આવાં શૃંગારિક વેણથી તેને ઉત્તેજે તેમાં તત્સમયની રોમન રસિકતાને તાદૃશ્ય કરવાની જેટલી ભાવના છે તેથી યે વધુ કવિની નાટકને શૃંગારરસથી તરબોળ રાખવા પ્રતિની વલણ છે.

જુલિયેટની માતા તેને પેરીસ સાથે સ્નેહ બાંધવાની શિખામણ આપતાં કહે છે:

૨. This precious book of love, this unbound lover,
The fish live in the sea......
By having him making yourself no less...

ને આ વખતે પાસે ઊભેલી નર્સ ઉમેરે છે:

---

૧. નીલ વ્યોમને પ્રકાશવન્તુ કરતી-પૃથ્વીના તારકા સમીઃ
ખીલતી કળીઓ સરીખી કુમારિકાઓમાં
એવો દિલાસો આજ રાત્રે પામશો તમે
જેવો યુવાન કામાતુરો.........

૨. પ્રેમનો આ અમૂલ્ય ગ્રન્થ, અણગૂંથાયો પ્રેમી,
શોભાવવા નિજ સ્વત્વને વાંછે છે......
માછલી તો સાગરે શોભે.........
તું તેને પામી,—જરીકે ન્હાની થયા વિના,

ગર્દભિલ્લનો પૂરોગામી બનશે એવી ભવિષ્યવાણી ભાખી તેમણે, શકારને સ્મશાનમાં ગર્દભ-વેશે નચવ્યો હતો એવી લોકવાયકા હતી. પણ આ વાયકા એકપક્ષીય હતી. કેમકે સૈનિકો તો તેવી કોઈપણ વાતનો ભારપૂર્વક હસીને ઈન્કાર કરતા.

અવન્તિમાં તે સમયે અતિદાનના કારણે ગરીબાઈમાં પટકાયલ ચારૂદત્ત નામે એક તેજસ્વી બ્રાહ્મણવીર વસતો. વસંતસેના નામે ગુણવતી ગણિકા તેના પર અનુરાગવતી હતી. તે એક રાત્રે જ્યારે ચારૂદત્તને આંગણે જતી હતી ત્યારે શકાર પોતાના સૈનિકો સાથે તેને સામો મળ્યો. ગણિકાને જોતાં જ તેની આંખોમાં ઘેન ઊભરાયું. તે ચેનચાળા કરતાં બોલ્યો :

"અરે, ઓ મધુરી લલના! ઓ ચપલાક્ષી! તું ક્યાં ચાલી જાય છે? શું પેલા ભિખારી ચારૂદત્તને મળવાની તને હોંશ છે? આવ, આવ, મારી પાસે આવ. હું રાજ-રાજેશ્વરનો શાળો, દુનિયાનો દેવ, પૃથ્વીનો પુરુષોત્તમ, સ્વર્ગનો શિરોમણી ને પાતાળનો પતિ શકાર છું. જમદગ્નિપુત્ર ભીમ મને જોઈ નાસી ગયો છે. સત્યભામાપતિ પરશુરામ મારી સામે આવતાં ડરે છે; તું રસભરી મારી સમીપ ચાલી આવ."

ને જ્યારે વસંતસેના એ નરદેવને જોઇ નાસવા માંડી ત્યારે શકાર તેની પાછળ પડતાં ગર્જ્યો :

"અલી ઓ વસંતસેના! તું નાસી જવાની છે ક્યાં? શું બોલી? ડાબા હાથે પેલા ભિખારીનું ઘર છે ત્યાં? પણ ઊભી રહે, હું હમણાં જ તને પકડી લઉં છું. તું અંધારામાં દેખાતી નથી, પણ તારા ઝાંઝરની સુગંધ હું સાંભળું છું; તારા ફૂલહારનો રણકાર હું દેખી શકું છું. તને હમણાં જ શોધી વળું છું."

એમ બોલતો શકાર વસંતસેનાને શોધતાં ચારૂદત્તના ઓટલે જઈ ચડયો. વસંતસેના આ સમયે ઘરમાં પ્રવેશી ચૂકી હતી, પણ ઘરની એક દાસી કંઈક કામ પ્રસંગે બહાર આવતી હતી. શકારે તેને હાથમાં લીધી, પણ પછી ભૂલ સમજતાં દાસીને ખોખરી કરી તે સૈનિકો સાથે નાસી ગયો.

વસંતસેના ચારૂદત્તને મળી તરત પાછી ફરી. તે સમયે તેણે, શકારના ભયની કલ્પનાથી પોતાના અલંકાર ચારૂદત્તને સોંપ્યા. રાત્રે ચારૂદત્તના ઘરમાંથી તે અલંકાર અકસ્માત ચોરાઈ ગયા. ચારૂદત્તે ચોરીની વાત ગોપવી રાખી; ને અલંકારના બદલામાં વસંતસેનાને તેણે, પોતાની સ્ત્રીના સ્ત્રીધનમાં બાકી રહેલી, એકની એક બહુમૂલ્ય મોતીની માળા મોકલાવી. પણ વસંતસેનાને ચોરીના સમાચાર ને ચોરાયલા અલંકાર બંને મળી ગયાં હતાં. તેણે તે અલંકાર ને તે માળા બંને ચારૂદત્તને યુક્તિથી પાછાં મોકલાવ્યાં. ને ચારૂદત્તના ગુણ પર વધુ મોહિત બની તે તેને પુનઃ મળવાને આવી.

તે રાત્રે તે ચારૂદત્તની સાથે જ રહી.

સવારે વહેલો ઊઠતાં ચારૂદત્ત બાગમાં ફરવા નીકળ્યો. વસંતસેના જાગતાં તેને ત્યાં લઈ આવવા તેણે રથ મોકલાવ્યો. પણ રથભૂલના કારણે વસંતસેના ચારૂદત્તને બદલે શકારના બાગમાં જઈ ચડી.

[ અપૂર્ણ ]

---o---

# પત્ની અને સંતતિ*

ચીમનલાલ

પુરુષે પત્નીઓ કેટલી પરણવી અને સંતાનોનું શું નિયમન સાચવવું તેનો નિર્ણય આજનાં લગભગ દરેક જાહેર સ્ત્રીપુરુષો અને સામયિકો પોતપોતાની મતિ પ્રમાણે સંભળાવી રહ્યાં છે. તેમનો સૂર મુખ્યત્વે એક પત્નીવાદ અને સંતાનની અતિ અલ્પ સંખ્યા પ્રતિ ઢળે છે. આ સૂર સંભળાવતી વખતે તેઓ આથી ઊલટું જે યુગમાં બંધારણ હોય તે યુગને પણ નિંદતાં નથી અચકાતાં. પણ એમ કરતાં પહેલાં એ યુગદષ્ટિનું નિરીક્ષણ કેટલું જરૂરી છે તે તેઓ વિસરી જાય છે.

તાત્ત્વિક દષ્ટિએ તો આ પ્રશ્નના વિચારને જરીકે સ્થાન નથી. પણ જો રાષ્ટ્રવાદને સ્વીકારી લઈએ; માનવીએ સુખ, સમૃદ્ધિ ને જોમમાં જીવવું જોઈએ એ જરૂરી માની લઈએ તો પછી આ પ્રશ્નનું નિરાકરણ એ સમાજની અતિ આવશ્યક જરૂરિયાત બને છે.

રાષ્ટ્રિય ઉન્નતિનું મૂળ પ્રજાની સંખ્યા, શૌર્ય ને સંસ્કાર પર અવલંબે છે. પ્રજાની વધુ પડતી સંખ્યા રાષ્ટ્રને હાનિકર્તા છે એમ પરતંત્ર પ્રજાના નાયકો કદાચ કહી શકે પણ સ્વાતંત્ર્યયુગમાં તો તે પ્રત્યેક દષ્ટિએ રાષ્ટ્રિય બળનું પ્રતિક લેખાયું છે. એટલે સ્વતંત્ર ભારતે સંતતિવૃદ્ધિને આવકારી હોય તો તે રાષ્ટ્રીય અસ્મિતાને તેજવતી બનાવવાના કારણેજ.

સંતતિનાં શૌર્ય, સંસ્કાર ને તેજસ્વીતાનો આધાર માતપિતા પર રહે છે. સંતાનમાં સંસ્કાર સિંચી શકે એવી ગુણ અને રૂપવતી માતાઓ અગણિત હોઈ શકે. કારણ કે રૂપગુણ સ્ત્રીમાં સ્વાભાવિક છે, ને માતૃત્વ કુદરતે પ્રત્યેક સ્ત્રીમાં સિંચેલું હોય છે. પણ ગુણ, રૂપ, સમૃદ્ધિ ને શક્તિવાન, નિરોગી, વાત્સલ્યભર્યા વિદ્વાન ને તેજસ્વી પુરુષો તો ગમે તેવા રાષ્ટ્રમાં પણ ગણ્યાગાંઠ્યા જ હોઈ શકે. આવા પુરુષો પાસેથી રાષ્ટ્ર પોતાનાં વધુમાં વધુ સંતાન મેળવી લ્યે તો તે તે રાષ્ટ્રનું એક સૌભાગ્યજ લેખાવું જોઈએ.

પ્રત્યેક માનવીએ યાદ રાખવું ઘટે કે સ્ત્રી એ ધરતી છે; પુરુષ ખેડૂત છે. નિર્બળ કે સબળ, મૂર્ખ કે બુદ્ધિમાન, આળસુ કે પુરુષાર્થપ્રેમી, ગરીબ કે સમૃદ્ધ પ્રત્યેક ખેડુત જમીનનો સરખે ભાગે એકેક ટુકડો વ્હેંચી લે તે કેટલું બેહુદું લાગે છે? તે કરતાં તેજસ્વી ને સમૃદ્ધ ખેડુત રસાળ ભૂમિના મોટા ભાગને રોકી તે દ્વારા રસભર્યો બહોળો મોલ નીપજાવે ને આળસુ, નિર્બળ ને મૂર્ખાઓને ભાગે સામાન્ય ભૂમિનો યોગ્ય યોગ્ય ટુકડો રહે છે તેમા શું ખોટું?

આ વિચારસરણી પર પ્રાચીન આર્યાવર્તનો બહુપત્નિવાદ રચાયો હતો, ને તેના પરિણામે નુકશાન કરતાં લાભ વધુ પ્રમાણમાં થતો.

---

* એક નવીન દષ્ટિબિન્દુ તરીકેજ આ લેખને અહીં સ્થાન આપ્યું છે. તન્ત્રી.

એક લોહીની પ્રજામાં સંસ્કારસમાનતા ને સંપ પણ વધુ પ્રમાણમાં સંભવી શકે. જેના પર કર્મ કે કુદરતે કૃપા દાખવી છે તેની પાસેથી રાષ્ટ્ર તે કૃપાનો સુંદરમાં સુંદર લાભ તોજ ઉઠાવી શકે જો તે તેને સંખ્યાબંધ માનવોને પોતાનાં માનતી સ્થિતિમાં મૂકે. આ સ્થિતિને નૈસર્ગિક બનાવવાનો ઉપાય એકજ છે અને તે વધુ પત્નીઓનો, અને તે દ્વારા વધુમાં વધુ સંતતિનો.

કૃષ્ણ, વસુદેવ કે અર્જુનના એકેક પુત્રની કિંમત જો અન્યના સેંકડો કુમારો કરતાં, રાષ્ટ્રીય ઉન્નતિની દૃષ્ટિએ, વધુ પ્રમાણમાં અંકાતી હોય તો તેઓ યોગ્ય પત્નિઓ દ્વારા સેંકડોની સંખ્યામાં સંતતિ ઉત્પન્ન કરે તેથી રાષ્ટ્રને ગેરલાભ શો ?

બહુપત્નીવાદ વ્યભિચારને પ્રેરે છે એ દલીલ તો તે વાદથી ઊલટા પલ્લાને જ હળવું કરે છે. સમૃદ્ધિ કે શક્તિસંપન્ન માનવીઓ જેમને પત્ની તરીકે અપનાવે તેઓ મોટે ભાગે એ પ્રકારની તેજસ્વી સ્ત્રીઓ હોય છે કે જેઓ સામાન્ય પતિના સતત સંપર્ક કરતાં શક્તિસંપન્નના અલ્પ સંસર્ગે પણ વધુ સુખ અનુભવે. ને એવા તેજસ્વી પુરુષોનું પુરુષત્વ પણ એટલું પ્રબળ હોય છે કે બહુપત્નીવાદના અસ્વીકારના કારણે આજે જે નિરર્થકતા, અસંતોષ અથવા વ્યભિચારમાં પરિણમી રહ્યું છે તે વધુ પત્નીઓના સંપર્કથી પ્રજાકીય સમૃદ્ધિ ને સુખવૃદ્ધિમાં પરિણમે. સ્ત્રીઓને અસંતોષ ને પરિણામે વ્યભિચારની માન્યતા તો એવા પુરુષોના પુરુષાતનની આંકણીમાં ખામીના કારણે ઉદ્ભવેલી છે.

તાત્ત્વિક દૃષ્ટિએ તો શુદ્ધ બ્રહ્મચર્ય ને તેવી શક્તિના અભાવમાં નિર્મળ એકપત્નીવ્રત એજ માનવતાનો સાચો પન્થ છે. પણ એ સર્વશક્ય નથી જ. ને રાષ્ટ્રવાદના ક્ષેત્રમાં તો સદ્ધાન્તિક બહુપત્નીવાદ ઊલટો લાભદાયી છે.

પણ આજે આપણે તો નથી રહ્યા સાચા એકપત્નીવ્રતવાદી કે નથી રહ્યા સૈદ્ધાન્તિક બહુપત્નીવ્રતવાદી. ખ્રિસ્તી ધર્મે પ્રગટાવેલ બનાવટી એકપત્નીવાદને જ કેવળ આપણે અનુસરી રહ્યા છીએ. ને તેમાં નિર્મળતાની મુશ્કેલીના કારણે કાળના પ્રવાહથી ડરી, સૈદ્ધાન્તિક બહુ પત્નિવાદને ન અપનાવતાં, ગુપ્ત કે અઘટીત રીતની, વિનાશને નોંતરતી, બહુપત્નિની પદ્ધતિને ઉત્તેજી રહ્યા છીએ.

બનાવટી એકપત્નિવ્રતવાદે જે રીતે નેપોલિયન અને તેના વંશનો ઉચ્છેદ કરી ફ્રાન્સને જગતનું સર્વશ્રેષ્ઠ સામ્રાજ્ય બનતાં અટકાવ્યું તે જ રીતે તે વાદમાં બીજા પણ અનેક ઉચ્છેદોનાં મૂળ સંભવી શકે છે. ફ્રાન્સના એ નરવીર સમ્રાટે જો જોસેફાઈનને છુટાછેડા આપી તેને ભગ્નહૃદયા બનાવ્યા પછીજ ન્હાનકડી ઓસ્ટ્રિયન રાજકુંવરીને સ્વીકારવાની નીતિને બદલે જોસેફાઈનનું વંધ્યત્વ નિશ્ચિત થતાં તેને સાચવીને તેની સાથેજ અન્ય યોગ્ય રાજકુંવરીઓને સ્વીકારવાની નીતિને અપનાવી હોત તો તેની સંતતિ ને સંબંધનું બળ તેને ફ્રાન્સના સિંહાસને ટકાવી રાખી સુખી કરત એટલુંજ નહિ પણ ફ્રાન્સના ભાવિને પણ તે ઉજ્જવળ રાખત.

રાજવંશી કે શક્તિસંપન્ન પુરુષોમાં મોટે ભાગે એક કરતાં વધુ સ્ત્રીઓ ભોગવવાની વૃત્તિઓ સ્વાભાવિકપણે ખીલી ઊઠી હોય છે. પણ એક પત્નિવ્રતનુ બંધન તેમને પ્રગટપણે અને વ્યવસ્થિત રીતે તેમની તે વૃત્તિઓને સંતોષવા દેતું નથી. પરિણામે એ વૃત્તિઓને

સંતોષવા તેમને કાં તો પ્રથમની નિર્દોષ પત્નીઓને ક્રમવાર છૂટાછેડા દેવા પડે છે અથવા તો અપરિણીત કે અન્યની સ્ત્રીઓનાં શિયળ લૂંટવાં પડે છે. કેટલાક પુરુષો તે બંને માર્ગને અનુસરે છે. અને તેમ કરતી વખતે તેઓ શક્તિ, ગુણ ને સમૃદ્ધિને એ રીતે વેડફી નાંખે છે અને એવાં કાવત્રાં અજમાવે છે કે જેની કલ્પના પણ ઘૃણા ઉપજાવે. મધ્યયુગમાં હેનરિ આદિ આ નીતિને અનુસરેલા. ત્યાર પછીના યુગની તદ્વિષયક સ્થિતિનો 'લંડનના રાજમંદિરનાં રહસ્ય' (Mysteries of the Court of London)ના આલેખકે પોતાની નવલકૃતિમાં તાદશ ચિતાર આપ્યો છે. ને વર્તમાનયુગમાં તો આપણે પોતાને ઘરઆંગણે પણ અનેક પુરુષો એ નીતિનો ગેરલાભ ઉઠાવી રહ્યા છે.

બહુપત્નીવાદ વ્યવસ્થિત બનતાં પુરુષની સ્ત્રીઓ પ્રત્યેની જવાબદારી વધે છે. તેનાં પુરુષાર્થ ને શક્તિની ખીલવટ થાય છે. આજે પુરુષે દ્વિતીય લગ્ન કરતાં પ્રથમ સ્ત્રી ત્યક્તા ગણાય છે. બહુપત્નીવાદમાં તે સહભાગિની બને.

છતાં સંભવિત છે કે આજના શક્તિહીન ભારતના પુરુષોમાં બહુ પત્નીઓને દરેક રીતે સંતોષવાની તેજસ્વીતા ન પણ રહી હોય. પણ એનો અર્થ એવો ન થવો ઘટે કે જે યુગે એ વાદને અપનાવ્યો તે યુગે અનુચિત કર્યું છે.

વર્તમાન યુગના પણ કોઈ શક્તિશાળી પુરુષમાં, સંભવિત છે કે, બહુપત્નીવાદની વૃત્તિઓ ઊભરાઈ આવે. તે સમયે બહેત્તર છે કે તેણે સૈદ્ધાન્તિક બહુ પત્નીવ્રતવાદને સ્વીકારી પત્નીઓને સહભાગિની બનાવવી, પણ પ્રથમને ત્યક્તા બનાવી છૂટાછેડાના મૂળને જો તે ઉત્તેજન આપશે તો તે એવડા અનર્થ ને અધર્મનો ઉત્પાદક બનશે.

સંતતિનો વિષય તો આજે સળગતો પ્રશ્ન બન્યો છે. પ્રજાનાયકો ને પત્રો દરેક જણ સંતતિનિયમનને જરૂરી જણાવી રહ્યાં છે. કોઇ તેને બ્રહ્મચર્ય દ્વારા સૂચવે છે; કોઈ વિજ્ઞાનની સહાયથી તેને અમલમાં મૂકવા ભલામણ કરે છે.

બ્રહ્મચર્યને સૂચવનાર તો કેવળ આદર્શવાદીજ ગણાય. પ્રજાનો સેંકડોમો ભાગ પણ બ્રહ્મચર્યને સેવી શકે નહિ; અને જે કોઇ મહામાનવી તે સેવે તે તેને શ્રદ્ધાના તેજ અને આધ્યાત્મિક ભાવનાના બળથી સેવી શકે. નહિ કે સંતતિનિયમનને ખાતર.

એટલે સંતતિનિયમનનો માર્ગ કેવળ એકજ છે; વિજ્ઞાન અને યન્ત્રનો ઉપયોગ. અને તેથી થનાર પ્રજાશરીરના નાશની કલ્પના કરવાને કોઇને અવકાશ નથી.

છતાં પ્રજાશરીરના નાશને બાજુએ મૂકીએ તોપણ સંતતિનિયમનની જરૂર શી રીતે સિદ્ધ કરાય છે તે નથી સમજાતું. તેવી ભ્રમણા ફેલાવનારાઓ કાં તો નથી જાણતા રાજપ્રપંચને, ને નહિતર નથી જાણતા ઇતિહાસને.

સૃષ્ટિની શરૂઆતથી આજ સુધીમાં જે જે રાષ્ટ્રો પરતંત્ર બન્યાં તે તે રાષ્ટ્રોમાં તેમના શાસકોએ પ્રજાની સંખ્યાને ઘટાડવાની નીતિ અપનાવી છે, અને તે નીતિને સિદ્ધ પણ કરી છે. આ ઐતિહાસિક સત્ય છે. નીતિને અમલમાં મૂકવાના માર્ગ પછી ગમે તે હોય.

આજે હિંદનો શાસકવર્ગ એ નીતિને શું નથી અનુસરતો?

છે તે કરતાં પણ દશ ગણી પ્રજાને સહેલાઈથી પોષી શકે એટલી કુદરતી સમૃદ્ધિ છતાં ભારતવર્ષની પ્રજા આજે ભૂખે મરે છે. ને તે સમયે સંખ્યામાં ઘટતાં પ્રજા સુખી થશે એમ કહેવામાં આવે તેનું પરિણામ જેઓ પ્રજાને ઉદ્દેશસર ભૂખે મારે છે તેમના તે ઉદ્દેશની સિદ્ધિમાં સહાય સિવાય બીજું શું હોઈ શકે?

નિર્બળ અને સાધનહીન સેનાપતિ સૈનિકોને, આપઘાત દ્વારા, દુશ્મનોને હંફાવવાનો આદેશ દે તે માર્ગ તો પ્રજાવિકાસને ખાતર સંતતિનિયમનના કથન સામે ખૂબ સાંકડો સંભવે છે.

---

# ધ્વજવંદન

'સ્વપ્નસેવી'

તે સમયે ભક્તિનો જુવાળ ચડયો હતો. 'મા'નું સૌંદર્ય પુત્રો ઉપર કોઈક દિવ્ય ભૂરકી નાંખી રહ્યું હતું; હૃદયને તંદુરસ્તી બક્ષવાનો કોઈક નવો જ પંથ ઉઘાડો કરી રહ્યું હતું. ત્રિરંગી ધ્વજ, એ 'મા'નો અનુપમ શણગાર. કેટકેટલાં વીરહૃદયો એ ધ્વજના ભવ્ય રૂપ વડે અંજાઈ તેના ચરણમાં જીવન અર્પણ કરી દે છે. 'મા'ની સેવામાં જ પરમ સુખ અનુભવે છે!



સેવા અનેક રીતે અર્પી શકાય છે. દરેક મનુષ્ય સૌથી પહેલો સુખનો જ વિચાર કરે છે. 'સુખ' એ શબ્દમાં કેવું જાદુ ભર્યું છે! એ શબ્દ સાંભળતાં મૃત્યુને આરે ઊભેલો માનવી પણ સ્વર્ગ તરફ જવાનું છોડી, આ પૃથ્વી ઉપરજ પાછા આવવાની આતુર ઈચ્છા કરે છે. સેવાથી મળે છે એવું દિવ્ય સુખ કદાચ બીજે ક્યાંયથી મળી શકતું નથી.

બાળકો શબ્દો વડે 'મા'ના ગૌરવનું ગાન ગાતાં હતાં, તેના પવિત્ર શણગારને મસ્તક નમાવી ઉન્નતિ તરફ જવાનો કોઈ દૃઢ સંકલ્પ કરી તે પ્રમાણે વર્તતાં હતાં. લેખા પણ તે તરફ ખેંચાઈ. ધ્વજને મૂક વંદન કરી તેણે દર્દીઓની સેવા ઉપાડી, તેમને જ પોતાનું જીવન અર્પણ કર્યું. બચપણથી તેનો સ્વભાવ સેવાભાવી હતો, અને તેની એ વૃત્તિને માતપિતા તરફથી પણ પોષણ મળતું. પંદર વર્ષની ઉંમરે તેણે આ કામ ઉપાડયું. દવાખાનામાં દર્દીઓની સારવાર કરતાં તેને કોઈ ઓર આનંદ મળતો. પ્રભાતનો અનિલ મનુષ્યને જે જગતમાં લઈ જાય છે, તે જગતમાં લેખાને દર્દીઓનાં હાસ્ય લઈ જતાં. સાગરનાં ઘેરાં ગર્જન માનવીને કેવાં સુખ અર્પે છે! દર્દીઓની સેવા કરતાં લેખા એવું જ સુખ અનુભવતી. લેખા દર્દીઓની જીવનસંજીવની હતી.

તેના શરીરનો રંગ આછો ગુલાબી હતો. તેના ઓષ્ઠ ઉપર સદંતર રમી રહેલું મોહક હાસ્ય સામી વ્યક્તિને ભ્રમમાં નાખી દેતું. તેની નાની પાતળી દેહલતા વૉર્ડમાં ફરતી ત્યાં દરેકના હૃદયમાં બીનો આશાસંચાર થતો. તે હાથની દવા વૃદ્ધ, યુવાન, બાળક દરેકને પ્રા અર્પતી. લેખા દર્દીઓનો પ્રાણ હતી.

સેવામાં તલ્લીન થઈ ગએલી લેખાને પ ણીત જિંદગીનો વિચાર આવતો નહિ. એને હતો કે એ બંધન એના કાર્યનો કદાચ અં લાવે. એણે સેવા 'સાથે જ શાદી કરી હ હૈયામાં કોઇ આવવા માગે છે, આવી શકે કેમ, એ વિષે એ ભાગ્યેજ વિચાર કરતી. એનું મોહક સૌંદર્ય બીજાંને એના તરફ ધર લાવતું તેનું શું? એના ઓષ્ઠ ઉપરનું હા જાણે ચુંબન જ માગતું હોય એમ લાગતું શું? કોણ જાણે એનામાં કઈ શક્તિ હતી કોઈને પણ પાસે આવવા દેતી નહિ. લે હજી અસ્પર્શ્ય હતી.

આ કામને અંગે તેને ઘણાં જણ ઓળખ થએલી. ચંદ્રમુખરાય બક્ષી સાથે

એવીજ રીતે ઓળખાણ થયેલી. પહેલા જ પ્રસંગે લેખાને જોતાં જ ચંદ્રમુખને કૈં કૈં થઈ ગયું હતું. લેખાનું ધ્યાન તો હતું સેવામાં જ.

બહેન પાસે લેખા બેસતી ત્યારે ચંદ્રમુખ પણ ત્યાં રહેતો. લેખા કેવા સ્નેહથી દર્દીની સારવાર કરે છે એ જોઈ તે નવાઇ પામતો. તેણે જનસેવામાં ખરેખર જીવ પરોવ્યો હતો. ત્યાં સ્વાર્થ ન્હોતો; કોઈને છેતરવાનું કશું પણ ન્હોતું. કોઈને મદદ કરવાનો પ્રસંગ આવતાં તેના હાથ સળવળવા માંડતા, પગ તે તરફ જવાને જ ઉપડતા. હૃદયમાંથી હાસ્ય ઊભરાઈને ઓષ્ટ અને આંખદ્વારા બહાર વહી જતું ત્યારે લેખા કેવી સુંદર દેખાતી!

હ! એમ તેનું કામ આગળ ચાલ્યું. વિશ્વ પ્રેમમાં ઓતપ્રોત થઈ ગએલી લેખા, લેખાને ભૂલી ગઈ. પોતાને ભૂલવા પાછળ કોઇક સિદ્ધિ મહાસિદ્ધિ હમેશાં આવે છે. એ સિદ્ધિ બે જગા તરફ લઈ જાય છે. એક ઉપર—જ્યાં માનવી માનવી બની રહે છે. બીજી નીચે—જ્યાં માનવી પોતાપણું ગુમાવી બેસે છે.

લેખા ઉપર જતી હતી—અન્યના જીવનમાં પ્રભાતના નવીન રંગની રંગોળી પૂરતી પૂરતી ઉપર જતી હતી. પોતાના ઉપર અન્યના કષ્ટનો બુરખો ઓઢીને ઉપર ચઢતી હતી. જેમ જેમ તે ઉપર ચઢતી તેમ તેમ પેલો બુરખો ઝાંખો પડતો જતો. એ આછા ઓળા નીચેથી, તેનું મુખ કેવા દિવ્ય તેજથી અંકિત થએલું નજરે આવતું! પછી એ બુરખો અદશ્ય થઈ જતો.

આહા! તે વખતની લેખા!! કેવું ભવ્ય તેનું સ્વરૂપ! તેજસ્વી આંખો, બીડાયેલા ઓષ્ટ, અને તે ઉપર ઘડી ઘડી ફરકી જતું પેલું મોહક હાસ્ય! પ્રકાશના મુલક તરફથી, કાળા સભર કેશ છૂટા મૂકી, પવનની ઘુમરીઓ હટાવતી, પસારેલા હસ્તમાંથી તાજગી વેરતી કો અપ્સરા ઊતરતી હોય, એવી તે દેખાતી!!

ત્યારે દર્દીઓ દર્દી ન રહેતા. તાજગીની છોળો બધે ફરી વળતી. દર્દો બધાં ઊડી જઈ પાછા પગે ભાગવાની શરૂઆત કરતાં. લેખા હસતી અને દર્દીઓનાં મુખ એ જોઈ હસી ઊઠતાં. પરિણામે સફળતા આવે કે નિષ્ફળતા, પણ લેખા જીવ મૂકીને કામ કરતી.

તેને આ કામમાં ઉત્તેજન આપનાર તેની માતા અને દાદા હતાં. અઢારેક વર્ષની ઉંમરે તેણે તેના પિતાને ગુમાવ્યા. લેખાના વિશ્વપ્રેમને મજબૂત કરવામાં દાદા ઘણા સહાયભૂત થતા. તેઓ વારંવાર કહેતા, "લેખા, બેટા, કેવું પવિત્ર તારૂં કામ છે! એ છોડીશ નહિ." તે કામ પરથી આવતી ત્યારે દાદા તેની સેવામાં હાજર થઇ જતા. તેઓ લેખાની માના પિતા થાય.

આજે માતા પણ નથી. લેખા અને દાદા બે જ જણ છે; ત્રીજો એક સ્ત્રી નોકર, અને એમ સંસારનું ગાડું ચાલ્યું જાય છે.

લેખા અને ચંદ્રમુખની ઓળખાણ વધીને મૈત્રીમાં પરિણમી. દાદા પણ એથી ખુશ થયા. ચંદ્ર એમની સાથે પણ હળી ગયો હતો. તે દરેક રીતે લાયક છોકરો હોવાથી, તેને લેખા સોંપવામાં એમને વાંધો મળતો નહિ. દાદાની માન્યતા ખરી હતી—લેખા અને ચંદ્ર એક બીજાને ચાહતાં હતાં. ચંદ્ર ઘણી વખત દાદા પાસે એમની વાતો સાંભળતો બેસી રહેતો. લેખા ઘણા કામમાં ગુંથાએલી હોય, ભોજનનો સમય ન મળે, ત્યારે દાદા પણ આખો વખત ભૂખ્યા રહેતા. છોકરી ઘણા કામમાં હશે—એટલો વિચાર માત્ર તેમની ભૂખ ઉડાવી દેતો. એમને લેખા સિવાય બીજું હતું યે કોણ? હા, હમણાં થોડા સમયથી ચંદ્ર મળ્યો હતો. તેના તરફ એમને પ્રેમ થયો.

લેખા ઘેર આવીને શાંત થતી, ત્યાર પછી દાદા ઘણી વાતો ઉપાડતા. રાત્રે સૂતી વખતે રોજ એક એક નાની બોધક વાર્તા કહેતા. કોઈક વખત ચંદ્રને પણ યાદ કરી લેતા. તે કેવો સારો છોકરો છે એ વાત લેખા આગળ દાદા કેટલા આનંદથી કરતા! તે હસી પડીને કહેતી, " દાદા ચંદ્ર જોડે તમારે પરણવું તો નથી ને? કૈં બહુ વખાણ કરો છો!" ત્યારે તેઓ કેટલા ખુશ થઈ જઈને જવાબ આપતા, "નારે! મારે પરણવું નથી, કોઈક બીજાને પરણાવવું છે." પછી દાદા અને પૌત્રી સાથે બેસી ચંદ્રને યાદ કરતાં.

ચંદ્ર ઘણો હોંશિયાર છોકરો હતો. ભવિષ્યમાં તેને પહેલા દરજ્જાના ધારાશાસ્ત્રી બનવાની અભિલાષા હતી. તેના પિતા તેને તે માટે તૈયાર કરતા હતા. તે પાતળો અને ઊંચો હતો. સ્વાસ

પણ સુંદર—એવા ચંદ્રના વાંકડિયા વાળ બીજાને કેવાં આકર્ષી લેતા. તેનું મુખ પણ આકર્ષક હતું.

એક વખતે લેખા અને ચંદ્ર વચ્ચે સ્વ-સૌંદર્ય વિષે મતભેદ થયો—ગમ્મતમાં બંને દાદા પાસે ન્યાય કરાવવા દોડી ગયાં.

લેખા કહે—તે ચંદ્ર કરતાં ઘણી જ સુંદર છે. ચંદ્ર કહે—તે લેખા જેટલો જ આકર્ષક છે. હવે સાંભળીએ દાદા શું કહે છે. તેમણે આંખો બંધ કરી કહ્યું, "જેવી લેખા સુંદર છે તેવો જ ચંદ્ર સુંદર છે. જેવો ચંદ્ર સુંદર છે તેવી જ લેખા સુંદર છે." દાદા બંનેને બાથમાં લઈ હસી પડયા. લેખા ચંદ્રને ગાલ ઉપર થપ્પડ લગાવી ત્યાંથી દોડી ગઈ. એમ ઘણી વખત ગમ્મત પણ થતી.

ચંદ્ર સાથેની મૈત્રીએ લેખાના કાર્યમાં વિક્ષેપ પાડયો નહિ. સેવાના કાર્યને તે ચંદ્ર કરતાં વધુ ચાહતી. ચંદ્રને એ ખબર હતી. શરૂઆતમાં તેને ઓછું આવી જતું, પણ હવે લેખાને કાર્ય સંબંધમાં સમજ્યા પછી, એ બાબત તે ભૂલી ગયો છે. હજી ય કયારેક ઓછું આવી જાય તો પહેલાંના જેવું તેને દુઃખ નથી થતું.

લેખા છુટ્ટીના સમયમાં બહારનું કામ પણ કરતી; કોઈ દર્દીની સારવારનું કહેણ આવે તો તે સ્વીકારી લેતી. આટલું બધું કામ લેવાની દાદા ના પાડે ત્યારે તે કહેતી કે તેને કામ વિના ગમતું જ નથી. ઘણી વખત દાદા હઠ પકડીને તેને આરામ લેવાની ફરજ પાડતા. લેખાની તંદુરસ્તી જાળવવી એ જ તેમનું પરમ કર્તવ્ય હતું. તેઓ એને માટે ખૂબ કાળજી રાખતા. તંદુરસ્તી વગરનું મનુષ્ય પોતા માટે અને દુનિયા માટે નકામું છે, વૃક્ષનાં જર્જરિત થઈ ગએલાં પાન જેવું છે.

લેખા! કેવા નિસ્વાર્થ ભાવે તું લોકોની સેવા કરે છે! પારકાનું દુઃખ મિટાવવામાં તેં કદી પાછી પાની કરી નથી. સ્વદેહને ઘસી નાખવા સિવાય બીજા બદલાની તને અપેક્ષા પણ નથી. હં! એમ તારૂં કામ આગળ ચાલ્યું જાય છે.

એક વખત ચંદ્ર પત્ર લઈને આવ્યો. લેખાએ પૂછ્યું, "શાની application—અરજી છે?"

તે બોલ્યો, "પરણવાની." બંને ખૂબ હસ્યાં. પછી લેખાએ ફરીથી પૂછ્યું, "કોના ઉપર મોકલવાની છે?"

"તારા ઉપર વળી," કહી ચંદ્ર નજીક ગયો; બોલ્યો, "મારા આટલા હસ્તાક્ષર ભલે રહ્યા તારી પાસે. હું અભ્યાસાર્થે દૂર જાઉંછું.

પછી બંને છૂટાં પડયાં.

[અપૂર્ણ]



તે બોલ્યો "પરણવાની"

# અર્થશાસ્ત્રની વ્યાપકતા

ન. હ. વ્યાસ.

**માનવજીવનમાં** અર્થશાસ્ત્રના જ્ઞાનની ઘણી આવશ્યકતા છે. અર્થશાસ્ત્ર સિદ્ધાન્તની દૃષ્ટિએ તેમજ વ્યવહારની દૃષ્ટિએ વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં,તેમજ માનસિક વિકાસ માટે ખાસ ઉપયોગી છે. અર્થશાસ્ત્રના અભ્યાસથી અનેક વૈજ્ઞાનિક સત્યોની સમજણ પડે છે. માનવ અને સંપત્તિના પરસ્પર સંબંધની ખરેખરી વાસ્તવિક સત્ય ઘટનાઓ અર્થશાસ્ત્રના અભ્યાસથી સમજાય છે. કેળવણીની કોઈપણ યોજનામાં અર્થશાસ્ત્રના અભ્યાસને સ્થાન અવશ્ય મળે છે કારણ કે માનવ જીવનનું આર્થિક સંસ્કરણ તેના પર અવલંબે છે. આ આર્થિક સંસ્કરણ માણસને માત્ર ભૌતિકવાદીજ બનાવી દે છે તે માન્યતા ભૂલભરેલી છે. આજે અર્થશાસ્ત્રના અભ્યાસનું દૃષ્ટિબિંદુ બદલાઈ ગયું છે, અને અર્થશાસ્ત્ર તો સમાજમાં રહેલી અસમાનતા, તથા સંપત્તિની વહેંચણીમાં રહેલા અન્યાયને પરિણામે ઉદ્‌ભવતી અનેક વિષમતાઓ—માનવીના આર્થિક જીવનને ગુંગળાવી નાખતી વિષમતાઓનું ભાન કરાવે છે; માનવતા પ્રેરે છે. માનસિક વિકાસમાં અર્થશાસ્ત્રનો ફાળો કોઇપણ વિજ્ઞાન કરતાં ઓછો નથી. અર્થશાસ્ત્ર માનવજીવન અને સમાજની અનેક વિકટ આર્થિક ઘટનાઓ તપાસે છે અને તેનાપર કાળજીપૂર્વક તેમજ ધીરજથી વિચાર કરે છે; તેનાં કારણો અને મૂળ શોધે છે. અર્થશાસ્ત્રના અભ્યાસથી કાળજીપૂર્વક નિરીક્ષણ કરવાની ટેવ પડે છે તેમજ સચોટ વિચારણા અને સ્થિર મને પૃથક્કરણ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. માણસના આર્થિક જીવનના વિવિધ આશયો તથા સમાજની આર્થિક આંટીઘુંટીઓ અર્થવિજ્ઞાનની વાસ્તવિકતાને કસે છે અને કસાયેલું વિજ્ઞાન માનસિક વિકાસમાં મહત્વનો ભાગ ભજવે છે.

માણસના વ્યવહારીક જીવનમાં અર્થશાસ્ત્ર ડગલે ને પગલે મદદરૂપ થાય છે. જીવનના કોઈપણ ક્ષેત્રમાં માનવીને તે ઉપયોગી થઇ પડે છે; પછી તે કારીગર હોય, શરાફ હોય, વેપારી હોય, રાજદ્વારી પુરુષ હોય, કોઇપણ હોય. મજુરને અર્થશાસ્ત્રનું માત્ર ભાગ્યુતૂટ્યું જ્ઞાન પણ પોતાની ઉત્પાદનમાં શી ઉપયોગીતા છે, પોતાને વાસ્તવમાં મજુરી કેટલી મળવી જોઇએ, પોતાના હક્કો માટે કેવી રીતે લડવું જોઈએ વિગેરેનું ભાન કરાવે છે અને તેના જીવનને ઉન્નત બનાવે છે.

અર્થશાસ્ત્રની, માનસિક વિકાસમાં તેમજ જીવનના વ્યવહારમાં કેટલી ઉપયોગીતા છે તે જોઈ ગયા પછી તેનો બીજાં વિજ્ઞાનો સાથે કેટલો સંબંધ છે તે જોઇએ.

**અર્થશાસ્ત્ર ને સમાજશાસ્ત્રઃ**—સમાજશાસ્ત્ર સમાજમાં રહેતા માનવીના જીવનની પ્રત્યેક પ્રવૃત્તિનો, માણસના સમગ્ર જીવન—વ્યક્તિગત, આર્થિક, સામાજીક અને આધ્યાત્મિક—નો વિચાર કરે છે. અર્થશાસ્ત્ર માનવીના સમગ્રજીવનને સ્પર્શતું નથી; તે માત્ર તેની આર્થિક પ્રવૃત્તિઓ અને આર્થિક ઘટનાઓનોજ વિચાર કરે છે. સમાજશાસ્ત્રનું ક્ષેત્ર બધાંય વિચારશાસ્ત્રો કરતાં મોટું છે અને તે પોતાના વર્તુળમાં બધાંયને સમાવી દે છે. એટલે કે અર્થ-

શાસ્ત્ર તે સમાજશાસ્ત્રનું એક અંગ છે. સમાજશાસ્ત્ર બધાંયે વિચારશાસ્ત્રોની જનની છે અને અર્થશાસ્ત્ર તેનું એક લાડકું બાળક છે. અત્રે સમાજશાસ્ત્રને સર્વાંગસુંદર, સંપૂર્ણ વિકસિત થયેલા શાસ્ત્ર તરીકે કલ્પવામાં આવ્યું છે.

**અર્થશાસ્ત્ર ને રાજ્યશાસ્ત્ર:—** અર્થશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્ર બન્ને સમાજશાસ્ત્રનાં અંગ છે. અર્થશાસ્ત્ર માનવજીવન સાથે સંકળાયેલી સંપત્તિનો વિચાર કરે છે જ્યારે રાજ્યશાસ્ત્ર માનવજીવનને નિયંત્રિત કરતા રાજ્યતંત્રનો વિચાર કરે છે. સંપત્તિની ઉત્પત્તિ અને વહેંચણી ઉપર રાજ્યતંત્રની ઘણી અસર થાય છે. સુવ્યવસ્થિત, મજબુત, ન્યાયપૂર્વક ચાલતા રાજ્યતંત્રની નીચે સંપત્તિનું ઉત્પન્ન ઘણું થશે અને તેની વહેંચણી પણ સારી રીતે થશે, જ્યારે અવ્યવસ્થિત અને અન્યાયપૂર્વક ચાલતા રાજ્યતંત્રમાં ઉત્પન્ન અને વહેંચણી પ્રજાને લાભકારક સંભવતાં નથી.

જેમ રાજ્યતંત્રની, પ્રજાની આર્થિક પ્રવૃતિઓ ઉપર, અસર થાય છે તેમજ રાષ્ટ્રની આર્થિક સ્થિતિ અને આર્થિક સંસ્થાઓ રાજકીય સંસ્થાઓ ઘડે છે. જેમકે ખેતીપ્રાધાન્ય રાષ્ટ્રનું રાજ્યતંત્ર ઉદ્યોગપ્રાધાન્ય રાષ્ટ્રના રાજ્યતંત્રથી જુદું હોય છે.

અનેક સામાજીક પ્રશ્નો જેવાકે ઈજારાપદ્ધતિ, કર પદ્ધતિ, રેલ્વેઓનું નિયંત્રણ કંપનીઓદ્વારા કે રાજ્યદ્વારા, અર્થશાસ્ત્ર તેમજ રાજ્યશાસ્ત્ર બન્નેને સરખી ઉપયોગીતાના હોય છે. આવા બન્ને શાસ્ત્રોને સાધારણ લાગુ થતા સામાજીક પ્રશ્નોની આર્થિક તેમજ રાજકીય બાજુઓનો બન્ને વિજ્ઞાનોના સિદ્ધાન્તોના સમન્વયથી ઉકેલ કરવામાં આવે છે. એકલું અર્થશાસ્ત્ર કે એકલું રાજ્યશાસ્ત્ર આવા પ્રશ્નોનો સંતોષકારક નીવેડો લાવી શકતું નથી.

ટુંકામાં અર્થશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્ર પરસ્પર નિકટ સંબંધ ધરાવતાં અન્યોન્યાશ્રયી વિજ્ઞાનો છે.

**અર્થશાસ્ત્ર ને ઇતિહાસ:—** માણસ પોતાના આર્થિકજીવનની અને આર્થિક પ્રવૃતિઓની કેવી રીતે પ્રગતિ કરતો ગયો તેનો ઇતિહાસ અર્થશાસ્ત્રને ઘણોજ ઉપયોગી છે. અત્યારનું અર્થશાસ્ત્ર માનવજીવનના આર્થિક ઇતિહાસનુંજ પરિણામ છે. માનવજીવનની સમગ્ર બાજુઓને નિહાળતા ઇતિહાસનું, અર્થશાસ્ત્રનો ઇતિહાસ એક પ્રકરણ છે. અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો બરાબર સમજવા માટે અર્થશાસ્ત્રના ઇતિહાસના અભ્યાસની ખાસ આવશ્યકતા રહે છે. અર્થશાસ્ત્રનો ઇતિહાસ અર્થશાસ્ત્રના અભ્યાસનો પાયો છે. ઇતિહાસ વિનાનું અર્થશાસ્ત્ર મૂળ વિનાના ઝાડ જેવું છે. અને અર્થશાસ્ત્ર વિનાનો ઇતિહાસ ફળ વિના ઝાડ જેવો છે.

**અર્થશાસ્ત્ર ને નીતિશાસ્ત્ર:—** બન્ને સમાજશાસ્ત્રનાં અંગ છે. અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના સુમેળથી, માણસની આર્થિક પ્રવૃત્તિમાંથી કેવળ સ્વાર્થ અને શોષણનાં તત્ત્વો ઓછાં થઈ, અનુકમ્પા ન્યાય અને સમાનતાનાં તત્ત્વો દાખલ થાય છે. સંપત્તિના ઉત્પનમાં, વહેંચણીમાં, વિનિમયમાં તથા ઉપભોગમાં નીતિનાં તત્વો ઘણો મહત્વનો ભાગ ભજવે છે. પ્રજાનું નૈતિક ધોરણ જેટલું ઊંચુ તેટલી આર્થિક અસમાનતા ઓછી, અને શોષણ પણ ઓછું. નૈતિક ઉન્નતિ પ્રાપ્ત કરેલી પ્રજામાં, સંપત્તિની ઉત્પત્તિ, વહેંચણી ને ઉપભોગસમાનતા ન્યાયના ધોરણપર જોવામાં આવશે.

અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના સમન્વયથી એકબીજાની ત્રુટીઓ પરસ્પર પુરાઈ ગઈ છે. નીતિશાસ્ત્રે અર્થશાસ્ત્રની જડતાને દૂર કરી છે જ્યારે અર્થશાસ્ત્રે નીતિશાસ્ત્રની વણવિચારેલી અયોગ્ય દાનવૃત્તિને હરાવી છે. [અપૂર્ણ]



# શ્રી હીરાલાલ પારેખ

ગુજરાતના જુની પેઢીના વિદ્વાનોએ હમણાં હમણાં સંસાર પરથી ત્વરાએ વિદાય લેવા માંડી છે. તેના ન જીરવાય એવા ઘા હજી તાજાજ છે ત્યાં શ્રી હીરાલાલ પારેખનું અવસાન નોંધાય છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના આસી. સેક્રેટરી તરીકે તેઓ વર્ષોથી ગુજરાતને જાણીતા હતા. 'ગ્રન્થ અને ગ્રન્થકાર'દ્વારા લેખકોની તેમણે ન વિસરાય એવી સેવા બજાવી છે. શ્રી. ભોગીલાલ સાંડેસરા અને બીજા પણ કેટલાક ઊગતા કે વિદ્યાર્થીલેખકો તેમના માર્ગદર્શને આજે ગુજરાતમાન્ય બન્યા છે. એવા અનેક લેખકોએ તેમના અવસાનના સમાચાર પર અશ્રુ વહાવ્યાં હશે.

મુંબઈ ઈલાકાના સ્વદેશમન્ત્રી શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી તેમને અંજલિ અર્પતાં કહે છે:

'ભાઈ હીરાલાલ પારેખના અવસાનથી મને આઘાત થયો છે. આજે પંદર વર્ષ થયાં અમે ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં સહયોગીઓ હતા. ને અંગત સંબંધે તો મેં એક ભાઈ ગુમાવ્યો છે.

સાહિત્ય પરિષદની સ્થાપનાથી એ એની સાથે જોડાએલ હતા; અને આજે પરિષદ જે ભૂમિકા પર આવી છે તેનો યશ એમને છે. તેમની ખોટ પરિષદને, સાહિત્યને અને સંશોધનને અણપુરાયલી રહેશે.'

શ્રીમતી વિદ્યાબ્હેન નીલકંઠ તેમની દુઃખદ મૃત્યુનોંધ લેતાં લખે છે:

'તેઓએ સાદી, સરળ અને સ્વચ્છ જીંદગી ગાળી છે. લગભગ Puritanism તરફ ઢળે એટલે દરજ્જે એમનું જીવન પવિત્ર હતું. ઈશ્વરપરાયણતા દંભની નહિ પણ ખરા દિલની હતી તે એમની સાથે ગાઢ પરિચયમાં આવનાર જાણે છે.

સાહિત્યના સાચા ઉપાસક ને સમાજસેવા માટે તીવ્ર લાગણી ધરાવનાર હોવા સાથે વ્યવહારકુશળતા તેમનામાં મોટા પ્રમાણમાં હતી. નિખાલસ દિલ એ એમનો મોટો ગુણ હતો જે વડે બહોળું મિત્રમંડળ તેમણે પ્રાપ્ત કર્યું હતું......આટલું કામ કરવા છતાં તેમનામાં આગળ પડવાની ઇચ્છા નહોતી; નમ્રતા, સુજનતા અને કર્તવ્યનિષ્ઠતાના ઉમદા સદ્‌ગુણો વડે શાંત જીવન વ્યતીત કરી પોતાને કૃતકૃતાર્થ બનાવવાનું સુભાગ્ય એમને પ્રાપ્ત થયું હતું.'

શ્રી મેઘાણી તેમને બાલભાવે અંજલિ અર્પતાં અનેક સ્મૃતિપ્રસંગો તારવે છે; અને

તેમને 'હીરાકાકા'ના હુલામણા નામે સંબોધતાં તે તેમની એકધારી મુંગી સેવા, નવીન પ્રવાહને ઝીલવાની તેમની તત્પરતા ને લેખકો પ્રતિની તેમની હમદર્દી પર પ્રશંસાનાં પુષ્પ વેરે છે.

* * *

સંવત ૧૯૩૦ના ચૈત્ર સુદ દશમે સુરતમાં તેમનો જન્મ થયેલો. મોસાળપક્ષે કંઈ સંતાન ન હોવાથી તેઓ તે કુટુંબના પણ વારસરૂપ બન્યા.

પ્રાથમિક ને માધ્યમિક શિક્ષણ તેમણે ઉમરેઠ ને અમદાવાદમાં લીધું. સન ૧૯૦૦માં મેટ્રીક પસાર કરી તે ગુજરાત કૉલેજમાં જોડાયા. ગણિતની કચાશના કારણે તેમને પ્રીવિયસમાંજ ત્રણ વર્ષ વીતાવવાં પડ્યાં. કૉલેજ છોડી તે નાગપુર ખેતીવાડી ખાતામાં નોકરીએ જોડાયા. પણ છેવટે ૧૯૦૮ માં તેમણે બી. એ. પસાર કરી; ને કૉલેજમાં તે દક્ષિણાફેલો નીમાયા. એમના સહફેલો તરીકે શ્રી ચીમનલાલ દલાલ ને શ્રી ગણેશ વાસુદેવ માવલંકર હતા.

સન ૧૯૦૭ માં અને ૧૦ માં તેમણે કેળવણી અને ઈતિહાસ સંબંધી વિદ્વતાભર્યા નિબંધો લખી મુંબઈ વિદ્યાપીઠનાં બે ગૌરવભર્યાં ઈનામ જીત્યાં.

તે પછી તેમણે એમ. એ. માટે પ્રયાસ કર્યો. પણ તેમાં નિષ્ફળ જતાં તે મુંબઈની સેકન્ડરી ટીચર્સ કૉલેજમાં જોડાયા. પણ તે અરસામાં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના આસી. સેક્રેટરી નીમાતાં તેમણે તે સ્થાન છોડી દીધું.

સોસાઇટીએ તેમના જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. તે અને સોસાઇટી એકાકાર બનતાં ગયાં. તેમના જીવનઘડતરમાં સ્વ લાલશંકર ઉમિયાશંકરની ઊંડી અસર તો હતી જ. હવે તે શ્રી રમણભાઈ નીલકંઠ અને બીજા અનેક સાહિત્યશિરોમણીઓના સંસર્ગમાં આવ્યા. આ રીતે, ગુજરાતમાં અપ્રતિમ ગણાય એવો વ્યક્તિસહવાસ તેમને સહજ બન્યો.

ગુજરાતસાહિત્યસભાના મન્ત્રી તરીકે દશ વર્ષ સુધી તેમણે સ્થાન સાચવ્યું. તે દરમિયાન ઐતિહાસિક વ્યાખ્યાનમાળા, સાહિત્યકળાપ્રદર્શન, વાર્ષિક સમાલોચના, સાહિત્યપરિક્ષા વગેરે નવીન પ્રવૃત્તિઓ યોજેલી. રણજીતરામ સુવર્ણચન્દ્રકની તેમની યોજના તો એટલી સફળ નીવડી છે કે ગમે તેવા સમર્થ લેખકો પણ તે ચન્દ્રક આજે હર્ષથી સ્વીકારી લે છે, અને તે દ્વારા ગુજરાતના એક મુંગા સેવકની સ્મૃતિ કાયમ રહે છે.

૧૯૨૦ ની સાહિત્યપરિષદમાં તે મંત્રી નીમાયલા. તે પરિષદને સફળતાથી પાર ઉતારવામાં તેમણે યોગ્ય જહેમત ઉઠાવેલી. ત્યારપછી સાહિત્યપરિષદ-મંડળના મંત્રી તરીકે તેઓ છેવટ સુધી કાયમ જ રહ્યા છે.

એમનું વાંચન બહોળું અને સર્વદેશીય હતું. લેખન પ્રત્યે એમને જો કે અણગમો હતો છતાં પાછલાં વર્ષોમાં તેમણે 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન' નામે એમ વિસ્તૃત ને અભ્યાસપૂર્ણ ગ્રન્થ લખ્યો છે. તેમના છુટક લેખોની સંખ્યા તો સેંકડો ઉપરાંતની થવા જાય છે.

પણ તેમની સફળતા તો લેખક કરતાં સંપાદક તરીકે વધુ કીર્તિકર છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી આજ સુધીમાં પ્રકટ થયેલા અનેક અમૂલ્ય ગ્રન્થોના સંપાદનમાં તેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. 'ગ્રન્થ અને ગ્રન્થકાર'નું સંપાદન તેમના વિના આટલું સફળ નજ બની શકે.

છેલ્લા કેટલાક માસ થયાં તેમની તબિયત નરમ રહેતી હતી. શ્રી. કેશવલાલ ધ્રુવના અવસાન સમયે તેમણે, પથારીવશ છતાં, તે સાહિત્યશિરોમણીનાં અનેક સ્મૃતિચિત્રો લખાવેલાં.

ગઈ તા. ૨૦મીએ તેઓ અવસાન પામ્યા. પ્રભુ એમના આત્માને શાન્તિ બક્ષો.




**૧. તેજપાલનો વિજય** : લેખક : પંડિત લાલચન્દ્ર ભ. ગાંધી. પ્રકાશક : અભયચંદ્ર ભ. ગાંધી, હેરીસ રોડ, ભાવનગર. કિંમત. રૂ. ૦–૮–૦.

'જૈન ધર્મ પ્રકાશ' નામે માસિકના સુવર્ણાંક માટે લખાયલ પણ ત્યાં મોડો થતાં પુસ્તકનું રૂપ પામેલ આ લેખ છે. તેમાં મુખ્યત્વે મન્ત્રીશ્વર તેજપાળે ગોધ્રાના ગર્વીષ્ઠ રાજવી ઘૂઘુલ પર મેળવેલા વિજયનું વર્ણન છે. તે લેખની સાથે અંકોટ, ગોધ્રા, પાવાગઢ ને ચાંપાનેરના આજ સુધી અપ્રગટ ઇતિહાસ પણ પુસ્તકમાં ઉમેરાયા હોઈ ઇતિહાસ ને સંશોધનની ગણતરીએ તે અતિ અગત્યનું બને છે.

પુસ્તકની ભાષા ગૌરવવન્તી, શૈલી સંસ્કૃતની ને ગૂંથણી પંડિતાઇભરી છે. અગિયારમી સદીના અલંકારથી લદાયલ આજની ગુજરાતી સુન્દરીની તેમાં મોહકતા ટપકે છે. આપણા પંડિતો ભાષામાં આટલો સુન્દર યુગવિનિયમ સાચવી શકે છે તે તે વિષયની વૈવિધ્યતાની બાબતમાં ગુજરાતી પ્રજાના ગૌરવનો વિષય છે.

પુસ્તકને અન્તે આપેલ, લેખકના આજસુધીના, ગ્રન્થ ને લેખોની કાયરી પંડિતજીની સાહિત્ય સેવાનો સુન્દર પરિચય કરાવે છે.

**૨. પ્રભાવક જ્યોતિર્ધર જૈનાચાર્યો** : લેખક : પંડિત લાલચન્દ્ર ભ. ગાંધી, પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા–પ્રકાશકનું નામ ને પુસ્તકની કિંમત લેખકને પૂછાવતાં મળી શકશે.

સંપાદકે પોતાના નામની ગુપ્તતા સાચવી રાખવા પ્રયાસ કર્યો છે પણ તેમણે પોતાના નામ પર કરેલો ગ્રન્થનિર્દેશ જોતાં તેઓ શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઈ હોવા સંભવે છે.

શ્રીમદ્ વિજ્યાનન્દ સુરિશ્વરજીના જન્મશતાબ્દિ ઉત્સવ પ્રસંગે રચાયલ આ ન્હાનકડા ગ્રન્થમાં પણ લેખકનો શ્રમ પ્રતિબિમ્બિત થાય છે. વિક્રમ સંવતની પણ પૂર્વેથી આરંભી વીસમી સદી સુધીના તેજસ્વી જૈનાચાર્યોનો તેમણે તે ગ્રન્થમાં ટૂંક છતાં તલસ્પર્શી પરિચય કરાવ્યો છે.

બારમી સદીના મુનિવરોનો પરિચય કરાવતાં તેમણે તે મુનિવરોને મા. મુનશીએ પોતાની નવલકથાઓમાં કેવા વિકૃત સ્વરૂપે આલેખ્યા છે તેનું પણ ટૂંકું વિવેચન કર્યું છે.

જૈન મુનિવરોના સંક્ષિપ્ત ઇતિહાસ તરીકે આ ગ્રન્થ સ્થાન શોભાવે છે; અને જૈન તેમજ જૈનેત્તર બંને દૃષ્ટિએ તે આદરણીય છે.

**આબૂ** ( ભાગ પહેલો–આવૃત્તિ બીજી ) : લેખક : શ્રીમાન્ જયન્તવિજયજી મહારાજ. પ્રકાશક : મન્ત્રી–શ્રી વિજ્યધર્મસૂરિ જૈન ગ્રન્થમાળા; છોટા સરાફ, ઉજ્જૈન (માળવા). કિંમત રૂ. ૨–૮–૦.

મહાતીર્થ આબૂ સંબંધી આ પહેલાં પણ સચિત્ર વર્ણનો તો અનેક બહાર પડેલાં, પણ પ્રમાણભૂત ઇતિહાસ, સંશોધન, શિલાલેખો, ઉત્પત્તિથી માંડી આજ સુધીની તે તીર્થ ને ત્યાંનાં અપ્રતિમ દહેરાસરોની સત્ય હકીકતો, જરૂરી ફોટાઓ, અને જૈનમંદિરો ઉપરાંત તે ગિરિરાજ પરનાં બીજાં પણ અનેક વિખ્યાત સ્થળોનાં વર્ણનની દૃષ્ટિએ તો આ ગ્રન્થ અજોડ છે.

આબૂના પ્રત્યેક યાત્રિકે તે જોડમાં રાખવો જરૂરી છે. ઐતિહાસિક અને ભૌગોલિક ગ્રન્થોમાં કલાત્મક ગૂંથણી અને રસિકતાની ખામી તો ગુજરાતમાં વ્યાપક બની ગઈ છે. પરિણામે તે ખામી આ ગ્રન્થને ગુજરાતના તે વિષયના બીજા કોઈ પણ ગ્રન્થ કરતાં ઉતરતો ઠેરવી શકે તેમ નથી.

**બ્રાહ્મણવાડા :** લેખક-પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત ૦-૪-૦.

આબૂની માફકજ બ્રાહ્મણવાડા તીર્થને લગતું આ ઐતિહાસિક ને વર્ણનાત્મક સચિત્ર પુસ્તક છે. વિધાનો ઘણાં ચોક્કસ છે; વર્ણન સુયોગ્ય છે.

**સુભાષિત પદ્ય રત્નાકર** (ભાગ ત્રીજો): સંગ્રાહક અને અનુવાદક: મુનિ શ્રી વિશાલવિજયજી. પ્રકાશક: ઉપર પ્રમાણે. કિંમત રૂ. ૧-૪-૦.

જુદા જુદા અનેક જૈન જૈનેત્તર, સંસ્કૃત ને પ્રાકૃત, ગ્રન્થોમાંથી તારવેલાં સુભાષિતોનો આ સંગ્રહ છે. સંગ્રાહકે પ્રથમ તો તે સ્વઉપયોગ માટે તારવેલાં પણ પછી અનુકૂળતા મળતાં તે પુસ્તકરૂપ બન્યાં. તેના આ ત્રીજા ભાગમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રના ધર્મ ને તેમનાં ક્ષેત્ર તેમજ જીવનમાં જરૂરી ગુણો પરનાં સુભાષિત વચનોનો સમાવેશ થાય છે. પ્રત્યેક સુભાષિતની સાથે તેનો સરળ ને સુવાચ્ય અનુવાદ આપેલો હોઈ આ ગ્રન્થ અભ્યાસી વર્ગ અને સામાન્ય જનતા બંનેને ઉપકારી થવા સંભવ છે.

**રાસપદ્મ :** લેખક અને પ્રકાશક : મુળજીભાઈ પીતાંબરદાસ શાહ. પ્રસ્તાવના લેખક: કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ. કિંમત રૂ. ૧-૦-૦.

લેખકનો આ ચોથો રાસસંગ્રહ છે. પ્રથમના ત્રણ સંગ્રહોને ગુજરાતી પ્રજાએ વધાવી લીધા હોઈ આ ચોથાને પણ તે વધાવશે એ નિઃસંદેહ છે.

પ્રસ્તાવનામાં કવિ શ્રી ન્હાનાલાલે રાસની વ્યાખ્યા કરી રાસનાં સાચા પારખનાર તરીકે પુરુષ કરતાં સ્ત્રીને ઊંચું સ્થાન આપ્યું છે ને તે ઉચિત છે.

કવિતા મધ્યસ્થ ધ્યેય કે તત્વજ્ઞાનને ઝીલી શકે. પણ રાસના વિજયનો આધાર તો શબ્દઝણકાર ને ભાવમાધુર્ય પર રહે છે. આ સંગ્રહમાં તે બંને સુંદર રીતે જળવાયલ હોઈ તેની પ્રજાપ્રિયતા સ્વાભાવિક છે.

રાજાઓ ને કેટલાક ત્યાગીઓની લાંબા નામની મહેચ્છાની મશ્કરી ઉડાવવા છતાં આપણે તે મોહ જો ચાલુ રાખીએ તો તે દંભજ લેખાય. સ્થાન અને અટક બંને દર્શાવવા 'મહાકવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ' લખાયું હોય તોપણ 'શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ' વધારે ભવ્યતા ને સાદાઈભર્યું છે; તેમાં કશી ઊણપ રહેતી નથી.

લેખકનો પ્રયાસ હરેક રીતે પ્રશંસા ને ઉત્તેજનને પાત્ર છે.

**બીઝનેસ પ્રોડક્ટ** (ભા. ૧-૨.): લેખક અને પ્રકાશક: ગટુલાલ સી. ચોકસી, વડોદરા. કિંમત: રૂ. ૨-૮-૦.

ગુજરાતી પ્રજાનો મોટો ભાગ જ્યારે બેકારીમાં પીસાઈ રહ્યો છે તે સમયે ઘરગથ્થુ અને હરેક પ્રકારે ઉપયોગી ચીજોની બનાવટ શીખવતું આ પુસ્તક પ્રજાના બહોળા વર્ગને લાભદાયી થઇ શકે તેમ છે. તેમાં દિવાસળીઓ, જરૂરી દવાઓ, તેલ, સોડા, સાબુ, આસવો, શરબતો વિગેરે બનાવવાની રીત ને તેમાં વપરાતી ચીજોનાં પ્રમાણ આપ્યાં છે. આ પુસ્તક જો કે પ્રયોગસિદ્ધ કરતાં અનુવાદભર્યું વિશેષ લાગે છે છતાં આપણા ન્હાના ક્ષેત્રમાં તો તે આવકારદાયી છે જ.

પુસ્તકની કિંમત ઘણી વધારે છે. અને ગુજરાતી ભાષામાં લખાયલ ને તે પ્રજાનાજ હાથમાં મૂકાનાર પુસ્તકનું અંગ્રેજી નામ અનુચિત લાગે છે.

## પત્ર પરિચય

**બાલજીવન**—તંત્રી: રમણલાલ નાનાલાલ શાહ. બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા. વાર્ષિક લવાજમ રૂ. ૩. મે માસના વાર્તા-અંકમાં પ્રાણીજીવનની સુંદર વાર્તાઓ ઉપરાંત જીવનચરિત્ર અને કચ્છની પત્રા સુંદર વાંચન પુરૂં પાડે છે. જુનના અંકમાં સુંદર મુખચિત્ર, રસભરી ચાલુ વાર્તા, દીવતનું અવનવું, ને બાલજીવનનાં બાલમિત્રો વિગેરે ધ્યાન આકર્ષે છે.

**યુવક**—તન્ત્રીઓ: ચુનીલાલ શાહ ને મોહનભાઈ પટેલ. ઑફિસ: વડોદરા. પ્રકાશક: મોતીભાઇ મથુરભાઈ પટેલ, ચરોતર પ્રીન્ટીંગ પ્રેસ, આણંદ. વાર્ષિક લવાજમ રૂ. ૨.

મે માસના અંકમાં ઉઘડતા પાને, પરદેશની ખર્ચાળ ડીગ્રીઓ, તન્ત્રી નોંધ, અવલોકન, જર્મન યુવકની શ્રમજીવી પ્રવૃત્તિ, ભુલાભાઇ દેસાઈનું ટુંક જીવનચરિત્ર તથા જુનના અંકમાં રસાયણ ને અર્થશાસ્ત્રને લગતા લેખો, ઉઘડતા પાને, સુભાષબોધ, શું વાંચશો? તન્ત્રી નોંધ વિગેરે સમૃદ્ધિ આ માસિકનું અગ્રગણ્ય સ્થાન સાચવી રાખે તેવી છે.

**શ્રી. જૈન સિદ્ધાન્ત ભાસ્કર**—તન્ત્રીઓ: પ્રો. હીરાલાલ જૈન. પ્રકાશક: ધી સેન્ટ્રલ જૈન ઑરિયન્ટલ લાયબ્રેરી, આરા, બિહાર. વાર્ષિક લવાજમ રૂ. ૪.

અનેક માનદ તન્ત્રીઓના સહકારથી ચાલતા ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનને લગતા આ ત્રૈમાસિકમાં, હિંદી અને અંગ્રેજી બંને ભાષામાં ગૂંથાયલ, વિવિધ પ્રકારની ઉપયોગી લેખ સામગ્રીમાં, કર્ણાટકના વિખ્યાત વાદી વિદ્યાનંદને લગતો લેખ ખૂબ જ મહત્ત્વનો છે.

**Mass Uplift**—તંત્રી અને પ્રકાશક: ભીખાલાલ બી. કપાસી બી. એ., સયાજીગંજ, વડોદરા. એક અંકની કિંમત આઠ આના.

પ્રથમ નવેંબરમાં અને પછી ફેબ્રુઆરીમાં પ્રગટ થયેલ આ પત્રના બે અંક જોતાં વિમો, ઉદ્યોગ, અર્થશાસ્ત્ર વિગેરે વિષયોમાં તે અંગ્રેજી અને ગુજરાતી બંને ભાષામાં ઉપયોગી માહિતી પૂરી પાડે છે એમ કહી શકાય.

**આત્માનંદ પ્રકાશ**—પ્રકાશક: જૈન આત્માનંદ સભા, ભાવનગર. વાર્ષિક લવાજમ ૧-૪-૦.

વૈશાખ અને જેઠ બંને માસના અંકોમાં પ્રગટ થયેલ નીતિ અને ધર્મ વિષયક જુદા જુદા લેખો સામાન્ય જનતાને પણ ઉપયોગી થાય તેવા છે.

**ગુજરાત શાળાપત્ર**—તંત્રી અને પ્રકાશક: એચ. ટી. ધોધારી, પ્રે. ટ્રે. ટ્રેનિંગ કોલેજ; અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૧-૮-૦.

મે-જુનનો અંક જોતાં આ પત્ર કેળવણી વિષયમાં પોતાનું જુનું સ્થાન સારી રીતે સાચવી રાકે છે એમ કહી શકાય.

**વ્યાયામ**—તંત્રી અને પ્રકાશક: ધોં. ના. વિદ્વાંસ. વ્યાયામ કાર્યાલય, વડોદરા. વાર્ષિક લવાજમ રૂ. ૨-૮-૦.

આ પત્રના જુન માસના અંકમાં વ્યાયામ અને બીજા વિષયો પર પણ વાંચવા યોગ્ય લેખો નજરે ચડે છે.

**વૈદ્યકલ્પતરુ**—તંત્રી અને પ્રકાશક: વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રીવેદી. રીચીરોડ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦.

મે અને જુનના અંકોમાં નાગપુર વૈદકીય અધિવેશનનાં ભાષણો ઉપરાંત તદ્વિષયની બીજી પણ ઉપયોગી સામગ્રી સચવાઈ છે.

**ગ્રામજીવન**—તંત્રી મંડળ તરફથી સંચાલક સમિતિ: રાજરત્ન સેવકલાલ દલસુખભાઇ વિ. પ્રકાશક: સયાજી સહકાર સેવક સંઘ, વડોદરા. વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦.

જુન માસના અંકમાં ખેતી અને ગ્રામજીવનને લગતા લેખો ઉપયોગી તેમજ રસભર્યા છે. બીજી સામગ્રી પણ સુંદર વાંચન પુરૂં પાડે છે.

**પ્રચારક**—આર્યકુમાર મહાસભાનું મુખપત્ર. કારેલી બાગ, વડોદરા. વા. લવાજમ રૂ઼ા. ૨.

એપ્રીલના અંકમાં ભાષા, શિક્ષણ, સાહસ, સંસ્કૃતિ, રાજકરણ વિગેરે પર મનનીય લેખો પ્રગટ થયા છે.

**શિક્ષણ પત્રિકા**—તંત્રીઓ ગિજુભાઈ અને તારાબ્હેન. દક્ષિણામૂર્તિ, ભાવનગર. વા. લવાજમ રૂા. ૧.

વૈશાખ અને જેઠ માસના અંકોની લેખ સામગ્રી બાલશિક્ષણ સંબંધમાં આ માસિકનું અગ્રપદ સારી રીતે સાચવી રાખે છે.

**ક્ષત્રિયમિત્ર**—તંત્રી અને પ્રકાશક : ધીરસિંહ વ્હે. ગોહિલ. નવાપરા, ભાવનગર. વા. લવાજમ રૂ. ૩–૦–૦.

મે અને જુનના અંકોમાં પ્રગટ થયેલ ક્ષત્રિયોને લગતા લેખો તે કોમને ઉન્નતિકારક અને તેવા છે.

**ખેતીવાડી વિજ્ઞાન**—પ્રયોજક : દુલેરાય અંજારીયા; ઓન. તંત્રી : મગનલાલ દેસાઈ. લીંબડી, કાઠિયાવાડ. વા. લવાજમ ૨–૮–૦.

માસિકના એપ્રીલ અને મે બંને માસના અંકો તેના નામને યોગ્ય સમૃદ્ધિ પીરસે છે.

**ગ્રામસુધાર**—સંપાદક : સોમાભાઈ પટેલ. સુણાવ (વાયા : આણંદ.)

આ સાપ્તાહિક પત્રનો ૧૭–૫–૩૮નો ઇલેકટ્રીકલ્ચર અંક તે નુતન અને ઉપયોગી વિષયની સુંદર સામગ્રી પીરસે છે.

**ગ્રામસેવા**—તંત્રી : સોમાલાલ મહેતા. ઉનાવા (કલોલ) વા. લ. રૂ. ૨–૦–૦

આ પત્રમાં ગ્રામોદ્ધારને લગતા ઉપયોગી વિષયો પ્રગટ કરવામાં આવે છે. જુન માસના અંકમાં શ્રી. ગ. ગોવિન્દભાઈ હાથીભાઈએ સુંદર સૂચનાઓ આપતો લેખ લખ્યો છે.

**જૈન જ્યોતિ** : તંત્રી ધીરજલાલ ટોકરશી શાહ. પ્રકાશક : જ્યોતિ કાર્યાલય, પાનકોરનાકા, જુમ્મા મસ્જીદ સામે, અમદાવાદ. વા. લવાજમ રૂ. ૪–૦–૦.

જૈન સમાજના અગ્રગણ્ય સાપ્તાહિક તરીકે આ પત્ર યોગ્ય સામગ્રી પીરસી શકે છે.

આ ઉપરાંત સુરતથી 'સ્ત્રીશક્તિ,' વડોદરાથી 'દશનામ દિવાકર' અને અમદાવાદથી 'જૈન-સમાચાર' વિગેરે પત્રો મળ્યાં છે. ત્રણે પત્રો નામની યોગ્યતા જાળવી રાખે છે.

---

## ઇનામી યોજના

**પોસ્ટ-ઑફીસ** તરફથી તરતમાં રજીસ્ટ્રેશન મળી જશે અને ગુજરાતની સમસ્ત પ્રજાના હાથમાં અમે અમારા માસિકને ત્વરાએ મૂકી શકીશું એવી આશાએ ગયા અંકમાં પ્રકટ થયેલ 'ઇનામી યોજના'ની મુદત અમે ટૂંકી રાખેલી. પણ રજીસ્ટ્રેશનના અભાવે અમારી એ આશા હજી ફળીભૂત થઇ નથી. 'સુવાસ'ના પ્રચારને, પરિણામે, અમે અમારી ભાવના પ્રમાણે વ્યાપક બનાવી શકયા નથી. એટલે યોજનાની મુદત એક માસ માટે લંબાવી તા. ૨૩–૭–૩૮ની કરીએ છીએ.

---




ઊગતા અને ગરીબ લેખકોના જીવનને ટકાવવાના ઉપાય પ્રતિષ્ઠિત અને શક્તિસંપન્ન લેખકો યોગ્ય પુરસ્કાર વિના એક લીટી પણ ન લખે એ ઉપરાંત બીજા પણ અનેક છે.

મફતિયાં પુસ્તક વહેંચતી જાહેરસંસ્થાઓના લેખનકાર્યને કોઈ પણ લેખકે હાથમાં ન લેવું; ઊગતા ને સામાન્ય લેખકોએ કીર્તિને ખાતર મફત લખતી વખતે પોતાનું એવું લખાણ વર્તમાન કલમજીવીઓનો રોટલો ઝૂંટવે છે એટલુંજ નહિ પણ એ પદ્ધતિ ભવિષ્યમાં પોતાનો પણ રોટલો ઝૂંટવશે એ અચૂક રીતે ધ્યાનમાં રાખવું; પૈસા લીધા સિવાય લેખકે પુસ્તક કે લેખ છપાવવાની પ્રકાશકને પરવાનગી ન આપવી; ને તફડંચી ને સાહિત્યચોરીઓને અટકાવવા સામુદાયિક ઉપાય લેવા.

આ નીતિ લેખકોના જીવનને શક્ય ને સગવડતાભર્યું બનાવશે.

× × ×

ગયા મહિનાના અન્તમાં સટ્ટાએ શ્રી સારાભાઈના પ્રાણ લીધા. ને સટ્ટાનાં ઝેર પ્રજાની દૃષ્ટિએ ચડ્યાં.

માનવી નિર્બળ છે. જ્યાં લાભ અને સુખનો આભાસ જુએ ત્યાં તે આંખો મીંચીને દોડવા માંડે છે. પણ રાજકર્ત્તાઓનો ધર્મ છે કે પ્રજાની એવી આંધળી દોડને તેમણે અટકાવવી.

દારૂની બદી તે પીનાર કે તેના કુટુંબને નુકશાન કરે છે; સટ્ટો અનેકને અવળે પન્થે ચડાવી, પ્રજાદ્રવ્યને અસ્થિર કરી, જીવનને અશાન્ત ને ઝેરીલું બનાવે છે. તેના પરિણામે સુખી તો કો'કજ થાય છે: હજારોના ભોગે એકાદ. ને દુઃખ તો સટ્ટાના મૂળમાંજ છૂપાયલું રહે છે.

દારૂનું જો વ્યસન અટકે તો સટ્ટાની શું બેફામતા પણ ન અટકી શકે?

× × ×

દેશી રાજ્યોની પ્રજાને હમણાં ઉત્સવનો યુગ છે. મ્હૈસુર, માણસા, વળા, રામદુર્ગ વિગેરે સ્થળે સત્તાધીશ રાજવીઓ સામે તે વિજય વરી છે. કોચીનના રાજવીને પ્રજાકીય મહત્તા અને અધિકારોને રાજતંત્રમાં ગૂંથવાની દીર્ઘદૃષ્ટિ દોડાવવી પડી છે.

ઉત્તર ગુજરાતનાં ન્હાનકડાં દેશી રાજ્યોની જે પ્રજા આજે પશુજીવન ગાળી રહી છે તેણે જો આ યુગનાં અમૃતપાન મુલતવી રાખ્યાં તો તેનાં ઝેર કાયમનાં છે એ તેની સ્મૃતિએ જડાવું જોઈએ.

× × ×

લાગણી અને ભાવનાને વશ થઈ, હિંદુ–મુસ્લીમ સમાધાન અર્થે, ગાંધીજી શ્રી ઝીણાને આંગણે ગયા. જગતદૃષ્ટિએ મી. ઝીણાનું મહત્ત્વ વધ્યું. તેમનું એવું મહત્ત્વ વધારવા માટે ગાંધીજીને કેટલેક સ્થળેથી મીઠો ઠપકો પણ મળ્યો.

પણ છેવટ વિજયી તો ભાવનાજ નીવડી. મી. ઝીણાએ ગાંધીજીની વેદના પ્રતિ દાખવેલી બેપરવાઈએ તેમની અક્કડતાને ખુલ્લી કરી છે. ગાંધીજી સાથેનો પત્રવ્યવહાર પ્રગટ કરી તેમાં તેમણે દર્શાવેલી પોતાની ગર્વભવ્યતા ને સંકુચિત નીતિનાં જગતને પણ તેમણે દર્શન કરાવ્યાં છે.

ને એ દર્શને મહાસભા વધુ બળવાન બની છે. મુસ્લીમો મી. ઝીણા કરતાં ગાંધીજીમાં વધુ ઉત્કટ ધર્મ ને દેશપ્રેમ દેખતા થયા છે. ઝીણાને તજી ગાંધીજીને અપનાવવામાં તેઓ ગૌરવ લઈ રહ્યા છે.

તેમનું એ ગૌરવદર્શન પ્રશંસનીય છે.

———o———




૧-૬-૩૮. અમદાવાદમાં દારૂનિષેધનાં મંગલાચરણ.

૨-૬-૩૮. યુરોપના પ્રવાસે જતા પંડિત જવાહરલાલનાં ઠેરઠેર તગતગતાં ભાષણો; મુંબઇએ તેમને આપેલી ભાવભીની વિદાય.

સીયા—સુન્નીના ઝગડાને અંગે લખનૌમાં કરફ્યુ ઓર્ડરની શરૂઆત.

સીકરની પ્રજા સામે જયપુર—પોલીસનાં સશસ્ત્ર પગલાં. પ્રજાએ રણાંગણમાં કરેલો પ્રવેશ. મેવાડપતિએ પ્રજાની રાજકીય ચળવળો પ્રત્યે કડકાઈ દાખવવાનાં મંગલાચરણ કર્યા.

૩-૬-૩૮. ઝેકોસ્લોવેકીઆએ સ્પેનની રાષ્ટ્રવાદી સરકારનો કરેલો સ્વીકાર.

૪-૬-૩૮. મુંબઈ યુનિવર્સીટીની આ સાલની ઈન્ટરની પરીક્ષામાં ૩૧૫૯ માંથી ૧૩૮૬ વિદ્યાર્થીઓ પસાર થયા.

હિંદુ મુસ્લીમ સમાધાન સંબંધમાં વિચારણા કરવાને મુંબઈમાં, મી. ઝીણાના નિવાસસ્થાને, મળેલી લીગ કાઉન્સીલની બેઠક.

૫-૬-૩૮. વ્હોરા મંડળમાં ભાષણ કરતાં મી. ઝીણાએ મહાસભાની કેટલીક નીતિરીતિઓ પ્રત્યે દર્શાવેલો સખત વિરોધ.

૬-૬-૩૮. મુંબઈમાં બિકાનેર નરેશના ભવ્ય ભુવને, પુનર્ઘટના સમિતિમાં, નરેન્દ્રમંડળના બંધારણ વિષે ચાલતી કડક મંત્રણાઓ.

આ વર્ષની મેટ્રિકની પરિક્ષામાં સિંધીનો પેપર ફૂટી જવાથી, તે વિદ્યાર્થીઓની પુનઃ પરીક્ષાના પરિણામને ભાવિનો વિષય બનાવી, મુંબઈ યુનિવર્સીટીએ બાકીના ૧૬૫૯૬ વિદ્યાર્થીઓમાંથી ૮૮૧૯ વિદ્યાર્થીઓને પસાર કરતું પરિણામ જાહેર કર્યું.

૭-૬-૩૮. પૂર્વનાપંજાબમેલને માધુપુરા નજીક અકસ્માત નડતાં બે માનવી મૃત્યુને સ્વાધીન; ચોત્રીસ ઘાયલ.

મુંબઇ યુનિવર્સીટીની સેનેટની બેઠકમાં આવતા વર્ષનું ૧૨૬૪૦૦૦ ની આવકે ૧૨૨૩૦૦૦ ની જાવકનું અંદાજપત્રક પસાર થયું.

વળામાં સત્યાગ્રહની શરૂઆત થઈ.

મુંબઇમાં, મા. મુનશીના પ્રમુખપદે મળેલી, સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભામાં, કરાંચી સમ્મેલનમા થયેલ ઠરાવોના અમલ માટેની યોજના વિચારાઇ. તેમાં મુખ્યત્વે શ્રી મુનશીના અર્ધશતાબ્દિ ઉત્સવ ને શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય સારસ્વતયજ્ઞની ઉજવણી સંબંધમાં ઘટીત વ્યવસ્થા થઈ; ને લિપિ સુધારણા પર ચર્ચા ચાલી.

૮-૬-૩૮. ચીનની સરકારને પોતાનું નિવાસસ્થાન હેન્કાઉ ફેરવવું પડે એવી પરિસ્થિતિ. જાપાનના તેની સાથેના યુદ્ધની આગેકૂચ.

૯-૬-૩૮. ફ્રાન્સની સરહદમાં બીનઅનુમતિએ પ્રવેશતાં પરદેશી વિમાનો સામે ગોળીબ્હાર ચલાવવાની વડાપ્રધાનની નીતિને ફ્રાન્સની પાર્લમેન્ટે વધાવી લીધી.

૧૦-૬-૩૮. નવનવા વિજયને સાધતા સ્પેનના બળવાખોર સૈન્યની આગેકદમ; ફ્રેન્ચ અને બ્રિટિશ સ્ટીમરો પર પણ તેણે લગાવેલો સપાટો.

૧૧-૬-૩૮. મુંબઈ યુનિવર્સીટીની આ વર્ષની બી. એ. ની પરીક્ષામાં બેઠેલ ૧૯૫૮ વિદ્યાર્થીઓમાંથી ૧૦૫૬ ની સફળતા જાહેર થઇ.

ઇંગ્લાંડ ને ઑસ્ટ્રિયા વચ્ચે મેચની શરૂઆત.

૧૨-૬-૩૮. માણસાનું, પ્રજાપક્ષને લાભદાયી, સમાધાન જાહેર થયું.
યુરોપમાં ધરતીકંપના આંચકા.
હીટલરના પ્રતિનિધિ હર હેસે પાંચ લાખની મેદની સમક્ષ ભાષણ કરતાં જર્મનીની શાન્તિને નિર્બળતા માનવા સામે જગતને ચેતવણી આપી.
સંયુક્ત પ્રાન્તમાં વારવાર પડતી હડતાળો સંબંધમાં તપાસ કરવા નિમાયલ રાજેન્દ્ર સમિતિના મજુર લાભદાયી રિપોર્ટનો ત્યાંની સરકારે કરેલો સ્વીકાર.

૧૪-૬-૩૮. મેટ્રિકની પરીક્ષાના સિંધ વિભાગમાં ૨૨૨૭ માંથી ૧૨૧૪ વિદ્યાર્થીઓ પસાર જાહેર થયા.
મુંબઇ ઈલાકાના વડાપ્રધાન શ્રી ખેરનું અમદાવાદ ખાતે થયેલું જાહેર સ્વાગત; અને શ્રી ખેરે તે અવસરે કરેલા પ્રેરણાદાયી ભાષણો.
કોમી સમાધાન સબંધમાં મહાસભાના નેતાઓના મુસ્લીમ લીગના પ્રમુખ મી. મહમદઅલી ઝીણા સાથે ચાલતા સદેશાઓના છેવટ પહેલા પંડિત જવાહરલાલનો, તે સંબંધમાં, મી. ઝીણા સાથેનો પત્રવ્યવહાર ફૂટી જવાથી ફેલાયલી દુ:ખદ લાગણી.

૧૫-૬-૩૮. સંયુક્ત પ્રાન્તમા કોલેરાના ઉપદ્રવને પરિણામે છેલ્લા બે માસમા નોંધાયલ ૧૫ હજાર મરણ; અને અનેક કુટુંબોની પાયમાલી.
પીળી નદીમાં પૂર આવતાં ચીન અને જાપાન બન્નેને થયેલું જંગી નુકસાન.
ઝીણા—જવાહર પત્રવ્યવહાર ફૂટી જવાથી મી. ઝીણાએ ગાંધીજીની અનુમતિ લઇ પોતા અને ગાંધીજી વચ્ચે ચાલેલ પત્રવ્યવહાર પણ પ્રગટ કર્યો જેમાં કોમી સમાધાન માટે ગાંધીજીની આતુરતા અને લાગણીભરી ઈચ્છા પ્રત્યેની મી. ઝીણાની બેપરવાઈ જણાઇ આવી.

૧૬-૬-૩૮. વળાની પ્રજાના સત્યાગ્રહને પરિણામે ત્યાંના દરબારને નમવું પડ્યું.
નિમેયર ચુકાદા મુજબ પ્રાન્તોને નાણાં આપવાની હિંદી સરકારની અશક્તિના કારણે મુંબઇ સરકારને પચીશ લાખની ખોટનો અડસટ્ટો.
પૂર્વ બંગાળના બ્રાહ્મણબારીયામાં ભાષણ કરતા શ્રી સુભાષચન્દ્ર બોઝ પર ફેંકાયલ પત્થરો.

૧૭-૬-૩૮. પંડિત જવાહરલાલ નહેરૂ સ્પેનની મુલાકાતે. સ્પેનના પ્રમુખ સાથે તેમની વાતચીત.
કોચીન નરેશે જવાબદાર રાજ્યતંત્ર રચવાની કરેલી જાહેરાત.

૧૮-૬-૩૮. શાન્તિફોજ સ્થાપવાની ગાંધીજીની સૂચના. મહાસભાના ટીકાકારોને તેમણે તે સંસ્થામાં જોડાઇને સડો દૂર કરવા કરેલી ભલામણ.
મી. ઝીણા સામે મુસલમાનોમાં પ્રસરતી વિરોધની લાગણી.
પંડિત જવાહરલાલે સ્પેનમાં યુદ્ધસ્થળોની મુલાકાત લીધી. સ્પેનની પાર્લામેન્ટે તેમનું ભવ્ય સન્માન કર્યું.
ઝાંસીમાં, છેલ્લો શ્વાસ ખેંચતા પતિનું મૃત્યુ જોવાને અશક્ત યુવાન પત્નીએ પતિ પહેલાંજ પોતાનું જીવન સમર્પ્યું.

૧૯-૬-૩૮. આયરની નવી ચુંટણીમાં મી. ડી. વેલેરાના પક્ષને મળેલી બહુમતિ.
મધ્યસ્થ અને મુંબઇ ધારાસભામાં છુટાછેડાના કાયદાને લગતાં બીલો મૂકવાને રચાતી યોજનાઓ.

૨૦-૬-૩૮. કોમી કડવાશને ઉશ્કેરતાં પત્રો કે પુરુષો સામે પગલાં લેવાનો પંજાબ સરકારનો નિર્ણય.
સસ્તા દરની વીજળી ઉત્પન્ન કરવાને મુંબઇ સરકારમાં વિચારાતી યોજનાઓ.
જાપાની અંકુશ હેઠળની ચીની સરકારે મધ્યસ્થ સરકારને પરાજય કબૂલી જાપાન સાથે સમાધાન કરી લેવાની કરેલી સૂચના.
જાપાનના વિદેશમંત્રીએ ચીનમાં વસતા પરદેશીઓને, હવે પછીના યુદ્ધની ભયાનકતા જણાવી, દેશ ખાલી કરવા કરેલી સૂચના.
પંડિત જવાહરલાલે ફ્રાન્સમાં આપેલ બ્રોડકાસ્ટ ભાષણમાં હિંદની આઝાદીની જરૂરિયાત જણાવી.
શ્રી. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખનું અવસાન.
બ્રિટિશ પ્રધાનમંડળમાં ફેરફાર થાય એવી સંભવિતતા.



ઇતિહાસપ્રસિદ્ધ જગતશેઠનો વૈભવ, કહેવાય છે તેમ, તેમના વંશમાં થઈ ગયેલ એક પવિત્ર નારીરત્નની મહત્તાને આભારી હતો.

તે નારીએ શ્રદ્ધાના નૂરથી, ગુણના પ્રભાવથી, ગરીબ પતિને પાદશાહનો પ્રિયતમ બનાવેલો; વિનયની મીઠાશથી તેણે સાક્ષાત્ લક્ષ્મીદેવીને પોતાને આંગણે આમંત્રેલાં—એટલું જ નહિ પણ વચનબળે લક્ષ્મીદેવીને તે આંગણે જ હરહંમેશ રાખવાને તેણે પોતાના મધુર જીવનનું પણ સમર્પણ કરેલું.

[ વાંચો આ અંકમાં પ્રગટ થયેલી વાર્તા ' લક્ષ્મી '.]



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૧ લું ]　　　વિ. સં. ૧૯૯૪ : શ્રાવણ　　　[ અંક ૪

# કિંમત

ચ.

**માનવી** અલ્પ છે. તેની બુદ્ધિ પરિમિતિ છે. તેની દૃષ્ટિ ખૂબ સાંકડી ને એકરંગી છે.

મહત્ત્વાકાંક્ષાનો પ્રેર્યો તે સૃષ્ટિપટ પર નૃત્ય કરે છે. ભાવનાના બળે તે અવનવી યોજનાઓ રચે છે. પણ એ ભાવના ને મહત્ત્વાકાંક્ષાના સૂત્રધાર સમી વિરાટ શક્તિની તેને કલ્પના પણ નથી આવતી.

તે વસ્તુનાં મૂલ્યાંકન કરવા જાય છે. પ્રકૃતિક્રમે તે તેમાં વ્યવહારિક વિજય વરે છે. ને એ આંકણીના મૂળમાં રમતાં તે વસ્તુ કે તેના સર્જકનાં ભાગ્યને વિસરી તે તેના વિધાયક તરીકે ગર્વ અનુભવે છે.

એ ગર્વના બળે તે યુગદૃષ્ટિઓને પણ નિન્દતાં નથી અચકાતો. નથી સમજતો કે એ ગર્વ જગતનાં અનિષ્ટોનું મૂળ છે.

તે ભૂતકાળના કોઈક કલાકારને, ત્યાગમૂર્તિને, કીર્તિમંદિરના શિખરે સ્થાપે છે. ને તેમની ઉપેક્ષા કરનાર તેમના સમકાલીન યુગની નિન્દામાં તે મહત્તા જુએ છે; તે યુગનાં માનવીની રસદૃષ્ટિ ને માનવતાની પરીક્ષણશક્તિની તે હાંસી ઉડાવે છે. ભૂલી જાય છે કે એ કલાકાર કે ત્યાગમૂર્તિના ભાગ્યમાં જીવન્ત નહિ પણ મૃત્યુ પછીની કીર્તિ આલેખાઈ હતી.

ભવિષ્ય જેને પૂજે એવાં માનવરત્નો તેનાથી પરખાતાં નથી; ભવિષ્યમાં જે ધૂત્કારાય એવાંને તે પૂજ્યપદે સ્થાપે છે. ને છતાં, માને છે કે પોતાની મૂલ્યાંકન શક્તિ અપ્રતિમ છે. વિસરી જાય છે કે પૂજાનાર કે ધૂત્કારાનારનાં ભાગ્ય તેની તે શક્તિને દોરી રહ્યાં હોય છે.

તે સમજતો નથી કે–પ્રત્યેક કલાકાર કલાને જીવનનો રસ સિંચી સિંચીને સર્જે છે. પણ એ સર્જન પર આકર્ષક પ્રભા કે તિમિરનો પટ પાથરવાનું કામ તેનાં ભાગ્યને આધીન હોય છે.

# રસકવિશ્રી ઉપેન્દ્રાચાર્યજી

પ્રો. ચતુરભાઇ શંકરભાઈ પટેલ
એમ. એ., એલએલ. બી.

"આવો આવો ઉલ્લાસે, આ રાસે, કંઈ મીઠાં હાસે, ખેલીએ,
સઉ ખેલીએ, રસ રેલીએ. —આવો૦
ચમક ચમક થાય આકાશે ચન્દ,
તેનો અમૃત આનન્દ–લેવા સાહેલીને ભેળીએ.—આવો૦
ગાતાં ગાતાં જગાવી પ્રભુભાન,
તેમાં થાતાં ગુલતાન, સંસૃતિનાં દુઃખ દૂર ઠેલીએ.—આવો૦"

કવિના આમંત્રણને સ્વીકારી ગરબે રમવા એકઠી મળેલી સુન્દરીઓનો 'રસભર્યો હૃદયસત્કાર' પણ કવિ હૃદયકુસુમથી કેવો સુંદર કરે છે!:—

"સજન ઝીલો અમારાં આ કોમલ કુસુમ,
સજન ઝીલો હૃદયનાં આ કોમલ કુસુમ,
કોમલ કુસુમ, સાથ પ્રેમલ કુંકુમ.—સજન૦"

'રસભરી ચન્દ્રિકા' જગ પર અમૃત વરસાવી રહી છે અને એ અમૃતમાં ગરબે ઘુમતી નારીઓ ભીંજાઈ રહી છે. શીતલ અમૃત–કિરણોમાં ગરબો પણ ઓર ચગી રહ્યો છે. એનું વર્ણન કવિ કેવું આબેહુબ રજુ કરે છે!:—

"અલિ, ગરબો ઝીલતાં, કંકણ ખખડે ખણણણ,
અલિ, પગ ઠેકવતાં, ઝાંઝર ઝમકે ઝણણણ.
તાળી પરસ્પર દેતાં–લેતાં,
મુખ પર મધુરાં સ્મિત કરી રહેતાં;
ઉરરસ એકબીજામાં વહેતા,
સુરવર ગગનને ભેદી દેતા,
કંઠથી રણકે રણણણ.—અલિ૦"

ગરબો અને એની સજાવટ વિષે આટલું જોયા બાદ હવે આપણે એમનું પ્રકૃતિદર્શન જોઈએ. પ્રકૃતિના પ્રથમ દર્શને કવિહૃદય એની ચમત્કૃતિથી આશ્ચર્ય પામે છે. લીલાલલિત પ્રકૃતિની સુરમ્ય છટા એમને અગમ્ય અને ચમત્કારી ભાસે છે. એ અદ્‌ભુત દર્શન એમના અંતરમાં અનેક કોયડા ઉત્પન્ન કરે છે, જેવા કેઃ—

"કાળી કાળી વાદળીના અભ્યંતર અંગમાં, ગોરીશી વીજ ચમકાવે,
સુરાં શાં નીર મધ્ય પદ્મો ગુલાબી અહા! શી રે કળાથી વિકસાવે."

અને એ કોયડાનો કંઈ ઉકેલ ન જડતાં પ્રકૃતિની અલૌકિકતા કવિના અંતરમાં પ્રતીત થાય છે, અને સાનંદાશ્ચર્યથી કવિઉર બોલી ઊઠે છેઃ—

"અહા! ધન્ય પ્રકૃતિ! ધન્ય કૃતિ!
અનુપમ અદ્‌ભુત અગમ્ય કૃતિને,
અતર્ક્ય અવાચ્ય તારી ગતિને,
કળી ન શકે કો મહાન મતિ—અહા!૦"

પણ ક્રમે ક્રમે કવિ પ્રકૃતિ સાથે એટલા એકરસ થઈ જાય છે કે એમનું પ્રકૃતિદર્શન અત્યંત સૂક્ષ્મ અને સચોટ બને છે, અને એનું આલેખન એટલુંજ સુરેખ અને તાદશ બને છે. પ્રકૃતિની સુંદર અને ભવ્ય બેઉ બાજુ એમની વેધક દૃષ્ટિ નિહાળે છે અને સરલસુંદર છતાં શાન્તગંભીર વાણીમાં સફળતાથી વ્યક્ત કરે છે. કલ્પનાનાં ઉચ્ચ ઉડ્ડયનો અને કવિત્વની અદ્‌ભુત છોળ ઉડાવતો એમનો પ્રકૃતિસુન્દરી રાસ એમના સુન્દર અને ભવ્ય નિસર્ગ-દર્શનની જ્વલંત ઝાંખી કરાવે છેઃ—

"નર્તન રસનર્તન કંઈ કરતી પ્રકૃતિસુન્દરી હું,
પ્રકૃતિસુન્દરી હું,
અજબ ચેતનભરી હું.

શિર પર ધરી આકાશની ગાગર,
માંહીં ભરી તારલા ચમકભર,
ઢાંક્યુ ચંદ્રનું કરી વિહારે નિસરી હું—અજબ૦"

પ્રકૃતિસુન્દરી જેવોજ પ્રતિભાનું ઉન્નત દર્શન કરાવતો રાસ વાદળી અને વિજળીનો છે. રસતેજ ઝરતી વીજળીઓ અને રસબુંદ ઝરતી વાદળીઓનો મધુર સંવાદ એમાં અજબ સંવાદિતાથી રજુ થાય છે. વાદળીઓને મુખે કવિ ગવરાવે છેઃ—

"ઘનરાજ! તારી વાદળીઓ,
કંઈ પ્યાલાવી ઉરકળાયે કળીઓ.—ઘનરાજ૦
આભલિયું લીંપનાર અમે તો,
પાડી ભુરી ભુરી ઓકળીઓ.—ઘનરાજ૦"

પ્રકૃતિનાં જુદાં જુદાં અંગોનું એમનું દર્શન પણ એટલુંજ રમ્ય અને હૃદયસ્પર્શી છે. અમદાવાદની એક મોટી સંસ્થાના રસોત્સવ માટે એઓએ નિશા અને ઉષાનાં નૃત્યગીત ખાસ લખી આપ્યાં હતાં. એમાં પ્રકૃતિનાં એ બે ભિન્ન છતાં અભિન્ન અંગોનું આલેખન કેવું મધુર અને સુઘટિત છે! ધીરે ધીરે નિદ્રાનો નશો ચઢાવતી નિશાને વર્ણવતાં કવિ કહે છેઃ—

"અગમ્યમાંથી ઉદ્‌ભવી, અગમ્ય પથ પથરાઉં;
અગમ્ય સર્વ કરી દઉં, શાન્તભીતિમય થાઉં.
વિશ્વમાંહીં વાધું હું ઘુમતી ને ઘુમતી,
સૃષ્ટિની પોથી સંકેલતી."

અને સુપ્રભ રવિના ભાલના કુંકુમચંદન સમી, ઘેરણનાં ગાઢાં અમલ ઉતારતી ઉષાને ઓળખાવતાં એઓ લખે છે:—

"પમરે પરિમલ પુષ્પથી, ખીલે શાન્તિથી પદ્મ;
ઉડાડવા અણુરવ ઊડું, સુંદર સંસૃતિસદ્મ.
ઉદ્દભવું ઉષા હું તો ખેલતી ને ખેલતી,
સૃષ્ટિની પોથી ઉકેલની."

છેલ્લે પ્રકૃતિના ઉત્તમાંગ સમા સુધાભર્યા ચંદ્રનું કવિએ કરેલું રસદર્શન જોઇ આ વિભાગ આપણે પૂરો કરીએ. ચંદ્રનાં દર્શને કવિહૃદયનો ચંદ્રકાન્ત દ્રવવા માંડે છે, એથી ચંદ્ર ઉપરનાં કાવ્યોનું પ્રમાણ સહેજે મોટું હોય છે. શ્રી૦ ઉપેન્દ્રાચાર્યજીએ પણ ચંદ્રનાં અનેક કાવ્યો લખ્યાં છે. એમાંથી માત્ર એકજ કાવ્ય જોઈ આપણે સંતોષ માનીશું. આજે આપણે બાલગીતોનો વિચાર કરી શકયા નથી, એટલે 'ચાંદલો' જે સુંદર કાવ્ય હોવા ઉપરાંત બાલગીત છે, એની પસંદગી સુયોગ્ય ગણાશે. દેવની ખાપ અને હરણછાપ ચાંદલાને વર્ણવતાં કવિ લખે છે :—

"ગોરૂં ગોરૂં હસતો રે પેલો ચાંદલો,
ઓરૂં ઓરૂં ધસતો રે પેલો ચાંદલો.
ખૂબ ખેલાવે ચાંદલો,
તનમનાવે ચાંદલો,
રસ રેલાવે ચાંદલો,
પોયણી શું ફસતો રે પેલો ચાંદલો."

હવે આપણે એમનાં રસિક ગ્રામગીતો અને ગોપગીતો જોઇએ. કવિના હૃદયમાં ગામડાની ઉજ્જવલ બાજુનું સુંદર ચિત્ર અંકિત થયું છે. ગામડાં માટે એમને ઊંડી સહાનુભૂતિ, પનોતો પક્ષપાત અને અનન્ય અનુરાગ છે. બાળાં ને ભોળાં ગામડિયાંની નિર્દોષતા અને નિખાલસતાથી કવિનું હૈયું હરખે છે. એમનાં ઉજળાં દૂધ જેવાં હૈયાંનાં દર્શને એમનું અંતર નાચી ઊઠે છે. એમનાં સુદૃઢ શરીરો અને કામ કરવાની શક્તિ અને વૃત્તિ જોઈ એમનું ઉર રાચી રહે છે. કવિ એ ભાવનાને કેવી સરલતાથી ને મધુરતાથી આપણી આગળ મૂકે છે !:—

"અમે બાળાં ને ભોળાં ગામડિયાં,
અમે રેંટીઆશાં ઘુમીએ ગોળ,
હળીમળી, હૈયાના હેતની લે તાળી.
અમે કામ કરનાર કામણગારાં,
અમે જાણીએ જરી નહિ ડોળ.—હળીમળી૦
અમ હૈયાં મીઠાં ને ઉજળાં,
અમે દૂધલડાંનાં દોનાર. —હળીમળી૦
અમે વડલાની ડાળે ઝૂલતાં,
ભૂલી જઈએ વૈશાખના તાપ.—હળીમળી૦
અમે ખેતરે જઈએ મલપંતાં,
ભૂલી જઈએ ત્યાં ઘરના સંતાપ.—હળીમળી૦"

અને એવાજ એક બીજા ગીતમાં ગામડાનાં સ્વચ્છ હવાપાણી અને ચોકખાઈનો ઉમળકા ભર્યો ઉલ્લેખ કરી કવિ ગ્રામ્યબાલાને મુખે બોલાવે છે:

" શેરડીની તો સડાક કરતી હતિ ઉતારું છોલ;
ચાર રોટલા કરું બોઈયાં, જેનું બશેર તોલ.
વાસણ ચોકખાં, ફળિયાં ચોકખાં, તનડાં તો લાલચોળ;
આંખો ચોકખી, હૈયાં ચોકખાં, લાંબી ન ઘોળાઘોળ."

દેહ ને દેશના તેજસ્વી તાજના નૂર સમી 'ક્ષત્રાણી'નું આલંબન પણ પરોક્ષ રીતે આ ગામડાંનીજ યશગાથા ગાય છે:

" ક્ષત્રાણી ! દાખવજે શૂર, ઉર-જંગ જીતવાને;
ક્ષત્રાણી ! સદાય બહાદર, ઉર-જંગ જીતવાને."

કવિને ગામડિયા ભાષાનો પણ સારો પરિચય છે, અને ગામડાનાં ગુણગાનમાં કવિએ એ અપભ્રષ્ટ બોલીનો અચ્છો ઉપયોગ કીધો છે. ખેતરનું કામ કરતી ગામડિયણોનું ગ્રામ્યગીત એનો સરસ નમુનો છે:—

" હેડો 'લ્યાં નેંદવા, હેડો 'લ્યાં નેંદવા, શેતરમેં ચીદું રાખશો રે નહિ,
શેતરડું કરીએ રે કે ઝગમગ ચાંદની.
આવો 'લ્યાં આંય આંય.
હેડો 'લ્યાં ધબધબ, (૨) ચારનો ભારો માથે તે લઈ,
ભારો લઈ ચાલે રે તે રાણી ગાંમની—આવો૦"

ગ્રામગીતો જેવાંજ એમનાં ગોપગીતો પણ મધુર અને મનોહારી છે. રબારણનો એમનો રાસ પરમ લોકપ્રિયતા પામી સર્વત્ર પ્રચલિત થયો છે:—

" આવો રબારણ હો ! મારે નેસલડે.
હૈડાંનાં પાઉં અમીડાં રે,
રબારણ હો ! મારે નેસલડે.
મારો નેસલડો હો કે વનની વચ્ચે રબારણ !
જાણે છે કોક જાણનાર, રબારણ૦
ચમકાવે ચાંદને હો મારાં મહીડાં રબારણ !
નાણે છે કોક નાણનાર, રબારણ૦"

રસિક ગોપજીવનમાં રસ માણતું કવિનું હૃદય ગોપીઓની સાથે ગોરસ વેચવા નીકળી પડે છે. ફેરમાત્ર એટલો જ કે ગોપીઓ સાચાં ગોરસ વેચે છે ત્યારે કવિ જ્ઞાનનાં ગોરસ વહેંચે છે:—

" કોઈ મીઠડાં, અમૂલાં, અતુલાં, આ જ્ઞાનતણાં ગોરસ લ્યો, ગોરસ લ્યો.
ઘણાં મોંઘાં, રસાળાં, સુખાળાં, આ તત્ત્વતણાં ગોરસ લ્યો, ગોરસ લ્યો."

છેલ્લે ગોવર્ધનપૂજન નિમિત્તનું ગોપગોપીવૃંદનું અત્યંત રમણીય ગોપગીત જોઇ આ વિભાગ આપણે પૂરો કરીએ:—

"ગોપલી પૂજનીયે હાલ હાલ હાલ,
ગોપલા ગરવા ગોવર્ધને જઇએ કે ગોપલી૦
ગોપલી જો જો આ પૂજનનો થાળ,
ગોપલા લાવ ઓલો કૃષ્ણ પૂજી લઇએ કે ગોપલી૦
ગોપલી નૈવેદનો તાજો તાજો માલ,
ગોપલા કૃષ્ણને ખવાડી લાવ ખઇએ કે ગોપલી૦"

એમનાં ગ્રામગીતો અને ગોપગીતોના આટલા દર્શન પછી આપણે એમની સ્વદેશ ભાવના જોઇએ.

"ભારતની અઢળી કરજો, હરજો ભય જગરાય" એ શ્રીમાન્ વિશ્વવંદ્યનું ગીત જેનો નિત્યપાઠ હતો, ભારતના ભવ્ય ભૂતકાળનું ગૌરવ વિચારી જેનું હૃદય ગર્વોત્ફુલ્લ બનતું, મહાન પયગમ્બરોની ધાત્રી અને ઉત્કૃષ્ટ સંસ્કારોની વિધાત્રી એ પુણ્યભૂમિ માટે જેનું અંતર અભિમાનથી ઉછળતું એવા શ્રી૦ ઉપેન્દ્રાચાર્યજીની કલમમાંથી ભારતનાં ભવ્ય યશોગાન કે ભાવભીનાં ભક્તિગીત નિર્ઝરે એમાં શી નવાઈ? આપણે એક બે દાખલા જોઈએ:

સીતા અને અરુન્ધતીના સતીત્વથી અંકિત, ભીષ્મ અને દ્રોણના વીરત્વથી અદિલિત, રામ અને કૃષ્ણના પ્રભુત્વથી પ્રકાશિત ભારતીય અણુનો ત્રિભુવનમાં વિજય વર્ણવતાં એઓ લખે છે:

"ભુવનત્રયમાં ભારતીય અણુ જય! જય!
જે અણુ માંહી વસિષ્ઠનું દિવ્ય ઝળહળે જ્ઞાન,
જેનાં અણુ અણુએ દીઠાં દધિચિનાં બલિદાન."

અને બીજા પણ એવા જ ભાવવાહી રાસમાં ભારતના સંયમીનો ટંકાર ગજાવી અને ભારતીય સેવકોનો જયકાર જગાવી ભારતની વિજય-જ્યોતિને ગગનમાં ઝગઝગાવવાનો સંદેશ અર્પતાં એઓ કહે છે:

"ભારતના નામ અને કામ ઉપર વારી વારી,
હાંશે ઉડાવો કુંકુમ, ભારતનો જય જય જય જય.
લોહને સુવર્ણ કરે ભારતકારીગરો,
પાષાણે પ્રાણ ભરે ભારતકારીગરો,
જીવના જે શિવ કરે ભારતના સન્ત તેના,
ડંકા બજાવો ફુમફુમ, ભારતનો૦"

છેલ્લે શ્રી૦ ઉપેન્દ્રાચાર્યજીની દૃષ્ટિ વિશાળ અને વ્યાપક બની સ્વદેશ છોડી સમગ્ર વિશ્વ તરફ વળે છે, અને હિન્દ સ્વરાજ્યથી જ માત્ર સંતોષ નહિ માનતાં

"જેણે લીધાં જગતનાં સ્વરાજ્યને સખી!
જેણે લાધ્યાં આત્માનાં સામ્રાજ્યને સખી!"

એવા અતિ વિરલ મહાપુરુષોનો ડંકો બજાવવાનો એઓ આદેશ પાઠવે છે:

"એવા જીવનસિદ્ધો તણો આજ હો વગાડજો ડંકો સખી! ડંકો સખી!
જેણે આત્મપુરુષાર્થથી ટાળ્યા જીવતના કલંકો સખી! કલંકો સખી!

જેણે મનને સ્વાધીન કરી લીધું સખી!
જેણે આત્મબલિદાન દઇ દીધું સખી!
જેણે ધોયા અજ્ઞાનના પંકો–વગાડો એનો ડંકો.
જેણે વિશ્વમાંહી અમૃત રેલાવ્યાં સખી!
જેણે દેવને સ્વદેહમાં જગાવ્યા સખી!
એવાં જીવનને અંતરમાં ઝંખો—વગાડો એનો ડંકો.

આ રીતે વિશ્વમાં વળેલી એમની દૃષ્ટિને અવનવીન દર્શન થાય છે. રાત્રિના અંધાર પછી ઉષાનાં આછાં અજવાળાંની ચમક એ દૃષ્ટિને ચમકાવે છે. જીવનના શતદલ પદ્મની કલિ ધીમેશથી ઉઘડે છે:—

"મધુરી! મારા ઘનઘોર જીવનની માંહ્ય રે,
ગગનમાં ઉષા લાગી રે લોલ.
મધુરી! મારા ઘટનાયે ઘટની માંહ્ય કાંય રે,
જ્યોત અજબ શી ઝગી રે લોલ."

અંતરનું સૂર્યમુખી ફૂલ એ અજબ જ્યોતિ તરફ અભિમુખ બને છે. પરિણામે કવિની આસક્તિ ટળી જાય છે અને મોંમાગી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. એ વિરલ સિદ્ધિના સાધક થવાને–અંતર્જ્યોતિનાં એ સુભગ રશ્મિ ઝીલવાને કવિ સૌને ન્હોતરે છે:—

"મારા અંતરમાં જ્યોતિ એક જાગી, સુભાગી કોઈ,
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો;
જેની દીપ્તિથી માયા દૂર ભાગી, સુહાગી કોઈ,
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો.

રશ્મિ એ અલૌકિક જીવનને ઉજાળતી,
અંતરનાં તિમિરને તે સહજમાં ટાળતી,
પૂર્ણપણે તેમાં અનુરાગી, મહાભાગી કોઈ,
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો."

છેવટે કવિનું હૃદયપદ્મ પૂરેપૂરૂં પ્રફુલ્લી રહે છે. જ્યોતિઝળહળિત અંતરને બ્રહ્મનું પ્રત્યક્ષ દર્શન થાય છે. સારૂંય બ્રહ્માંડ બ્રહ્મની આજુબાજુ ગરબે ઘુમતું દેખાય છેઃ

"શું ઘુમાય, શું ઘુમાય, આ બ્રહ્માંડ શું ઘુમાય,
ગરબે ચોપાસ બ્રહ્મ–દીવડી તણે;
શું ઉલ્લસિત થઈ ગાય, શું ઉલ્લસિત થઈ ગાય,
બ્રહ્મનાદે મસ્ત બની આત્મ–આંગણે."

અને કવિનું સુરમ્ય ચિત્તહરિણ પણ બ્રહ્મનાદમાં કેવું રસલીન બની જતું જણાય છે!:-

"નર્તન કરતું પેલું કોઈ, સુરમ્ય ચિત્તહરિણ;
મધ્યબિન્દુના નાદમાં, બની ગયું રસલીન.

એ તો સહજ સ્વભાવે અધ્રુવ અણુતા ત્યજી,
જોઉં ભળતું એ ધ્રુવ બ્રહ્મતેજમાં"

આવા બ્રહ્મદર્શી જીવન્મુક્તનું જીવતર ધન્ય ને ખરું જીવ્યું ગણાય. અંતે એ 'તપસ્વીનાં ગુણગાન' એમના પોતાનાજ શબ્દોમાં ગાઈ વિરમીશું:

"વાહરે વાહરે, તેં તો હાંક્યાં અંધારાં ને કોડિયે કીધા દીવા,
હે...તારી પેઢી ને તું તો ચઢ્યો મેડીએ, તારાં જીવતર જીવ્યાં જીવ્યાં.

કે દેવના લાડકડા હો રંગ તારા તનને,
બાલકડા હો રંગ તારા મનને,
રમકડા હો રંગ તારા અજને,
જોગ જોગીડા હો રંગ તારા વનને,
મોહકડા હો રંગ જીવનને,
જીવલડા હો, ધન્ય ધન્ય જીવતર જીવ્યાં જીવ્યાં.

બીજાઓ ઘેરણીએ જ્યારે ધવાયા ત્યારે તું સાવધ રહી જાગ્યો;
હે... બીજા તો હાથ ધસધસતા રહ્યા ને વર વરીઓ તું મોંમાગ્યો,
કે દેવતા૦"

———o———

## જીવન પ્રાર્થના

ऋतूनां कुसुमाकरः

[ હરિણીવૃત્ત ]

ઉર કુસુમના પ્યારા ક્યારા તને વિમળા ગમે ?
મધુર ઉરના ધારા ખંડે ભીંજાઈ ભલા રમે ?
પ્રણય રસને એ ફુવારે વિલાસતી ફોરમે,
પ્રભુજી ! પગલી ત્હારી ભાળું, કિલોલ તો ત્યાં ભમે....(૧)
શુચિ પરિમલે આદર્શોની મહેકતી વાટિકા,
નવલ ધવલા સ્વપ્નરાશિ સુહે શું અનામિકા,
પ્રતિપલ કરે ત્હારી ઝાંખી મનોમય ઝંખના,
હૃદયકમલે ઝુલું ત્હારે પ્રભો ! શુચિ અંકના ?...(૨)
ઉર વિમલના સ્વપ્નો રાશિ વિભૂતિ પરાગની,
ઉર સરલના ગંગા સ્રોતો પ્રભો ! વિતરાગની,
શુચિ ધરી રહું પ્રજ્ઞાપુંજ **સ્વયમ્** ઉર જ્યોત આ,
પછી શું કરવી પૂજા અર્ચા વહો ઉર સ્રોત આ....(૩)

[ અનુષ્ટુભ્ ]

ઉરની કુંજમાં ગુંજ ટહેકા ત્હારાં દિદારના,
ટહેકામાં જીવવું જાણે ઝ્વાબની ગુલ બ્હારમાં.

❧

# લક્ષ્મી

'પ્રભા'

ભારતીય ઈતિહાસમાં જગતશેઠનું અમર સ્થાન છે. પણ તે બહુમૂલ્ય પદના મૂળમાં સિંચાયલ એક પવિત્ર નારીરત્નના મૂક છતાં મધુર આત્મસમર્પણની કથા હજી અણનોંધાયલ રહી છે.

સત્તરમી સદીના મધ્યાન્હમાં, મુર્શિદાબાદમાં, હીરાલાલ ને મોતીલાલ નામે બે વણિક ભાઈ વસતા. મૂળ તો તે મારવાડના પણ વેપાર અર્થે તે બંગાળમાં જઈ વસેલા. બંનેની સ્થિતિ ગરીબ હતી. તેમને અનુક્રમે તારામતી ને લલિતા નામે પત્નીઓ હતી.

તારામતી તેજ, સૌન્દર્ય, બુદ્ધિ ને વાત્સલ્યની વેલ સમું નારીરત્ન હતી. લલિતા માર્દવતાની પ્રતિમૂર્તિ ગણાતી. તેમનું સ્નેહસિંચન બંને ભાઈને ગરીબાઈમાં પણ મધુર સુખનો અનુભવ કરાવતું.

તારામતીનો બંને ભાઈ પર અજબ પ્રભાવ પડતો. તે તેમનામાં ઉત્સાહનાં પૂર પ્રેરતી; ઘણીવાર તે તેમની દોરવણી પણ કરતી. તેમના પુરુષાર્થમાં પ્રાણ સિંચવા તેણે એક સચોટ નિયમ કર્યો હતો: સંધ્યાએ ઘેર પાછા ફરતાં બંને ભાઈઓએ કંઈક તો સાથે લાવવુંજ —કંઈ નહિ તો એકાદ તણખલું.

આ નિયમે બંને ભાઈને સતત ઉદ્યમી બનાવ્યા. તેઓ ગમે તેવા પ્રયાસે પણ સાંજ સુધીમાં કંઈક તો રળેજ.

એક દિવસે મોતીલાલને ઉદ્યમની સતત ઝંખના છતાં કંઈ ન મળ્યું. તે ખાલી હાથ ઘેર પાછો ફર્યો. તારામતીએ દિયરના આ નિયમભંગ પર મીઠી ટકોર કરી. મોતીલાલ ચીડાયો. તેણે ભાભીને બનાવવા નિર્ણય કર્યો. તે કંઈક એવી ચીજની શોધમાં ચાલ્યો કે જે જોતાંજ ભાભી નિયમનું ભાન વિસરી જાય. ને એ ચીજ તેને મળી પણ ખરી. ફરતાં ફરતાં કોઈક વાડની ઓથે તેણે એક મૃત સાપ પડેલો જોયો. તેણે તે હસીને લાકડી પર ઉંચકી લીધો; ને તે લઈ તે ઘેર ચાલ્યો.

લલિતા સાપને જોતાં જ ગભરાઈ ઊઠી. તારામતી પણ પ્રથમ તો ચીડાઈ પણ પછી આ પ્રસંગમાં કુદરતની કંઈક પ્રેરણા જણાતાં તેણે હસીને મોતીલાલનો ને તેની ચીજનો સત્કાર કર્યો. મૃત સાપને ઘરની અગાસીમાં મૂકી આવવાની દિયરને તેણે ભલામણ કરી.

મોતીલાલ ભાભીની સૂચના પ્રમાણે સાપને ત્યાં મૂકી આવ્યો.

તે નગરમાં, તે સમયે, નવાબ મુર્શિદકુલીખાંનું શાસન ચાલતું. તે મોગલ સમ્રાટનો પૂર્વ હિંદનો પ્રતિનિધિ હતો. જન્મથી તો તે હિંદુ હતો પણ ધર્મ-પરિવર્તનની સાર્વભૌમ નીતિના પરિણામે તેણે મુસ્લીમ ધર્મ સ્વીકારેલો. બંગાળ, બિહાર ને ઓરિસ્સાની રળિયામણી ભૂમિ, તેજસ્વી પ્રજા ને સમૃદ્ધ તિજોરી તેને આધીન હતાં. તે સુબો છતાં શહેનશાહ સમો તેનો વૈભવ હતો. ભાગીરથીના જલતરંગોને ઝીલતો તેનો મહેલ ઈન્દ્રભુવનને પણ પળભર વિસરાવી દે એવો ભવ્ય ને રમણીય ભાસતો.

તેની બેગમ હેરુન્નિસા રસિકતાનો અવતાર હતી. નવાબે તેને માટે રાજભુવનની અગાસીએ એક સુંદર બગીચો બનાવરાવ્યો હતો. બેગમ તે બગીચામાં સાહેલીઓ સાથે સ્વર્ગસુન્દરીની જેમ વિલાસ ભોગવતી.

એક સંધ્યાએ તે તે બગીચામાં મુક્ત વિહાર કરતી હતી. તે પ્રસંગે, પોતાનો અમૂલ્ય હાર તેણે એક ખીંટીએ ભેરવ્યો. વિહાર પૂરો થતાં તે ત્વરાએ નીચે ચાલી. હારની તેને સ્મૃતિ પણ ન રહી.

તે સમયે વ્યોમમાર્ગે ઊડતા કોઈ બાજ પક્ષીની શિકારી આંખો તે હાર પર જઈ ચોંટી. તેને તે હારમાં સર્પનો આભાસ થયો. તે ત્વરાએ અગાસીમાં ઉતરી આવ્યો, ને હાર લઇ ત્યાંથી આગળ ઊડયો.

પણ પોતાનો દષ્ટિભ્રમ તેને તરત સમજાઈ ગયો. થોડેક દૂર જઈ તેણે તે હાર એક બીજી અગાસીમાં ફેંકી દીધો. તે પળે તેની દષ્ટિ તે અગાસીમાં પડેલા એક મૃત સાપના કલેવર પર ચોંટી. તે હર્ષથી નાચી ઊઠયો. સાપને લઈ તે ત્યાંથી ઊડી ગયો.

તે અગાસી હીરાલાલ–મોતીલાલની હતી. સાપ તારામતીએ દિયર પાસે સંધ્યાએ ત્યાં મૂકાવેલી ' કંઈક ચીજ ' હતી.

રાત્રે બેગમને હાર યાદ આવ્યો. તે તેને અતિ પ્રિય હતો. તે માટે તેણે ઊંડી તપાસ કરાવરાવી. પણ હાર કયાંયથી ન જડયો. તેને બેહદ નિરાશા ઉપજી; તેના ઝળહળતા મુખ પર ખિન્નતાનો પટ પથરાયો. નવાબે તેને પ્રસન્ન કરવા હાર શોધાવી આપવાનું વચન આપ્યું. ને તે શોધી લાવનાર માટે તેણે સો સોનામ્હોરનું ઈનામ જાહેર કર્યું.

હારની શોધ નગરચર્ચાનો વિષય બની.

તારામતીને પ્રભાતમાં વહેલાં ઊઠવાનો, ઘરને અજવાળવાનો, તેમાં પવિત્રતા ફેલાવવાનો નિયમ હતો. આજ પ્રભાતે પણ તે તે રીતેજ વહેલી ઊઠી. ઘરને સાફ કરતાં કરતાં તે અગાસીમાં જઈ પહોંચી. ત્યાં ખીલતી ગુલાબી ઉપાના અજવાશમાં તેણે બાજે તજેલો હાર જોયો. તે ચમકીને નીચે દોડી. હીરાલાલ–મોતીલાલ–લલિતાને તે અગાસીમાં લઇ આવી.

ચારેએ મળી હારની આ શોધ પર નવનવાં અનુમાન દોડાવ્યાં. બેગમના હારને લગતો ઢંઢેરો તેમણે સાંભળ્યો હતો. તે હાર આજ હોવા વિષે તો તેઓ નિઃસંદેહ હતાં. પણ તે અહીં આવ્યો શી રીતે ?

ને તારામતીના મગજમાં ગઈકાલની સંધ્યાનો પ્રસંગ તરવર્યો. તે સાથે જ તેમાં નવીન પ્રકાશ ફેલાયો. સાપના કલેવરને બદલે કોઈ શિકારી પક્ષીએ અહીં આ હાર મૂકયો તે જ તેને આ સ્થિતિનું એક માત્ર કારણ લાગ્યું. તેણે બીજાં ત્રણેને તે કારણ સમજાવ્યું.

હીરાલાલને તો ઉક્ત પ્રસંગની પણ ખબર ન્હોતી. તેની વિગત સાંભળતાં તેને હસવું આવ્યું. પણ પ્રસંગનું પરિણામ તેને ભાગ્યદર્શક છતાં કડવું લાગ્યું. તેનું મુખ ખિન્ન બન્યું. સો સોનામ્હોર લેવા જતાં ચોરીનોજ આરોપ માથે આવી પડે તો ?

પણ તારામતીએ અન્તે માર્ગ કાઢયો. રાજદરબારમાં જઈ, આડકતરી રીતે નવાબનું ધ્યાન આકર્ષી, શાન્તિથી તેને સમસ્ત વૃતાંત્ત કહી દેવામાંજ તેને શ્રેય જણાયું. હારને છૂપાવવામાં કે તેને કયાંક ફેંકી દેવામાં જો સપડાઈ જવાય તો ચોરીનોજ ખુલ્લો આરોપ આવી પડે, ને તેમ કરવામાં અસત્યનો ભય ને અંતરનો ડંખ તો વધુમાં ઊભોજ રહે.

તેની સૂચના પ્રમાણે હીરાલાલ–મોતીલાલ રાજમંદિરે ગયા. નવાબ બે નવા મારવાડી ભાઈઓની હાજરી કળી ગયો. તેણે તેમને પાસે બોલાવી કંઈ કહેવું હોય તો તે કહેવાની છૂટ આપી. તેની એ વલણે હીરાલાલમાં હિંમત પ્રેરી. તેણે નવાબને નમન કરી, વિનયભર શબ્દોમાં, મુર્શિદાબાદના તેમના નિવાસથી માંડી તારામતીએ યોજેલો નિયમ, સાપનો પ્રસંગ, હારની શોધ અને પોતાની અગાસીમાં તે આવી પડવા વિષેના તારામતીના અનુમાન સુધીની વિગત શાન્તિથી વર્ણવી બતાવી.

બાદશાહ વાણીની સચ્ચાઈ પારખી ગયો. તેણે તારામતીનાં બેહદ ગુણગાન કરી તેને માતા લેખી. ને સો સોનામ્હોરના ઇનામ ઉપરાંત ગુણવતી તારામતીના ચરણે મૂકવા બીજી સો સોનામ્હોર તેણે હીરાલાલને સોંપી. પણ હીરાલાલને તો પરસેવાનુંજ દ્રવ્ય ખપતું. તારામતીને ધરાવેલ ભેટનો અસ્વીકાર તે ન કરી શકયો. પણ હારનું ઇનામ તેણે વિનયથી નવાબને પાછું સોંપ્યું.

નવાબ હીરાલાલના ગુણથી પણ અંજાયો. તેણે તેને વચન માગવા કહ્યું. હીરાલાલે પ્રસંગ પડયે બાદશાહને મળી શકાય એવી પરવાનગી માગી.

બાદશાહે તેવી પરવાનગી આપવામાં હર્ષ દાખવ્યો.

તારામતીનાં ગુણ અને તેજસ્વીતાએ, આ રીતે, બે ગરીબ ભાઈઓને પૂર્વ હિંદના પાદશાહનાં પણ પ્રશંસા ને હેત વરાવ્યાં. તેના ભાગ્યવર્ધક નિયમમાંથી 'સંઘર્યો સાપ પણ કામનો'ની કહેવત પ્રવર્તી.

કંઇક સમય વીતતાં દીપોત્સવીનું પર્વ આવ્યું. તે પર્વની રમણીયતાએ નવાબ મુર્શિદકુલીખાંના અંતરમાં પૂર્વસ્મૃતિઓને તાજી કરી. તેને તે અજબ પર્વ ઉજવવાની ઊર્મિ થઇ આવી. પણ સત્તાધિકારીઓની ઊર્મિ પણ સત્તાઘેલી હોય છે. આખા નગરમાં બીજું કોઈ નહિ પણ પોતે એકલોજ તે પર્વ ઉજવે એવી તેને ઇચ્છા થઇ. તે ઇચ્છાને અમલમાં મૂકવા તેણે, દીપોત્સવીના દિવસે, રાજમંદિર સિવાય કયાંય દીવા કરવાની, શરણાઇ બજાવવાની કે ઉત્સવ ઉજવવાની મનાઈ કરી. રાજમંદિરમાંજ આખી પ્રજા દીપોત્સવી ઉજવે એવાં તેણે ફરમાન કાઢયાં. રાજમંદિરની આ પર્વ ઉજવણીને તેણે તે પર્વની શરૂઆતથી ત્યાર સુધીની સર્વે ઉજવણીઓમાં અપ્રતિમ બનાવવાની યોજનાઓ રચી. તે માટે તેણે તિજોરીનાં દ્વાર ખુલ્લાં મૂકયાં.

તારામતીએ જ્યારે આ ફરમાન સાંભળ્યું ત્યારે તેને દુઃખ થયું. પ્રજાએ પણ તે ફરમાનને, નવાબના શુભ આશયને ધ્યાનમાં લઈ, વધાવી લેતાં તેને અપાર વેદના થઈ. છતાં શાન્તિને ખાતર તે વેદના તેણે ગોપવી રાખી. કોઈ અન્ય બહાના નીચે પર્વ ઉજવવાનો તેણે નિશ્ચય કર્યો.

મોતીલાલની પત્ની લલિતા તે સમયે ગર્ભવતી હતી. એ પ્રસંગને સૂચવી, પૂર્વના વચનની યાદ દેવરાવી, હીરાલાલને તેણે, નવાબ પાસેથી પોતાના ઘરમાં દીવો કરવાની અનુમતિ લઈ આવવાની સૂચના કરી. હીરાલાલે તે સૂચનાને અમલમાં મૂકતાં તેને નવાબની સહર્ષ સંમતિ મળી.

તારામતીને અમાપ હર્ષ થયો. આખા મુર્શિદાબાદમાં, રાજમંદિરને બાદ કરતાં, તેનું એકલીનુંજ ઘર એવું હતું જ્યાં દીપોત્સવીને દિવસે, વહેલી સંધ્યાએ, દીવો જળતો હતો. તેણે ધાર્મિક વિધિએ પર્વનું પૂજન કર્યું. ને ઘરમાં જળની ટાંચ જણાતાં તે ભરવા તે પાસેજ વહેતી ભાગીરથીએ ચાલી.

ને ત્યાં, જ્યારે આથમતા સૂર્યની રમણીયતા પર દૃષ્ટિ પરોવી તે ઘડામાં જળ સિંચતી હતી ત્યારે, કહેવાય છે કે, જાણે તે સૂર્યમાંથીજ પ્રગટતી હોય એવી, રત્નમઢી સુવર્ણની નાવમાં બેસી, સૌન્દર્ય ને પ્રભાથી ઝળહળતી એક અપાર્થિવ રમણીએ સરિતાને કિનારે પગ મૂક્યો.

તારામતીએ તે રમણીની જ્યોતિમાં અંજાઇ તેને નમન કર્યું. પૂછ્યું, "આપ કોણ છો?"

"હું ?—નગર દર્શને નીકળી છું." મુગ્ધ રમણીએ આછા સ્મિતથી ઓપતા વદને, વેરાતાં મોતી સમ શબ્દોમાં, ઉત્તર દીધો.

તારામતી શ્રદ્ધાળુ નારી હતી. તેને આ સ્ત્રી લક્ષ્મીદેવી લાગ્યાં. તે દેવી દીપોત્સવીની સંધ્યાએ ફરવા નીકળે છે એવું તેણે ખૂબ ખૂબ વાંચ્યું અને સાંભળ્યું પણ હતું.

"આપ મારે ઘેર ન પધારો ?" તેણે યાચનાભર શબ્દોમાં દેવીને આમંત્રણ દીધું.

"પણ નગરમાં અજવાશ તો રાજમંદિરમાં એકજ સ્થળે જણાય છે. બીજે અંધારામાં હું શી રીતે જાઉં ?" આછું દુઃખ દર્શાવતાં રમણી બોલી.

"મારે ત્યાં અજવાશના અંબાર નથી. પણ ઘીનો એક ન્હાનો દીવો તો ટમટમે છે. ત્યાં આપને અંધારૂં નહિ લાગે."

રમણી ગુણપૂજક ને મમતાળુ હતી. તે તારામતીની વિનંતિને પાછી ન ઠેલી શકી. તેણે તેને આંગણે જ પ્રથમ આવવાની તેની માગણીને સંમતિ આપી.

"હું જળ ભરીને આ આવી. આપ આગળ પધારો." આંખમાંથી સ્મિતસુધા વેરતાં તારામતીએ કહ્યું.

"જેવી તમારી ઈચ્છા." બોલતાં જ રમણીએ નગરભણી પગલાં પાથર્યાં—સ્વર્ગગંગાને તીરેથી ઈન્દ્રભવને વિહરતી જાણે અપ્સરા.

"પણ..." તારામતીએ પાછળ દોડી આવી પૂછ્યું, "હું આવી પહોંચું ત્યાં સુધીમાં આપ ત્યાંથી ચાલ્યાં તો નહિ જાઓને ?"

"બહેનના સ્નેહને હું પાછો નહિ ઠેલું." ને રમણીની આંખમાંથી અમીની ધારાઓ વછૂટી.

તારામતી પાછી ફરી. તે વિચારના વમળમાં અટવાઇ. લક્ષ્મીદેવી વચન ફેરવે એ તેને અસંભવિત લાગ્યું. તે જો ઘેર પાછી ન ફરે તો લક્ષ્મીને ત્યાં ઠેરવું જ પડે.

ને કુટુંબના દારિદ્રય પર તેણે દૃષ્ટિ દોડાવી; પતિના અસહ્ય શ્રમની તાદૃશતાને આંતરચક્ષુએ નિહાળી. ને તે સર્વને ફેડવા, કુટુંબને લક્ષ્મીનું લાડીલું બનાવવા, તેણે માતા ભાગીરથીની ગોદને વ્હાલી લેખી. તેના ઊંડા ને ઊંડા પ્રવાહમાં તે આગળ વધી; સરિતાનાં ઉછળતાં નીરે તે પવિત્ર નારીરત્નને પોતાની સોડમાં સમાવી દીધું.

તેના આ ભવ્ય સમર્પણની પળે લલિતાએ એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો; લક્ષ્મી તેની વાટ જોતી તેના પતિગૃહે સ્થિર બની.

તે પછી તો તે કુટુંબમાં સમૃદ્ધિની છોળો ઊછળી. દિલ્હીના શહેનશાહને પણ તેની મહત્તા સ્વીકારવી પડી. લલિતાનો પુત્ર, સમય જતાં, જગતશેઠના પદે સ્થપાયો.

જ્યાં સુધી તે કુટુંબમાં તારામતીની મધુર સ્મૃતિ જળવાઈ ત્યાં સુધી લક્ષ્મીને ત્યાં ઠેરવું પડયું. પણ જ્યારે તારામતીની પૂજનીયતા ત્યાં વિસારે પડી ત્યારે, કહેવાય છે કે, લક્ષ્મીએ ત્યાંથી પાછાં પગલાં ભર્યાં.

ને પ્લાસીના યુદ્ધના સમયે તેનો વાસ બદલાયો.

———o———

# બારમા સૈકાનું ગુજરાતી સમાજજીવન

શ્રી નાગકુમાર મકાતી

કોઈપણ દેશના અને કોઈ પણ કાળના સમાજજીવનનો અભ્યાસ અત્યંત રસપ્રદ હોય છે. માનવજાતની રહેણીકરણી, રીતરિવાજો, ખાસિયતો, ભાવનાઓ, કલ્પનાઓ વગેરે જુદે જુદે સમયે અને સ્થળે જુદાં જુદાં હોય છે અને તેનો ઇતિહાસ મનુષ્યના વિકાસક્રમના ઇતિહાસ સાથે ગાઢ સંપર્ક ધરાવે છે. આપણા પોતાના વડવાઓ કઇ જાતનું સામાજીક જીવન જીવતા હતા એ જાણવાની આપણને ઉત્કંઠા થાય એ સ્વાભાવિક છે. અર્વાચીન સમાજ જીવન સાથે સરખામણી કરવાનો પણ આપણને અવકાશ મળે છે અને તેમાંથી એક વિશિષ્ટ પ્રકારનો આનંદ પ્રાપ્ત થાય છે.

વિક્રમની બારમી સદી ગુજરાત માટે સુવર્ણયુગ સમી હતી. ગુજરાતની સમૃદ્ધિ, ગુજરાતનું ઐશ્વર્ય અને ગુજરાતનો પ્રતાપ તે વખતે મધ્યાન્હે હતાં. ગુજરાતની અસ્મિતા તે સમયે પૂરેપૂરી ખીલેલી હતી. તે વખતે ગુજરાતના એક મહાન્ જ્યોતિર્ધરની લેખીનીમાંથી "દ્વાશ્રય મહાકાવ્ય" જન્મ્યું. પ્રત્યેક પ્રતિભાશાળી લેખકના લખાણમાં તે તે સમયના સમાજ જીવનનું પ્રતિબિંબ ઊડે છે. શ્રી હેમચંદ્રાચાર્ય રચિત "દ્વાશ્રય મહાકાવ્ય"માં પણ ગુજરાતના બારમા સૈકાના સમાજજીવનનાં પ્રતિબિંબો છૂટાં છવાયાં દષ્ટિગોચર થાય છે, જેમાંથી થોડી એક સામગ્રી અત્રે રજુ કરવા ચાહું છું. મૂળ ગ્રંથ સંસ્કૃત ભાષામાં પદ્યમાં છે અને અનેક વિદ્વાનોએ તેની મુક્ત કંઠે પ્રશંસા કરેલી છે. તેનું ગુજરાતી ભાષાંતર સ્વ. શ્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ કરેલું છે તે આપણા હેતુ માટે પૂરતું હોઇ તેનો આશ્રય લીધો છે.

**સ્ત્રી-સ્વાતંત્ર્ય.**

બારમી સદીમાં સ્ત્રી-સ્વાતંત્ર્યની ભાવના ખીલેલી ન હતી. સ્ત્રીઓ ઘર બહાર નીકળી શકતી નહિ. તેઓ ઘરને માટે જ સર્જાઇ હતી. તેમના આનંદપ્રમોદનું સ્થાન ઘરની ચાર દિવાલોમાં મર્યાદિત હતું. કુદરતના દેખાવોનું દર્શન અને તેની રમણીયતાનું પાન પણ તેમને ઘરની જાળીઓમાં ભરાઈ રહીને જ કરવું પડતું.

> "અત્ર શ્રાદ્ધ પક્ષને વિષે ગૃહિણીઓ ઘરની જાળીમાં રહીને, ગાય બળદ આદિને આનંદ આપનારી લીલી ભૂમિને, તેમ ઈંદ્રિયોને શાન્ત કરનારી નદી (સરસ્વતી)ને નિહાળે છે." (સર્ગ ૧. શ્લો. ૨૪).

પરંતુ ઉપરનાં નિયંત્રણો ઉચ્ચ અને શ્રીમંત વર્ગમાંજ મુખ્યત્વે પ્રચલિત હતાં. ખેડુત સ્ત્રીઓ અને ગોપસ્ત્રીઓ તો આજની પેઠે સ્વતંત્રતાથી ઘર બહાર ખેતરોમાં મુક્ત વિહાર કરી શકતી અને ખેતીના કામમા મદદ કરતી.

> "પાકેલી ડાંગરનું આનંદપૂર્વક રક્ષણ કરતી ગોપીઓ બધો દિવસ બૂમ પાડી પાડીને ગીત વિસ્તારતે સતે ગાય દહોવા જેટલો કાળ પણ થાક પામતી નથી." (સર્ગ ૩. શ્લો. ૫).

"ગોપીઓ અતિ રસે ચઢીને હજાર હજાર સારસોને તેમ હજારો પોપટને પાંચ પાંચ કરીને ગણવા લાગી છે." (સર્ગ ૩. શ્લો. ૧૯).

આજે કેટલીક સ્ત્રીઓ ફલફલાદિ તેમજ બીજી વસ્તુઓનો વેપાર કરે છે તેમ તે વખતે પણ વેપાર કરનારી સ્ત્રીઓ હતી.

"શલાલુ, કિસર, તગર, તેમ **બીજાં** ગંધદ્રવ્ય **વેચનારી** સ્ત્રીઓ વિલક્ષ થઇ બોલતી હવી કે અહો! આતો પુષ્પ માત્રથીજ સુગંધ પામી." (સર્ગ ૧૬. શ્લો. ૩૪).

**લગ્ન-ફટાણાં.**

સ્ત્રીઓની ગૃહ-મર્યાદિત સ્થિતિ છતાં લગ્ન જેવા પ્રસંગે ફટાણાદિ ગાવામાં તેમણે અદ્ભુત સ્વાતંત્ર્ય ભોગવ્યું છે. કટાક્ષ, નર્મોક્તિ અને ચાતુર્યપૂર્ણ ફટાણાં ગાવામાં સ્ત્રીઓ જે રસ, આનંદ, ઉત્સાહ અને કાબેલિયત આજે બતાવે છે તેવાં જ તે જમાનામાં પણ બતાવતી. કુમારપાલના આનપુત્રી જલ્વણ સાથેના લગ્નપ્રસંગના ફટાણાંના થોડાક નમૂના આ રહ્યા.

"વજ્ર જેવા નકારા હાથથી પદ્મ જેવા ઉત્તમ કરને ગ્રહણ કરતાં **ચોર જેવો** આ આપણી સખીને **ચોરી જાય છે**.."

"**હલધર જેવો કઠોર** એ હાથે કરીને સજ્જડ પકડે. છે તેથી આ બિચારી કંપે છે, એમાં આપણે શું કહીએ?"

"**ભૂખાળવા રાક્ષસ** જેવા આ અણુવર, અતિકુશલ હોઈ, છેક નિર્લજ્જની પેઠે પોતાના મનથી મોદક શાના માગે છે?"

"રે બલવાન્ અણુવર! જેમ રક્તમણિને માંસબુદ્ધિથી ગૃધ્ર ઇચ્છે છે, તેમ કંદુકને મોદક જાણીને ઇચ્છો છો."

"અલક્ત જેવી આંખોવાળા અણુવરે, આવી શી હજામત કરાવેલી કે **બકરાની પેઠે, બે વાળ રહી જવાથી** નકારી દાઢી દેખાય છે." (સર્ગ ૧૯. શ્લો. ૬૫, ૬૬, ૬૭, ૬૮, ૬૯).

અત્યારનાં ફટાણાંમાં અને તે વખતનાં ફટાણાંમાં વસ્તુતઃ કાંઈ ભેદ નથી. સ્ત્રીઓ કેટલી ઝીણવટથી પુરુષોની સફાઇ, કળા, ટાપટીપનું નિરીક્ષણ કરે છે અને કેટલી મૃદુ છતાં વેધક ટકોર કરી શકે છે તે અણુવરની દાઢી ઉપર હજામત કરતાં રહી ગયેલા બે વાળ ઉપરના ગીતથી જણાય છે.

**બહુપત્નીત્વ.**

બહુપત્નીત્વનો રિવાજ હિંદમાં સનાતન છે એટલે બારમી સદીમાં પણ હોય તેમાં નવાઈ નથી. પરંતુ આ રિવાજ રાજાઓમાં અને શ્રીમંતોમાં વધુ પ્રમાણમાં ઘર કરી બેઠો હોય તેમ લાગે છે.

"જેમને ચારે વેદ પ્રિય છે એવા લોકમાં ત્રયીમૂર્તિરૂપ રવિનો ઉદય થતાં, **ચાર ચાર કે ત્રણ ત્રણ પ્રિયાવાળા શ્રીમાન્** લોક ત્રણ કે ચાર બધી વધૂને તજીને સંધ્યાકર્મ માટે પ્રવર્તે છે." (સર્ગ ૨. શ્લોક ૯).

"તારી પાસે આવવાનું કહીને જે મારી પાસે રહ્યો, અને મારી પાસે આવવાનું કહીને જે તારી પાસે રહ્યો, તેના વિષે તને શો અનુભવ થાય છે? હું કહું છું કે તે યથાર્થ છે એમ જાણી તું જ આ વાતમાં તત્ત્વ (એ પતિનું શઠપણું) વિચારી જો, એમ અત્યારે પરસ્પરને સખીઓ શોકો. (કહે છે). (સર્ગ ૨. શ્લો. ૧૮).

**વેશ્યાગમન.**

પત્નીને પવિત્ર, વફાદાર અને સતી રાખવાની ભાવનાવાળા પતિઓની પવિત્રતા અને વફાદારીમાં વેશ્યાગમનથી, તે જમાનામાં પણ, ઉણપ આવતી નહોતી. સહનશીલતાની મૂર્તિ સમી આર્ય પત્નીઓએ તો પતિઓની આ દુષ્ટતાને પણ હળવે દિલે સહન કરી લીધી છે.

"વેશ્યાના સંગી એવા પતિને સ્પષ્ટ વેશ્યાનખક્ષતવાળો જોઈ, 'રે દુરાચારી' એમ કહેતી કોઈ પ્રતિવ્રતાએ કમળોથી પ્રહાર કર્યો." (સર્ગ ૧૬. શ્લો. ૬૦).

**પિત્રાઈઓ.**

પિત્રાઈઓમાં હમેશાં વેરઝેર હોય છે અને તેઓ એકબીજાના કટ્ટા દુશ્મનો હોય છે. યુદ્ધમાં,

"બે બે અતિ દર્પવાળા, યમપુત્ર જેવા, હાથમાં તરવાર અને છરી લઈ પિત્રાઈ બાઝયા હોય એમ એકજ હાથી ઉપર લઢવા લાગ્યા." (સર્ગ ૪. શ્લો. ૧૦૧).

પિત્રાઈઓ હિંદુસમાજનું એક કલંક હોય એમ નથી લાગતું ?

**મદ્યપાન.**

દારૂનું સ્થાન જુના જમાનામાં પણ આજના જેટલુંજ અવિચળ હતું. પાણીને બદલે દારૂ પીનારા અઠંગ દારૂડિયાઓ બારમી સદીમાં સોરઠમાં પડયા હતા. આહરિપુનો દૂત દૂણુસ રાજાને કહે છેઃ—

"અથવા જલને સ્થાને મધુ પીતાં, હાથમાં મદ્યના પ્યાલાવાળા યદુઓએ શું કાંઈ ભસ્યું છે? પણ હાથમાં મદ્યપાનના પ્યાલાવાળા, દારૂડિયા સોરઠિયા ગમે તેમ લવે તેમાં શો દોષ?" (સર્ગ ૪. શ્લો. ૭).

અને જૂના દારૂની લિજ્જત તે વખતે પણ અદ્ભુત ગણાતી. જલક્રીડા કરતાં,

"બે દિવસના કે ત્રણ રાત્રિના પણ પ્રિયના અપરાધને, તે છેક બે વર્ષનો જૂનો હોય તેમ, કોઇક જલક્રીડામાં, બે વર્ષનો જૂનો દારૂપીનારની પેઠે ભૂલી ગઇ." (સર્ગ ૧૬. શ્લો. ૬૫).

"બાલ્ય તજેલા એવા અશ્વ જેવા કેશી દાનવને હણનારની પેઠે એની આંખ ક્રોધની રતાશથી, જાણે ચાર, પાંચ, નવ વર્ષનો દારૂ પીધાથી હોય, તેમ શોભી રહી." (સર્ગ. ૧૮ શ્લો. ૧૨).

**વ્યાજ.**

ભારે વ્યાજ ખાનારાઓ અને એકના બે લેનારાઓનો તે જમાનામાં પણ તોટો નહોતો. વનમાં પ્રિયા પાસેથી પુષ્પમાલા માગતા પ્રિયનું ચિત્ર વસંતવર્ણનમાં દોરે છેઃ

"પુષ્પમાલા તજેલી એવી એકને અલ્પ પુષ્પમાલ આપીને તેની પાસે, બેવડુ લેવાની ટેવવાળો હોય એમ પતિ અનલ્પ એવી મહાપુષ્પમાલા માગે છે, અહો લોભી શું વ્યાજ લે છે!"

પ્રિયા પતિને કહે છે—

"અરે વ્યાજખાઉ! હું કાંઈ દશ કે એકાદશ લેનારી નથી, તે તો પેલી તારી હશે તે છે; એમ કહેતી કોઈએ પોતાના પતિને પુષ્પ આપ્યાં." (સર્ગ ૧૭. શ્લો. ૨૨).

અને વ્યાજના ભારે દુખી ગયેલા ગરીબ બિચારા દેણદારો તો હમેશાં લહેણદારોના ભોંપેલા અને દબાયેલા જ હોય છે. શરદૃઋતુના વર્ણનમાં:

"કાચબા, તીરની પાસે અને જલની બહાર, રવિના ઉષ્ણ કિરણથી તપતા સતા પણ, જાણે લેણદારના બાંધ્યા હોય તેમ પડી રહે છે." (સર્ગ ૨. શ્લો. ૪૦).

**કર-વેરા.**

પ્રજાને લૂંટનારા કુટિલ બુદ્ધિના રાજાઓ તે વખતે પણ પડ્યા હતા:

"મનુષ્ય પ્રતિ દુષ્ટતા કરતા એવા અક્કલ વિનાના, તથા સર્પના જેવાં કુટિલ કર્મ કરનારા, તેમ ચતુર્થાંશ લેવાનો કહીને લોક પાસેથી આખું યે તાણી લેનારા આ દુષ્ટથી ધર્મ કેમ પાંગળો ન થાય?" (સર્ગ ૨. શ્લો. ૯).

**બાલશિક્ષકો.**

બાલકોના પ્રશ્નોના ખાસ અભ્યાસક બાલશિક્ષકો અત્યારે આપણે જોઈએ છીએ. સંભવ છે કે તે જમાનામાં પણ તેવા નિષ્ણાતો હોય.

"શિશુના આક્રંદ વિષેના શાસ્ત્રને જાણનારા જેમ તે શાસ્ત્રનો, તેમ ભ્રમરો, જાણે કિરાતાર્જુનિય કે શીતાના શોધન વિષેનો ગ્રંથ તેને ગાતા હોય એમ હર્ષથી ગણગણાટ કરતા કુંદલતાનો આશ્રય કરવા લાગ્યા." (સર્ગ ૧૬. શ્લો. ૯૫)

**ગામડિયાઓ.**

ગામડિયાઓ તો આજની પેઠે તે વખતે પણ અવિદ્વાન્, ભોળા, ભોટ, રમતિયાળ, ગપ્પીદાસો અને શહેરી સંસ્કારથી અજાણ હતા. તેમના રીતરિવાજ, વાર્તાલાપના વિષયો, રમતગમતો વગેરેનો પણ કાંઇ ખ્યાલ મળે છે:

"ચાલો જઈએ એવી બૂમો મારતાં, પાંદડાં પાડવાની લાકડી હાથમાં લઈ તૈયાર થયેલા, બળદને રાશથી બાંધી દોરતા, એવા અવિદ્વાન ગામડિયા, આકાશરૂપી થાળીમાંથી ખસી પડતા ચંદ્રને દહીંનો લોચો જાણી નિહાળે છે." (સર્ગ ૨. શ્લો. ૪૧).

"અતિ યૌવનમદે જરા પણ ઉણા નહિ એવા ગામડિયા ગેડીદડા રમતાં ઊડીને વાગેલા દડાવડે કાણા થયેલા, ને ગેડીથી પગે ખોડંગતા, એવા પરસ્પરથી મૂક્કામૂક્કી કરીને કલહ કરે છે." (સર્ગ ૩. શ્લો. ૧૦).

"અત્ર હલ હાંકનારા, હલ હાંકનારની સભામાં બેસી સામિધેની ઋક્ જાણતા બ્રાહ્મણોના ચાળા પાડી, મલ્લિકા પુષ્પ સુંઘતા, કુરુ અને વૃષ્ણિના વિવાહની, તેમ શ્વાન અને વરાહના યુદ્ધની કથાઓ ઝટપટ કરતા ગપ્પાં મારે છે." (સર્ગ ૧૬. શ્લો. ૮૦).

ઉપરનાં અવતરણો ઉપરથી બારમા સૈકાના ગુજરાતના સમાજજીવનનાં વિવિધ સ્વરૂપોની કંઇક ઝાંખી થશે અને અત્યારના જીવન સાથે તેની સરખામણી કરવામાં વાચકને જરૂર રસ અને આનંદ પ્રાપ્ત થશે.

---o---

# પ્રીતમ દીઠો*



: લેખક :

સ્મરણોની સુવાસ : અંતરને મ્હેકાવતી;
જીવનના ઉલ્લાસ દિવ્ય કિલ્લોલે નેણુમાં.

સખિ ! સાંભરે એ માઝમ રાત : ભાત ઉર પ્રીતની પડી;
સખિ ! ગૂંથીને ઉર કરી વાત : રાત જાણે તારે મઢી.

સ્વર્ગ સમો સંસાર : માણ્યો પ્રીતમ સાથમાં;
સ્વપ્નોને મિનાર : બેસી એને હું સ્મરૂં.

સખિ ! રંગતની રમ્ય એ રીત : પ્રીત તણાં પીયૂષ પીધાં;
સખિ ! ગુંજ્યાં કે સ્નેહનાં સંગીત : ચિત્ત ચિત્ર ચીતરી લીધાં.

પૂજું પ્રીતે દેવ : દેવીપૂજન એ કરે;
પ્રેમજીવનની સેવ : કાળે પડદો પાડિયો.

સખિ ! ઝૂલતી હું આંબલાની ડાળ : વ્હાલ તણી વેણુ વાગે;
સખિ ! ગૂંથું ગુલાબની રસાળ : માલ ઉર ભાવો જાગે.

ગૂંથે વેણી અજોડ : વ્હાલમ એ વરણાગિયો;
સ્વર્ગજીવનના કોડ : સારસજોડ જતી રહી.

સખિ ! સૂનો સૂનો છે સંસાર : તાર ઉર પ્રીતનો તૂટયો;
સખિ ! સ્મરણોને બેસતી કિનાર : પાર પેલી પ્રીતમ દીઠો.

મૂલજીભાઈ પી૦ શાહ

---

* ટૂંક સમયમાં પ્રકટ થનાર લેખકના નવા રાસસંગ્રહ : "રાસકૌમુદી"માંથી.

# ધ્વજવંદન

'સ્વપ્ન સેવી'

(ગતાંક પા. ૧૩૨ થી ચાલુ)

લેખાએ પત્ર એક વખત વાંચ્યો, અનેક વખત વાંચ્યો. ચંદ્ર તેને કદી પણ ભૂલી જશે નહિ, કોઈ પણ બાબત તેની લાગણીને કદીએ દુ:ખી કરી શકશે નહિ; વિગેરે ઘણું લખ્યું હતું. તેણે પત્રને હજારો ચુંબનો કર્યાં. આ વિયોગના સમયમાં એ એક યાદગીરી હતી. પ્રિયજનના અક્ષર પણ જીવનને કેટલું ઉત્તેજન આપે છે!

દાદાએ પત્ર વાંચ્યો. તેમને ચંદ્ર પર કેટલું વ્હાલ આવ્યું! પછી લેખાએ એ યાદગીરીને ઘણી સંભાળપૂર્વક પોતાની પેટીમાં મૂકી દીધી. શ્રમિત થએલી લેખા, એ પત્રદર્શનથી ઉલ્લાસમાં આવી જતી. 'દાદા સિવાય, બીજું પણ એક જણ તેનું છે,' એ વિચાર તેનાં બધાં કાર્યોને આનંદથી ભરી દેતો. તે વારંવાર પેલો પત્ર દાદાને પણ વંચાવતી. પત્રવાંચનનું કાર્ય જેમ બહુ વખત થતું તેમ તેમાં વધુ રસ આવતો જ રહેતો. ચંદ્ર દૂર ગયો પણ પાસે જ હતો.

વિયોગના સમયમાં કોઈ કોઈને પત્ર લખતું નહિ. બંને પોતપોતાના કામમાં મશગૂલ હતાં.

એક દિવસ લેખા ક્યાંકથી ખૂબ નિરાશ વદને ઘેર આવી. દાદાએ કારણ પૂછતાં તેણે જણાવ્યું કે તે ઘણી થાકી ગઇ હતી. એ કારણ સત્ય નહોતું. થાકથી તે કદી ડરી શકતી નહિ. એક જગાએ, ખાનગી સમયમાં તે સારવાર માટે ગઇ હતી. એમ ત્રણેક દિવસ થઈ ગયા. તે ઘરનો પુરુષ લેખાના સૌંદર્ય તરફ આકર્ષાયો. લેખા દાદર ઉતરતી હતી ત્યાં પેલો માણસ ગયો અને પાછળથી તેને પકડી લીધી. આ



ઓચિંતા હુમલાથી પ્રથમ તો તે ડઘાઈ ગઈ. આવો અનુભવ તેને કદી પણ થયો ન્હોતો. તેનો ચંદ્ર કેટલો બધો સંયમી છોકરો હતો! પહેલી જ દૃષ્ટિએ તેણે લેખાને પોતાની માની હતી, તેના સ્પર્શને માટે અધીરો બન્યો હતો; છતાં પોતાની હદ ઓળંગી ન્હોતી. અમુક વિચાર પછી તે શાંત પડયો હતો.

લેખા સ્થિર ઊભી રહી. આંખ તેજ બની અને જરાપણ પલકારો માર્યા સિવાય, તે પુરુષની સામે જોઈ રહી; એક પણ શબ્દ તેના મુખમાંથી સર્યો નહિ—માત્ર સ્થિર તેજસ્વી નજરે જોઈ રહી. તેના મુખ ઉપર મશ્કરી, અને આછા તિરસ્કારનાં આવરણો છવાઈ ગયાં. પેલા પુરુષથી એ નજર

સહી શકાઈ નહિ. ને શરમીંદો પડી જઈ પાછો ફર્યો. લેખા ઘેર આવી.

સેવાના પવિત્ર કાર્ય સામે આવા કલંકિત પ્રસંગો ઊભા થાય ત્યારે શું કરવું? લેખાને ભય લાગ્યો–રખેને એથી એનું કામ અટકે! ઉપરનો પ્રસંગ બનેલા ઘેર જવાની તેને પ્રબળ ઈચ્છા હતી, એક માંદા માનવીને છોડીને તે આવી હતી. તેને ખૂબ દુઃખ થયું, પણ પછી તે ત્યાં ગઇ નહિ.

તેણે ચંદ્રનો પત્ર ઉપાડ્યો, એના સ્પર્શથી જાણે પવિત્ર બનતી હોય એમ આંખ પર લગાવી છાતી સરસો દાબ્યો. એ પત્રમાં ચંદ્ર કહેતો હતો કે તે લેખાને ચાહે છે, ખૂબ, અત્યંત ચાહે છે. લેખાનું રુદન બંધ પડી ગયું. તેની બધી અસ્વસ્થતા સરી ગઈ. તેણે કોઈ દિવ્ય આનંદ અનુભવ્યો, ચંદ્ર જો આવે તો આ બધી વિગત તેને કહેવાની ઇચ્છા થઈ આવી.

પણ તેથી કંઈ તેનું કામ અટક્યું નહિ. ફરી એવો પ્રસંગ બનવા ન પામે એની તે પૂરતી કાળજી રાખતી.

દાદાને લેખાની તંદુરસ્તી વિષે પહેલી ચિંતા હતી. તેમણે તેને બે માસની રજા લેવરાવી. સતત મજુરી પછી નિવૃત્તિ મળે તોજ મનુષ્ય જીવી શકે, અને તો જ તેને કાર્ય તરફ ફરી આકર્ષણ થાય. કાર્યને જીવંત રાખવા લેખાને આરામની જરૂર હતી. આપણે અઠવાડિયાના શ્રમને અંતે એક દિવસ આરામ જોઇએ છીએ. સ્નાન પછીની સ્ફૂર્તિ જેવી એ નિવૃત્તિ કેવી આલ્હાદક હોય છે! તેથી જ આપણને શ્રમ અને કાર્ય તરફ પ્રેમ છે.

લેખાનો એ સમય આરામનો હતો. ત્યારે હૃદયમાં અર્ધનિદ્રિત થએલો ચંદ્ર જાગ્યો. લેખા અપૂર્વ મમતાથી તેની સાથે સમય ગાળવા લાગી. પથારીમાં સૂતાં સૂતાં, તે પોતાનું મુખ, ચંદ્રના મુખની અત્યંત નજીક લઈ જતી, અને ધીરી વાણીમાં કંઈક મધુરું મધુરું બોલતી.

તેનામાં નવું ચેતન આવવા માંડ્યું. કોઈ દૈવી શક્તિએ તેના આખા દેહને ભરી દીધો. એ ચૈતન્ય, ચંદ્રને દૂર દૂરથી, પાસે બોલાવવા લાગ્યું. કોઇક વખત ઘેલછા વધી પડતાં આર્ત્ત નાદ કરવા માંડતું. લેખાને ચંદ્ર પ્રત્યક્ષ જ્યોતિ હતો. વચમાં તેને કાર્ય પકડવાની પણ તીવ્ર ઇચ્છા થઈ આવતી પણ દાદા તેમ કરતા અટકાવતા. ઘેલી લેખાને દાદાજ હરહંમેશ માર્ગ સૂચન કરતા.

એમ આરામનો સમય પૂરો થઈ ગયો. લેખા નવેસર કામ પર ચઢી અને ત્યાર પછી તેને અવ નવા અનુભવો થવા માંડ્યા. બીજી એક બે જગાએ તેને પ્રથમના જેવો કંઈક અનુભવ મળ્યો; તેણે ધસીને અસ્વિકાર કર્યો, એટલે પેલાઓ તેને વિષે ગમે ત્યાં ગમે તેમ બોલવા માંડ્યા, તેના વિષે જુઠી વાતોનો પ્રચાર કરવા માંડ્યા. બે ત્રણ યુવકો પણ તેને પરણવા તૈયાર થયા. ચંદ્ર તેનો ન હોત તો લેખા જરૂર કોઈ એકને સાથ આપત. પણ હવે એ બાબત અશક્ય હતી. હાલ પરણવાનો વિચાર નથી એવો તેણે દરેકને જવાબ આપ્યો. ખરેખર તેણે ઘણી જ સભ્યતાથી જવાબ વાળ્યો હતો.

એવામાં ચંદ્ર ઘેર આવ્યો. ભૂખ્યો ચંદ્ર લેખાને મળવા દોડ્યો. દાદાએ અગાધ પ્રેમથી તેનો સત્કાર કર્યો. લેખા તે વખતે કામ પર હોવાથી મળી શકી નહિ. તે આવે ત્યાં સુધી ચંદ્રને વાટ જોવા જેટલી ધીરજ રાખવી જ રહી. ઓહ! તે પળો!! ખૂટતી જ ન્હોતી. ચંદ્ર ઘરમાં આંટા મારવા લાગ્યો, અને દાદાને વારંવાર પૂછ્યા કરતો–લેખા ક્યારે આવશે? દાદાએ એક કામ કાઢ્યું. તેમણે લેખાની પેટીમાંથી ચંદ્રનો પત્ર કાઢ્યો અને તેને પાસે બોલાવી કહ્યું "બેટા, આટલા ઉપર અમે આજ લગી સુખે દિવસો વીતાવ્યા. છોકરી કેટલી વખત આ પત્ર વાંચ્યા કરતી! અમે તારી કેટલી બધી વાટ જોતાં હતાં! આજે તું મળ્યો. તું આવ્યો તે સારૂં થયું."

ચંદ્રની આંખમાં પ્રેમનાં ઝળઝળિયાં આવી

અર્થશાસ્ત્રના વિભાગો:—અભ્યાસની સરળતા માટે અર્થશાસ્ત્રના ચાર વિભાગ પાડવામાં આવે છે. (૧) સંપત્તિનો ઉપભોગ અથવા માંગ (demand) વિભાગ; (૨) સંપત્તિનું ઉત્પાદન અથવા પૂરતી (Supply) વિભાગ; (૩) સંપત્તિનો વિનિમય અથવા માંગ અને પૂરતીનો સમતોલ વિભાગ; અને (૪) સંપત્તિની વ્હેંચણી.

ઉપભોગ વિભાગમાં, માંગ સંબંધી સિદ્ધાન્તો, તથા પ્રત્યેક વસ્તુની માંગ કેવી રીતે નક્કી થાય છે, વસ્તુઓની જરૂરિયાતો પૂરી પડવા માટે જુદી જુદી વસ્તુઓની માંગ કેટલા પ્રમાણમાં હોવી જોઈએ; માંગ પાછળ રહેલા માનવહેતુઓ તથા ઉપભોગને અંગે માણસની દરેક જાતની આર્થિક પ્રવૃત્તિનો વિચાર કરવામાં આવે છે.

ઉત્પાદન વિભાગમાં, માનવી પોતાના શ્રમને સંપત્તિના ઉત્પાદન અર્થે કેવી રીતે જુદા જુદા ક્ષેત્રમાં રોકે છે, સમાજનાં જુદા જુદા અંગો ઉત્પાદન અર્થે કેવી રીતે સાથે મળે છે, ઉત્પાદનના જુદા જુદા અંગોનો સમન્વય કેટલા પ્રમાણમાં ને કેવી રીતે થાય છે; આજના ઉત્પાદનું સ્વરૂપ કેવું છે વિગેરે ઉત્પાદન અંગેની માનવીની પ્રત્યેક આર્થિક પ્રવૃત્તિઓનો વિચાર કરવામાં આવે છે.

વિનિમય વિભાગમાં, ઉત્પન્ન થયેલ સંપત્તિની કિંમતનો નિર્ણય; માંગ અને પૂરતીની જુદી જુદી અવસ્થામાં કિંમતમાં કેવી રીતે ફેરફાર થાય છે; વિનિમયના સાધન તરીકે વાપરવામાં આવતાં નાણાં સંબંધી તથા નાણાંના વિનિમય માટેની સંસ્થાઓ—બેન્કો વિગેરે આર્થિક સંસ્થાઓ જે વિનિમયનું કાર્ય કરે છે, તેનો વિચાર કરવામાં આવે છે.

સંપત્તિના વ્હેંચણી વિભાગમાં, ઉત્પાદનના પ્રત્યેક અંગને ઉત્પન્ન થયેલી સંપત્તિમાંથી મજુરીના દરના રૂપમાં, મુડીના વ્યાજ તરીકે, તથા જમીનના કિરાયા તરીકે અને વ્યવસ્થાના નફા તરીકે કેટલું મળવું જોઈએ, કેવી રીતે મળવું જોઇએ, તે બાબતનો જુદા જુદા સિદ્ધાન્તો પ્રમાણે વિચાર કરે છે.

આ ચાર વિભાગો ઉપરાંત, રાજ્ય અને હુન્નરઉદ્યોગની સંસ્થાઓનો સંબંધ તથા રાજ્ય અને જાહેર નાણાંની વ્યવસ્થા કરતી સંસ્થાઓનો સંબંધ કેવો હોવો જોઇએ તે વિચાર કરતો પાંચમો વિભાગ પાડવામાં આવ્યો છે. આ વિભાગ, અર્થશાસ્ત્ર આ યુગમાં જેમ જેમ વિકાસ પામતું જાય છે તેમ તેમ વધારે મહત્વનો, ઉપયોગી થતો જાય છે.

આ બધાયે વિભાગો પરસ્પર, એકબીજાની સાથે નિકટ સંબંધ ધરાવે છે અને એકબીજા અન્યોન્યાશ્રયી છે. પ્રત્યેક વિભાગની પ્રવૃતિ બધાયે વિભાગોમાં અખંડ અને અવિભાજ્ય હોય છે. ઉપભોગની પ્રવૃત્તિઓને અવલંબીને ઉત્પાદનની પ્રવૃત્તિઓ ચાલે છે; જેમ જેમ ઉત્પાદન થતું જાય છે તેમ તેમ તેનો વિનિમય અને વ્હેંચણી થતીજ જાય છે.

આ પ્રત્યેક વિભાગોની વિસ્તારપૂર્વક ચર્ચામાં ઉતરીએ તે પહેલાં હવે પછીના લેખમાં 'અર્થશાસ્ત્રની વિચારશ્રેણી' તપાસી, અર્થશાસ્ત્રમાં વાપરવામાં આવતા અમુક શબ્દ પ્રયોગો બરાબર સમજી લેશું. આ શબ્દપ્રયોગોનો અર્થ બરાબર સમજ્યા વિના અર્થશાસ્ત્રની શાસ્ત્રિય પદ્ધતિથી કરવામાં આવતી ચર્ચા સમજી શકાય નહિ. જેમ નીતિના સિદ્ધાન્તો સમજવા માટે, નીતિના વલણવાળા બનવું પડે, ધર્મના સિદ્ધાન્તો સમજવા માટે ધાર્મિક વલણવાળા થવું પડે તેમ અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો સમજવા માટે પણ આર્થિક વલણવાળા (Economic minded) બનવું પડે. 'અર્થશાસ્ત્રનું વસ્તુ' 'અર્થશાસ્ત્રની વ્યાપકતા' અને હવે પછીનો 'અર્થશાસ્ત્રની વિચારશ્રેણી' એમ આ ત્રણ નિબંધો અર્થશાસ્ત્રના અભ્યાસની ભૂમિકા તરીકે સમજવાના છે.

# 'યશોધરા'નું અવલોકન

જેઠાલાલ જોષી

આજે જીવનના દરેક ક્ષેત્રમાં પ્રગતિ દષ્ટિગોચર થાય છે. સાહિત્યમાં તો તે વિશેષતઃ જોઈ શકાય છે. આજનું સાહિત્ય ભલે પહેલાંના સાહિત્ય કરતાં પ્રૌઢતામાં ક્ષીણ લાગે પણ તેમાં વિચારશીલતા વધારે છે. જીવનના દરેક પ્રશ્નને તે સ્પર્શે છે, અને તેનો ઉકેલ લાવવા પ્રયત્ન કરે છે. આપણે અહિં એક મહાન કવિની રચના જોઈશું. મૈથિલીશરણ ગુપ્તનું નામ આપણા દેશમાં સારી રીતે ખ્યાતિ પામ્યું છે. તેમણે છેલ્લા ૨૦–૨૫ વર્ષથી રાષ્ટ્રભાષા હિન્દીની તથા ભારતીય સંસ્કૃતિની ઘણી સારી ઉપાસના કરી છે. તેમણે હમણાં 'યશોધરા' 'સાકેત' અને 'દ્વાપર' નામક ગ્રન્થો રચ્યા છે. દરેકમાં મૌલિકતા છે, નવીન વિચાર છે. અહિં આપણે 'યશોધરા'નાં દર્શન કરીશું.

આજ સુધી ભગવાન બુદ્ધના ગુણગાન સારી રીતે થયાં છે. પણ તેમના વ્યક્તિત્વ આગળ યશોધરા કોણ જાણે ક્યાંએ એક ખુણામાં દબાઈ બેસે છે. 'યશોધરા'ના કવિને આ કંઈ ઠીક લાગતુ નથી. અને તે યથાર્થ છે. યશોધરાનું પણ સ્વતંત્ર વ્યક્તિત્વ છે. તેનો ત્યાગ છે; ભલે તે ભગવાન બુદ્ધના વ્યક્તિત્વ આગળ સાધારણ હોય, છતાં ઉપેક્ષણીય તો નથી જ. આપણું હૃદય એ મહાન તથાગતની ચિરસંગિનીને વિયોગિની તપસ્વિની તરીકે, સ્વાત્માર્પણ કરતી મહાન ભાવનાશાલિની તરીકે જોવા લાલાયિત હોય છે.

સિદ્ધાર્થ જ્યારે યશોધરાને મધ્યરાત્રિએ છોડી જાય છે ત્યારે તે ભગવાન બુદ્ધ નથી પણ દુનિયાના દુઃખોથી ઉદ્વિગ્ન થયેલ એક મહાન ત્યાગી યુવક છે. યશોધરાનો ત્યાગ• 'સ્ત્રી વિષયની પુતલી છે, મોક્ષસિદ્ધિની આડે આવનાર સામાન્ય નારી છે' એમ સમજી કરવામાં આવે છે. ખરેખર આ વસ્તુ યશોધરા જેવી તેજસ્વી ક્ષત્રાણીને અપમાનજનક લાગે છે.• તે કહે છે કે આથી સ્ત્રીજાતિનું બીજુ અપમાન શું હોઈ શકે કે તેને વિષયની પુતલી માનવામાં આવે. યશોધરા કહે છેઃ

'सिद्धि मार्गकी बाधा नारी ! फिर उसकी क्या गति है ।'

... ... ... ... ...

अर्ध विश्व में व्याप्त शुभाशुभ मेरी भी कुछ मति है ।

... ... ... ... ...

યશોધરા એક સાચી ક્ષત્રાણી છે. ક્ષત્રાણીના ધર્મને યથાર્થ રીતે જાણે છે. ક્ષત્રાણિયો *યુદ્ધ ક્ષેત્રમાં–મૃત્યુના મુખમાં જતા પતિ તથા પુત્રોને પોતેજ શણગારી બીડી વિદાય* આપતાં જરાએ મૃત્યુનો ભય રાખતી ન હતી, જીવનનો મોહ રાખતી ન હતી. તે જ જાતિની યશોધરા સિદ્ધાર્થને મોક્ષસિદ્ધિ માટે જતાં ન જ રોકત. યશોધરા માને છે કેઃ

देती उन्हें विदा मैं गाकर भार झेलती गौरव पाकर ।
यह निःश्वास न उठता हाकर बनता मेरा राग न रोग ॥

ઠીક છે. યશોધરા પ્રેમપૂર્વક પ્રિયતમને વિદાય આપી એક સાચી ગૌરવશાલિની તપસ્વિની બની શકત. પણ તે યોગ તેને પ્રાપ્ત ન થયો. આ કંઈ ઓછી વિડંબના નથી. યશોધરાને, આ પ્રમાણે સિદ્ધાર્થનું ચુપચુપ ચાલ્યા જવું અત્યંત આકરૂ લાગે છે. વિયોગ તો છે જ તેમાં આ નારીજાતિની અવગણના વધારે દુઃખદ છે. યશોધરા હૃદયનો નિઃશ્વાસ બહાર કાઢે છેઃ

हाय ! स्वामिनी थी मैं देती रोक तुम्हें रखलेती ?
जहां राज्यश्री त्याज्य, वहां मैं जाने तुम्हें न देती ?

યશોધરા જરા ટકોર પણ કરે છે:

हे नारीत्व मुक्तिमें भी तो, ओ वैराग विहारी ।
जाओ नाथ ! अमृत लाओ तुम, मुझमें मेरा पानी
चेरी ही मैं बहुत तुम्हारी, मुक्ति तुम्हारी रानी ॥

યશોધરા હૃદયને આશ્વાસન આપે છે કે મારા ભગવાન મારી પાસે આવશે જ.

'भक्त नहीं जाते कहीं, आते हैं भगवान'
उन्हें समर्पित करदिये यदि मैंने सब काम
तो आयेंगे एक दिन निश्चय मेरे राम
यहीं इसी आंगन में ॥

હૃદયમાં અનહદ દૃઢ વિશ્વાસ છે.

પૂર્વવર્તી સાહિત્યમાં વિયોગીઓ દ્વારા ખૂબ ગાળો ભંડાઈ છે. બીજાને સુખી જોઈ વિયોગીઓ હૃદયમાં ઈર્ષાથી બળી ઉઠે છે. પ્રકૃતિને ખીલેલી જોઈ સ્વાહા થઈ જાય છે અને પ્રાકૃતિક દરેક વસ્તુને ભાંડે છે. ચંદ્રને, ફૂલને, કમલને, હંસને, વન-ઉપવનને વિયોગીઓએ જેટલી ગાળો દઈ શકાય તેટલી દીધી છે. પ્રકૃતિસૌન્દર્યનો સાહિત્યમાં ઉપયોગ ઉદ્દીપનભાવ તરીકે જ મોટે ભાગે થયેલો જોઈએ છીએ. યશોધરાનો કવિ આ બાબતમાં જુદી જ વૃતિ સ્વીકારે છે. તે બળતો નથી, ગાળો ભાંડતો નથી, પણ અખિલ વિશ્વમાં પોતાના પ્રિયતમનાંજ દર્શન કરે છે. જ્યાં સમગ્ર વિશ્વ પ્રિયમય હોય ત્યાં ગાળોને કે ઈર્ષાને સ્થાન જ ક્યાં રહે છે ! યશોધરા પ્રકૃતિમાં પોતાના ભગવાનનાં જ દર્શન કરે છે.

उनकी शान्ति कान्तिकी ज्योत्स्ना जगती है पल पलमें
शरदातप उनके विकास का सूचक है थल थलमें
स्वामी के सद्भाव फैल कर फूलफल में फूटे
उन्हें खोजने कोही मानों नूतन निर्झर छूटे ।

યશોધરા માત્ર વિયોગિની ભાર્યા નથી પણ રાહુલની માતા છે; પિતાવિહોણા પુત્રની એક વિયોગિની માતા છે. માતાનું હૃદય અહિં જોઈ શકીએ છીએ:

ओ मेरे अवलंब, बता क्यों अम्ब अम्ब कहता है ?
'पिता पिता' कह बेटा जिनसे घर सूना रहता है ?

રાહુલ અને યશોધરાનો સંવાદ ખરેખર એક વિયોગી માતા તથા પુત્રનો કરુણ વાર્તાલાપ છે.

યશોધરા વિયોગજન્ય દુઃખથી ગળીને ચર્માસ્થિશેષ રહી જાય છે. છતાં તેનામાં સ્ત્રિયોચિત તેજસ્વિતા છે. તે શુદ્ધ પ્રેમમૂર્તિ પતિવ્રતા છે. હિમાલયને સંબોધી કહે છે:

हम सतियों की ठण्डी ठण्डी आहों के, ओ उच्चस्तूप !
तू जितना ऊंचा उतनाही गहरा है यह जीवन कूप,
किन्तु हमारे पानी कामी होगा तूही साक्षी रूप ।

યશોધરા પ્રિયતમને ઉદ્દેશી કહે છે:

चाहे तुम सम्बन्ध न मानो, स्वामी !
किन्तु न टूटेंगे ये तुम कितनाही तानो
पहले हो तुम यशोधराके
पीछे होगे किसी पराके
मिथ्या भय है जन्मजराके
इन्हें न उनमें सानो

देखूँ एकाकी क्या लोगे ?
गोपा भी लेगी तुम दोगे
मेरे हो तो मेरे होगे
भूले हो पहचानो ।

કેટલો પ્રેમપૂર્ણ સ્વાત્મીયભાવ રહેલો છે.

કવિ રાહુલ પાસે પ્રશ્ન પૂછાવે છે કે, 'હે માતા એ મુક્તિ કેવી છે અને ક્યાં છે? મારો ઘોડો કસાવી આપ' હું હમણાં જઈ મારા પિતાને પૂછું કે "મુક્તિ મોટી કે મારી માતા મોટી,?' 'હે મા મારે એવું કશું ન જોઈએ કે જેમાં તું ન હોઉં.' કવિએ માતૃત્વનું ગૌરવ ઘણી સુન્દર રીતે બતાવ્યું છે.

યશોધરાનો કવિ નિવૃત્તિમાર્ગનો પ્રેરક નથી પણ લોકકલ્યાણ અને સેવાને બરાબર પિછાને છે. યશોધરા દ્વારા કહેવડાવે છે કેઃ

आओ, प्रिय ! भवमें भाव विभाव भरें हम
डूबेंगे नहीं कदापि, तरें न तरें हम !
कैवल्य कामभी काम स्वधर्म धरें हम
संसार हेतु शतबार सहर्ष मरें हम ।

સમય જતાં સિદ્ધાર્થ સિદ્ધિ પ્રાપ્ત કરી શુદ્ધબુદ્ધ તથાગત રૂપે દર્શન દે છે. આ સંવાદ યશોધરાને પ્રાપ્ત થાય છે. મહારાજા તથા મહારાણી ભગવાન બુદ્ધને મળવા જવા ઇચ્છે છે. યશોધરાને પણ સાથે આવવા આગ્રહ કરે છે. યશોધરા કહે છે કે મારાથી આજ્ઞા વિના આ ઓરડાએ છોડી શકાય તેમ નથી. જેવો મારો ત્યાગ કર્યો છે તેવીજ રીતે આજ્ઞા કરશે તોજ મારાથી દર્શનાર્થે પણ જઈ શકાશે. મહારાજા જવાનું મુલતવી રાખે છે. અને ભગવાન તથાગતને કપિલવસ્તુ આવવા વિનવે છે. ભગવાન બુદ્ધ કપિલવસ્તુમાં આવે છે. રાજમહેલમાં આવે છે છતાં આજ્ઞા વિના અત્યંત ઉત્કંઠિત હોવા છતાં યશોધરા પોતાના કક્ષમાંથી ડોકીયુંએ કરતી નથી. છેવટે તથાગત પોતે યશોધરાના ઓરડે આવે છે અને વદે છેઃ

मानिनि, मान तजो लो रही तुम्हारी बान
दानिनि, आया स्वयं द्वार पर यह वह तत्र भवान
किसकी भिक्षा न लूं कहो मैं ? मुझको सभी समान
अपनाने के योग्य यही तो, जो हैं आर्त अजान।
दीन न हो गोपे सुनो हीन नहीं नारी कभी
भूतदया मूर्ति वह, मन से शरीरसें ।
क्षीण हुआ व्रतमें क्षुधा से मैं विशेष जब
मुझको बचाया मातृजाति ने ही खीर से ।

છેવટે યશોધરા ભિક્ષા રૂપે પોતાના રાહુલને અર્પે છે અને પોતાની જાતને ભગવાન બુદ્ધના સંઘને અર્પણ કરે છે.

આ કૃતિ નાટક નથી, કાવ્ય નથી, વાર્તા નથી, પણ ત્રણેનું અપૂર્વ સંમિશ્રણ છે. આમાં ભગવાન બુદ્ધના ગૌરવની જરાએ ન્યૂનતા નથી પણ યશોધરાના વ્યક્તિત્વને બહાર આણવાનો, તેના તપ તથા ત્યાગને બરાબર સમજવાનો શુભ પ્રયત્ન છે. સ્ત્રીજાતિના ગૌરવની ઉમદા પિછાન છે. સમગ્ર ગ્રન્થનું આ નિરીક્ષણ નથી; માત્ર એક બે દૃષ્ટિબિન્દુ રજુ કરવાનો નમ્ર પ્રયત્ન છે.

———o———

## રાજાનો સાળો



[ ગતાંક પૃ. ૨૨૬ થી ચાલુ ]

શકારે તે સમયે રાજસભાને શોભાવવા પધારવાને રથ મંગાવ્યો હતો. પણ રથમાં ચડવા જતાં ત્યાં વસંતસેનાને જોઈ તે બીકથી રથચક્ર પરથી ગબડી પડ્યો. સૈનિકોએ તેને ઊંચકીને બાગના રમણીય આસને લીધો. શકાર ધ્રૂજતાં ધ્રૂજતાં ગર્જ્યો, "રથમાં કો'ક ડાકણ ભરાણી છે. હવે આપણે જઈશું શી રીતે?"

"ચાલતાં ચાલતાં," એક સૈનિકે હસીને કહ્યું.

"જોતો નથી," તેને કોણી મારતાં બીજો બોલ્યો," સરકાર તાવથી ધ્રૂજી રહ્યા છે. ને મહારાજાધિરાજના શાળા તે શુ નગરમાંથી ચાલીને જતા હશે? નગરસુંદરીઓ નયન-બાણથી વીંધી ન નાખે? ને નગરજનો વધારે ફૂલ વર્ષાવી નાંખે ને તેના ભારથી ભર-બજારમાં મુગટ પડી જાય તો?"

"વાત વિચારભરી છે;" મીઠી કલ્પનામાથી જાગતાં શકાર બોલ્યો, "જરા જુઓને, એ ડાકણ જ છે કે બીજું કોઈ?"

પ્રથમ સૈનિક રથ પાસે ગયો. ત્યા વસંતસેનાને જોતાં તેને દુઃખ થયું. તેણે માન્યુ કે લોભની મારી તે અહીં આવી હશે. પણ વસંતસેનાએ તેને વસ્તુસ્થિતિ સમજાવી. તેને રક્ષણનું વચન આપી સૈનિક પાછો ફર્યો. ને શકારને ચરણે નમન કરી બોલ્યો:

"સરકાર! રથમાં એક ચુડેલ ભરાણી છે."

"એમ!" ધ્રૂજતાં ધ્રૂજતા શકારે પૂછ્યું, "તેં તેને નજરોનજર જોઈ?"

"હા, સ્વામી."

"તને તે ખાઈ કેમ ન ગઈ?" શકારની તીવ્ર કલ્પનાશક્તિએ પ્રશ્ન કર્યો.

સૈનિક જવાબ આપતા ખચકાયો. તે જ પળે શકારનું મગજ કંઈક સ્થિર થતાં તેમાં તેને રથમાં જોયેલી ડાકણ વસંતસેના જેવી લાગી. તે રથ પાસે દોડ્યો.

રથના પડદા તેણે ત્વરાએ ખેંચી કાઢ્યા. ને તેની લાલસુ દૃષ્ટિ બેબાકળી વસંતસેનાનાં આકર્ષક અંગ પર જઈ ચોંટી. તેનુ હૈયુ થનગની ઊઠ્યું. તેના મુખમાંથી સંગીત વર્ષવા લાગ્યું:

"રંભા આવી મહાદેવને મળવા હો લોલ."

સંગીતની ધૂન આથમતાં તે વસંતસેનાને હૈયે ચાંપવા ગયો. પણ તે તેજસ્વી ગણિકાએ તેના હૈયા પર એવી સુંદર લાત લગાવી કે રાજાધિરાજના શાળાનાં અંગ તડબૂચની જેમ ભૂમિને માપવા માંડ્યા. શકારની આંખો તેજસ્વી પ્રભાતમાં પણ આકાશના તારા ગણવા લાગી. સૈનિકોએ તેને ઊભો કર્યો.

"આવી છે તો મને મળવા. ને આટલો રોફ!" હાંફતાં હાંફતાં શકારે વસંતસેનાને મધુર ઠપકો દીધો.

"આપને મળવાને કદાચ ન પણ આવ્યાં હોય;" રથ હાંકી લાવનાર બીજા સૈનિકે હસીને સ્ફોટ પાડતાં કહ્યું. "પણ ચારુદત્તને આંગણે મેં રથ શોભાવેલો. તેને ચારુદત્તનોજ માની તે તેમાં ચડી બેસાં હોય ને મને તેનો ખ્યાલ ન રહેતાં તે ભૂલથી આપ નામદારની હજુરમાં આવી ચડયાં હોય."

"એમજ લાગે છે;" હસતી–રડતી વસંતસેના બોલી, "પણ ત્યારે પ્રિય ચારુદત્તે મારે માટે મોકલાવેલો રથ જાય કયાં?"

"ઊંડી ખાઇમાં," શકારે છાતી ફૂલાવતાં ગર્જના કરી. ને વસંતસેનાને મારવા તેણે રત્નમઢયો પોતાનો સુવર્ણનો દંડ ઉગામ્યો. પણ વસંતસેના તે ક્ષણે, વીજળીની ત્વરાએ, મૂળ સ્થળથી કંઈક ખસી જતાં તે દંડ ભૂમિને મારવા દોડયો; ને સાથે શકારને પણ તેણે આમંત્રણ આપ્યું. પણ સૈનિકોએ તેને એ ભીષણ શ્રમમાંથી બચાવી લીધો. પરિણામે સૈનિકો પર તે ફીદા થઇ ગયો; વસંતસેના સામે તેણે લાલ દૃષ્ટિ દાખવી.

"ભાઈ સૈનિક," પ્રથમ સૈનિક પર હાસ્ય છલકતું વહાલ દર્શાવતાં તે બોલ્યો, "હું તને ધન આપીશ, રાજ્ય આપીશ, દોલત આપીશ, સ્ત્રી આપીશ, મંદિર આપીશ. તું મારૂં એક કામ ન કરે?"

"ઘણીજ ખુશીથી નામવર." સૈનિકે હસીને ઉત્તર દીધો.

"જા ત્યારે, આ વસંતસેનાને મારી નાંખ." વિજયથી મસ્તક ધૂણાવતાં શકારે નજીવું કામ ભળાવ્યું.

"એ તો મારાથી" ગુણવતી વસંતસેનાના દુઃખલલિત મુખ પર દૃષ્ટિ ઠેરવતાં ને તેની મૂક આર્જવતાને નિહાળતાં સૈનિકે ઉત્તર દીધો, "ન બને."

શકારે બીજા સૈનિકને લલચાવ્યો. પણ તેણે પણ તે અકાર્ય કરવા ના કહી.

ને રાજેન્દ્રના શાળાના મગજમાં ક્રોધનાં મોજાં ઊછળવા માંડયાં. બંને સૈનિકોને તેણે ત્યાંથી દૂર કર્યા. તેનાં નયનમાં વિદ્યુત ઊભરાણી. તેના હાથમાં સળવળાટ વ્યાપ્યો. તેના અંગેઅંગમાં ઊંઘી ગયેલું પુરુષત્વ મનોહર સ્ત્રીની સમીપ એકાન્ત મળતાં જાગવા માંડયું. તેણે વસંતસેનાને ગળે પાકી ચૂડ ભેરવી.

પણ વસંતસેના તેના આ પુરુષત્વને ઓળખતી હતી; તેની મૂર્ખાઈથી તે પરિચિત હતી. તે ત્વરાએ શબવત બની ભૂમિ પર ઢળી પડી. શકારે માન્યું કે તે મૃત્યુ પામી. ને પોતાના આ અપ્રતિમ પરાક્રમની યાદમાં તેણે વિજયગાન લલકાર્યું.

તેના એ ગર્દભગાનથી ભડકેલા સૈનિકો પાછા ફર્યા. પણ વસંતસેનાની પૂર્વોક્ત સ્થિતિ નિહાળતાં, શકાર પોતાની પર જ ખૂનનો આરોપ મૂકી દે એવા ભયથી, પ્રથમ સૈનિક દૂરથીજ નાસી ગયો. બીજાને શકારે કાલાવાલા કરીને ટકાવી રાખ્યો. બંને જણ રથમાં બેસી શકારના ભુવને ગયા. ત્યાં સૈનિક પોતાની પરાક્રમકથા કોઈને કહી ન દે એની કાળજી રાખવા શકારે તેને કેદમાં પૂર્યો. ને પછી તે પૂર ભપકામાં રાજ્યના ન્યાયમંદિરે ચાલ્યો.

ત્યાં ન્યાયાધીશ તે સમયે કામના આરંભમાંજ હતો. તેણે કોઈ અરજદાર હોય તો તેને રજુ કરવા દ્વારપાળને આજ્ઞા ફરમાવેલી. ને તે આજ્ઞાના દુઃખદ ઉત્તરમાં હોય તેમ તે ક્ષણેજ શકારે ન્યાયસભામાં પ્રવેશ કર્યો. ન્યાયાધીશ તેને જોતાંજ ભયત્રસ્ત બન્યો. શકારે કહ્યું કે આજે તો તે પોતેજ અરજદાર બની ન્યાયસભાની કીર્તિ વધારવાનો છે.

ન્યાયાધીશે તેની અરજ સાંભળવા આનાકાની કરી; પણ શકારે ભવાં ચડાવી તેને ન્યાયાસનેથી પટકી નાંખવાની ધમકી આપતાં તે નિરુપાય બન્યો. તેણે તેની અરજ સાંભળવા સહર્ષ ઈચ્છા દર્શાવી.

ને શકારે ન્યાયમંદિરના ઊંચામાં ઊંચા આસને ચડી પોતાના બાગમાં વસંતસેના નામની વેશ્યાના કોઈએ કરેલ ખૂનની તપાસ કરવા ન્યાયાધીશને આજ્ઞા ફરમાવી.

ન્યાયાધીશ વિચારમાં પડ્યો. પણ તે ક્ષણેજ બે નગર સૈનિકો લડતા લડતા ન્યાયમંદિરમાં આવી પહોંચ્યા. તેમની લડાઈનું મૂળ વસંતસેનાની રથભૂલ સાથે સંકળાયલું હતું—

અવંતિમાં તે સમયે આર્યક નામે એક તેજસ્વી ગોવાળપુત્ર વસતો. તેના સંબંધમાં સમર્થ જ્યોતિષિએ એવું ભવિષ્ય ભાખ્યું હતું કે તે રાજા પાલકને મારી અવન્તિનો અધીશ બનશે. રાજા પાલકને કાને એ સમાચાર અથડાતાં તેણે આર્યકને જેલમાં પૂર્યો. પણ એક સવારે તે જેલ તોડી નાઠો.

નાસતાં નાસતાં તે ચારુદત્તના ભવન પાસે જઈ પહોંચ્યો. સૈનિકો તેની શોધમાં નીકળી ચૂક્યા હતા. ચારુદત્તના આંગણે તે સમયે વસંતસેનાને બાગમાં લઈ આવવાને ચારુદત્તે મોકલાવેલો રથ ઊભો હતો. આર્યક રથ હાંકનારની નજર ચૂકવી તે રથમાં ચઢી બેઠો. હાંકનારે માન્યું કે વસંતસેના બેઠી હશે; ને તેણે રથને બાગની દિશાએ હાંક્યો.

રસ્તે બે સૈનિકોએ તે રથને અટકાવ્યો. તે બેમાંનો એક પાલકનો વફાદાર હતો, બીજો વિરોધી હતો. વિરોધીએ રથને તપાસી તેમાં આર્યકને જોતાંજ હાંકનારને તે મારી મૂકવાની સૂચના કરી. વફાદાર તેને પોતે તપાસવા પુનઃ અટકાવવા ગયો; પણ વિરોધીએ તેને તેમ કરતાં રોકી રાખ્યો. બન્ને લડતાં લડતાં ન્યાયમંદિરમાં જઈ પહોંચ્યા.

ન્યાયાધીશે તે બંનેની વિગત સાંભળી: તે ગૂંચવાયો. સાક્ષી તરીકે જરૂરી માની તેણે વસંતસેનાની મા અને ચારુદત્તને માનપૂર્વક તેડી લાવવાની સેવકને સૂચના કરી.

સેવક બન્નેને ત્વરાએ લઈ આવ્યો. ન્યાયાધીશે ચારુદત્તને માનપૂર્વક ઉચ્ચાસને બેસાર્યો. એ જોતાંજ શકારની આંખોમાં દ્વેષનો અગ્નિ ઊભરાયો. તે સહસા બોલી ઊઠયો:

"આવો ગભીર અન્યાય! ખૂનીને પણ આટલું માન?"

"કોણ ખૂની?" ન્યાયાધિકારીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"ચારુદત્તજ. તે મુફલીસ ગરીબે ઘરેણાંને માટે વસંતસેનાને મારી નાંખી છે."

ન્યાયાધીશ ચારુદત્તની મહત્તા ને દાનપ્રિયતા જાણતો હતો. તે કોઈ પણ સંયોગમાં શકારનો આ આરોપ માનવાને તૈયાર ન્હોતો. અલંકારને માટે ચારુદત્ત ખૂન કરે એ તેને આકાશ કુસુમવત્ લાગ્યું. પણ શકારનું ભાગ્ય બળવાન બનતું હતું.

બનેલું એમ કે વસંતસેનાએ ચારુદત્તના બાળપુત્રની હોંસ પૂરવા તેને પોતાના અલંકાર આપેલા. પણ ચારુદત્ત એ સ્વીકારે એ અસંભવિત હતું. તેણે તે વસંતસેનાને પાછા મોકલાવેલા. તેનો મિત્ર તે તેને સોંપવા જતો હતો. પણ ન્યાયસભાના આ નવીન સમાચાર સાંભળી તે અધવચથીજ અલંકારની પોટકી સાથે ત્યાં દોડી આવ્યો.

શકારને જોતાં તેના અંતરમાં ક્રોધ ઊભરાયો: ને તેનો વિચિત્ર આરોપ સાંભળતાં તો તે તેને ભરસભામાં મારવા ધસ્યો. ગભરાયલ શકાર આસનની પાછળ સતાયો. ત્યાં રહી તેણે ચારુદત્તના મિત્ર પર પોતાનો મુગટ ફેંક્યો. તે વાગતાં જ મિત્રના હાથમાંથી પોટકી પડી ગઈ. તેમાંના અલંકાર ભૂમિ પર વેરાયા. શકાર તે જોતાંજ હર્ષથી નાચી ઊઠયો. ન્યાયાધીશ પ્રતિ જોઈ તે બોલ્યો:

"આ રહ્યાં વસંતસેનાનાં તે ઘરેણાં."

આ પ્રત્યક્ષ પ્રમાણ મળતાં ન્યાયાધીશ નિરુપાય બન્યો. તેણે ચારુદત્તને દોષિત તરીકે નીચે બેસવા કહ્યું. ચારુદત્તે તેમ કરતાં જ શકાર તેના આસન પર ચડી નાચવા માંડયો.

તે પછી અનેક પ્રકારની તપાસ ચાલી. ચારુદત્ત પોતાના રથમાં વસંતસેના નહિ પણ આર્યક આવેલો એ વાતને કબૂલી ન શકયો. તેમ કરવામાં પોતાના પરનો આરોપ દૂર થાય તેમ નહોતું ને ઉપરાંતમાં આર્યકની જિન્દગી જોખમાતી હતી, પોતાના પર રાજદ્રોહનો નવો આરોપ આવતો હતો.

તે વસંતસેના વિષે કંઈ ચોક્કસ માહિતિ આપી શકયો નહિ; વસંતસેના પણ કયાંયથી જીવતી મળી આવી નહિ; પરિણામે તેના પર મૂકાયલ ખૂનનો આરોપ સ્વભાવિક પણે સિદ્ધ થઈ ચુકયો. શકારે સૂચવેલા સ્થળેથી વસંતસેનાનું શબ જો કે ન મળી શકયું પણ શિકારી પશુઓ તે ઉપાડી ગયાં હોય એવી શકારની માન્યતાને કોઈ ખોટી ઠેરવી શકયું નહિ. ન્યાયાધીશે ચારુદત્તને ખૂની ઠેરવ્યો. અને વસંતસેનાની માના વિરોધ છતાં, પ્રજાનો હાહાકાર છતાં, વસંતસેનાના ખૂનને માટે, નરપતિ પાલકની ખાસ ઈચ્છાથી, ચારુદત્તને ફાંસીની સજા ફરમાવવામાં આવી.

શકારનો હર્ષ અમાપ બન્યો. વસંતસેના અને ચારુદત્ત જેવાં પ્રજાપ્રિય વૈરિઓને મહાત કરતી પોતાની ચાલાકી પર તેણે અવનવાં ગાયન લલકાર્યા. ચારુદત્તને ગધેડે બેસાડી જ્યારે ફાંસીને માંચડે લઈ જવામાં આવ્યો ત્યારે પ્રજાનાં ટોળેટોળાં આંસુ સારતાં તેની પાછળ ચાલ્યાં. તે જોઈ શકારે પોતાના મિત્રને ખાનગીમાં કહ્યું:

"ચારુદત્ત જેવા મુફલીસને ફાંસીએ લઈ જતાં જો આટઆટલાં માનવી ભેગાં થાય તો મને રાજશાળાને ત્યાં લઈ જતાં તો આખું ગામજ હાયલી પડે; એ જોવાની પણ ઓર મજા આવે." ને તેના મિત્રે પણ એવી મજાનો પ્રસંગ તરતમાં જોવાની ખાસ ઇચ્છા દર્શાવી.



ચારુદત્તની પત્ની ધૂતા નિર્મળ સતીરત્ન હતું. તેની સ્વામીભક્તિ, આર્દ્રવતા ને વિનય અનન્ય હતાં. વસંતસેના એક ગણિકા છતાં તે તેને

સહિયરે લેખતી. પતિ સાથેના તેના પ્રસંગોમાં સ્વાર્થ ભૂલી તે રંગની ભભક પૂરતી. પતિને થયેલ સજા સાંભળતાંજ તે બેહોશ બની; હોશ આવતાં તે વિચાર નિદ્રામાં પરોવાઇ. પતિના મૃત્યુનો સમાચાર મળે તે પહેલાંજ બળી મરવાનો તેણે નિશ્ચય કર્યો.

પણ ચારુદત્તનું ભાગ્ય બળવાન હતું. તે ફાંસીને માંચડે પહોંચતાંજ બેબાકળી વસંતસેના, જાણે આકાશમાંથી ઊતરી આવી હોય તેમ, અકસ્માત તે સ્થળ પર ધસી આવી. માનવટોળાએ હર્ષની ચિચિયારી પાડી. શકાર ત્યાંથી જીવ લઈ નાઠો. ફાંસીખોરો ચારુદત્તને હવે બંધનમાં રાખવાની હિંમત ન કરી શક્યા.

ને વસંતસેના ચારુદત્તને ભેટી પડી.

બનેલું એમ કે: ઉપવનમાં બેહોશ પડેલી વસંતસેના, શકારનો ભય દૂર થતાં, જાગૃત બની. ત્યાં તે સમયે આવી પહોંચેલ એક ભિક્ષુકે તેને આશ્રય આપ્યો. તે ભિક્ષુક જ્યારે સંસારમાં હતો ત્યારે તે ચારુદત્તનો નોકર હતો, અને વસંતસેનાએ પ્રિયનો ચાકર માની તે સમયે તેના પર અનેક ઉપકાર કરેલા. તે ઉપકારનો બદલો વાળવાની ભિક્ષુકની ઉમેદ હતી. ને આ પ્રસંગ મળતાં તે તેને બચાવી પોતાના મઠે લઈ ગયો. ત્યાં મધુર બન્ધુભાવથી તેણે તે રમણીરત્નની સેવા આદરી.

પણ પોતાના ખૂન માટે ચારુદત્તને ફાંસીની સજા અપાય છે એવા સમાચાર મળતાંજ વસંતસેના, ભિક્ષુકની સાથે, પૂર્વોક્ત સ્થળે આવી પહોંચી. લોકોએ ચારદત્તની સાથે તેને પણ વધાવી લીધી.

તે પળે પાલકને મારી આર્યક રાજવી બન્યાના સમાચાર આવ્યા. પ્રજા ઉલ્લાસઘેલી બની. આર્યકના મન્ત્રીઓ ચારદત્તને માનપૂર્વક રાજમંદિરે લઈ ચાલ્યા.

રસ્તે ધૂતાના અગ્નિપ્રવેશના સમાચાર મળતાં વસંતસેના ને ચારદત્ત ત્યાં ધસી ગયાં. બંનેએ તે પવિત્ર નારીરત્નને પોતાના અંકમાં ઝીલી બચાવી લીધું

રાજવી આર્યક શકારને પકડી ત્વરાએ ત્યાં આવી પહોંચ્યો. તેણે પોતાનો મુગટ ચારુદત્તને ચરણે ધર્યો; શકારને શિક્ષા કરવાને ચારદત્તની આજ્ઞા માગી. ચારદત્તે હસીને ઝટ તેને પાછો સોંપ્યો. ને શકાર પ્રતિ જોઈ મીઠી ટકોર કરતાં કહ્યુઃ

"એને જવા દો. એ તો રાજાનો સાળો છે."

આર્યકે શકારને છોડી દીધો. શકાર ચારુદત્તને ગળે વળગી ગાયન લલકારવા માંડ્યો.

ને ધૂતાએ તે જ પળે ચારદત્તના હાથમાં વસંતસેનાનો હાથ મૂક્યો.

[મૃચ્છકટિક પરથી]

———o———

# દીવડી

મહેન્દ્ર દેસાઈ.

ઉલ્લાસી ઊજળી જ્વલંત ઉરની જ્યોતિભરી દીવડી,
ત્યારે કાયમહીં ભલે કનક ને આભા હણે કાજળી;
કિંતુ એજ ઉદાસી; દુઃખવમળે વીંટાય ચોપાસથી,
અંધારી રજની સમી પ્રસરતી છાયા બધે શ્યામળી.



# ઈનામી યોજના

નં: ૧.

**ગુજરાતી** વાંચકવર્ગના નિર્ણય તરીકે જાહેર કરી શકીએ એટલા પ્રમાણમાં, બીજા અંકમાં પ્રગટ થયેલી, પ્રથમ હરિફાઇના ઉત્તરો ન આવી શકવાથી તેની મુદ્દત એક મહિના જેટલી વધારી ૨૫–૮–૩૮ની કરીએ છીએ.

નં: ૨ (નવી).

'સુવાસ'નો આ ચોથો અંક છે. ચારે અંકમાં તેણે ગુજરાતી સામયિકસૃષ્ટિમાં, પ્રાથમિક ઉણપોને બાદ કરતાં, અમર અને પ્રથમપંક્તિનું સ્થાન મેળવવા પોતાથી બનતું બધુંજ કર્યું છે. કેટલાક વિદ્વાનોની દૃષ્ટિએ તેમ કરી શકવામાં તે સફળ પણ થયું છે. પણ સંભવિત છે કે વાંચકવર્ગના નાના અથવા મોટા ભાગને એ દૃષ્ટિ કે એ દાવો ગેરવ્યાજબી પણ લાગતાં હોય.

માનવદૃષ્ટિ સર્વવ્યાપક નથી બની શકતી. તે શ્રેષ્ઠતા સિદ્ધ કરવાને અકલ્પ્ય જહેમત ઉઠાવે પણ કેટલેક પ્રસંગે એ જહેમત નિરર્થક પણ નીવડે. પરિણામે, માસિકની ઉણપો, સંભવિત છે કે, અમે માનીએ તે કરતાં વિશેષ પણ હોય; તેની કિંમત અમે આશા રાખીએ તે કરતાં વધુ પણ અંકાઈ હોય.

અમે આનું માપ કાઢવા ઇચ્છીએ છીએ. પરિણામે, માસિકનો પ્રત્યેક વાંચક 'સુવાસ'ની પોતાના મન પર પડેલી છાપ, તેમાં તેને લાગતી ઉણપો, ગમતી વિશેષતાઓ, તે અંગેની જરૂરી સૂચનાઓ વિગેરે અમને લખી મોકલે એવી અમે ઉત્કટ આશા સેવીએ છીએ.

ને તેમાંથી જે વાંચકની સૂચના કિંમતી અને વજનદાર, જેનું અવલોકન તટસ્થ અને તલસ્પર્શી, જેણે દર્શાવેલી ઉણપો વ્યાજબી અને વિશેષતાભરી અને જેણે કરેલી પ્રશંસા પક્ષપાતરહિત ને સકારણ લાગશે તેને રૂપિયા પાંચનું રોકડ ઇનામ અપાશે. બીજે નંબરે આવનારને એક વર્ષ સુધી 'સુવાસ' વિનામૂલ્ય મોકલાશે.

ઉત્તરો તા. ૧૫–૯–૩૮ સુધીમાં મળી જવા જોઇએ. તેમાંથી જે માસિકમાં પ્રગટ કરવા યોગ્ય જણાશે તે સંબંધમાં તેવી વ્યવસ્થા કરવામાં આવશે.

———o———

## આદર્શ ને વાસ્તવ

સ્વ. નર્મદાશંકર કુસુમાકર

( પૃથ્વી )

ભલે કવન તો કરો જલધિની જલશ્રી તણાં,
છતાં જમીનની પરે ભુવન કેટલાં રે ચણ્યાં?
અટારી આભની પ્રમદ સ્વપ્ન રે શું ઘડ્યાં?
મ્હને નિજ કુટીરમાં અમર ફૂલડાં તો જડ્યાં!

# વીજળીક પ્રયોગો.

## (ઇલેક્ટ્રોકલ્ચર)

વીજળીની શોધ થયા પછી વિધવિધ ક્ષેત્રોમાં તેના ઉપયોગ વિષે નવનવીન શોધો થતીજ આવી છે. એવી એક શોધ તે તેની સહાયથી માનવી, પશુ, પંખી કે વનસ્પતિના રોગ મટાડવા તે છે.

આ શોધ થયાંને ને તેના અમલની શરૂઆતને તો વર્ષો વીતી ગયાં પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો ને ડૉકટરો વર્ષોથી માનવીના અનેક પ્રકારના રોગ મટાડવામાં ને ખેતીવાડીમાં વીજળીનો ઉપયોગ કર્યાજ કરતા. પણ તે ઉપયોગ ખર્ચાળ ઉપરાંત અભ્યાસી વૈજ્ઞાનિકની સહાયથીજ અમલમાં મૂકી શકાય તેવો હતો.

પણ છેવટે એક હિંદીનું તે ઉપયોગ ને તેના પ્રયોગો પ્રતિ લક્ષ ગયુ. તેણે તે ઉપયોગને નજીવી કિંમતે પ્રત્યેક માનવી તેનો લાભ લઈ શકે એવો બનાવવા વિચાર કર્યો. વર્ષો સુધી તેણે તે માટે તનતોડ પ્રયાસ કર્યો. અને અન્તે તે પ્રયાસમાં તેને સિદ્ધિ પણ મળી.

તે હિંદીનું નામ ડૉ૦ શ્રીધર નેહરુ.

પ્રખ્યાત નહેરુ કુટુંબમાં તેમનો જન્મ થયેલો. સોળ વર્ષની ઉંમરે તેમણે બી. એસ. સી. ની ડીગ્રી મેળવી. તે પછી કેમ્બ્રીજમાં વીજળીના પ્રયોગો કરી, તે પર ઓનર્સની બે ડીગ્રીઓ લઇ તે જર્મની ગયા. ત્યાં તે જ વિષય પર શોધ કરી, પી એચ. ડી. ની ડીગ્રી લઇ તે ફ્રાન્સ ગયા. ત્યાં વિજ્ઞાનનો સૂક્ષ્મ અભ્યાસ કરી તે ઇંગ્લાંડને પન્થે પડયા. ને ત્યાં આઈ. સી. એસ. બની તે હિંદ પાછા ફર્યા.

યુરોપના મહાયુદ્ધ વખતે તે પ્રયાગના વિશ્વવિદ્યાલયમાં પ્રોફેસરપદે હતા. તે વખતે વીજળીના પ્રયોગોને ઘરગથ્થુ બનાવવાની તેમની શોધખોળ ચાલુજ હતી ૧૯૧૯ માં, સંયુક્ત પ્રાન્તમાં, ખેતી વિભાગના મદદનીશ મંત્રી નીમાતાં તે વિષયના પ્રશ્નોથી તે વાકેફ બન્યા. તે વખતે ખેતીવાડી સુધારણામાં થતા વીજળીના પ્રયોગો ખૂબ મોંઘા હતા. તેને પણ સસ્તા બનાવવા તેમણે જહેમત આદરી

દશ વર્ષના પ્રયોગ પછી તેમણે પોતે કરેલા પ્રયોગોનું વર્ણન કરતું એક પુસ્તક લખ્યું. અને તે સંયુક્ત પ્રાન્તની સરકારના બુલેટીન નં. ૫૩ તરીકે 'Experiments in Electro Farming'ના નામની ૧૯૩૧ ની સાલમાં પ્રસિદ્ધ થયું. તેમાં તેમણે વીજળીની સહાયથી વનસ્પતિ સુધારણા સંબંધી પ્રયોગોનું વર્ણન અને વિવેચન કર્યાં છે.

'The application of electricity to fruit farming' નામના સંયુક્ત પ્રાન્તના સરકારી પ્રેસ તરફથી ૧૯૩૫માં બહાર પડેલા, બીજા પુસ્તકમાં તેમણે ફળ-ફૂલાદિના છોડને લોઢાની જાળી લગાડી વીજળી આપવાના પ્રયોગો ને તેના પરિણામે વધતી પેદાશનું વર્ણન કર્યું છે.

આ પછી તેઓ યુરોપ-અમેરિકામાં જ્યાં જ્યાં વીજળીના પ્રયોગો થાય છે ત્યાં ત્યાં ફરી તે બધાનો પ્રત્યક્ષ-અનુભવ લઈ આવ્યા. ત્યાંથી પાછા ફરતાં તે ઇન્ડીયન સાયન્સ

કોંગ્રેસના ખેતીવાડી વિભાગના પ્રમુખ નીમાયલા. ત્યાં તેમણે ઇલેક્ટ્રોકલ્ચર સંબંધી એક અભ્યાસપૂર્ણ લેખ વાંચેલો.

૧૯૩૪ના નવેંબરમાં તે સંયુક્ત પ્રાન્તના મૈનપુરી જીલ્લાના કલેક્ટર નીમાયા. ત્યાં તેમની પ્રેરણાથી સ્થપાયલ ઇલેક્ટ્રોકલ્ચર ફ્રુટ ગ્રોઅર્સ એસોસીએશન નામના મંડળના તે પ્રમુખ છે. તે મંડળ તરફથી લગભગ ૨૦૦ નાનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે અને નવાં થતાં જાય છે. રૂ. ૨૫) ભરી તે મંડળના આજીવન સભ્ય થનારને તે બધાં મફત આપવામાં આવે છે. આ મંડળની શાખાઓ દુનિયાના ઘણા દેશોમાં છે.

આ મંડળના એક સભ્ય શ્રી આગસ્કર નામના ગૃહસ્થે વીજળીના પાણીથી થતા લાભો સંબંધી શોધ કરી છે; અને એ શોધનો દુનિયાના ઘણાખરા દેશોમાં લાભ લેવાય છે.

ડૉ૦ નેહરુએ લગભગ આખા જગતની મુસાફરી કરી છે અને સ્થળે સ્થળે ઇલેક્ટ્રોકલ્ચર, તેના પ્રયોગો અને તેથી થતા લાભ પર ભાષણો આપ્યાં છે.

હાલ તેઓ પોતાના જીલ્લામાં એ પ્રયોગો કરાવે છે અને તેની તથા દુનિયાભરમાં થતા એવા પ્રયોગોની હકીકત ત્યાંથીજ પ્રગટ થતા 'ગ્રામસુધાર' નામના હિંદી અને અંગ્રેજી પખવાડીક પત્રમાં આપવામાં આવે છે.

વીજળીના ઉક્ત પ્રયોગોનો લાભ લેવાની અનેક પ્રકારની સહેલી સસ્તી અને સુગમ રીતો છે. વિદ્યુતનાં મોજાં પકડનારી જાળી, વીજળીની અસરવાળું પાણી, મેગ્નેટની સહાયથી અપાતી વિદ્યુતચીનગારી, ઊગતા સૂર્યનાં કિરણો, ખોટાં રંગીન મોતીની કંઠી, વીજળીક અસર ભર્યા પદાર્થો, વીજળીક કેરોસીન વિગેરેની સહાયથી અનેક પ્રકારના રોગો અને ઉણપો હટાવી શકાય છે. જાળી અને કેરોસીનનો ઉપયોગ ખાસ કરીને વૃક્ષ અને ફળફૂલની બાબતમાંજ થઈ શકે.

વીજળીના આ પ્રયોગોથી પક્ષાઘાત ને લકવા જેવાં હઠીલાં દર્દો પણ મટે છે; પ્રાણી માત્રની તંદુરસ્તી સારી રહે છે; ઢોરનાં દૂધમાં વધારો થાય છે; ઘી સરસ ને દાણાદાર બને છે; ગોળ સુરંગી ને કણીદાર બને છે; પીળાં પડતાં ને સુકાઈ જતાં ઝાડ પ્રફુલ્લ બને છે, અફળ ફળિત થાય છે, ઉધઇ કે જીવાત દૂર થાય છે; ફળફૂલ સુરંગી ને રસદાર બને છે; અનાજના પાકમાં વૃદ્ધિ થાય છે; કપાસનો તાર રુંવાળો બને છે; પાણી રોગનાં જંતુરહિત બને છે.

લોખંડ કે જસતની જાળીમાં આસપાસના વાતાવરણમાંથી વિદ્યુત ખેંચવાની શક્તિ રહેલી છે. આવી જાળી વાવેતર–ભૂમિમાં દાટવાથી અથવા વૃક્ષ ઇત્યાદિની આસપાસ બાંધવાથી તે તે પદાર્થમાં ભરાયેલી ક્ષતિઓ ત્વરાએ દૂર થાય.

વીજળીના પ્રયોગોમાં મુખ્ય ઉપયોગની ચીજ મેગ્નેટ છે. આ મેગ્નેટની સહાયથી વીજળીક ચીનગારી ઉત્પન્ન કરી શકાય છે; પાણીને વીજળીની અસરવાળું બનાવી શકાય છે. મોટરના જુના ભાગ વેચનારને ત્યાંથી આ મેગ્નેટ મળી શકે. તે મેગ્નેટની એક બાજુના લોખંડના સળિયાને લાકડાનું નાનું ગોળ પૈડું બેસાડીને તે પૈડાને ફેરવવાથી વીજળીક ચીનગારી ઉત્પન્ન થાય છે; મેગ્નેટના એક છેડાને પાણીમાં મૂકી પાણીને ચીનગારી આપવાથી તે પાણી વીજળીક અસરવાળું થાય છે. આ વીજળીક પાણીની શક્તિ ગાજવીજ સાથે પડતા વરસાદના પાણીની શક્તિ બરોબર હોય છે. આવું પાણી જો ધાતુના વાસણમાં બનાવવાનું હોય તો તે વાસણની નીચે, ચીનગારી આપતી વખતે, લાકડું કે કાચ મૂકવાં જોઈએ.

બીજને વાવતાં પહેલાં વીજળીની અસરવાળા પાણીમાં રાખવાથી પરિણામ ઘણું સુંદર આવે છે. ફળાઉ ઝાડોને વીજળીક પાણી પાવાથી તે વધારે ટકાઉ ને રસીલાં બને છે. વીજળીના પ્રયોગથી ઉપર જે ફાયદા બતાવ્યા તે દરેક આ પાણીના ઉપયોગથી પણ અમલમાં આવી શકે છે.

શરીરમાં કંઈ દર્દ થતું હોય તો ત્યાં પાંચથી દશ વીજળીની ચીનગારીઓ આપવી. ત્રણેક દિવસ આમ કરવાથી રોગ નિર્મૂળ થાય. તે છતાં કંઇક ઊણપ લાગે તો દશેક દિવસ જવા દઇ પુનઃ ચીનગારી લઇ શકાય. લકવો, કપવા, આધાશીશી, દાદનો દુઃખાવો, ગેળો, વીંછીનું ઝેર ઇત્યાદિ ઉપર આ પ્રયોગોની સુંદર અસર થાય છે. કાચી વયનાંને આવી ચીનગારીઓ પાણી દ્વારા અપાય. ધાવણની શુદ્ધિ માટે માતાઓ સ્તન પર આવી ચીનગારીઓ લે તો બાળકો તંદુરસ્ત રહે.

આ ચીનગારીઓ આપતી વખતે માણસને રબ્બર કે લાકડાના પાટિયા પર ઊભો રાખી એક હાથે મેગ્નેટનું ચક્કર ફેરવવું, અને બીજે હાથે તે માણસના ગળાની ગ્રન્થીઓ પરા ઘોઘરા પર, ગળે કે જ્યાં દર્દ થતું હોય ત્યાં ચીનગારીઓ આપવી.

પ્રભાતના નિર્મળ તાપમાં સૂર્યની સામે રબ્બરના જોડા પહેરી, અથવા સૂકા ઘાસ પર ઊભા રહી, પ્રાણાયમની જેમ શ્વાસોશ્વાસ લેવાથી પણ ઉક્ત પ્રયોગોથી થતા લાભો મળી શકે છે.

ભોજનની સાથે, લીંબુનો રસ ને મીઠું મેળવી ખીટ ડુંગરી ઇત્યાદિ, ચીનાઈ માટી કે માટીના વાસણમાં રાખી, વાપરવાથી પણ ઉક્ત લાભોની કંઇક અસર થાય છે.

લોખંડના પાતળા ઝીણા તાર લાવી તેમાં બજારમાં મળતાં જુદા જુદા રંગના સાધારણ મોતી પરોવવાં. પહેલા હારમાં એક તાર પર સફેદ મોતી પરોવવાં, બીજામાં બે ભેગા તાર પર પીળાં મોતી પરોવાવાં; ત્રીજામાં ત્રણ ભેગા તાર પર બદામી મોતી પરોવવાં; ચોથામાં ચાર ભેગા તાર પર લીલાં મોતી પરોવવાં. આ હારોમાં વાતાવરણમાંથી વિધવિધ પ્રકારે વીજળી ખેંચવાની શક્તિ રહેલી છે. આ ચારે હારમાંથી રાત્રે સૂતી વખતે દરદીએ એકેક રાત્રે એકેક હાર વાપરી જોવો. અને જેનાથી વધુ ફાયદો જણાય તે હાર એ દરદી માટે લાભદાયી છે એમ માનવું.

ફળફૂલ પર વીજળીક કેરોસીન લગાડવાથી પણ ઉક્ત પ્રયોગોનો લાભ મળી શકે છે.

ઉક્ત પ્રયોગો જે રીતે કરવા જોઇએ તે જ રીતે તે થાય તોજ તેનાથી લાભ મળે છે. નહિતર તે ઓછા ફળદાયી બને છે. વીજળીનો અતિરેક ન થાય તો એ પ્રયોગોથી ગેર લાભનો તો સંભવજ નથી. છતાં આ સંબંધમાં વિશેષ જાણવાની જરૂર હોય તેણે તે પ્રયોગોના ઉત્પાદક ડૉ. એસ. એસ. નહેરુ, મૈનપુરી, (યુ. પી.) સાથે હિંદી અથવા અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરવો.

આ પ્રયોગોમાં આવશ્યક સાધન મેગ્નેટ મેળવવાની પ્રજાની મુશ્કેલીને ટાળવા, શ્રી જુઠાભાઈ અમરશી શાહ (હરિજન આશ્રમ, સાબરમતી, અમદાવાદ) એવા જુના મેગ્નેટો ખરીદી લાવી, તેને પ્રયોગોનીજ દૃષ્ટિએ તૈયાર કરી, રૂ. ૨૦ ની કિંમતે વેચે છે. તેમની પાસેથી પણ તે સંબંધમાં વિશેષ માહિતિ મળી શકે.

———o———

# જગત-સાહિત્યમાં શૃંગાર

નરસિંહ

[ ગતાંક પૃષ્ઠ ૧૨૪ થી ચાલુ ]

**આમંત્રિત** મહેમાનોની સાથે, છુપવેશે, જુલિયેટના પિતાના રંગભુવનમાં પ્રવેશેલ, રોમિયો, તે જ ભુવનમાં, પ્રસંગ મળતાં, જુલિયેટની સાથે વાતચીતની શરૂઆત કરતાં બોલે છેઃ

૧. If I profane with my unworthiest hand
This holy shrine......
......My lips......

ને અંજાયેલી જુલિયેટ ઉત્તર દે છેઃ

૨. Good pilgrim, you do wrong your hand.

ઉત્તેજાયેલ રોમિયો વાતચીતના અંતમાં કહે છેઃ

૩. Thus from my lips, by thine, my sin is purg'd (kisses)

રસે ભરાયેલ જુલિયેટઃ

૪. Then have my lips the sin that they have took.

આ વાતચીતમાં શૃંગારનો મધુર રસ ઊભરાય છે. પ્રથમ સમાગમે જ એવી તેમાં મનોહરતાભરી છે.

જુલિયેટને જ્યારે પોતાનો પ્રેમીક પોતાના વેરી કુટુંબનો વારસ છે એવા સમાચાર મળે છે ત્યારે તે અંતરના ઊંડાણમાંથી બોલે છેઃ

૫. My only love sprung from my only hate.

કેટલા દુઃખદ ને છતાં સાથે જ કેટલા ઉમળકાભર્યા ને પ્રેમપૂર્ણ શબ્દો !

જુલિયેટના દર્શન પછી રોમિયો ચિત્તભ્રમિત થઈ ફરે છે. તેનાં માતપિતા ને મિત્રો તેનું દુઃખ જાણવા પ્રયાસ કરે છે. રાત્રે રોમિયો જુલિયેટના દર્શને જાય છે, ત્યાં તે બગીચાની દિવાલો કૂદાવી પ્રિયાના ભુવનની નીચે જઈ પહોંચે છે. મિત્રોના ઉપહાસ પર તે ગણગણે છેઃ

૬. He jests at scars, that never felt a wound.

પણ તે જ પળે, તેના જ પ્રેમ પર મુગ્ધ ને ઘેલી બનેલી, જુલિયેટ, વિયોગથી જળતાં અંગને વ્યોમ અને ઉપવનનાં પ્રાકૃતિક માધુર્યથી ઠારવા, બારી ખોલી બહાર ડોકાવે છે.

---

૧. અભડાવું હું મારા અયોગ્ય હાથથી જો
પવિત્રતાના આ પ્રતિકને
......તો મારા ઓષ્ઠ સજ્જ છે........

૨. ભલા યાત્રિક, તારા હાથને તું અન્યાય કરે છે.

૩. આમ મારા ઓષ્ટથી, ત્હારા વડે, મારૂં પાપ ધુરે છે. [ ચૂમે છે. ]

૪. ઝીલ્યું પાપ મારા ઓષ્ઠને પણ ત્યારે ગ્રારવા દો.

૫. મારો એકનો એક પ્રેમી–મારા એકના એક વૈરિ કુટુંબનો વંશજ.

૬. દર્દના ડાઘની હાંસી તે ઉડાવે–જેણે ઘાને કદી અનુભવ્યો પણ નથી.

ને તેના મુખ પર દૃષ્ટિ પડતાં જ રોમિયોઃ

૭. But soft, what light through younder window breaks!
It is the east, and Juliet is the sun!
Arise fair sun and kill the envious moon—
... ... ... ... ...
Two of the fairest stars—
... ... ... ... ...
As daylight doth a lamp.
... ... ... ... ...
That birds would sing and think it were not night—
... ... ... ... ...
How she leans her cheek upon her hand.
O! that I were a glove...

આ તો ન જેવી વાનગી જ છે. આખા દ્રશ્યની રમણીયતા, ઉપમાનું અલૌકિક સામર્થ્ય, ને ઉત્તેજક રસપાનનાં માધુર્ય અનુભવવાને તો તે મહાકવિના અખંડ ને લાલિત્ય ઝરતા શબ્દ પ્રવાહને ઝીલવો જોઇએ.

રોમિયોની હાજરીથી અણજાણ જુલિયેટ અંતરનું દુઃખ દર્શાવવા વાચા ખોળે છે. ને રોમિયો તે ક્ષણે મનમાં જ લવે છેઃ

૮. O! Speak again...angel,...

ને હજીયે અણજાણ જુલિયેટ હૈયાનાં દ્વાર ખોલે છેઃ

૯. O Romeo! Romeo! wherefore art thou Romeo.
... ... ... ... ...
What's in a name! that which we call a rose
By any other name would smell as sweat.

---

૭. પણ શાન્ત—સામા ઝરુખેથી આ પ્રકાશ શો પથરાય છે?
તે પૂર્વ-દિશા છે, જુલિયેટ ત્યાં સૂર્ય છે.
ઊગ ઓ તેજસ્વી સૂર્ય ને કચરી નાંખ એ દ્વેષીલા ચન્દ્રને.
... ... ... ... ...
[ તેનાં નયન— ]
તેજે ઝળહળતા સર્વશ્રેષ્ઠ તારકોમાંના બે...
... ... ... ... ...
જે રીતે સૂરજનાં તેજ દીવાને......
... ... ... ... ...
પંખીઓ સંગીત લલકારશે અને માનશે કે આ રજનિ નથી...
... ... ... ... ...
કેવી કળાએ, સ્વસુંદર હથેળી પર, તે પોતાનો ગાલ ઠેરવે છે?
ઓહ! હું તે હાથ પરનું જો મોજું હોત તો......

૮. બોલ, વ્હાલા દેવદૂત, બોલ, ફરી બોલ,

૯. ઓ રોમિયો! રોમિયો! ત્હારૂં રોમિયો નામ શા માટે?
... ... ... ... ...
નામમાં શું? જેને ગુલાબ નામે ઓળખીએ
તે અન્ય નામે પણ સુગંધ તો એવીજ પ્રસરાવશેને?

જુલિયેટ પોતાને જ જપે છે એની સાબિતી મળતાં જ રોમિયો પ્રકાશી ઊઠે છે. જુલિયેટ કંઈક છોભીલી પડી મધુર ચીડ દાખવે છે છતાં પ્રિયની સાથે તે વાતચીતમાં પરોવાય છે. વંશવૈર અને તે વંશને ઘટિત પોતાનું નામ જુલિયેટના દિલને ડંખી રહ્યું છે એ જોતાં જ રોમિયો વંશ અને નામ બંનેનો, સાચો ત્યાગ અશક્ય હોતાં, દિલને બહેકાવવા, ઔપચારિક ત્યાગ કરે છે. જુલિયેટ તેના પર મુગ્ધ બની વાતચીતની નવી દિશા ઉઘાડે છે, અને તે આવા દુર્ગમ સ્થળે શી રીતે આવી પહોંચ્યો તેની પૂછગાછ કરે છે. રોમિયો હર્ષાવેશમાં:

१०. With love's light wings did I o'erperch these walls;
For stony limits cannot hold love out—

११. Juliet : By whose direction found'st thou out this place?

१२. Romeo : By love that first prompt me to inquire.

આ પછી બંને જણ એકમેક પ્રતિના ઉત્કટ પ્રેમને પ્રકાશિત કરે છે; અને રોમિયો તેવા પ્રેમને હરહંમેશ માટે ટકાવી રાખવાને સામેજ પ્રકાશતા ચન્દ્રના સોગન ખાવા જાય છે ત્યારે જુલિયેટ બોલી ઊઠે છે:

१३. O! swear not by the moon, the inconstant moon.

બાલોચિત છતાં કેટલી ભાવપૂર્ણ પ્રેમ ઝંખના—ને સાથેજ સ્ત્રી-હૃદયના વહેમની કેટલી સફળ ગૂંથણી!

રોમિયો કોના સોગન ખાવા તે સંબંધી જુલિયેટની સલાહ માગે છે; ને જુલિયેટ તે ક્ષણે કહે છે:

१४. By thy gracious self,
Which is the God of my idolatry.

ભારતીય સતીરત્ન પણ આનાથી સુંદર બીજી કઈ સલાહ આપી શકે?

અનેક ઘડીઓ રસિક વાર્તાવિનોદમાં વીતાવી રોમિયો જ્યારે દુઃખી અંતરે છૂટો પડે છે ત્યારે જાણે વિદાયનાં અમૃત-કુસુમ, અમર સ્મૃતિ, બક્ષતી હોય તેમ જુલિયેટ:

१५. A thousand times good-night.



---

૧૦. પ્રેમની સુગમ પાંખથી મેં આ દિવાલો વટાવી;
કેમકે, શિલાનાં બંધન પણ પ્રેમના પ્રવાહને તો નજ ખાળી શકે.

૧૧. જુલિયેટ : કોના સૂચનથી તેં આ નિવાસ શોધ્યો?

૧૨. રોમિયો : પ્રેમના—જેણે તે શોધવા મને પ્રથમ ઉત્તેજ્યો.

૧૩. ના ના, ચન્દ્રના સોગન નહિ: ચન્દ્ર તો ચલિત છે.

૧૪. તારી મોહક કૃપાભરી કાયાના—
જે મારી પૂજાનું પ્રતીક છે.

૧૫. સહસ્રો વિદા—વંદન.




## આજનું બાલસાહિત્ય

**બાલ**-સાહિત્યને નામે આજે ગુજરાતમાં ઠીકઠીક સંખ્યામાં પુસ્તિકાઓ પ્રસિદ્ધ થયા કરે છે. એમાંની કેટલીય તો એવી હોય છે કે જેને બાલસાહિત્યમાં મૂકતાં વિચાર કરવો પડે

બાલ-સાહિત્ય એટલે જો બાળકોપભોગ્ય સાહિત્ય એમ સ્વીકારીએ તો બાળક પ્રોતે કહેલું, ઉપભોગ્ય એટલે વાંચીને ઉપભોગ કરે તેવું કે સાંભળીને ઉપભોગ કરે તેવું, તેમજ સાહિત્યની કસોટીએ કસી શકાય તેવું ખરૂં કે નહિ તે બધી બાબતોનો વિચાર કરવો જોઇએ.

સામાન્ય રીતે આપણે ત્યાં બાળક કે બટુકની વયમર્યાદા પાંચથી આઠ વર્ષની મૂકવામાં આવી છે. બાલ-મંદિરમાં આવતાં બાળકોની ઉમર પણ સામાન્ય રીતે ચારથી સાત કે આઠ વર્ષની હોય છે.

બાલ-સાહિત્યના લેખકોને તથા પ્રકાશકોને આપણે પૂછીયે કે આ દૃષ્ટિએ વિચાર કરતાં આપનું લેખન કે પ્રકાશન બાલ-સાહિત્યમાં ગણી શકાય ખરૂં?

માબાપ કે ભાઈભાંડુના વાતાવરણથી બહાર નિકળતુ ૩-૪ વર્ષની ઉમરનું બાળક કાંઇક પ્રવૃત્તિ માગે છે. બાળક દરેક વસ્તુ હાથમાં લઈ જોઇ તપાસી ઉપયોગી લાગે તો પોતાની પાસે રાખે છે અગર ઉપયોગી ન જણાય તો તેને ફેંકી દે છે.

આ રીતે બાળકમાં ગ્હેલી સર્જક તથા વિનાશક વૃત્તિનાં અસ્તિત્વનો આવિર્ભાવ આપણને થાય છે. આવાં બાળકને ઉપયોગી થાય તેવું સાહિત્ય આપણી પાસે આજે છે ખરૂં? આ સહિત્ય પુસ્તક રૂપે જ હોવું જોઇએ એમ નહિ પરંતુ બાળકની સર્જનવૃત્તિને પોષે, અને વિકસાવે તેવું તો જરૂર હોવુ જોઇએ એમ કહી શકાય

ઘણાં માબાપો બાળકથી કંટાળીને તેને દૂર હડસેલી મેલે છે. શેરીમાં રમતાં તેઓ આપમેળે ઘણુંય એવું શીખી લે છે કે જે ન શીખાયું હોય તો ભવિષ્યમાં નુકશાન થવાનું નથી હોતું.

આવાં બાળકોને ઉપયોગી થાય તેવું સાહિત્ય તૈયાર કરવા તરફ પહેલું ધ્યાન આપવુ જોઇએ. પરદેશોમાં આવું સાહિત્ય હોય છે. આપણે ત્યાં તેનો અભાવ છે-અભાવ નહિ તો બહુજ અલ્પ પ્રમાણમાં એવું સાહિત્ય છે એમ કહી શકાય.

આ પછી પાંચથી સાત વર્ષનાં બાળકને ઉપયોગી થાય તેવું સાહિત્ય આપણે ત્યાં છે કે નહિ તેનો વિચાર કરીયે. આવાં સાહિત્યના બે પ્રકાર ગણી શકાય બાળક પોતાની મેળે ઉપયોગ કરી શકે તેવું અને વડીલોની મદદથી બાળક ઉપભોગ કરી શકે તેવું.

બાળક પોતાની મેળે ઉપયોગ કરે તેવું બાલ-સાહિત્ય અલ્પ પ્રમાણમાં આપણે ત્યાં છે, પરંતુ મોટેરાંઓની મદદથી બાળકને ઉપયોગી થાય તેવું સાહિત્ય આપણે ત્યાં વિશેષ

પ્રમાણમાં છે ખરું. બાળકને આનંદ સાથે કાંઈક અંશે કલ્પનાને સ્પર્શે, અને સર્જનાત્મક અને ક્રિયાત્મક હોય તેવાં સાહિત્યમાં શ્રી. ગિજુભાઈની બાલવાર્તાઓને મૂકી શકાય. આવી જાતની બાલવાર્તાઓ આપણે ત્યાં બહુ મોટા પ્રમાણમાં સર્જાતી નથી. આપણે ત્યાં સ્વતંત્ર રીતે આવું સાહિત્ય સર્જવાની શક્તિની ખોટ જણાતી હોય તો પ્રાચીન અને અર્વાચીન સ્વભાષાનાં અને પરભાષાનાં સાહિત્યમાંથી આપણાં બાળકોને અનુકૂળ આવે તેવાં સર્જનો થવાં જોઈએ. હિતોપદેશ, પંચતંત્ર અને ઇસપની વાર્તાઓ હજી આજે પણ ઉપયોગી રહેલ છે. અને આજના બાલસાહિત્ય સર્જકો હજીયે તેનો ઉપયોગ કરતા દેખાય છે.

પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીને અનુકૂળ પડે એવું સાહિત્ય બાળસાહિત્ય ગણાવું જોઈએ એમ સ્વીકારીને આજનાં બાલસાહિત્યનાં પ્રકાશનો નાણી જોઈએ તો તેમાંનો મોટો ભાગ હિણકસ જણાશે.

સ્વાનુભવે તેમજ પ્રાથમિક અને માધ્યમિક શાળાના શિક્ષકોના અનુભવો પૂછી જોતાં એમ જણાયું છે કે આજનું બાલસાહિત્ય પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને ઉપયોગમાં બહુજ ઓછું આવે છે જ્યારે માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ તેનો સારો ઉપયોગ કરે છે.

આ રીતે જોતાં આજે જે સાહિત્ય બાલ–સાહિત્યને નામે બહાર પડે છે તેમાંનો ઘણો જ થોડો ભાગ બાળકોને ઉપયોગી થાય તેવો હોય છે, જ્યારે ઘણો મોટો ભાગ ૧૨ થી ૧૪ વર્ષના વિદ્યાર્થીઓ–કુમારોને રસ પડે તેવો હોય છે.

આ કસોટીએ કસી જોતાં હાલમાં તાજેતરમાં બહાર પડેલાં નીચેનાં પુસ્તકોને ભાગ્યે જ બાલસાહિત્યમાં ગણી શકાય.

૧: **પત્રપેટી:** કિંમત: ૩ આના, લેખક: શ્રી. રમણલાલ નાનાલાલ શાહ. પ્રકાશક: શ્રી. નાગરદાસ ઈ. પટેલ, બાલવિનોદ કાર્યાલય; મલાડ.

૨: **ભવ્ય જગત:** કિંમત: ૧૦ આના; લખનાર: ઉપર મુજબ, પ્રકાશક: ગુર્જર ગ્રંથ-રત્ન કાર્યાલય, અમદાવાદ.

૩: **સુશિલાને પત્રો:** કિંમત: ૫ આના, લેખક: શ્રી. ગિજુભાઈ શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર.

૪: **સોમાભાઈનાં કાવ્યો:** લેખક: શ્રી. સોમાભાઈ ભાવસાર; કિંમત તથા પ્રકાશક: ઉપર મુજબ.

૫: **ટારઝન ભાગ ૩ જો** લેખક: શ્રી. શંકર શાહ, કિંમત તથા પ્રકાશક ઉપર મુજબ.

પત્રપેટીની શરૂઆતમાંજ 'આ વળી શું?' મથાળાં નીચે લેખકે જણાવી દીધું છે કે પુસ્તક પત્રલેખનની શૈલીના પરિચય માટે છે, અને તેમાં આદર્શ પત્રો રજુ કરવામાં આવ્યા છે. આથી આ પુસ્તકને બાલસાહિત્યમાં મુકવા કરતાં શિક્ષણસાહિત્ય પાઠ્ય પુસ્તક તરીકે ગણવું વધારે યોગ્ય ગણાશે.

'ભવ્ય જગત'ની ભાષા, રચના અને શૈલી એવાં છે કે બાળકોને તે આનંદ નહિ આપે. શાળાઓમાં–ખાસ કરીને માધ્યમિક શાળાઓનાં નીચલાં ધોરણોમાં–ઇતર વાચન તરીકે પુસ્તક ઉપયોગનું ખરું. આવાં પુસ્તકોનું વાચન ભૂગોળનું જ્ઞાન મેળવવામાં ખૂબ ઉપયોગી થઈ પડે. પુસ્તકમાં સંસ્કૃત શ્લોકો રજુ કર્યા છે તે ન કર્યા હોત તો પુસ્તકમાં ઉણપ ન રહેત. ઘણી વાર લેખકો લખતી વખતે પુસ્તક વાંચનારની મનોદશાને ભૂલી જઈને આનંદ ઉર્મીના આવેગમાં

મગજમાં ભરેલા જ્ઞાનભંડારને પુસ્તકમાં ઉતારવા પ્રયત્ન કરે છે, તેવું આ પુસ્તકમાં બન્યું હોય એમ લાગે છે

સુશિલાને પત્રો શાંતિનિકેતનમાં અભ્યાસ કરતી ૧૫ વર્ષની પોતાની પુત્રી સુશિલાને શ્રી ગિજુભાઈએ લખેલા પત્રો નાના બાળકને ઉપયોગી નહિ થાય સુશિલાના સમવયસ્કને વાચવા લાયક પુસ્તક ગણી શકાય ખરું ખરું જોતા માબાપો એ પોતાના પરગામ ભણતાં બાળકોને કેવા પત્રો લખવા તે દર્શાવવા માટે પુસ્તક ઉપયોગી છે એમા જરાય અયોગ્ય નહિ ગણાય.

**ટારઝન ભાગ ૩** આ પુસ્તક તેના આગલા ભાગો સાથે કુમારોને રસપ્રદ વાચન પૂરું પાડે એવુ છે જેમણે વાર્તા કહેવાની કળા હસ્તગત કરી હોય તેઓ બાળકોને સુંદર શૈલીમા વાર્તા રૂપે ટારઝનની વાત કહે તો બાળકોને–પ્રાથમિક શાળામા અભ્યાસ કરતા બાળકોને આનંદ આપે ખરૂ

**મોમાભાઈના કાવ્યો** નાના તથા મોટા બાળકોને ઉપયોગી ગેય કાવ્યોનો આ સગ્રહ છે તેમાના કેટલાક અધરા છે ખરા, તેમ છતા આ ઊગતા કવિએ શરૂઆતથી જ આપણને જે કાવ્યો આપ્યા છે, તે જોતા તેઓ વધુ અનુભવે અને બાલજગતના વધુ પરિચયે વધુ સારા કાવ્યો આપશે એવી આશા જરૂર રાખી શકાય

બાલજગતને માટે ઉપયોગી સાહિત્ય લખવુ એ કાંઈ સહેલી વાત નથી એ પણ એક કલા છે મોટી વિદ્યાપીઠમા નિષ્ણાત અધ્યાપક તરીકે નામ કરવુ અઘરૂં હોય તો તેના કરતા પણ કાચી ઉમરના કુમળા હૃદયના બાળકો ને તેમના માનસને સમજીને ઉપયોગી થાય એ રીતે શિક્ષણ આપવાનુ કામ વધારે અઘરૂ છે, અને તે માટે સાહિત્ય સર્જવુ એ પણ એટલુ જ અઘરૂ છે

આ કલા અસાધ્ય નથી, દુ સાધ્ય તો છે જ એ કલા સાધ્ય કરવા માટે તપની જરૂર એ તપ એટલે દેવ સમા નિર્દોષ બાળકોનો પરિચય અને તેમના માનસનો અભ્યાસ

**વિરમગામ**
૨૦–૭–૩૮

**'વસતાનુજ'**

***

ગયા અંકે—

ગયા અકમા પ્રગટ થયેલ પ્રભાવક 'જ્યોતિધર જૈનાચાર્યો' પૂના વિવેચન સબંધમા તેના લેખક શ્રી લાલચન્દ્ર ભગવાનદાસ પંડિત તરફથી જણાવવામા આવ્યુ છે કે પ્રસ્તુત પત્રિકા એક સ્વતંત્ર ગ્રન્થ નહિ પણ એક વિસ્તૃત સ્મારક અકમા પ્રગટ થયેલ લેખની છૂટી કોપી હતી વસ્તુસ્થિતિ આમ હોવા તે પત્રિકાને પુસ્તક માની થયેલ ટીકા નિરર્થક ઠરે છે લેખકોએ પુસ્તકની સાથેજ આવી વિગત જણાવી દેવી ઉચિત ગણાય

## સ્વીકાર

**નવાં પુસ્તકો** — તવારીખની તેજ છાયા ઝાંખા કિરણ

**નવા** (ગયા અંકે પરિચય ન અપાયો હોય તેવા-) **પત્રો** —ગુજરાતી, જૈનયુગ, ફાર્બસ સભાનુ ત્રૈમાસિક દેશી રાજ્ય કમર સ્ત્રી શક્તિ

[આ અને આવતાનો વિસ્તૃત પરિચય આવતા અંકે]



## રાષ્ટ્ર કવિ

વન્દે માતરમ્
સુજલામ્ સુફલામ્ મલયજ શીતલામ્
શસ્ય સ્યામલામ્ માતરમ્! વન્દે૦

**આજે** તો ભારતને ખૂણેખાંચરે પણ ગુંજી રહેલા આ ગીતને રચ્યા પછી કેટલેક દિવસે તેના પ્રતિભાશાળી સર્જક શ્રી. બંકીમચન્દ્ર ચેટરજીએ પોતાની વહાલી અને તેજવતી પુત્રીને પૂછ્યું:

"બહેન, લોકો એ ગીત માટે શું કહે છે?"

"લોકદષ્ટિને એ નથી રુચતું." પુત્રીએ દુઃખાતા અંતરે ઉત્તર દીધો.

મહાન અને સર્જનશીલ લેખકોની સ્થિતિ ઘણી વખત આવી જ બને છે. તેમના અમર સર્જનને સમજવાની શક્તિ તાત્કાલીન પ્રજાને વરીજ નથી હોતી.

શ્રી. બંકીમચન્દ્રનાં નવલોને રસોલાં કહી એકે અવાજે પ્રજાએ અપનાવી લીધાં; તેમનું વિવેચન અપ્રતિમ ગણાયું પણ તેમના અમર ગીત પરનો પટ તો વર્ષો સુધી ન જ ખૂલ્યો. ખૂલ્યો ત્યારે નીચે છૂપાયેલ તેજને પણ જાણે વેગ મળ્યો.

૧૮૩૮ ના જુનની સત્તાવીશમીએ બંગાળના કંથાલપાડા નામે એક ગામમાં તેમનો જન્મ થયેલો. પ્રાથમિક શિક્ષણ પૂર્ણ થતાં તેઓ કૉલેજમાં જોડાયા. ત્યાં તેમની કીર્તિ અપૂર્વ રીતે ઝળહળી ઊઠી. ઉચ્ચ અંગ્રેજી શિક્ષણમાં વિજય વરનાર હિંદી તરીકે તે શોભી ઊઠેલા. તેમને જવાબદાર હોદ્દો મળ્યો.

તેમની સ્વમાનભાવના ઘણી તીવ્ર હતી. એક સમયે લશ્કરી ટુકડીના એક કર્નલે તેમના પ્રતિ અપમાનભર્યું વર્તન ચલાવતાં, કમીશ્નરની ના છતાં, તેમણે તે કર્નલ પર કેસ માંડેલો ને જાહેર માફી મંગાવ્યા પછીજ તેને જતો કરેલો.

તેઓ બંગદર્શન નામે એક બંગાળી છાપું ચલાવતા. તેમાંનું વિવેચન ખૂબજ સુરેખ ને તલસ્પર્શી ગણાતું: કહેવાય છે કે બંગાળમાં ત્યાર પછી એવું વિવેચન થયુંજ નથી.

શ્રી રોમેશચંન્દ્ર દત્ત તેમના પરમ મિત્ર હતા. તેમને બંગાળી ભાષામાં લખવાની પ્રેરણા કરનાર બંકીમચન્દ્રજ હતા. અને એમ કરીને પણ તેમણે સ્વદેશ અને સ્વભાષાની સેવા કરી છે. રોમેશચન્દ્રનાં બુદ્ધિ અને વ્યક્તિત્વે જે કંઈ હિંદને આપ્યું તે બંકીમચન્દ્રના અભાવમાં, પરદેશીઓજ ખૂંચવી જાત.

નવલકથાકાર તરીકે શ્રી. બંકીમચન્દ્ર હિંદમાં હજી સુધી અજોડ છે. શ્રીમાન રવીન્દ્રનાથ ટાગોરનાં લાલિત્ય, પ્રભા ને ગાન્ધર્વઝણકારને બાજુએ રાખતાં બંગાળે બંકીમચન્દ્ર જેવો સાહિત્યસ્વામી હજી નથી સર્જ્યો. અંગ્રેજો એમને 'Scott of Bengal'ના નામે ઓળખે છે.

પાશ્ચાત્ય દષ્ટિએ : હિંદીઓ અંગ્રેજી ભાષામાં રસ અને પ્રભુત્વપૂર્વક લખી શકે છે; પણ ડીકન્સ જેવી સ્મિત અને કટાક્ષ પ્રભા હજી તેમને નથી વરી. પણ એ દષ્ટિએ પણ શ્રી બંકીમચન્દ્રને તો તેમાં અપવાદ ગણ્યા છે.

ડૉ૦ ફ્રેઝર નામે એક સમર્થ વિદ્વાન 'હિંદનો સાહિત્ય વિષયક ઈતિહાસ' નામે ગ્રન્થમાં લખે છેઃ

'નવભારતે સર્જેલ મહાન પ્રતિભાશાળી સર્જકોમાં બકીમચન્દ્ર ચટ્ટોપાધ્યાય પ્રથમ સ્થાન શોભાવે છે. તેમની નવલો પાશ્ચાત્ય વાંચકોના મગજમા ભારતીય જીવન અને વિચારનાં આંતર તત્ત્વોના પ્રકાશ પાથરતી રસસુન્દરીઓ છે.'

અસત્યો ને અપ્રિયતાને કટાક્ષ દ્વારા ઉખેડવામાં તો તેઓ મહાન ફ્રેન્ચ લેખક વોલ્ટેરના સમોવડિયા ગણાયા છે.

તેમણે વિવેચનના, વાર્તાના, કટાક્ષના, જીવનચરિત્રના, સત્તાવીશ લગભગ ગ્રન્થો રચ્યા છે. બગ-દર્શનમાં પ્રગટ થયેલ ઘણું ખરૂ સાહિત્ય તો આ ઉપરાંત. તે સર્વમાં તેમનું કૃષ્ણ-ચરિત્ર મુગટમણિ સમુ લેખાયુ છે. ગુજરાતીમાં શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ તેનું ભાષાંતર પણ કર્યું છે.

જુનની ગઇ સત્તાવીશમીએ તેમની સોમી જન્મજયન્તી ઉજવાઈ. આ જયન્તી તો મુખ્યત્વે આજે રાષ્ટ્રગીત ગણાયેલ, પરંતુ સમકાલીનોને અપ્રિય એવા, તેમના અપૂર્વ ગીતને આભારી છે.

બગાળ યુનિવર્સિટીએ તેમના લખાણમાંથી ચુટણી કરી, તેનો અભ્યાસ કરાવી, તેની .રીક્ષા દ્વારા વિદ્યાર્થીઓને સાહિત્ય વિષયક અમુક પદવી આપવાની યોજના રચી છે.

શતાબ્દિના ઉક્ત દિવસે પ્રજાના પ્રતિનિધિ વર્ગે બંગાળમાં ઉત્સવ ઉજવેલો. ઉત્સાહની ઘેલછામાં, રાષ્ટ્રગીત ગાતાં ગાતાં, તે મહાન સાહિત્યકારના જન્મગામમાં જઇ તેમણે તેમના સ્મૃતિદર્શક પદાર્થોનું નિરીક્ષણ કરેલું.

* * *

પુનાના મુખ્ય ન્યાયાધીશ રામશાસ્ત્રીનાં પત્ની એક સમયે માધવરાવ પેશ્વાની રાણીને મળવા ગયાં. રાણીએ તેમને મોઘો આવકાર આપ્યો. પણ રાજ્યના રત્ન સમા ન્યાયાધીશની પત્નીની સાદાઈ તેને ન ગમી.

તેણે તેમને મૂલ્યવન્તાં વસ્ત્રાલંકાર સજાવ્યાં. રામશાસ્ત્રીનાં પત્નીએ મોહના વશે મૌન સેવ્યું.

પણ જ્યારે તે પાછાં ફર્યાં ત્યારે રામશાસ્ત્રીએ દરવાજો ખોલવા ના કહી. તે બોલ્યા, "મારાં પત્ની તો સાદાઇથી શોભે. આ તે ન હોય."

પત્ની સમજી ગયાં. તે પેશ્વાને મહેલે પાછાં ફર્યાં. ને વસ્ત્રાલંકાર ઉતારી તેમણે પોતાનાં સાદાં વસ્ત્ર સજ્યાં.

આંગણે આવતાંજ પેશ્વાએ તેમને વધાવી લીધાં.

* * *

# પત્ર મંજૂષા

વિખ્યાત જૈનાચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભ સૂરિશ્વરજી અંબાલાથી તા. ૧૦-૭-૩૮ ના પંડિત લાલચન્દ્ર ભગવાનદાસ પરના પત્રમાં લખે છે:

"સુવાસ"માં તમારા લેખની સાથેજ શ્રી. હેમચન્દ્રાચાર્ય આ નામનો લેખ વાંચવામાં આવ્યો. લેખકે થોડામાં પણ ઘણો સરસ ભાવ આણ્યો છે. પરંતુ ૪૦ મા પૃષ્ઠની ઉપરની બીજી પંક્તિમાં * 'દ્રવ્યથી વશ કર્યો.' આ વાંચી જરા દિલને ખેંચ થઈ. શું આ વાત સાચી છે? કોઈ ઉલ્લેખ તમારા જોવામાં આવ્યો છે?'

... ... ...

વર્તમાન ગુજરાતના પ્રથમ પંક્તિના કવિઓમાંના એક શ્રી 'ऋतुनाम् कुसुमाकरः' લખે છે:

'સુવાસે શ્રી ગણેશ સારા બેસાડ્યા છે. સર્વ પ્રકારની કવિતાઓને સ્થાન આપી ગુજરાતની એક ખોટ પૂરી પાડી છે. લાગે છે કે 'સુવાસ' સ્વ. મટુભાઇ કાંટાવાળાના 'સાહિત્ય' જેટલું ઉદાર દષ્ટિવાળું અને નિષ્પક્ષપાતી પત્ર થશે. લેખોની પસંદગી ઘણા ઊંચા પ્રકારની છે. 'સુવાસ'ની સુવાસ ગુજરાતની ઘ્રાણેન્દ્રિયમાં ચિરકાળ રમી રહો અને ઉત્તરોત્તર પ્રગતિ સાધો.'

* ઉક્ત સૂચન 'સુવાસ'ના પ્રથમ અંકમાં પ્રગટ થયેલ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની ટૂંક જીવન રેખામાં શ્રીમદ્‌ના પિતા ચાચિગને મન્ત્રીશ્વર ઉદયને મીઠાશથી પીગળાવ્યો; દ્રવ્યથી વશ કર્યો–એ વિધાનને અનુલક્ષી છે, પણ ત્યાં 'ભક્તિથી'ને બદલે ભૂલથી 'દ્રવ્યથી' છપાયલ છે. સદૈવ પ્રવૃત્ત પ્રસિદ્ધ જૈનાચાર્ય પણ 'સુવાસ'ને આટલી ઝીણવટથી વાંચે છે એ અમારે માટે હર્ષનો વિષય છે. તેમણે દર્શાવેલી ભૂલ માટે અમે તેમના ઋણી છીએ. તન્ત્રી

---

## ચિત્રો.

વડોદરાના કીર્તિમંદિરમાં તરતના ભવિષ્યમાં કેટલુંક નવું ચિત્રકામ થવાનું છે. આ કાર્ય માટે ભાગે શ્રી નંદલાલ બોઝ અને શ્રી રવિશંકર રાવળની સિદ્ધહસ્ત પીંછીમાંથી જીવન પામશે. તેમાં ગુજરાતને ખાસ રસ પડે એવા વિષયના ચિત્રકામને પણ સ્થાન છે. જેમકે–પાટણ વસાવતા વનરાજનો પ્રસંગ, સિદ્ધરાજને સિદ્ધ હૈમ વ્યાકરણ અર્પણ કરતા શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યનો પ્રસંગ, કવિશ્વર દલપતરામ, દયારામ વગેરેના ચિત્રો.

આ ઉપરાંત શ્રીમન્ત ગાયકવાડ સરકાર અને તેમના પૂરોગામીઓનાં ચિત્રો સંબંધમાં પણ આકર્ષક પ્રસંગો ચૂંટાયા છે. તે ચિત્રોના પ્રસંગને ઉચિત વર્ણનો મેળવવાને તે વિષયના વિદ્વાનોને આમન્ત્રણ આપવામાં આવ્યું છે. જૈન ચિત્રો માટે પંડિત લાલચન્દ્ર ભગવાનદાસની સલાહ મંગાઈ છે.

***




**કલા** કે સાહિત્યના સર્જનમાં તખલ્લુસ નામનો જે આશય રખાયો છે તે તે કલાકાર કે સર્જક તખલ્લુસ નામથી જાણીતો થઈ જતાં નિરર્થક થાય છે. સર્જન કે કલાકૃતિની કિંમત તેના સર્જક કે કલાકારનાં નામ અને સ્થાનથી નહિ પણ તે કલા કે સર્જનના મૂળગત તત્ત્વથીજ અંકાય એવી ભાવના પ્રજાનો દૃષ્ટિભેદ ટાળવા અને તેની વિવેચન શક્તિને ખીલવવા જરૂરી ગણાઈ છે. એક સુંદર ગ્રન્થ દ્વારા કીર્તિ કમાયેલ તખલ્લુસ નામધારી એ જ નામ નીચે જો બીજો ગ્રન્થ પ્રગટ કરે તો તેની કિંમતની આંકણીમાં પ્રથમ ગ્રન્થની અને તેની કીર્તિની છાયા પડે છે અને એ રીતે શુદ્ધ અને નિષ્પક્ષપાત વિવેચન અસંભવિત થઈ પડે છે. શ્રી ધૂમકેતુ કે સુન્દરમે તેમની દરેક કૃતિઓ જો જુદાં જુદાં નામ નીચે પ્રગટ કરી હોત તો તેમનું વિવેચન જેવું થયું છે એવું જ રહેત શું? નવસર્જનની સાથે તેના વિવેચન અને કિંમત સંબંધમાં પૂર્વવર્તી અસર ટાળવાને લેખકનું નવુંજ નામ જરૂરી છે.

આ સિદ્ધાન્તને અમલમાં મૂકવાની અમારી ભાવનાને સિદ્ધ કરવા અમે લેખકોનો સહકાર ઇચ્છીએ છીએ. ગમે તેવા પ્રથમ પંક્તિના લેખકોને, લેખ હોય પણ તેની શુદ્ધ કિંમત અંકાવવાને તેને નવાજ તખલ્લુસ નીચે પ્રગટ કરવાની અમારી ઉમેદ છે-લેખકનો તેમાં પૂર્ણ સહકાર મળે તે જ.

× × ×

**વર્ધાની** કેળવણી યોજનામાં ધાર્મિક શિક્ષણના અભાવ સંબંધી ગાંધીજીએ બહાર પાડેલું નિવેદન, આજના શિક્ષકોની અસંતોષપ્રદ સ્થિતિ જોતાં, સ્વભાવિકપણેજ ચર્ચાનો વિષય બની જાય છે.

શિક્ષણના વિષયમાં ગાંધીજી ધર્મનો અર્થ એ કરતા જણાય છે કે: 'સર્વ ધર્મોમાં સમાયલા સામાન્ય સિદ્ધાન્તો;' અને વિદ્યાર્થીઓમાં તે સિદ્ધાન્તોને સિંચવાનો માર્ગ શિક્ષકોનું જીવન.

સર્વ ધર્મનું દોહન કરી, તેમાંથી સામાન્ય સિદ્ધાન્તો તારવી, તેને ધર્મ તરીકે ચલાવવાનો પ્રયાસ આજનો નથી. અનેક આદર્શવાદીઓએ તેને અપનાવેલો છે અને અકબર જેવા સમર્થ રાજવીને પણ તેમાં નિષ્ફળતા વરવી પડી છે.

માનવદૃષ્ટિ મર્યાદિત છે; તેને પોતાનું માની શકે એવું વર્તુળ જોઈએ છીએ, તે વર્તુળને વ્યાપક બનાવવા જતાં તે વ્યાપકનુંજ એક પુનઃ નાનું અને ભિન્ન વર્તુળ બની જાય છે. ઘણાખરા ધર્મો એ રીતેજ અસ્તિત્વમાં આવ્યા છે. અસ્તિત્વમાં હોય એવા બધાજ ધર્મોમાંથી સર્વ સામાન્ય સિદ્ધાન્તો તારવી તેનો વ્યાપક ધર્મ બનાવાય અને સમય જતાં તે પણ એક નવો પન્થ બની જાય ઉપરાંત આવા ધર્મોના સર્જનની પાછળ મહાન અપાર્થિવ શક્તિઓનું તેજ રેડાયું હોય છે. છતાં તે નિષ્ફળ ગયા છે. અકબરે સર્વ ધર્મોની મહાન વ્યક્તિઓને હાથ કરી, સમ્રાટ સત્તાનો ઉપયોગ કર્યો, છતાં તેનો પ્રયાસ એક નિષ્ફળ અખતરા સમોજ બન્યો. આજની આ સર્વ સામાન્ય નામની નવી પ્રવૃત્તિને જ્યારે એટલું પણ પીઠબળ નથી ત્યારે તેના વિજયની આશા શી રીતે રખાય?

જીવન દ્વારા શિક્ષણ આપવું એ તો મહાન લોકોત્તર વ્યક્તિઓનું કામ છે. સામાન્ય કે મધ્યમ ઉપદેશકો કે શિક્ષકો તો મહાપુરુષોએ દીધેલાં સૂત્રોના કથનથીજ કામ લઈ શકે. આ માન્યતાને પલટવાનો પ્રયાસ પણ નવો નથી. પણ એમાં સજ્જડ થાપ ખાધા પછી એવા પ્રયાસ કરનારાઓએજ એનો આશ્રય લીધો છે.

ઉક્ત યોજનાને અમલમાં મૂકતાં પહેલાં એ વિષયના ઈતિહાસનું સૂક્ષ્મ નિરીક્ષણ તે યોજનાને વધુ માર્ગદર્શક બનવા સંભવ છે.




૧-૭-૩૮. લોકમાન્ય તિલકના સાથી અને વિખ્યાત દેશભક્ત શ્રી ખાપર્ડેનું અવસાન.

૨-૭-૩૮. મુંબઇ સરકારે ઇલાકાના વિકાસ માટે વિચારેલી ઔદ્યોગિક યોજનાઓને બનાવટી રેશમના ઉદ્યોગથી અમલમાં મૂકવાની ધારણા.

૪-૭-૩૮. કાનપુરની ખરાબે ચડેલી હડતાલોનું સમાધાન.
વાંકાનેરની યુવતીઓ પર ગુજરેલા અત્યાચાર.

૫-૭-૩૮. રજપુતો અને જયપુરના સૈન્ય વચ્ચે સીકરમાં થયેલી ઝપાઝપી.

૬-૭-૩૮. વર્ધાની કેળવણી યોજનામાં ધાર્મિક શિક્ષણના અભાવ સંબંધી ગાંધીજીએ બહાર પાડેલું નિવેદન.
પંડિત જવાહરલાલે લંડનમા ભાષણ કરતાં જણાવ્યું કે મહાસભાએ આઝાદી માટે પ્રધાનપદ સ્વીકાર્યાં છે. અને બ્રિટનની પરદેશનીતિ સામ્રાજ્યનો અન્ત લાવશે.

૭-૭-૩૮. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ વસ્તીના મધ્યભાગમાં આવેલ કબ્રસ્તાનને બંધ કરતાં મુસલમાનોએ તે સામે આદરેલા વિરોધી દેખાવો.

૮-૭-૩૮. મહાસભાની બહુમતિ જો ફેડરેશનનો સ્વીકાર કરે તો સુભાષચન્દ્ર બોઝે પ્રમુખપદનું રાજીનામું આપવાની દાખવેલી તત્પરતા.
વળાના એક સત્યાગ્રહીનું આકરા મારના કારણે થયેલું અકાળ અવસાન.
દશ કરોડના વધારાના ખર્ચે, 'સામ્રાજ્યના રક્ષણને ખાતર, હિંદમાં પોણો લાખનું નવું ગોરું સૈન્ય નભાવવાને વિચારાતી યોજનાઓ.
પેલેસ્ટાઈનમાં પોલીસ અને આરબો વચ્ચે ઝપાઝપી.

૯-૭-૩૮. ફીજીમાં વસતા હિંદી ખેડુતો અને મજુરોની, ત્યાંની સરકારે કરેલ નવા કાયદાના પરિણામે થઇ પડનારી બેહાલ દશા.

૧૧-૭-૩૮. મુંબઈ સરકારે નીમેલી 'ભાડાં તપાસ સમિતિ' કહે છે કે છેલ્લાં પાંચ વર્ષમાં ભાડાંમાં ૬૦૦ ટકા જેટલો વધારો થયો છે. તે અટકાવવાના ઉપાય તરીકે સરકારી કે અર્ધસરકારી મકાનો બંધાવવાની વિચારણા.
ભાષાવાર પ્રાન્તો પાડવાની યોજનાને મળતો સહકાર.

૧૩-૭-૩૮. ઊટી બેંક ધાડ કેસના કેદીઓની મદ્રાસ સરકારે કરેલી બીનશરતી મુક્તિ.
દમન ધારાઓને અટકાવતાં બીલ રજુ કરવા દેવાની પરવાનગી આપવાની સરહદના ગવર્નરે પાડેલી ના.

૧૪-૭-૩૮. મુંબઈ સરકારના ગણોત—કાયદા સામે જમીનદારોનો સામુદાયિક વિરોધ.

૧૯-૭-૩૮. રભા નામની હિંદુ યુવતીને ગુલાબ નામના મુસલમાને ભગાડેલ તે સંબંધમાં ચાલતા કેસનું પરિણામ ગુલાબની વિરૂદ્ધમાં જતાં મુસ્લીમ લીગના સ્વયંસેવક દળના કેપ્ટનનો હોદ્દો ધરાવતા એક મુસલમાને અમદાવાદની ભર બજારમાં હિંદુ મીશનના મન્ત્રી પર કરેલો ખૂની હુમલો.

૨૦-૭-૩૮. મધ્યપ્રાંતના પ્રધાનમંડળની કાવત્રાંખોરી પર તે જ પ્રાન્તના એક સમયના કામચલાઉ ગવર્નર શ્રી રાઘવેન્દ્રરાવે પાથરેલો પ્રકાશ. તે પ્રધાનમંડળની ડામાડોળ સ્થિતિ. બે પ્રધાનોનાં રાજીનામા. વડાપ્રધાન ખરેએ ત્રણ મહાસભાવાદી પ્રધાનોને બરતરફ કરાવી રચેલું નવું પ્રધાનમંડળ.

૨૧-૭-૩૮. અમદાવાદમા દારૂનિષેધના અમલની શરૂઆત.

૨૨-૭-૩૮. મહાન હિંદી ઉદ્યોગપતિ નવરોજજી સકલતવાળાનું પેરીસખાતે થયેલું અવસાન.
શેઠ સારાભાઈના અકાળ અવસાન પછી અમદાવાદની આણંદજી કલ્યાણજીની જૈન પેઢીના હિસાબની છૂપી પોલીસદ્વારા ચાલતી તપાસ. અંગત કારણે અનેક વખત થયેલી ઉપાડ લેની થતી નોંધ. એ રીતે દરેક લાખની ફેરબદલીની ગણતરી. બીજા પણ અનેક ગોટાળાઓ બહાર આવવાની સંભવિતતા.
જયપુરની પોલીસે લીધેલ સીકરના ગઢનો કબજો. યુરોપપ્રવાસી મહારાજા અધવચથી પાછા ફરેલ હોઈ સમાધાનની સંભવિતતા.

૨૩-૭-૩૮. પેરીસની વિશ્વશાન્તિ પરિષદમા પંડિત શ્રી જવાહરલાલ નહેરુનું ભાષણ.
મહાસભાની કારોબારીના વિરોધથી મધ્યપ્રાન્તના વડાપ્રધાન ખરેએ તે પદનું આપેલ રાજીનામું કારોબારીએ તેમના સ્થળે બરતરફ પ્રધાન રવિશંકર પંડિતની કરેલી નિમણુક.
શીવસાગર (આસામ)માં જળપ્રલયના કારણે સંખ્યાબંધ ગામોની ખુવારી.
કેટલાક દિવસથી પાળિયાદ (કાઠિયાવાડ)માં લાગતા ધરતીકંપના આંચકાઓ. પ્રજામાં ફેલાયલ ગભરાટ. હવે તે આંચકા કાઠિયાવાડ વ્યાપી બને છે.

૨૪-૭-૩૮. દક્ષિણ-અમેરિકામાં ઉજવાતા એક ઉત્સવ પ્રસંગે વિમાન તૂટી પડતા સત્તાવીશ જનની ખૂવારી.

૨૫-૭-૩૮. રંગુનમાં કોમી—રમખાણ.
જસદણ—રાજકોટ રેલ્વે માટે ભાવનગરની માગણીને પડતી મૂકી એજન્સીએ કરેલી જામનગરની પસંદગી. રાજકોટને તેના ૨૪ માઈલના ટૂકડા પેટે રૂા. આઠ લાખ આપવાની શરત. ભાવનગરના અસ્વીકારનું કારણ બંદરી પ્રશ્ન પરનો ખોફ ગણાયું છે.

૨૬-૭-૩૮. અનામત ગોરા સૈન્યને નભાવવાની હિંદી તિજોરીએ દર્શાવેલી અશક્તિ.

૨૭-૭-૩૮. શ્રી લક્ષ્મણવિજય નામના એક જૈનાચાર્યે મ્હેસાણામાં એક સુધારક જૈનને સંઘ બહાર મૂકાવેલ. તે સંબંધમા કેસ ચાલતાં ઉક્ત આચાર્યશ્રીને રૂા. ૫૦૦નો દંડ અથવા બે માસની થયેલ સજા.
શિરોહીનરેશના કાકા માનસિંહજીનો કેદમાંથી અચાનક છુટકારો.

૨૮-૭-૩૮. પાલીતાણાનરેશ સામે ત્યાની પ્રજાનો પોકાર. શત્રુંજય મોટર-સર્વીસની યોજના અમલમાં મૂકાય તો અનેક કુટુંબો બેકારીના પન્થે.
બિહાર હિન્દુ રીલીજીયસ એન્ડાવમેન્ટ બીલનો જૈન સમાજમાં થતો ઠેર ઠેર વિરોધ.
પી. ઈ. એન. ની ઈ. સ. ૧૯૪૦ની પરિષદ મ્હૈસુર ખાતે ભરવાના ત્યાંની સરકારના આમન્ત્રણનો થયેલો સ્વીકાર. આ પરિષદ એશિયામા પહેલી જ વખત હશે.

૨૯-૭-૩૮. લુધિયાનામા મળનારી આગામી રાજસ્થાન પ્રજાપરિષદના પ્રમુખ તરીકે થયેલી પંડિત જવાહરલાલની વરણી.
રંગુનમાં હુલ્લડખોરો પર ગોળીબારના પરિણામે ૪૦ના મરણ તથા ૨૦૦ ઘાયલ.

૨૯-૭-૩૭. અમદાવાદની હોટલોમાં હરિજનપ્રવેશ સામે ચાલતો વિરોધ.
એલ્યુમીનીયમના ઉદ્યોગને હિંદમા વિકસાવવાની જંગી યોજના.

૩૦-૭-૩૮. ભાગલપુરમા રથયાત્રાના સરઘસ વખતે થયેલું હિંદુ—મુસ્લીમ રમખાણ.

—o—




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૧ લું ] વિ. સં. ૧૯૯૪ : ભાદ્રપદ [ અંક ૫

# અહિંસા

ઘ.

અહિંસા એટલે જીવનનું સત્ત્વ. તે જેટલા અંશે સૂક્ષ્મ અને નિર્મળ તેટલા અંશે તે સત્ત્વ ઉચ્ચ અને પરમ કોટિનું.

પણ અહિંસાનો શુદ્ધ અર્થ પ્રજા ભાગ્યે જ ઝીલે છે. મહામાનવો તેના જીવનપ્રવાહને અર્થને અનુકૂળ વળાંક આપી જાય છે. પણ કાળક્રમે પ્રવાહ વિકૃત બને છે; અહિંસાનો અર્થ પણ ભૂલાઈ જાય છે.

તાત્ત્વિક દષ્ટિએ પણ જીવના દૈહિક ઘાતમાં જ આજે હિંસા ગણાય છે. તેથી ઊલટી અહિંસા. પણ આ મનોદશા યુગપરિવર્તનનું પરિણામ છે. અહિંસાનો શુદ્ધ અને વ્યાપક અર્થ એ હોઈ શકે જ નહિ. દેહ હણાયે આત્મા હણાતો નથી. ને દેહ કરતાં પણ વધારે વ્હાલી વસ્તુઓ ઉચ્ચ આત્માને હોઈ પણ શકે.

કોઈ પણ જીવને પ્રિય એવી કોઈ પણ વસ્તુનો ઘાત તે હિંસા. તે પ્રિયતા જેટલી તીવ્ર, તે વસ્તુ જેટલી સત્ત્વશીલ તેટલું તે હિંસાનું પ્રમાણ. કોઈ નારીને જીવન કરતાં સતીત્વ વધુ પ્રિય હોય તો તેના જીવનઘાત કરતાં સતીત્વઘાતમાં વધારે હિંસા છે. કોઈ માનવીને દેહ કરતાં મહત્તા વધારે પ્રિય હોય તો તેના દેહઘાત કરતાં મહત્તાઘાતમાં વધારે હિંસા છે.

હિંસાનો લૌકિક અર્થ દેહ–હિંસા એ ખાતર કરાયો છે કે દેહ–હિંસા સિવાયની બીજી હિંસા સ્વાભાવિક છે; જીવોને, મોટે ભાગે, વધુમાં વધુ પ્રિય વસ્તુ દેહ–જીવનની હયાતિ છે; ઉક્ત પ્રિયતાને માપવાનું સાધન પણ એક દેહ જ છે: કેમકે દેહ કરતાં વધારે પ્રિય વસ્તુના ઘાતને જીવ દેહનું સમર્પણ કરી અટકાવી શકે છે. પણ આનો અર્થ એ ન થાય કે કેવળ દેહહિંસા ન કરનાર માનવી શુદ્ધ અહિંસક છે; કે અહિંસાના પૂર્ણ અર્થનો જ્ઞાતા છે.

ક્રોધ-દ્વેષમાં માનસિક હિંસા છે; ગર્વમાં અન્યના વ્યક્તિત્વને કચરવા રૂપ હિંસા છે; કપટમાં સત્યની હિંસા છે; લોભમાં શાન્તિની હિંસા છે; રાગમાં સમભાવની હિંસા છે. માનસિક શુદ્ધિ, સમભાવ, સત્ય, શાન્તિ વિગેરે સત્ત્વનાં પગથિયાં છે. તેના અભાવમાં માનવી સાચો અહિંસક ન હોઇ શકે.

અહિંસાનો તાત્ત્વિક દૃષ્ટિએ પણ મર્યાદિત અર્થ કેટલીક વખત વિકૃતિનું મૂળ બને છે. એક જીવ સાથે ગૂંથાયલ તત્ત્વને ઝૂંટવી જીવના દેહને બચાવી લેવા કરતાં જીવના દેહને કચરી તત્ત્વને જીવન્ત રાખવામાં વધારે તેજ સમાયું છે. આત્માની ઉર્ધ્વ કે અધોગતિમાં દેહ તો પૌદ્ગલિક સાધન છે; ગુણ, મહત્તા ને તેજ જ સજીવ પ્રેરક શક્તિ છે. શક્તિ કરતાં સાધનની હિંસા વધારે તીવ્ર ન ગણાય રામ-કૃષ્ણ-પરશુરામ આ સિદ્ધાન્તને અનુસર્યા છે. માતાના સતીત્વના માનસિક ઘાત કરતાં તેના દેહઘાતને વધારે યોગ્ય માનતા પરશુરામ અહિંસાને નથી સમજ્યા એમ તો ન જ કહી શકાય. તેમ કરવામાં દેહ-હિંસા જો કે ખરી, પણ તત્ત્વ અને તેજ પ્રવાહને કાયમ રાખવા એ અનિવાર્ય બને છે. અને તે નીતિમાં મહત્તા છતાં તે હિંસા ગણાતી હોઈ તેના યોગે અહિંસાની વિકૃતિનો સંભવ નથી રહેતો.

દૈહિક અહિંસાની નીતિ કરતાં આ નીતિ વધારે સ્વીકાર્ય છે એનો અર્થ એ નહિ કે એ શુદ્ધ અહિંસા છે. સાચી અહિંસા તો શાન્તિ, સમભાવ ને માધુર્યે ચમકતી સ્મિતસુન્દરી હોય. કશા પણ સત્ત્વ પ્રતિ તે અણગમો પણ ન દાખવે.



# પોરબંદર

રસેન્દુ

[ મિશ્રોપજાતિ ]

અહીં છ જન્મ્યા જગ આંજતા બે
સંતો પ્રભુ તુલ્ય ગણાય છે જે
તેમાં દિસે એક દરિદ્રમૂર્તિ
સ્નેહી વિભુ શૈશવનો સુદામો !
બીજો ગુલામી નિજ માતની હા !
જંજીર જે હાર્દ રહી છ રૂંધી
તે તોડવા વીર બની ઘૂમંતો
જુલ્મો સહીને પણ જુલ્મી સામે,
વળી અછૂતો અપનાવવાને
મથી રહ્યો તે યુગદેવ ગાંધી !
ગણી સુદામાપુરી આ ભૂમિને
આવે જનો કૈં અહીં ધન્ય થાવા
તેવી જ રીતે ભૂમિ ભાવિ કાળે
આ ગાંધીપૂરી ન પૂજાય વિશ્વે ?

# અંધની મનોવ્યથા

કુમાર

પ્રકાશ....એ સુંદર શબ્દ કેવો
અતીવ મીઠો મધુથી મધુરો!
અહા અલૌકિક થતાં તરંગ–
કેવો હશે ભાસ્કર ભર્ગવન્ત
ઉજાળતો સૌ દિન, ને લસન્ત
એ શર્વરીનાથ[1] શશાંકપૂર્ણ!
વિતાન[2] દિવ્યાંબર વાદળોની
સહર્ષ, તારાગણુની અગમ્ય
પ્રગલ્ભ તેજોમય—ગૌરવી કથા
રચી નવી અંતર રોજ રાચતો.

શંપા![3] હશે શી હસતી મુખાકૃતિ
સુદર્શને દીનવ્યથા ઉથાપતી;
સંધ્યા ઉષાના નવવિધ રંગો
ભરંત હૈયે, કવતા, ઉમંગો,
શાં એ હશે? દોરજ કલ્પનાનાં
ચઢાવતો ચિત્ત ઘણા પતંગો.
અને સદા આ રસના રટન્તી
તને, પ્રભો સાતત ભવ્યમૂર્તિ
તારી ઘડી, પૂજન રોજ હું કરૂં;
સંતોષ ના [4]માનસ–અર્ચનોથી.
કેવી હશે એ પ્રતિમા સુહાતી
શુચિ કલામંદિરમાં વિરાજતી!

ને સર્વથીએ અદકી અનંતથી
ઉલ્લાસની ગીતકલા રચન્તી
કેવી લસે[5] સૌમ્ય અનેક આંગણે
પ્રદીપ પાર્થિવ દિપાવલી જ્વલે!

હા, હાય રે હાય, હતાશ, આહા!
પ્રકાશ શું સ્વપ્ન મહીં ન પેખવા!
ન કોઈ આ અંતરિયે શમાવા!
જેમાં ધરી શાશ્વત્ત આશ ન્યારી
ચૈતન્યથી, આ ભુજદંડશી, ભરી
જે કલ્પના ચારુ ઘણી પ્રભાવતી
અંધારમાં એય અફળાતી ને
મને ઘનીશ્યામ પિછોડી ઢાંકે.
બુઝાય શું આ પણ આશ દીવડી!

પ્રકાશ! આભાભર ક્યાં લસંત!
શોધી રહ્યો ક્ષુલ્લક એક અંધ;
ન દાખવે દીન પરે દયા શું!
અરે! અમારે પડળો ચખે [6]પડયાં
ન પેખવા દે સિત રશ્મિધારા.
ન લેશ આ ધ્વાન્ત[7]તણાં વિમોચન
ને તેજ કેરાં ન છૂટે પ્રલોભન;
વહી ગઈ શૈશવ ને વસંતો
અનેક ને પ્રાવૃષ[8] આ જતી રહે,
આશા ભર્યું, ઉર ઘડે ઉમંગો
પરંતુ ના લોચન પોપચાં હસે.

અંધત્વનું કાજલ છાયું ઘેરૂં
ચોમેર, ના સત્ય સ્વરૂપજ્યોતિનું
પ્રતીત આ અંતરિયે થવા દે.

પ્રકાશ! હા સુંદર શબ્દ–કેવો!
આ અંધને વ્યર્થ મરીચિકા[9] સમો.

---

૧ ચન્દ્ર. ૨ છત. ૩ વીજળી. ૪ કેવળ માનસિક પૂજનથી સંતોષ નથી થતો દર્શનની ઝંખના છે. ૫ ચમત્કારપૂર્વક. ૬ ચક્ષુ. ૭ અંધકાર. ૮ ચોમાસું. ૯ મૃગજળ –રામને પણ મૃગનો ખોટો આભાસ કરાવનાર મરીચિ પરથી.

# વૈભવ-વિષાદ*

શંકરરામ બારોટ

ભગ્ન મમ અંતર ગૃહમાં
જળતી ધરાનાં મૃગવારિમાં,
મુજ જીવન કંટક પાદરમાં,
સૌ તુજ સ્વપ્નો ખંડિત દિસતાં.

આથમતી સંધ્યાની રેખમાં,
ધૂમ્રગૂઢ જડ વાત્રપટમાં,
કૃષ્ણ અંધ રજનિતલમાં,
તુજ પ્રાણ તેજ જતાં દિસતાં.

વ્યોમે [1]દડતાં અસિત[2] અભ્રોમાં,
વૃક્ષ વિટપ[3] પત્ર કંપનમાં,
અમિત ઊંડા જલધિ જળમાં,
તુજ લ્હાવા લાવા સમ દિસતા.

તપ્ત હૃદયનાં સર્વે દુઃખમાં,
અભ્ર તારાના નયન નીરમાં,
ક્ષત હિમાંશુના[4] લોપનમાં,
વિભવ તારા સર્વે રડતા દિસતા.



* પ્રેમની યાચના કરતા યુવાન પ્રતિ મુગ્ધ-તત્ત્વજ્ઞ બાળાના ઉદ્‌ગાર—
૧ દોડતા. ૨ કાળાં. ૩ ડાળી ૪ ચન્દ્ર.

# હું

નરહરિપ્રસાદ ભટ્ટ

રસભીનાં સ્વપ્નો આવે
કંઈ મધુરા ભાવ જગાવે !
રસભીનાં સ્વપ્નો આવે !
ફૂલ વીણવા જાઉં એકલી,
ત્યાં કો પાછળ આવે;
અબોલ રહીને ઉરના ભાવો
સ્મિત થકી સ્હમજાવે !
રસભીનાં સ્વપ્નો આવે !

નજરને આરે સુધા રેલતો
ચાંદલીઓ મને ન્યાળે !
જાણી જોઇને ઊંચું જોઉં ત્યાં
હાસ્ય કંઈ વર્ષાવે !
રસભીનાં સ્વપ્નો આવે !
મ્હને પળપળ વિકળ બનાવે,
રસભીનાં સ્વપ્નો આવે !



# શાન્તિશ્ચિરં ગેહિની

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ

પિતા મને ધન આપીને મૃત્યુ પામ્યા હતા; માતા વાત્સલ્યનાં મીઠાં સંભારણાં આપીને મૃત્યુ પામી હતી; પત્ની પ્રેમપુષ્પ સરીખડું એક બાળક આપીને મૃત્યુ પામી હતી. પણ જે શાન્તિ મને જોઈતી હતી તે મળતી નહોતી.

ચિત્તને કાંઇ પણ ઉદ્યમમાં પરોવવા મેં વેપાર કર્યો. વેપારમાં ધનનો નાશ થયો. ઘર–બાર વેચાઈ ગયાં. અધૂરામાં પૂરૂં એકનું એક બાળક પણ મને નિષ્કાંચન બનેલો જોઈને પોતાની માતા પાસે ચાલી ગયું. હું એકલોજ રહ્યો, પણ શાન્તિ ક્યાં હતી?

મેં નિશ્ચય કર્યો કે આખી દુનિયા ઢૂંઢીને શાન્તિ પ્રાપ્ત કરવી. એજ હેતુથી હું એક વાર ઘરની બહાર નીકળી પડ્યો. ઘેર બેઠે શાન્તિ કાંઇ સામી આવીને ઊભી રહેવાની નહોતી. આપણેજ શાન્તિને ભેટવાને તેની સમીપે પહોંચવું જોઈએ.

અનેક દેશોમાં હું ભટક્યો. પરન્તુ કયાંય શાન્તિ નહોતી! જેને પ્રાપ્ત કરવાને હું પ્રાણ-ત્યાગ કરવા પણ તૈયાર હતો તે શાન્તિનો પત્તોજ લાગતો નહોતો!

સાંજનો સમય હતો. વર્ષાઋતુ ચાલતી હતી. ધોધમાર વરસાદ પડતો હતો. પ્રચંડ વાયુ ફૂંકાઇ રહ્યો હતો. વૃક્ષો મૂળમાંથી ઉખડી જવાના ભયથી થરથરતાં ઊભાં હતાં. ચોમેર પાણીના ધોધ વહી નીકળ્યા હતા. ટાઢ પણ વાતી હતી. મને હવે આગળ પ્રવાસ કરવાનું અશક્ય લાગ્યું.

પણ થોભી જવા માટે કાંઇ આશ્રયસ્થાન તો જોઈએ ને! દૂરદૂરે એક પ્રકાશનું કિરણ દેખાવા લાગ્યું અને ત્યાં આશ્રય મેળવી શકાશે એવી આશા ઉત્પન્ન થઇ. એ પ્રકાશના કિરણની દિશામાં હું ચાલ્યો.

કેટલેક દૂર જતાંજ એક મોટી હવેલી દેખાવા લાગી. હવેલીના સિંહદ્વારમાં જ એક નાનો છોકરો રમતો હતો. મેં તેને પૂછ્યું: "છોકરા! આજ રાતની રાત હું અહીં રહું?"

છોકરાએ આશ્ચર્યચકિત દ્રષ્ટિથી મારી સામે જોયું. મને લાગ્યું કે તેને ભય લાગ્યો હોવો જોઇએ. તે બોલ્યો: "મને શી ખબર? પાસેના ઓરડામાં મારા મોટાભાઈ વાંચતા બેઠા છે, તેમને પૂછો."

હું તે ઓરડામાં ગયો. મેજ ઉપર એક દીવો મૂકીને એક જુવાન કાંઈ પુસ્તક વાંચવામાં નિમગ્ન બેઠો હતો.

મેં ઉદ્ગાર કાઢ્યો: "ભાઇ!" તે જુવાને મારી સામે દષ્ટિ કરી. હું આગળ બોલ્યો: કૃપા કરીને મને..."

"તમારે જે કહેવું હોય તે બાપાજીને કહો. જુઓ, સામેના ઓરડામાં તે બેઠા છે, ત્યાં જાઓ."

"હું તે ઓરડામાં ગયો. એ પ્રૌઢ વયનો પુરુષ તંબાકુમાં ચૂનો મસળતો બેઠો હતો. મને જોતાંજ તેણે પૂછ્યું: "તમને કોનું કામ છે?"

"આજ રાત પૂરતી જો..."

"હં, હં, પણ તમે પેલા ખંડમાં બાપાજી છે, ત્યાં જાઓ અને તેમને કહો. આ હવેલીના માલીક તે જ છે."

મેં એ ખંડમાં જઇને જોયું. દૂર એક ખાટલામાં અતિ જર્જરિત દેહવાળો પુરુષ સૂતો હતો. તે જીવતો હતો કે મૂએલો હતો એ જાણવાનું કાંઇ સાધન નહોતું.

હું બોલ્યો: "મહારાજ..."

અતિ ક્ષીણ સ્વરે સૂતેલા વૃદ્ધે જવાબ આપ્યો: "શો હુકમ છે?"

"હું આજની રાત અહીં..."

"પણ તેમાં મને શાને કહો છો? આ હવેલીના માલીક તો બાપાજી છે. તેમને કહો, તે બાજુના ઓરડામાં છે."

હું બાજુના ઓરડામાં ગયો. એક ઝૂલતા પલંગ પર એક અત્યંત વૃદ્ધ પુરુષ સૂતો હતો, અને થરથર કંપતો હતો. તેની છાતી ઊંચીનીચી થતી હતી અને તે સાથે આખો દેહ પણ ઊંચોનીચો થતો હતો. શરીરની ચામડી સૂકાયલા આંબળા જેવી થઈ ગઈ હતી. તેને જરાક ધક્કો લાગતાં જ તેના દેહપિંજરનો ભૂક્કો થઇ જશે એમ લાગતું હતું.

મેં તેને કહ્યું: "મહારાજ! મને આજ..."

તેનાથી બોલી શકાતું નહોતું, એટલે તેણે માત્ર આંગળી ઊંચી કરીને બાજુના ખંડમાં જવા ઈશારત કરી.

એ ખંડમાં વળી કોઈ બીજા અત્યંત વૃદ્ધ પુરુષ હશે એમ મને લાગ્યું. પણ ના! ત્યાં કોઈ વૃદ્ધ હતો જ નહિ. ત્યાં તો એક કાળા મૃગચર્મ ઉપર એક અપૂર્વ સૌંદર્યશાલિની યુવતી બેઠી હતી અને તેણે કાળાં વસ્ત્રો પહેર્યાં હતાં. તેના સૌંદર્યના પ્રકાશથી તે આખો ઓરડો પ્રકાશમાન થઈ રહ્યો હતો. પરિધાન કરેલાં કાળાં વસ્ત્રોથી તે અત્યંત દીપી નીકળતી હતી.

તે યુવતી સાથે કેવી રીતે અને શી વાત કરવી તેની હું કલ્પના પણ કરી શકયો નહિ; જાણે મારી જિહ્વાની શક્તિજ હરાઈ ગઈ હોય એમ હું મૂગો બની ગયો.

કેટલીક વાર સુધી હું ત્યાં ઊભો જ રહ્યો, પરંતુ મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ!

મને સ્તબ્ધ ઊભો રહેલો જોઈને તે યુવતીએ મને પૂછ્યું: "આપને શું જોઈએ છે?"

અહા! કેવો મંજુલ સ્વર! સ્વર્ગમાંની અપ્સરાઓનું વીણાવાદન પણ એટલું મધુર નહિ હોય! તેનો સ્વર સાંભળતાંજ મારું હૃદય શાંત થયું. આટલા દિવસ દિલમાં જે દારુણ વેદના થતી હતી, તે એક ક્ષણમાં કોણ જાણે ક્યાંય ચાલી ગઈ.

તે સુંદરી પુનઃ મધુર સ્વરે મારી પ્રત્યે બોલી: "શું આપને ભય લાગે છે? આપને શું જોઇએ છે, તે મને કહો. જેને જે જોઇએ તે હું આપું છું."

શું માગવું? અંતઃકરણમાં લાખ્ખો વાસનાઓ જાગૃત થઇ. છેવટે મનમાં વિચાર્યું કે જેને જે જોઇએ તે આ સુંદરી આપી શકે છે અને તેનુંજ દર્શન મને પ્રાપ્ત થયું છે તો મારી કોઇ પણ વાસના અણપૂરી નહિ રહે.

સુંદરીએ મને પુનઃ પૂછ્યું: "કહો, હવે આપને શું જોઈએ છે?"
ધૈર્યપૂર્વક મેં ઉત્તર આપ્યો: "મને તુંજ જોઇએ છે!"
"ઠીક; મને ખુશીથી લઇ જાઓ!"

એમ કહીને તે બે ડગલાં મારી સમીપે આવી. તેના ઓષ્ઠ મને ચુંબવાને તત્પર થયા. તેણે પોતાના બેઉ કર મારા બેઉ ખભા ઉપર સ્થાપિત કર્યા અને પૂછ્યું: "મારૂં નામ તમે જાણો છો?"

મે કહ્યું: "ના!"
"મારૂં નામ મૃત્યુદેવતા!"
"કશી ફીકર નહિ! તારી અપાર શક્તિ જ મારી મનઃકામના પૂરી કરે તેમ છે!"
અને તેના શીતલ ઓષ્ઠ યુગલે મારા લલાટ પ્રદેશને સ્પર્શ કર્યો...
અહાહા! કેવી અવર્ણનીય શાન્તિ! શાન્તિથિર ગેહિની તે શું આ જ સુંદરી નહિ હોય!*

——o——

# સૌન્દર્યઃ–ભાવનાકુસુમ

ચૈતન્યકુમાર કાષ્ઠમુનિ

(મન્દાક્રાન્તા)

આષાઢીલી મન ભર રમે વ્યોમમાં વાદળીઓ,
નર્તન્તી ને ઉપવન વિષે ઉઘડે વા કળીઓ,
લાવણ્યોની કુદરત કરે છાંટી એ રંગ—લીલા,
એનાં પાનો નયન કરતાં ગાત્ર ઘેલાં રસીલાં. (૧)

હેમે રંગ્યાં ગિરિશિખર એ દિવ્ય હિમાદ્રિ કેરાં,
રાજે છાજે—લલિત ભભુકા-છાંટણાં ત્યાં અનેરાં;
એ સૌન્દર્યો તરલ[૧] વિરલે-યા નિશા-સ્વપ્નજાળ[૨]
સૌન્દર્યોનાં નયન કરી લે પાન મીઠાં રસાળ. (૨)

સૌન્દર્યો તો કુસુમ ઝુલતું ચારૂ શું ઓસબિન્દુ,
[૩]સ્પર્શ-ડંખે ઝરતી ન શકે [૪]પ્રેયસીનો મુખેન્દુ,
મ્હારી ચારૂ લલિત કુમળી અંગુલિ શું રમું ત્યાં,
તેજોરાશિ વરદ વપુના આ પીતાં એ દમું ના? (૩)

(અનુષ્ટુપ્)

ભાવના છેઃ—કલ્પના છેઃ—સૌન્દર્ય વસ્તુતઃ નથી,
અસ્પૃશ્ય તેજનું સ્વપ્ન પામવું સસ્તું તો નથી.

---

* એક નોર્વીજિયન કથાને આધારે.

૧ ચપળ. ૨ પરમ રસદર્શનનો સાક્ષાત્કાર.

૩ સ્પર્શનો છેલ્લો અક્ષર બે માત્રાનો ગણી લંબાવવો. ૪ પ્રિયતમા.

# પ્રકૃતિદર્શન×

ન્યુવરેલિયા,
જુલાઈ તા. ૧૮

પ્રિય બહેન,

**સ**મુદ્રની સપાટીથી ૭ હજાર ફીટની ઊંચાઈએ આવેલા નૈસર્ગિક સૌંદર્યના ધામથી, રાત્રે સાત વાગે, કડકડતી ઠંડીમાં બેસી આ પત્ર લખું છું.

ગઈ કાલે સવારે અમે કોલમ્બોથી કેન્ડી આવ્યા. સ્ટેશનની બહાર નીકળતાં જ જે દ્રશ્ય મારી સન્મુખ ઉપસ્થિત થયું તેણે મને એટલો મુગ્ધ બનાવ્યો કે અહીં જ આવીને રહેવું તેવો હર્ષ–ઊભરાતા મારા હૃદયે નિશ્ચય કરી લીધો. પરંતુ તે સમયે તો તે જીવનની વિષમ જરૂરિયાતોથી અલિપ્ત હતું. પ્રજ્ઞાના તત્ત્વજ્ઞાનનો તેને જરાય સ્પર્શ ત્યારે થયો ન હતો. માત્ર પ્રકૃતિના પરમ આનંદસ્રોતમાં તે નિમગ્ન બન્યું હતું.

હું શું વર્ણન કરું? મારી પાસે શબ્દો નથી. આવું અદ્ભુત વર્ણન શબ્દથી શક્ય હશે કે કેમ તેય મને તો શંકાસ્પદ લાગે છે. શક્ય હશે તોય આવા મહાભવ્ય દર્શનની સુંદરતા એક આછા ચિત્રમાં ઉતારી શકાય તે કરતાં વધારે જીવન્ત પ્રતિબિંબિત કરવી–મને તો અસંભવિત ભાસે છે. છતાંય મારા હૃદયભાવોને વ્યક્ત કરવા, એક આછું શબ્દચિત્ર આલેખવા હું યથાશક્તિ પ્રયત્ન કરીશ.

અત્યારે તો ન્યુવરેલિયાને આગળ ઉપર રાખી કેન્ડીની જ વાત કરીએ. યુરોપિયનો તો કેન્ડીને 'એડન'–સ્વર્ગબાગની ઉપમા આપે છે. છતાં ન્યુવરેલિયાના ગિરિપ્રદેશ સમીપ તેનું સૌંદર્ય ઉતરતું લાગે છે. પરંતુ આ તુલના મૂકી દઈ કેન્ડીનો સ્વપર્યાપ્ત વિચાર કરીએ તો ઉપનામ યથાર્થ જ લાગે છે. પ્રકૃતિ સામ્રાજ્યના એક સાહજિક વિકાસ દર્શનથી તમને તેનો ખ્યાલ આવી શકશે. કેન્ડી જાણે હજી હમણાં જ ખીલેલું બાલગુલાબ; ન્યુવરેલિયા ભરયૌવનમાં વિલસતું પુર્ણ વિકસિત ગુલાબ.

કેન્ડીના સારા પ્રદેશમાં ગમે ત્યાં ઊભા રહી એક જ વાર ચોપાસ દૃષ્ટિ ફેંકી આંખો બંધ કરો. અને તમારા મન પ્રદેશમાં ઉદ્ભવતી સૌંદર્યસૃષ્ટિમાં નિમજ્જ થતાં તમને લાગશે કે તમો પ્રકૃતિ માતાના સોહામણા તરુમંદિરમાં ઊભાં છો. ચારે તરફ દૃષ્ટિ પહોંચી શકે ત્યાં સુધી નિત્યવર્ષાની ભીનાશે ચમકતાં, હજાર દોઢ હજાર ફીટની ઊંચાઈ સુધી પ્રસરતાં, ગોળાકારમાં વિંટળાયલાં, ગાઢ લીલુડાં, વસન્તનાં પ્રફુલ્લ ઉપવનો દૂર દૂર વાદળાંને સ્પર્શતાં પથરાઈ

× સ્વીત્ઝર્લૅન્ડ કે યુરોપની અન્ય રમણીય ભૂમીનાં, કાશ્મીરની પ્રકૃતિ લીલાનાં, દૃશ્ય ને પ્રવાસવર્ણનો ગુજરાતે ખૂબ અનુભવ્યાં છે. પણ એડન (નંદનવન)નું ઉપનામ પામતાં, લંકાનાં સ્વર્ગીય દૃશ્યોનાં શબ્દચિત્રો હજી તેને નથી મળ્યાં.

ત્યાં વસતા એક ગુજરાતી વિદ્યાર્થી બન્ધુએ અમને ઉપરનું રસિક દૃશ્ય-વર્ણન લખી મોકલ્યું છે. તેની ભાષા કંઇક શબ્દાલંકૃત ને સંસ્કૃતપ્રચુર છતા તે એવા ભાવને ને રસને વહે છે કે તેને બદલવાનું સાહસ અમે નથી વહોર્યું.
તંત્રી

રહ્યાં છે. એ વનોની વિશાળતા અપ્રમેય છે; ગીચતા નિઃશેષ અખણ્ડિત છે. ક્યાં હશે એ અગણિત તરુઓનાં મૂળ? ને શા સારૂ ઉદ્ભવી હશે એ ભવ્ય વનરાજિ?

ગહનતાના નિગૂઢ હૃદયને અજવાળતા પ્રજ્ઞાના સુકાન્ત પ્રકાશમાં પ્રત્યુત્તર સ્ફુરે છે....

ગામની ચારે બાજુ અખંડ ગિરિમાલા વીંટાઈ રહી છે. તેનો અશેષ વિસ્તાર વિધવિધ ગીચ વૃક્ષોથી પૂર્ણપણે આચ્છાદિત છે. પરંતુ આશ્ચર્ય! ખડકનો એક ટુકડો પણ આખા ગિરિપ્રદેશ પર દ્રષ્ટિગોચર થતો નથી. એટલી બધી ગીચ અને વિરાટ છે વૃક્ષરાજિ. દોઢેક હજાર ફીટની અભેદ્ય દિવાલ રચતો આ વર્તુલાકાર વનપટ એટલો નિબિડ, એટલો વિરાટ અને વિસ્તૃત છે કે માનવીની કલ્પનાય તેને ગ્રહણ કરી શકે કે કેમ તે આ વાસ્તવદર્શન પૂર્વે મને અસંભવિત લાગ્યું હોત. નિજઋતુના નાટ્યપ્રયોગ માટે અનન્તકાળના શ્રમ પછી વસન્તે રચેલી ભવ્યતમ ઉપવનરાજિની રંગભૂમિની તે જાણે સૌંદર્યગેલરીજ નહોય શું! અને નિસર્ગલાવણ્યથી નીતરતું કેન્ડી તે રંગભૂમિની મધ્યમાં રહેલી પ્રેક્ષકભૂમિ જ ન હોય જાણે!

આવાં ગિરિવનોમાં થોડીક થોડીક ઊંચાઈએ નાના નાના રસ્તાઓ બનાવેલા છે. રસ્તાઓ કૃત્રિમ નમૂનાના છતાં તેમના વિધાતાની સૌંદર્યભાવનાએ પરિપૂર્ણ રચાયા હોઈ સમસ્ત પ્રકૃતિની સાથે મળી ગયેલાજ લાગે છે. અથવા તો પછી પ્રકૃતિની સાગરવિરાટ ભવ્યતામાંજ આ બિન્દુસમ કૃત્રિમતા નિમજ્જ થઈ જતી હશે. ગમે તેમ હો. પણ નૈસર્ગિકતા જરા પણ ખંડિત થતી હોય તેવું લાગતું નથી. રસ્તાઓ પર અંતરે અંતરે નાની નાની કુટિરો વેરાયલી છે, ને ત્યાં પ્રકૃતિલાવણ્ય અને માનવીની કલાભાવનાનો મનોહર સંગમ સંપૂર્ણ થતો દષ્ટિગોચર થાય છે.

આ વનપ્રદેશોમાં નાળિયેરી, ખજુરી, તાડ, ફર, પાઈન અને રબર પ્રમુખ વૃક્ષો અત્યંત વિપૂલતા ધરાવે છે. અર્ધા જેટલા પ્રદેશ પર લીલા મખમલની જીવન્ત પ્રતિકૃતિશા ચાના બગીચા પથરાયલા છે. ચા, રબર, અને નાળિયેરી સીલોનની પ્રધાન સંપત્તિ છે.

કેન્ડીનાં મકાનો મુંબઈનાં જેવાં સાતસાત માળનાં અને ગીચોગીચ નથી; સામાન્યતઃ એકજ માળનાં હોય છે. અને એ માળથી વધારે તો ભાગ્યે જ હશે. ઘરનો આકાર કુટિર જેવો હોય છે. દરેક ઘરની આસપાસ ઘર કરતાંય વિશાળ બગીચો આવેલો હોય છે. બગીચામાંનાં ફૂલછોડ, લતાઓ તેમજ નાળિયેરી, તાડ, ખજુરી આદિ વૃક્ષો એટલાં બધાં ગીચ પથરાયાં હોય છે કે અંદરનું ઘર તો તેમાં વિલીન થઈ જતું ભાસે. ટોચના પ્રદેશમાં નાળિયેરી જેવાં ઊંચાં વૃક્ષોનાં વિશાળ પત્રો લાંબાં લાંબાં ફેલાઈ ઘરપર લીલુડા ચંદરવા રચે છે. સર્વતોમુખી ગીચતાને લઈ સૂર્યનો પ્રકાશ બહુ ઓછો પ્રવેશ કરી શકે છે. અને ઉપર તેમજ નીચેની પર્ણરાજિનાં અખૂટ જૂથોમાં ગૃહકુટિરો તો છેક સંતાઈજ થાય છે.

સર્વત્ર પથરાયલી આવી ઉદ્યાનરાજિ એક સળંગ ઉપવનનું દશ્ય ઉત્પન્ન કરે છેઃ જ્યાં વૃક્ષરાજિ ગૃહો કરતાં પ્રધાન સ્થાન ભોગવે છે. મારી સમક્ષ તો તેના દર્શને શકુન્તલાના પ્રથમ અને ચતુર્થ અંકોમાં આલેખાયલ તપોવનનું પ્રકૃતિદર્શન તાદશ્ય થાય છે.

પૃથ્વી પર પથરાયલી આ તરુરાજિ ગિરિમાલા પર વિસ્તરતાં વનો કરતાં કંઈક ઓછી વિપૂલ હશે છતાં બન્ને વચ્ચે કશી ત્રુટિ નથી. આખું દશ્ય એક અને અવિભાજ્ય રહે છે. આરસ જેવા સ્વચ્છ—અને વિશાળ રસ્તાઓ સિવાયની અખિલ પૃથ્વી હરિયાળી વનસ્પતિથી છવાયલી છે. છૂટી છૂટી ગૃહકુટિરો અને રસ્તાઓ હરિયાળી અને બગીચાઓની

લીન બને છે. વનસ્પતિ, ઘરો, બગીચાઓ, રસ્તાઓ-પૃથ્વી પરનું સઘળું પર્વતમાલા પર પથરાયલાં વનોની સામ્રાજ્ઞી લીલાશમાં એકરૂપ બને છે.

કેન્ડીથી પાચ માઈલ દૂર એક મહાઉદ્યાન આવેલું છે. શું તેનું સૌંદર્ય! એનું બાહ્ય-સ્વરૂપ અનિવાર્ય અલ્પ કૃત્રિમતા ધરતું છતાં કલાભાવનાએ રસાર્દ્ર હોઈ નિસર્ગની અંતરંગ ભાવના સાથે તે અદ્દ્‌ભુત એકતા સાધે છે. અલૌકિક છે એની તરુવિપૂલતા; અમાપ છે એની ભવ્ય વિશાળતા. વસુંધરાના નંદનવનસમા વિરાજતા આ ઉપવનમાં ઠેર ઠેર ઊડતા ફુવારાઓ, શીતલ છાયા પ્રસારતા લતામંડપો, ઊંચે માથા પર અભેદ્ય પુષ્પગૃહો, ગાઢ કુંજ-નિકુંજો, શ્રી વિતાન રચતા તરુમંડપથી પર્ણકુટિરો અને આહ્‌લાદક તુષાર ઉડાડતાં કલકલ વહેતાં ઝરણાં અનેરી શોભા અર્પી કેન્ડીના વસન્તવનમાં સામ્રાજ્ઞીશી વિલસતી આ પ્રકૃતિદેવીની સિંહાસન-વાટિકાને સંપુર્ણતાની પરિસીમાએ અધિષ્ટિત કરે છે અને ઉપવનને ત્રણે બાજુ વીંટતી સરિતાસામ્રાજ્ઞી મહાવેલી, તેની અધિષ્ટાત્રી દેવીશી,-ઉલ્લાનદ્વિપ કલ્પરચતી, આ પરમ ભવ્ય પ્રકૃતિમંદિરને સૌંદર્યનો અંતિમ ઉઠાવ આપતી વિહાસી રહે છે.

કેન્ડીના બજારની એક બાજુએ એક ગિરિખંડની તલેટીમાં અખંડ વૃક્ષાવલિથી વીંટાયલું એક બાંધેલું સરોવર આવેલું છે. તેના નીલસલિલપટ પર કિનારાની વનરાજીનું જીવન્ત ચિત્ર વાયુલહરીએ બદલાતું, પ્રકાશ અને છાયામાં રમતું, છતાં પૂર્ણ એકતા સાચવતું, પ્રતિબિમ્બિત થઈ સદાય વિરાજી રહે છે. પાસે આવેલી એક ટેકરી પર વેસ્ટપાર્ક નામક એક નાની છતાં સુંદર વાટિકા આવેલી છે. વાટિકાનું પોતાનું સૌંદર્ય વસ્તુતઃ બહુ નથી. પરન્તુ ત્યાંથી નીચે પથરાતા સરોવર અને તેને તીરે ઝૂકી રહેલી સઘન તરુરાજિ અને ચોપાસ પ્રસરતો ગિરિવનપ્રદેશ જે ઓર અલૌકિક સૌંદર્યમાં વિલસતાં દ્રષ્ટિમાન થાય છે તેને લઈ તે વાટિકાએ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

સુરમ્ય પ્રભાત હતું. નિશાને પુષ્ટિ આપતી ગાઢ ધુમસ હજુ હમણાં જ ઓછી થઈ હતી. નિત્યવર્ષાનાં જલબિન્દુએ ઉષાના સામ્રાજ્યમાં પ્રાણ પૂર્યો હતો. ચારે બાજુ ગિરિમાલા પર વિસ્તરતાં વનો-ઉપવનો, મારી ચોમેર વીંટળાયલી પર્ણરાજિ, સરોવરતીરે પથરાયલી વૃક્ષાવલિ, પૃથ્વીપર વેરાયલી ગૃહકુટિરો, તેમને આચ્છાદતા બગીચાઓ,-સર્વ કાંઈ વર્ષાની ભીનાશે ચમકતાં હતાં. રસનીતર્યું વાતાવરણ આનન્દે વિલસતું હતું. ઊંચે માથાપર જલધર વ્યોમપ્રવાસ કરી રહ્યાં હતાં. અખિલ સૃષ્ટિ નવચેતન અને ઉલ્લાસે ઊભરાતી.

એકાએક વાદળાંના તિમિરવરણને ભેદીને ભાસ્કરદેવ પ્રગટ્યા. તેમના તેજવર્તુલમાંથી ફૂટતાં દિવ્યભર્ગ પૃથ્વીને અજવાળી રહ્યાં. તરુરાજિની 'ભીની તેજસ્વીની લીલાશ' સુવર્ણ પ્રકાશે ઝળહળી રહી. પર્ણઘટામાં બાલકિરણોએ નૃત્ય આદર્યું. ભૂમિનો કણેકણ તેજસ્સ્વરૂપ બની ચમકી રહ્યો. અદ્રિશૃંગોને ભેટતાં પયોધર એ સોનેરી પ્રકાશના વિદ્યુતસ્પર્શે અગ્નિશાં ભભૂકી ઊઠ્યાં. વિશ્વ સમસ્ત શબવત્ ઠંડા વાતાવરણમાં ઉષ્મા પ્રેરતા સ્નેહરશ્મિના જીવન્ત તેજે ઝળહળી રહ્યું.

અને સ્તબ્ધ વાતાવરણમાં, ઉપર વ્યોમવિહાર કરતાં વર્ષાજલદ નીચે, અને ગગનચુંબી ગિરિશિખરો પર્યંત વિસ્તરતા અખંડ તરુપટે રચ્યા વર્તુલખંડની મધ્યમાં, ગાઢ વૃક્ષાવલિથી વીંટાયલા, નીલમમાળાની મધ્યમાં લટકતા શનિ શા સોહામણા સરોવરના નીલવારિપટ પર સમયે એક નૌકા જલવિહાર કરી રહી હતી.

બાલચન્દ્ર.

# યામુનાચાર્ય

"ઊર્મિલ"

**બારમી** શતાબ્દિમાં યામુનાચાર્ય ઉપનામ આલવન્દાર સ્વામી નામક એક મહા વિલક્ષણ પુરુષ થઈ ગયા છે. શ્રી રાજમ્ અય્યરે પોતાના "રેમ્બલ્સ ઇનિ વેદાન્ત" નામક ગ્રંથમાં તેમનું ચરિત્ર આપ્યું છે.

વૈષ્ણવ સંપ્રદાયના પ્રધાન આચાર્ય શ્રી નાથમુનિ (ઈ. સ. ૮૫૦–૯૨૦). તેમનું બીજું નામ રંગનાથ પણ હતું. તેઓ એક સિદ્ધહસ્ત મહાપુરુષ હતા. ભારતમાં તેમણે સર્વત્ર યાત્રા કરી હતી. અને શેષજીવન શ્રી ગોવર્ધન પર્વતની સમીપની એક ગુફામાં વ્યતીત કર્યું હતું. વ્યાસ અને શુકદેવ પછી લુપ્ત થયેલા ગૌડ વેદાન્તનું જેમ ગૌડપાદાચાર્યે પુનઃ ઉદ્ધરણ કર્યું હતું, તેમ દ્રાવિડ વેદાન્તનો આ નાથમુનિએ પુનરોદ્ધાર કર્યો હતો. અને તે છેક કાશ્મીર સુધી પ્રચલિત હતો. સંસ્કૃતમાં નાથમુનિના 'ન્યાયતત્ત્વ' અને 'યોગરહસ્ય' એમ બે ગ્રંથોનો ઉલ્લેખ વેદાન્ત ઉપદેશિકાચાર્ય શ્રી વેંકટનાથે (૧૨૬૯–૧૩૨૦) પોતાના 'ન્યાય-સિદ્ધાંજન"માં કર્યો છે.

આ સુપ્રસિદ્ધ નાથમુનિના પુત્ર ઈશ્વરમુનિના પુત્ર એ આપણા ચરિત્રનાયક યામુનાચાર્ય. ઈશ્વરમુનિ યામુનાચાર્યની દશ વર્ષનીજ વયે અવસાન પામ્યા હતા. અને એ અરસામાંજ શ્રીનાથમુનિએ સંન્યસ્ત લીધેલું હોવાથી તેમનું લાલનપાલન તેમનાં દાદી તથા માતાએ કર્યું હતું. તેમનો જન્મ ઈ. સ. ૯૧૬ની લગભગ સુપ્રસિદ્ધ મદુરામાં થયો હતો. મદુરા નગર તે વખતે પાંડયરાજાઓની રાજધાની હતું. યામુનાચાર્ય બાલ્યાવસ્થાથીજ પ્રખર બુદ્ધિવાન હતા. તે વખતના સુપ્રસિદ્ધ શ્રી. ભાષ્યાચાર્ય પાસે તેમણે વિદ્યાધ્યયન કર્યું હતું. તેમની વિદ્યાર્થી તરિકેની કારકિર્દી સૌથી વધુ ઉજ્જવળ છે. માત્ર બાર વર્ષની નાની વયમાંજ તેમણે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી લીધું હતું. એ સમયે એક વિલક્ષણ ઘટના બની ગઈ હતી. જેના પરિણામે તેઓ પાંડયરાજાના અર્ધરાજ્યના સત્તાધિશ બની શક્યા હતા. જે વખતે તેઓ ગુરુને ત્યાં અભ્યાસ કરતા હતા તે વખતે પાંડયરાજાની સભામાં વિદ્વજ્જન કોલાહલ નામક એક દિગ્વિજયી પંડિત બિરાજતા હતા. રાજાને તે પંડિત પ્રત્યે અનહદ માન હતું. અને તેથી કોલાહલ પંડિત શાસ્ત્રાર્થમાં પરાજિત થનાર પંડિતોને ખૂબ પજવતો. તેમની પાસેથી તે વાર્ષિક કર પણ લેતો. યામુનાચાર્યના ગુરુ ભાષ્યાચાર્યને પણ એ કર આપવો પડતો.

એક વખત અર્થાભાવના કારણે ભાષ્યાચાર્ય બે ત્રણ વર્ષનો કર ચૂકવી શક્યા ન હતા. એટલે કોલાહલ પંડિતે એક પાર્ષદને તેમને ત્યાં કર વસુલ કરવા મોકલ્યો. કર્મસંજોગે તે દિવસે ભાષ્યાચાર્ય કોઈ કાર્યનિમિત્તે બહાર ગયા હતા, અને પાઠશાળાનું કાર્ય સર્વથી વધુ શ્રેષ્ઠ વિદ્યાર્થી યામુનના હસ્તક હતું. પાર્ષદે ત્યાં આવી તુચ્છ શબ્દોમાં ભાષ્યાચાર્ય માટે પૂછ્યું અને કરની ઉઘરાણી કરી. તેનો અશિષ્ટ વ્યવહાર યામુનથી સહન ન થતાં તેણે પણ કોલાહલ માટે કડક શબ્દોમાં ટીકા કરી પાર્ષદને એમને એમ પાછો કાઢ્યો; ઉપરાંત કોલાહલ પંડિતની

ઇચ્છા હોય તો તેની સાથે શાસ્ત્રાર્થ કરવાની પણ તત્પરતા બતાવી પાર્ષદ તો આ બાળકને એમ વર્તતો જોઈ આશ્ચર્યચકિત થયો અને પાછા ફરી તેણે મીઠુમરચુ ભેળવી કોલાહલ પંડિતને સર્વ કાંઈ જણાવ્યુ કોલાહલ પંડિત એ સાભળતાજ ચચળ થઈ ઊઠયો તરતજ તેણે રાજદ્વારા શાસ્ત્રાર્થનુ કહેણ મોકલ્યુ યામુનાચાર્ય તો તૈયારજ હતા પોતાના આ પ્રકારના વર્તનથી સહજ ગભરાઈ ઊઠેલા ગુરુને આશ્વાસન આપી તેઓ તરતજ રાજા તરફથી આવેલ પંડિતોચિત સન્માન સહ શિબિકારૂઢ થઈ ધામધૂમ પૂર્વક રાજસભા તરફ સિધાવ્યા ગુરુ ભાષ્યાચાર્ય પણ શિષ્યમંડળ સહિત ત્યા શુ થાય છે તે જોવા ગયા તેમના ગભરાટનો તો પાર ન્હોતો

કોલાહલ પંડિતના તેજમા અજાયલા રાજાને યામુનાચાર્યમા કાંઈ ખાસ ન લાગ્યુ તેણે તો તેને બાળકજ ગણ્યો પણ તેની વિદુષી રાણીને યામુનને નિરખતા જ તેમના પર અજબ શ્રદ્ધા ઉત્પન થઈ તેણે તો ધારી લીધુજ કે આ મેધાવી બાળક જરૂર અભિમાની કોલાહલને પરાજિત કરશે, તેમજ તે રાણીએ તો વાદવિવાદમા રાજાની સમક્ષ પણ પણ લીધુ કે જો યામુન પરાજિત થશે તો પોતે રાજાના દાસની પણ દાસી થઈ જશે રાજાએ પણ પ્રતિવાદમા પણ લીધુ કે જો યામુન કોલાહલને પરાજીત કરશે તો પોતે તેને પોતાનું રાજ્ય અર્પણ કરશે કોલાહલ પંડિતે તો રાણીને મૂર્ખ માની તેને મશ્કરીમા ઉડાવવા માડી, પણ રાણીએ તો મક્કમ સ્વરે કહ્યુ "પંડિતરાજ! તમારા દિવસો હવે ભરાઈ ચૂક્યા છે આ બાળક તમને જરૂર પરાસ્ત કરશે"

પછી શાસ્ત્રાર્થ શરૂ થયો પ્રજાજનો, અમલદારો, વિદ્વાનો વિગેરેથી રાજસભા પરિપૂર્ણ હતી કોલાહલ પંડિતે પ્રથમ યામુનાચાર્યને ન્યાય, વૈશેષિક આદિ અનેક દર્શનશાસ્ત્રો પર ગૂઢ પ્રશ્નો પૂછયા સર્વના આશ્ચર્ય વચ્ચે યામુનાચાર્યે ક્ષણનો પણ વિલબ ન કરતા તરત જ તે સર્વ પ્રશ્નોના યોગ્ય ઉત્તરો વાળી દીવા તેમની વિદ્વતા જોઇ સર્વ આશ્ચર્યચકિત બની રહ્યા ગુરુ ભાષ્યાચાર્યે પણ આશ્ચર્ય તેમ હર્ષની મિશ્ર લાગણી અનુભવી કોલાહલને પણ અતરમા તો એ બાળકની પ્રખર વિદ્વતાથી ગભરાટ વછૂટયો પણ બહારથી આડબર બતાવતા તેણે યામુનને પ્રશ્નો પૂછવા કહ્યુ યામુને કહ્યુ 'પંડિતરાજ! બહારથી હસતુ વદન રાખવા પ્રયત્નશીલ છો, પણ મનનો ઉદ્વેગ અણુપરખ્યો નથી રહેતો ઠીક આપની આજ્ઞાનુસાર હવે આપને હુ કૈક પૂછુ અસ્તિપક્ષમા ત્રણ વિધાનો હુ આપની સમક્ષ રજુ કરુ છુ એ ત્રણ વિધાનોને જો આપ નાસ્તિપક્ષમા સિદ્ધ કરી શકો તો હુ મને ખુશીથી પરાજિત માનીશ" અને તેમણે નીચે પ્રમાણે પોતાના ત્રણ વિધાનો રજુ કર્યા —

(૧) કોલાહલ પંડિતની માતા હુ કહુ છુ કે વધ્યા નથી, પણ તમે તે વધ્યા છે એવુ સાબિત કરી આપો-તેનુ ખડન કરો

(૨) હુ કહુ છુ કે પાડયાધીશ ધર્મશીલ છે, પણ તમે તેનુ ખડન કરો

( ) રાણી સતી સાવિત્રીની જેમ સાધ્વી-પતિવ્રતા છે, પણ તમે મારી એ પ્રકારની માન્યતાનુ ખડન કરો.

પ્રશ્નો સાભળતા જ કોલાહલ પંડિત ગભરાયા તેઓ કૈં પણ ઉત્તર વાળી શકયા નહિ છાયા તેમના વદન પર છવાઈ રહી

યામુને કહ્યું; " પંડિતરાજ ! આપે શીઘ્ર ઉત્તર વાળવા જોઈએ. આમતો રાજસભાનો સમય વ્યર્થ જાય છે. "

પણ પંડિતરાજ શું ઉત્તર વાળે ? પોતાની માતા વન્ધ્યા છે એવું તે શી રીતે સાબિત કરી આપે ? તેમજ સમગ્ર ભારતમાં ધર્મશીલ મનાતા પાંડયાધિશને તે ધર્મશીલ નથી એમ શી રીતે કહી શકાય ? સતી સાધ્વી રાણીને પણ અસતી સાબિત કરવા માટે તેમની પાસે એક પણ સાધન ન હતું. વાઢો તો લોહી ન નિકળે એવા એ થઈ ગયા. રાજસભા ખડખડાટ હસી પડી. રાણીને તો હર્ષ પણ માતો નથી." આલવન્દાર " કહી તેણે તે જ ક્ષણે યામુનને સંબોધ્યા,આથી યામુનાચાર્ય એ નામથી પણ ઓળખાય છે. રાજાએ અનેક વખત સૂચના આપ્યા છતાં કોલાહલ પંડિત જ્યારે ઉત્તર ન વાળી શકયા ત્યારે પરિણામે રાજાએ યામુનાચાર્યનો વિજય જાહેર કર્યો. અને લીધેલા પણ અનુસાર તેમને અર્ધું રાજ્ય અર્પણ કર્યું. યથાયોગ્ય સન્માન પામી સર્વની ઇચ્છા થતાં યામુનમુનિએ પોતે રજુ કરેલાં વિધાનોના ખુલાસા સ્પષ્ટ કરવા માંડયા. પ્રથમ પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું કે શાસ્ત્રની પ્રસિદ્ધ ઊક્તિ અનુસાર એક ઝાડ બાગ થઇ શકતું નથી, એ પ્રમાણે એક પુત્રવાળી માતા માતા કહેવાતી નથી. કોલાહલ પંડિત તેમની માતાને એકના એક પુત્ર હોવાથી તેમની માતાને વન્ધ્યા પણ કહી શકાય.

બીજા પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું: " राजा राष्ट्रकृतं पापम् "અનુસાર પ્રજાનાં પાપ રાજાને પણ ભોગવવાં પડતાં હોવાથી દરેક રાજાની જેમ પાંડયાધિશને પણ અધર્મશીલ કહી શકાય."

ત્રીજા પ્રશ્નનો ઉત્તર સાંભળવા તો સર્વ ટમટમી રહ્યાં હતાં. રાજારાણી માટે તો એ પ્રશ્ન મૂંઝવણભર્યો થઈ પડયો હતો.તે પ્રશ્નના ઉત્તરમાં યામુને કહ્યુ: " લગ્ન વખતે સ્ત્રીને વરુણ, અગ્નિ, ઈંદ્ર આદિ દેવતાઓને સમર્પિત કરવામાં આવે છે. તેથી તે અપતિવ્રતા છે એમ અપવાદરૂપે પણ કહી શકાય. "

આમ ઉપરોક્ત ઉત્તરો સાંભળી સર્વત્ર પ્રસન્નતા છવાઈ ગઈ. કોલાહલ પંડિતે પણ ત્યાર પછી સમજીને મિથ્યાભિમાન ત્યજી દીધું.

રાજવૈભવમાં ગુંથાયા પછી યામુનમુનિની અવસ્થા નાની હોવા છતાં તેમણે રાજપ્રબંધ ઘણી દક્ષતા તેમજ ચાતુરીપૂર્વક કર્યો. તેમના દયા, દાન, દીનતા, ન્યાય આદિ સદ્‌ગુણોથી ઓતપ્રોત સ્વભાવથી સર્વત્ર પ્રજા સુખસંતોષમાં જીવન વ્યતીત કરવા લાગી. યામુનમુનિએ સૌથી પહેલાં દેશમાં બ્રાહ્મણો પાસેથી લેવાતા સર્વ પ્રકારના કર બંધ કરી દીધા.

* * *

શ્રી નાથમુનિએ મરણ સમયે પોતાના શિષ્ય પુંડરીકાક્ષને આજ્ઞા કરી હતી કે પોતાના મતનું રહસ્ય પોતાના પૌત્ર યામુનને અર્પણ કરવું. પુંડરીકાક્ષ તે કાર્ય પૂર્ણ કરી શક્યા નહિ પણ મૃત્યુ પહેલાં તેમણે એ કાર્ય પોતાના પટ્ટશિષ્ય રામમિશ્રને સોંપ્યું હતું. રાજવૈભવમાં ગૂંથાયલા યામુનને મળવાનું કાર્ય રામમિશ્રને માટે સહજ વિકટ હોઈ એમણે એક યુક્તિ રચી. રાજાના રસોઇઆને સાધી એમણે રોજ તાજી ભાજી યામુનના માટે મોકલવા માંડી. યામુનને તે ભાજી ખૂબ માફક આવી ગઈ એટલે એક દિવસ રામમિશ્રે જાણી જોઈને રોજ થઈ પડેલા એ નિત્યક્રમમાં અંતરાય પાડયો. અંતે રાજાની તરફથી તપાસ થતાં તે રાજાની સમક્ષ હાજર થયા.

રામમિશ્રને નિહાળતાં જ યામુનના હૃદયમાં એક પ્રકારની વિલક્ષણ પણ અણજાણી ભાવના ઉત્પન્ન થઈ. સાંસારિક બંધનો પર તેમને આસક્તિ તો હતી જ નહિ, પણ આજ તો તેમણે પહેલવહેલી એના તરફ સહજ ઘૃણા અનુભવી. રાજવૈભવમાં ગૂંથાઇ પોતે પોતાની કોઈ મુલ્યવાન વસ્તુ વિસરી ગયા છે એમ તેમને લાગ્યું. રામમિશ્રે તેમને ઉપદેશ આપ્યો; અને શ્રી નાથમુનિએ સોંપેલો એક ખજાનો તમને આપવાનો છે કહી સાથે લીધા. રસ્તામાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ગુટકામાંથી 'मामेकंशरणंव्रज' એ વાકયમાં સમાયલો ભગવત્ પ્રપત્તિનો મર્મ રામમિશ્રે તેમને સમજાવ્યો. આમ કરતાં તેઓ શ્રી રંગનાથજીના મંદિરમાં આવ્યા. અને 'તમને સોંપવાનો ખજાનો આ રહ્યો ' કહી રામમિશ્રે મૂર્તિ સામે અંગુલિનિર્દેશ કર્યો. યામુન મુનિનું અંતરપટ ખુલી ગયુ. રામમિશ્ર પાસે તેમણે દીક્ષા લીધી, પછી એમની પાસેથી અને શ્રી નાથમુનિના એક અન્ય શિષ્ય શ્રી કુરૂકાધિનાથ પાસે યોગવિદ્યાનું જ્ઞાન મેળવ્યું. આમ શ્રી નાથમુનિનો જ્ઞાન રૂપી વારસો શિષ્યો દ્વારા યામુનાચાર્યમાં ઊતર્યો.

દીક્ષા લીધા પછી યામુનમુનિનુ જ્ઞાન ખૂબ વિસ્તૃત બની ગયું. પ્રથમ સંપૂર્ણ સંસ્કારો ખીલી ઊઠ્યા. પછી તેમણે નીચેના ગ્રંથો લખ્યાઃ

(૧) સિદ્ધિત્રય (૨) સ્તોત્રરત્ન (૩) ગીતાર્થ સંગ્રહ (૪) પુરુષ નિર્ણય (૫) આગમ પ્રામાણ્ય, અને (૬) કાશ્મીર આગમ પ્રામાણ્ય.

યામુનાચાર્યના અનેક શિષ્યો હતા, પણ તેમાં વીસ મુખ્ય હોઈ તેમાંય પાંચ પટ્ટશિષ્યો હતા. અનુક્રમે તે અરઅર (તેમનો પુત્ર), કાંચીપૂર્ણ, ગોષ્ટીપૂર્ણ, માલાકાર અને મહાપૂર્ણ. સર્વને તેમણે વિવિધ વિદ્યાઓ જેમકે સહસ્રગીથી, સંપ્રદાયની મંત્રવિદ્યા, અંતિમ પુરુષાર્થનું સ્વરૂપ, દ્રવિડ પ્રબંધ, અને પાંચશાસ્ત્ર-શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ અને પાંચરાત્ર આગમ એમ વિદ્યાઓ શીખવી હતી.

સુપ્રસિદ્ધ રામાનુજાચાર્યના પણ એ ગુરુ સમાન હતા. પોતાના મૃત્યુ સમયે યામુનમુનિએ રામાનુજને બોલાવવા ખાસ મહાપૂર્ણ સ્વામીને મોકલ્યા હતા. પણ તે આવીને મળી શકે તે પહેલાંજ એમનુ અવસાન થયું હતું. તેમની અંતિમ ત્રણ વાંછનાઓ રામાનુજ દ્વારા પૂર્ણ થવા પામી હતી. આમ યામુનાચાર્ય આર્યાવર્ત વિષે જ્ઞાનગૌરવ સમી એક મહાતેજસ્વી વિભૂતિ તરિકે ઝળકી ગયેલ છે. નમસ્કાર હો તેમને.

—o—

# રૂશિયાની કેળવણીપ્રથા

ચ. મ.

રૂશિયામાં કેળવણીનું દષ્ટિબિંદુ મુખ્યત્વે કરીને ક્રાન્તિ તરફ ઢળેલું હોય છે. ત્યાં સમાજવાદની સર્વતોમુખી સેવા કરવામાં જ કેળવણીનું ખરૂં મહત્ત્વ સમાએલું ગણાય છે. અક્ષરજ્ઞાનથી, રમતગમતથી અને શાળાજીવનને લગતી બીજી સર્વ પ્રવૃત્તિઓથી પોતાનાં બાળકો ઉપર દેશના ઉત્તમ નાગરિકો બનવાના સંસ્કારો પડે એ તરફ ત્યાં ખૂબ લક્ષ અપાય છે. એકલી શાળામાં જ આવી જાતની કેળવણી મળે છે એમ નથી. શાળાજીવનની બહાર પણ જુદી જુદી પ્રવૃત્તિઓ વડે આ સંસ્કારો મજબૂત કરવાના પ્રયત્નો થાય છે. આવી જુદી જુદી પ્રવૃત્તિઓ કલબો, યુવકમંડળો કલામંદિરો, નાટક, સિનેમા, રેડિયો, બાગબગીચા અને રમતગમતનાં મેદાનોમાં ચાલી રહે છે.

રૂશિયામાં ક્રાન્તિ પછી બધી જૂની ઘરેડોને સંપૂર્ણપણે નાબૂદ કરી દેવામાં આવી છે.

પહેલાં ઝારની આપખુદ સત્તા નીચેનાં ત્રણ મહત્ત્વનાં બળો ઉપર ટકી રહી હતી. એક આપખુદ-નિરંકુશ-રાજસત્તા, બીજું, રૂઢીચુસ્તપણું (ઑર્થોડૉક્સી) અને રાષ્ટ્રભાવના (નૅશનાલિઝમ). હવે નવી રાજસત્તા—મજૂર રાજસત્તા—ખેડૂતો અને મજૂરોને માટે ઘડાએલી છે. ગરીબતવંગરના ભેદોનો તદ્દન નાશ કરવાનું મુખ્ય દષ્ટિબિંદુ તે સેવે છે. ઝારની સત્તા રૂઢીચુસ્ત હતી; જ્યારે નવી સત્તા રૂઢીઓને નાબૂદ કરનારી ને જૂની ધાર્મિક માન્યતાઓનો સમૂળો નાશ કરવામાં માનનારી છે. ઝારની સત્તા પોતાના દેશની—પોતાના રાષ્ટ્રની—ખાતર કામ કરવામાં ગૌરવ માનતી, જ્યારે આ નવી સત્તા તો સમદષ્ટિથી દુનિયાભરનાં સમસ્ત રાષ્ટ્રોની ખાતર પોતાનું બળ ખર્ચવા મથે છે.

મજૂર સત્તાએ નવી જ દષ્ટિએ કેળવણીની પ્રથા યોજી છે. તેમાં તેમણે ઝારના સમયની જૂની પ્રથાને લક્ષમાં લઈને આગળ પ્રગતિ કરી છે. અહીં કેટલાક તફાવતો જોઈ લઈએ: જૂની શાળાઓમાં ધાર્મિક શિક્ષણ ઉપર ખૂબ લક્ષ અપાતું, તેને બદલે નવી સત્તાએ શાળાઓમાં ધાર્મિક શિક્ષણને નાબૂદ કરી લૌકિક શિક્ષણ પર જ ખૂબ ધ્યાન આપ્યું છે. જૂની શાળાઓમાં ન્યાતજાત ને ગરીબતવંગરના ભેદો મજબૂતાઈથી પાળવામાં આવતા હતા, જ્યારે નવી શાળાઓ તો ન્યાતજાત કે ગરીબતવંગરના ભેદ વિના સર્વેને માટે જ ખુલ્લી મૂકાય છે. હા, ખાસકરીને ખેડૂતો ને મજૂરો તરફ ત્યાં વધુ ધ્યાન અપાય છે. જૂની શાળાઓમાં લૅટિન-વગેરે જૂની ભાષાઓના જ્ઞાન ઉપર ખૂબ ભાર મૂકવામાં આવતો હતો, પણ હવે નવી શાળા તો વિજ્ઞાન અને વ્યાવહારિક વિષયોનું જ મહત્ત્વ આંકે છે. જૂની શાળામાં સહશિક્ષણ સદંતર બંધ હતું, જ્યારે નવી શાળામાં સહશિક્ષણ એ તો સહજ ને અનિવાર્ય મહત્ત્વનું મનાય છે. જૂની શાળાઓમાં વિદ્યાર્થીમંડળો વગેરે તરફ તિરસ્કારની લાગણી બતાવાતી હતી, જ્યારે નવી શાળામાં તો વિદ્યાર્થીઓ પોતે પોતાનાં મંડળો રચી આગળ વધે એને શિક્ષણનું એક મહત્ત્વનું અતિ ઉપયોગી અંગ ગણવામાં આવે છે.

" રૂશિયાની આજની કેળવણીપ્રથામાં ખાસ કરીને એમ માનવામાં આવે છે કે શિક્ષણ અને રાજકારણને જુદાં પાડી દેવાં ન જોઈએ. ઊલટું, શિક્ષણ એવું હોવું જોઈએ કે જે રાજકારણ માટે વિદ્યાર્થીને તૈયાર કરે. ત્યાં ન્યાતજાત ને ગરીબતવંગરના ભેદ કાઢી નાખી મજૂર સરકારને સાથ આપે એવા, સમદષ્ટિવાળા નાગરિકો, તૈયાર કરવાનું શાળાઓનું મુખ્ય કર્તવ્ય મનાય છે. આથી ત્યાં સત્તર વર્ષનાં છોકરા અને છોકરીઓને કેળવણી ફરજિયાત અને મફત આપવામાં આવે છે. દરેક જણ આ કાયદાને પાળી શકે તેટલા માટે સરકારને ખર્ચે દરેક વિદ્યાર્થીને ખોરાક, કપડાં, જોડા ને ચોપડીઓ વગેરે પૂરાં પાડવામાં આવે છે. સત્તર વર્ષ પછીની ઉમરનાંને ધંધાદારી શિક્ષણ અપાય છે. મજૂરી કરનાર વર્ગને પણ ઉચ્ચ શિક્ષણનો લાભ મળી શકે એવી ગોઠવણ પણ કરવામાં આવે છે. ત્યાં સંગ્રહસ્થાનો, નાટ્યગૃહો, સિનેમા વગેરેને મજૂર સરકારનાં પ્રતિષ્ઠા વધારનાર સાધનો રૂપે ગણવામાં આવે છે. ત્યાં થતી એકેએક પ્રવૃત્તિદ્વારા પ્રજામાં નવી મજૂર સરકારને માટે માન ઉપજે એવું ખાસ દષ્ટિબિંદુ રખાય છે. જાહેર અધિકારીઓ આ બધી પ્રવૃત્તિઓ ઉપર કડક રીતે દેખરેખ રાખે છે.

અહીં જરા વધારે સ્પષ્ટતાથી રૂશિયાનાં કેળવણી વિષયક જુદાં જુદાં અંગોની સમાલોચના જોઈ લઈએ.

### નાનાં બાળકોની માવજત

રૂશિયામાં છેક નાનાં બાળકો તરફ પણ પૂરતું લક્ષ અપાય છે. ત્યાં ચોક્કસપણે એમ મનાય છે કે છેક નાનપણથી યોગ્ય કેળવણી મળી હશે તો જ મજૂર સરકારને સાથ આપનાર ઉત્તમ નાગરિકો તૈયાર થઈ શકશે; અને આથી જ ત્યાં નાનાં બાળકો માટેનાં બાળગૃહો રચાયાં છે. ઉપરાંત ચોકખા દૂધ માટેની મફત દુકાનો, માતાઓ અને બાળકોની તબિયત માટે જરૂરી સલાહ સૂચનાઓ મફત મળે માટે દવાખાનાં તથા બાળકોનું આરોગ્ય સચવાય તે'માટે જુદી જુદી મર્દાની પ્રવૃત્તિઓ-રમત ગમતો-યોજાય છે.

### શાળાએ જતાં પહેલાં

રૂશિયામાં ત્રણ વર્ષની ઉમ્મરે બાળકને કિન્ડરગાર્ટનમાં દાખલ કરવામાં આવે છે. ત્યાં બાળક આખો દિવસ રહે છે, ચોવીસે કલાક બાળક રહી શકે એવી ગોઠવણ પણ ત્યાં હોય છે. કિન્ડરગાર્ટનમાં ફ્રોબેલ કે મોન્ટેસોરીની પદ્ધતિઓ પળાતી નથી; કારણ ત્યાં એમ મનાય છે કે એ પદ્ધતિઓ પરદેશી ને કૃત્રિમ હોવાથી મજૂર સરકારના સિદ્ધાંતોને બંધબેસતી આવી શકે તેવી નથી. આથી ત્યાં શારીરિક પ્રવૃત્તિઓ-રમત ગમતો-સામુદાયિક પ્રવૃત્તિઓ પર ભાર મૂકાય છે. અને આ પ્રવૃત્તિઓ કરતાં કરતાં બાળકો જૂની ધર્માંધ માન્યતાઓને વહેલી તજી દે એવી દષ્ટિએ આખી વ્યવસ્થા રચાય છે. સન ૧૯૩૧માં રૂશિયામાં આવી રીતે અસંખ્ય બાળકોને કેળવણી અપાઈ હતી.

### પ્રાથમિક કેળવણી

પ્રાથમિક કેળવણી માટે રૂશિયામાં ચાર વર્ષનો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. ૮ થી ૧૨ વર્ષનાં છોકરા ને છોકરીઓ માટે ફરજિયાત શિક્ષણનો કાયદો પળાય છે. આ ફરજિયાત શિક્ષણના કાયદાનો અમલ એટલી ચોક્કસ રીતે કરવામાં આવે છે કે ટૂંક સમયમાં સમસ્ત રૂશિયામાંથી નિરક્ષરતા દૂર થઈ જશે એવી માન્યતા રખાય છે. જે બાળકો કોઈ ખાસ કારણને લીધે ફરજિયાત શિક્ષણના કાયદામાંથી અપવાદ પામી શકે છે તેમને

માટે, ૧૧ થી ૧૫ વર્ષ સુધીના માટે, ખાસ શાળાઓ ચલાવાય છે. ત્યાં તેઓને આગળના ઉચ્ચ શિક્ષણ માટેની તૈયારી કરાવાય છે.

## માધ્યમિક કેળવણી.

માધ્યમિક કેળવણી માટેનો અભ્યાસક્રમ ૩ વર્ષનો છે. એ અભ્યાસક્રમમાં સામાન્ય હાઇસ્કૂલોની પેઠે સર્વ વિષયોનું સામાન્ય જ્ઞાન અપાય છે; પણ એ જ્ઞાન અપાતાં ભવિષ્યમાં વિદ્યાર્થી ગમે તે ધંધાદારી વિષયોની ઉચ્ચ તાલીમ માટે તૈયાર થાય એ ખાસ દૃષ્ટિ રખાય, વ્યવહારુ તાલીમ ( પ્રેક્ટિકલ વર્ક ) અપાય છે.

કેટલીક હાઇસ્કૂલોમાં વધારાનો, બે વર્ષનો અભ્યાસક્રમ હોય છે. આ બે વર્ષમાં વિદ્યાર્થીઓને કૉલેજ, કારખાનાં અને ઓફીસો માટેના કામોની તાલીમ અપાય છે.

જે વિદ્યાર્થીઓને સામાન્ય હાઈસ્કૂલોમાં ભણવું નથી હોતું તેમને નવી પદ્ધતિએ કારખાનાં કે વ્યાપારી પેઢીઓમાં તાલીમ મળે તેવી ગોઠવણ કરવામાં આવે છે.

ગામડાંમાં ખેડૂતો માટે સાત વર્ષનો અભ્યાસક્રમ હોય છે. ત્યાં તેમને ખેતીવાડીનું શાસ્ત્રિય ને વ્યવહારુ જ્ઞાન અપાય છે. રૂશિયામાં ૧૯૩૭માં આવી લગભગ પાંચ હજાર શાળાઓ હતી. ને તેમાં ૭ લાખ ખેડૂતોએ તાલીમ મેળવી હતી. કારખાનાં સાથેની પાંચસો શાળાઓ હતી, જેમાં ત્રણ લાખ વિદ્યાર્થીઓએ ધંધાદારી જ્ઞાન મેળવ્યું હતું.

સાત વર્ષનો અભ્યાસક્રમ પૂરો કર્યા બાદ વિદ્યાર્થીને વ્યાપાર, ચિત્ર ને શિલ્પકલા, નાટ્યકલા, નૃત્યકલા, સંગીત, બાળકોની માવજત, સમાજસેવા, શિક્ષણ વગેરેની ઉચ્ચ કેળવણી મળે તેવી ગોઠવણ હોય છે. ૧૯૩૧ માં આવી ઉચ્ચ કેળવણી આપતી ત્રણ હજાર શાળાઓ રૂશિયામાં હતી ને તેમાં ૭ લાખ કરતાં વધુ વિદ્યાર્થિઓએ શિક્ષણ મેળવ્યું હતું.

## ઉચ્ચ કેળવણી

ઉચ્ચ કેળવણી માટે ત્યાં કોલેજો અને જુદા જુદા વિષયો માટેની જુદી જુદી સંસ્થાઓ હોય છે. ત્યાં વિદ્યાર્થીઓને રીસર્ચ માટે તૈયાર કરવામાં આવે છે. આવી સંસ્થાઓમાં મર્યાદિત સંખ્યામાં જ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. ખેડૂતો ને મજૂરોનાં બાળકોને પ્રથમ પસંદગી અપાય છે. આ ઉચ્ચ સંસ્થાઓમાં વિજ્ઞાન ને ગણિતનું ઉચ્ચ જ્ઞાન એવી દૃષ્ટિએ અપાય છે જેથી તેઓ ઔદ્યોગિક પ્રવૃત્તિએ ને ખેતીવાડી માટે નિષ્ણાત થઈ શકે. આવી ઉચ્ચ સંસ્થાઓ લગભગ એકસોપચીસ છે. તેમાં એકવીસ યુનિવર્સીટીઓનો સમાવેશ થાય છે, ને તેમાં લગભગ એક લાખને સડસઠ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

# ઈશ્વરનો બોલ

ઈ. ન.



વ્યાસ સ્થિતિચૂસ્તતાના અભેદ્ય દુર્ગ-સમા હતા. સુધારકોની જેહાદ સામે તેણે એકલે હાથે વર્ષો સુધી લડત ચલાવી હતી. વ્યાસ ક્રિયા-કાંડી પણ ગજબના હતા. ધાર્મિક વિધિઓનું તત્ત્વ તે બરાબર સમજતા નહીં, પણ તેમણે નક્કી કર્યું હતું કે જીવનમુક્તિનો માર્ગ ક્રિયાકાંડના મર્મો સમજવાથી નહીં પણ ચૂસ્તપણે ક્રિયાકાંડના નિય-માનુસાર વિધિઓ કરવાથી જ સાંપડવાનો છે.

લોક-કહેતી હતી કે વ્યાસનું ખાનગી જીવન બહુ પવિત્ર ન હતું.

પણ વ્યાસ ડુંગળી કે લસણ જેવાં ધર્મ-શાસ્ત્રોએ નિષેધ કરેલાં ફળ કદી ન ખાતા: ન ખાતા એટલું જ નહીં, પરંતુ કોઈ ઉછાંછળો યુવક ડુંગળી-લસણ ખાઈ એમની સમીપ જતો તોય તેની ધૂળ કાઢી નાખતા.

છતાંય કેટલાક જાણકારો કહે છે કે વ્યાસનો ડુંગળી-લસણ સામે-જેટલો ઉગ્ર વિરોધ હતો તેટલો વિરોધ તેમને સુરાપાન સામે ન હતો.

દશ વર્ષથી ઉપરની ઉંમરની કોઈપણ કન્યા જરા છૂટથી ફરતી-રમતી વ્યાસની નજરે ચડતી તો તેમને સમાજના નૈતિક બંધનોનો ઉચ્છેદ થતો હોય તેમ લાગતું. "છોકરીઓ જો વધારે છૂટ લેવા માંડશે તો સમાજ ટકશે કેમ ?" એ તેમની કાયમી મૂંઝવણ હતી.

પણ એ બાબતમાંય જાણકારોનું કહેવું છે કે, વ્યાસને પોતાને બૈરીઓ સાથે મીઠી મશ્કરીનો સંબંધ બાંધવામાં હરકત નહતી.

વ્યાસનાં જીવન અને વિચાર વચ્ચેના દેખીતા આવા વિરોધાભાસથી કેટલાક તેમને દંભી કહેતા, કોઈ પાખંડી ગણતા; કોઈ ધૂર્ત માનતા. પણ વ્યાસના સ્વભાવની સૂક્ષ્મતા-પૂર્વક સમીક્ષા કરનારને તે એ ત્રણમાંથી કશું ન લાગતા.

વ્યાસ હતા વેદિયા, પૂરેપૂરા વેદિયા ! સુરાપાન અને પરસ્ત્રી મૈત્રીના વિરોધ બાબત શાસ્ત્રોમાં ( વ્યાસનાં શાસ્ત્રો એટલે તેમનો ક્રિયાકાંડ ) એટલો ભાર ન હતો, જેટલો-ડુંગળી-લસણ ન ખાવા પર અને ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિની વાત પર હતો.

વર્ષોની ટેવથી વ્યાસ સાચેસાચ માનતા થઈ ગયા હતા કે તેમનાં સંધ્યા, હોમ, હવન ઈત્યાદિને બળે તે જરૂર સ્વર્ગ પામવાના છે.

સવારમાં વહેલા ઊઠી વ્યાસ નદીએ જતા. શૌચ-સ્નાનાદિથી પરવારી તે નદીની નજદીકના જ શિવાલયમાં બે કલાક સુધી પૂજન કરતા. કપાળમાં ત્રિપુંડ, ગળામાં મેલી જનોઈ ઉપરાંત રુદ્રાક્ષની માળા, અને માથે ચોટલા જેવડી ચોટલી વ્યાસજીનાં વ્યક્તિત્વનાં ખાસ ચિન્હો હતાં. જળધારીમાંથી ટપકતું પાણી અને વ્યાસજીનાં મુખમાંથી ટપકતું મહિમ્ન સ્તોત્રનું સંગીત ધાર્મિક દૃષ્ટિ જતી કરીએ તો પણ કલાત્મક તો લાગતું જ.

સવારના ચાર કલાક નદીકાંઠે અને શિવાલયમાં ગાળ્યા પછી વ્યાસજી ઘેર જતા. વ્યાસજી ઘેર પહોંચે ત્યારે બે પાંચ બ્રાહ્મણો તેમની રાહ જોતા બેઠા જ હોય. બ્રાહ્મણો તેમની રાહ જોતા હશે કે તેમની સાથે પીવા મળતા રગડા ચાની રાહ જોતા હશે તે કહી શકાય તેમ નથી.

બપોર સુધીમાં જમી પરવારી વ્યાસજી તેમનાં યજમાનોમાં કથા-વાર્તા કરવા કે ટેલ-ટપ્પા મારવા નીકળી જતા. અને સાંજે દીવા થયા પછી ઘેર પાછા ફરતા.

કોઈ પ્રસંગે સપ્તાહ બેસતી કે એવા કોઈ અનિવાર્ય પ્રસંગ સિવાય વ્યાસજીનો આ દરરોજનો નિયતક્રમ હતો.

વ્યાસજીનો જીવનનિર્વાહ યજમાનવૃત્તિ પર જ ટકતો એવું કંઈ ન હતું. વ્યાસજીના કોઈ મોટા દાદાએ સુંદર રીતે પ્રભુ-પૂજન કર્યાથી તેમને વારસામાં બે સાંતી જમીન મળેલ, જેની વાર્ષિક બે હજાર રૂપિયા આવક આવતી. આ આવકને જોરે વ્યાસજી અન્ય કર્મકાંડીઓમાં માન પામતા અને નાતીલાઓને જરૂર પડયે કડવાં વેણ પણ સંભળાવી શકતા. કેટલાક સુધારક કહેવડાવતા યુવકો પણ તેમનાથી થોડા ઘણા દબાતા. વ્યાસજીની આંખની શરમ લગભગ બધાને લાગતી.

*

વ્યાસજીનું પ્રથમ લગ્ન અઢાર વર્ષની વયે થયું હતું. શ્રીમતી વ્યાસજી આપમેળે વિચાર કરતાં શીખે એ પહેલાં જ તેમના પર શ્રી. વ્યાસજીએ તેમના પોતાના વિચારો લાદી દીધા હતા.

આ પત્નીથી વ્યાસજીને બે પુત્રી-રત્ન સાંપડયાં હતાં. પણ તેમને પુત્ર ન હતો, તેથી "પુત્ર વિના શ્રાદ્ધ કોણ કરશે?" એ ચિંતામાં વ્યાસ દિવસ ને રાત નિમગ્ન રહેતા.

પુત્રીઓના જન્મ પછી દશેક વર્ષ સુધી તેમણે પુત્રનું મ્હોં જોવાની આશા સેવ્યા કરી હતી. પણ એ બે પુત્રીઓ પછી તેમને ત્રીજું કંઈ સંતાન થયું જ નહીં.

વ્યાસજી મૂંઝાયા.

"પુત્ર વિના મૃત્યુ થશે તો હું રૌરવ નર્કમાં કાયમને માટે ડૂબ્યો રહીશ," એ ખ્યાલથી તે ખૂબ પીડાવા લાગ્યા.

ધીમે ધીમે તેમની એ ચિંતાનો ચેપ તેમનાં પત્નીને પણ લાગ્યો. દીકરી એમને ખૂબ વહાલી હતી. પણ એ તો ગમે તેમ તોય પારકું ધનને! દીકરા વિના ઘડપણની લાકડી કોણ?

સતત વિચારને અંતે પતિ-પત્નીએ નક્કી કર્યું કે ઘરમાં નવી વહુ લાવવી. પત્નીને શોક્યનું સાલ ઘરમાં પેસે તે ગમતું નહતું. પણ દીકરો મેળવવાની લાલસા જબ્બર હતી. વ્યાસજીને તો બે સ્ત્રી થાય તેમાં કશી અડચણ ન હતી. ધર્મમાં તેનો ક્યાં બાધ હતો?

વ્યાસ ફરી પરણ્યા.

પછી તો વ્યાસ દરરોજ દીકરો આવવાની રાહ જોવા લાગ્યા, પણ નવીને દીકરો ન જ આવ્યો. અરે, દીકરી ય ન આવી ! જુનીને તો દીકરીયે હતી. નવી તો વંધ્યા નીકળી !

વ્યાસજીના જીવનનો રસ ઊડી ગયો. પણ થાય શું ? બે સ્ત્રી જીવતાં ત્રીજી કરવા જતાં ફજેત બનવું પડે. અને હવે તો વ્યાસજીની અવસ્થા પણ ચાળીશ વર્ષની થવા આવી હતી.

નવી કજિયાળી હતી. જુની સાથે તે દરરોજ ઝઘડો કરતી. જુની તેને ખુલ્લે ખુલ્લું મેણું મારતી, "જારે, વાંઝણી ! તેં તો અમારો ભવ બગાડચો !" નવી પર ફેંકાયલું આ અસ્ત્ર ખુદ વ્યાસજીને ઘાયલ કરી દેતું.

વ્યાસ દિનપ્રતિદિન દુબળા થતા જતા.

બીજીવારનાં લગ્ન પછી થોડાં વર્ષ સુધી તો વ્યાસજી શિવાલયમાં મહિમ્ન સ્તોત્ર બોલતાં મનમાં દીકરાની યાચના કરતા; પણ પછી તો તેમણે એ યાચના બંધ કરી નવીજ પ્રાર્થના કરવી શરૂ કરી હતી.

શિવલિંગ સમીપ અર્ધમીંચેલ નેત્રે ઊભી તે મનમાં બોલતા, " હે, દેવ ! આ ઘરડી શોક્યોને મારી નાખ ! મારી નાખ ! સંહારના એ દેવ ! મારી નાખ ! મારી એટલી અરજ સુણ. એમને ગયે હું સુખી થઇશ. અને તને તારો એક વધારે ભક્ત મળવા પણ સંભવ. માટે, હો રૂદ્ર ! અજમાવ તારી વિનાશક શક્તિ મારી બને વૈરીઓ પર, અને જલ્દી લાવ તેમનો અંત; એટલે હું એક વ્યાધિમાથી છૂટું અને મોકળે મને તારી ભક્તિ કરી શકું."

પણ વ્યાસજીની બને પત્નીઓનાં શરીર જોતાં શિવ તેની પ્રાર્થના સાંભળતા હોય તેમ ન લાગતું.

છેવટે શકર સામે ત્રાગું કરવા વ્યાસજીએ પંચકેશ રખાવવાનું શરૂ કર્યું. વ્યાસજીનાં સ્વરૂપની ભદ્રિકતામાં દાઢીવી ઉમેરો થયો. દૂરથી તે કોઇ તપસ્વી જેવા લાગતા. તેમની આંખની અંદરનો અસંતોષ અને નશો તો બારીકાઇથી જોયે જ જણાતો.

વ્યાસજી પીસતાલીસ વર્ષના થયા અને શકરે તેની પ્રાર્થના સાંભળી હોય તેમ તેની બંને પત્નીઓ થોડે થોડે અંતરે પંચત્વ પામી.

વ્યાસજીની બને પત્નીઓનાં મૃત્યુથી સૌ કોઈ તેના પ્રત્યે સહાનુભૂતિ બતાવવા લાગ્યું. તેની બે દીકરીઓ પરણીને સાસરે રહેતી એટલે વ્યાસને બહુ હેરાનગતી ભોગવવી પડશે એમ સહુ કોઇ કહેવા લાગ્યું.

વ્યાસને તો પત્નીનાં મૃત્યુથી હૃદયમાં આનંદ થયો. તેમણે તો કન્યાની શોધ આદરી પણ દીધી. ખૂબ રખડયા. નાતને ઘેરેઘેર ફરી વળ્યા; પણ દાઢીવાળા અને ચિંતાને અંગે ગાલમાં ખાડા પડી જવાથી સાઠ વર્ષના લાગતા વ્યાસજીને દીકરી દેવા કોઈ તૈયાર ન થયું.

થોડા ઘણા પૈસાની લાલચને માટે પણ કોઈ તેમને કન્યા દેવા ન આવ્યું; તો પછી, "આપણો ભાણેજ. ( જો અવતરશે તો ) બે સાંતીનો ગરાસદાર બનશે," એ લાલચ કાજે .. કોઈ તેમને કન્યા દેવા ક્યાંથી જ આવે ?

વ્યાસજીના દાદાને જમીન મળેલી ત્યારે એવી શરત થયેલ કે, વ્યાસના વંશજો જ જમીનનો ઉપભોગ કરી શકે. વ્યાસ નિર્વંશ જાય તો જમીન રાજ્યને પાછી મળે.

વ્યાસને કન્યા ન મળવાનાં બીજાં પણ ઘણાં કારણો હતાં. વ્યાસની ઉંમર મોટી હતી એ એક કારણ ખરું. પણ વ્યાસથી ય મોટા પરણ્યાના દાખલા કયાં ઓછા છે? વ્યાસની બાબતમાં તો એવું બનેલ કે, વ્યાસને સંબંધ હતો નાતનાં ઉચ્ચ ગણાતાં ઘર સાથે. પોતે પૈસાદાર હતા એટલે નાતમાં કેટલા પૈસાદાર તેની જ ગણત્રી રાખતા પણ આ વર્ગમાંથી કોઇ પોતાની કન્યા વ્યાસને આપવા તૈયાર થાય તે અસંભવિત હતું.

મોટી ઉમરે પરણવું હોય તો તો નાતના એક જુદા જ વર્ગ સમક્ષ જવું પડે છે.

વ્યાસ પૈસાદાર હોવા સાથે લોભી પણ હતા. આ લોભવૃત્તિને લીધે જ તેમણે કન્યાની શોધમાં દલાલો રોકવાની જરૂર ન્હોતી જોઈ. પોતાનાં ઉચ્ચ કુળ અને પોતાને ત્યાં થયેલ બ્રહ્મ-ભોજન પર મુસ્તાક રહી તેમણે કન્યા મેળવવા પ્રયત્ન આદર્યો હતો.

પણ આ દીકરી-દલાલોની ગેરહાજરીથી વ્યાસને નાતમાં કયાં કયાં છોકરીઓ છે એ બાબત પાકે પાયે ખબર ન પડતી એટલું જ નહીં, પણ જો કોઇ ઠેકાણે વ્યાસનું ચોકઠું બેસે તેમ લાગતું તો આ દલાલો જ એ તોડી પાડતા. તેમની દલાલી ચૂકવ્યા સિવાય જો દરેક વૃદ્ધ વર પરણવા લાગે તો તેમનું શું થાય?

આમને આમ પાંચ વર્ષ વીતી ગયાં; અને વ્યાસના બધા વાળ વ્યાધિમાં શ્વેત થઈ ગયા.

દલાલોએ છાપાંઓ દ્વારા વ્યાસ વિરૂદ્ધ જબ્બર વિરોધ જગાવ્યો હતો.

"સાઠ વર્ષે પરણવા તત્પર બનેલા ભૂદેવ." એવાં મથાળાં બાંધી તેમણે વ્યાસને વગોવવામાં કંઇ બાકી ન રાખ્યું.

છેવટે દલાલો સાથેનાં યુદ્ધમાં વ્યાસજી હાર્યા. તેમનું ધ્યેય દલાલોને મ્હાત કરવાનું ન હતું, પણ વહુ મેળવવાનું હતું. જો આ દલાલોની સહાયથી તે બની શકે તેમ હોય તો શા માટે તેમની મદદ ન સ્વીકારવી?

વ્યાસે દલાલોની મદદ માગી.

દલાલોએ કહ્યું, "હવે તો બાજી હાથથી ગઇ છે. અમે જ તમારી વિરૂદ્ધ પ્રચાર કર્યો છે એટલે હવે કંઇ કરતાં આકરૂં પડે તેમ છે."

પણ દલાલો મોંઘા થાય તેનો રસ્તો તો નીકળી શકે. વ્યાસજીએ બે હજાર રૂપિયા દલાલીના ઠરાવ્યા.

દલાલોએ શોધખોળની આવશ્યક ધમાલને અંતે-ધમાલ કરવી પડે એટલે; બાકી તો તેમનાં લીસ્ટમાં આવાં નામો ગમે તે ઘડીએ તૈયાર હોય છે જ-એક મા-બાપ વિનાની બેન-બનેવીને આશરે રહેતી, ચૌદ વર્ષની છોકરીનો સંબંધ વ્યાસજી સાથે કરાવી દીધો.

વ્યાસજીએ બે હજારનું ઘરેણું કરવું, એક હજાર લગ્નમાં ખરચવા અને બે હજાર કન્યાના બનેવીને આપવા એવી શરતો નક્કી થઈ.

કન્યા પાસે એક ઉત્સાહી યુવક પહોંચી ગયો અને તેને પૂછ્યું, "બેન, તમારે આ બુઢ્ઢાને પરણવું છે?"

છોકરી ચૂપ રહી.

"બોલો, તમારા પર જરા પણ બળજબરી થતી હોય, કે તમારી ઈચ્છા વિરૂદ્ધ તમને પરણાવતાં હોય તો અમે તમારાવતી લડવા તૈયાર છીએ."

"હું મારી ઇચ્છાથી પરણું છું."

"આ બુઢ્ઢાને?" યુવક જોઇ રહ્યો.

"હા."

"કેમ? કંઇ કારણ?"

"ભાઈ, અનાથોની વહાર કરવાની તમારી વાત સરસ છે. હું પણ એક રીતે અનાથ જ છું. પણ હું આ વરને ન પરણું તો મારું શું થાય? મારી બેન તમને છેતરીને મને ક્યાંક બીજે પરણાવી દેશે."

"તમારી ઇચ્છા હોય તો તમે આ ઘર છોડી શકો છો."

"ના–ના, મારે એવું નથી કરવું. હું તો પરણીશ એટલે મારી બેનના ત્રાસથી છૂટીશ. બુઢ્ઢો વર બેન જેટલો ક્રૂર નહીં હોય. મને પૈસા દઈ ખરીદનાર મારા પરથી મારી બેનનો પાડ પણ ઊતારશેને? તેણે મને પાળી–પોષી, તેની તેને કિંમત મળશે ને?"

"તમારી બેનને પૈસા મળે એટલા ખાતર તમારે દુ:ખી થવું એવું શા માટે?"

"ભાઇ, હું ખરું કહું છું. હું સુખી થઈશ, એકલી રહી આનંદથી જીવીશ."

"બેન, તમને ભવિષ્યનો વિચાર નથી સુજતો લાગતો."

"તો મારે શું કરવું?"

"બેનનું ઘર છોડી અમારાં આશ્રમમાં આવવું."

"ત્યાંથી તો મારી બેન મને પાછી લઇ જશે."

"તમારી બેનનું ઘરમાં જેટલું જોર હોય તેટલું બહાર પણ હોય તેમ જરા ન માનશો."

"બાળાએ વિચાર કરી સાંજે જવાબ દેવાનું કહ્યું.

પણ સાંજ સાંજને ઠેકાણે રહી અને વ્યાસ તો ચોરીછૂપીથી પરણી ગયા.

લગ્ન પછી વ્યાસજીએ જુવાનોની ઠેકડી કરતાં કહ્યું, "બાળા જુવાનિયા. મારી પાછળ તો બહુ લાગ્યા પણ બિચારાનું કંઇ ફાવ્યું નહી. હું તો પરણ્યો અને હવે દીકરો પણ થશે."

*

વડોદરામાં સખ્ત વરસાદ. બધે પાણી પાણી થઇ રહ્યું. લોકોનાં ઘરમાં પાણી ચડવા લાગ્યું. ઓશરીમાંથી લોકો ઘરમાં આવ્યાં તો ત્યાં પણ પાણી. ઘરમાં પટારા પર ચડીને બેઠાં તો ત્યાંય પાણી; બીજે માળ ચડયાં તો ત્યાં પણ પાણી પહોંચ્યું. કામાટી બાગનાં બાવલાંના ઘોડાના પગ પાસે ઘૂમરી ખાઇ અથડાતું પાણી લોકોનાં ઘરમાં કેર વર્તાવી રહ્યું.

લગ્ન પછી પંદરમે દિવસે વ્યાસજી સજોડે વડોદરામાં આવેલા. બાળ-પત્નીને વડોદરાનું જીવન બતાવી તેને ખુશ કરવાની વ્યાસજીની ઇચ્છા હતી.

તે જે ઘરમાં ઉતરેલા ત્યાં પણ પાણી ફરી વળ્યું હતું. વ્યાસજીએ શિવની પ્રાર્થના ખરા હૃદયથી કરી જોઇ હતી પણ પાણી તો વધતું જ જતું હતું. પણ વધવા સાથે વ્યાસની મૂંઝવણ પણ વધતી હતી.

"ક્યાં ગઇ?" વ્યાસજીએ નવોઢાને પૂછ્યું

"કેમ?" વ્યાસપત્નીએ લજવાતાં કહ્યું.

"તારાં ઘરેણાં ક્યાં છે?"

" મારા ટ્રંકમાં."

" એ બધાં પહેરી લે."

" શાં ?"

" શરીર પર હશે એટલું રહેશે. બાકી તો જશે બધું પાણીમાં."

વ્યાસ-પત્નીએ બે હજારનાં આભૂષણો પહેરી લીધાં.

થોડીવાર થઇ અને મકાનનો એક ભાગ પડ્યો. વ્યાસ સજોડે આંકડાબીડી બહાર નીકળ્યા. સામેથી આવતા એક ત્રાપા પર પહોંચવાની તેમની નેમ હતી. પણ એટલામાં તો તેમનાં પત્નીનો પગ લપસ્યો અને તેનો હાથ વ્યાસના હાથમાંથી છટકી ગયો. એ તણાઇ.

વ્યાસ તેની પાછળ કૂદ્યા, પણ એય તણાવા લાગ્યા. ત્રાપા પરથી એક જુવાન દોરડું બાંધી પડ્યો અને વ્યાસને ખેંચી લાવ્યો પણ વ્યાસ-પત્ની તો બિચારી ગઇ જ ! સાથે વ્યાસની સાત હજારની મૂડી અને દીકરો મેળવવાની આશા પણ ગઇ.



આ બનાવ પછી કંઇક દિવસે પેલો યુવક વ્યાસજી પાસે ગયો અને તેને કહ્યું, " જોયું ને બાપા ! ઇશ્વરનો ન્યાય કેવો છે ? એ છોકરી બિચારી છૂટી. અને તમને બરાબર બોધપાઠ મળ્યો."

વ્યાસ સ્વસ્થ ચિત્તે સાંભળી જ રહ્યા.

" તમારા દાખલા પરથી માણસે ઈશ્વરના બોલ પર ઇતબાર રાખતાં શીખવું જોઇએ," યુવકે વાર્તાનો સાર કહેતો હોય તેમ કહ્યું.

"ઇશ્વરનો બોધ તારા જેવા નાસ્તિકો મને શું સમજાવશે. હું ઇશ્વરનો બોલ બરાબર સમજી શકું છું." વ્યાસજીએ રોષને અંગે સ્હેજ ધ્રૂજતા અવાજે કહ્યું.

" શું ?"

" ઇશ્વર-મારો ભોળાનાથ મને કહે છે કે, 'તારી પત્નીને મારી તને પૂરમાંથી જીવાડ્યો છે તે એટલા માટે કે તું ફરી પરણી તારી જમીનનો વારસદાર મેળવ.!"

બિચારો યુવક આ ક્રિયાકાંડી સામે જોઈ જ રહ્યો.

---o---

# મોટાઈનાં દુઃખ

છોટાલાલ માનસિંગ કામદાર

આપણામાંના ઘણાને જગતના મહાપુરુષો-રાજાઓ, સરમુખત્યારો, સેનાપતિઓ રાજદ્વારી પુરુષો તથા ફિલ્મ સ્ટારો ને અપાતાં માનની અદેખાઈ આવે છે. તેઓ માને છે કે તે લોકો આખા જગતમાં સૌથી સુખી છે. પરતુ આ હકીકત સત્યથી વેગળી છે. એક ઘણા ડાહ્યા લેખકે એક વખત ટીકા કરી હતી કે "મોટા પુરુષો જેટલું કોઈ દુઃખી નથી." મોટા માણસોના જીવનની રજેરજની આપણને ખબર હોય તો આપણને તેમની સ્થિતિની દયા આવે અને આપણે અપ્રસિદ્ધ છીએ તે ખાતર ઈશ્વરનો પાડ માનીએ.

મી. એ. જી. ગાર્ડિનરના નીચેના મત સાથે હું સંપૂર્ણ મળતો આવું છું: "કોઈપણ ડાહ્યો માણસ ચમાર થઈ શકે તો તે રાજા થવાનું પસંદ કરશે નહિ. કારણ કે ચમારને બે અમૂલ્ય હક્ક-સ્વતંત્રતા અને અપ્રસિદ્ધ હોવાના-હોય છે, અને રાજાને તો કેદખાનું અને જાહેરાત હોય છે: ફક્ત ફેર એટલો કે આ કેદખાનાની દિવાલો પથ્થરની નહોતાં સંજોગોની હોય છે." મનુષ્યના ભાગ્યમાં કોઈપણ ખરાબમાં ખરાબ વસ્તુ હોય તો તે રાજા થવાનું છે. વસ્તુતઃ આ સ્થિતિ વ્યક્તિગત સ્વાતંત્ર્યનો નકાર છે. રાજાઓના દુઃખ જોતાં જ તમને તેની ખાત્રી થશે પહેલાં તો અમુક પ્રકારનો પોશાક પહેરવો જોઈએ. બધા મહત્વના પ્રસંગોએ રાજાએ અમુક પ્રકારનો શાહી ઝભ્ભો પહેરવો જ જોઈએ. સાદાં કપડાંનો પ્રતિબંધ હોય છે; પ્રસંગોપાત તે કપડાં સંબંધી પોતાની ઇચ્છા મુજબ વર્તી શકે છે પરંતુ એક સામાન્ય મનુષ્ય પોતાની મરજી પડે તે કપડાં પહેરે કે ન પહેરે તેવી સ્વતંત્રતા તેને હોતી નથી. અને તેના કાનમાં ચોવીશે કલાક ગુંજી રહેતા 'રાષ્ટ્રીય ગીત' સંબંધી તમે શું ધારો છો? એક પ્રસિદ્ધ બ્રિટિશ પત્રકારના શબ્દોમાં પોતાને જે સોનેરી પીંજરમાં રહેવાનું છે તેની તે સતત યાદ આવે છે। ગાડીમાં બેસીને ફરવા જવા વિષે તથા સ્વારીમાં નીકળવા વિષે તો જેટલું ઓછું લખાય તેટલું સારું. હજારો આંખો તમારા તરફ તાકી રહે છે તથા તમારી દરેક હિલચાલ પર બારીક દેખરેખ રખાઈને તેનું વિવેચન કરવામાં આવે છે તે જાણવાનું કોઈને ગમે ખરું? તમારી હીલચાલમાં જરા પણ વિચિત્રતા આવી કે તે ચોક્કસપણે અમર થઈ જવાની; કારણ કે તસ્વીર પાડનારાઓ તમારી પાછળ પડ્યા જ હોય છે. તમારી ગાડી ચાલે તેની ફીલ્મ ઉતારવામાં આવે છે અને આખા જગતના લોકો તમારા સ્નાયુની હિલચાલ તથા તમારા ભાષણનો શબ્દ બારીકાઈથી નિહાળે તેવી આશા રાખવામાં આવે છે. ફોટોગ્રાફરના ટોળાની સામે, હૃદયમાં તોફાન જાગ્યું હોય ત્યારે પણ મોઢું હસતું રાખવામાં અસામાન્ય આત્મસંયમની શું જરૂર નથી?

રાજા ઘણીવખત પગેચાલનાર સામાન્ય મનુષ્યની છૂટ મેળવવા ઇચ્છા ધરાવે છે. હેરલ્ડ નિકલ્સન કહે છે કે, "કદિ પણ પગે ચાલવું નહિ-ટોળામાં ધક્કામુક્કી ન કરવી, કદી પણ ધક્કો ન મારવો અને લોકોની પીડ ઘસીને ન ચાલવું તે ખરેખર અસહ્ય છે. હમેશાં

વ્યવસ્થિત, નિયમ પ્રમાણે, હુકમ પ્રમાણે".—આ પરિસ્થિતિનું દુઃખ એ છે કે તેમાંથી છૂટી શકાતું નથી. તે જ લેખકના શબ્દોમાં કહીએ તો 'રાજાના જીવનમાં પણ એવી ક્ષણ આવતી હશે કે જ્યારે તેનું જીવન અસહ્ય બને છે; પણ મારી કે તમારી માફક તે રાજીનામું આપી શકતો નથી. જ્યાંસુધી મૃત્યુ તેની મદદે ન આવે ત્યાંસુધી તે ચલાવી લે છે. તેની અંત્યેષ્ટિ ક્રિયા પણ અમુક રીતે જ થાય છે.' રાજાનું લગ્ન–આથી વધારે વ્યક્તિગત બાબત હોય તેમ હું ધારતો નથી–પણ પ્રધાનોની મરજી અનુસાર થઈ શકે છે. તે પોતાના લોકો અથવા તેમના પ્રતિનિધિઓની સંમતિ લીધા સિવાય પોતાની પ્રેયસીને પરણીને ગૃહજીવનનું સુખ માણી શકતો નથી. એટલે સ્વમાન ધરાવતો કોઈ પણ રાજા આવા બંધનથી મુક્ત થઈને સામાન્ય શહેરીજનના હક્ક ભોગવતો થાય તેમાં કંઈ નવાઈ નથી.

હવે આપણે મહાન સરમુખત્યારો તરફ દૃષ્ટિ ફેરવીએ. તેમનું જગતમાં સૌથી વધારે રક્ષણ થાય છે. તેમના ખૂન થવાનો સંભવ હમેશાં હોય છે. લશ્કરી દેખાવો વખતે, સૈન્યના નિરીક્ષણ વખતે, ઉત્સવો તથા સ્વારી વખતે તેમનાથી થોડે દૂર જ કૃતનિશ્ચય શત્રુઓ હોય છે. છૂપીપોલીસનો આભાર માનો કે ઘણાખરા સરમુખત્યારો હજુ જીવતા છે.

એક અંગ્રેજ પત્રકારે થોડા સમય પહેલાં હિટલરના બર્લિનના નિવાસસ્થાન કૈઝરહોફ હોટેલની મુલાકાત લેતાં તેણે સરમુખત્યારના ટેબલથી થોડાં પગલાં દૂર, ઓરડાના બારણા પાસે, કાળો કોટ પહેરેલા ૭ જાડા મનુષ્યો જોયા. તેમની દરેકની પાસે ભેજે ફૂટે તેવી પીસ્તોલ હતી અને મળવા આવનાર દરેક જણની તેઓ ખૂબ ચીવટથી તપાસ કરતા હતા. નીચેનું વર્ણન વાંચો.

'હિટલરને પોતાના ખાસ અંગરક્ષકો છે. આ અંગરક્ષકોની સંખ્યા એકસો 'બ્લેકશર્ટ' ની છે. તેઓ લોઢાનાં બખ્તર પહેરે છે તથા રાઈફલ પાસે રાખે છે. બે જણ મુખ્ય દરવાજે ઊભા હોય છે. મળવા આવવાના ઓરડામાં તેમનું ટોળું હોય છે. અંદરના ભાગના દરવાજાની કમાન પાસે બે બીજા અંગરક્ષકો ઊભા હોય છે. બીજા બે વાડાના દ્વાર પાસે હોય છે. મકાનની અંદર તથા હિટલરની ઑફીસની નજીક 'ઓટોમેટિક' પીસ્તોલવાળા અંગરક્ષકો ટોળે મળ્યા હોય છે.

હિટલરની મોટરકાર ખૂબ ઝડપી કાળી 'મર્સિડિસ' છે. જાહેર સમારંભોમાં જતી વખતે પોતાના શોફર શેરેકની સાથે તે પોતાની બેઠક લે છે. પાછળની પાંચ બેઠકો પર તેના અંગરક્ષકો બેઠા હોય છે. તેમના ઘૂંટણ પાસે રાઈફલ પડી હોય છે અને તેમના કમર-પટ્ટામાં પોતાની ભેજે ફૂટે તેવી પીસ્તોલ હોય છે. તેમની આંખો બન્ને બાજુનાં ટોળાંની તપાસ રાખે છે. શેરેકની પાસે પણ પીસ્તોલ હોય છે. રસ્તાપરથી મોટર પાસે આવવા ઇચ્છનાર બે વાર ચાલી શકે ત્યાર પહેલાં તો તે ગોળીનો ભોગ થઇ પડે છે.'

મુસોલિની માટે એમ કહેવામાં આવે છે કે તેના રક્ષણ માટે ૨૦૦ માણસોની ખાસ પોલીસની ટુકડી રાખવામાં આવે છે. આ બધા સાદાં કપડાં પહેરે છે. યુનિફોર્મ પહેરેલા માણસોની સાથે તેઓ પણ મુસોલિની પોતાનાં કુટુંબ સાથે રહે છે તે વિલા ટોર્લોનિયાનું રક્ષણ કરે છે. મુસોલિનીની ઑફીસ પ્લાઝો–વેનેઝિયાની પણ તેઓ ચોકી કરે છે. કોઈ અજાણ્યો મનુષ્ય થોડો સમય ત્યાં આંટા મારે તો આ ખાનગી મંડળનો એક સભ્ય જાણે

તેને ત્યાંથી ચાલ્યા જવાનું કહે છે. બોંબથી રક્ષણ કરવા માટે રોમની શેરીના બધા ગટરો સળિયાની જાળીથી બંધ કરવામાં આવ્યા છે. રખેને ટપાલ મારફત મૃત્યુ આવે તે ભયથી મુસોલિની પરના બધા પત્રો તથા પાર્સલો ધ્યાનપૂર્વક તપાસવામાં આવે છે. મુસોલિની આ ચેતવણીને હસી કાઢે છે અને ઘણીવાર પોતાના રક્ષકોને ભૂલથાપ આપી દે છે. પણ તેનો દેશ તેને અનિવાર્ય ગણે છે અને તેના અનુયાયીઓ તેની અંગત સહીસલામતી માટે ખૂબ ચિંતા રાખે છે.

આ મહાપુરુષોની અંગત સહીસલામતી માટે આવી સાવચેતી લેવી પડતી હોય ત્યારે તેઓ પોતાને સુખી માનતા હશે ખરા કે ? તેઓ સત્તાશાળી થયા પહેલાં જેવી ઘસઘસાટ ઊંઘ આવતી તેવી ઊંઘ તેમને આજે આવે છે ખરી ?

મહાન થવાની શિક્ષા માત્ર રાજાઓને તથા સરમુખત્યારોને જ ભોગવવી પડતી નથી, જો કે તે શિક્ષાનો મોટો ભાગ તેમને ભોગવવો પડે છે. જનતાના ઉત્સાહ અથવા પ્રેમને અંગે રાજાપર લોકોનું ટોળું ધસી આવ્યું હોય અથવા તો તેને ઈજા થઈ હોય એમ આપણે જાણ્યું નથી. તે તો ફીલ્મ-સ્ટારનો એકલાનો હક્ક છે. સ્ટુડિયોમાંથી બહાર નીકળતા ગમે તે સીનેમા-સ્ટારની પાછળ લોકો ગાંડા બનીને કેમ ધસારો કરે છે તેની મને તો સમજ પડતી નથી. લોકો તમારાં વખાણ કરતા હોય અગર તમારું નામ માથે ભરી પડતા હોય તે તો ઠીક, પરતુ લોકો ઉત્સાહમાં આવીને તમને પકડીને માથે ઉપાડી ફેરવે તે કેમ ચલાવી શકાય ? અને હસ્તાક્ષરો માગનાર પ્રત્યે અવિનયી થવા સિવાય બીજો શું રસ્તો ? જો તમે હસ્તાક્ષરની દરેક ચોપડીમાં સહી કરવા માંડશો તો તમને લેખકને થતું ધ્રુજારીનું દર્દ થશે અને બીજા કોઈ પણ કાર્ય માટે તમારી આંગળી નકામી થઈ પડશે.

ચાર્લી ચેપ્લિને પોતાના હાવભાવ તથા ચાળાથી જગતને હસાવી મૂક્યું છે. પણ તેને એમ ખબર પડે કે 'લંડનની શેરીઓમાં હું સ્વેચ્છાપૂર્વક ફરી શકીશ નહીં' તો તે હોલીવૂડ સાથેનો પોતાનો સંબંધ છોડી દે. શેવેલિયર એક વખત પોતાના ધંધાના કામે લંડનમાં આવ્યો હતો ત્યારે નીચે મુજબ બન્યું હતું. એક દૈનિક વર્તમાનપત્રમાંથી નીચેનો ઉતારો લીધો છે.

"સેંકડો છોકરીઓ તથા સ્ત્રીઓ, બૂમાબૂમ કરતી એકી સાથે ધસી પડીને પોતાના ઈષ્ટજનને તથા સાથેના ૭ પોલીસોને ચારે બાજુએથી ઘેરી વળી. શેવેલિયર અને તેના મજબૂત બાંધાના રક્ષકોને પૂરેપૂરી પાંચ મીનીટ આ સ્ત્રીઓના ટોળામાં ખૂબની માફક ગબડાવવામાં આવ્યા. છેવટે શેવેલિયર અને તેને વળગી રહેનારા બે પોલીસોને મદદ માટે બોલાવવામાં આવેલ થિયેટરના નોકરો બારણા વાટે અંદર ઘસડી ગયા. બે પોલીસો થોડીવાર માટે બેભાન રહ્યા. તેમના ચહેરા પરસેવાથી રેબઝેબ થઈ ગયા હતા."

આ બનાવ પછી મોરિસ શેવેલિયરને ઈંગ્લંડની ભૂમિ પર પગ માંડવાનું મન ન થાય તો તેમાં તેનો દોષ નથી.

કવિઓ અને વિજ્ઞાનીઓ પ્રત્યે ઘણા લોકોને માન હોય છે, પરતુ તેમના પ્રશંસકોના હાથમાં તેઓ દડાની માફક ફેંકાતા નથી. ફિલ્મસ્ટાર જાણે ચિમ્પાન્ઝી કે બીજા ગ્રહના સંદેશવાહક હોય તેમ તેને જોવા માટે માણસો પડાપડી કરે છે. તમે તેને જુઓ તેની ના નથી પણ તેમને પકડવાની અથવા તમારા પ્રેમથી તેમને ગૂંગળાવી દેવાની ઇચ્છા તમે શા માટે કરો છો ?

[ અનુસંધાન પૃષ્ઠ ૨૨૩ ]

# અર્થશાસ્ત્રની વિચારશ્રેણી

ન. હ. વ્યાસ

પ્રત્યેક વિચારશાસ્ત્રના સિદ્ધાન્તો તર્કશાસ્ત્રના નિયમો પ્રમાણે પદ્ધતિસર વિચારવામાં તથા ઘડવામાં આવે છે. અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો પણ તર્કશાસ્ત્રને અનુસરી, પરામર્શ પદ્ધતિથી ( Deductive method ) તથા વ્યાપ્તિવાદની રીતે ( Inductive method ) વિચારવામાં આવ્યા છે.

પરામર્શ પદ્ધતિ એટલે અમુક માન્ય કરેલા સિદ્ધાન્તોને મૂળભુત સિદ્ધાન્તો તરીકે સમજી, તેના ઉપરથી નિરીક્ષણ કરી અનેક પ્રકારનાં સત્યો, માનવજાત સંબંધી, પ્રકૃતિ સંબંધી તથા સમાજ સંબંધીનાં સત્યો શોધી કાઢવાં તે. જેમકે, ઓછામાં ઓછે ભોગે માણસ વધારેમાં વધારે ફાયદો મેળવવા હંમેશાં ઇચ્છા રાખે છે એમ માની લઇને જ માનવીની પ્રત્યેક આર્થિક પ્રવૃત્તિનો વિચાર કરવો. અર્થશાસ્ત્રમાં આ પદ્ધતિ પ્રમાણે, ઘટતી જતી પેદાશના નિયમને, જનસંખ્યાના નિયમને, હરિફાઇની સ્વતંત્રતાના નિયમને મૂળભુત સિદ્ધાન્તો તરીકે જ માની લઈ તે સિદ્ધાન્તો લક્ષમાં રાખી તેને આધારે જ તેને લગતી બાબતોની વિચારણાઓ કરવામાં આવી છે. શરૂઆતના અર્થશાસ્ત્રીઓ આ પદ્ધતિથી જ જીવનની આર્થિક બાજુઓનું નિરીક્ષણ કરતા હતા. તેઓને અર્થશાસ્ત્ર માટે વ્યાપ્તિવાદ અનુકૂળ લાગતો ન હતો કારણ કે અર્થશાસ્ત્રમાં પ્રયોગો શકય નહોતા તેમ તેઓ માનતા. આ માન્યતા સંપૂર્ણ રીતે સાચી નહોતી. અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં જેમ જેમ પ્રગતિ થતી ગઈ તેમ તેની વિચારણા પણ અનેક રીતે વિશાળ બનતી ગઇ. આર્થિક ક્ષેત્રમાં અનેક પ્રયોગો થવા લાગ્યા અને વ્યાપ્તિવાદ માટે વધારે ને વધારે આકર્ષણ થવા લાગ્યું.

વ્યાપ્તિવાદ એટલે અમુક બાબતોનું કાળજીપૂર્વક સતત્ નિરીક્ષણ કરી તેના ઉપરથી નિયમ કે સિદ્ધાન્ત ઘડી કાઢવો તે. આ પદ્ધતિ પ્રમાણે પ્રત્યેક રાષ્ટ્રના ઇતિહાસમાંથી આર્થિક ઘટનાઓનો અભ્યાસ કરવામાં આવે છે તેમજ વર્તમાન આર્થિક ઘટનાઓનું પણ પૃથક્કરણ કરવામાં આવે છે અને જે અનેક ઘટનાઓમાં સમાનતા ભાસે તે પ્રમાણે જુદા જુદા સિદ્ધાન્તો વિચારપૂર્વક ઘડવામાં આવે છે. આને વ્યવહારિક પદ્ધતિ પણ કહી શકાય.

અમુક અર્થશાસ્ત્રીઓ વ્યાપ્તિવાદને જ અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો માટે ગ્રહણ કરે છે. અર્થશાસ્ત્ર હજુ પરામર્શ વિજ્ઞાનની કક્ષાએ પહોંચ્યું નથી, હજુ તે પ્રયોગની ભૂમિકામાં જ છે; અને તેથી વ્યાપ્તિ પદ્ધતિથી જ અર્થશાસ્ત્રના વિચારક્ષેત્રમાં વિકાસ સાધી શકાય.

વિચારશાસ્ત્રની કોઈ પણ શાખાના સિદ્ધાન્ત માટે, પછી તે અર્થશાસ્ત્ર હોય કે સૌન્દર્યશાસ્ત્ર હોય, માનસશાસ્ત્ર હોય કે નીતિશાસ્ત્ર હોય, આ બન્ને પદ્ધતિનો આશ્રય લેવો પડે છે. વિચારના કોઈ પણ ક્ષેત્રમાં પરામર્શ અને વ્યાપ્તિ એક બીજાના સમન્વયથી જ કામ આપે છે. પરામર્શ વિના વ્યાપ્તિની સંપૂર્ણતા નથી, તેમજ વ્યાપ્તિ વિના પરામર્શની સગીનતાની કસોટી થતી નથી.

અર્થશાસ્ત્રની વિચારણા કેવી રીતે વિકાસ પામતી ગઈ તેનો ટુંકાણમાં ઇતિહાસ જોવો બહુ રસપ્રદ થઈ પડશે. પ્રાચીન સમયમાં પણ અમુક ઉપયોગી અર્થશાસ્ત્રના વિચારો પ્રચલિત હતા તેમ જણાય છે.

પ્રાચીન ભારતમાં, ગ્રીકમાં, રોમમાં તેમજ ચીનમાં અર્થશાસ્ત્રનું વિચારક્ષેત્ર સારી રીતે ખેડાયલું હતું. તેની સાક્ષી જગતનો પ્રાચીન ઇતિહાસ પૂરે છે. ભારતવર્ષમાં વૈદિક કાળથી, ચંદ્રગુપ્ત અને અશોક સુધીના સમયમાં કૃષિના અર્થશાસ્ત્રથી માંડી કૃષિ સાથે હુન્નરઉદ્યોગ તથા વાણિજ્ય વ્યાપારના ક્ષેત્રોમાં અર્થશાસ્ત્રે કેટલી પ્રગતિ કરી હતી તે ચંદ્રગુપ્ત અને અશોકના પ્રતાપી ઇતિહાસમાંથી તથા ભગવાન કૌટિલ્યના અર્થશાસ્ત્ર ઉપરથી માલુમ પડે છે. મહાન એરીસ્ટોટલ કરતાં પણ કૌટિલિય અર્થશાસ્ત્રના વિચાર વધારે પ્રગતિમય હતા. અર્થશાસ્ત્રની વિચારશ્રેણીમાં એરીસ્ટોટલ કરતાં કૌટિલ્ય વધારે વિશાળ દૃષ્ટિબિંદુવાળા અને ઉદાર હતા, તે તે બન્નેના સ્ત્રી અને ગુલામ પ્રત્યેના વિચારો ઉપરથી જણાય છે. ભારતવર્ષ કૃષિપ્રાધાન્ય હોવા છતાં પ્રાચીન અર્થશાસ્ત્રીઓએ કૃષિની સાથે સાથે ખાણો, હુન્નરઉદ્યોગો તથા વાણિજ્ય–વ્યાપારને પણ સમાજના આર્થિક જીવનમાં મહત્ત્વનું સ્થાન આપેલું છે. આ રીતે પ્રાચીન ભારતવર્ષના અર્થશાસ્ત્રીઓ માત્ર ગ્રીક અને રોમના અર્થશાસ્ત્રીઓ કરતાં વધારે આગળ પડતા છે તેમ નહિ, પણ અર્વાચીન યુગની શરૂઆતના અર્થશાસ્ત્રીઓ ફીઝિઓક્રેટ્સ જેમણે કૃષિને ખૂબ જ મહત્ત્વનું સ્થાન આપતાં ઉદ્યોગ ને વ્યાપારને અવગણ્યાં છે, તેમના કરતાં પણ આગળ ગયેલા જણાય છે. ભારતવર્ષમાં આધ્યાત્મિક અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં સારાયે સંસારમાં વધારે મહત્ત્વની પ્રગતિ થયેલી પણ માત્ર આધ્યાત્મિક પ્રગતિ સાધતાં ભારતવાસીઓ ભૌતિક જીવન અને ભૌતિક ઉન્નતિને ભૂલ્યા નહોતા. તેઓ માનતા કે ભૌતિક ઉન્નતિ વિના આધ્યાત્મિક ઉન્નતિ સંભવે જ નહિ. અને તેથી જ તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં જેટલી પ્રગતિ થતી હતી તેટલી જ અર્થશાસ્ત્રમાં એટલે કે આર્થિક ક્ષેત્રમાં પણ પ્રગતિ થતી હતી.

પ્રાચીન ગ્રીકમાં પ્લેટો, ઝેનોફન અને એરીસ્ટોટલે અર્થશાસ્ત્રના વિચારક્ષેત્રમાં પ્રવેશ કરેલો. પણ ગ્રીકોએ હંમેશાં તેમના જીવનની રાજકીય અને નૈતિક બાજુને આર્થિક બાજુ કરતાં વધારે મહત્ત્વ આપેલું અને તેથી અર્થશાસ્ત્રનો વિકાસ થઈ શકેલો નહિ.

પ્રાચીન રોમના આર્થિક વિચારો ગ્રીક પ્રજામાંથી જ ઊતરી આવેલા. તેઓ વાણિજ્ય વ્યાપાર તથા વ્યાજને ધિક્કારતા અને માત્ર કૃષિને જ ઉત્તમ ધંધા તરીકે લેખતા. પ્રાચીન રોમની આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ 'રોમન લૉ' ઉપરથી બહુ સારી રીતે મળી શકે છે.

યુરોપના મધ્યયુગમાં અર્થશાસ્ત્રના વિચારક્ષેત્રમાં ખાસ પ્રગતિ થયેલી જણાતી નથી.

યુરોપમાં અર્થશાસ્ત્ર વિજ્ઞાન તરીકે પદ્ધતિસર માત્ર 'ફીઝિયોક્રેટ્સ'ના સમયથી શરૂ થાય છે. 'ફીઝિઓક્રેટ્સ' પહેલાં 'મરકેન્ટાલીસ્ટ' નામનો વર્ગ અર્થશાસ્ત્રનો વિચાર કરતો થયેલો પણ તેમની માન્યતાઓ સંપૂર્ણ વૈજ્ઞાનિક તેમજ પદ્ધતિસર નહોતી. આ લોકો જીવનની આર્થિક બાજુ કરતાં રાજકીય બાજુને વધારે મહત્ત્વ આપતા હતા. એ લોકોના મુખ્ય આર્થિક સિદ્ધાન્તો એવા હતા કે દેશનો જાવક વ્યાપાર આવક વ્યાપાર કરતાં વધારે રાખી દેશમાં કિંમતી ધાતુ જેવી કે સોનું ને રૂપું, ખૂબ વધારે પ્રમાણમાં ભેગું કરવું; કૃષિના ભોગે પણ હુન્નરઉદ્યોગ ખીલવવા; આ હેતુઓ પાર પાડવાને રાજ્ય તરફથી કાયદાની સખ્તાઈથી નિયમન થવું જોઈએ. અર્થશાસ્ત્રની દૃષ્ટિએ આ વિચારો સંપૂર્ણ પરિપક્વ થયેલા જણાતા

નથી. છતાં આ વિચારણાનું પ્રાબલ્ય યુરોપમાં લગભગ સોળમા સૈકાથી અઢારમા સૈકાના મધ્યયુગ સુધી રહેલું.

યુરોપમાં ફ્રાન્સના 'ફીઝિયોક્રેટ્સો 'એ અર્થશાસ્ત્રને વિજ્ઞાન તરીકે વિચારવાની શરૂઆત કરી. આ લોકોની પહેલાં જે આર્થિક માન્યતાઓ પ્રચલિત હતી તેની વિરુદ્ધ સખત આંદોલન એમણે કર્યું. રાજ્ય તરફની હુન્નરઉદ્યોગ અને વ્યાપારનું નિયમન થવું જોઇએ તે સિદ્ધાન્તની સખત ઝાટકણી આ લોકોએ કરી તેમની માન્યતા એવી હતી કે માનવ પ્રકૃતિનું બાળ છે અને તે કુદરતના કાનુનોને આધીન થઈ પોતાની આર્થિક પ્રવૃત્તિને ઘડશે, જેમાં સદાય ન્યાયનું તત્ત્વ જરૂર જણાશે. માણસની આર્થિક પ્રવૃતિમાં રાજ્યે માથું મારવાની તથા નિયમન કરવાની ખીલકુલ જરૂર હોતી નથી આ સિદ્ધાન્ત પ્રમાણે રાજ્યથી હુન્નરઉદ્યોગ તથા વાણિજ્યવ્યાપારના ક્ષેત્રમાં કંઈ નિયમન કરવાનું રહેતું નથી ( Doctrine of laissez faire ) તેઓ સ્વતન્ત્ર અબાધિત–વ્યાપારની તરફેણમાં હતા. તેઓની માન્યતા એવી હતી કે માત્ર કૃષિથી જ રાષ્ટ્રની સંપત્તિમાં વધારો થાય છે, કૃષિજ ઉત્પાદક ઉદ્યોગ; અને હુન્નર તથા વ્યાપાર તો માત્ર કાચા પદાર્થનું પરિવર્તન કરે છે તથા પદાર્થને સ્થાનાન્તર કરે છે. માત્ર ખેતી જ ઉત્પાદક ધંધો હોઈને રાજ્યની આવક માટે તેની ઉપર જ કર નખાવો જોઈએ.

મરકન્ટાલીસ્ટોના સિદ્ધાન્તોની જડ ઊખેડવા માટે ફીઝિયોક્રેટ્સની અબાધિત વ્યાપારની નીતિ યોગ્ય હતી પણ ખેતીને બેહદ ઉપયોગીના આપવામાં તેઓ ગંભીર ભૂલ કરતા હતા.

આ પછી અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં સ્કોચ અર્થશાસ્ત્રી એડમ સ્મીથ ઝળકે છે. તેણે વ્યક્તિગત સ્વાતંત્ર્યના સિદ્ધાન્ત પ્રમાણે પ્રત્યેક વ્યક્તિને પોતાની આર્થિક પ્રવૃત્તિમાં સંપૂર્ણ કુદરતી સ્વતંત્રતા હોવી જોઈએ એવું જાહેર કર્યું. વ્યક્તિગત આર્થિક પ્રગતિને પરિણામેજ આખાયે સમાજની આર્થિક પ્રગતિ સંભવે અને તેમાં રાજ્યે અંતરાય નાખવાની જરૂર રહેતી નથી. તેણે અબાધિત વ્યાપારના સિદ્ધાન્તને મજબૂત રીતે ટેકો આપ્યો અને પરિણામે યુરોપની આર્થિક પ્રવૃત્તિમાં અને આર્થિક વિચારો ઉપર આની બેહદ અસર થયેલી જણાય છે. તેણે માત્ર કૃષિને જ ઉત્પાદક ઉદ્યોગ તરીકે ન ગણતાં હુન્નરઉદ્યોગને પણ ઉત્પાદક ગણી રાષ્ટ્રિય સંપત્તિમાં વધારો કરનાર તરીકે લેખ્યાં. પણ તે છતાં તેનો કૃષિ પ્રત્યેનો પક્ષપાત તો હતો જ. કર–પદ્ધતિના સિદ્ધાન્તો માટે અર્થશાસ્ત્રમાં તેનું સ્થાન સદાને માટે ખૂબજ મહત્ત્વનું ગણાય તેમ છે.

અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોને પરામર્શ પદ્ધતિથી વિચાર કરતા ઈંગ્લંડમાં રીકાર્ડો, મીલ તથા કેઈન્સ અર્થશાસ્ત્રના વિચારક્ષેત્રમાં મહત્ત્વનો ભાગ ભજવતા દેખાય છે. આ લોકો થોડે ઘણે અંશે શ્રમજીવીઓના ઉદ્ધાર માટે નિરાશાવાદી હતા. તેમની દૃષ્ટિમાં શ્રમજીવીઓનું ભાવી અંધકારમય-આશાવિહોણું લાગતું હતું.

પછી લગભગ ૧૯મી સદીની મધ્યમાં જર્મનીમાં વ્યાપ્તિવાદ પ્રમાણે અર્થશાસ્ત્રની વિચારણા કરનારાઓ વર્ગ ઊભો થાય છે. આ વર્ગ જુના રૂઢીચુસ્ત અર્થશાસ્ત્રીઓને પ્રત્યાઘાતી હતો. અર્થશાસ્ત્રના વિચારક્ષેત્રમાં વ્યાપ્તિવાદ પ્રમાણે જ સિદ્ધાન્તો ઘડી શકાય કારણ કે અર્થશાસ્ત્ર વિચારશાસ્ત્ર હોઇને તેના સિદ્ધાન્તો દરેક સમયે, દરેક કાળમાં, દરેક દેશમાં એક સરખા લાગુ કરી શકાતા નથી. પ્રત્યેક રાષ્ટ્રમાં સંજોગો અનુસાર આર્થિક ઘટનાઓ

સંભવે છે અને તે પ્રમાણે અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોમાં સમયોચિત ફેરફાર થયા જ કરે છે. આ લોકોએ જગતને બતાવ્યું કે અર્થશાસ્ત્રનું અંતિમ ધ્યેય શું હોવું જોઇએ. અર્થશાસ્ત્ર માત્ર અર્થની જડતામાં જ ન સમાપ્ત થવું જોઈએ અર્થશાસ્ત્રનું નૈતિક ક્ષેત્ર, માનવજાતની આર્થિક સુધારણા અને આર્થિક મુક્તિ માટે, ઘણું વિશાળ છે અને આ મહાન આદર્શને મુર્તિમંત કરવા માટે રાજ્ય તરફથી દરેક જાતનાં પગલાંઓ લેવાવાં જોઈએ. આ વિચાર વિકાસ પામતો સમાજવાદના સ્વરૂપમાં પરિણમે છે.

સમાજવાદની વિચારણામાં વ્યક્તિગત મુડીની હકુમત, જીવલેણ હરિફાઈ તથા અબાધિત વ્યાપારના સિદ્ધાન્ત વિરૂદ્ધ સખત દલિલો અને મન્તવ્યો અર્થશાસ્ત્રમાં રજુ થાય છે. માનવજીવનના આર્થિક ઈતિહાસમાં સમાજવાદ ઘણું શક્તિશાળી મોજું છે જે સૈકાઓથી રૂઢ થયેલી આર્થિક સંસ્થાઓ અને આર્થિક પ્રણાલીઓને ધોઈ નાખશે. પ્રત્યેક રાષ્ટ્રમાં શ્રમજીવીઓનાં ટોળેટોળાં આ વાદના અનુયાયીઓ છે.

આધુનિક આર્થિક વ્યવસ્થા તથા સમાજનું આર્થિક બંધારણ અને રાજકીય પરિસ્થિતિ ઘણાં ખામીભરેલાં છે તે સમાજવાદે બરાબર સમજાવી દીધું. અર્થશાસ્ત્રની દષ્ટિએ તે અનાર્થિક, રાજકીય દષ્ટિએ તે અન્યાયી અને નૈતિક દષ્ટિએ તે અનિતીવાળું છે; કારણ કે સંપત્તિ જ્યાં છે ત્યાં અઢળક છે, જ્યાં નથી ત્યાં બીલકુલ નથી; ખાવાના પણ સાંસા પડે છે. આ અસમાન આર્થિક પરિસ્થિતિ વ્યક્તિગત સ્વતંત્રતાને પરિણામે નથી સંભવેલી પણ બળિયાના બે ભાગની નીતિ અનુસાર અન્યાય અને સબળોના નિર્બળોના શોષણ ને પરિણામે થયેલ છે. આ પરિસ્થિતીનો ઉકેલ સમાજવાદની જુદી જુદી શાખાઓએ જુદી જુદી રીતે બતાવેલ છે.

'કોમ્યુનીસ્ટ' લોકો દરેક જાતની સંપત્તિની બાબતમાં વ્યક્તિગત હકૂમત નાબુદ કરી, બધીય સંપત્તિ સર્વ જનસમુદાયની સાધારણ હકૂમતની રહેવી જોઈએ તેવું માને છે. 'કલેક્ટીવીસ્ટ' લોકો વળી એમ માને છે કે માત્ર ઉત્પાદક સંપત્તિની હકૂમત વ્યક્તિગત ન રહેવી જોઇએ પણ જે સંપત્તિ અનુત્પાદક છે તેની હકૂમત વ્યક્તિગત રહે તે હરકત જેવું નથી.

સમાજવાદની એક શાખા એવી માન્યતાવાળી છે કે જમીન ઉપરની હકૂમત વ્યક્તિગત ન હોવી જોઇએ. બધીય જમીન રાષ્ટ્રની માલીકીની જ હોવી જોઇએ. આ પ્રમાણે જુદા જુદા મન્તવ્યો પાછળ માત્ર હેતુ-અસમાન વ્હેંચણી અને શોષણનીતિને સમાજમાંથી દૂર કરી સમાજવાદના ધોરણ ઉપર નવી વ્યવસ્થા-આર્થિક અને રાજકીય-લઇ આવવાનાં સોનેરી સ્વપ્નાં સમાજવાદીઓ સેવી રહ્યા છે.

જગતના આર્થિક ઈતિહાસનો વિકાસક્રમ જોતાં ચોક્કસ જણાય છે કે ભવિષ્યમાં સમાજવાદી વ્યવસ્થાવાળું જગત બનશે. અમુક લોકો એમ માને છે કે આ ક્રાન્તિને પરિણામે આવશે અને અમુક એમ માને છે કે વિકાસક્રમના ધોરણ અનુસાર ક્રમશઃ સંસાર સમાજવાદની રચના ઉપર જતો જાય છે અને કાળક્રમે જગત સમાજવાદની વ્યવસ્થામાં સર્વાંગ સુંદર થઇ જશે. આજે આપણે જોઈએ છીએ કે જગતનાં મહાન પ્રજાતંત્ર રાષ્ટ્રો આર્થિક રાજ્યોના-સ્વરૂપમાં આવતાં જાય છે અને આ આર્થિક રાજ્યો ધીમે ધીમે સમાજવાદી રાજ્યો થઈ જવાનાં. આપણે પહેલા લેખમાં જ, 'અર્થશાસ્ત્રનું વસ્તુ'માં, જોયું છે કે અર્થશાસ્ત્રનું ધ્યેય આર્થિક કલ્યાણ સાધવાનું છે.

આજના આર્થિક સમાજનો વિકાસ પાંચ કક્ષામાં થયેલો છે. આર્થિક વિકાસની પહેલી કક્ષામાં કુદરતની વસ્તુઓનો જે ને તે સ્વરૂપમાં ઉપયોગ કરી લેવામાં આવતો. બીજી કક્ષામાં માણસ પોતાના ઉપયોગ માટે પ્રાણી અને પશુઓનો ઉપયોગ કરતાં શીખ્યો. આર્થિક વિકાસની ત્રીજી કક્ષા ખેતી છે. માણસ ખેતી કરતાં શીખ્યા પછી ચોથી કક્ષા-હસ્તકૌશલ્યમાં વિકાસ સાધી, ગૃહ ઉદ્યોગો ખીલવી, જુદી જુદી જાતની જરૂરિયાતની વસ્તુઓ ઉત્પન્ન કરવા લાગ્યો. પણ વિજ્ઞાનની શોધખોળને પરિણામે ઔદ્યોગિક ક્રાન્તિ થઈ અને આર્થિક વિકાસ-ક્રમની છેલ્લી અને પાંચમી કક્ષા ઔદ્યોગિક જીવનની શરૂ થઈ. આજે જગતનું આર્થિક જીવન ઔદ્યોગિક જીવન છે અને પ્રત્યેક દિવસે આ ક્ષેત્રમાં પ્રગતિ થતી જાય છે.

---

[ અનુસંધાન પૃ. ૨૧૮ થી ]

આટલી વાત તો ચોક્કસ છે કે જો મહાત્મા ગાંધીજીને નામદાર સરકારના આરામ-ગૃહમાં વખતોવખત આરામ ન મળ્યો હોત તો તેઓ આટલો સમય જીવ્યા ન હોત. તેમનું વ્યક્તિત્વ અદ્ભુત છે. આફ્રિકામાં તેમને ફક્ત જીવના બાળી દેવાનું બાકી રહ્યું હતું. ત્યારે અહીં તે સર્વત્ર પૂજાય છે. તે જે સભામાં બોલવાના હોય તેમાં લાખો માણસો હાજરી આપે છે. જ્યારે તે મોટરમાંથી નીચે ઊતરે છે ત્યારે દર્શન તથા ચરણસ્પર્શ માટે લોકોનો એવો ધસારો થાય છે કે, કેટલાય લોકો ધક્કામુક્કીમાં કચડાઇ જાય છે અને જો મહાત્માજીની આસપાસ મજબૂત બાંધાના સ્વયંસેવકો ન હોય તો તે પણ કચડાઈ જાય. માણસોથી કરવામાં આવતા દેખાવોથી તે એટલા કંટાળી ગયા છે કે તે સામાન્યતઃ જવાના સ્થળથી એક બે સ્ટેશન આગળ ઊતરી જાય છે. મહાત્માજીએ પણ પોતાના પ્રશંસકોના આ વધારે પડતા ઉત્સાહની ફરિયાદ કરી છે; પણ તે બીજાની માફક જાણે છે કે મોટાઇનું મૂલ્ય ચૂકવ્યા સિવાય તેમનો છૂટકો નથી યોગી જેટલી સાદાઈ તથા આધ્યાત્મિક દૃષ્ટિવાળા તથા તેમના જેવી નબળી તબિયતના મનુષ્યને આ પરિસ્થિતિ ખૂબ કંટાળો આપે તેવી છે, પરંતુ બીજા મહાપુરુષોની માફક તે પણ ' જાહેરાતના કેદી ' છે.

નબળા તથા ગરીબ મનુષ્યને એક જાતનો-પછી ભલે તે મત્સરપ્રેરિત હોય-સંતોષ થતો હશે કે જગતના મહાપુરુષો પણ જીવનની ચિંતા તથા દુઃખોથી મુક્ત નથી. મને તો લાગે છે કે જાહેરાત કરતાં એકાંત તથા અજાણ્યા રહેવ માં વધારે આનંદ છે. મિલ્ટનના શબ્દે માં કહું તો, ' જે ઈશ્વરની ધોંસરી સારી રીતે વહન કરે છે તે તેની શ્રેષ્ઠ સેવા બજાવે છે.' *

---

* જગતનો મહાનમાં મહાન કર્મવીર અને પ્રતિભાશાળી સમ્રાટ નેપોલિયન કહેતો કે, " આ ભવ્ય રાજમંદિરો ને સિંહાસનો કરતાં એક ખેડૂતનું સંતોષી જીવન મને વધારે પ્રિય છે. "

સંભવે છે અને તે પ્રમાણે અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોમાં સમયોચિત ફેરફાર થયા જ કરે છે. આ લોકાએ જગતને બતાવ્યું કે અર્થશાસ્ત્રનું અંતિમ ધ્યેય શું હોવું જોઇએ. અર્થશાસ્ત્ર માત્ર 'અર્થની જડતામાં જ ન સમાપ્ત થવું જોઈએ અર્થશાસ્ત્રનું નૈતિક ક્ષેત્ર, માનવજાતની આર્થિક સુધારણા અને આર્થિક મુકિત માટે, ઘણું વિશાળ છે અને આ મહાન આદર્શને મુર્તિમંત કરવા માટે રાજ્ય તરફથી દરેક જાતનાં પગલાંઓ લેવાવાં જોઈએ. આ વિચાર વિકાસ પામતો સમાજવાદના સ્વરૂપમાં પરિણમે છે.

સમાજવાદની વિચારણામાં વ્યક્તિગત મુડીની હકુમત, જીવલેણ હરિફાઈ તથા અબાધિત વ્યાપારના સિદ્ધાન્ત વિરૂદ્ધ સખત દલિલો અને મન્તવ્યો અર્થશાસ્ત્રમાં રજુ થાય છે. માનવજીવનના આર્થિક ઈતિહાસમાં સમાજવાદ ઘણું શકિતશાળી મોજું છે જે સૈકાઓથી રૂઢ થયેલી આર્થિક સંસ્થાઓ અને આર્થિક પ્રણાલીઓને ધોઈ નાખશે. પ્રત્યેક રાષ્ટ્રમાં શ્રમજીવીઓનાં ટોળેટાળાં આ વાદના અનુયાયીઓ છે.

આધુનિક આર્થિક વ્યવસ્થા તથા સમાજનું આર્થિક બંધારણ અને રાજકીય પરિસ્થિતિ ઘણાં ખામીભરેલાં છે તે સમાજવાદે બરાબર સમજાવી દીધું. અર્થશાસ્ત્રની દષ્ટિએ તે અનાર્થિક, રાજકીય દષ્ટિએ તે અન્યાયી અને નૈતિક દષ્ટિએ તે અનિતીવાળું છે; કારણ કે સંપત્તિ જ્યાં છે ત્યાં અઢળક છે, જ્યાં નથી ત્યાં બીલકુલ નથી; ખાવાના પણ સાંસા પડે છે. આ અસમાન આર્થિક પરિસ્થિતિ વ્યક્તિગત સ્વતંત્રતાને પરિણામે નથી સંભવેલી પણ બળિયાના બે ભાગની નીતિ અનુસાર અન્યાય અને સબળોના નિર્બળોના શોષણ ને પરિણામે થયેલ છે. આ પરિસ્થિતીનો ઉકેલ સમાજવાદની જુદી જુદી શાખાઓએ જુદી જુદી રીતે બતાવેલ છે.

'કોમ્યુનીસ્ટ' લોકો દરેક જાતની સંપત્તિની બાબતમાં વ્યક્તિગત હકૂમત નાબૂદ કરી, બધીય સંપત્તિ સર્વ જનસમુદાયની સાધારણ હકૂમતની રહેવી જોઈએ તેવું માને છે. 'કલેક્ટીવીસ્ટ' લોકો વળી એમ માને છે કે માત્ર ઉત્પાદક સંપત્તિની હકૂમત વ્યક્તિગત ન રહેવી જોઇએ પણ જે સંપત્તિ અનુત્પાદક છે તેની હકૂમત વ્યકિતગત રહે તે હરકત જેવું નથી.

સમાજવાદની એક શાખા એવી માન્યતાવાળી છે કે જમીન ઉપરની હકૂમત વ્યક્તિગત ન હોવી જોઇએ. બધીય જમીન રાષ્ટ્રની માલીકીની જ હોવી જોઇએ. આ પ્રમાણે જુદા જુદા મન્તવ્યો પાછળ માત્ર હેતુ-અસમાન વ્હેંચણી અને શોષણનીતિને સમાજમાંથી દૂર કરી સમાજવાદના ધોરણ ઉપર નવી વ્યવસ્થા-આર્થિક અને રાજકીય-લઇ આવવાનાં સોનેરી સ્વપ્નાં સમાજવાદીઓ સેવી રહ્યા છે.

જગતના આર્થિક ઈતિહાસનો વિકાસક્રમ જોતાં ચોક્કસ જણાય છે કે ભવિષ્યમાં સમાજવાદી વ્યવસ્થાવાળું જગત બનશે. અમુક લોકો એમ માને છે કે આ ક્રાન્તિને પરિણામે આવશે અને અમુક એમ માને છે કે વિકાસક્રમના ધોરણ અનુસાર ક્રમશઃ સંસાર સમાજવાદની રચના ઉપર જતો જાય છે અને કાળક્રમે જગત સમાજવાદની વ્યવસ્થામાં સર્વાંગ સુંદર થઇ જશે. આજે આપણે જોઈએ છીએ કે જગતનાં મહાન પ્રજાતંત્ર રાષ્ટ્રો આર્થિક રાજ્યોના સ્વરૂપમાં આવતાં જાય છે અને આ આર્થિક રાજ્યો ધીમે ધીમે સમાજવાદી રાજ્યો થઈ જવાનાં. આપણે પહેલા લેખમાં જ, 'અર્થશાસ્ત્રનું વસ્તુ'માં, જોયું છે કે અર્થશાસ્ત્રનું ધ્યેય આર્થિક કલ્યાણ સાધવાનું છે.

આજના આર્થિક સમાજનો વિકાસ પાંચ કક્ષામાં થયેલો છે. આર્થિક વિકાસની પહેલી કક્ષામાં કુદરતની વસ્તુઓનો જે ને તે સ્વરૂપમાં ઉપયોગ કરી લેવામાં આવતો. બીજી કક્ષામાં માણસ પોતાના ઉપયોગ માટે પ્રાણી અને પશુઓનો ઉપયોગ કરતાં શીખ્યો. આર્થિક વિકાસની ત્રીજી કક્ષા ખેતી છે. માણસ ખેતી કરતાં શીખ્યા પછી ચોથી કક્ષા-હસ્તકૌશલ્યમાં વિકાસ સાધી, ગૃહ ઉદ્યોગો ખીલવી, જુદી જુદી જાતની જરૂરિયાતની વસ્તુઓ ઉત્પન્ન કરવા લાગ્યો. પણ વિજ્ઞાનની શોધખોળને પરિણામે ઔદ્યોગિક ક્રાન્તિ થઈ અને આર્થિક વિકાસક્રમની છેલ્લી અને પાંચમી કક્ષા ઔદ્યોગિક જીવનની શરૂ થઈ. આજે જગતનું આર્થિક જીવન ઔદ્યોગિક જીવન છે અને પ્રત્યેક દિવસે આ ક્ષેત્રમાં પ્રગતિ થતી જાય છે.

---

[ અનુસંધાન પૃ. ૨૧૮ થી ]

આટલી વાત તો ચોક્કસ છે કે જો મહાત્મા ગાંધીજીને નામદાર સરકારના આરામગૃહમાં વખતોવખત આરામ ન મળ્યો હોત તો તેઓ આટલો સમય જીવ્યા ન હોત. તેમનું વ્યક્તિત્વ અદ્‌ભુત છે. આફ્રિકામાં તેમને ફક્ત જીવતા બાળી દેવાનું બાકી રહ્યું હતું. ત્યારે અહીં તે સર્વત્ર પૂજાય છે. તે જે સભામાં બોલવાના હોય તેમાં લાખો માણસો હાજરી આપે છે. જ્યારે તે મોટરમાંથી નીચે ઊતરે છે ત્યારે દર્શન તથા ચરણસ્પર્શ માટે લોકોનો એવો ધસારો થાય છે કે, કેટલાય લોકો ધક્કામુક્કીમાં કચડાઇ જાય છે અને જો મહાત્માજીની આસપાસ મજબૂત બાંધાના સ્વયંસેવકો ન હોય તો તે પણ કચડાઈ જાય. માણસોથી કરવામાં આવતા દેખાવોથી તે એટલા કંટાળી ગયા છે કે તે સામાન્યતઃ જવાના સ્થળથી એક બે સ્ટેશન આગળ ઊતરી જાય છે. મહાત્માજીએ પણ પોતાના પ્રશંસકોના આ વધારે પડતા ઉત્સાહની ફરિયાદ કરી છે; પણ તે બીજાની માફક જાણે છે કે મોટાઇનું મૂલ્ય ચૂકવ્યા સિવાય તેમનો છૂટકો નથી યોગી જેટલી સાદાઈ તથા આધ્યાત્મિક દૃષ્ટિવાળા તથા તેમના જેવી નબળી તબિયતના મનુષ્યને આ પરિસ્થિતિ ખૂબ કંટાળો આપે તેવી છે, પરંતુ બીજા મહાપુરુષોની માફક તે પણ 'જાહેરાતના કેદી' છે.

નબળા તથા ગરીબ મનુષ્યને એક જાતનો-પછી ભલે તે મત્સરપ્રેરિત હોય-સંતોષ થતો હશે કે જગતના મહાપુરુષો પણ જીવનની ચિંતા તથા દુઃખોથી મુક્ત નથી. મને તો લાગે છે કે જાહેરાત કરતાં એકાંત તથા અજાણ્યા રહેવામાં વધારે આનંદ છે. મિલ્ટનના શબ્દોમાં કહું તો, 'જે ઈશ્વરની ધોંસરી સારી રીતે વહન કરે છે તે તેની શ્રેષ્ઠ સેવા બજાવે છે.'*

---

* જગતનો મહાનમાં મહાન કર્મવીર અને પ્રતિભાશાળી સમ્રાટ નેપોલિયન કહેતો કે, "આ ભવ્ય રાજમંદિરો ને સિંહાસનો કરતાં એક ખેડૂતનું સંતોષી જીવન મને વધારે પ્રિય છે."

# એક પત્ર

[ ગમે તેવી અને ગમે તેટલી સિદ્ધિને વર્યા છતાં 'સુવાસ' હજી ઊગતું ને અલ્પ ગણાય. એ સ્થિતિમાં જે જે વ્યક્તિઓએ તેને શબ્દથી કે ભાવથી, ગ્રાહક બનીને કે શુભેચ્છા પાઠવીને સ્નેહપૂર્વક વધાવી લીધું હોય તે તે સર્વનો આભાર માનવાની એક તક તે જતી ન કરી શકે.—ને પરિણામે દરેક અવસરે તે તે સર્વનો આભાર માને પણ છે.



પણ આવા સર્વે શુભેચ્છકોમાં તે એકનું તો એટલું ઋણી છે કે જે ઋણ આભારદર્શક શબ્દોથી ઓછું નથી થતું; અંજલિ કે સ્મૃતિથી હળવું નથી બનતું. જળસિંચન જેમ અંકુરને છોડ બનાવે તેમ સ્મૃતિસુવાસ આ ઋણને ભવ્ય અને વ્યાપક બનાવે છે. તેને ફેડવું અસંભવિત છે. પણ અમને એટલો સંતોષ છે કે જે વ્યક્તિનું તે આટલું ઋણી છે તે વ્યક્તિની અનન્ય મહત્તા તેની એ અશક્તિ પ્રતિ પણ સમભાવભર્યું સ્મિત ને મધુર ભાવ દાખવે છે.

ઊગતાં પત્રો સાથે સહકાર સાધવામાં પણ કેટલાક સાહિત્યકારો જ્યારે નાનમ સમજે છે, ત્યારે જેણે તેને પ્રથમ અંકથી જ પોતાનું માની લીધું છે, સમયની ગમે તેટલી તાણ છતાં તેની માગણીને જેણે કદી નકારી નથી, ઊગતા લેખકોને માર્ગદર્શન કરાવવામાં જેનો બન્ધુભાવ અપ્રતિમ છે એવી મહાન વ્યક્તિનો સહકાર 'સુવાસ' ને મન કુદરતનો આશીર્વાદ છે.

ગુજરાતે તે વ્યક્તિને સાહિત્યશિરોમણી તરીકે તો વધાવી લીધી છે. પણ જીવનસ્વામી અને માનવતાના પ્રતિક તરીકે તેની સાચી કિંમત પ્રજા હજી નથી આંકી શકી: એવી આંકણીમાં 'સુવાસ' પ્રજાની કંઈ સેવા કરી શકે તો પોતાને તે અહોભાગ્ય માનશે.

'સુવાસ'ની માગણીને માન આપી કેટલાક દિવસ પર તેમણે 'સુવાસ'ની પોતાના મન પર પડેલી છાપ વિષે, એક પત્ર લખ્યો છે. 'સુવાસ'ની મહત્તા દર્શાવવાને એ પત્ર પ્રગટ

કરવો એ પ્રજાકીય પરીક્ષણ-શક્તિને એકમાર્ગી બનાવવાના પ્રયાસ ઉપરાંત અમારા સિદ્ધાંતની પણ બહાર છે. 'સુવાસ'ને તો દરેક વાંચક પોતાનીજ દષ્ટિથી જુએ અને અનુભવે. ઉપરાંત તે પત્રમાં કેટલાક લેખકો કે વાંચકોના પત્રની જેમ 'સુવાસ'ની બેહદ પ્રશંસાના સૂર પણ નથી સમાયા. પણ તેમાં જે સહૃદયતા, જે નિખાલસ ભાવ ને જે શાન્ત તટસ્થતા સમાયાં છે તે જોતાં તેને પ્રગટ કરવાનો લોભ અમે, છેવટ ગુજરાતને ખાતર પણ, જતો નથી કરી શકતા. અંગત જેવી પંક્તિઓને બાદ કરી અહીં તે પ્રગટ કરીએ છીએ. ગુજરાત તેના લેખકની બહુમૂલ્ય માનવતાનાં અમૃત ત્વરાએ ચાખે એવી આશા સાથે--

પત્ર તન્ત્રી પર લખાયલ હોઈ તે સૂર પ્રધાનપદે રહે છે. પણ તન્ત્રી તો માસિકનો સેવક અને અલ્પ-માનવી છે. તેની એવી અલ્પતાને પણ સ્વસમાનભાવે નીરખનારની મહાનુભાવતા જ તેમાંથી ઝીલાવી જોઇએ. તંત્રી ]

* * *

પેટલાદ
તા. ૧૩-૮-૩૮

ભાઈશ્રી ચી......

આપના...પત્રો મળ્યા. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

આપના અગ્રલેખો ખરેખર ચિંતન અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે. એની શૈલી અને વિચારમાં વિવિધતા પણ સારી આવે છે. કવિત્વમય ગદ્યના એ બધાય લેખો સરસ નમૂના છે. એક વસ્તુ તરફ સાથે સાથે ધ્યાન ખેંચું છું. એ શૈલી ઝડપથી એકસૂરવાળી -monotonous-અને આડંબરી બની જવાનો ભય રહે છે. બધાયને એમ બને છે. કવિ ન્હાનાલાલ સરખાના ગદ્યમાં પણ એજ દોષ જોવાય છે. એટલે સહજ સાવધ રહી શકશો તો તમે કવિત્વમય ગદ્યના લેખનમાં બહુજ આગળ આવશો. સહજ વર્તમાન વિચારશ્રેણીને પણ આલેખતા રહેશો.

'લક્ષ્મી,' 'લક્ષ્મીના લાડકા,' 'કમળ' એ ટૂંકી વાર્તાઓ પણ વાંચી. વાર્તાઓ સારી છે. જૈન જીવન-જે આર્ય જીવન કરતાં કાંઈ જુદું રહેણીકરણીમાં નથી તે-નો આશ્રય લેઈ વાર્તાઓ રચાય છે એ એકપક્ષે બહુ જ આવકારદાયક છે. માનવતા સર્વ સ્થળે સર્વ ધર્મમાં-અને સર્વ યુગમાં વિકસે છે એટલે જુદા જુદા તત્ત્વજ્ઞાનનો આશ્રય લેતી જનતા કેટલી પાસે પાસે હોય છે તેનો આવી કલાકૃતિઓ સારો ખ્યાલ આપે છે. વાર્તા 'કમળ'માં જૈન વલણ નથીજ. પરંતુ તે સિવાયની બન્ને વાર્તાઓ જૈન જીવનનાં ચિત્રો ચોકખાં દેખાય છે. અને તેમાં કશી હરકત પણ નથી. પ્રજાઓના જીવનમાં બનતા પ્રસંગો નવા યુગને નવા આકારમાં બતાવવાનું કામ આવી વાર્તાઓ કરે છે એટલે આપનો પ્રયાસ ઇષ્ટ છે. એવા એવા પ્રસંગો ખોળી આપ જરૂર એક વાર્તાસંગ્રહ તૈયાર કરશો.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

બીજું તો શું સૂચન કરું ? આપણે બધા ચિરંજીવ સાહિત્ય રચીએ એ સંભવિત નથી. ચિરંજીવપણાનાં તત્ત્વોનો નિર્ણય આપણે આપણા યુગ માટે કે આપણી કૃતિઓ માટે કરીએ

તો તે ભૂલભરેલું છે. એ તો આપણા પછી આવનારો યુગજ કહી શકે. એટલે મહાસાહિત્ય રચાય છે કે કેમ તે વિષે ઉદાસીનતા સેવી નમ્રતા અને સેવાવૃત્તિ સેવવાં એજ સાચા સાહિત્યકારનો ધર્મ છે. એક ક્ષણ માટે, એક ઘડી માટે કે એક દિવસ માટે આપણું લખાણ વાંચકને આનંદ અને ઉન્નતિનું પ્રેરક બને તો બસ છે.

આપનામાં મ્હેં એવી નમ્રતા અને સેવાભાવના જોયાં છે. આપનાં લખાણ ઉપરથી આપની શૈલી, વિચાર અને ભાવના પક્વ થએલાં લાગે જ છે. બધાં જ લખાણમાં ઝમક આવવી જ જોઇએ એવો નિયમ લેઈ બેસાય નહિ. એટલે આપ આમને આમ લખતા રહેશો તો જરૂર આપ સાહિત્યની સારી અને સાચી સેવા કરી શકશો.

વળી 'સુવાસ' માસિકનું સુકાન પણ આપના હાથમાં સલામત છે. એ માસિક આપને અને આપ એ માસિકને ખૂબ ખૂબ અનુકૂળતાઓ આપો એટલીજ અભિલાષા.

મારાથી 'સુવાસ' માટે લખાતું નથી એની મને દિલગીરી થાય છે. પ્રસંગ આવ્યે કાંઈ કોંઈ લખી મોકલવા હું ચૂકીશ નહિ.

આપના સદ્‌ભાવ માટે આભારી છું. . . . . . . . . . . . . .

આપનો,

રમણલાલ વસંતલાલ દેસાઈ



---

( પૃ. ૨૩૨ નું ચાલુ )

15. 'Heaven is here
    Where Juliet lives.'

' ને જ્યારે ધર્મગુરુ તેને ઉપદેશ આપવા જાય છે ત્યારે તો તેઃ

16. 'Hang up Philosophy. . . .
    Thou can'st not speak of that thou dost not feel.'

તે સમયે જુલિયેટની નર્સ રોમિયોને શોધતી ત્યાં આવી પહોંચે છે. જુલિયેટ હજી પણ પોતાને જ જપે છે તે જોઈ રોમિયો સંતોષ અનુભવે છે. ને જ્યારે નર્સ તેના હાથમાં જુલિયેટની વીંટી મૂકે છે ત્યારે તો તે હર્ષથી નાચી ઊઠે છે. ધર્મગુરુના સૂચવ્યા પ્રમાણે તે રાત્રે એકલો જુલિયેટને મળવા જાય છે.



---

૧૫. 'સ્વર્ગ તો અહીં છે—
    જ્યાં જુલિયેટ છે.

૧૬. તત્ત્વજ્ઞાનને નેવે મૂકો.—
    જે નથી અનુભવી શકતા તે પર તમે વદી પણ ન જ શકો.

# ધ્વજવંદન

'સ્વપ્નસેવી'

( ગતાંક પૃષ્ઠ ૧૬૬ થી ચાલુ )

લેખાના સર્વ દુઃખનું કારણ તેનું કાર્યક્ષેત્ર અને કેટલેક અંશે સૌંદર્ય પણ હતું. જેમની તેણે તનતોડીને સેવા કરી હતી, જેમને માટે તેણે રાત્રિઓને દિવસમાં ફેરવી, જેમને માટે તે ઘણી વખત ભોજન પણ ત્યજી દેતી, તેમણે –તેમનાંએજ આજે તેની આ દશા કરી હતી. તેમણે જ કહ્યું હતું, કે તે અપવિત્ર હતી. તેના હાથ કલંકિત હતા. છતાંય ચંદ્ર તેને તરછોડી ગયો ન હોત તો દુનિયાનું કોઈ પણ સંકટ શી વિસાતમાં હતું! લેખા એની કદી જ પરવા કરત નહિ. પણ ચંદ્ર તેને ત્યજીને, નાલાયક ગણીને ચાલ્યો ગયો હતો. કેટલાંક વર્ષો અગાઉ લેખા અને દાદા બે જ જણાં હતાં; વચમાં કાંઈક આવીને અદશ્ય થઈ ગયું. આજે લેખા અને દાદા બે જ જણ છે.

લેખા હવે પોતા તરફ બેપરવા બની ગઈ છે. સંસારમાં જેને લઈને તેણે જીવવાનો પ્રયત્ન કર્યો, તેણે તેને તેમ કરતી અટકાવી. દાદાની ચિંતાઓ વધી ગઈ, તેઓ નિરાશ થઈ ગયા. ક્યાંયથી આશાનો એક તંતુ પણ તે પકડી શકતા નહિ.

જેની પાસે સૌંદર્ય છે, તેને ગુણવાન થવાનો અધિકાર નથી શું? સૌંદર્ય સેવા ન કરી શકે! એ પિંજરમાં જ પૂરી રાખવા લાયક છે? ઠીક, પણ આ બધામાં પડવાની મને શી જરૂર!

ક્ષેત્રની સાથે, લેખાના સૌંદર્યે પણ તેની કતલ કરવામાં ભાગ ભજવ્યો હતો. એ સૌન્દર્ય તરફ એને ઘૃણા ઊપજી. હમણાં તે ગમે તેવાં કપડાં પહેરતી, વાળ ઓળવા તરફ પહેલાંના જેવી કાળજી પણ રાખતી નહિ. દિન–પ્રતિદિન, તેના મુખની કાંતિ ઊડી જવા લાગી. આહ!! દાદાને એ જોઈ મરવા જેવું થઈ જતું. દર્દીઓની જીવન-સંજીવની આજે સુકાઈ જતી હતી. પોતે સુકાતાં યે અન્યના જીવનમાં પ્રાણ પૂરવાની તક તે જવા દેતી નહીં. જીંદગીનું હવે તે છેલ્લું જ ધ્યેય હતું. છેલ્લું ધ્યેય તો બનતાં સુધી સફળ થવું જ જોઈએ. એ સફળ ન થાય તો માનવીના જીવને મૃત્યુ વખતે બહુ કષ્ટ થાય છે. તેના મનમાં એક જાતનો અસંતોષ રહી જાય છે. કોઈનું ય છેલ્લું ધ્યેય અસફળ ન હજો!

એકલી પડેલી લેખા કઠોર જીવન તરફ વળી ગઇ. પોતાના કાર્યમાં ડૂબી જઇ તેણે દેહને ઘસડવા જ માંડ્યો. જગતનાં અન્ય આકર્ષણ તેને માટે નકામાં બન્યાં, ઘસાઇ ગર્યાં. એમનાથી તેની આગળ એક શબ્દ પણ બોલાય તેમ ન્હોતું.

દાદા લેખાને માટે જ જીવતા હતા. એમના હૃદયમાં ચંદ્ર ઘર કરી બેઠો હતો; તે ત્યાંથી ખસતો જ ન્હોતો. હમણાં હમણાં એમને એક નવી આશા ઉદ્ભવી હતી.–ચંદ્ર કોઇક દિવસે ય પાછો આવશે. લેખાના મસ્તકે હાથ મૂકી તેઓ કહેતા, "બેટા, ચંદ્ર પાછો આવવાનો જ. તું માની શકે છે કે એ તારા વિના રહી શકશે! ના, ના. તે આવવાનો, આવવાનો જ." લેખા સમજતી કે તેને ખૂશ કરવાનો દાદાનો આ માત્ર એક અખતરો જ છે, કારણ એ આશા તેની જતી રહી હતી. હવે તેને એમ જ ઇચ્છા હતી કે દાદા પણ ચંદ્રને ભૂલી જાય.

પછી ય વર્ષો વહ્યાં. ચંદ્ર હિંદના પ્રખર ધારાશાસ્ત્રીઓમાંનો એક ગણાતો હતો. તેની કીર્તિ ખૂબ વધી ગઈ હતી. એ યશસ્વી કાર્ય-કર સફળતા મેળવતો આગળ વધ્યે જ જતો હતો. લક્ષ્મી તેના ચરણોમાં ઢળી પડી. તેના ચરણસ્પર્શથી જાણે દેવીનું મુખ પુલકિત થઇ ઊઠતું. ચંદ્ર લક્ષાધિપતિ બન્યો, કરોડપતિ બન્યો.

પણ એ કરોડપતિના હૈયામાં કોઈ એક જણ, લાંબા સમયથી ગાઢ નિદ્રામાં પડ્યું હતું. તે કદીક જ તેના તરફ દૃષ્ટિપાત કરતો; એટલો

દષ્ટિપાત તેને હજીય અપરિચિત રાખી રહ્યો હતો. હૃદયનાં દ્વાર ક્યારેક બળપૂર્વક ઊઘડી જતાં, ને ચંદ્ર તેમને બળપૂર્વક બંધ કરતો. કોઇક અશુભ તોફાન તેના મનમાં જાગી ઊઠતું, ત્યારે ચંદ્ર બળપૂર્વક તેને શાંત રહેવા આજ્ઞા આપતો; પણ ત્યાં થોડી જ સફળતા મળતી. તે પોતા સાથે યુદ્ધ કરી રહ્યો હતો. હમણાં હમણાં એ યુદ્ધ બંધ પડતું નથી. જે તરફ લેખા હતી તે તરફ એને કોઇક દોરી જતું હતું.

ચંદ્રને લેખા તરફ કોઈક દોરી લાવવા મથતું હતું, ત્યારે લેખા અહીંથી ઝટ પરવારવાની તૈયારીમાં પડી હતી. અહીંયાં વધુ સમય થોભવાનો તેનો ઇરાદો જ ન્હોતો. આ છેલ્લા દિવસોમાં શ્રી 'હરિહર'ની થોડીક કાવ્યપંક્તિઓ તેને યાદ આવ્યા કરતી. આ રહી તે—

ચકચક લોહું ઘસતાં ઘસતાં,
 ખરચી જીંદગી સારી;
જનમગરીમાં તણખો ન પડ્યો,
 ન ફળી મહેનત મારી
 મહાનલ !
એક જ દે ચિનગારી !
ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો,
 સળગી આભ અટારી;
ના સળગી એક સગડી મારી;
 વાત વિપત્તની ભારી
 મહાનલ !
એક, જ દે ચિનગારી ! !

બહેન ! તારૂં શું નથી સળગતું કે તું મહાનલને એક ચિનગારી માટે યાચના કરવા બેઠી છો !

તેમના તરફ પણ એક ચિનગારીનું મહામૂલું દાન કરે.

પાન વિનાના વૃક્ષ ઉપર બેસી, નીલકંઠ એક ડાળથી બીજી ડાળ પર પાંખો ફફડાવતા ઊડતા, આવી પડેલી વર્ષાને આતુરતાથી આ તરફ બોલાવતા, એ સમય વહી ગયો. વાદળની છાયાથી ગગન છવાઈ જતું, એ સમય પણ વહી ગયો. અંતરિક્ષની બારીઓ ઊઘડી ગઇ, અને જળ ધોધમાર વરસી પડ્યું, એ સમય પણ વહી ગયો; સૃષ્ટિ સ્નાનથી પ્રફુલ્લિત બનેલી છે—એ સમય હમણાં આવેલો છે.

લેખા એક માંદગીમાંથી સાજી થઇ ઊઠી છે. દાદાએ જ તેને બચાવી છે, અને પાછો પેલો જુનો કાર્યક્રમ શરૂ થઇ ગયો છે. દાદાએ ફરીથી એક વખત કહ્યુ, "ચંદ્ર પાછો આવશે."

આલ્હાદક પવન જગતને સુખ આપી ચાલ્યો ગયો, પણ ચંદ્ર આવ્યો નહિ. ઠંડીનાં મોજાં સર્વત્ર ફરી વળવા માંડયાં, પણ ચંદ્ર આવ્યો નહિ. સરિતાનો પ્રાણ ઘન બની ગયો, પણ ચંદ્ર આવ્યો નહિ. તો યે દાદાએ ફરી એક વખત કહ્યું, "ચંદ્ર પાછો આવશે."

હવે દાદાનું શરીર પણ ઠીક રહેતું નથી. તેમની સારવાર કરવાને માટે, લેખાએ પોતાની તબિયત જરા સંભાળવા માંડી. બંને એક બીજાને ટકાવતાં હતાં. પરમેશ્વરે શા માટે તેમને ત્યજી દીધાં હતાં, એ વાત દાદા ઘણી વખત સમજવા મહેનત કરતા, પણ સમજાતી નહિ; ત્યારે તેઓ ચૂપચાપ રડી લેતા.

× × ×

. તે આવ્યો—જ્યાં લેખા હતી તે તરફ. વર્ષો પહેલાંનું જીવન તેને સાંભરી આવ્યું. પેલી application આપતી વખતે લેખાએ તેને એક અત્યુત્તમ ભેટ આપી હતી—નાનકડો રાષ્ટ્રધ્વજ. તેના પર એને કેટલો પ્રેમ હતો ! તેના દર્શન માત્રથી એનો સર્વ શ્રમ ઉતરી જતો. ચંદ્ર હવે સમજી શક્યો હતો કે ઉન્નત પંથે લઈ જનાર આ ધ્વજને નમનાર હૃદય પણ તેટલું જ ઉન્નત હતું. લેખાંને ચારિત્ર્યહીન ગણી તરછોડી દેવામાં તેને પોતાની મૂર્ખાઈ અને નિર્દયતા જ દેખાયાં.

'ભેટ' લઈ તે આવી પહોંચ્યો—જ્યાં લેખા હતી ત્યાં.

ત્યારે દાદા પથારીવશ હતા. પાસે લેખા બેઠી હતી. ચંદ્ર તે તરફ ધસ્યો. આ ઓચિંતા આગમનનું દશ્ય કોઈ સત્ય માની શક્યું નહિ. લેખા આશ્ચર્યમૂઢ ઊભી રહી ગઈ. દાદાએ 'ચંદ્ર!' એમ બૂમ નાખી ઊઠવાનો યત્ન કર્યો ત્યાં જ ચંદ્રનું મુખ એમની છાતી ઉપર નમી પડ્યું: "દાદા!" દાદાએ દિવ્ય આનંદ અને શાંતિ અનુભવ્યાં.

પછી ચંદ્ર અને લેખા બીજા ઓરડામાં આવ્યાં. બંને એકબીજાથી દૂર ઊભાં હતાં. લેખાને જોઈ ચંદ્રને તીવ્ર વેદના થઈ આવી. તેના આખા શરીરે દુઃખની થરેરાટી અનુભવી. જરા નજીક આવી તે મહાપ્રયાસે એટલું જ બોલ્યો, "માફ કર." આજ સુધી દબાવી રાખેલા બંધ છૂટીગયા. લેખા જોરથી રડી પડી.



ચંદ્ર જ્યાં ઊભો હતો ત્યાં જ ઊભો રહ્યો. લેખા શાંત થઈ એટલે તે પાસે આવ્યો. સાથે આણેલો નાનકડો રાષ્ટ્રધ્વજ લેખાને બતાવતાં તે બોલ્યો, "તેં આપેલી આ ચીજ મારે મન પવિત્રમાં પવિત્ર વસ્તુ છે. મને સરઘસો અને ભાષણોનાં આકર્ષણ નથી. જનસેવા અનેક રીતે થઈ શકે છે, પણ હમણાં હું તારી શારીરિક નબળાઈના કારણે તને કોઈપણ સેવા તરફ જવા દઈશ નહિ. તારે આરામની જરૂર છે. પછી આ ધ્વજ બનાવશે એ સેવા આપણે સાથે લઈશું."

અચાનક લેખાનો હસ્ત ધ્વજ પર પડ્યો, અને બંનેનાં મસ્તક તેની આગળ નીચાં નમ્યાં. કંઈક વિચાર કરી લેખા બોલી. "આજની કઠોર અને થાકી ગયેલી લેખાને લઈ તમે શું કરશો, ચંદ્ર!"

"એને પહેલાંના જેવી જ બનાવીશ" કહી ચંદ્ર તદ્દન નજીક આવ્યો. ધ્વજ પકડેલા બંનેના હસ્ત ધ્વજને સાથે રાખી જોરથી દબાયા.

એકદમ પ્રકૃતિએ રંગ બદલ્યો. વાતાવરણ અમૃતમય બની ગયું, અને ચંદ્રના ઓષ્ટ લેખાના ઓષ્ટ ઉપર જડાઈ ગયા. સેવાના ધ્વજને વંદન કરી બે હૈયાં એક થયાં.

સમાપ્ત.

# જગત-સાહિત્યમાં શૃંગાર

નરસિંહ

૩

જુલિયેટ રોમિયોને વિદાય તો આપે છે, પણ તેનાં નયન ને હૃદય તે નથી સહી શકતાં. તે સાદ કરી રોમિયોને પાછો બોલાવે છે. હર્ષોન્મત્ત રોમિયો તેને તેમ કરવાનું કારણ પૂછે છે. તેનું નયનામૃત ચાખતાં જુલિયેટ કહે છે, "કારણ તો હું ભૂલી ગઈ છું."

રોમિયોને આ વિસ્મૃતિ ઘણી મધુર લાગે છે. તે કહે છે:

૧. 'Let me stand till thou remember it.'

ને જુલિયેટ બોલે છે:

૨. 'I shall forget......
Remembering how I love thy company.'

વાતમાં ને વાતમાં પ્રભાતનો ઉજાસ પ્રગટે છે; ને ત્વરિત લગ્નને ઝંખતી જુલિયેટ સવારમાં સંદેશવાહક મોકલવાની કબૂલાત આપી રોમિયોને અળખામણી વિદાય દેતાં કહે છે:

૩. 'I shall say good-night till it be morrow.'

જુલિયેટની ઉક્ત સાનુકૂળ વલણથી ઉત્તેજિત બનેલ રોમિયો ત્યાંથી ઘેર ન જતાં સીધો દેવળે જાય છે. દેવળનો પાદરી તેના ધર્મગુરુ સાથે મુરબ્બી ને મિત્રનું પણ પદ સાચવે તેટલો સહૃદય હોય છે. તે, વહેલા પ્રભાતમાં, પ્રભુને પૂજવા, કુસુમ વીણતો હોય છે. પ્રભાતના વર્ણનમાં પણ મધુર શૃંગારની છાંટ તરવરે છે:

૪. Chequering the eastern clouds with streaks of light......

રોમિયોને વહેલા પ્રભાતમાં જોતાં ગુરુ ચમકે છે. તે માને છે કે રોઝાલીન સાથેના પ્રેમની ઝંખનામાં તે ઘેલો થઈ ગયો છે. પણ જ્યારે તે જુલિયેટની વિગત સાંભળે છે ત્યારે તેને આશ્ચર્ય થાય છે. જુવાનોના અસ્થિર પ્રેમને ઠપકો આપતાં તે બોલે છે:

૫. 'Young men's love then lies
Not truly in their hearts but in their eyes.'

પ્રેમે તરફડતા રોમિયો પર દયા દાખવતાં તે કહે છે:

---

૧. તમે તે યાદ આવે ત્યાં સુધી મને ઊભવા દે.

૨. તારો સહવાસ મને કેવો પ્રિય છે તેની આંતર-ઝંખનામાં......હું તે તો વિસર્યા કરીશ.

૩. રાત્રિનાં વિદાય-વચનોની ધારા તો પ્રભાત ઊગીને પ્રકાશવા માંડે, ત્યાં સુધી પણ ચાલ્યા જ કરશે.

૪. (ઉષા)..................
પૂર્વનાં વાદળોને તેજકિરણોએ ગૂંથતી .........

૫. યુવાનોનો પ્રેમ ત્યારે અંતરનો નહિ પણ આંખોનો ગણાય..

૬. 'Women may fall when there's no strength in men.'

રોમિયો આ સમયે પ્રેમના ઉન્માદમાં વિનયની હદ ઓળંગે છે. પણ ધર્મગુરુ હસીને તેને સહી લે છે. છેવટ રોમિયો પ્રત્યેના પ્રેમથી, અને જુલિયેટ સાથેનાં તેનાં લગ્નથી બંને વૈરિ કુટુંબનાં વૈર શમશે એવી ભાવનાથી તે રોમિયોને જુલિયેટ સાથેનાં તેનાં ગુપ્ત લગ્નને ધાર્મિક સંમતિ આપવાનું વચન આપે છે.

જુલિયેટની પ્રેમઝંખના તો રોમિયો કરતાંએ વધુ તીવ્ર હોય છે. તે પોતાની નર્સ અને સખીને રોમિયો પાસેથી લગ્ન સંબંધી સમાચાર લાવવા મોકલે છે. નર્સને ત્યાંથી પાછા ફરતાં કંઈક ઢીલ થાય છે. ને તે સમયની જુલિયેટની ઉત્કંઠિત ભાવના ખરેખર રમણીય, સુકાન્ત ને સકરણ છે:

૭. 'Love's heralds should be thoughts,
Which ten time faster glide than the sun's beams.'

રોમિયોને શોધતી નર્સનું ચિત્ર પણ અદ્‌ભુત છે. તે સખી છે, દેવી છે, દૂતી છે, વિદુષકી છે, ચાકરડી છે. તેના દ્વારા શૃંગારની ખીલવણી કાંઈક નવું જ સ્વરૂપ ધારે છે.

કેટલાક માણસો તેના પ્રતિ જ્યારે અસુંદર શબ્દ-વર્તન ચલાવવા જાય છે ત્યારે પોતાની સાથે આવેલા નોકર પ્રતિ જોઈ તે બોલે છે:

૮. ......And thou must stand by too,
*and suffer every knave to use me at his pleasure.*
Peter: I saw no man use you at his pleasure.

યોજના પ્રમાણે ગુપ્ત લગ્ન કરવાને રોમિયો ને જુલિયેટ દેવળમાં એકઠાં મળે છે. નર્સ સાક્ષી તરીકે ઊભે છે. ધર્મગુરુ તેમનાં લગ્ન કરાવી આપે છે, પણ સાથે જ તેમની પ્રેમજ્વાળાને મધુર ચીમકી ભરે છે:

૯. 'These violent delights have violent ends
..................................................
Therefore love moderately.'

*તે વખતે જુલિયેટ, રોમિયોની પ્રેમ-પ્રદર્શન-ભાવનાના ઉત્તરમાં, કહે છે:*

૧૦. But my true love is grown to such excess. ...

---

૬. પુરુષમાં જ્યારે જોમ ન હોય ત્યારે સ્ત્રી ચસકે એ તો સ્વાભાવિક ગણાય.
૭. પ્રેમના દૂત તો વિચાર શોભે—
જેમની ગતિ સૂર્યકિરણો કરતાંય દશગણી છે.
૮. ...અને ત્હારે મારી સમીપ ઊભી
ગમે તેવા મવાલીને મને પોતાની ઇચ્છા પ્રમાણે વાપરતાં જોવો.
પીટર: મેં કોઈપણ માનવીને
તેની ઇચ્છા પ્રમાણે આપને વાપરતાં ન જોયો.
૯. આવા ઊછળતા આનંદનો અન્ત પણ ઊછળતો હોય—
......માટે પ્રેમને શાન્તિથી શોભાવો.
૧૦ પણ મારો પ્રેમ તો એટલી ઉન્નત કક્ષાએ પહોંચ્યો છે...

તે રાત્રે રોમિયો જુલિયેટની સાથે મધુરજનિ ગાળવાને ગુપ્તપણે તેના ભુવને આવવાનો હોય છે. જુલિયેટ તે સંબંધી બધી તૈયારી કરી રાખે છે. પણ કમભાગ્યે તે જ સંધ્યાએ રોમિયોને કુટુમ્બયુદ્ધમાં સંડોવાવું પડે છે. તે યુદ્ધને અટકાવવા બનતું બધું જ કરે છે; જુલિયેટને સંભારી હાથ ખેંચી રાખે છે:

૧૧. 'O sweet Juliet!
Thy beauty hath made me effeminate,
And in my temper soften'd valour's steel.'

પણ સામા પક્ષની ઉશ્કેરણીથી તેને યુદ્ધ કરવું જ પડે છે; ને તેમાં જુલિયેટનો એક કુટુંબી ને રોમિયોનો પ્રતિસ્પર્ધિ ટાયબલ્ટ મરાઈ જાય છે.

રોમિયો યુદ્ધનું આ પરિણામ જોઈ તીવ્ર પશ્ચાતાપ અનુભવે છે. પણ થયું ન થયું થતું નથી. રાજવિ તેને સંયોગ વિચારી દેશનિકાલની સજા કરે છે.

રોમિયોને મળવાને પળે પળે તલસતી જુલિયેટની ઉત્કંઠા અપૂર્વ હોય છે. પણ જ્યારે તેને નર્સદ્વારા ટાયબલ્ટના ઉક્ત મૃત્યુના સમાચાર મળે છે ત્યારે તે બેહોશ બની પળભર છંછેડાઇ ઊઠે છે:

12. 'O serpent heart, hid with a flowering face!'

.......................................

પણ પછી તરત જ સ્થિર બની, યુદ્ધમાં બેમાંથી એક તો મરત જ એવો વિચાર આવતાં:

13. 'That villain cousin would have kill'd my husband:
Back foolish tears;

રોમિયોને દેશનિકાલની સજા મળી છે તે સાંભળી આવતાં તો:

14. ......That one word 'banished',
Hath slain ten thousand Tybalts.

ને તે પોતાની નર્સને રોમિયોની શોધમાં મોકલે છે.

રોમિયો યુદ્ધના સ્થળેથી સીધો જ મિત્ર ધર્મગુરુના આશ્રયે ચાલ્યો જાય છે. ગુરુ તેને ત્વરાએ દેશ છોડી જવાની શિખામણ આપે છે. પણ રોમિયો તે સમયે:

( પૃ. ૨૨૬ જુઓ )

---

૧૧ ઓ મધુરી જુલિયેટ!
તારી સુન્દરતાએ મને સ્ત્રૈણત્વને બાંધ્યો છે,
ને મારા ક્ષાત્રતેજમાં તેણે શાન્તિની માર્દવતા ગૂંથી છે.

૧૨. કુસુમવરણા મુખ નીચે સંતાયલ ઓ સેતાન હૈયા!

૧૩. તે દુષ્ટ પિત્રાઈએ મ્હારા પ્રિયતમને હણ્યો હોતઃ
......આંસુ પાછાં વળો.

૧૪. 'દેશનિકાલ'—
એ એક જ શબ્દે હજારો ટાયબલ્ટને હણી નાંખ્યા છે.



## પંડિત આત્મારામજી

ગઇ તા. ૨૫ મી જુલાઈની સવારે, વડોદરામાં, એક અનન્ય સુધારક ને વિરલ કર્મવીર પુરુષનો સ્વર્ગવાસ થયો. ગાંધીજી જેવાઓએ તેમને માનભરી અંજલિ અર્પી; અને આગેવાન સુધારકોએ તેમના મૃત્યુ પર આંસુ સાર્યાં.

સંવત ૧૯૨૪માં, અમૃતસરમાં, એક પ્રતિષ્ઠિત કુટુંબમાં તેમનો જન્મ થયેલો. તેમના પિતા તે પ્રદેશમાં દાનવીર કહેવાતા; ગુરુ પંડિત ગુરુદત્ત સ્વ. સ્વામી દયાનંદ સરસ્વતીના શિષ્ય હતા. પિતા પાસેથી તેમને ત્યાગ ને પરાર્થની ભાવના મળ્યાં; ગુરુએ તેમનામાં ધર્મ, અભિમાન, માનવ સમભાવ ને સિદ્ધાંત–પ્રિયતા પ્રગટાવ્યાં.

નાનપણથી તેમણે ત્વરિત વિકાસ સાધવા માંડયો. અછૂતોને અપનાવવાની, આજે તો ખૂબ ખૂબ વ્યાપક થઇ પડેલી, નીતિને તેમણે જ પ્રથમ, સક્રિય રીતે–પ્રચાર દૃષ્ટિએ, અમલમાં મૂકી. ને એ રીતે, સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીએ ઉપદેશેલ આર્ય ધર્મની વિશાળતા ને માનવ સમાનતાની ભાવનાને તેમણે સિદ્ધિના જળથી સિંચવા માંડી.

તેમની સિદ્ધાન્ત–પ્રિયતા અચળ અને પવિત્ર હતી. તેને ટકાવવા તેમણે લાહોર હાઈસ્કુલના કુલનાયકપદનો અસ્વીકાર કરેલો. અમૃતસરમાં તેમણે સ્વતંત્ર પંજાબી સ્કુલની શરૂઆત કરેલી–જે આજે હિન્દુ સભા કૉલેજના નામે વિખ્યાત બની છે. પંજાબ પ્રતિનિધિ સભાના ઉપદેશક ને મન્ત્રીપદેથી તેમણે આર્યસમાજ સંબંધમાં એવું અપ્રતિમ પ્રચારકાર્ય કરેલું કે જેની છાપ આજે ચિરંજીવ બની છે.

તેમનું સ્વદેશાભિમાન ઉગ્ર હતું. તેમની લોકપ્રિયતા વિરલ હતી. શીતળાની રસી મૂકાવવા સંબંધમાં પ્રજાનો સહકાર સાધવામાં તેઓ જો મદદ કરે તો પ્રાન્ત–કમીશ્નરે તેમને પંજાબી સ્કુલ માટે અગત્યની એવી દશ હજારની કિંમતની જમીન ભેટ આપવા કહેલું, પણ તેમણે તે માગણીનો દૃઢતાપૂર્વક અસ્વીકાર કરેલો.

ના. ગાયકવાડ સરકારના અંતરમાં, વર્ષો પર, અંત્યજોદ્ધારની પ્રબળ ભાવના ઊઠેલી. તે ભાવનાની સિદ્ધિ માટે તેમને એક એવા પુરુષની જરૂર હતી જે લોકપ્રિય, વિદ્વાન, દૃઢ મનનો, નિઃસ્વાર્થ સેવાની ભાવનાવાળો, સફળ પ્રચારક ને અંત્યજોને પોતાના ગણનાર હોય. ગુજરાતમાં તેમણે તે સંબંધમાં તપાસ કરી પણ ક્યાંયથી તેમને સંતોષપ્રદ ઉત્તર ન મળ્યો. છેવટે તેમની દૃષ્ટિ ઉક્ત કર્મવીર–પંડિત આત્મારામજી પર ઠરી. તેમને તેમણે વડોદરા આમંત્ર્યા; ને પંડિતજીએ તત્કાળ એ આમંત્રણ સ્વીકાર્યું.

વડોદરામાં પંડિતજીનું કાર્ય ન ભૂલાય એવું છે. તે રાજ્યની હરિજન શાળાઓના જો કે

ઇન્સપેક્ટરજ નીમાયલા પણ તેમનું કાર્ય કેળવણી ખાતાના કોઈ પણ ઇન્સ્પેક્ટર કરતાં વધારે વિકટ હતું. હિંદુ પ્રજા તેમની સાથે સહકાર સાધવા તૈયાર ન્હોતી; હરિજનોની સાથે તે અને તેમનાં સંતાન પણ અસ્પર્શ્ય ગણાતાં. છતાં તે પ્રવૃત્તિ તેમણે દૃઢ મનથી ચાલુ જ રાખી, ને સફળ અને ભવ્ય પરિણામ પ્રતિ તેમણે અચૂક પગલાં આદર્યાં.

શિસ્ત, સ્વચ્છતા ને નિયમન સંબંધી તેમનો આગ્રહ ખૂબ તીવ્ર હતો. તે આગ્રહેજ ગંદી ગણાતી અંત્યજ પ્રજાને સ્વચ્છતા ને સ્વમાન શીખવ્યાં; અંત્યજ વિદ્યાર્થીઓને કેળવી કેળવીને એવી ઉચ્ચ કક્ષાએ મૂકયા કે તેઓ અસ્પર્શ્ય મટી સાચા હરિજન બન્યા.

અસ્પર્શ્યતાની કૃત્રિમતા દર્શાવવાને ના. ગાયકવાડ સરકાર અવનવી યુક્તિઓ રચતા. પંડિત આત્મારામજીને તેમણે સૂચના આપી હતી કે હરિજનશાળા કે આશ્રમની મુલાકાતે આવતા કોઈપણ પ્રેક્ષકને તે શાળા કે આશ્રમ હરિજનનાં છે તે જણાવ્યા સિવાય તેના મન પર તે વિષેની સ્વતંત્ર છાપ પડવા દેવી. એક સમયે પંડિત માલવિયાજી ને કેટલાક રાજવંશીઓ વડોદરાની મુલાકાતે આવ્યા. તેમણે રાજ્યનું મધ્યસ્થ હરિજન છાત્રાલય જોવાની ઇચ્છા દર્શાવી. ના. ગાયકવાડ સરકારે તેમને તે સંબંધમાં કંઈ પણ ઉત્તર આપ્યા વિના પંડિત આત્મારામજીની દેખરેખ નીચે ચાલતા હરિજન-છાત્રાલયની મુલાકાત લેવરાવી. પંડિતજી અને રાજવંશીઓએ તે જોયા છતાં ના. સરકારને પોતાની માગણીની પુનઃ યાદ આપી. સરકારે હસીને કહ્યું, " તે તો તમે જોઈ આવ્યાને ! "

" ક્યારે ? અહીં તો અમે એક બ્રાહ્મણ છાત્રાલય જ જોયું છે. "

" તે બ્રાહ્મણોનું નથી, હરિજનોનું છે. " ના. ગાયકવાડ પોતાની ભાવનાની આવી અનન્ય સફળતા પર સંતોષ વેરતાં બોલ્યા.

પંડિત માલવિયાજી વિગેરે વિસ્મય પામ્યા. સ્વચ્છ અને શાન્ત આશ્રમમાં વેદમંત્રો ભણતા સ્વમાનશીલ હરિજન વિદ્યાર્થીઓએ તેમને જે ભૂલ ખવરાવેલી તે ભૂલ પણ તેમને પ્રિય લાગી. તેમણે ના. ગાયકવાડને અંતરનાં અભિનંદન આપ્યાં.

શ્રી. જુગલકિશોર બિરલાએ પણ આ પ્રવૃત્તિની ઉચ્ચતમ સફળતા જોઈતિને રૂ. ૩૦૦૦ ની માસિક ગ્રાન્ટ ઉપરાંત ૨૧૦૦૦નું દાન કરેલું.

ખોટા ભપકા અને ગર્વ પ્રતિ પંડિતજીને પ્રથમથીજ અણગમો હતો. ગાંધીજી જ્યારે વડોદરાની પ્રથમ મુલાકાતે આવ્યા ત્યારે તેમણે મહાત્મા તરીકે તેમને મળવાની પણ ના કહી. મહાત્માપદ તેમને ગાંધીજીમાં અસંભવિત લાગ્યું. પણ જ્યારે ગાંધીજીએ સ્વહસ્તે તેમના પર હિંદીમાં ચિઠ્ઠી લખી મોકલી ત્યારે પંડિતજીએ એક કર્મવીર અને સ્વભાષાભિમાની તરીકે તેમની મુલાકાત લીધી. ગાંધીજીએ તેમની પાસેથી હરિજન પ્રવૃત્તિનો માર્ગ ને ઇતિહાસ જાણ્યાં.

તેમની શિસ્તપ્રિયતા પણ ખૂબ દૃઢ હતી. ગમે તે સંયોગોમાં પણ તે તેનો ભંગ ન કરતા.

એક સમયે ના. ગાયકવાડ દિલ્હીથી આવતાં વડોદરાના સ્ટેશને ઊતર્યા. પંડિત આત્મારામજી પણ પોતાના વિદ્યાર્થીઓ સાથે, તે જ સમયે આવતી એક બીજી ટ્રેઈનમાં, વચ્ચેના પ્લેટફોર્મ પર ઊતર્યા. ના ગાયકવાડે તેમને મળવા ઇચ્છા દર્શાવી. પંડિતજીને તાબડતોબ બોલાવવામાં આવ્યા. પણ પંડિતજી ક્રોસીંગ ન ઓળંગતાં પૂલને રસ્તે વળ્યા. ના. સરકાર પંડિતજીને મહેલે મોકલવાનું કહી ચાલ્યા ગયા. સ્ટેશન માસ્તર, અમલદાર વર્ગ વિગેરેએ પંડિતજીને ઠપકો દીધો. ના. સરકારની ઇચ્છા હોઈ ક્રોસીંગ ઓળંગવામાં તેમણે વાંધો ન જોયો. પણ પંડિતજીએ કહ્યું કે, "જ્યાં સુધી ક્રોસીંગ ઓળંગવા સામેની ચેતવણી કાયમ અને જરૂરી છે ત્યાં સુધી ગમે તેવા સંયોગોમાં પણ મારાથી તે નજ ઓળંગાય."

અમલદારવર્ગે માન્યું કે આમ કરીને પંડિતજીએ ના. ગાયકવાડનો ખોફ વ્હોરી લીધો છે. પણ જ્યારે ના. સરકારે તેમને શિસ્તના આવા અનન્ય પાલન માટે અભિનંદન ઉપરાંત પગારની ગ્રેડમાં પણ વધારો કરી આપ્યો ત્યારે સર્વે આશ્ચર્યમુગ્ધ બન્યાં. ને રાજ્યની પ્રજા ને અમલદાર-વર્ગ પર એની ન ભૂંસાય એવી છાપ પડી.

લોકમાન્ય તિલક એક સમયે વડોદરા પધારેલા. તે વખતે તે બળવાખોર ગણાતા; ને તેમના પર ત્રણેક કેસ ચાલતા હતા. તેમને મળવું એ પણ રાજદ્રોહ ગણાતો. છતાં પંડિતજી પોતે સરકારી અમલદાર છતાં તેમને મળવા ગયા. ઉત્તરમાં તેમણે કહ્યું, " લોકમાન્યની બળવાખોરી સાથે મને સંબંધ નથી. હું તો તેમને ગીતા-રહસ્યના લેખક તરીકે પૂજું છું. "

એક સમયે તે રાજ્યની હરિજન-શાળાઓની મુલાકાતે નીકળ્યા. એક ગામમાં કોઈ ગરીબ ડોશીનો છોકરો શાળામાં ગેરહાજર રહેવાથી તેનો દંડ થયેલો. ડોશી દંડ ભરવાને અશક્ત હોઈ તે રડતી રડતી પંડિતજી પાસે આવી. પંડિતજીએ કહ્યુ, "પ્રજાને કેળવવા ફરજિયાત શિક્ષણ જરૂરી છે; અને ફરજિયાતના નિયમને સાચવી રાખવા દંડ સિવાય બીજો રસ્તો નથી." તેમણે દંડ માફ નજ કર્યો. પણ ડોશીની ગરિબાઈ પર દયા લાવી દંડના પૈસા તેમણે પોતાના ખીસામાંથી ભરી આપ્યા.

સ્વ. શ્રદ્ધાનંદજી સાથે પણ તેઓ નીકટના સંબંધમાં હતાં. તે અંગે રેસીડન્સીની પોલીસે એક સમયે તેમના મકાન પર દરોડો પાડ્યો. પંડિતજીને તે સંબંધી સમાચાર મળી ચૂકયા હતા એટલે જરૂરી કાગળો તેમણે પ્રથમથીજ બાળી મૂકેલા. પોલીસ કેવળ તેમના અંગત વિભાગની જ જડતી લઈ શકે, એટલે રાજ્યના દફતરમાં કાગળો ગોઠવી દઈ પંડિતજી તે બચાવી શકત. પણ તેમને સત્ય અને શિસ્ત ખૂબ વહાલાં હતાં. તેને સાચવવા અગત્યના પત્રોને પણ તેમણે બળવા દીધા. આ જડતી પ્રકરણમાં તેમણે પોલીસને એટલી હંફાવેલી કે દેશી રાજ્યના એક અમલદારને માટે તો શું પણ કોઈ દેશનાયકને માટે પણ તેમ કરવું ભારે થઈ પડે.

નવસારીમાં આર્ય-સમાજીસ્ટોની જંગી પરિષદ હતી. પંડિતજીને ત્યાં જવાની રજા મળે એ અસંભવિત હતું. પણ તેઓ તો રજાના એક દિવસની તકનો લાભ લઈ ત્યાં ગયા. ને પરિષદનું કામ સફળતાથી પાર ઉતારી ત્રણેક દિવસે પાછા ફર્યા. રેસીડન્સી અને કેળવણી-અધિકારી બન્ને તેમના પર ચીડાયલાં; પણ તેમણે સચોટ ઉત્તર અને યુક્તિથી બંનેને હારી દીધાં.

સરકારી કાયદાનો આશ્રય લેતી ગાંધીજીની છેલ્લી હરિજન પ્રવૃત્તિઓ પ્રતિ તેમને અણગમો હતો. તેઓ કહેતા કે, "અંત્યજોદ્ધાર એ સમાજ-સુધારો છે. તેના સંબંધમાં સરકારી કાયદાનો આશ્રય મહાસભાવાદી સરકાર પ્રતિજ પ્રજાના અમુક વર્ગોનો નિરર્થક રોષ વ્હોરી લાવશે."

સ્વદેશી વસ્તુઓ સંબંધમાં તેમનો પ્રેમ અપૂર્વ હતો. જીવનના ભોગે પણ તે પ્રેમ ટકાવી રાખવાની તેમની તૈયારી હતી. કેટલાક મંદવાડોમાં, અને જીવનની છેલ્લી પળે પણ પરદેશી દવાને સ્પર્શવા પણ તેમણે ના કહેલી.

તેમની દરેક પ્રવૃત્તિ સાથે દરેક માનવી સંમત ન જ થઈ શકે. પણ તેમણે જે માન્યું તેને સિદ્ધ કરવા તેમણે એવો પ્રબળ પુરુષાર્થ છેડાવ્યો છે કે તેની સંસ્મૃતિ પ્રત્યેક માનવીના જીવનમાં કંઈક નવું જ તેજ પૂરી શકે.




'સુવાસ'ના બીજા અંકમાં 'વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન' નામે એક લેખ પ્રગટ થયેલો. તે લેખની પ્રશંસા કરતા જેમ અનેક પત્રો અમને મળેલા તેમ તેમાં વિજ્ઞાનની નિરર્થક ટીકાજ કરવામાં આવી છે અને એના લેખકને વિજ્ઞાનનો સૂક્ષ્મ પરિચય નથી એવો સૂર દર્શાવતા પણ ઉત્તરો આવેલા. એ સર્વના લેખકોને અમે ગઈ સત્તરમી ઑગસ્ટે કેમ્બ્રીજમાં ભરાયલ વિજ્ઞાન-પરિષદમાં લૉર્ડ રેલેએ કરેલું ભાષણ વાંચી જવાની ભલામણ કરીએ છીએ.

લૉર્ડ રેલેના ભાષણનો પ્રધાનસૂર એક છે: "વિજ્ઞાન માનવીની સેવા માટે મથે છે. પણ તે સેવાનો સદુપયોગ કરતાં દુરુપયોગ વિશેષ થાય છે."

જગતમાં બનતી પ્રત્યેક વસ્તુની પાછળ તેના કર્તાનો મોટે ભાગે શુભ આશય જ હોય છે. પણ વસ્તુની પોતાની નિરર્થકતા કે જરૂરિયાતનો આધાર તો તેના પરિણામ ઉપર રહે છે. માનવીએ શરીર સુધારવાના શુભ આશયથી પણ ઝેરની માત્રા લેતી વખતે એ તો યાદ રાખવું જ ઘટે કે ઝેરનું પ્રમાણ વધી જતાં પરિણામ મૃત્યુમાં જ આવશે.

માનવીને શક્તિના ઓછા વપરાશે વધુ સુખ મળે એ ધ્યેય પર વિજ્ઞાન કામ કરે છે. પણ આમ કરતી વખતે વિજ્ઞાને એ યાદ રાખવું ઘટે કે કુદરતે માનવીને જે શક્તિ આપી છે તેના વપરાશ માટે તે શક્તિ અમુક ક્ષેત્ર તો માગે જ છે. વિજ્ઞાન તેને માટે જે ક્ષેત્રો બંધ કરે છે તે ક્ષેત્રોમાંથી બીજા ક્ષેત્રે વળતી એ શક્તિ શુભ માર્ગે જાય છે કે અશુભ તે તો વિજ્ઞાને જોવું જ જોઈએ. વિજ્ઞાન જેમ જેમ વધુ ક્ષેત્રો બંધ કરશે તેમ તેમ માનવશક્તિ નવનવાં ક્ષેત્રો શોધતી જ જશે. અને તે ક્ષેત્રો માનવીને માટે જો ઝેરી કે વિનાશક નિવડે તો તેની જવાબદારી વિજ્ઞાનને શિરજ રહેશે.

હસ્તક્રિયાએ રૂમાંથી કાપડ સર્જતી માનવશક્તિને તેમ કરતાં અટકાવીને વિજ્ઞાને તેને જો બીજા શુભ માર્ગે ન વાળી હોય એટલુંજ નહિ પણ તે ક્રિયાથી માનવી જે સુખ અને સંતોષમાં રમતો તે સુખ ને સંતોષનો પણ તેણે હ્રાસ કર્યો હોય તો મિલો તે વિજ્ઞાને કરેલી સેવા કે વિનાશ?

ને આવા તો વિજ્ઞાનને અનેક પ્રશ્નો પૂછી શકાય; કારણ કે વિજ્ઞાનની ઘણી ખરી શાખાઓનું પરિણામ એવુંજ આવ્યું છે.

---

સ્પાર્ટન રાજવી મૃત્યુ પામતાં તેનો નાનો ભાઈ લાઈકર્ગસ રાજ્યરક્ષક નીમાયો. રાણી તે સમયે ગર્ભવતી હતી. તેણે દિયર લાઈકર્ગસને કહાવ્યું, "જો મારી સાથે લગ્ન કરો તો હું ગર્ભને ગાળી નાખું. તમે રાજવી બની શકો."

લાઈકર્ગસે એ માગણીનો કેવળ અસ્વીકાર જ ન કર્યો. તેણે ગર્ભની રક્ષાનો પણ પ્રતિબંધ કર્યો.




**તવારીખની તેજછાયાઃ**—મૂળ લેખક : પંડિત જવાહરલાલ નેહરુ. અનુવાદક : શ્રી વેણીલાલ બુચ. પ્રકાશક : પીપલ્સ લી૦ સૌરાષ્ટ્ર રોડ, રાણપુર. પુસ્તક છઠ્ઠું. કિંમત : ૦–૮–૦.

પંડિત જવાહરલાલ નેહરુએ પોતાની પુત્રી પર લખેલા પત્રોનો સંગ્રહ, જે અંગ્રેજીમાં 'ગ્લીમ્પસીઝ ઑફ ધી વર્લ્ડ હીસ્ટરી'ના નામે પ્રગટ થયો છે, તેનો આ ટુકડે ટુકડે થતો ગુજરાતી અનુવાદ છે. આવા અગત્યના ગ્રન્થનું હાથમાં રમતી ન્હાની પુસ્તિકા રૂપે થતું પ્રકાશન એક દૃષ્ટિએ આવકારદાયક છે. વિષય ગહન છતાં તે પત્ર રૂપે, અને તે પણ પુત્રી પર લખાયલ હોઈ, સ્વભાવક્રમે જ તે હળવી ને રોચક ભાષામાં વહ્યા કરે છે. તેના આ છઠ્ઠા વિભાગમાં 'ખુશ્કી માર્ગોની શોધ,' 'મોંગોલ સામ્રાજ્યના ભાગલા,' 'દક્ષિણ હિંદનાં મહારાજ્યો,' 'યુરોપની ગડમથલ,' ચીન જાપાન–વિગેરે વિષયો પર અભ્યાસપૂર્ણ માહિતી આપેલી છે. એચ. જી. વેલ્સના ઇતિહાસ કરતાં આનું મહત્ત્વ એક એ દષ્ટિએ વધારે છે કે આમાં ઇતિહાસના પ્રત્યેક પ્રશ્નો ને વિભાગોને તેના મૂળથી તેની વર્તમાન પરિસ્થિતિ સુધી હળવાશથી છણવામાં આવ્યા છે.

અનુવાદ સુરેખ, એકધારો, રોચક ને મૂળના પ્રતિબિંબ સમો છે.

કલાત્મક કૃતિ કરતાં આ ગ્રન્થ માહિતિ—ગ્રંથ તરીકે વધુ શોભે તેવો છે. મુદ્રણદોષો ગુજરાતમાં સ્વાભાવિક છે; છતાં પ્રતિષ્ઠિત સંસ્થાઓ તેને નિર્મૂળ કરે એ ખૂબજ જરૂરી છે.

[ અંજની વિ. નો આવતા અંકે ]

## પત્ર-પરિચય.

**ત્રૈમાસિક** ( શ્રી ફાર્બસ ગુજરાતી-સભાનું )—સંપાદક અને પ્રકાશક : અંબાલાલ બુલાખીરામ જાની, ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર; મુંબઈ નં. ૪. વાર્ષિક લવાજમ રૂ. ૩–૦–૦.

સાહિત્ય અને સંશોધનના વિષયમાં આ પત્ર ગુજરાતના બીજા કોઈ પણ પત્ર કરતાં વધારે અગત્યનું સ્થાન ધરાવે છે. એપ્રીલથી સપ્ટેંબર સુધીના તેના બે અંકોમાં ગુજરાતી વહાણવટું, મુસ્લીમ સંઘ અને સિક્કા, શ્રી. કેશવલાલ ધ્રુવ, કાશીપ્રસાદ જયસ્વાલ, પ્રાચીન પાટણ, પ્રાકૃતભાષા, જ્યોતિષ, લિપિ વિગેરે પર ખૂબજ અભ્યાસપૂર્ણ સામગ્રી સમાયલી છે.

**દેશી રાજ્ય**—તંત્રી : જયંતિલાલ મોરારજી મહેતા, નાગરવાડા, નડિયાદ.

દેશી રાજ્યને લગતા વિધવિધ પ્રશ્નોની આ ત્રૈમાસિક પત્ર સુંદર છણાવટ કરી શકે છે. એપ્રીલ-જુનના અંકમાં શ્રી. આવસથીનો 'સ્વ. પ્રભાશંકર પટ્ટણીનાં સંસ્મરણો'ને લગતો લેખ તથા શ્રી. સુરતીનો 'ભાવનગર રાજ્યમાં ગૌસંવર્ધન'ને લગતો લેખ ખાસ ધ્યાન ખેંચે છે.

**પ્રસ્થાન**—સંચાલક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી; પારસી અગિયારી સામે, ખમાસા ચોકી, અમદાવાદ વાર્ષિક લવાજમ હિંદમાં રૂ ૫. પરદેશમાં ૭–૮–૦.

પ્રસ્થાનને પોતાનું સ્વતન્ત્ર વ્યક્તિત્વ છે. શ્રી. રામનારાયણ પાઠકની નિવૃત્તિ છતાં તેનું એ વ્યક્તિત્વ હજી જળવાઈ રહ્યું છે. છેલ્લા બે અંકો તેની સાક્ષી પૂરે છે. છેલ્લા અંકમાં હાસ્યરસનું પ્રમાણ કંઈક વિશેષ છે. 'અકવિ'. શ્રી. 'સ્વૈરવિહારી'ની ખોટ પૂરે છે.

**હુન્નર**—સોદાગરવાડા, સુરત. વાર્ષિક લવાજમ રૂ. ૨–૦–૦.

કેટલાક દેશોમાં હુન્નર-ઉદ્યોગને ખૂબજ પ્રાધાન્ય અપાય છે. એ પ્રાધાન્યે હિંદને પણ એજ રસ્તે દોર્યું છે. એ સ્થિતિમાં તે વિષયનું જ્ઞાન અને તેની પ્રગતિને લગતા સમાચારો પ્રજા માટે જરૂરી ગણાય. આ માસિક એ જરૂરિયાતને પૂરી પાડે છે.

આ માસિકના ચાલુ સાથે કેટલાક જુના અંકો પણ જોવાને મળ્યા છે. અરીસા પરનું કલઈકામ, દિવાસળી, સાબુ અને બીજા પણ અનેક પ્રકારના હુન્નર-ઉદ્યોગને લગતી માહિતી તેમાંથી મળી શકે છે. ભાષાશુદ્ધિ, શબ્દલાલિત્ય કે રસિકતાની ખામી એ વિષયની જરૂરિયાતવાળાઓને જરીક પણ અગવડકર્તા બને તેમ નથી. ઊલટું તેનાથી કેટલેક અંશે લાભ થવા સંભવ છે. લેખનશૈલી સામાન્ય હોવાથી એવી હળવી રહે છે કે ગમે તેવો સામાન્ય વાંચક પણ તે સહેલાઈથી સમજી શકે.

**ગુજરાતી**—તંત્રી : નટવરલાલ ઇચ્છારામ દેસાઈ. સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ. વાર્ષિક લવાજમ રૂપિયા ૭.

ગુજરાતી પત્રકારિત્વના આરંભથીજ પ્રતિષ્ઠા જમાવનાર આ અઠવાડિક પત્ર પોતાનું વિશિષ્ઠ સ્થાન હજી પણ જાળવી રાખે છે.

**પ્રજાબન્ધુ**—તંત્રી : ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર, રેવડી બજાર, અમદાવાદ.

ગુજરાતના પ્રથમ પંક્તિના અઠવાડિક તરીકે તે એટલું પ્રતિષ્ઠિત બનેલ છે કે તેના પરિચયની જરૂરજ નથી રહેતી. પ્રત્યેક વિષયમાં તે ડૂબકી મારે છે અને જરૂરી વિષયની સામગ્રી ગમે ત્યાંથી લાવીને પણ તે પ્રજા આગળ ધરે છે.

**નવસૌરાષ્ટ્ર**—તંત્રી : કકલભાઈ કોઠારી; સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ.

બે વર્ષ પણ પૂરાં થાય તે પહેલાં પ્રતિષ્ઠા અને સિદ્ધિને વરનાર તરીકે આ પત્ર અજોડ છે. તેની વિષયવૈવિધ્યતા આકર્ષક સાથે ખૂબજ જરૂરી પણ છે. દેશી રાજ્યની પ્રજા સાથે ગુજરાતની સંસ્કારિક પ્રજાને પણ તે એવનવું આપી શકે છે. તેની સેવા ગુજરાતથી ન વિસરી શકાય તેવી છે.

[ વધુ પરિચય આવતા અંકે ]

## સ્વીકાર :

**યુવક** : જુલાઈ, ઑગસ્ટ; **ખેતીવાડી-વિજ્ઞાન** : જુન, જુલાઇ; **ગ્રામસેવા** : જુલાઇ, ઑગસ્ટ: **આત્માનંદ પ્રકાશ** : આષાઢ, શ્રાવણ; **ગુજરાત-શાળાપત્ર** : જુલાઈ, ઑગસ્ટ; **વૈદ્યકલ્પતરૂ** : જુલાઇ, ઑગસ્ટ; **ક્ષત્રિયમિત્ર** : જુલાઈ, ઑગસ્ટ; **બાલજીવન** : જુલાઇ. ઑગસ્ટ; **ગ્રામજીવન** : ઑગસ્ટ; **શિક્ષણ-પત્રિકા** : શ્રાવણ; **વ્યાયામ** : જુલાઈ, ઑગસ્ટ; **Mass uplift** : નં : ૩. જૈન-જ્યોતિ, સ્ત્રી-શક્તિ, જૈન યુગ વિ.




૧-૮-૩૮. બારડોલીમાં દારૂનિષેધની શરૂઆત.
૨-૮-૩૮. વડોદરા ખાતે મળેલી અખિલ હિંદ-મહિલાપરિષદની અર્ધ-વાર્ષિક સભા.
મુંબઈ સરકારે, સરકારી નોકરોએ જાહેર સભાઓમાં હાજરી આપવા વિષેનો રદ કરેલો પ્રતિબંધ. પરાંઓને તળમુંબઈની હદમાં સમાવી વિરાટ મુંબઈ રચવાની વિચારાતી યોજનાઓ.
ક્ષય-નિવારણ ફંડમાં જુલાઈની આખર સુધીમાં ભરાયલ રૂા. પચાસ લાખની રકમ.
રશિયા-જાપાન વચ્ચે ઝરતી ચકમક.
૩-૮-૩૮. ઈંગ્લાંડ સાથેનો હિંદનો વાહન-વ્યવહાર ત્વરિત બનાવવાની યોજનાઓ. તે માટે રૂ. પાંચ કરોડ આપવાની ઈરાકની સરકારની તૈયારી.
રંગુનમાં રમખાણ.
૯-૮-૩૮. બંગાળના પ્રધાન-મંડળ સામેની ઠપકાની દરખાસ્ત ઊડી ગઈ.
૧૦-૮-૩૮. સરહદી અથડામણો સંબંધમાં રશિયા અને જાપાન વચ્ચે થયેલી કામચલાઉ સંધિ.
વડોદરામાં ડૉ. પ્રાણજીવન મહેતાનું ભાષણ.
બળેવના તહેવારને અંગે સુરતમાં હોડીમાં, સહેલગાહે નીકળેલ, સોએક જાનોની, તે હોડી ડૂબી જતાં, થયેલ ખૂવારી.
પૂરોગામી મુંબઈ સરકારે, પ્રાથમિક કેળવણી સંબંધમાં, અમદાવાદ મ્યુનિસિપાલિટીની અટકાવેલ રૂ. સાડા અગિયાર લાખની ગ્રાન્ટની રકમ મહાસભાવાદી સરકારે મ્યુનિસિપાલિટીને સોંપી.
૧૨-૮-૩૮. બલ્ગેરિયા ને બાલ્કન રાજ્યો વચ્ચે થયેલા રાજદ્વારી કરાર.
અમદાવાદમાં દલપતભાઈ લાલભાઈ આર્ટસ-કૉલેજના મકાનનું ખાતમુહૂર્ત.
૧૩-૮-૩૮. પ્રાગમાં પંડિત જવાહરલાલ નેહરુનું ભાષણઃ 'ઇંગ્લાંડના શત્રુઓ એ અમારા શત્રુઓ છે.'
આનંદશંકર બાપુભાઈ ધ્રુવના પ્રમુખપદે મુંબઈમાં મળેલું ગુજરાતી કવિ-સંમેલન.
પ્રજા સામેની લડતમાં નીલગીરી રાજ્યે માગેલી સૈન્યની મદદ આપવા ઓરિસ્સાની મહાસભાવાદી સરકારની ના.
૧૪-૮-૩૮. કોર્ડન કરી કામદારોને અટકાવવા એમાં ગાંધીજીએ જાહેર કરેલી હિંસા.
રાજકોટમાં લાઠીરાજ. સંયુક્ત પ્રાંતમાં જળપ્રલય.
મુંબઈમાં, મા. મુનશીના પ્રમુખપદે ઉજવાયેલો સાહિત્ય-સંસદનો વાર્ષિકોત્સવ.
સ્પેનનો આંતરવિગ્રહ લંબાવા સાથે ભયંકર પણ બનતો જાય છે.
૧૫-૮-૩૮. જર્મનીમાં લશ્કરી કવાયતની યોજનાના કારણે યુરોપમાં પ્રસરેલી ભયની લાગણી.
વીરમગામનું સ્ટેશન નાનું પડતાં તેને મોટું બનાવવાની શ્રી. મનુ સુબેદારની

માગણીને આવતા વર્ષમાં પહોંચી વળવાની રેલ્વે-ખાતાની તૈયારી.
શ્રી. અરવિંદ ઘોષની ૬૭ મી જન્મ-જયંતિ.
૧૬-૮-૩૮. મુંબઈ યુનિ. ના પદવીદાન સમારંભ વખતે વાઈસ ચેન્સેલર શ્રી. ચંદાવરકરે ઉચ્ચ શિક્ષણને લગતા ગાંધીજીના વિચારો સંબંધમાં દર્શાવેલો ભય.
૧૭-૮-૩૮. સમવાયતંત્રની યોજના સંબંધમાં હિંદી વઝીર ને વાઈસિરોય વચ્ચે પડેલો મતભેદ.
કેમ્બ્રીજની વિજ્ઞાન-પરિષદમાં ભાષણ કરતાં લૉર્ડ રેલેએ વિજ્ઞાનના દુરુપયોગ સંબંધમાં દર્શાવેલો ભય.
ઝીણા-બોઝ પત્રવ્યવહાર પ્રગટ થયો.
૨૦-૮-૩૮. આંદામાનને લશ્કરી થાણું બનાવવાની વિચારાતી યોજનાઓ.
સંયુક્ત પ્રાન્તમાં રેલ-હોનારત.
૨૩-૮-૩૭. યુક્ત પ્રાન્તના તોફાની ટોળા પર ગોળીબાર.
૨૪-૮-૩૮. નર્મદ-જયંતિ. અમદાવાદના મીલ-ઉદ્યોગ પર ઘેરાતાં મંદીનાં વાદળ.
૨૭-૮-૩૮. પંજાબના મહાસભાવાદીઓમાં ફાટફૂટ.
૨૮-૮-૩૮. સિંધના પ્રધાન-મંડળનું ચકાવે ચડેલું નાવ.
૨૯-૮-૩૮. ઝેકોસ્લેવેકીયાના કારણે યુરોપની ભયભરી સ્થિતિ.
૩૦-૮-૩૮. ઝેક વડા પ્રધાને નાઝી પ્રજાના પ્રતિનિધિને આપેલી મુલાકાત.
૩૧-૮-૩૮. જાપાનમાં ભયંકર વાવાઝોડું.

## પત્રો શું કહે છે?--

'ગુજરાતને એક સારું માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.'

**—જન્મભૂમિ.**

'જીવન, કલા, સાહિત્ય વિગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.'

**—સયાજી વિજય.**

'આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. **યથા નામા તથા ગુણાઃ** ની જેમ ખાસ વાંચવા જેવું છે...લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક નવી છે...ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.'

**—ખેતીવાડી-વિજ્ઞાન.**

'તેના સંચાલકોને ધન્યવાદ છે...આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો? અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.'

**—ગુજરાતી.**

'તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.'

**—ક્ષત્રિય મિત્ર**

'સામગ્રી સંતોષપ્રદ છે.'

**—પુસ્તકાલય.**

'એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.'

—પ્રજા



° ચિત્રકાર ] લતા [ સોમાલાલ શાહ

બેદરકાર સુનિધિ દરદીને ખુશ રાખવા પોતાના
કૉલેજજીવનની અવનવી વાતો કરવા લાગ્યો
અને લતા તે આનંદથી સાંભળવા લાગી.



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૧ લું ] વિ. સં. ૧૯૯૪ : આશ્વિન [ અંક ૬

# પ્રેમ

ચ.

પ્રેમ એ જીવનનો રસમન્ત્ર છે; સૃષ્ટિનો તે પ્રાણ છે.

બે ભિન્ન તત્ત્વો ( N. P. )ના સંયોગે જેમ વીજળી પ્રગટે. તેમ, એકમાં આકર્ષણ–બીજામાં તલસાટના સંયોગે, પ્રેમ પ્રગટે. વીજળી પ્રકાશ પાથરે. પ્રેમ નવસર્જનને પ્રેરે.

પ્રજાપતિ-સર્જનના નાયક, વસંત પ્રકૃતિનો શૃંગાર; પ્રજાપતિનો પુત્ર, વસંતનો મિત્રઃ કામદેવ–અનંગ–પુષ્પધન્વા.–પ્રેમનો તે દેવ.

રતિ—રસ, ચાપલ્ય, સ્નેહ, સુન્દરતા ને મદભર સ્ત્રીત્વનું પ્રતિક. તે તે દેવની પ્રિયતમા. જ્ઞાન ને વિશુદ્ધતાની મૂર્તિ સરસ્વતી. તે તેની બહેન.

વસંતે સૃષ્ટિ પર શૃંગારિક રસિકતા ગૂંથી હોય. તે રસિકતાની મધ્યમાં, ફૂલમાળમાં ઓપતા મણીની જેમ, રતિ સમોવડી સ્ત્રીની દેહલતા ચમકે; પુરુષમાં તે ક્ષણે કામદેવ પ્રગટે, પ્રેમનું ઝરણ વહે; સ્ત્રીમાં સર્જનનો તલસાટ જાગે. બંને ભિન્ન મટી અભિન્ન થાય. નવું તેજ પ્રગટે. પ્રજાપતિ આછું સ્મિત વર્ષાવતાં તે તેજ પર આશિષનાં કુસુમ વેરે.–ને સર્જનનો ક્રમ એમ અસ્ખલિત રહે. દેહપ્રેમનો એ રતિધર્મ; એજ તેનું શૃંગ.

પણ દેહપ્રેમનું સર્જન–પરિણામ પણ દેહવિષયકજ હોય. ને કેવળ દેહે સૃષ્ટિ ન નભી શકે. તેની અખંડતા સાચવવા તો ભાવ, રસ, કલા, સરસ્વતીનાં સર્જન પણ અનિવાર્ય ગણાય. એવાં સર્જન અદેહી–માનસિક પ્રેમ પ્રગટાવે.

અદેહી પ્રેમ અનેક રીતે—તે વિજાતીય હોય, જાતિપર પણ હોય; સજીવ પ્રતિ હોય, નિર્જીવ પ્રતિ પણ હોય.

કોઇ સુન્દર-રસિક મુગ્ધના દર્શને કલાકારમાં કલાનું ઝરણુ પ્રગટે; કવિને કવિતા સ્ફૂરે; તત્ત્વજ્ઞને સૌન્દર્યનો મર્મ સમજાય.—એવી મુગ્ધા જ્યારે પ્રતિમા કે ચિત્રરૂપ હોય; કલ્પના કે ઈતિહાસમાંથી ઊઠતી હોય; રસપંક્તિઓએ ગૂંથેલી હોય ત્યારે પણ કંઈક એવીજ તે અસર નીપજાવે. આરસમાં શોભતી વિનસ કે શબ્દમાં ચમકતી શકુન્તલા કે જુલિયેટનાં આકર્ષણ કંઈ ઓછાં નથી.

આ વિજાતીય અદેહી પ્રેમ. તેનું પરિણામ સર્જાતાં કલા-સાહિત્યમાં મૂર્ત બને છે; વિશિષ્ઠ સર્જન રૂપે ચમકી ઊઠે છે.

જાતિપર પ્રેમ વિજાતીય કરતાં વધારે વિશુદ્ધ સંભવે. ક્રૌંચયુગલ પ્રતિના પ્રેમે રામાયણ સર્જાવ્યું; નરદેવો પ્રતિના પ્રેમમાંથી અનેક ઉન્નત પરિણામ પ્રગટ્યાં. તાજમહાલ પર પ્રેમ વર્ષાવતી આંખો ગણિતને પણ અગમ્ય બની છે; આબુની કલાએ વર્ષાવેલ પ્રેરણા અમૃતને પણ શરમાવતી લાગે છે. સાહિત્ય, સંગીત, ધર્મ ને વિજ્ઞાન પ્રતિના પ્રેમમાંથી તો સંસ્કૃતિનાં ઝરણુ વહે છે. એ પ્રેમ ઉન્નત કે અવનત કલા ને અવનવાં તત્ત્વોના સર્જન સાથે પ્રજાઓની માનસિક વૃત્તિઓનું પણ મૂળ બન્યો છે.

અદેહપ્રેમ આ રીતે સર્જનાત્મક સાથે ભવ્ય અને વ્યાપક છે. સૃષ્ટિનાં અનેક વિરાટ સત્ત્વોનું તે ઉગમસ્થાન છે.

દેહ કરતાં ભાવ, તત્ત્વ, રસ, સરસ્વતી જેટલાં વધુ કિંમતી તેટલો વધુ કિંમતી દેહ કરતાં અદેહી-માનસિક પ્રેમ. વિજાતીય ને જાતિપર. સજીવ ને નિર્જીવ-પ્રત્યેક સ્વરૂપમાં તે વિશુદ્ધ ને ઉન્નત હોઇ શકે. મન અને સંયોગ પર તેની કિંમત અંકાય.

દેહપ્રેમથી મુક્ત થયેજ માનસિક પ્રેમ પ્રગટે એમ તો નહિ; પણ બંને પ્રકારને સાચવવા જતાં પ્રેમની વહેંચણી તો થાયજ. કેટલાક સંયોગમાં દેહપ્રેમના અભાવમાં વિશુદ્ધ અદેહપ્રેમ અસંભવિત પણ બને.

રતિ ને કામદેવ: દેહ પ્રેમનાં એ પ્રતિક. સરસ્વતી ને કામદેવ: વિશુદ્ધ-ઉન્નત પ્રેમનું એ સ્વરૂપ. જ્યાં રતિ ત્યાં દેહપ્રેમ શોભે; જ્યાં સરસ્વતી ત્યાં વિશુદ્ધ-નિર્મળ પ્રેમ ઓપે. દેહપ્રેમના અભાવમાં રતિ શુષ્ક બને; તેના સદ્ભાવમાં સરસ્વતીનો આત્મા અદશ્ય થાય.

પ્રેમનાં આ સ્વરૂપ સૃષ્ટિના પ્રાણ સમાં છે. પણ તે એકાંત દૃષ્ટિ ને પક્ષપાત માગે છે; કોઇક સમયે તે દેહપ્રેમનાં પ્રેરક પણ બને છે. પરિણામે તે મોહનાં અંગ છે. પ્રેમનું ઉન્નત વિશુદ્ધ અને પરમ સ્વરૂપ તો સમભાવભર્યું સ્મિત,—પ્રકૃતિ- પ્રભુ સાથેની એકતાનતા; સૃષ્ટિનાં સર્વ સજીવનિર્જીવ તત્ત્વોને સમભાવથી ચાહતી પ્રેમલતા.

આ પ્રેમ કેવળ દેહપ્રેમથીજ નહિ, પણ અદેહપ્રેમથી પણ પર હોય. તે પરમ સ્વરૂપ હોય. પ્રત્યેક વસ્તુ પર તે માધુર્યનાં સમછાંટણાં વર્ષાવે.

અન્યમાં તે પ્રેમ વિશુદ્ધતા જન્માવે; પોતામાં પરમતા પ્રગટાવે. ને જીવ તે સમે પરમાત્મા બને.

———o———

## મને વ્હાલું

બાલમુકુન્દ દવે

મને મૃત્યુ વ્હાલું, જીવન કરતાં હે જગપતિ!
મને પ્યારૂં પ્યારૂં તમસ પ્રભુજી ઓજસ થકી;
વિભો! તું અર્પું તો, મમ હૃદય વાંચ્છા પ્રબલ હો!
મને એકાકીને રુદન કરવું રોજ મળજો.

પરન્તુ એ મૃત્યુ જીવનહીનમાં ચેતન પૂરો,
તમિસ્રા જે ધારૂં, પ્રબલ પ્રગટો તેજવલયો;
વહો મારાં અશ્રુ સતત શત બિન્દુ ચખ ભરી,
ભીંજાવો દાઝેલાં દલિત, દુખીયાં, દગ્ધ હૃદયો.

જગે શાન્તિ, શક્તિ, સ્મિત, ગીત, પ્રભા, મુક્તિ સ્મરતાં,
મને અશ્રુ, મૃત્યુ રુદન, તમ છો ભેટ મળતાં

---

## જુની શાળા*

પ્રતાપ વ્યાસ

હતું નમતું છાપરું શિર નમાવીને ચાલતા,
અને ઉપર સાદડાં ડબલ કે ગૂંથાયાં હતાં,
પુરાતન પ્રતિક શું, તુટલ સાંઠીનું બારણું,
ઊભું લળતું છાપરે, વડ ઘટાળું મોટું જુનું.

× × ×

શિશુ સહુય ઝૂકતા ધૂળતણી જ ગાદીપરે,
પીતા સલિલ મેઘના, હિમ–પ્રપાત સ્હેતા હતા,
હતી ઉભયમાં પ્રીતિ મહત ગુરુને શિષ્યમાં,
દયા, સત, વિવેકથી હૃદય ત્યાં ભર્યાં પ્રેમથી,

* અંગ્રેજ મહાકવિ ગોલ્ડસ્મીથના અમર કાવ્ય 'ડેઝર્ટેડ-વીલેજ'ની કેટલીક પંક્તિઓનું સ્મરણ કરાવતું આ ન્હાનકડું કાવ્ય તે મહાકવિની રસિકતા કે નિરૂપણ–શૈલીને ન ઝીલી શકે તોપણ તાદ્રશ્યતા ને ભાવને તો તે વહી શકે છે. રાજભુવન સમાં સરસ્વતી–મંદિરો સામે, એવાજ એક મંદિરના વાસીને હાથે દોરાયલ આ ચિત્ર, તે વાસીના તે માટેના તલસાટથી, ભવન સમાં વિદ્યાલયો–સરસ્વતી મંદિરોમાંથી ચૂસાયલ માનવતા ને સરસ્વતીના આત્માનો, કકળાટ દર્શાવે છે.

બધે સરળ શાન્તિ ને, જીવન સાહુ ચાલે તહીં.
વળી હૃદય સર્વમાં મધુર ફોરમો ઊડતી,
સુધા સમ ઝરા મીઠા રહંત શાળા મહીં.

× × ×

જુનો સમય સાંભળી, અજળ પ્રાણ પૂકારતો
હવે છીપવવા તૃષા, છીપવવી કહો કયાં જતાં?
અખૂટ રણુ રેતના—સહજ બાલ્ય—શાળા—સ્મૃતિ,
હવે હૃદય ડોલતું—સ્મરણુ ધન્ય તેનું રહ્યું;
સુધા સ્મરણુજન્ય ધન્ય ગ્રહતાં રહ્યું જીવવું.

——o——

# રંગમાં રમતી'તી

[ ઢાળ: હું તો ગઇ'તી કદમ્બને ઝાડે : કદમ્બનાં ફૂલ લેવા ]

હું તો સરિતાનાં નીરની સાથે કે રંગમાં રમતી'તીઃ
હું તો કરતી'તી સ્નેહના કલ્લોલઃ ઉમંગમાં રમતી'તી.

*

હું તો ચાંદલાના ચોકમાં દોડી કે રંગમાં રમતી'તીઃ
હું તો ભણુતી'તી ભાવભર્યા બોલઃ ઉમંગમાં રમતી'તી.

*

હું તો પૂર્ણિમાની રસભરી રાતે કે રંગમાં રમતી'તીઃ
હું તો ન્હાતી પ્રકાશ કેરે નીરઃ ઉમંગમાં રમતી'તી.

*

હું તો વાદળીનાં વૃન્દની સાથે કે રંગમાં રમતી'તીઃ
હું તો ઓઢન્તી રંગભર્યાં ચીર : ઉમંગમાં રમતી'તી.

*

હું તો કોકિલાની કુંજમા ભાવે કે રંગમાં રમતી'તીઃ
હું તો શીખતી'તી રસભર્યાં ગીતઃ કે ઉમંગમાં રમતી'તી.

*

હું તો મોરલાના વૃન્દમાં વ્હાલે કે રંગમાં રમતી'તીઃ
હું તો શીખતી'તી નૃત્ય આણી પ્રીતઃ ઉમંગમાં રમતી'તી.

મૂળજીભાઇ પી. શાહ

# લતા

રતિલાલ ઉકાભાઈ પટેલ.
બી. એ. ( ઓનર્સ. )

વીસમી સદીના પહેલા દસકાની આ વિરલ કથા છે. એ કાળે હિંદમાં આટલી બેકારી નહોતી. એ કાળે મુડીવાદની સીતમ ચક્કીનું નામનિશાન ગુજરાતમાં નહોતું. ગરીબોની રોજી આડે આવનાર કોઇ નહોતું. જમીનદાર અને ખેડૂતો વચ્ચે મીઠો સંબંધ હતો. ગુજરાતના એક ગામમા આ યુગમાં એક જમીનદારને ત્યાં ઉછરેલી લતા યૌવનનો તરવરાટ અનુભવી રહી હતી. લતાની સુકોમળ દેહલતા પોતાની આસપાસ વીંટાય એ આશાએ અનેક યુવાનવૃક્ષો પોતાનાં પત્ર-પુષ્પોને ઓપ આપી લતાને આકર્ષી રહ્યાં હતાં.

એક તો જમીનદારની પુત્રી. તેમાં વળી તસતસતા યૌવન સાથે મીઠી ઝબાનનું નૈસર્ગિક મિલન અને સરસ્વતીદેવીની ચુસ્ત ઉપાસક, એટલે વિદ્યાદેવીને અનેક રીતે પ્રસન્ન કરેલ કોડીલા નવયુવાનો લતાને પોતાની બનાવવા મથી રહ્યા હતા.

લતા પણ અનેક વૃક્ષોને વીંટી વળવાને સમૃદ્ધ હતી. એને પણ એવો શોખ હતો કે પોતાની આસપાસ એવા નવલોહીઆઓને ટળવળાવીને આનંદ માણવો. જે યુવાનો તેને આકર્ષવા પ્રયાસ કરે તે બધાને તે આશ્વાસન આપતી અને લલચાવતી. તેના એક જ ટહુકાથી ભલભલા યુવાનો તેની સન્મુખ પાણી પાણી થઈ જતા. આમ અનેક યુવાનોના પ્રણય રસમાં સ્નાન કરતી છતાં કોઈને વશ થયા વિના આનંદથી મહાલતી લતા એક સમયે પોતાના પ્રણયના એક શિકારની સાથે દૂર દૂર ફરવા નીકળી પડી.

તાજેજ બી. એ. થયેલ સુનિધિ થોડા દિવસથી અહીં આવેલ હતો. તે ફરવાનો બહુ શોખીન હોઈ શાન્ત-નિર્જન પન્થ પર એકલો વિચરતો હતો. લતા અને તેનો પ્રણયી તેની પાછળ જ હતા. જે રસ્તે કદી પણ માણસો જતા નહીં તેજ રસ્તે આજે આમ ફરવા જનાર પ્રત્યે લતાને કુતુહલવૃત્તિ થઈ, એટલે સુનિધિની પાછળ તે તેના પ્રણયી સાથે, તે નવતર પુરુષને નીહાળવાની લાલચથી ચાલ્યા જ કરી. ફરવાનું હંમેશના નિયમ કરતાં વધુ થઈ ગયું. સુનિધિ બહુ લાંબે સુધી ફરવાને ટેવાએલો. એટલે તેણે તો ફરવાનું ચાલુજ રાખ્યું. લતાએ ધાર્યું તે કરતાં વધારે ફરવું પડ્યું અને તેને થાક લાગ્યો. પરંતુ તેની કુતુહલવૃત્તિ સ્રીસ્વભાવ-સહજ હતી એટલે થાકને ગણકાર્યા વિના તે સુનિધિની પાછળ ખેંચાઈ. તેનો પ્રણયી બિચારો આ સ્થિતિથી બહુ કકળી ઉઠ્યો-"લતા બહેન. હવે જરા આરામ લઈએ તો ?" લતાને પણ થાક લાગ્યો હતો પરંતુ પોતાની મહત્તા વધારવા તેણે કહ્યું " બસ, આટલું ચાલ્યા તેમાં થાક લાગ્યો ? મહેશભાઈ હિંદની સ્રીશક્તિ કરતાં પણ પુરુષશક્તિમાં આટલી કુમાશ રહેશે ત્યાં સુધી તમારા સિદ્ધાંતો અને યોજના મુજબ હિંદનો ઉદ્ધાર - નથી હોં ! "

મહેશ થાકથી હાંફતો થઈ ગયો હતો એટલે લતાનું કહેવું સમજ્યા વિના કે કહ્યું-
" લતા બહેન, બહુ મોડું થશે તો બાપુજી રાહ જોઈને ચિંતા કરશે. "

લતા પોતાના શિકારના ભોગ બનેલ પ્રાણીને પુરેપુરું ચૂસવાને ટેવાએલી હોવાથી તેણે કહ્યું-" મહેશભાઈ એ બાબત ચિંતા ન કરો, આજે હું જમવાની નથી એ બાપુજીને ખબર

છે એટલે ખાસ હરકત નથી. આપણે પેલા નવીન બિરાદર કોણ છે એ જાણવું જોઈએ. એ ફરીને આવે ત્યાં સુધી આપણે અહીં જ આરામ લઇએ."

લતા અને મહેશે વાતો કરતાં પાએક કલાક પસાર કર્યો એ અરસામાં સુનિધિ તે રસ્તેથી જ પાછો ફર્યો. જે યુવકને જોવા કુતુહલવૃત્તિથી પ્રેરાએલ લતા આટલી રાહ જોઈ રહી હતી તે યુવક જ્યારે તેની પાસેથી પસાર થયો ત્યારે અનેકને ઘાયલ કરનાર લતા એ યુવકનાં આત્મગૌરવ ભર્યાં પગલાં, સાદો પોષાક અને બેદરકાર દૃષ્ટિ પર આફરીન થઈ ગઈ. રસ્તામાં મહેશ સાથે કંઈ પણ વાતચીત કર્યા સિવાય એ હવે સુનિધિના વિચારમાં ગરકાવ થઈ, અને ઘેર આવ્યા પછી પણ તેને કંઈ ચેન પડ્યું નહીં.

સુનિધિનો એક દોસ્ત લતાના સુવર્ણપિંજરમાં જકડાએલ. લતાએ તેની મારફત સુનિધિની વિશેષ બાતમી મેળવી અને તેની સાથે વધુ સંપર્કમાં આવવા પ્રયાસ કરી જોયો. પરંતુ જમીનદાર વર્ગ પ્રત્યે સુનિધિને બહુ માન નહોતું. જગતભરમાં ફેલાએલ જમીનદાર વર્ગ પ્રત્યેની ઘૃણા પોતાના કોલેજજીવનમાં એની નસેનસમાં લોહીના ધબકારાની હરીફાઈ કરી રહી હતી. સુનિધિની આ ભાવનાથી તો લતા તેના તરફ વધુ આકર્ષાવા લાગી અને પ્રણયના આતસથી જલવા લાગી. ગુજરાતમાં જે કાળે જમીનદાર અને આમવર્ગ વચ્ચે ઘર્ષણ બહુ નહોતું તે કાળે સુનિધિ જગતના ભાવિ મનોમંથનોની પારખથી પોતાના આદર્શો એ રીતે ઘડવા લાગ્યો એ જોઈને તેના પ્રત્યે લતાને કોઈ અવનવું મમત્વ જાગ્યું. પરંતુ સુનિધિ બેપરવા હતો. તે લતાને ઓળખતો પણ નહીં, ફક્ત પોતાના મિત્ર મારફત ત્રુટક સંદેશો અને લતાની ઝાંખી કોઈ વાર તે કરતો, અને તે પણ ઔદાસિન્યતાથી. લતાના સંપર્કમાં આવવાના પ્રસંગોજ તેને મળતા નહીં અને તેને એવી દરકાર પણ નહોતી.

માનવમાં રહેલ નૈસર્ગિક ભૂખથી લતાનો પ્રણય તલસાટ વધુ ઉગ્રરૂપે ભભૂકી ઊઠયો. તેનું શરીર સુનિધિના તલસાટથી દિવસે દિવસે સૂકાવા લાગ્યું અને જીવનમાંથી રસ ઊડી ગયો. પોતાની એકની એક લાડીલી પુત્રીની આ દશા જોઈને ધનશ્યામલાલે લતાની માતાને પુત્રીની ખાસ તપાસ રાખવાનું સૂચવ્યું. યુવાન પુત્રીને અનેક પ્રકારની સુખસગવડ કરી આપનાર મહામાયાએ પુત્રીનું દુઃખ જાણવા મિથ્યા પ્રયાસ કરી જોયો, પરંતુ તેનો ખરો રોગ તે દૂર કરી શકી નહીં. લતા ઘસાતી ગઈ અને પથારીવશ થઈ. અનેક વૈદ્ય–ડોકટરોને બોલાવ્યા. પરંતુ કંઈ આરામ થયો નહીં.

મહામાયાને ડૉ. ચંદ્રસેનની પ્રવીણતા આ વખતે યાદ આવી. ડૉ. ચંદ્રસેન ધનશ્યામલાલના બચપણના મિત્ર હતા અને તેનો આ કુટુંબ સાથે નિકટનો સંબંધ હતો. ધનશ્યામલાલનું ગૃહજીવન સંતાનને અભાવે અધુરૂં હતું. મહામાયા આથી ખૂબ ખીન્ન રહેતી. ડૉ. ચંદ્રસેન પ્રત્યે મહામાયાને મૂળથીજ પક્ષપાત હતો. એક વખત ધનશ્યામલાલને જમીનની વ્યવસ્થા માટે બહારગામ જવાનું થયું, ત્યારે ડૉ. ચંદ્રસેન અને મહામાયાને એકાંત મિલન થયું. આવાં એકાંત મિલનના અનેક પ્રસંગો એમની જીંદગીમાં મળેલ પરંતુ સંતાનભૂખી મહામાયાએ આ પ્રસંગે સંયમ ગુમાવ્યો, અને ડૉ. ચંદ્રસેન પણ અધઃપતનને પંથે વળ્યો. ડૉ. ચંદ્રસેન વિલાસી હોવા છતાં નીતિની ભાવનામાં માનનારો હતો પરંતુ આ સમયે એ મહામાયાની વાસનાને પાછી ઠેલી શક્યો નહીં. પોતાની નીતિભાવનાને મહામાયાની સમક્ષ એ પ્રસંગે તદ્દન વીસરી ગયો. વિલાસની ભાવના તેના સંયમબળને જીતવાને શક્તિમાન થઈ.

ડૉ. ચંદ્રસેને આ પ્રસંગ પછી ઘનશ્યામલાલ સાથે કોઈ નજીવા કારણથી કજિયો કર્યો અને એ બહાને લતાને માટે એ કુટુંબ સાથે પોતાનો સંબંધ તોડયો. સુનિધિ, ડૉ. ચંદ્રસેનનો લાડીલો પુત્ર, એ સમયે બે વર્ષનો હતો. તેને સારી કેળવણી આપવા માટે ડૉ. ચંદ્રસેને અનેક યોજનાઓ ઘડેલ.

દરમિયાન મહામાયા અને ડૉ. ચંદ્રસેનની ક્ષણિક નિર્બળતા કે નૈસર્ગિક લાલસાના સાંત્વનના ફળરૂપે આવેલ લતાના દર્શનથી ઘનશ્યામલાલ, જે આ પ્રસંગથી અજ્ઞાન હતા, લતાને જોઈ આનંદ પામતા. એમણે લતાનું જીવની પેઠે જતન આદર્યું. એને સંસ્કાર રેડવા ઊંચી કેળવણી આપી. પરંતુ લતાએ એ સંસ્કાર અને ઊંચી કેળવણીનો ઉપયોગ પોતાની પાછળ ઘેલા થનારને વધુ ઘેલા બનાવવામાં કર્યો. અને પરિણામે પોતે જ સુનિધિ જેવા યુવાન માટે તલસી રહી. સુનિધિની સાદાઈ, સુકુમારતા, તેના ઓષ્ઠની મૃદુતા અને આત્મગૌરવ, આંખમાં રહેલ અડગતા અને સૌમ્યતાથી લતા ઘેલી બની. પહોળી છાતી, ને કાળા રેશમ જેવા વાળવાળો ઊંચો સુનિધિ ખરેખર પ્રતિભા અને વ્યક્તિત્વવાળો હતો.

સુનિધિને ઝંખતી લતા મરણપથારીએ પડી ત્યારે તેના સાચા દર્દથી અજ્ઞાત મહામાયા અને ઘનશ્યામલાલે અનેક વૈદ્ય-ડૉક્ટરોની સલાહ લીધી પરંતુ આરામ થયો નહીં. લતાના આગમન પહેલાં ચાર-છ માસે ડૉ. ચંદ્રસેને આ કુટુંબ સાથે સંબંધ છોડી દીધેલ તેને આજે વીસ વર્ષ થઈ ગએલ. મહામાયાને ડૉ. ચંદ્રસેન જેવા પ્રવીણ ડૉક્ટર પ્રત્યે શરૂઆતથીજ પક્ષપાત હતો. પોતાની પુત્રીની આદશા અને તેનું દર્દ જોઈને ડૉ. ચંદ્રસેન જરૂર લતાને બચાવશે એવી આશા મહામાયાને લાગી. જે લતા ડૉ. ચંદ્રસેન અને મહામાયાના સ્વપ્નનરૂપે અવતરી તે લતાને બચાવવા ભૂતકાળને હૃદયમાં દાબીને ડૉ. ચંદ્રસેને ઘનશ્યામલાલ સાથે કરેલો ઝઘડો વીસરી જઈને ખૂબ મહેનત લીધી; રાત્રિદિવસ તે લતાને સાજી કરવા ઘનશ્યામલાલને ત્યાં ડૉ. ચંદ્રસેન અનેક દવાના અખતરા કરવા લાગ્યા. સુનિધિ પિતા આટલી આટલી બધી કાળજી કોને માટે લે છે તે જાણવાની જીજ્ઞાસાથી એક વખત પિતા સાથે લતાને ઘેર આવ્યો. પોતાના મિત્ર પાસેથી લતા વિષે સાંભળેલ વાતો અને તેનો સંદેશ એ બધું સુનિધિને આ ક્ષણે પણ યાદ ન આવ્યાં, કારણ કે એને લતા માટે કંઈ પરવા ન હોતી. અત્યારે પણ જીજ્ઞાસાથી જ તે પિતાની સાથે આવેલ અને લતા વિષેની વાતો તેના સ્મરણમાં પણ નહોતી. પરંતુ ફરવા જતી વખતે જોએલ સુનિધિને લતા વીસરી શકે એમ નહોતી. સુનિધિની દૃષ્ટિ સાથે લતાની-દૃષ્ટિ મળતાં જન્મજન્માંતરની ઓળખાણ હોય એ પ્રમાણે લતા તેની સાથે વાતો કરવા લાગી.

બેદરકાર સુનિધિ દરદીને ખૂશ રાખવા પોતાના કૉલેજજીવનની અવનવી વાતો કરવા લાગ્યો અને લતા તે આનંદથી સાંભળવા લાગી. ધીમે ધીમે તેની તબિયતમાં સુધારો થવા લાગ્યો અને સુનિધિ અને લતાનો પરિચય વધ્યો. બેદરકાર સુનિધિ અત્યારસુધી સ્ત્રીના સહવાસમાં આવેલ નહીં. જેમ જેમ લતા સાથે તે વધુ પરિચિત થતો ગયો તેમ તેમ તે કોઈ અગમ્ય બળથી લતા પ્રત્યે નરમાશ અને માર્દવતા બતાવવા લાગ્યો. જીજ્ઞાસા અને કુતૂહલવૃત્તિથી લતાના પરિચયમાં આવેલ સુનિધિ લતાના સહચારને લંબાવવાની વૃત્તિવાળો થવા લાગ્યો. લતાને પણ સુનિધિનું સાહચર્ય વધુને વધુ હૂંફ આપવા લાગ્યું. તે તેની ગેરહાજરી જરાપણ સહી શકતી નહીં. ગામમાં બધે વાતો થવા લાગી કે લતા હવે સુનિધિનેજ પરણશે.

એક દિવસે સુનિધિએ તેની માતાને પૂછ્યું—" બા, ઘનશ્યામલાલભાઇની લતા બહુ ભલી અને સુંદર છે, ખરુંને ! "

સુનિધિની બાએ આ સહજ પ્રશ્નનો જવાબ દીધો, " હાસ્તો છોકરી બહુ સમજુ છે. એ તો એનાં માબાપ પણ કયાં ઓછાં સમજુ છે ! "

સુનિધિ—" બા, તેને પરણનાર ભાગ્યશાળી ગણાયને ? "

" કેમ, સુનિધિ ! એમ કેમ પૂછવું પડયું. ?"

સુનિધિ—" મેં તેની સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે. એ તમને ગમશેને ? "

" પણ, ત્હારા બાપુજીને પૂછ્યું ? એ કુટુંબ સાથે આપણે જુનો કજિયો છે તેનું શું ? "

સુનિધિ—" એ તો બાપુજી આવશે એટલે એમને પૂછી જોઈશ. કજિયો હવે આપણે કયાં છે ? "

થોડીવારમાં ડૉ. ચંદ્રસેન ઘેર આવ્યો ને સુનિધિએ બોંબ છોડયો:–"બાપુજી ઘનશ્યામલાલભાઈની લતા સાથે લગ્ન કરવાનું મેં નક્કી કર્યું છે. તમારી તેમાં સંમતિ છે ને ?"

" શું ! ઘનશ્યામલાલની લતા સાથે ત્હારાં લગ્ન–કદી નહીં. "

" કેમ, પણ તમને તેમાં શો વાંધો છે ? "

" બેટા, હું તને કેટલો ચાહું છું એ તો તું જાણે છે. મેં તને કંઇ પણ ઉણપ આવવા દીધી નથી. પણ આ બાબતમાં તો હું કહું છું કે એ છોકરી સાથે તારાં લગ્ન અશકય છે. મારાથી એ નહીં બને, તું એ વાત ભૂલીજ જા. "

સુનિધિ અજાયબ થયો. આવું બનશે એમ એણે કદી કલ્પેલું નહીં. કારણ કે જે લતાને બચાવવા પિતાએ આટલી મહેનત લીધી તેની સાથે લગ્ન કરવાની ના પાડવાનું સબળ કારણ તેમણે કંઇ આપેલ નહીં. તેણે દલીલ કરવા પ્રયાસ કર્યો પણ તેના બાપુજીએ નમતું ન આપ્યું. સુનિધિએ છેવટે કહ્યું—" બાપુજી, તમે અમારાં લગ્ન ન કરવાનું મહત્ત્વનું કારણ આપતા નથી અને આપો તો પણ અમે પરસ્પરને ચાહીએ છીએ, એટલે ગમે તે રીતે લગ્ન કરવાનાં જ છીએ. છેવટ સીવીલ-મેરેજથી પણ લગ્ન કરીશું. " ડૉ. ચંદ્રસેને પુત્રના આ નિશ્ચય સામે કંઈ પણ બચાવ કે જવાબ નઆપતાં મૌન સેવ્યું; પરંતુ સુનિધિને તેણે પીવાના પાણીમાં ઝેર આપી, બીજે દિવસે પ્રભુના સાન્નિધ્યમાં મોકલી દીધો.

× × ×

પુત્રનું ખૂન કરનાર પિતાને ગુન્હેગાર ઠરાવવામાં કોર્ટને મુશ્કેલી નડી નહીં. ગુન્હો સાબિત થતાં તેને ફાંસીની સજા ફરમાવવામાં આવી. ઘનશ્યામલાલની પત્ની મહામાયા ડૉ. ચંદ્રસેનને છેવટ મળી લેવા આવી. એક વિચક્ષણ પળે બંનેએ આવેગને વશ થઈને લતાને આમંત્રણ આપ્યું તે દશ્ય બંને સમક્ષ ખડું થયું. મહામાયાને ડૉ. ચંદ્રસેને કહ્યું–"મહામાયા, એ એકજ રસ્તો હતો. મારે તારી લતાની ખાતર સુનિધિનું ખૂનજ કરવું પડે તેમ હતું. ખૂનનો એકરાર મેં કોર્ટ સમક્ષ કરેલ છે. કોર્ટને ખોટા સાક્ષીઓની જરૂર જ ન પડે એવી જુબાની મેં આપી છે. "

" પણ, શા માટે ? તમારે ખૂન કરવાની જરૂર જ નહોતી. શું બીજો કોઈ માર્ગ નહોતો ?"

ડૉ. ચંદ્રસેને નિરાશામાં માથું ધૂણાવ્યું. અને કહ્યું–"ના બીજો માર્ગ નહોતો. સુનિધિ લતાને સીવીલ-મેરેજથી પરણીને નાસી જવાનો હતો. અને...હું ..એને કહી ન શકયો કે લતાનો અને તેનો બંનેનો પિતા હું છું. " મહામાયાને આ વાકય સાંભળતાં ધ્રૂજારી છૂટી અને ડૉ. ચંદ્રસેને તેના તરફ અટ્ટહાસ્ય કરીને આનંદથી ફાંસીનો માંચડો અપનાવ્યો.

# સાઇકલ

(મૂળ મરાઠીમાં–લેખક: શ્રી કા. અ. દામલે, બી. એસસી.)
અનુવાદક: ગજાનન પુરુષોત્તમ સાને

**સા**ઇકલ એ ઉપયોગી અને સર્વપ્રિય વાહન છે એમાં જરાએ શંકા નથી. છોકરો અઢીત્રણ વર્ષનો થયો કે તેણે ત્રિચક્રી ઉપર બેસવાનો પ્રયત્ન શરૂ કર્યોજ એમ સમજવું. સરખામણી જ જો કરીએ તો પહેલાંના વખતમાં યુવાનો ઘોડે બેસી ફરતા, તો આજના યુવાનો સફાઈથી સાઈકલની સહેલ કરતા જણાય છે. મધ્યમ વર્ગના લોકો, દરજી, ધોબી, સુથાર, તથા દૂધવાળાઓ માટે સાઇકલ એ મોટરજ છે.

આજે સાઈકલ જે સ્વરૂપમા જણાય છે, તે સ્વરૂપ તેને પ્રાપ્ત થતાં ૨૫૦—૩૦૦ વર્ષો લાગ્યાં છે.

બે અથવા બેથી વધારે પૈડાનાં, બેસનારો પોતેજ ચલાવી શકે એવાં, વાહનોનાં સૂચક ચિત્રો ઇજીપ્ત, બેબિલોન, પોમ્પી વગેરે સ્થળે કોતરકામોમાં મળી આવે છે. એજ પ્રમાણે સત્તરમી તથા અઢારમી સદીનાં કેટલાંક ચિત્રો ઉપલબ્ધ છે. છતાં પ્રત્યક્ષ સાઈકલ ઓગણીસમી સદી સુધી પણ તૈયાર થએલી જણાતી નથી.

બકિંગહૅમશાયર પ્રાંતમાંના સ્ટૉકપોજીસ ગામના ચર્ચમાં એક ચોકડા ઉપર સાઇકલી સાથે સામ્ય હોય એવું એક ચિત્ર કોતરેલું છે. (આકૃતિ ૧). સદર ગામ વિંડસરથી ચારેક માઈલ દૂર છે. પ્રખ્યાત કવિ 'ગ્રે' એ એલિજી નામક કવિતામાં વર્ણવેલા બનાવો આજ ચર્ચની હદમાં બનેલા છે. હાલની પરિચિત સાઈકલો શરૂ થઇ એટલે સ્વાભાવિકપણેજ લોકોનું લક્ષ આ પ્રાચીન ચિત્ર તરફ ગયું. 'વેરઅરર' માસિકના ફેબ્રુવારીના ૧૮૮૮ના અંકમાં સદર ચિત્ર પ્રસિદ્ધ થયું છે. આ છબી જ્યાંનું ત્યાંજ હોઇ તે ઉપર ૧૬૪૨નો સન પણ કોતરેલો છે.



આકૃતિ ૧—સને ૧૬૪૨ની સાલનું ચોકડા ઉપરનું ચિત્ર

સદર વાહન ઉપરની વ્યક્તિ માનવ છે કે યક્ષ, કિન્નર, છે કે દેવદૂત—તે નિશ્ચયાત્મક કહેવું કઠણ છે. એક વાત માત્ર નક્કી કે ચિત્રકારની પ્રતિભા બસો અઢીસો વર્ષ પછી આવનાર વાહનની કલ્પના કરી શકે એમ ન માની શકાય. તે વખતના ચાલુ

વાહન ઉપરથી તેણે ચિત્ર કાઢ્યું હોય એમ માનીએ તો તેવું તે વખતનું એકાદ ભાંગ્યુંતૂટ્યું વાહન પણ ક્યાંય મળી આવ્યું નથી. એ ઉપરથી એમ માનવામાં આવે છે કે થોડીક કલ્પના અને થોડુંક સત્ય એના મિશ્રણથી આ ચિત્ર બનેલું છે.

### માણુસ-ગાડી

આ શબ્દ નવો યોજ્યો છે. જે પ્રમાણે ઘોડાગાડી, બળદગાડી, આગગાડી એ શબ્દો આપણે વાપરીએ છીએ, તેજ પ્રમાણેનો આ શબ્દ છે. ફરક માત્ર એટલોજ છે કે, રિક્ષા વગેરે, માણસગાડી પ્રમાણેજ, સગવડતી ખાતર, વાહન ઉપર જે બેસે તેજ તે ચલાવી પણ શકે એવા પ્રકારની ગાડીનો પણ આ વર્ગમાં સમાવેશ કરેલો છે.

.સાઇકલના ઇતિહાસમાં ગાડીઓની માહિતી આપવાનું પ્રયોજન શું? એવી શંકા કદાચ કોઈ ને થશે, પણ નીચેની માહિતી ઉપરથી જણાશે કે સાઇકલની ઉત્પત્તિનું બીજ કંઈક અંશે આવી ગાડીઓની અંદરજ સમાએલું છે.

વાહન ઉપર બેસવું અને તે પોતેજ ચલાવવું, આ કલ્પનાજ કેટલી રમ્ય છે? આ રમ્ય કલ્પના સફળ થવા માણસે બનતા પ્રયત્નો કર્યાજ હશે એમાં શંકા નથી.

૧૭ મી સદીમાં હેરીન ગાર્યેનર નામના એક યાંત્રિક એવી ગાડીઓ બનાવ્યાના દાખલા બે પુસ્તકોમાં મળી આવ્યા છે શઢવડે ચાલતી હોડીની કલ્પના આગળ રાખી, હોલૅંડમાં શઢની ગાડીઓ કેટલાક લોકોએ ચાલુ કરી હતી. આવી ગાડીઓ જ્યાં પવન હોય ત્યાંજ ચાલી શકે એ દેખીતું છે.

સર એલીસ લેયટને એવી ગાડીઓ સંબંધે તા. ૩ જી જુલાઈ ૧૬૬૭ ને રોજ પેટંટ લીધાનો દાખલો કચેરીમાં મળી આવે છે. એના પેટંટનો અનુક્રમાંક ૧૫૩ હતો. સાંકળથી (chain) પૈડાંને ગતિ આપવાની કલ્પના માટે મિ. આર ઈન્હાન્સને તા. ૩૧ જુલાઈ ૧૭૧૬ માં પેટંટ મળ્યું.

સન ૧૭૬૬માં ડબ્લીનની ટ્રિનીટી કૉલેજના એક પ્રોફેસરે એવાં યાંત્રિક વાહનનો આ વર્ગમાં ઉલ્લેખ કર્યાનું જણાઈ આવે છે. ( આકૃતિ ૨ ). એ પહેલાં આવી ગાડીઓ ક્યારથી વપરાશમાં આવી તે નક્કી જણાઈ આવતું નથી. એ પછીના વિશ્વસનીય દાખલાઓ મળી આવ્યા છે. ઈ. સ. ૧૭૬૯ માં ફક્ત ૧—૨ મહિનાને અંતરે લંડનમાંનાં જેંટલમેન્સ મૅગેઝીન, લંડન મૅગેઝીન, યુનિવ્હર્સલ મૅગેઝીન—આ ત્રણ માસિકોએ આવી ગાડીઓની માહિતી અને ચિત્રો પ્રસિદ્ધ કર્યાં છે.



આકૃતિ ૨—સને ૧૭૬૬માં વપરાતી માણસગાડી

આ ગાડીઓ ઘણેભાગે વિક્ટોરિયા જેવી હોઈ પાછળની બાજુએ એક નોકર બેસાડી તેનાથી એ ચલાવવામાં આવતી. પૈડાંને લાંબા ડંડા કંઈક વિશિષ્ટ રીતે બેસાડી તે વડે પૈડાંને ગતિ આપવાની યોજના તેમાં હતી. ગાડીને વાળવાનું સાધન માત્ર ધણીના હાથમાં રહેતું.

આ ગાડીઓની કલ્પના પ્રથમ પોતાનેજે સૂઝી, એવું એકબે ફ્રેંચ શોધકોએ જ્યારે આ ગાડીઓની પ્રસિદ્ધિ થતી જોઈ ત્યારે જાહેર કર્યું. વિમાન તૈયાર કરી તે ઉડાડવાના

કામમાં પ્રસિદ્ધ થએલા મિ. એમ બ્લાકાર્ડનો ઉપલા લેકોને મજબુત ટેકો હતો. તેથી ફ્રેંચ અને ઈંગ્લિશ શોધકોમાં ઘણી ખેલચાલી થઈ.

આ એકબે વર્ષમાં ઈગ્લંડ અને ફ્રાન્સમાં આવી ગાડીઓ સંબંધે ઘણા લોકોએ પેટંટો મેળવ્યાં; એમાંના જાણવા જેવાં નીચે પ્રમાણે છેઃ

૧. જે. ડી. મુલર, નં ૧૨૨૮, તારીખ ૧૬ જૂન ૧૭૭૯, સ્વયંચલિત ગાડી.

૨. સી કૅલગેટ, નં. ૧૨૪૮, ૧૬ માર્ચ ૧૭૮૦, ઈમ્પીરિયલ મર્કયુરી.

૩. જી મેડહર્સ્ટ, નં. ૨૪૩૧, ૨ ઑગસ્ટ ૧૮૦૦, વગરઘોડાની ગાડી.

ઉપરની ગાડીઓમાં કેટલીક ત્રણ પૈડાંવાળી તો કેટલીક ચાર પૈડાંની હતી. આ બધાનો ઉદ્દેશ એ હતો કે બેસનારો પોતેજ પોતાનું બળ વાપરી તે વડે તે ચલાવી શકે. ઉપરની માહિતી ઉપરથી સાઈકલની કલ્પના કયારથી નીકળી તે ધ્યાનમાં આવશે. ( આકૃતિ ૩ ).

## દ્વિચક્રી

ઈ. સ. ૧૬૯૦ માં ડી. સીવરાક નામના ફ્રેંચે 'સેલરી ફેર' નામ આપી દ્વિચક્રીની કલ્પના બતાવી. પણ તેની કલ્પના ફક્ત કાગળ ઉપર જ રહી ગએલી જણાય છે. કારણ સન ૧૭૭૯ માં સ્વકલ્પનાથી કે બીજાની કલ્પના લઈ મિ. બ્લાંકાર્ડ અને મિ. માગ્યુરિઅર આ બે જણે એક દ્વિચક્રી બનાવી. તેઓ આ ગાડીને "વ્હેલોસીપેડ" કહેતા. આ યંત્રનું વર્ણન 'જર્નલ દિ પારીસ'ના ૨૧ જુલાઈ ૧૭૭૯ ના અંકમાં આવ્યું છે. તે ઉપરથી સિવરાકના અને બ્લાંકાર્ડના ગાડીના વર્ણનમાં બહુજ થોડો ફરક જણાય છે.



આકૃતિ ૩—ત્રણ પૈડાંની જૂની સાઇકલ

આ દ્વિચક્રીમાં પાંચ–સાડાપાંચ ફૂટ લંબાઈની ૬—૭ ઈંચ જાડી અને તેટલીજ પહોળી ધરીને, એકની આગળ એક એ રીતે બીજા ઊભા ડંડાની મદદથી પૈડાં બેસાડવામાં આવતાં. પૈડાંની વચ્ચોવચ ધરી ઉપર બેસી પગથી ધકેલીને તેને ગતિ આપવી પડતી.

ધરી ઉપર આગળના પૈડાંની વચ્ચોવચ આવે એવી રીતે એક ડાંડો ઉભો કરીને ઉપર બીજો ટૂંકો લાકડાનો ડાંડો આડો બેસાડવામાં આવતો. આ ડાંડો એ હાલના હૅંડલનો પૂર્વજ છે. ( આકૃતિ ૪).

ફ્રેંચ લોકો ઘણા રંગીલા અને શોખીન હોય છે. તેમને હંમેશાં કાંઈક ગમ્મત જોઈએ;



આકૃતિ ૪—ફ્રેન્ચ સેલેરીફેર

કોઈ 'ઝુકાનેવાલા' મળ્યો કે એ ઝુક્યાંજ સમજવા. એક દિવસે સાંજે લક્ઝેમ્બર્ગ ઉદ્યાનમાં દ્વિચક્રી લઈ એક યુવાન આંટા મારતો હતો. આ ઉદ્યાનમાં લ્હેરી તથા કસરતી જવાનોના અડ્ડા જામ્યાજ રહેતા. પગથી ધકેલવાથી ગાડીને ગતિમાં આવતી જોઈ આ નવીન કરામત ઉપર અનેક યુવાનો મોહિત થયા. અને તેમણે તેવી ગાડીઓ તૈયાર કરાવી. આ નવી કરામતનો યોજક એમ. નિયાપ્સ હતો. કેવળ એ વિદૂષકી વૃત્તિનોજ ન હતો પણ મોટો કલ્પક અને શોધક પણ હતો. ફોટોગ્રાફિનો શોધક પણ એજ છે. ફ્રાન્સમાં આવી દ્વિચક્રીને 'સેલેરી-ફેર' અથવા 'સેલેરીપેડ' કહેતા.

જર્મનીમાં મેનહાઇમ ગામનો સરદાર ડ્રાઇસ વનપાળના હોદ્દા ઉપર હતો. જંગલોમાં ફરતી વખતે તે આવી જ દ્વિચક્રીનો ઉપયોગ કરતો. તેના ઉપર બેસવામાં તે ઘણો જ નિષ્ણાત હતો. તેણે તેમાં ઘણા જ મહત્વના સુધારા કર્યા છે. પહેલો સુધારો હાથની કોણી મૂકવા માટે ગાડી ઉપર વ્યવસ્થા કરી. ગાડી ચલાવતી વખતે હાથ અકડાઈ જતા એ ત્રાસ આનાથી દૂર થયો. ગાડીનું આગળનું પૈડું ગમે તે તરફ વાળી શકાય એવી યોજના એણે કરી એ એનો બીજો સુધારો છે. ધરીને ઉભો ગોલ ડાંડો બેસાડી તેમાં નીચેની બાજુએ સાયકલનું આગળનું પૈડું બેસાડવામાં આવ્યું. અને ગોલ ડાંડાની ઉપલી બાજુ આડો ડાંડો બેસાડી તેનું 'હેન્ડલ' બનાવવામાં આવ્યું. તેણે પોતાની ગાડીને 'ડ્રાઈસીન' એવું નામ આપ્યું હતું. ઈ. સ. ૧૮૧૮માં તેણે ઘણી શોધો માટે પેટંટો મેળવ્યાં.

## દ્વિચક્રીનું લંડનમાં આગમન

સન ૧૮૧૮ માં લંડનના રસ્તા ઉપર ઘણી દ્વિચક્રીઓ જણાવા લાગી. મી. ડેનીસ જોનસન નામના ગાડીના કારખાનાદારે હોંશિયારી વાપરી દ્વિચક્રી માટે ઈંગ્લંડમાં પહેલવહેલું પેટન્ટ મેળવ્યું. આપણી જુક્તિ સ્વતંત્ર છે એ દર્શાવવા માટે ગાડીને એણે જુદુંજ નામ આપ્યું. પોતાની ગાડીને એ 'પેડેસ્ટ્રિયન ક્યુરીકલ'કહેતો.એ સિવાય નીચેના ચારપાંચ નામો દ્વિચક્રીને લગાડવામાં આવતાં (૧) વ્હેલોસીપેડ (૨) પેડંટ એકસલરેટર (૩) બાયસીપેડ (૪) ડાન્ડી હોર્સ (૫) બાય વ્હેકટરઅને (૬) હોબી હોર્સ. દરેક નામ દ્વિચક્રીની કે બેસનારની વિશિષ્ટતા બતાવે છે. આમાંનાં કેટલાંક નામો વખાણનારાઓએ પાડેલાં છે, જ્યારે ડેન્ડી હોર્સ જેવાં કેટલાંક નામો નિન્દકોએ પાડેલાં છે.



આકૃતિ ૫—ડ્રાઇસીન, સન ૧૮૧૬

દ્વિચક્રીની તે વખતે ઘણી જ કિંમત પડતી, છતાં પૈસાવાળા શોખીન લોકો તે ખરીદતા અને લોકોની ટીકાને ગણકાર્યા વગર કાદવવાળા રસ્તાઓ ઉપર તે ફેરવતા. દ્વિચક્રીને

પગથી ધકેલવી પડતી; આથી પગનાં તળિયાં ઘસાઈ જતાં. એક મોચીએ દ્વિચક્રી ઉપર બેસનારને માટે ખાસ લોખંડી તળિયાંના જોડા તૈયાર કર્યા હતા.

કેટલીક શોખીન યુવતીઓએ પણ દ્વિચક્રી વાપરવાની શરૂઆત કરી. તેમને દ્વિચક્રીનું વજન ઘસડીને જવું એ બહુ મુશ્કેલ પડતું. આથી તેમને માટે ત્રિચક્રી બનાવવામાં આવી.

દ્વિચક્રીવાળાઓની ખૂબ મશ્કરી થતી. ઘણાંખરાં શિષ્ટ પત્રોમાં તે સંબંધમાં વ્યંગ્ય અને વિનોદી ચિત્રો, વાર્તાઓ, લેખો વગેરે પ્રસિદ્ધ થતાં. એમાંના ઘણાંખરાનો 'કેનબરી સાઈકલ કલબ'ના એક સભાસદે ખાસ સંગ્રહ કર્યો છે. તેમાંનું એક ઘણું મહત્ત્વનું છે. (આકૃતિ ૬). ક્રેન્કની (crank) કલ્પના ચિત્રકારને પ્રથમતઃજ સ્ફૂરેલી આ ઠેકાણે જણાય છે. રીજેન્ટ નામનો રાજકુમાર દ્વિચક્રીનો શોખીન હતો. એની મશ્કરી કરવા માટે આ ચિત્ર કાઢવામાં આવ્યું છે. અહીં અધુંજ ચિત્ર બતાવ્યું છે. આખુ ચિત્ર એવું છે કે રાજકુમારની પીઠ ઉપર તેની પ્રિયા બેઠેલી છે, અને રાજકુમાર સાઈકલ ચલાવે છે. ચિત્રકારે તેને ફક્ત પાછળ જ બેસાડી હોત તો ચિત્રમાં વિશેષ ખુમારી ન આવત. પણ રંગેલ રાજકુમારની ગાદીરૂપી પીઠ ઉપર તે બેઠેલી હોવાથી રાજકુમારને પડ્યાં પડ્યાં સાઈકલ ચલાવવી પડે છે, એમ એમાં બતાવ્યું છે.

આકૃતિ ૬–સાયકલ શોખીન રાજપુત્ર

## દ્વિચક્રીમાં વિશેષ સુધારો

દ્વિચક્રીને પગથી ધકેલવી પડતી હોવાથી પગ બહુ દુઃખી જતા અને કેટલીક માંદગી પણ ભોગવવી પડતી. આ કષ્ટ ઓછું કરવા તરફ બધાનું લક્ષ લાગ્યું. નવી નવી કલ્પનાઓ નીકળવા લાગી. સન ૧૮૨૧માં લુઈ ગૉમ્પર્ટઝે આગળના પૈડાને કેટલાક ચક્રોની મદદથી ગતિ આપવાની યોજના કરી. આ ગતિ હાથથી આપવી પડતી. પગથી ગતિ આપવાની કલ્પના એના પછી નીકળી.

૧૮૩૪ માં કર્કપૅટ્રિક મૅકમિલન નામના લુહારે એક દ્વિચક્રી બનાવી. તેને હાલની સાઈકલ જેવાંજ પૅડલ્સ હોઈ તે વડે પાછળનું પૈડું ફરતું. પૅડલ્સનો અને પાછળના પૈડાંનો સંબંધ હાલના જેમ સાંકળથી ન જોડતાં કેટલાક ડાંડાથી જોડાએલો રહેતો. (આકૃતિ ૭). ૧૮૪૦ માં ડ્રાઈસીનને એવીજ રીતે પૅડલ્સ બેસાડવાના પ્રયત્નોમાં સફળતા મળી.



આકૃતિ ૭–કર્કપૅટ્રિક મૅકમિલનની દ્વિચક્રી

ગૅવ્હીન ડાલસેલ નામના કંસારાએ એવોજ પ્રયત્ન કર્યાનું કહે છે. કર્કપૅટ્રીક ગાડીનું વર્ણન આગળ પ્રમાણે છે. તેનાં પૈડાં લાકડાનાં હોઈ, વાટો લોઢાની હતી. આગળનું પૈડું ૩૦ ઈંચનું હોઈ પાછળનું ૪૦ ઈંચનું હતું.

૧૮૪૦થી ૧૮૬૫ સુધીમાં કંઈ કહેવા જેવી પ્રગતિ થઈ નથી. ૧૮૬૫માં પીઅરી લાલેમાન્ટ નામના ફ્રેંચ માણસે આગળના પૈડાની ધરીનેજ ક્રેંક (crank) લગાડી તેને પૅડલ્સ બેસાડયા. આવી સાઈકિલની ગતિનો આધાર આગળના પૈડાના સમપ્રમાણ ઉપરજ રહેતો હોવાથી આગળનું પૈંડુ બને તેટલું મોટું કરવાની શોધકોએ કમાલ કરી. પાછળનું પૈંડુ કેવળ આધારને માટેજ મૂક્યું હતું એમ કહેવાને હરકત નથી. ચોસઠ ઈંચ વ્યાસની આવી ગાડીઓ બનાવવામાં આવી હતી. એવી ગાડીઓ માટે "ઑર્ડીનરી" એટલે 'ઊંચી' એવું નામ પ્રચારમાં હતું.

લાલેમાન્ટ એ એક ગાડીઓ દુરસ્ત કરવાના કારખાનામાં નોકર હતો. ઑર્ડીનરી જાતની દ્વિચક્રીનો મૂળ શોધક કોણ, એ વિષે ઘણો મતભેદ છે. કેટલાકનું કહેવું લાલેમાન્ટના માલીકના છોકરાએ તે બનાવી એમ છે. 'ઑર્ડીનરી' અને 'ઊંચી' એ નામ સિવાય 'બાઈસીકલ' અને બોનશેકર' એટલે હાડકાં ઢીલાં કરનારી એવાં નામો પણ પ્રચારમાં હતાં.



આકૃતિ ૮—લાલેમાન્ટની બે પૈડાની ગાડી

—o—

## સમભાવ

( હરિણી વૃત્ત )

પ્રતિવદનની રેખામાંહી, છૂપો ઇતિહાસ છે;
પ્રતિવદનની લેખામાંહી, છૂપેલ નિસાસ છે;
કંઈ કરુણતા, લ્હેરે લ્હેરે, છવાઈ અરે ! રહી,
ઉર-મધુરતા, શાન્તિ લાવો, ન એ શીખવી રહી ?

ऋतूनां कुसुमाकरः

# દીક્ષા

મૂળ તમિળના આધારે—
ચન્દ્રવદન કોન્ટ્રાક્ટર
સંસ્કર્તા—ચ

સમય—સંધ્યાનો :: સ્થળ—એક વન.

[ નિસ્તબ્ધ વનની અખંડ શાન્તિ—પંખીઓનો મધુર કલરવ કોઈક ક્ષણે તેને સૂરીલી બનાવે છે. પીપળાના એક મોટા વૃક્ષ નીચે ભગવાન બુદ્ધ ધ્યાનમગ્ન બની બેઠા છે. એમની આસપાસ દિવ્ય પ્રકાશ ઝગમગે છે.

એ સમયે, કેટલેક દૂરથી, ઘોડાઓની ખરીઓનો અવાજ સંભળાય છે......બે અંગરક્ષકો સાથે એક રાજકુમાર આવતો જણાય છે. ]

**રાજકુમાર**—[ ઘોડા પરથી નીચે ઊતરી...અંગરક્ષકોને ] તમે બંને અહીં ઊભા રહો. હું ભગવાન બુદ્ધનાં દર્શન કરી આવું.

[ તે બુદ્ધની પાસે જાય છે. અંગરક્ષકો તેને પ્રણામ કરી ઘોડાને એક ઝાડની સાથે બાંધે છે. ]

**રાજકુમાર**—[ બુદ્ધને સાષ્ટાંગ પ્રણામ કરી...ભક્તિભર્યા અવાજમાં ] હે પ્રભો આપના ચરણોના દર્શનની અભિલાષાથી હું બહુ દૂરથી આવું છું. કંચનપુરનો હું યુવરાજ છું. લોકો મને જેતનના નામથી ઓળખે છે. તમારા શિષ્યરત્ન દેવગુપ્ત પાસેથી મેં આપની કથા સાંભળી. ને ત્યારથી મારૂં મન આપના દર્શન માટે વ્યાકુલ બન્યું. એ દિવસથી રાજમહેલનું જીવન, સુખ સમૃદ્ધિ સર્વ કાંઈ મને કડવું લાગે છે. આપ મારો શિષ્ય તરીકે સ્વીકાર કરો...ને ત્યારેજ મને શાન્તિ મળશે.

[ બુદ્ધ ભગવાન મૌન સાચવે છેઃ રાજકુમારને શાન્ત કરુણાભરી દૃષ્ટિથી જોઇ રહે છે ]

**રાજકુમાર**—બોધિસત્ત્વ ! દાસ ઉપર દયા કરો. મેં અત્યારસુધી કલંકહીન જીવન વીતાવ્યું છે. નીતિના માર્ગ પરથી હું ચલિત નથી થયો. હંમેશાં સદ્‌ગ્રન્થોનું મેં અધ્યયન કર્યું છે. તોપણ શું હું આપની દીક્ષાને યોગ્ય નથી થયો ?

**બુદ્ધ**—( શાન્ત સ્વરે ) હાં, બેટા.

**કુમાર**—( કુંઠિત ભાવથી ) હે દેવ, ત્યારે આપની ચરણસેવાને યોગ્ય હું શી રીતે બની શકું ?

**બુદ્ધ**—( અપાર કરુણા વર્ષાવતાં ) ભાઈ, ઉતાવળો મ થા. સ્નેહથી, શાન્તિથી, ઉદ્યોગથી માનવી વિજય વરે છે. શું તું તે નથી જાણતો ?

**કુમાર**—( બુદ્ધનાં ચરણમાં ઢળીને ) કૃપાળુ જાણું છું; આપનું કહેવું પણ સમજ્યો છું. આપ મારી પરીક્ષા લેવા ચાહો છો; ઠીક જેવી આપની ઈચ્છા. આપનાં ચરણનાં દર્શન ફરી હું ક્યારે કરીશ ?

**બુદ્ધ**—સાતમી શરદપૂર્ણિમાને દિવસે અહીં આવજે, બેટા.

[ રાજકુમાર બુદ્ધદેવને પ્રણામ કરે છે; બુદ્ધ તેને આશિર્વાદ દે છે. ]

### [ ૨ ]

**સમય—રાત્રિનો : : સ્થળ—કંચનપુરથી કંઈક દૂરનો પ્રદેશ.**

[ બંને અંગરક્ષકો હાથમાં દીવી સાથે આગળ ચાલે છે; કુમાર જેતન મંદ પગલે તેમને અનુસરે છે.]

**કુમાર**—[ દૂરથી ઘોડાનો અવાજ સાંભળી ] કોઈ સામેથી આવતું લાગે છે, જુઓ, એ કોણ છે?

[ દૂરથી એક ઘોડેસ્વાર આવતો જણાય છે. ]

**અંગરક્ષક**—મહારાજ કોઈક આપણોજ સ્વાર લાગે છે. ( ધ્યાનથી જોઈ ને ) યુવરાજ, આ તો આપના મિત્ર સુગત જણાય છે.

[ સુગત પાસે આવી અશ્વપરથી નીચે ઉતરે છે. તેનાં અંગ પર દુઃખની છાયા ઢળી લાગે છે ]

**કુમાર**—( ચિન્તાતુર વદને ) કેમ સુગત? શું થયું? તું આટલો ઉદાસ કેમ છે? પિતાજીની તબિયત તો સારી છે ને?

**સુગત**—યુવરાજ, પિતાજીએ સ્વર્ગવાસ કર્યો.

[ યુવરાજ કંઈક ગળો સુધી મૂક બને છે. દુઃખનું તે પ્રદર્શન નથી કરતો, છતાં મુખ વેદનાને ગોપવી શકતું પણ નથી. ]

**યુવરાજ**—[ નિઃશ્વાસ નાંખીને ] એમનો દેહાંત શી રીતે-કેમ કરતાં થયો?

**સુગત**—જ્યારથી તમે ગયા ત્યારથીજ તેમણે શાન્તિ છોડી હતી. તમારા વિચારમાંજ તે ઘેલા બન્યા: "મારો લાલ-શું તે ભિક્ષુક થઈ જશે? જંગલો અને પહાડોમાં શું તે જિન્દગી વીતાવશે!" અમે એમને ખૂબ આશ્વાસન દીધું. પણ કંઈ ફાયદો ન થયો. એક વર્ષ પર્યન્ત તેમણે તમારી રાહ જોઈ; પણ છેવટે તમે ન જ આવતાં તેમણે પ્રાણ છોડયા.

**યુવરાજ**—[ દીર્ઘ નિઃશ્વાસપૂર્વક...સ્વગત ] સુખભોગનો ત્યાગ કરવાની મારી ઈચ્છા હતી. ...ું મારા એ મનોરથો પુર્ણ ન જ થયા. હવે તો રાજ્યનો ભાર પણ મારા માથે આવ્યો. ...ધિના નિર્માણને કોણ ટાળી શક્યું છે? છતાં, શાક્યમુનિના ઉપદેશ પ્રમાણે ચાલવું એજ મારૂં વ્રત છે; એજ મારી પ્રતિજ્ઞા છે.

[ સર્વે ત્યાંથી જાય છે. ]

### [ ૩ ]

**સમય—સવારનો : : સ્થળ—કંચનપુરનો એક રાજમાર્ગ.**

[ કેટલાક પ્રજાજનો માર્ગ પર જઈ રહ્યાં છે. ]

**પ્ર૦ પ્રજાજન**—વસંત, હવે તો સતયુગ આવ્યો.

**બી૦ પ્રજાજન**—શી રીતે?

**પ્રથમ**—યુવરાજ જેતન હવે આપણા રાજા થયા. દરિદ્રતા તો હવે અહીંથી દૂર ભાગીજ સમજો. જ્યાં જુઓ ત્યાં દાન, ધર્મ, સત્ય, દયા, પ્રેમ; વાવ, કુવા, દવાખાનાં, પાઠશાળાઓ, ધર્મમન્દિરો, ઉપાશ્રયો વિગેરે. દુઃખ કે પાપનું નામ પણ નહિ રહે. દેશ કેટલો સુભગ છે!

**ત્રી૦ પ્રજાજન**—આનેજ રામરાજ્ય કહેવાય.

**પ્રથમ**—તમે કંઇ બીજી ખબર સાંભળી?

**બીજો**—( ઉત્સુકતાથી ) શાની?

પ્રથમ—[illegible] ચરિત્ર સારૂં નથી

[ ૨ ]

સમય—રાત્રિનો : : સ્થળ—કંચનપુરથી કંઈક દૂરનો પ્રદેશ.

[ બંને અંગરક્ષકો હાથમાં દીવી સાથે આગળ ચાલે છે; કુમાર જેતન મંદ પગલે તેમને અનુસરે છે.]

કુમાર—[ દૂરથી ઘોડાનો અવાજ સાંભળી ] કોઈ સામેથી આવતું લાગે છે, જુઓ, એ કોણ છે?

[ દૂરથી એક ઘોડેસ્વાર આવતો જણાય છે. ]

અંગરક્ષક—મહારાજ કોઈક આપણોજ સ્વાર લાગે છે. ( ધ્યાનથી જોઈ ને ) યુવરાજ, આ તો આપના મિત્ર સુગત જણાય છે.

[ સુગત પાસે આવી અશ્વપરથી નીચે ઉતરે છે. તેનાં અંગ પર દુઃખની છાયા ઢળી લાગે છે ]

કુમાર—( ચિન્તાતુર વદને ) કેમ સુગત? શું થયું? તું આટલો ઉદાસ કેમ છે? પિતાજીની તબિયત તો સારી છે ને?

સુગત—યુવરાજ, પિતાજીએ સ્વર્ગવાસ કર્યો.

[ યુવરાજ કંઈક પળો સુધી મૂક બને છે. દુઃખનું તે પ્રદર્શન નથી કરતો, છતાં મુખ વેદનાને ગોપવી શકતું પણ નથી. ]

યુવરાજ—[ નિઃશ્વાસ નાંખીને ] એમનો દેહાંત શી રીતે-કેમ કરતાં થયો?

સુગત—જ્યારથી તમે ગયા ત્યારથીજ તેમણે શાન્તિ છોડી હતી. તમારા વિચારમાંજ તે ઘેલા બન્યા: "મારો લાલ-શું ને ભિક્ષુક થઈ જશે? જંગલો અને પહાડોમાં શું તે જિન્દગી વીતાવશે!" અમે એમને ખૂબ આશ્વાસન દીધું. પણ કંઈ ફાયદો ન થયો. એક વર્ષ પર્યન્ત તે તમારી રાહ જોઈ; પણ છેવટે તમે ન જ આવતાં તેમણે પ્રાણ છોડયા.

યુવરાજ—[ દીર્ઘ નિઃશ્વાસપૂર્વક...સ્વગત ] સુખભોગનો ત્યાગ કરવાની મારી ઈચ્છા હતી. પણ મારા એ મનોરથો પૂર્ણ ન જ થયા. હવે તો રાજ્યનો ભાર પણ મારા માથે આવ્યો. વિધિના નિર્માણને કોણ ટાળી શકયું છે? છતાં, શાકયમુનિના ઉપદેશ પ્રમાણે ચાલવું એજ મારૂં વ્રત છે; એજ મારી પ્રતિજ્ઞા છે.

[ સર્વે ત્યાંથી જાય છે. ]

[ ૩ ]

સમય—સવારનો : : સ્થળ—કંચનપુરનો એક રાજમાર્ગ.

[ કેટલાંક પ્રજાજનો માર્ગ પર જઈ રહ્યાં છે. ]

પ્ર૦ પ્રજાજન—વસંત, હવે તો સતયુગ આવ્યો.

બી૦ પ્રજાજન—શી રીતે?

પ્રથમ—યુવરાજ જેતન હવે આપણા રાજા થયા. દરિદ્રતા તો હવે અહીંથી દૂર ભાગીજ સમજો. જ્યાં જુઓ ત્યાં દાન, ધર્મ, સત્ય, દયા, પ્રેમ; વાવ, કુવા, દવાખાનાં, પાઠશાળાઓ, ધર્મમન્દિરો, ઉપાશ્રયો વિગેરે. દુઃખ કે પાપનું નામ પણ નહિ રહે. દેશ કેટલો સુભગ છે!

ત્રી૦ પ્રજાજન—આનેજ રામરાજ્ય કહેવાય.

પ્રથમ—તમે કંઇ બીજી ખબર સાંભળી?

બીજો—( ઉત્સુકતાથી ) શાની?

પ્રથમ—મહારાણી ભાનુમતિનું ચરિત્ર સારૂં નથી.

બીજો—વાત તો મેં પણ સાંભળી છે. પણ કોણ જાણે એમાં કેટલી સચ્ચાઈ છે.

પ્રથમ—પણ મહારાજે ખુદ પોતાની નજરે જોયું છે તો.

બીજો—(વધારે ઉત્સુકતાથી) એમ! તો હવે શું થશે?

પ્રથમ—ભાનુમતિને દેશનિકાલની સજા થઈ છે. મેં હમણાંજ એ ખબર સાંભળ્યા.

બીજો—રાજાએ જે કર્યું તે ઠીકજ કર્યું છે.

ત્રીજો—બિચારા આટલા સારા રાજાને આવી રાણી મળી!

પ્રથમ—ને બીજા પણ એક સમાચાર છે. રાજાને જ લગતા. હું કહેવા ભૂલી ગયો. વલ્કલુકને તો તમે જાણો છો ને?

પ્રજાજનો—કેમ નહિ? રાજાનો શાળો ને?

પ્રથમ—હા, હા, એજ. એણે શું કર્યું–ખબર છે? રાજા અને રાજપુરોહિતના પુત્ર સુગત વચ્ચે તકરાર કરાવવા તેણે યુક્તિ રચી હતી. પણ સુગત તો રાજાનો દિલોજાન મિત્ર. તે તરત રાજા પાસે ગયો, ને બધી વિગત કહી દીધી. વલ્લુકનો દોષ પુરવાર થયો, રાજાએ શું કર્યું. ખબર છે?

પ્રજાજનો—જિન્દગીભરની જેલ વળી, બીજું શું?

પ્રથમ—તમે તે કેવાં માણસ છો! આટઆટલા દિવસથી રાજાની વાતો સાંભળી, છતાં તેના ગુણ તમે નજ સમજ્યા.

પ્રજાજનો—ત્યારે તમેજ કહોને, શું થયું?

પ્રથમ—એમણે એને માફ કર્યો; મધુર શિખામણ દીધી.

પ્રજાજનો—[આશ્ચર્ય સાથે] વાહ! બીજો કોઈ રાજા હોત તો વલ્લુકને ફાંસીએ લટકાવત, પણ આમણે તો દયા દાખવી. તે ખરેખર દેવ છે.

[૪]

સમય—સંધ્યાનો : : સ્થળ–પ્રથમનું વન

[ કાળી ભમ્મર વાદળીઓ વ્યોમમાંથી વર્ષી રહી છે. એજ પીપળાના વૃક્ષ નીચે બુદ્ધદેવ ધ્યાનસ્થ બેઠેલા છે. જેતન તેમની સામેજ, તેમને નમન કરી, ઘૂંટણ ટેકવી, ભૂમિ પર બેઠો છે. ]

જેતન—[આંખમાંથી આંસુ સારતાં] મેં શું અપરાધ કર્યો?–પ્રભો! શું હું હજી પણ દીક્ષાને યોગ્ય નથી થયો? મને યાદ છે ત્યાં સુધી તો મેં એવી એક પણ ગંભીર ભૂલ નથી કરી. જેને હું પહેલાં ધિક્કારતો તેને ધિક્કારવાનું પણ મેં છોડી દીધું છે. મારી અને સુગત વચ્ચે તકરાર કરાવવાની ઈચ્છા ધરાવનાર વલ્લુકને પણ મેં ક્ષમા આપી છે. પ્રભુ! કહો, કહો, મારો કયો અપરાધ છે?

બુદ્ધ—(શાન્તિથી) તેં ન્યાય સમજીને એક ગંભીર અન્યાય કર્યો છે. લોકો પણ તે ન્યાયજ સમજશે. પણ સંન્યાસીઓ અને જ્ઞાનીઓ તો તેને અન્યાયજ ગણે.

જેતન—[ઊભો થઈ, હાથ જોડી, વિનમ્રભાવે] દેવ, મને સમજ નથી પડતી–આપ શા સંબંધમાં કહો છો?

બુદ્ધ—તારી પત્નીને તેં કાઢી મૂકી છે. તેનું વર્તન જો કે અઘટિત છે છતાં તે સ્ત્રી છે; ત્હારી પત્ની છે, પ્રજા છે. એને શુભ પન્થે આણવી એ ત્હારું કર્તવ્ય છે. તું તેને દૂર

શી રીતે કરી શકે ? એ પણ જીવ છે, ભૂલકણો જીવ છે. એને દુ:ખ—એ શું તારે માટે પાપ નથી ?

જેતન—દેવ, ભૂલમાં મેં અપરાધ કર્યો છે. પણ આપની આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર છું. [ગૌતમનાં ચરણકમળે શિર ઢેરવી ] પ્રભુ, આ વખતે પરીક્ષામાં સફળ નથી થયો. પણ હવે ચૂકીશ નહિ. ત્યારે તો મારો સ્વીકાર કરશોને ?

બુદ્ધ—તથાસ્તુ.

[ બુદ્ધદેવ રાજાને આશિર્વાદ આપી ધ્યાનમગ્ન બને છે રાજા ચિન્તાતુર છતાં આશાસભર્યા વદને ત્યાંથી પાછા ફરે છે. ]

## [ ૫ ]

સમય-સંધ્યાનો : : સ્થળ-કંચનપુરનો એક રાજમાર્ગ.

[ કેટલાંક પ્રજાજનો ઉક્ત માર્ગે આવી રહ્યાં છે. ]

પ્ર. પ્રજાજન—( ધીમા અવાજથી ] સર્વનાશ થઈ ગયો. રાજ્ય ધીમે ધીમે બગડતું જાય છે. અન્યાય પણ વધી રહ્યો છે.

પ્રજાજનો—( ઉત્સુકતાથી ) શું થયું ? શા સમાચાર છે ?

પ્ર. પ્રજાજન—( દબાયલા અવાજથી ) ધીમે બોલો, ભાઈઓ, ભીંતને પણ કાન હોય છે. કહેતાં પણ શરમ આવે એવી ખાનગી વાત છે. રાજાએ રાણીને પાછી બોલાવી છે; અનીતિની પૂજા થઈ રહી છે. રાજ્ય પર હવે ઘોર વિપત્તિ આવશે. વર્ષાદ તો આવતાં અટકી પણ ગયો છે. ને વધુમાં, રાજાએ એ રાણીને માટે નવો મહેલ બનાવરાવ્યો છે.

પ્રજાજનો—ઓહ ! હો ! એ વ્યભિચારી સ્ત્રી માટે એક મહેલનીજ ખામી હતી. હવે તો તે પણ પૂરાઈ ગઈ.

પ્ર. પ્રજાજન—જો આ આપણે સાંખી રહીશું તો અન્યાય વધતો જ જશે. રાજ-પુરોહિત ત્રિગુણાચાર્યે રાજાને ખૂબ સમજાવ્યો. પણ એણે કોઈનું ન માન્યું. પુરોહિતનો પુત્ર,સુગત પણ રાજાને મળી ગયો છે. બિચારા પુરોહિતના દુ:ખને સીમા નથી. વધુ તો કશી ખબર નથી. પણ આજ રાત્રે શહેર બહાર ઉજ્જડ મંડપમાં સભા મળવાની છે. ત્યાં એ સર્વ સમજાશે.

પ્રજાજનો—તો તો, અમે પણ ત્યાં આવીશું.

પ્ર. પ્રજાજન—જેવી તમારી ઈચ્છા.

[ સર્વે જાય છે. ]

## [ ૬ ]

સમય-રાતનો બીજો પ્રહર : : સ્થળ-કંચનપુરની બહારનો એક ઉજ્જડ મંડપ.

[ નગરજનો એકત્ર થયાં છે. ચબૂતરા પર પુરોહિત ત્રિગુણાચાર્ય ને તેની લગોલગ વલ્લક બેઠેલ છે. ]

ત્રિગુણાચાર્ય—સજ્જનો, રાજાનો અન્યાય તમે સાંભળ્યો જ હશે. મેં એમને એમ ન કરવા ખૂબ સમજાવ્યા; પણ તેણે મારું નજ સાંભળ્યું. કુળગુરુની અવગણના કરીને, બ્રાહ્મણને ધિક્કારીને...

વલ્લુક—ઉચ્ચ જાતિનો જે ક્ષણે અનાદર થયો તેજ ક્ષણે તે જાતિનું માન ગયું; તેનો ધર્મ ગયો. એવા રાજાને......

**વિદ્રોહી પ્રજાજનો**—( આવેશમાં ) આજેજ તેને દેશનિકાલ કરવાની પ્રતિજ્ઞા લઈએ ! એ જાતિ-નિતિભ્રષ્ટ રાજાને હમણાં જ કાઢી મૂકીશું !

ત્રિગુણાચાર્ય—બુદ્ધ નામનો કોઈ ઢોંગી સંન્યાસી છે. એની વાતો સાંભળી આ રાજાએ યજ્ઞ-યાગ બધું બંધ જ કરી દીધું છે. મારા છોકરા સુગતને એણે ભોળવી લીધો છે. એને શિક્ષા તો એ વખતેજ કરવી જોઈતી હતી,-પણ, 'બિચારો' માની જવા દીધો. પણ આ સમયે તો.. પોતાની વ્યભિચારી સ્ત્રીને એણે પાછી બોલાવી છે; એને માટે એક નવો રંગમહેલ...

વિદ્રોહીજનો—(વ્યંગમાં) રાણી પાછળ કદાચ પાગલ થઈ ગયો હશે !

ત્રિગુણાચાર્ય—(ગર્જનાપૂર્વક) પાગલ ?–જ્યારથી યજ્ઞ એણે બંધ કર્યા છે ત્યારથી જ તે ચાંડાળ થયો છે. વર્ષાદ વર્ષે પણ શી રીતે ? જ્યાં આવો ચંડાળ-નીચ. જીવતાં કે મર્યે જે સરખો છે તે, રાજ્નીપદે છે.

વલ્લુક—આવા અન્યાયી રાજાને તો મારી નાખવામાં પણ...

સુગત—( અચાનક ત્યાં આવીને ) વાહ. વાહ ! વલ્લુક ! રાજાએ તને માફ કર્યો; તેનો આ બદલો—કેમ ?

ત્રિગુણાચાર્ય (સુગતને જોઈ-ક્રોધમાં) જાતિ, ધર્મ અને યજ્ઞયાગનો ત્યાગ કરનાર રાજાને મારવામાં કંઈ પાપ નથી.

સુગત—મુંગાં પ્રાણીઓને મારીને અગ્નિમાં નાખવાથી દેવો પ્રસન્ન થાય છે ! એનાથી પુણ્ય મળે છે !—એમ કહેતાં શાસ્ત્રોને સળગાવી દેવામાં શું પાપ છે ?

ત્રિગુણાચાર્ય ને વિદ્રોહીજનો—( કાન પર હાથ દઈને ) શિવ ! શિવ ! શાસ્ત્રોની નિન્દા કરનારા ચાંડાળો-પાપીઓ જ્યાં વસે ત્યાં વર્ષાદ વર્ષે પણ શી રીતે !

સુગત—બ્રાહ્મણ થવા કરતાં ચાંડાળ કહેવાવું હું વધુ પસંદ કરીશ. રાજાની હું રક્ષા કરીશ.

[ ત્યાંથી ત્વરાએ ચાલ્યો જાય છે.
શસ્ત્રસજ્જ વિદ્રોહીજનો પુરોહિતને ને વલ્લુકને અનુસરે છે. ]

[ ૭ ]

**સમય—અર્ધરાત્રિ : : સ્થળ—રાજમહેલનો એક ઓરડો.**

[ રક્ષકો દ્વાર પર પહેરો ભરે છે. ]

રાજા—( ઓરડામાં ફરતાં...સ્વગત ) કોઇ ગમે તે કહે, પણ ભગવાન બુદ્ધની આજ્ઞા તો પળાવીજ જોઇએ. (બહારથી તે ક્ષણે શોરબકોર સંભળાય છે. ) આ શું ? ( બારીમાંથી માર્ગ પ્રતિ જોઈને ) આ શી બલા ? લોકો હથિયાર લઈને આવી રહ્યાં છે. કદાચ મને મારવા માટે તો નહીં ? ભલે આવે, છો મારે; મારે એમનાથી ડરવું શા માટે ? ભગવાન બુદ્ધ મારી પાસે છે. પછી મને ભય શો ?

વિદ્રોહીજન—( બારણે ઊભા ) મારો ! કાપો ! અંદર ચાલો !

[ ને એ ક્ષણેજ, રક્ષકોને દ્વાર પરથી ધકેલી દઇ, હાથમાં તરવાર સાથે, દોડતો વલ્લુક રાજાની સમીપ જવા મથે છે. ]

**સુગત**—(વલ્લુકની પણ પહેલાં રાજા પાસે જઈ પહોંચી) મહારાજ, ભાગો! જલદી કરો! વલ્લુક ને બીજાઓ પણ તમને મારવા આવે છે.

[વલ્લુક તે જ ક્ષણે હાથમાં નાગી તલવાર સાથે ખંડમાં પ્રવેશે છે.]

[રાજા શાન્ત નિઃસ્તબ્ધ ઊભા છે. વલ્લુક તેના પર તલવાર ચલાવવા જાય છે; પણ તે કંઈને સ્પર્શે તે પહેલાં જ સુગત વલ્લુકનો હાથ પકડી લે છે; ને તે સમયે આવી પહોંચેલ સૈનિકો તેને ગીરફતાર કરે છે.

નીચે બૂમરાણ સંભળાય છે. સૈનિકો વિદ્રોહીઓને હડાવે છે—ને દ્રોહીઓ વધુ ને વધુ બૂમરાણ મચાવે છે. ' મારો—કાપો 'ની બૂમો સંભળાય છે.]

**રાજા**—(સૈનિકો પ્રતિ જોઈ) એને (વલ્લુકને) શા માટે પકડો છો? છોડી દો. તમે સર્વે બહાર જાઓ. (સુગતને) તું પણ બહાર જા.

[સુગત અને સૈનિકો ભય અને આશ્ચર્યથી ચકિત થઇ બહાર જાય છે. રાજા અને વલ્લુક બેજ જણ ઓરડામાં રહે છે.]

**રાજા**—વલ્લુક, મેં તારૂં શું બગાડયું છે? બોલ! એકજ ઈશ્વરે આપણને આ સૃષ્ટિમાં મોકલ્યા છે. એ રીતે આપણે બન્ને ભાઈ઼ઓ છીએ તો પછી એક બીજામાં વેરઝેર શા માટે? જુનું ઘર પડી જાય તો શું નવું ઘર નથી બાંધી શકાતું? તું આ સિંહાસન ઉપર બેસ અને નીતિપૂર્વક રાજ્યનું પાલન કર. મારે માથેથી બોજો હટાવવાનું તને પુણ્ય મળશે. મને વિદાય આપ, હું પ્રસન્નતાથી ચાલ્યો જઇશ.

(બહાર)

**પ્રથમ સૈનિક**—(શંકિત થઈને) હવે તો મહારાજનો અવાજ પણ સંભળાતો નથી!

**બીજો સૈનિક**—કદાચ પેલા હત્યારાએ એમનું ખૂન તો નહીં કરી નાંખ્યું હોય? હું ત્યાં જઇને તપાસ કરી આવું છું. (તે તપાસ કરવા જાય છે.)

[ઓરડામા એણે જોયુ તો—મહારાજના પગ આગળ વલ્લુક ડૂસકાં ભરી ભરીને રડી રહ્યો છે.]

[૮]

**સમય**—અરુણોદયનો : **સ્થળ**—પેલું પુરાણું જંગલ.

[પૂર્વમાં ઉજાસ ફેલાઇ રહ્યો છે. ચારે તરફ દૈવી શાંતિ છે. બુદ્ધદેવ ધ્યાનમાં લીન છે. ભિક્ષુ લોકો એમને ઘેરીને ઉદયગીત ગાઈ રહ્યા છે. બુદ્ધ ભગવાનના હાથ ઉપર પક્ષીઓ નિર્ભય થઈ બેસે છે. એમના ચરણોની પાસે, વાઘ, સિંહ, ઘેટાં, બકરાં, આદિ પ્રાણીઓ પણ બેઠેલાં છે, બધા જીવ ક્રોધ દ્વેષ વીસરીને પ્રેમના પ્રવાહમાં લીન થઇ ગયા છે. દૂરથી ફાટેલાં કપડાં પહેરી જેતન એકલો આવતો દેખાય છે. એના મુખ ઉપર શાંત છતાં દિવ્ય ઝળકી તેજ રહ્યું છે.]

**જેતન**—(બુદ્ધની ચરણરજ માથા ઉપર ચઢાવીને) बुद्धं शरणं गच्छामि, संघं शरणं गच्छामि, धर्मं शरणं गच्छामि.

**ગૌતમ**—(કરુણાભરી દૃષ્ટિથી) બેટા! આજે તું પ્રેમના સ્વરૂપને સમજ્યો છે.

[બુદ્ધ પોતાનો હાથ જેતનના માથા ઉપર મૂકે છે. જેતન મહાભિક્ષુકજાતની દીક્ષા લઇને પરમાનન્દમાં તન્મય થઈ જાય છે.]

——o——

# વટપદ્ર(વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો

[ પં. લાલચંદ્ ભ. ગાંધી. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા ]

પુણ્યશ્લોક શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડની હીરક-મહોત્સવથી વિખ્યાત થયેલી વર્તમાન રાજધાની વડોદરા(વટપદ્ર)ના પ્રાચીન ઈતિહાસ પર પ્રકાશ પાડનારા ઉલ્લેખો યથાયોગ્ય સંશોધિત થઈ અદ્યાવધિ પ્રકાશમાં આવ્યા જણાતા નથી; એથી એ દિશામાં અન્વેષણ કરવામાં અમ્હારો આ પ્રયત્ન પુરાતત્ત્વ-પ્રેમીઓને અને ઈતિહાસ-રસિક સાક્ષરોને અમુક અંશે ઉપયોગી પ્રેરણા આપનાર થશે તથા કેટલેક અંશે આ વિષયની ન્યૂનતા દૂર કરશે-એવી આશા છે.

મુખ્યતયા જૈન-સાહિત્યના અવલોકનમાંથી શોધ-ખોળ કરી પરિશ્રમથી સંગૃહીત કરેલાં પ્રાકૃત, સંસ્કૃત અને પ્રાચીન ગુજરાતી-ભાષાનાં પ્રામાણિક અવતરણો અહિં દૃષ્ટિગોચર થશે; તેમજ ઈતર વિશ્વસનીય પ્રમાણોને ઉદ્ધૃત કરવામાં ઉપેક્ષા જણાશે નહિ.

વિદ્વાનો જો પ્રોત્સાહિત થઈ આ દિશામાં પરિશ્રમ કરે, તો અનેક ગામ-નગરોના જ નહિ, ગુજરાતના જ નહિ, ક્રમશઃ સમસ્ત ભારતવર્ષના-સ્વદેશના પ્રામાણિક ઈતિહાસને પ્રકાશમાં મૂકાવવાનું પ્રશસ્ત કાર્ય બજાવી શકે અને ભૂતકાલીન ગૌરવનું જ્ઞાન કરાવી વર્તમાન કાલમાં વિશિષ્ટતાથી વર્તવાનું ઉચ્ચ શિક્ષણ વિવિધ પ્રકારે આપી શકે.

## આજથી બારસો વર્ષ પહેલાં

### સાચો વાણિયો

પ્રાચીન જૈન ગ્રંથકારો જેનો સ્વર્ગવાસ વિ. સં. ૫૮૫માં સૂચવે છે અને ૧૪૪૪ પ્રકરણોના રચનાર તરીકે-મધ્યસ્થ પ્રામાણિક બહુશ્રુત વિદ્વાન્ ગ્રંથકાર તરીકે જેની સુપ્રસિદ્ધિ છે; તથા શકકાલ ૭૦૦=વિ. સં. ૮૩૫માં દાક્ષિણ્યચિહ્ન ઉદ્યોતનાચાર્યે પણ પ્રા. કુવલયમાલાકથામાં જેનું સ્મરણ કર્યું છે; તે યાકિનીમહત્તરા-ધર્મપુત્ર બિરુદાંક તરીકે પ્રખ્યાત હરિભદ્રસૂરિએ ઉપદેશપદ નામના પ્રાકૃત ગ્રંથ (ગાથા ૫૧૬ થી ૫૨૦)માં [1]વડવ(વટપદ્ર)ના સત્યવાદી સત્ય નામના શ્રાવક વણિક્-સુતની જાણવાલાયક સત્ય ઘટના સૂચવી છે.

હરિભદ્રસૂરિના ઉપર્યુક્ત ઉપદેશપદની ટીકા વિ. સં. ૧૦૫૫માં વર્ધમાનસૂરિએ રચી હતી, જેની વિ. સં. ૧૨૧૨માં લખેલી તાડપત્રીય પ્રતિ જેસલમેરના કિલ્લાના બડાભંડારમાં છે, જેનો પરિચય અમ્હે જેસલમેર-ભાં. ગ્રંથસૂચી (ગા. ઓ. સિ. નં. ૨૧ પૃ. ૬-૭; અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચય પૃ. ૩૭)માં કરાવ્યો છે. આ ટીકાની પ્રતિની એક નકલ વિ. સં. ૧૯૫૧માં મુનિરાજ હંસવિજયજીએ લખાવી હતી, જે વડોદરાના જૈનજ્ઞાનમંદિરમાં વિદ્યમાન છે.

આ વર્ધમાનસૂરિ, જિનેશ્વરસૂરિ વિગેરે પરિવાર સાથે ગુજરાતમાં-અણહિલવાડ પાટણમાં સોલંકી દુર્લભરાજના રાજ્ય-સમય(વિ. સં. ૧૦૬૫થી૭૭)માં પધાર્યા હતા. ત્યાં રાજ-

---

૧ "वडवद्दे सच्चो दलु वणियसुओ सावगो त्ति विक्खाओ ।
मासमे पारसकुलं गंतुं आगच्छमाणाणं ॥ × × × ॥"

સભામાં ચૈત્યવાસીઓ સાથેના વાદમાં તેમના વિદ્વાન્ શિષ્ય જિનેશ્વરસૂરિએ જય પ્રાપ્ત કર્યો હતો. 'જૈનમુનિઓએ ચૈત્યોમાં વાસ ન કરતાં અન્યત્ર વસતિમાં વાસ (અમુક કાલ) અને અપ્રતિબદ્ધ વિહાર કરવો જોઇએ'–એમ યુક્તિ–પ્રમાણોથી ઉચિત ઠરાવ્યું હતું. જૈન સિદ્ધાન્તસૂત્રો–નવ અંગસૂત્રો વિગેરે પર વૃત્તિ રચનાર અભયદેવસૂરિએ પોતાનો પરિચય ઉપર્યુક્ત વર્ધમાનસૂરિના પ્રશિષ્ય તરીકે અને એ જિનેશ્વરસૂરિના શિષ્ય તરીકે કરાવ્યો છે.

આ જ ઉપદેશપદની બીજી ટીકા વિ. સં. ૧૧૭૪માં મુનિચંદ્રસૂરિએ કરી હતી, તે અહિંની મુક્તિકમલ જૈન મોહનમાલામાં પ્રકટ થયેલી છે.

સુપ્રસિદ્ધ સિદ્ધરાજ જયસિંહની રાજ સભામાં વિ. સં. ૧૧૮૧માં દિગમ્બર વાદી કુમુદચંદ્રને પરાસ્ત કરી જયવાદ મેળવનાર વાદી દેવસૂરિએ પોતાના ગુરુ–ઉપર્યુક્ત મુનિચંદ્રસૂરિના સ્વર્ગવાસ–પ્રસંગે ઉચ્ચારેલા શોકગર્ભિત ઉદ્ગારો ઉપલબ્ધ થાય છે; એ દ્વારા જણાય છે કે–મુનિચંદ્રસૂરિનો જન્મ–મહોત્સવ ઉજવવાનું માન દર્ભાવતી (ડભોઇ, વડોદરારાજ્ય)ને મળ્યું હતું. વિ. સં. ૧૧૭૮માં કા. વ. ૫ને દિવસે એ સૂરિ–રત્ન અદશ્ય થયું હતું.

વર્ધમાનસૂરિએ ઉપદેશપદની ટીકામાં વડવદ્દ વાળી ગાથાની વ્યાખ્યામાં '**वटपद्रे नगरे सत्यनामा** वणिक्सुतोऽभूत् । स च लोके श्रावक इति प्रसिद्धः ।' જણાવ્યું છે.

મુનિચંદ્રસૂરિએ '**वटपद्रके वटपद्रकाभिधाने स्थाने**' આવા શબ્દોદ્વારા આ સ્થાનનો ઉલ્લેખ કર્યો છે.

હરિભદ્રસૂરિના ઉપદેશપદની ઉપર્યુક્ત ગાથાઓમાં સૂચવ્યું છે કે–**પ્રા. વડવદ્દ =સં.** ... નગરમાં અથવા **वटपद्रक** નામના સ્થાનમાં સત્ય નામનો વણિક્–સુત હતો, તે ત્યાં 'શ્રાવક તરીકે પ્રસિદ્ધ હતો. એક વખતે તે, ભાઈ સાથે પારસકૂલ(પર્શીયા)–સમુદ્રના ... રે જઈને આવતો હતો, ત્યારે સમુદ્ર–માર્ગે આવતાં બીજા વહાણવટી વણિકો સાથે તેઓએ પાણી પર રહેલો તિમિંગિલ મચ્છ (કેટલાંય યોજનપ્રમાણનો) જોયો. ત્યાર પછી તે બધા 'સાંયાત્રિકો–દરિયાઇ મુસાફરો બોલ્યા કે–'અત્યંત મોટો મચ્છ છે.' પરન્તુ સત્ય-(વણિક્)નો ભાઈ કહેવા લાગ્યો કે–' આ મોટો દ્વીપ (બેટ) છે.'

એવી રીતે પરસ્પર વિવાદ કરતાં સત્યના ભાઈએ સ્પર્ધાથી સર્વસ્વ (સર્વ ભાંડ–માલ મીલકત) દ્વારા દ્યૂત–જૂગારની સરત કરી. સત્યે પ્રતિષેધ કરવા છતાં હઠથી તેના ભાઈએ હોડ કરી.

સમુદ્રમાં પાણી ઉપર જોવામાં આવેલ મોટો મચ્છ છે કે બેટ છે? તેની પરીક્ષા માટે વહાણ ચલાવનારા ખલાસીઓએ તે(મચ્છ)ની પીઠ પર અગ્નિ પ્રજ્વલિત કર્યો. પીઠ તપવાથી તે મોટા મચ્છે પાણીમાં ડૂબકી મારી. અનુક્રમે તે દરિયાઇ વહાણવટીઓ કાંઠે પહોંચ્યા. ત્યાર પછી પોતાને ઘરે પહોંચતાં પ્રતિપક્ષીઓએ સત્યના ભાઈ પાસે સરત પ્રમાણે સર્વસ્વની માગણી કરી. તેણે ઇન્કાર કરતાં તેમનો રાજ–કુલ(ન્યાયકોર્ટ)માં વિવાદ થયો. રાજાએ પૂછ્યું કે–'આ(કેસ)માં સાક્ષી કોણ છે?' પ્રતિપક્ષીએ જણાવ્યું કે–'મહારાજ! આનો જ ભાઈ, અને અન્ય વણિકો સાક્ષીઓ છે.' 'ભાઈ ભાઈને મળેલો હોય, એથી એવા પ્રયોજનમાં તેનો સાક્ષી તરીકે વ્યવહાર કરવો યોગ્ય નથી.' એવા વિચારથી રાજાએ નગરના પ્રધાન શેઠનો સત્કાર કરી બીજી રીતે પરીક્ષા કરી. નગરશેઠે સત્યને એકાંતમાં પૂછ્યું, તેણે જે પ્રમાણે બન્યું હતું, તે પ્રમાણે કહ્યું. શેઠ પાસેથી વિવાદનું સ્વરૂપ જાણી રાજાએ સર્વસ્વ પ્રતિવાદીને આપ્યું. રાજાએ વિસ્મય અને હર્ષથી સત્ય(સત્યવાદી સત્ય-

નામના) વણિક્નો સત્કાર કરી તેને મોટા શ્રેષ્ઠિપદપર યોગ્યતા (નગરશેઠ-પદવી) આપી કે-'આને ઈચ્છા પ્રમાણે જીવન-પર્યન્ત પાળો' 'સત્યે આ દુષ્કર કાર્ય કર્યું કે 'ભાઈના સ્નેહની ઉપેક્ષા કરી તે સત્યવ્રતમાં દૃઢ રહ્યો' એવો વિચાર કરી ખુશી થઈ પ્રતિવાદીએ પિતા ભાઈનું સર્વસ્વ મૂકી દીધું

## વિક્રમની નવમી સદીમાં.

**લાટેશ્વર કર્કરાજના દાનમાં**

સમસ્ત મહાશબ્દો (મોટાં બિરૂદો) મેળવનાર, મહાસામંતોના અધિપતિ, સુવર્ણવર્ષ નામાંકિત રાષ્ટ્રકૂટવંશી લાટેશ્વર કર્કરાજે સિદ્ધશમી આવાસથી શકનૃપ સં. ૭૩૪=વિ. સં. ૮૬૯માં વૈ. શુ. ૧૫ પર્વના દિવસે આ वडपद्रक ગામને દાનમાં આપ્યાનો ઉલ્લેખ વિસ્તૃત તામ્રપત્રોમાં છે. જ. બૅ. એ. સો. વો. ૮, પૃ. ૨૯૪માં તથા ઈંડિયન ઍન્ટિક્વરી વો. ૧૨, પૃ. ૧૫૬માં એ તામ્રપત્રની નકલ તથા તે પર વિવેચન ઈંગ્લીશમાં પ્રકટ થઇ ગયેલ છે. ઉપર્યુક્ત તામ્રપત્રમાં આ વડપદ્રકને અંકોટકના પ્રાધાન્યવાળી ૮૪ ગામોની ચોરાશીમાં ગૌણ તરીકે ગણવામાં આવ્યુ છે. તથા તેમાં દર્શાવેલી ચતુઃસીમા (પૂર્વે તરફ જંબુવાવિકા ગામ, દક્ષિણ તરફ મહાસેનક તળાવ, પશ્ચિમ તરફ અંકોટ્ટક, તથા ઉત્તર તરફ વગ્ધાચ્છ ગામ)નાં નામો વિગેરે પર વિચાર કરતાં એ વડપદ્રકને વર્તમાન વડોદરા તરીકે માનવામાં આવે છે. પૂર્વના રાજાના પરીખદ્વારા પહેલાં અંકોટકના ચતુર્વેદી બ્રાહ્મણને અપાયેલું આ વડપદ્રક ગામ, પાછળથી તેની સંમતિથી ઉપર્યુક્ત લાટેશ્વર કર્કરાજે માતા-પિતાના તથા પોતાના આ લોક અને પરલોકના પુણ્ય-યશની અભિવૃદ્ધિ માટે, વલભી(વળા, કાઠિયાવાડ)થી નીકળીને આવી વસેલા ભટ્ટ સોમાદિત્યના પુત્ર ચાતુર્વિદ્ય બ્રાહ્મણ વટ[પુ]રવાસી ભાનુભટ્ટને બ્રહ્મદાય તરીકે ધાર્મિક ક્રિયા-વૃદ્ધિ માટે આપ્યું હતું. તેમ તેમાં સૂચવવામાં આવ્યુ છે.

**લાટેશ્વર ગોવિંદરાજના તામ્રપત્રમાં**

શકનૃપકાલ સં. ૭૪૯=વિ. સં. ૮૮૪માં વૈ. શુ. ૧૫ પર્વના દિવસે રાષ્ટ્રકૂટવંશી મહાસામંતાધિપતિ પ્રભૂતવર્ષ ગોવિંદરાજે ભરુકચ્છ(ભરૂચ)માં વસતાં નર્મદા નદીમાં સ્નાન કરી જે દાન કર્યું હતું. તે સૂચવતાં તામ્રપત્રો ઇ. એ. વો. ૫, પૃ. ૧૪૪ થી ૧૫૨માં અંગ્રેજી વિવેચન સાથે પ્રકટ થયેલાં છે. તે પરથી જણાય છે કે માતા-પિતાના અને પોતાના આ લોક તથા પરલોકના ફલની પ્રાપ્તિ માટે, ધર્મ, અને યશની અભિવૃદ્ધિ માટે કાપિકા(કાવી)ના અન્તવર્તિભૂત કોટિપુ[ર]માંના જયાદિત્ય નામના ભગવાન્ સૂર્યને ખંડિત સ્ફુટિતના સંસ્કાર માટે, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય માટે ઉપર્યુક્ત ગોવિંદરાજ તરફથી થૂર્ણવિનામનું ગામ અર્પણ કરવામાં આવ્યું હતું. તેની ચોતરફનાં ગામો સૂચવ્યાં છે, તેમાં તેની પૂર્વે वटपद्रक, દક્ષિણ તરફ જદ્રાણ ગામ, પશ્ચિમ તરફ...મંગન કાલીયર ગામ અને ઉત્તર તરફ રુદ્દણાક ગામ હોવાનું જણાવ્યું છે. આમાંના વટપદ્રકને ભાષાંતરમાં જંબૂસર તાલુકાના વદ્દલ તરીકે ઓળખાવ્યું છે.

## વિક્રમની બારમી સદીમાં.

વીરગણિ નામના વિદ્વાન્ જૈન મુનિએ વિ. સં. ૧૧૬૦માં પિંડનિર્યુક્તિ નામના જૈનાચાર ગ્રંથ પર ૭૬૭૧ શ્લોકપ્રમાણ શિષ્યહિતા નામની વૃત્તિ રચી હતી. તેના અંતમાં તેઓએ ૧૮ શ્લોકોની પ્રશસ્તિદ્વારા પોતાનો પરિચય કરાવતાં

**જૈનવ્યાખ્યાકાર વીર ગણિનો જન્મભૂમિ** સૂચવ્યું છે કે-લાટદેશના તિલકરૂપ વટપદ્રક અને વિશાલપુરમાં રહેલા, ભિલ્લવા(મા)લ-ધર્કટજાતિરૂપી આકાશમાં રહેલા ચંદ્ર જેવા નિર્મલ તથા તીર્થનાથોને અને મુનિઓને નમવામાં પ્રીતિવાળાં શ્રેષ્ઠી વર્ધમાન અને શ્રમિતિના એ પુત્ર હતા. જન્મોત્પત્તિ સમયે તેમનું નામ **વસંત** હતું. વિશુદ્ધ સાધુના ગુણોના ધામ, અને વસતિ-વિહારી ચંદ્રગચ્છરૂપી આકાશમાં ચંદ્ર જેવા, સમુદ્રઘોષ એવા નામને સાચું પાડનારા સૂરિપાસે પ્રવ્રજ્યા ગ્રહણ કર્યા પછી તેનું બીજું નામ **વીર** રાખવામાં આવ્યું હતું. સકલ વસતિ (ઉપાશ્રયો)માં તિલક જેવા, સરવાલક ગચ્છમાં રહેલા શ્રેષ્ઠ વાચનાચાર્ય અધીશ્વર ગણિ પાસે દીક્ષાનું પરિપાલન કરતાં તેમણે **વીરગણિ** નામ પ્રાપ્ત કર્યું હતું. વિ. સં. ૧૧૬૦માં તેઓએ ઠર્કરોણિકા પાસે રહેલા દધિપદ્ર નામના શ્રેષ્ઠ ગામમાં પૂર્વોક્ત **પિંડનિર્યુક્તિની વૃત્તિ** રચી હતી[1] પૂર્વોક્ત અધીશ્વર ગણિના સદ્‌ગુણી વિદ્વાન્ ૩ શિષ્યો **૧ મહેન્દ્રસૂરિ, ૨ પાર્શ્વદેવગણિ અને ૩ દેવચંદ્રગણિએ** આહાર-પ્રદાન વિગેરે અનુકૂલતા કરી એ વૃત્તિ રચવામાં તેમને સહાયતા પહોંચાડી હતી. ૧ નેમિચંદ્રસૂરિ, ૨ જિનદત્તસૂરિ વિગેરે વિદ્વાન આચાર્યોએ અણહિલ્લપાટક પુર (પાટણ)માં આ વૃત્તિને વિશુદ્ધ કરી હતી.

પંચાશક વિગેરે શાસ્ત્રો રચનારા હરિભદ્રસૂરિએ પહેલાં આ(પિંડનિર્યુક્તિ ની વિવૃતિ રચવાનો આરંભ કર્યો હતો, પરન્તુ સ્થાપનદોષ સુધી વિવૃતિ કર્યા પછી તેઓ દિવંગત થયા. પછી એ ઉપરની વિવૃતિ કોઇ **વીરાચાર્યે** સમાપ્ત કરી હતી. તેમાં તેઓએ કેટલીક ગાથાઓને સુગમ વિચારી તેની વ્યાખ્યા કરી ન હતી અને જે ગાથાઓનું વિવરણ કર્યું હતું, તે થોડું કર્યું હતું; મંદબુદ્ધિવાળાઓને દુર્બોધ વિચારીને તે સમસ્ત ગાથાઓની વ્યક્ત વ્યાખ્યા માટે પ્રસ્તુત **વીરગણિએ** આ પ્રયાસ કર્યો હતો. એ સંબંધી પ્રારંભમાં જ આ વ્યાખ્યાકારે સૂચન કરેલું છે. આ પિંડનિર્યુક્તિ-વૃત્તિની પ્રાચીન તાડપત્રીય પ્રતિ પહેલાં **પાટણના** જૈનભંડારમાં હતી, તે ડૉ. કીલહૉર્ન દ્વારા મુંબઇ સરકાર માટે ખરીદાઇ ઉક્ત કૉલેજમાં (હાલ પૂનાના ભાંડારકર ઓ. રિ. ઈન્સ્ટિટ્યૂટમાં) રાખેલી છે. આ વૃત્તિના આદ્યન્ત ભાગનો ઉલ્લેખ ડૉ. કીલહૉર્નના સન્ ૧૮૮૧માં પ્રકટ થયેલા રિપોર્ટ (પૃ. ૨૬ થી ૨૯)માં પ્રકાશિત થયેલ છે. (ચાલુ)

---

१ " श्रीलाटदेशतिलकश्रीवटपद्रक-विशालपुरगतयोः ।
श्रीभिल्लवाल-धर्कटया(जा तिव्योमेंदुनिर्मलयोः ॥ १ ॥
श्रेष्ठिवरवर्धमान-श्रमितयोस्तीर्थनाथमुनिनमने ।
रतयोर्वसंतनाम्ना जन्मोत्पत्तिं समाश्रित्य ॥ २ ॥
प्रव्रज्याग्रहणं पुनराश्रित्य विशुद्धसाधुगुणधाम्नां ।
वसतिविहारिश्रीचंद्रगच्छगगनेंदुकल्पानां ॥ ३ ॥
सत्यापितनाम्नां श्रीसमुद्रघोषाभिधानसूरीणां ।
**वीर** इति प्राप्तापरनाम्नात्यंतं विमुग्धधिया ॥ ४ ॥
दीक्षायाः परिपालनमाश्रित्य तु सकलवसतितिलकानां ।
श्रीसरवालकगच्छस्थवाचनाचार्यवर्याणां ॥ ५ ॥
अधीश्वरगणिनाम्नां सुतेन संप्राप्तवीरगणिनाम्ना ।
**एकादशशतोपरि षष्टिकसंवत्सरे...॥ ६ ॥**
दधिपद्रग्रामे ठर्करोणिकापार्श्ववर्तिनि प्रवरे ।
योधानुगारतोऽकारि पिंडनिर्युक्तिवृत्तिरियं ॥ ७ ॥"
ડૉ. કીલહૉર્નનો રિપોર્ટ ૧૮૮૦-૮૧, પૃ. ૨૮

# ગર્ભ પર ચન્દ્રની અસર

મૂળ અંગ્રેજીમાં-લેખક :
રમેશચન્દ્ર અમીન, બી. એ., વડોદરા
અનુવાદક : ચ

જ્યોતિષ—વિજ્ઞાનની 'જન્મપૂર્વી' શાખામાં આ વિષયનો સમાવેશ થાય. 'જન્મપૂર્વી' એ શબ્દથી જ એટલું સૂચિત થઈ જાય છે કે આ જ્યોતિષવિદ્યા ગર્ભાવસ્થાનાં સ્વરૂપો સાથે સીધો સંબંધ ધરાવે છે. આ વિષયમાં વર્તમાન જ્યોતિષ-વિજ્ઞાનીઓએ એવી ચમત્કારિક પ્રગતિ કરી છે કે તેના અદ્ભુત વૈજ્ઞાનિક ગુણના કારણે મહાન સ્ત્રીશરીરશાસ્ત્રીઓ અને વિખ્યાત ડૉક્ટરો પણ આશ્ચર્યમાં ગરકાવ બન્યા છે. તે સંબંધમાં તારવાયલાં સૈદ્ધાન્તિક સત્યો એટલાં ચોક્કસ છે કે તેના અભ્યાસ અને પૃથક્કરણના પરિણામે મોટામાં મોટો નાસ્તિક પણ શ્રદ્ધાભર્યો બને.

ગર્ભજીવનનો વિચાર કરીએ તો તેના પર ચન્દ્રની ઘણી જ પ્રબળ અસર હોય છે. ચન્દ્ર જ્યારે મધ્યરેખા પર હોય ત્યારે થતી પ્રસૂતિઓમાં ગર્ભવહન સહજ, સરળ, અને જરીક પણ શ્રમ કે દુઃખ વિનાનું હોય છે, અને એવા સમયે થતાં ઓપરેશન પણ સફળ જ થાય છે એવી સ્વયં-સાબિતીથી વૈજ્ઞાનિકોને પણ એનું મહત્ત્વ ને સત્ય સમજાયાં છે. ઉપરની વસ્તુસ્થિતિને જ્યોતિષ-વિજ્ઞાનની દૃષ્ટિએ વિચારીએ તો તે એક સાદું સત્ય છે અને તે સામાન્ય ક્રમ કરતાં વ્યક્તિવિશેષતા પર આધાર રાખે છે.

ગર્ભગ્રહણ એ ગર્ભજીવનનાં વિવિધ સ્વરૂપોનું એક અગત્યનું અંગ છે. અને ગર્ભગ્રહણના પ્રસંગ પર ચન્દ્રની ઘણીજ વ્યાપક અસર હોય છે, કેમકે રતિક્રીડાના સમયે ચન્દ્ર જો સ્ત્રીની જન્મકુંડળી કે પ્રગત કુંડળીના કેન્દ્રમાં ન રહે તો તે રતિક્રીડાના પરિણામે પણ સ્ત્રી ગર્ભધારણ ન જ કરે. સંતતિનિયમનનો વિચાર કરતાં, તે વિષયમાં, જ્યોતિષના આ સિદ્ધાંતની ઉપયોગિતા સ્વભાવિકપણે જ લક્ષમાં આવી જશે.

સ્ત્રીના ઋતુસ્નાનના દિવસનું ચન્દ્રનું સ્થાન પણ ઉક્ત વિષયમાં પ્રબળ ભાગ ભજવે છે. વિશ્વસનીય પ્રસંગોમાં અંગત શોધખોળ ને પૃથક્કરણના પરિણામે મેં એ જોયુંજ છે કે જ્યાં ઋતુપ્રાપ્તિ સમાંતર સમયે-૨૮ દિવસના અંતરે-હોય છે ત્યાં પ્રસૂતિના સમયે ચન્દ્ર મધ્યરેખાપર જ રહે છે—એટલે કે ચન્દ્ર બાળકના જન્મ સમયેજ ઉચ્ચ કે અવચ્ચ બને છે. પ્રથમ નિયમ જેમ સંતતિનિયમનને સહાયકર્તા છે તેમ આ નિયમ, ગર્ભાવસ્થાનું પ્રમાણ જ્યારે સામાન્ય ક્રમનું હોય ત્યારે, બાળકના જન્મનો સમય અગાઉથી શોધી કાઢવામાં ઉપયોગી છે. જો કે આ વિદ્યાથી ગર્ભાવસ્થા અને બાળકના જન્મવાનો ચોક્કસ-સમય શોધી શકાય છે પણ તે ખૂબ ઊંડા શ્રમ અને સંશોધનને ન્હોતરતું હોઈ અહીં તો ઉપરના વિષયને જ વળગી રહીશ.

( અનુસંધાન પૃષ્ઠ ૨૭૨ )

# શ્રી રવીન્દ્રનાથ અને તેમની સાહિત્ય-ગંગા

ચીમનલાલ



**ભગીરથને** પિતૃઓના ઉદ્ધાર માટે સ્વર્ગગંગાનાં નીર જોઈતાં, ને અગાધ આત્મબળે તેણે ગંગાને પૃથ્વી પર આમંત્રી. પણ તે ગંગાના પ્રપાતને ઝીલી ભૂમિ પર તેને વહાવનાર દૃઢ-તેજસ્વી નરવીર ન હોય તો તે પ્રપાતથી તો પૃથ્વી પણ રગદોળાઈ જાય ને ?–ને તેણે શિવને સ્મર્યા. શિવે ગંગાને મસ્તકે ઝીલી;-પૃથ્વી પર તેને વહેતી કરી.

શ્રી રવીન્દ્રનાથ એ શિવના કંઈક આછેરા પ્રતિબિંબ સમા છે.

ઘોર પાશવતાએ પૃથ્વી છવાઈ રહી. માનવતાએ સંસ્કૃતિમાંથી વિદાય લીધી. કુદરતને સૃષ્ટિ પર તે સમયે શાન્તિ ને માધુર્ય વર્ષાવવાની જરૂર જણાઈ. યુગજુના આર્યગ્રન્થમણીઓમાં એ જીવન-સંગીત ગૂંજતું તો હતું; પણ ત્યાં સુધી પહોંચવાની, તેને અપનાવવાની, શુદ્ધ સ્વરૂપે તેને સમજવાની, પ્રજામાં તેને અશક્તિ જણાઈ. પરિણામે એ જીવનસંગીતને માનવ ઉપભોગની ભૂમિકાએ લાવવા તેણે નિર્ણય કર્યો. ને શ્રી રવીન્દ્રનાથનાં પૃથ્વી પર પગલાં થયાં.

રવીન્દ્રનાથે પ્રાચીન ગ્રન્થમણીઓનું કેવળ દોહનજ કર્યું છે એમ તો નહિ. પણ આર્ય સંસ્કૃતિના આત્માને તેમણે, અલ્પ માનવીમાં પણ તે આત્માનું તેજ પ્રગટે એ રીતે, હળવું-કલાત્મક-મૂર્ત સ્વરૂપ આપ્યું છે. તેમ કરતાં સ્વર્ગની ગંગા જો કે પૃથ્વીની તો બનીજ છે પણ સ્વર્ગગંગાને ન સ્પર્શી શકનાર માટે તેનાં નીર અમૃત સમાં છે.

'ગીતાંજલિ'ની ભક્તિછલકતી કરુણ છતાં ઉન્નત રસિકતા; 'વનમાળી'ની પ્રાકૃતિક એકતાનતા; 'વિકસતો ચન્દ્ર'ની નિર્દોષ છતાં દૈવી બાલસૃષ્ટિ; 'ચિત્રા'નો રસઝરતો કલાત્મક શૃંગાર; 'પોસ્ટ-ઑફિસ'નું કરુણાછલકતું સાત્વિક માનસનિરૂપણ; ને 'મહાભારત'ના દોહન સમી, માતૃહૃદયના સૂક્ષ્મ તારને સ્પર્શતી, કર્ણનાં જીવનકારુણ્ય, તેજસ્વી વ્યક્તિત્વ ને ઉન્નત-પ્રેમલ માનવતાને કવતી તેજરસવતી નાટિકા 'કર્ણ-કુન્તી'. 'વિસર્જન'ની હિંસા સામેનો પુણ્યપ્રકોપ દાખવતી, ઉન્નત-વિશદ પ્રચારકલા; 'તમસ્ભુવનના નૃપતિ'નું, જગત્પતિની લીલાનાં અણસમજાયાં સ્વરૂપોને, સમર્પણભાવમાં ઉકેલતું ભાવગ્રથન; 'કબીર કાવ્યો'નાં

નિર્મળ ભક્તિ ને સંયમભાવ તથા વિશુદ્ધ પ્રતિબિંબક શક્તિ; 'કવિતા'માં ઊભરાતાં રાષ્ટ્રપ્રેમ સમભાવ ને રસવતી પ્રેરણાનાં ઝરણ; સામાજિક વાર્તાઓમાં ચમકતી વિશુદ્ધ માનવતા; 'કથા ઓ કાહિની'નું, ઇતિહાસના દોહન સમું, આર્યત્વે ચમકતું ઉન્નત પ્રેરકબળ; 'ગોરા'નું સમાજદર્શન; 'ડુબતી નૈયા'ની માનવ લક્ષણોએ ચમકતી રસસૃષ્ટિ; 'ઘરે-બાહિરે'નું આત્માને વલોવતું તેજસ્વી પાત્રનિરૂપણ; 'રાષ્ટ્રવાદ'માં તે વાદની સામાન્યતા અને કંઇક અંશે ક્ષુદ્રતાના દર્શન સાથેજ તેમાંથી કાઢતી વિશ્વપ્રેમની ચિનગારીઓ; 'વ્યક્તિત્વ'માં માનવલક્ષણોનું તેજદર્શન; 'ક્રીયેટીવ યુનિટી'નું પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન; 'સાધના'નું ઉન્નત ને વિશદ દર્શન ને તેમાં સમાયલ હિંદુ અને આર્ય જ્ઞાન અને ગ્રન્થોનું દોહન; 'દેવેન્દ્રનાથ મહર્ષિના જીવનચરિત્ર' માંની પિતૃભક્તિ; 'સંસ્મરણો'નું હળવું આત્મમથન; 'ગ્લીપ્સીઝ ઑફ બેંગાલ'નું માનસિક, નૈસર્ગિક ને સામાજિક દર્શન; 'સંસ્કૃત સાહિત્ય' દ્વારા તેમણે જગતને સમજાવેલ, શાકુન્તલ, સંસ્કૃત કવિઓ ને પ્રાચીન હિંદી સાહિત્યનાં મહત્ત્વ, રસિકતા ને કલાત્મક અપૂર્વતા; 'ટ્રમ્પેટ' કાવ્યમાં યુદ્ધના તાંડવનૃત્ય સામે ધરાયલ શાન્તિની અદૃશ્ય છતાં નિર્મળ, અશ્રુસારતી, સોહામણી પ્રતિમા; વિધવિધ પ્રકારના પત્રોમાં જગતના વર્તમાન પ્રવાહોનું તેમણે કરેલું વિશદ, ભાવનાત્મક અને તટસ્થ નિરીક્ષણ......આવા આવા તેમના અનેક ગ્રન્થમણીઓ એ કોઈ ધંધાદારી લેખકે ગૂંથેલી, વિજયથી ઓપતી, શબ્દહારમાળા નથી પણ તેમના અંતરમાં વહેતાં કલા, વિશ્વપ્રેમ ને આર્ય-સંસ્કૃતિની ભાવનાનાં અવનવાં પ્રતિબિંબ છે.

શ્રી રવીન્દ્રનાથ જગજાણ્યા તો વર્ષોથી છે. પણ તેમને પ્રકૃતિની ગોદ ને શાન્તિ વધારે પ્રિય છે. એટલે સૃષ્ટિની સમરભૂમિ પર તો તે ખૂબ ઓછાં દર્શન દે છે. પણ જ્યારે કોઈ જલદ પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે તેમના અભિપ્રાયની જગતમાં મહત્ત્વની કિંમત અંકાય છે. ને ત્યારે તેમનું વ્યક્તિત્વ શાન્તિ ને સત્યના દૂતની જેમ ઝળહળી ઊઠે છે.

કઇંક સમય પહેલાં તે જીવલેણ માંદગીમાંથી ઊઠ્યા. તે પછી તેમની સીત્તોતેરમી જન્મજયંતિ ઊજવાઇ; અને તાજેતરમાં, જ્યારે ચીન-જાપાન યુદ્ધ સંબંધમાં જાપાનની શુભ નીતિ દર્શાવવાને ત્યાંના મહાકવિ યોગુચીએ તેમને એક કલાત્મક પત્ર લખ્યો ત્યારે તે વાંચી તે એટલા કકળી ઊઠ્યા કે મહાન કવિ અને મિત્ર યોગુચીને તેમણે, અંતરના તેજથી, કલાકારની અવનતિ પર અશ્રુસારતો, ઝણઝણતો ઉત્તર દીધો. ને તેમનું વ્યક્તિત્વ પુનઃ જગત્રાજવે ચડ્યું.

'તમે કવિને જ્યાં શોધો ત્યાં તે ન હોય'-પોતાની સર્જન પંક્તિઓ-'સંસ્મરણો'-માં શ્રી રવીન્દ્રનાથે ગૂંથેલા આ શબ્દો છે. તે સત્યથી ભરપૂર છે. કવિ, સ્રષ્ટા કે લોકોત્તર માનવીને પ્રજા સમજી શકતી જ નથી. તેમનાં કીર્તિકર્મ જો ઉજ્જ્વળ હોય તો તેઓ પ્રજામાં પૂજાય છે, પણ તેમનાં હૈયાં તો એકલતા ને દર્દથીજ છલકતાં રહે છે. પ્રજા તેમની મહત્તા કે માનવતા ઝીલવાને અસમર્થ નીવડે છે.

મહામાનવી કાં તો પૂજાય છે, કાં તો તુચ્છકારાય છે. પણ બંને સ્થિતિમાં તે રહે તો છે અણસમજાયોજ. પૂજનારનું દિલ તુચ્છકારનાર કરતાં ઓછા દર્દભર્યું નથી હોતું. શ્રી રવીન્દ્રનાથની પણ એ સ્થિતિ છે. તે પૂજાય છે, ખૂબ વંચાય છે; પણ અણસમજાયા.

પાશ્ચાત્ય પ્રજા તો તેમને પોતાના માપથી માપે; પણ મોટા ભાગના હિંદીઓ પણ એમને કંઇક એજ માપથી માપે છે. પોતપોતાની પ્રકૃતિ ને પ્રવૃત્તિને સાચી ઠેરવવા સર્વે તેમનાં વચન તારવે છે.

ઇટલી–એબિસિનિયન યુદ્ધ વખતે ઇંગ્લંડની દુષ્ટતા દર્શાવવાને ઇટાલિયન મહાકવિએ પંજાબ હત્યાકાંડ સંબંધમાં લખાયલ શ્રી રવીન્દ્રનાથનાં વચન તારવ્યાં, પણ તેમ કરતાં તે કવિ વીસરી ગયા કે ઇંગ્લંડની અનીતિ દાખવનાં વચનો ઇટલિની એવીજ અનીતિને નીતિ ઠેરવવાને ન્હોતાં લખાયાં.

'એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા' તેમના સંબંધમાં લખે છેઃ –

'રાજકારણ હિંદી પ્રજાના આંતરજીવનને જે અંશે સ્પર્શતું હોય તેટલા પુરતો જ શ્રી રવીન્દ્રનાથને તે વિષયમાં રસ છે. અને તેઓ વાંછે છે કે રાષ્ટ્રિય ચળવળે રાજકારણ કરતાં સામાજિક સુધારાને પ્રથમ સ્થાન આપવું જોઈએ.'

આથી ઊલટું શ્રી રવીન્દ્રનાથની દૃઢ માન્યતા છે કે, 'પરતંત્ર દશામાં સામાજિક વ્હેણને પલટો આપવા જતાં તે પલટામાં ગુલામીનો અને જેઓ આપણને અધઃપતનને પન્થે વાળવા ઇચ્છે છે તેમની ઇચ્છાઓનાં પણ કંઈક તત્ત્વોના ઘૂસી જવાનો સંભવ છે.' 'ગોરા' નામની નવલકથામાં તેમણે આ માન્યતાને ભાવગૂથણી પણ આપી છે.

ઘણાખરા દેશબાંધવોએ પણ તેમના કવિહૃદયને સમજ્યા વિના તેમના વિશ્વપ્રેમની મશ્કરી કરી છે; કેટલાકોએ 'ગોરા'માં સામાજિક સુધારો જોયો છે, 'ઘરે–બાહિરે'માં ગાંધીજીનો રાષ્ટ્રવાદ જોયો છે.

પોતે જે માને તેથી ઊલટુંજ પોતાના નામ પર જ્યારે અનેક સ્થળે ચડાવી દેવાય ત્યારે કવિ કે મહાપુરુષનું હૃદય સંતાપભર્યો મૌન, સિવાય બીજા શાનો આશ્રય લઈ શકે? શ્રી. રવીન્દ્રનાથની પણ કંઈક એવી જ સ્થિતિ છે.

પ્રજા તેમને, વિશ્વનાં સૌન્દર્યગાન, પ્રભુભક્તિનાં નિગૂઢ સ્તોત્રો, તત્ત્વજ્ઞાનનો ગહન મર્મ અને પ્રકૃતિ તથા માનવ હૃદયનાં સૂક્ષ્મ ભાવચિત્રોને જગતસાહિત્યમાં અમર કરનાર તરીકે પૂજે છે. પણ તેમની અપૂર્વ કલાની પ્રત્યેક પંક્તિ પાછળ ઊંડા ઊંડા વિષાદને પાથરતા એમના આર્યહૃદયને હજી કોઈએ જ નથી ઝીલ્યું.

કવિવર કહે છેઃ 'કવિ તમને તેનાં સંસ્મરણોમાં પણ નહિ મળે. તેની સર્જનપંક્તિઓમાં જ તેનું આછું પ્રતિબિંબ જણાશે'...પણ—

'ભિક્ષુક બાળાની જેમ ઉંબરે બેસતાં કોઈક પાન્થે મને પૂછ્યું, "તારે શું જોઈએ?" ને પહેરણના છેડા વડે મેં મોં ઢાંકી દીધું.'—

કવિહૃદયના આ, સૂક્ષ્મ છતાં વ્યાપક વિષાદભર્યા, સ્થાન–ચિત્રને દાખવતા, મર્મની પ્રત્યેક પંક્તિઓને પણ, 'ગીતાંજલિ'ની પ્રસ્તાવનાના લેખક વિશ્વવિખ્યાત કવિવર 'યીટ્સ'ના કવિહૃદય સિવાય બીજા, કોઈએ હજી ઝીલી બતાવી નથી.

સૈકાઓ પૂર્વે ભવભૂતિ ગાઈ ગયાઃ

'વજ્ર કરતાં અતિ કઠો, મૃદુ જે કુસુમો થકી,
લોકોત્તરોનાં ચિત્તોને, કોણ જાણી શકે સહી?'

ને આજે પણ એજ સ્થિતિ છે.

છતાં ભવભૂતિએ આશ્વાસન લીધુંઃ 'પૃથ્વી વિપુલ છે; કાળ નિરવધિ છે; મારો સમધર્મી કોઈક તો પાકશે જ.'

કવિવરને પણ-કદાચ એવું જ આશ્વાસન હશે.

*　　　*　　　*

ઈ. સ. ૧૮૬૧ના મેની આઠમીએ, બંગાળના એક પ્રતિષ્ઠિત કુટુંબમાં, તેમનો જન્મ થયો. તેમના પિતા દેવેન્દ્રનાથ ઠાકુર મહર્ષિ લેખાતા. તે સ્વકુલના આભૂષણ સમા હતા. તેમની અટક 'ઠાકુર' અંગ્રેજોના મુખે 'ટાગોર'માં પરિણમી.

શ્રી. રવીન્દ્રનાથને બાળપણથી જ તેમના મહાન પદને ઉચિત સંસ્કાર મળવા માંડ્યા. પ્રદેશનું વાતાવરણ પણ તેમના જીવનને અનુકૂળ હતું. 'વિકસતો ચન્દ્ર'માં ગૂંથાયલ સ્વર્ગીય બાલસૃષ્ટિ તેમના ત્યારના રમણીય ને કલ્પનારંગી જીવનનું જ સજીવ પ્રતિબિંબ છે.

તેમની માતા મૃદુતાના અવતાર સમાં ને પિતા કડક ને સ્વમાની સ્વભાવના હતા. કવિવરની માનવતા ને મહત્તાના વિકાસમાં તે બંનેએ સ્વઉચિત ભાગ ભજવ્યો છે.

બાળપણમાં તેમને વાંચનનો ખૂબ શોખ હતો. તે વયે પણ તેમણે ચાણક્ય-સૂત્રો, રામાયણ, મહાભારત વિ. વાંચી કાઢેલાં. આગળ જતાં સંસ્કૃત કાવ્યો પણ તેમણે વાંચવા માંડ્યાં. ને તેમના ઊંડા દિલમાં પરોવાયલ નિર્મળ ભક્તિ, રસિકતા ને કવિત્વશક્તિએ વિકાસનો માર્ગ અપનાવ્યો.

કવિ કે કલાકાર શ્રમથી નથી થવાતું. તેને યોગ્ય અંકુર તો ગર્ભમાંથીજ વૃદ્ધિ પામે છે. શ્રી રવીન્દ્રનાથમાં તેવા અંકુર મૂળથી ગૂંથાયા જ હતા. તે પર સંસ્કાર, વાતાવરણ ને શ્રમનું જળ સિંચાતાં તે ખીલવા માંડ્યા.

તેમનો વાંચનનો શોખ ખૂબ તીવ્ર હતો. 'સંસ્મરણો' નામે ઊગતી વયની આત્મકથામાં તેમણે તે શોખને લગતા કેટલાક પ્રસંગો વર્ણવ્યા છે. તેમની એક સગી તેમનાથી દીનબંધુનું હાસ્યરસને લગતું એક પુસ્તક છૂપાવતી. તેમણે, રોમાંચક હાસ્ય પ્રેરે એવી, અવનવી યુક્તિઓ અજમાવી તે પુસ્તક તેની પાસેથી પડાવી લીધું. અને તે વાંચ્યા પછીજ તે સંતોષ પામ્યા.

તેમના શરીરનો બાંધો ઘણો સુન્દર હતો. તે સંબંધી એક બોધક સંસ્મરણ નોંધાયું છે:

અગિયાર વર્ષની વયે તે પિતાની સાથે રેલ્વેમાં મુસાફરી કરતા હતા. એક ટિકિટ-માસ્તરે તે વખતે, તેમનો અપૂર્વ બાંધો જોઇ, તેમની અડધી ટિકિટ સ્વીકારવા ના કહી. તેમના પિતાને આ જોતાં ગુસ્સો ચડ્યો. તેમણે આખી ટિકિટના પૈસા ચૂકવવા માસ્તરને એક રૂપિયો આપ્યો, ને તેમાંથી વધતા પૈસા ટિકિટ-માસ્તરે તેમને પાછા આપતાં તે પૈસા પ્લેટ-ફોર્મ પર ફેંકી દઈ તેમણે પુત્ર અને માસ્તર બંનેના જીવન પર સ્વમાનની પ્રબળ છાપ પાડી.

નૈસર્ગિક સુન્દરતાએ તેમનામાં કવિતા પ્રેરેલી; પણ બાહ્ય દષ્ટિએ તેને ઉત્તેજનાર તેમના મસિયાઈ ભાઇ જ્યોતિન્દ્ર હતા. તે તેમને કવિતા રચવા વારંવાર દબાણ કરતા ને તે રચાતાં તે તેની મીઠી પ્રશંસા કરતા; તેમને ગવરાવતા. આ રીતે કવિતા-લેખનની શરુઆત થઈ અને ત્યારપછી તે વર્ષોથી ખીલતી ખીલતી અખંડ અને એકધારી વહી રહી છે.

તેમના પિતા મહર્ષિ હતા; પણ સાથેજ તે કવિ પણ હતા. પુત્રના કવિહૃદયને તેમણે તરતજ પારખી લીધું; અને એક વખત પુત્રની અપૂર્વ કવિતા સાંભળી તે બોલ્યા, "બેટા, કોઈ તારી કિંમત ભલે ન કરે; હું તો કરૂં." ને તેમણે પુત્રને તે જ ક્ષણે પાંચસો રૂપિયાનું પારિતોષિક આપ્યું.

(અપૂર્ણ)

# શાન્તિ

**પ્રભા**

સૂર્ય ઢળતો થયો હતો. અંગને તેજે અજવાળતાં તેનાં કિરણો કુમાશને સ્પર્શતાં હતાં. વૃક્ષોના મૂળમાં આછી છાયા પથરાતી હતી.

તે સમયે, હિમગિરિવરની તળેટીના વનમાં, બે વનમાનવો, એક વૃક્ષ નીચે થોભી, દૂરના કંઈક દૃશ્ય પર નયન ઠેરવી, હસતા હતા. તેમના હાસ્યમાં આછી ક્રૂરતા ચમકતી.

તે ક્ષણે દૂરથી ચાલ્યા આવતા એક *મુનિએ તે હાસ્ય અને તે ક્રૂરતા જોયાં. તેમણે દૃશ્ય પર નજર નાંખી. ત્યાં એક વૃક્ષની બખોલમાં ન્હાનકડા દાવાનળ સમો અગ્નિ લાગ્યો હતો.

વિચારને અવકાશ ન્હોતો. વનમાનવોના મુખ પર મુનિને હિંસાની છાયા લાગેલી. તે સળગતા વૃક્ષની સમીપ દોડ્યા. પણ બંને માનવો ત્વરાએ તેમની વચ્ચે આવી ઊભા.

"કેમ?" મુનિએ સહસા પૂછ્યું.

"ત્યાં તો એક ઝેરી સાપ છે." બેમાંના એક વનમાનવે પોતાની ગામડી ભાષામાં કહ્યું, "તે સાપના ઝેરને પાર નથી. જુએ એને મૂકતો નથી. અનેક માનવો ને પશુઓને એણે ભરખી ખાધાં છે. હમણાંજ તે ઉંદરને મારવા પાસેની બખોલમાં પેઠો. વૃક્ષમાં તે સમયે ઘર્ષણથી અગ્નિ પ્રગટ્યો. ઉંદરને મારી પાછા ફરતાં તે તે અગ્નિમાં સપડાયો છે."

"પણ તેને બચાવવો જ જોઈએ." અધિરાઈથી દોડવા જતાં મુનિએ કહ્યું.

"પણ," વનમાનવો તેમને થોભાવતાં બોલ્યા, "અમે પણ તેને બચાવત. પણ બચાવવા જતાં અમને પણ ફરી ખાય એવો તે ક્રૂર છે. અમે તો ઈશ્વરની લીલા પર હસતા હતા. તે બધાંને ઝેરથી બાળતો હતો. ઈશ્વર એને બાળે છે."

ને બંને માનવોએ સળગતા વૃક્ષ પ્રતિ જોયું.

મુનિ, તેજ પળે, તેમની પકડ ચૂકવી, તે વૃક્ષ તરફ દોડ્યા.

વૃક્ષની બખોલ પાસે અગ્નિમાં ઝડપાયલો સાપ તરફડતો હતો. તે સ્થિતિમાં પણ તેની આંખોમાંથી ક્રૂરતા વર્ષતી. મુનિ તત્ક્ષણ તે બખોલ પાસે જઈ પહોંચ્યા. તેમાં ઝંપલાવી તેમણે સાપને મૃદુ હાથે ઝીલી લીધો; તેને તે અન્ય વૃક્ષની છાંયમાં મૂકવા ચાલ્યા.

પણ સાપને હૈયું નહોતું. ઝેર ને ક્રૂરતાભરી એની આંખો હતી. મુનિનો સ્પર્શ થતાંજ તેણે તેમને ડંખ દીધો. ને મુનિ તેને છાયા નીચે મૂકે તે પહેલાંજ તે તેમને છાતીએ પુનઃ ડંખ મારી તેમના હાથમાંથી ઉછળી પડ્યો.

મુનિ બેશુદ્ધ થઈ જમીન પર પટકાયા.

વનમાનવો તત્ક્ષણ ત્યાં દોડી આવ્યા. તેમણે સાપને દંડથી દૂર કર્યો, પણ મુનિએ તેમને તેમ કરતાં વાર્યા. તે તો સ્મિત ઝરતા મુખે સાપની સામે જોઈ રહ્યા. વિસ્મિત વનમાનવોએ તેમના અંગ પર ઉપચાર આદર્યા.

સાપની આંખમાં ઝેર વર્ષતું. મુનિનું સ્મિત જોઈ સળગતો હોય તેમ તે દૂર પડ્યો પણ તરફડતો હતો; છતાં મુનિના મુખ પર તો સૌમ્યતા તરવરતી. સાપ અકળાયો. તે પુનઃ મુનિને ડંખવા દોડ્યો. પણ મુનિના પગને સ્પર્શે તે પહેલાં જ તેના પ્રાણ ઊડી ગયા.

---

* સંસાર ત્યાગીઃ યોગી-મહાત્મા.

વનમાનવો સ્તબ્ધ બન્યા: "આટલું વેર?!"—તેમણે મુનિની સામે જોયું. તેમના મુખ પર અન્તની મધુર શાંતિ પથરાતી હતી. તે બચે તે આ માનવોને હવે અસંભવિત લાગ્યું.

મુનિવર, છેલ્લી પળે પણ બે માનવોને શાંતિનું અમૃત પાવા, ધીમેથી બોલ્યા, "ભાઈ, મારૂં નામ કિરણવેગ."

"હેં!" વનમાનવોની આંખ ફાટી. તે વનવાસીઓ છતાં કિરણવેગની કીર્તિ તેમણે સાંભળી હતી. તેમનું ભવ્ય ને સ્વાર્પણભર્યું જીવન તેમની આંખ સામે તરવરી ઊઠ્યું.

તિલકા નગરીનો-તે રાજવી હતો. પ્રજાને મન તે પૂજનીય પ્રતિમા લેખાતો. પણ એક સમયે યુદ્ધવાંછતી પ્રજા શાન્તિપ્રિય રાજવી પર ચીડાઈ રાજવીએ યુદ્ધમાં સમાયલી ભૂલ સચોટતાથી તેને સમજાવી. પ્રજા છેવટે તે ભૂલ સમજી; પણ બંને વચ્ચે આથમી ગયેલો મધુર સંગમ તેજ સ્વરૂપે પાછો ન જામ્યો. કિરણવેગે નિવૃત્ત થવા ઈચ્છા દર્શાવી.

યુવરાજ કિરણતેજને આ ન ગમ્યું. તેણે પિતાને રાજ્ય સંભાળવા વીનવ્યો. પણ કિરણવેગે તેને રાજા ને પ્રજાના મધુર સંગમની રાજનીતિ સમજાવી. પુત્રને ગાદીએ સ્થાપી તેણે દીક્ષા લીધી. પ્રજા કિરણતેજને અનન્ય ભાવે ચાહતી થઈ. નિવૃત્ત રાજાનો તેણે દૈવી નિવૃત્તિ-મહોત્સવ ઊજવ્યો.

નિવૃત્ત-દીક્ષિત કિરણવેગ ત્યાંથી, નવજીવનનો શ્રેષ્ઠ વિકાસ સાધવા, હિમગિરિની શીતળ છાયામાં ચાલ્યા.

ત્યાં તેમણે જીવનની મહત્તા સાધી; શાન્તિની સ્થાપના કરી. હિંસા કે અસત્યનાં તે પ્રદેશમાં નામ વીસરાયાં. તે ભૂમિની પ્રાકૃતિક રમણીયતા મનમોહક તો હતીજ; આત્મરમણીયતાએ તે ઉજ્જવળ બની.

આવી કિરણવેગની કીર્તિની સુવાસ હતી.

આજે વનમાનવોએ તે સુવાસ સાક્ષાત્ અનુભવી. એક ઝેરી સાપને બચાવવા તેમણે અમૂલ્ય જીવન સમર્પ્યું હતું. બને માનવો તે અપ્રતિમ સ્વાર્પણ આગળ નમી પડ્યા. તેમનાં અંતરે જીવનમાધુર્યના અવનવા ભાવ અનુભવ્યા.

કિરણવેગને બચાવવા બંનેએ પ્રયાસ કર્યો. પણ જીવનના આથમતા તેજને ત્રણે જણ પારખી ગયાં હતા.

"આટલું ઝેર!" મૃત સાપના અંગ પર તાકતાં વનમાનવો બોલ્યા.

"ભાઈ," બોલવાતા સ્વરે મુનિવરે કહ્યું, "ઝેર કંઇ સાપ હોવાથીજ નથી હોતું. તે તો ભાવનાનું પ્રતિબિંબ છે. તેના પર ભવોભવની અસર હોય છે."

"એ શી રીતે?-પ્રભુ." માનવતાનો સ્વાદ ચાખતા વનમાનવોએ પૂછ્યું.

"જો," છેલ્લો શ્વાસ ખેંચતાં મુનિએ કહ્યું, "આ સાપ મરતાં મરતાં પણ મને ડંખ્યો, એનો અર્થ એ નથી કે તેનામાં સમજશક્તિ નથી. તમે હોત તો બચાવવા જતાં તમને તે ન ડંખત."

"કેમ?" વિસ્મિત વનમાનવોએ સહસા પૂછ્યું.

"મારા પર તેને ત્રણ ત્રણ ભવનું વેર છે," આથમતા છતાં દૈવી તેજથી, સ્મૃતિભવ્ય નયનોથી, પૂર્વજીવનોના પટને ઉકેલતાં કિરણવેગ બોલ્યા, "પ્રથમ ભવે તે મારો ભાઈ હતો. મારી સ્ત્રી પર અત્યાચાર કરતાં નૃપતિએ તેને દેશપાર કર્યો. હું તેને મળવા ગયો. મારા

પર શિલા પટકી તેણે મારા પ્રાણ લીધા. બીજે ભવે હું ગજેન્દ્ર હતો; તે કુકકુટ સર્પ હતો. મને જોતાં જ તે વૈરથી પ્રજ્વળી ઊઠયો. મારા અંગે ઝેરી ડંશ દઈ તેણે મારો અન્ત આણ્યો. આ ભવે પણ મને જોતાં તે વિફર્યો."

"એમ કેમ ?–પ્રભુ."

"હું તેનો સ્મૃતિજુનો ઋણી છું;" જીવનના છેલ્લા શબ્દોને મહાપ્રયાસે ગૂંથતાં મુનિએ કહ્યું, "તે મને વૈરી માની મારા પર ઝેર વર્ષાવે છે. હું તેને શાન્તિથી પ્રત્યુત્તર આપું છું. અન્તે વૈર ખુટશે; તે થાકશે; શાન્તિની પુનિતતા સમજશે; મને સન્માનશે; ને તે ઉજ્જવળ બનશે; હું ઋણી મટીશ. તેનું વૈર મારવા, મારૂં ઋણ ફીટાવવા, હું જીવન સમર્પું છું."

"આહ !" વનમાનવો નવું તત્ત્વજ્ઞાન શીખ્યા.

"વેર, ઝેર, હિંસા અસત્યથી યે ..ત...જે." મુનિવરની જીભ અટકી ગઈ. તેમના મુખ પર મૃત્યુની પવિત્ર–શીતળ શાન્તિ પથરાણી.

વનમાનવોનાં અન્તર મુનિના સમા બન્યાં બંનેની આંખમાંથી આંસુની ધારાઓ ચાલી. એક કિરણવેગના શબને સાચવતો રહ્યો; બીજો કિરણતેજને સમાચાર આપવા દોડયો.

---

## ક્ષણિકતા

લુહારની પાવક તપ્ત એરણે<br>
અડે ન ત્યાં અન્ત સલિલબિન્દુનો,<br>
તેવું ભવે—ભીષણ લાલ એરણે<br>
ક્ષણિક હું જીવન મૃત્યુને લહું.

મહેન્દ્ર

---

(અનુસંધાન પૃષ્ઠ ૨૬૫)

–ઉક્ત નિયમને સાબિત કરવા અનેકમાંનો એક પ્રસંગ પણ પૂરતો લેખાશેઃ

૧૯૧૪ના જાન્યુઆરીની ૧૪મી તારીખની સાંજે, લોકલ ટાઈમના સાત ને પાંત્રીસ મિનિટે, ૨૨॥ અક્ષાંશના સ્થળે એક સ્ત્રીનો જન્મ થયો હોય.

૧૯૩૨ના મેની બારમીની મધ્યરાત્રે તે રતિક્રીડાએ પરોવાય. તેના છેલ્લા ઋતુસ્નાનનો દિવસ ત્રીજી મે ૧૯૩૨નો હોય.

ને, ૧૯૩૩ના ફેબ્રુઆરીની પાંચમી તારીખે રાત્રે, લોકલ ટાઈમના દશ અને એકત્રીશ મિનિટના અવસરે, એજ અક્ષાંસ ઉપર, તે પુત્રને જન્મ આપે.

સ્ત્રીની જન્મકુંડળીમાં લગ્ન સિંહના (સાયન) ૨૦ અંશનું છે અને રતિક્રીડાના સમયે ચન્દ્ર ૧૨ અંશ સિંહનો છે. હવે, ચન્દ્રની ગતિ દિવસમાં તેર અંશની હોઈ, આઠ અંશનું મંડળ મૂકી શકાય.

બાળકના જન્મ સમયે લગ્નનો સામો અંશ મેષના ૨૧ અંશનો છે; ને ઋતુસ્નાનના દિવસે ચન્દ્ર આ જગાએથી જ પસાર થાય છે. એ રીતે બીજો નિયમ પણ સિદ્ધ થાય છે.

# દામ્પત્ય જીવનનું જીવંત ઝરણું

લેખક : રાજરત્ન વાસુદેવ વિનાયક જોષી
બી. એ., એલએલ. બી., વડોદરા

**આ**જકાલ લગ્નસંસ્થા પર દરેક બાજુથી પ્રહાર થવા માંડ્યા છે અને જાતિય આકર્ષણની ચર્ચા છડેચોક ચાલી રહી છે; એને કાલમાનનાં લક્ષણ ગણીએ તોપણ તે અસંતુષ્ટ લગ્નજીવનના જ સૂર છે, એમ લાગે છે. લગ્નજીવન આદર્શ અને સુખી હોત તો લગ્ન સંસ્થા પર હલ્લો કરનારા બધા અપરિણિત જ જણાયા હોત અને અપરિણિતોએ લગ્ન સંસ્થા પર પ્રહાર કરવાને બદલે એમાં દાખલ થવાની કોશીષ કરી હોત. વૈવાહિક જીવનની નિરાશા અનંત અને અનેકવિધ હોવાનું જણાઈ આવે છે. કોઈ પતિ પત્નીના નાના દોષોની કથા વાંચી સંભળાવશે તો કોઈ પત્ની પોતાનો પતિ કલબમાં જ વખત ગાળે છે એવો આરોપ મૂકશે.

પરંતુ આવી તકરારો ધ્યાનમાં લેવા છતાં તેમનું પરિણિત જીવન દૂષિત છે, એમ કહી શકાય નહિ. પત્ની સ્વચ્છતા અને વધુ ટાપટીપથી વર્તે, પતિ નોકરી સિવાયનો બધો વખત ઘરમાં અડ્ડો જમાવી બેસે—એ ઉપરથી એમના નાનકડા કલહો શમી જઇ એમના ઘરમાં દામ્પત્યનું નંદનવન બની રહે, એમ માની શકાય નહિ. માનવીનું મન કજિયાળા બાળક જેવું છે. એકવાર ચકડોળે ચઢે કે ખાટું થાય એટલે વાયરા સાથે પણ વઢે; ગમગમની બાબતમાં પણ અણગમતી તકરારો ઉત્પન્ન કરે. દુ:ખી લગ્નજીવનમાં કારણોની પરંપરા જીવનપટના આખા વિસ્તાર પર પથરાયલી હોય છે; એ કારણો જાણવાની અને જાણ્યા પછી કબૂલ કરવાની નૈતિક હિંમત વિરલ હોય છે. મનમાં ઘુમરાતા કરતા વિચારો વાણીમાં મૂકી શકાતા નથી, કોઈવાર અસંતોષનું સાચું કારણ પણ સ્પષ્ટ માલમ પડતું નથી. આવે વખતે જે ક્ષુલ્લક કારણો હાથમાં આવે છે તે ઉપર જ બન્ને ચર્ચાસંગમાં ઊતરી પડે છે. લગ્નજીવન તરફ જોવાની આપણી દૃષ્ટિ બદલાઈ છે. એમાંથી ઉદ્ભવતી સુખની આકાંક્ષાને તદ્દન જૂદી અને ઉચ્ચ ભૂમિકા પર બેસાડવામાં આવેલ છે. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે એવી આકાંક્ષાઓ કયી અને તે સાધ્ય કરવા માટે દંપતીએ શું કરવું જોઈએ એ માત્ર સમજવાની પણ આપણે તરદી લેતા નથી.

લગ્નમાંની કૌટુમ્બિક ભાવના ભૂંસાતી જાય છે. પહેલાં કન્યાની પસંદગી થતી તે શ્વસુરપક્ષના કુટુંબના એક ઘટક તરીકે. ત્યારે ભાવિ પતિના આપ્તો, તેમના આચારવિચારો અને રીતરિવાજો સાથે સમરસ થઇ શકે એવી કન્યાની વધૂ તરીકે પસંદગી થતી. તે વખતે ભાવિ પત્નીની પસંદગીમાં થનાર પતિનો અવાજ નહોતો તેનું કારણ પણ લગ્નના મૂળમાં રહેલી કૌટુમ્બિક ભાવના જ હતી. જે કન્યા કુટુમ્બીઓની પસંદગી પામે તે થનાર પતિને પણ પસંદ હોવી જ જોઈએ. 'છોકરી ભર્યાભાદર્યા ઘરમાં પડી એટલે સુખી થઈ' એવી કન્યાનાં માબાપની વિનયનાં વલોણાં વિંટાળેલી મહત્વાકાંક્ષા પણ એ કલ્પનાની જ પોષક હતી. પતિ પણ કુટુમ્બનો એક સર્વસાધારણ ઘટક; ત્યારે તેનું સ્વતંત્ર અસ્તિત્વ પણ નહોતું,

એને સ્વતંત્ર મત પણ નહોતો. ગયા જમાનામાં વધૂપસંદગીનાં આજનાં જેવાં નાટકો નહોતાં થતાં. ત્યારે તો વરવધૂનાં કુલશીલ જ લગ્નની લાયકાતમાં અગ્રપદ ભોગવતાં. ત્યારે લગ્નપ્રથાએ બજારૂ સ્વરૂપ ધારણ કર્યું નહોતું, એવી જે જૂની પણ ગૌરવપ્રદ વાતો સાંગોપાંગ ખરી છે. માત્ર એનું સાચું શ્રેય લગ્નના કૌટુમ્બિક સ્વરૂપને ફાળે જાય છે. કન્યા માટે વરની પસંદગી પણ ઉપલા જ ધોરણે થતી. જાતે પોતાના કુટુમ્બીઓને વળગી રહે, કૌટુમ્બિક જવાબદારીઓ માથે લે, આચારવિચાર પરત્વે સંયમશીલ વિનય દાખવે તે જ વર તરીકે પસંદગી પામે. પતિપત્નીને પોતાના કુટુંબથી ભિન્ન વ્યક્તિત્વ હોઈ શકે એ વિચાર પણ ત્યારે ગૌણ ગણાતો.

કુટુંબસંસ્થામાં વૃદ્ધિ કરવાના બે માર્ગ-લગ્ન દ્વારા બીજા કુટુંબની કન્યાઓ લાવવાનો એક માર્ગ, પ્રજોત્પાદન એ બીજો માર્ગ. કુટુંબસંસ્થા અવિચ્છિન્ન રાખવા માટે લગ્ન અથવા જન્મના નિમિત્તથી કુટુંબમાં પ્રવેશ પામેલા જીવો મૂળના જીવઘટકો સાથે એકજીવ થાય એ આવશ્યક હતું. આ એક જ બાબતને વધુ મહત્વ આપ્યાથી અને તે જ દૃષ્ટિથી લગ્નસંસ્થાનું નિયંત્રણ અને વધૂવરપસંદગી થતી હોય તો નવાઈ નહિ. લગ્નસંસ્થાનો એક મહત્ત્વનો અને રાજમાન્ય કુટુંબવિસ્તારનો હેતુ પણ તેમાં હતો. કુટુંબમાં નવી આવનારી કન્યા કુટુંબના અન્યઘટકો સાથે સમરસ થનારી તો હોવી જ જોઈએ; તે ઉપરાંત તે પ્રજોત્પાદનક્ષમ પણ હોવી જ જોઇએ. એ વાત પર ખાસ ભાર મૂકવામાં આવતો. તેથી જ વર અને કન્યાને ભાઈ અગર બહેન હોય તો જ તેમની પસંદગી થતી. પસંદગીનું એ જ ધોરણ સૃષ્ટિના સર્જનકાળથી, અનેક યુગપલટાઓ પછી પણ ઠેઠ ગઈ કાલ સુધી ચાલતું આવ્યું છે. આ કૌટુમ્બિક નિયંત્રણથી સ્ત્રીપુરુષની આકાંક્ષાઓ એ મર્યાદામાં જ વિકસી કૌટુમ્બિક સ્વરૂપ જ ધારણ કરતી. બધાં સાથે હિલનસાર, સુદૃઢ, પ્રજોત્પાદનક્ષમ પત્ની હોય તો તેનો પતિ સાંસ્કૃતિક અથવા શારીરિક સૌન્દર્ય માટે આગ્રહ રાખતો નહિ. બીજાંનાં મનરંજન કરવાની આવડત ધરાવતી અને બેચાર સુંદર બાળકોની માતા થયેલી પત્ની પણ પતિના ગણગણાટ તરફ લક્ષ આપતી નહિ.

પતિને પત્ની ન ગમે અને પતિ ભટકતો હોય—એવા પ્રકાર ત્યારે પણ કાંઈ ઓછા નહોતા. પણ પત્ની ન ગમે એટલે તેને કુટુંબમાંથી કાઢી મૂકવાની તેની હિંમત નહોતી; અને બચરવાળ અણગમતી પત્નીઓના સંસાર લૌકિક દૃષ્ટિએ ચાલતા જ હતા. બહાર ભટકનારા પતિ સાથે ઝગડવાની પત્નીમાં હામ નહોતી કે કારણ પણ નહોતું; અને તે પોતાના પરિવારમાં એટલી બધી ઓતપ્રોત થઈ ગયેલ હોય કે પતિના અસંતોષનો અણસારો ય તેને આવતો નહિ. લગ્નજીવનની જાતિય બાજુની વંચના થતી અથવા ધર્માચરણની ખોટી કલ્પનાઓ તેનું ગળું ચપસી દેતી.

આજના લગ્નજીવન તરફ નજર કરતાં લાગે છે કે એમાંથી કૌટુમ્બિક ભાવનાને દેશવટો મળ્યો છે અને વૈયક્તિક સુખલાલસાની આકાંક્ષાએ એનું સ્થાન લીધું છે. વધૂની પસંદગીમાં વરની પસંદગીને પ્રાધાન્ય પ્રાપ્ત થયું છે એ બદલાતી પરિસ્થિતિનું લક્ષણ છે, લગ્નના કૌટુમ્બિક બેડોળ સ્વરૂપને વૈયક્તિક નૂર ચઢવા લાગ્યાનું એ ચિન્હ છે; અને વધૂને પણ વરની પસંદગીમાં સૂર હોવો જોઈએ એ વધતી જતી સર્વસંમત સવલતે વૈયક્તિક સુખલાલસાનું શિખર સર કર્યું છે, એમ કહેવું પડે! પ્રજોત્પાદન અને કુટુંબવિસ્તાર–

લગ્નના એ ઉદ્દેશો વૈયક્તિક સુખલાલસાની હરિફાઈમાં પાછળ પડ્યા છે; વિષયસુખની તૃપ્તિ અને અખંડ સ્ત્રીપુરુષમૈત્રિની પ્રાપ્તિ એ બે હેતુ જ સર્વેમાં દેખા દે છે. પરિણિત જીવનનો ઉંબર ઓળંગતાં નવદંપતી કુદરતી રીતે થતી વંશવૃદ્ધિ પર પણ નિયંત્રણ કરવાના મનસુબાઓ ઘડતાં હોય છે.

વૈયક્તિક સુખેચ્છાનો અતિરેક એ પણ કૌટુમ્બિક સ્વાસ્થ્યની કલ્પનાના અતિરેક જેટલો જ સમાજસુધારણાની ઘટનાને ઘાતક છે. પણ એટલું ખરૂં કે લગ્નસંસ્થા વૈયક્તિક સુખલાલસાની આંધીમાં ઘેરાઈ છે અને વિચારના પ્રવાહ બદલાતાં સુધી આ વૈયક્તિક સુખતત્ત્વો ગણતરીમાં લેવાં પડશે, આપણા આચારવિચારને એ દૃષ્ટિથી વલણ આપવું પડશે. એ વિચારપ્રવાહની દિશા અને ગતિ લક્ષમાં ન લેતાં આપણે જૂની, અસહ્ય અને મન માને નહિ તેવી બાબતોને ઉત્તેજન આપ્યા કર્યું તેથી જ વૈવાહિક દુઃખના ઊભરા ઘેરઘેર ઉભરાય છે.

છડેચોક અને તૃપ્તિ પર્યંત વિષયોપભોગ ભોગવી શકાય એ લગ્નસંસ્થાનો મૂળભૂત હેતુ છે. પ્રજોત્પાદન આ હેતુની સિદ્ધિમાંથી અનપેક્ષિત અને કેટલીકવાર અનિચ્છિત ઉત્પન્ન થનારૂં પરિણામ છે. કેવળ પ્રજોત્પાદન માટે પૂર્વકાળમાં કોઈ પરણ્યું હોય, આજે તો કેવળ એટલા માટે પરણે એમ લાગતું નથી. વિષયતૃપ્તિની સિદ્ધિ માટે અને સામાજિક જીવનના સંરક્ષણ માટે સ્ત્રીપુરુષના કાયમી સંબંધ સમાજે સર્જાવ્યા છે ને રૂઢ કર્યા છે, ધર્મે એને માન્ય રાખ્યા છે. અને એ સંબંધ એ જ આજની લગ્નસંસ્થા. લગ્ન! લગ્ન એટલે શું? નૈસર્ગિક જરૂરિયાત અને સામાજિક ધ્યેયનો સુમેળ સાધનારી ઘટના એટલે જ લગ્નસંસ્થા. વિષયવાસના એ નિસર્ગનું તત્ત્વ છે, પછી ભલે એને સારૂં કહો કે ખોટું. વિષયવૃત્તિ માણસના જન્મ સાથે જન્મે છે અને યોગ્ય સમયે એનાથી વિરક્ત રહેનારો કાં તો યોગી હોય, કાં તો નામર્દ! વિષયવાસનાની ભૂખ સંતોષવી એ શારીરિક સ્વાસ્થ્ય માટે આવશ્યક છે. તેમાંથી વંશવૃદ્ધિનું આવશ્યક કાર્ય આપોઆપ પાર પડે એવી નિસર્ગની યોજના છે.

આ બધી કલ્પનાનો સરવાળો 'નૈસર્ગિક જરૂરિયાત'ના ઊજળા મથાળા નીચે કરવામાં આવ્યો છે. તેનો વિચાર સામાજિક ધ્યેયની સાથે થાય તો જ એ બન્નેનો સુમેળ સધાય, લગ્નસંસ્થાના બન્ને ઉદ્દેશો પાર પડે. પરંતુ આપણે સામાજિક ધ્યેયની એક આંખે લગ્નસંસ્થા તરફ જોતા અને નૈસર્ગિક જરૂરિયાતને ગૌણરૂપ આપતા આવ્યા છીએ. આપણી આ એકાંગી અને વિકૃત મનોભાવનાને લીધે કુદરતી જરૂરિયાતનો જ બધો વાજબી અને પ્રામાણિક વેપાર પણ આપણને પાપ લાગે છે. એને માટે જવાબદાર આપણું શિક્ષણ જ છે. ધર્મનું ધ્યેય અને આચારનું વર્ચસ્વ એ બેએ આજસુધી વ્યક્તિમાત્રની વિષયવાસનાને ડામી દેવાનો જે નિષ્ઠુર પ્રયત્ન ચલાવ્યો હતો તેના પરિણામે જ લગ્નસંસ્થાના હેતુમાંથી કુદરતી વાસનાની તૃપ્તિ બાદ રાખી પ્રજોત્પાદન, વંશવૃદ્ધિ, કુટુંબસંગ્રહ અને મોક્ષ એવા જૂદા જૂદા ઉદ્દેશ લગ્નસંસ્થાના ઉદ્દેશ તરીકે આગળ મૂકવામાં આવ્યા. વિષયવાસના અસ્પર્શ્ય લાગવા માંડી. તેને પંપાળવી, તેની તૃપ્તિ શોધવી એ દુરાચારમાં લેખાવા માંડ્યું. [અપૂર્ણ]

———o———

નરસિંહ

(૪)

તે રાત્રિ રોમિયો જુલિયેટની સાથે ગાળે છે. પ્રભાતપંખી બોલતાં, ઉષાનાં આછાં કિરણો પ્રગટતાં તે જુલિયેટની વિદાય માગે છે. પણ જુલિયેટને વિદાય આપવી વસમી લાગે છે. તે કહે છે:

......[1] 'પ્રભાત ઊગવાને હજી વાર છે:
બોલ્યું તે તો બુલબુલ હતું, પ્રભાતપંખી નહિ.'

રોમિયો તેને ઉષાનાં પ્રગટતાં કિરણ દર્શાવે છે. જુલિયેટ કહે છે:

[2] 'તે ઉષાનો અજવાશ નથી; કોઈક ખરતા તારાનો છે.'

પણ ઊર્મિનો આવેગ ધટતાં જુલિયેટને છેવટ માનવું જ પડે છે કે દિવસ ઊગવા આવ્યો છે. નર્સ તે ક્ષણે ટહૌકો કરી તેને ચેતવે છે કે તેની માતા આવી રહી છે. ને જુલિયેટ બારીને સંબોધી બોલે છે:

[3] 'પ્રભાતને લાવી પ્રાણને લઈ જા.'

રોમિયો તે બારી વાટે નીચે ઊતરી, દેશ તજી જવાની મુદ્દત વીતતી જતી હોઈ, ત્વરાએ મંટુઆ–દેશનિકાલ તરીકે વસવાને તેણે પસંદ કરેલું સ્થાન–પ્રતિ ચાલ્યો જાય છે. જુલિયેટ રોમિયોને વિદાય દેતાં સ્રીસહજ પ્રેરણાથી ભાખે છે કે તેમનો જીવનસંગમ હવે અસંભવિત સમો છે.

જુલિયેટની માતા તે સમયે પુત્રીનાકુ ખંડમાં પ્રવેશે છે. રોમિયોવિરહી જુલિયેટની શોકઘેલી આંખોમાંથી તેને આંસુ ટપકતાં જણાય છે. માતા માને છે કે રોમિયોએ કરેલા બંધુ ટાયબલ્ટના ખૂનના કારણે પુત્રી રડે છે. તે તેને આશ્વાસન દે છે; જુલિયેટ માતાની એ માન્યતાને ટકાવી રાખવામાં શ્રેય જુએ છે.

માતા, તે પછી. જુલિયેટનાં ત્વરિત લગ્નની વાત ઉખેળે છે. પેરીસ નામના રાજવંશી સાથે પાંચેક દિવસમાં જ તેનાં લગ્ન થવા વિષે પુત્રીને તે સમાચાર આપે છે. જુલિયેટ ભડકે છે. લગ્ન માટે તે આનાકાની કરે છે; અને છેવટ માતાનો તે સંબંધમાં વધુ આગ્રહ જોતાં કહે છે કે–તે જો પરણશે તો તો રોમિયોને જ.

---

૧. ............It is not yet near day:
It was the nightingale, and not the lark
That pierced............

૨. Yound light is not day-light,............
It is some meteor............

૩. Then, window, let day in and let life out.

તેનો પિતા પણ તેને સમજાવવા આવે છે, પણ પુત્રીની વ્યથા કોઈથી સમજાતી નથી. પિતા હઠે ભરાય છે, પુત્રીને તે ધમકાવે છે. ને રડતી જુલિયેટ માતાને કહે છેઃ

૪'ઓ, વ્હાલી મા! મને તરછોડીશ મા!
આ લગ્નને મહિનોક-અઠવાડિયુંક થોભાવ;
ને જો નજ થોભાવે તો મારી લગ્ન-શૈયાને ત્યાં પાથરજે
જ્યાં તેજહીન કબરમાં ટાયબલ્ટ સૂતો છે.'

પણ પિતામાતા બંને તેને તુચ્છકારી કાઢે છે. જુલિયેટ નર્સની સલાહ લ્યે છે. પણ નર્સ તો પોતાના જાતિસ્વભાવ સહજ શબ્દોમાં:

૫ 'હું માનું છું કે આ લગ્નથી તમે સુખી થશો,
કેમકે તે પ્રથમને ટપી જાય તેવું છે.'

જુલિયેટ નર્સની આશા છોડી દઈ ધર્મગુરુના આશ્રયે જાય છે. ત્યાં આ સંકટમાંથી ઊગરવાનો જો એકે માર્ગ ન મળે તો, મંદિરમાં જ આપઘાત કરવાની વૃત્તિ દાખવી તે ધર્મગુરુને મદદ માટે પ્રેરતાં કહે છેઃ

૬ 'ઈશ્વરે અમારાં હૈયાં જોડ્યાં; પણ હાથ તો તમે જોડ્યા છે.'

સહૃદય ધર્મગુરુ તેને એક એવી દવા આપે છે જે પીતાંજ માનવી ત્રણ દિવસ માટે શબ સમું બને. ને બંને યુક્તિ ગોઠવે છેઃ જુલિયેટે લગ્નની કંઇક ક્ષણો પહેલાં એ દવા પીવી; સંબંધીઓ તેને મૃત માની શબભૂમિમાં દાટે; દરમિયાનમાં ધર્મગુરુ મંટુઆ કાગળ લખીને રોમિયોને ગુપ્તપણે અહીં બોલાવે; ને દવાના ઘેનની મુદત પાકતાં બંને જણ જુલિયેટને કબરમાંથી બહાર કાઢે; રોમિયો તેને લઈ મંટુઆ ચાલ્યો જાય.

યોજના પ્રમાણે જુલિયેટ ઝેર પીએ છે. ને તેને મરેલી માનતાં તેનાં માતાપિતા ને પેરીસ કકળાટ કરતાં તેને શબભૂમિમાં દાટે છે.

ધર્મગુરુ રોમિયોને ઉક્ત સમાચાર મોકલાવે છે, પણ તે તેને મળી શકતા નથી; ને જુલિયેટના સમાચાર લાવવાને રોકેલ સ્વતંત્ર સંદેશવાહક રોમિયોની પાસે જઈ પહોંચે છે. રોમિયો તેને જુલિયેટના સમાચાર પૂછતાં કહે છેઃ

૭ 'જો તે સુખી હોય તો દુઃખી કોઈજ ન સંભવે.'

*પણ સંદેશવાહક તેને ભેદાતા અંતરે જુલિયેટના મૃત્યુના દુઃખદ સમાચાર આપે છે.*

રોમિયો તેજ રાત્રે જુલિયેટની ગોદમાં જઈ સૂવાનો નિર્ણય કરે છે. કોઈક ગરીબ દવાવાળાને સારો બદલો આપી તેની પાસેથી તે તીવ્ર ઝેર ખરીદે છે. એવો બદલો આપતી વખતે તેના મુખમાંથી નીકળતા શબ્દો અંગ્રેજી મહાકવિના અંતરમાં પણ રમતી આર્યભાવના દર્શાવે છેઃ

---

૪. O, sweet my mother, cast me not away!
Delay this marriage for a month, a week;
Or. if you do not, make the bridal bed
In that dim monument where Tyblt lies.

૫. I think you are happy in this second match, For it excels the first.

૬. God join'd my heart and Romeo's, thou our hands.

૮ 'લે તારું આ સોનું—માનવીના આત્મા માટે
તીક્ષ્ણ ઝેર કરતાંયે વધારે કાતિલ.'

• 'ઝેર લઈ તે વેરોના નગરની શબભૂમિમાં જાય છે. પણ જ્યારે તે જુલિયેટની કબર સમીપ જઈ પહોંચે છે ત્યારે ત્યાં જુલિયેટને ફૂલ ચડાવવા આવેલ પેરિસ સાથે તે અથડામણમાં આવે છે. પેરિસ તેમાં હણાય છે; ને મરતાં મરતાં તે જુલિયેટની સમીપ સૂવાની ઇચ્છા વ્યક્ત કરે છે. રોમિયો તેને ત્યાં સુવાડી, જુલિયેટનું મુખ જોઇ:

૯ 'ઓ મારી પ્રિયા ! મારી પત્ની !
મૃત્યુ-જેણે તારા પ્રાણનું માધુર્ય ચૂસ્યું
તે પણ તારી સુન્દરતાને તો નજ જીતી શક્યું.
તું અજિત છે. સૌન્દર્યની ગુલાબી તારા ઓષ્ઠ ને ગાલ પર
હજી ચમકી રહી છે..........
ઓ વહાલી જુલિયેટ !
તું હજી પણ આટલી સુન્દર કાં ? એમ તો નથીને
કે નિર્જીવ મૃત્યુમાં પણ તને જોઇ પ્રેમ પ્રગટયો છે;
અને તે દુષ્ટ તને પોતાની યાર બનાવવા અહીં પૂરી રાખે છે ?.
—એ ભયે હું અહીંજ રહીશઃ કદી નહિ હઠું.'

ને રોમિયો ઝેર પી જુલિયેટની ગોદમાં સૂઈ જાય છે; તત્ક્ષણ તે મૃત્યુ પામે છે.

ધર્મગુરુને રોમિયોને સમાચાર ન પહોંચ્યાની ખબર પડતાં જ તે દુ:ખી થાય છે. તે, તેને ફરી સમાચાર મોકલી બોલાવી લેવાની ગણતરી બાંધી, ઘેનમાંથી ઊઠતી જુલિયેટને બચાવી લેવા શબભૂમિએ આવે છે; પણ ઉપરનું દ્રશ્ય જોતાં જ તે તીવ્ર દુઃખ અનુભવે છે.

જુલિયેટ તે ક્ષણે રોમિયોનું નામ રટતાં ઘેનમાંથી જાગે છે; ધર્મગુરુ તેને ત્વરાએ પરિસ્થિતિ સમજાવી બચી જવા કહે છે. પણ જુલિયેટ પાછાં ફરવાની ના કહે છે. ને તે સમયે પેરિસના નોકરોએ આમંત્રેલ ચોકિયાતોને ત્યાં આવી પહોંચતા જોઈ ધર્મગુરુને ત્યાંથી ચાલ્યા જવું પડે છે.

૧૦જુલિયેટ મીઠી નજરે રોમિયોને જોઈ રહે છે. ઝેરનો ખાલી પ્યાલો જોઈ તે બોલે છે:

---

૮. There is thy gold, worst poison to men's souls.

૯. ...... O my love ! my wife !
Death, that hath suck'd the honey of thy breath,
Hath had no power upon thy beauty:
Thou art not conquer'd; beauty's ensign yet
Is crimson in thy lips and in the chuks.
... ... ... ... ... ...
..........Ah. dear Juliet,
Why art thou yet so fair ? shall I believe
That unsubstantial death is amorous
And that the lean abhorred monster keeps
Thou here in dark to be his paramour ?
For fear of that I still will stay with thee.

૧૦ 'ગમાર ! બધું જ પી ગયો ?
મારે માટે એક ટીપું પણ ન રાખ્યું ?
ઠીક, હું તારા ઓષ્ઠ ચૂસીશ—
ઝેરનો કંઈક ભાગ તો ત્યાં હજી પણ વળગ્યો જ હશે.'

તે રોમિયોના હોઠ ચૂસે છે. પણ ચોકિયાતોને ત્યાં આવી પહોંચતા જોઈ, જીવનનો ત્વરાએ અંત આણવા, પાસે પડેલ રોમિયોનું ખંજર લઇ તે તે પોતાની છાતીમાં હુલાવી દે છે, ને તત્ક્ષણ મૃત્યુ પામે છે.

ચોકિયાતો આ બીપણ દૃશ્ય જોઈ ચકિત બને છે. તેઓ ધર્મગુરુ, રોમિયોનો નોકર વિ. ને અટકમાં લઈ રાજાને બોલાવે છે; રાજા બંને કુટુંબનાં મોવડીઓને બોલાવે છે. સર્વત્ર શોકની ઘેરી છાયા પથરાય છે. ધર્મગુરુ અને રોમિયોના નોકર દ્વારા વિગતવાર હકીકત મળે છે. ને રાજા બંને કુટુબોને ઠપકો આપતાં બોલે છે:

૧૧ 'જુઓ, તમારી દ્વેષભાવનાને તીક્ષ્ણ શિક્ષા દેવા
કુદરતને તમારાં સંતાનને પ્રેમથી મારવાં પડે છે.'

ને બંને કુટુંબ ત્યાં શાન્તિના શપથ લે છે. રોમિયોનો બાપ જુલિયેટની અપૂર્વ સુવર્ણ—પ્રતિમા ઊભી કરવાનું પણ લે છે; ને જુલિયેટનો બાપ એ પ્રતિમાની લગોલગ એના પ્રિયતમની પ્રતિમા રચવાનું પ્રતિપણ લે છે.

આ નાટકનું રસનિરૂપણ, તેનાં કલા, સૌન્દર્ય ને શૃંગાર, તેનું ભાવમાધુર્ય તેની પ્રાકૃતિક એકતાનતા, તેનો રૂપેરી–નિર્મળ પ્રવાહ, તેની પાત્રપવિત્રતા, ને તેનો કરુણ છતાં મધુર ને નૈસર્ગિક અન્ત એટલાં અપૂર્વ, ઝળકતાં ને સુમધુર છે કે ગ્રન્થો ભર્યે પણ તેને તોળી ન શકાય એટલે મૂક પ્રશંસાથી જ વિરમીશું. *

---

૧૦. O churl ! drunk all, and left no friendly drop
To help me after ? I will kiss thy lips;
*Haply some poison yet doth hang on them.*
૧૧. See, what a scourage is laid upon your hate,
That heaven finds means to kill your joys with love.

## ભાવના

રસેન્દુ

: મિશ્ર :

ગમે નહિ શબ્દ મહીં ઉતારવી
આખી બધી ભવ્ય છતાંય ભાવના;
ભલે લઘુ એકજ એવું કિન્તુ
[illegible]




## બે ગ્રન્થમણિ.

**૧ સારથી**-લેખક અને પ્રકાશક : શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ, એલિસ પૂલ, અમદાવાદ. કિંમત રૂ. ૪-૮-૦.

કવિવાણી કે કવિહૃદય એમાંથી એકે ન સમજનારને શબ્દાડંબર લાગે એવો આ ગ્રંથ માર્ગભૂલી પ્રજાનું સારથિપદ સાચવે એવો છે; જો કે ગ્રન્થનું 'સારથિ' નામ તો જુદા જ ઉદ્દેશસર યોજાયું છે.

કથાત્મક ગદ્ય તરીકે કવિશ્રીએ પહેલી 'ઉષા' લખી; બીજી આ 'સારથિ.' ઉષામાં રસલાલિત્યસ્નેહ પ્રધાનપદે છે; અહીં ભાવ, વિચાર, જગતનું અવલોકન અને શાન્તિ અને જીવનમાર્ગનું દર્શન. રસલાલિત્ય એ દર્શનને અલંકૃત કરે છે.

વાર્તાનો સમય છે ઈ. સ. ૧૯૫૯...-આજથી વીશ વર્ષ પછીનો. ઇટલિ, જર્મની, જાપાન, ચીન ને સ્પેન તે સમયે એક પક્ષે હોય છે; બીજે પક્ષે પ્રધાનતઃ બ્રિટન. જાપાન બ્રિટનનું સમોવડિયું બન્યું હોય છે. તે આફ્રિકામાં કિંબર્લીની હીરાની ખાણ ખરીદે છે. પણ તેનો કબજો લેવા જનારાઓને સ્થાનિક સરકાર સાથે અથડામણમાં આવવું પડે છે. જાપાન બ્રિટન પાસે અડવાડિયાની મહેતલ આપી આનો ઉત્તર માગે છે. પણ મહેતલમાં બ્રિટન અપમાન જુએ છે. ને જાપાની નૌકાસૈન્ય સીંગાપુર ને સીલોનને ડંફાવી હિંદી મહાસાગરને માર્ગે, દક્ષિણ આફ્રિકાને ઘેરવા આગળ વધે છે.

પણ...

જામ-રણજીતે કંઈક વર્ષો પર સાગરનાં મોતી શોધવા વિમાની સબમરીનો બંધાવેલી: નેપાળના રાજકુમારને તેમણે પોતાના નૌકાધિપતિ નીમેલા. બ્રિટને તે સમયે નષ્ટકે મૌન સેવેલું; ને આ વખતે બ્રિટનની ભીડના ટાણે...

રણજીતની એ સ્ટીમરો જાપાની કાફલાનો કચ્ચરઘાણ કાઢે છે. ને, હિંદ અને બ્રિટન સાચાં મિત્ર બને છે.

વાર્તાનો મુખ્યતઃ આ પ્રધાનદેહ-તેનું મધ્યબિન્દુ હિન્દ બ્રિટનની મૈત્રી અને તેના પરિણામે જગતશાંતિ. પણ વાર્તાની ખરી કિંમત તો છે જગતઇતિહાસનું સમભાવપૂર્વકનું નિરીક્ષણ; ભૌગોલિક સીમાઓના ઉકેલ; સંસ્કૃતિઓની મધુરપ-તેમનાં પરિવર્તન, સમન્વય ને અથડામણ; અને આજની કેટલીયે, સંસ્કાર ને સંસ્કૃતિઓની ઘાતક છતાં નવીનતાના સ્વરૂપે ઘર કરી જતી પ્રવૃત્તિઓનું તટસ્થ અવલોકન—ને એ સર્વમાં વહેતો શાંત-નિર્મળ તેજપ્રવાહ.

વાર્તાનાં મુખ્ય પાત્રો છેઃ કૈલાસી મહારાજ—જગતમાં શાન્તિ ને સ્નેહ સ્થાપવા મથતા હિમગિરિવરના વાસી-અને-એ ઉદ્દેશ માટે જે જીવ્યાં કે જીવે તે-કૈલાસીની જમાત; પ્રેરણા ને ધુરન્ધર, આત્મજીત ને વિધાત્રી-ચારે સ્વધર્મ ઉચિત ભાગ ભજવતાં-પ્રેરણા

સિંચતી; વિધાત્રી ઘડતી, વાંચતી ને વંચાવતી; જયપ્રભા—જામ—રણજીતે અભ્યાસ અર્થે પરદેશ મોકલેલી, ત્યાં ભણતી ને આર્યસંસ્કૃતિનો સંદેશ સુણાવતી, મન્ત્રીશ્વરોની સભાને પણ ચમકાવતી, વીજળી સમી ભારતીય કન્યા; બ્રિટનના મહામન્ત્રી; નૌકાધિપતિ રાજકુમાર; ને જામ—રણજીત.

યુદ્ધ જ્યારે જગતને દાવાનળ સમું લાગે છે; હિંદ-બ્રિટનની મૈત્રી સ્થપાય છે ત્યારે કૈલાસી મહારાજ ગિરિવર શિખરે જગતની પ્રજાઓને આમંત્રે છે; સર્વે ત્યાં શાન્તિના શપથ લે છે. નૌકાપતિ રાજકુમાર હિંદના નૌકાધીશ, ને જયપ્રભા વિમાની બળની અધિષ્ઠાત્રી નીમાય છે. જયપ્રભા રાજકુમારની સહચારિણી બને છે.

મહારથીને પણ પ્રેરે-દોરે તે સારથી. જગતને પ્રેરતું-તેના મુગટમણિ સમું હિન્દ; જગતના રાજધુરંધરોને પણ દોરતા કૈલાસી યોગીશ્વર.

કવિશ્રીએ ગ્રન્થના ત્રણ ખંડ પાડ્યા છે: ૧ શેષ ડોલ્યા—જેમાં ડોલતા જગતનો ચિતાર છે; ૨ મહામન્થન—જેમાં જગતના અનેક જ્વળતા પ્રશ્નોની શાન્ત વિચારણા છે; ૩ કલ્યાણ માર્ગે—જેમાં જગત શાન્તિને પન્થે વળે છે.

રશિયન અમલદારની એક ફ્રેંચ પત્નીને હિંદી સ્ત્રી-સમાજમાં બોલ્શેવીઝમ ફેલાવવાને પાઠવવામાં આવે છે. તે કાશ્મીરમાં ઊતરે છે. ને ત્યાં હિંદી નારીરત્નો સાથે તેને એવો રસસંવાદ થાય છે કે, કાશ્મીરમાં સંચરતા કવિ કાળિદાસને દેવી સરસ્વતીએ જેમ કુવાકંઠેથી જ પાછા વાળ્યા હતા તેમ, એ રમણી ઉત્તરહીન બને છે. વધુમાં પોતાની સંસ્કૃતિ ને તેના પ્રચારમાં તે ઝેરનાં દર્શન કરે છે. સ્ત્રી-પ્રશ્નોની આ પ્રકરણમાં સુંદર છણાવટ છે.

'શ્રમજીવી કોણ ?' ના પ્રકરણમાં મજુર-પ્રશ્નની પણ એટલી જ સુંદર છણાવટ કરવામાં આવી છે. હાથને અગત્ય આપવા જતાં મગજ કે હૈયાં ન વિસરાય. ફેક્ટરી-એક્ટ મજુરનું રક્ષણ કરે છે. શ્રમજીવીની એ કિંમત સુંદર છે. પણ એ કિંમતની પાછળ બુદ્ધિજીવીની કિંમત ભૂલી તો નથી જવાતી ને ? ચિન્તનમાં રાત્રિદિવસને એક કરતો, દેશના આભૂષણ સમો, કોઈ બુદ્ધિજીવી મગજ તૂટતાં મૃત્યુ પામે તેના સંરક્ષણ માટે, તેના શ્રમના બદલા માટે, તેના કુટુંબીઓના રક્ષણ કાજે કોઇ કાયદો છે ખરો ?

કવિશ્રીનો કાળિદાસ પ્રતિનો પ્રેમ અજબ ભાવભર્યો છે. ચિન્તન અને વાર્તાના આ ગ્રન્થમાં પણ મેઘદૂતનાં મુક્તકો ઠેર ઠેર વેરાયલાં પડ્યાં છે.

ગ્રન્થની ભાષા સામાન્ય દૃષ્ટિએ કંઈક વધુ પડતી અલંકૃત ગણાય. પણ સાથે એ પણ એટલું જ ચોકસ છે કે આવી ભાષા ન હોય તો અહીં જે રસ, લાલિત્ય કે તેજપ્રવાહ પથરાય છે તે તેજ સ્વરૂપમાં અસંભવિત બને; કથન કદાચ સર્વભોગ્ય બને, પણ ભાવ અને વ્યક્તિત્વને તો વિદાયજ લેવી પડે.

વાર્તાના ચાલુ પ્રવાહમાં સુગન્ધાની એક આન્તરકથા આવે છે. કન્યામણિ સુગન્ધાનો પિતા બાળપણમાં મૃત્યુ પામ્યો હોય છે; પુત્રીનું કલ્યાણ વાંછતી માતા પણ સમય જતાં અકાળ મૃત્યુ પામે છે. જગતમાં સુગન્ધ પ્રસરાવવાના કોડ સેવતી સુગન્ધા પરિભ્રમણે નીકળે છે. ગાયત્રીદેવીની આજ્ઞાએ તે કૈલાસી મહારાજ પાસે આવે છે; ને તેમના દ્વારા જગનારીઓને તે સંદેશ મોકલાવે છે: 'સુંદરીગંધ સહુ સંસારની સરિતાઓ થાવ, ને ફૂલવાડીઓ પ્રફુલ્લાવો.'

કૈલાસી મહારાજ સુગન્ધાને નમન કરે છે. ને આત્માના મહામન્થનનો તેની પાસેથી ઉત્તર માગે છે. સુગન્ધા પુણ્યની પવિત્રતા કથી તેમને યોગગુફાએ જવાનું કહે છે. ને—'આગળઆગળ વસિષ્ઠધેનુ નન્દિની ને પાછળપાછળ રઘુવંશી મહારાજ દિલીપ પરવરે એમ પછી આગળઆગળ સુગન્ધા ને પાછળપાછળ કૈલાસી મહારાજ ગિરિશિખરોમાં પરવર્યાં.' એમ જતાં સુગન્ધા બ્રહ્માંડની બંસરી સમું જે ગીત ગાય છે તે અપૂર્વ છે:

એક છે અનરત રંગ આત્મનો, આનન્દરંગ,
એક છે સોહાગ એ પરમાત્મનો. આનન્દરંગ,
એક છે પ્રકાશપ્રભા ચન્દ્રની, આનન્દરંગ;
એક છે ત્રિલોકધારા સૂર્યની, આનન્દરંગ.
એક છે અખંડઓઘ વાયુનો આનન્દરંગ;
એક છે બ્રહ્માંડવર્ણ આભનો આનન્દરંગ.
એક છે વસંતબોલ વિશ્વનો આનન્દરંગ;
એક છે જગમન્ત્ર શ્રી જગદીશનો આનન્દરંગ.
એક છે સમસ્ત સૃષ્ટિની સુધા આનન્દરંગ;
એક છે આયુષ્ય કેરી ચન્દ્રિકા, આનન્દરંગ.

... ... ... ... ...

આપણું એક કમભાગ્ય છે કે ઇતિહાસને હજી પણ આપણે પાશ્ચાત્ય પ્રજા પાસેથી જ ...નો પડે છે. યુરોપ, જાપાન, ઇજિપ્ત; પાશ્ચાત્યોના ગમન પછીનાં દક્ષિણ-આફ્રિકા, ઑસ્ટ્રેલિયા કે યુનાઇટેડ-સ્ટેટસ, અને ચીન કે હિંદના ઇતિહાસ-વર્તુળની આસપાસ જ આપણી દૃષ્ટિ ભમે છે. તે સિવાયના કાળને, પ્રદેશને કે પ્રજાઓને શું પોતાનો સ્વતંત્ર ઇતિહાસ નથી? કોલંબસ પહેલાંનું અમેરિકા, અંગ્રેજો પહેલાંનું ઑસ્ટ્રેલિયા કે મધ્યઆફ્રિકાના ઇતિહાસ ઉકેલવાને તે તે પ્રજાઓના હૃદયમાં જઈ વસવાનો કોઈ હિંદી પ્રયાસ કાં ન કરે? અને જ્યાં સુધી આપણી પાસે એવો ઇતિહાસ નથી ત્યાંસુધી જગતને તો આપણે અંગ્રેજ દૃષ્ટિએ જ જોઇએ છીએ.

એ દૃષ્ટિને તો આ ગ્રન્થ પણ નથી નિવારી શકતો.

૨ **અંજની**—લેખકઃ શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ. પ્રકાશકઃ માણેકલાલ અંબાલાલ ઠાકર, રાવપુરા; વડોદરા. કિંમત રૂ. ૧-૮-૦ પાકું પુઠું રૂ. ૨-૦-૦.

'સયાજીવિજય' પત્રના ભેટ પુસ્તક તરીકે પ્રગટ થયેલ આ નાટકની કિંમત 'કલાને ખાતર કલા'નો નહિ પણ 'માનવતાને ખાતર કલા'નો સિદ્ધાંત સ્વીકારી લઇએ તો ગુજરાતી નાટ્ય સાહિત્યમાં અનન્ય છે.

'રાઇનો પર્વત,' 'જયા જયન્ત' 'કાકાની શશી'—ગુજરાતનાં એ રસસુન્દર નાટકો. પહેલું અકસ્માતમાંથી ઉદ્‌ભવી એકદેશીય સામાજિક સુધારો સૂચવતું; બીજું સામાન્ય દૃષ્ટિએ અસંભવિત આદર્શને ગૂંથતું; ત્રીજું 'કલાને ખાતર જ કલા' ગણીએ તો વિશેષ ઓપી ઊઠે એવું. આ ત્રણેની સાથે રસ કે તેજદૃષ્ટિએ અંજની ન ઊભું રહી શકે. પણ જો માનવતાનો આદર્શ સ્વીકારી લઇએ તો વાંચકોને તે ઉક્ત ત્રણે કરતાં કંઈક વિશેષ આપે છે.

સુખની શોધમાં ભમતો, આદર્શવાદી અને માનવતાનો ભૂખ્યો એક શ્રીમન્ત; તેની બ્હેન અંજની-વર્તમાન યુગનું છતાં માનવતાએ ઓપતું કન્યારત્ન. શ્રીમન્તનો વ્યવહાર મુનિમ

શેઠને ફોલી ખાય છે; તેની બ્હેનને પંજામાં લેવા તે પ્રપંચો ગોઠવે છે. એ પ્રપંચોમાં તે ઉપમુનિમ અને બીજા એક સફેદ ઠગ સમા શ્રીમન્તની મદદ લે છે.

સુખશોધતો શ્રીમન્ત એક સમયે અકસ્માતના યોગે ગરીબ છતાં સાચાં મૌનવીથી શોભતા એક કુટુંબના સંસર્ગમાં આવે છેઃ ઘરરખ્ખુ ને દેવી સમી બ્હેન માલિની, તેનો ભાઈ ને તેની માતા.

શ્રીમન્ત કંઇક રાહત અનુભવે છે, પણ મુનિમના પ્રપંચે અન્તે તે પાયમાલ બને છે. મુનિમ અંજનીને કેદમાં મોકલવાની યુક્તિ રચે છે પણ માલિનીનો ભાઈ આરોપ પોતાને માથે ઓઢી લઈ કેદમાં જાય છે. ગ્રેજ્યુએટ ઉપમુનિમ જેને મુનિમ પોતાનો ગણે છે તે અંતરથી તો વફાદાર હોય છે અને અન્તમાં તે કાવત્રું ફૂટવાની બીકે મુનિમને ઢીલો બનાવે છે. અંજનીને ઉપાડવા રોકાયલા મારાઓને પક્ષમાં લઈ તે એવી યુક્તિ રચે છે કે માલિનીનો ભાઈ છૂટે છે; શ્રીમન્તને મિલ્કત પાછી સુપ્રત થાય છે. શ્રીમન્ત માલિનીને પરણે છે; અંજની માલિનીના ભાઇને પરણે છે.

આ તો નાટકનો ટૂંકમાં ટૂંક વસ્તુ-સાર. પણ એમાં જે માનવતાનો વિકાસ છે; જે પાત્રવૈવિધ્યતા ને સમતોલતા છે તેનું પ્રતિબિંબ ઝીલવું મુશ્કેલ છે. તે તો નાટક વાંચ્યે જ અનુભવી શકાય.

કેટલાકને આજ લેખકના 'શંકિત હૃદય' કરતાં આ નાટક કલા દૃષ્ટિએ ઊતરતી કોટીનું પણ લાગી શકે. પણ 'શંકિત હૃદય'ને સાંકડા વર્તુળમાં તેજ પાથરવાનું છે. આનું ધ્યેય માનવતા અને સૃષ્ટિનું તદ્રૂપ દર્શન છે.

ક્ષેત્રમર્યાદા અને પાત્રસમાનતા—શ્રી. રમણલાલમાં આ બે દોષ ગણાયા છે. એ દોષને તો આ નાટક પણ દૂર નથી કરી શકતું. પણ બીજા ગ્રન્થો સાથેની સરખામણીને છેટે રાખી, આ ગ્રન્થની કિંમત કેવળ જો આ ગ્રન્થની જ દૃષ્ટિએ આંકીએ તો તો આનાં પાત્રો સજીવ, ચમકતાં અને અપૂર્વ વિવિધતાભર્યાં લાગે એવાં છે. ઉપમુનિમ કેશવલાલ જેવાં કેટલાંક પાત્રો તો જો કે, એમ ન કરીએ તોપણ, શ્રી. રમણલાલમાં તો શું પણ ગુજરાતી સાહિત્યમાં પણ અજોડ છે. માલિની અને અંજનીની વૈવિધ્ય સમતોલતા શ્રી. મુનશીનાં મંજરી અને કાશ્મીરા કરતાં પણ કંઈક વિશેષ લાગે છે.

પાત્ર ખીલવણી કે વસ્તુવિકાસમાં અસંભતદોષનો આશ્રય ખૂબ જ ઓછો લેવાવો જોઇએ. અહીં એ કંઈક વિશેષ પ્રમાણમાં લેવાયો લાગે છે.

આર્ય સાહિત્યનીતિ સમજીને વા સ્વાભાવિકપણે-પણ નાટકનો શુભ અન્ત તેની પ્રાકૃતિક કિંમતને સાચવી રાખે છે.

મુદ્રણદોષો કંઈક ઓછા ન બની શકે ?

## પત્ર-પરિચય

કુસુમ—સાહિત્યરસિકોનું ચારમાસી. સંપાદકઃ વ્રજલાલ મોહનલાલ ઓઝા; કુસુમ-ભુવન, વેતાળ પેઠ, પૂના સિટી. લવાજમ ૦-૧૦-૦.

ઓછામાં ઓછા લવાજમે ચાલતું આ પત્ર ભાવવાહી કવિતાઓ અને રસિક સામાજિક વાર્તા દ્વારા [illegible] સ્થાન આકર્યું છે.

મરાઠી પત્રોએ ગાંધીજી સામે ચલાવેલી ભાંડણલીલા સામે ઠેરઠેર વિરોધ પ્રગટી નીકળ્યો છે. અમે પણ એમાં સાથ પૂરાવવો ઉચિત માનીએ છીએ.

ગાંધીજીની રાજકીય, સામાજિક કે ધાર્મિક પ્રવૃત્તિઓ સાથે દરેક જણ સંમત ન પણ હોઇ શકે. પણ એવાએ પણ એટલું તો યાદ રાખવું ઘટે કે ગાંધીજી એ સહૃદય અને મોટા માનવી છે. એમની સામે ગાળો ન હોય. એમની કંઈ ભૂલ થતી હોય તો તે સુધારવાની તેમની સમક્ષ માગણી મૂકાય. છતાં ભૂલ ન સુધરે તો પ્રજાને તેની જાણ કરાય. સુધરવી અસંભવિત એવી કોઈ ભૂલ તેમના હાથે થઇ ગઈ હોય તો, ભવિષ્યમાં તેનું પુનરાવર્તન ન થાય એ રીતે તેમને જણાવાય. પણ ભાંડણલીલાનો આશ્રય તો કોઈ પણ સંયોગમાં ન જ લઈ શકાય. ન તેથી આશ્રય લેનારને લાભ; ન શબ્દોની કંઇ કિંમત. પ્રજામાં નાહક ઉહાપોહ થાય; અને પ્રજા અને ગાંધીજી બંને સામે જેમને વિરોધ હોય એવાઓ તેનો અઘટિત લાભ ઊઠાવી જાય.

ભાંડણલીલાનો આશ્રય તો તે જ લે જે કાંતો ઘેલો કે વિકૃત હોય; ને નહિતર સત્તા કે દ્રવ્યનું અનુચિત પીઠબળ ધરાવતો હોય.

× × ×

મ્યુનીચની સંધિએ કુદરતી ન્યાયની અપૂર્વ તીક્ષ્ણતા સિદ્ધ કરી છે.

ગત મહાયુદ્ધમાં જર્મની હાર્યું. હારનારને કચરી નાંખતા કરાર કરી જીતનારાઓએ પોતાને અહોભાગ્ય માન્યા. પણ એ કરારની શૂળો હારનારનાં હૈયામાંથી લોહી નીતારવા માંડી. જર્મની શસ્ત્રસજ્જ થયું. તેણે કરારને ઉડાવવા માંડ્યા. ને અન્તે જીતનારના વારસોને એ કરારના રહ્યાસહ્યા અવશેષ પર પોતાને હાથે જ કરવત મૂકવી પડી.

પોતાનીજ ભૂલ પર કરવત મૂકતાં બ્રિટન અને ફ્રાન્સ આજે તો ન્યાય પક્ષે છે. પણ એ ન્યાય તેમને કુદરતે ચખાડ્યો છે; એ ન્યાય એમને પોતાનાં રાષ્ટ્રોની શાન્તિ ને સહિસલામતિ સાચવવા સ્વીકારવો પડ્યો છે.

પણ જો જર્મનીની હૈયાવરાળ ઉકળ્યા પહેલાં જ એમણે વર્સેલ્સના કરારને દફનાવી દીધા હોત; હાર પહેલાંનો તેનો પ્રદેશ તેને સોંપી દઈ, એ રીતે તેને અપનાવી, તેની પાસેથી મિત્રતા ને શાંતિની બાંહેધરી તેમણે મેળવી લીધી હોત તો જગતની શાન્તિ આજે વધારે મધુર ને વધારે વ્યાપક સ્વરૂપમાં હોત.

છતાં છેલ્લી ક્ષણની ભૂલ સુધારણાએ પણ શાન્તિને બચાવી તો લીધીજ છે. એના એ બચાવનો યશ મોટે ભાગે બ્રિટનના વડા-પ્રધાનને ફાળે જાય છે. સામ્રાજ્ય અને સામ્રાજ્યવાદના મુખ્ય પ્રતિનિધિ—છતાં ચેમ્બરલેઇનજ આજે તો જગત પર શાંતિના સાચા દૂત ગણાયા છે. અને એ ગણતરીને તેમણે કેટલેક અંશે સાચી પણ ઠેરવી છે. મહાયુદ્ધ પછીની સંધિને 'તેમણે તે વખતના પુરુષોને તે વખતની પરિસ્થિતિના શક્યસુંદર ઉકેલ તરીકે તે લાગી હશે ' એ રીતે વર્ણવીને આડકતરી રીતે તેની સતતાની તેમણે અયોગ્યતા કથી છે. અને અરસપરસની સમજુતીથી કરારમાં ફેરફાર થઈ શકે એવી કોવેનન્ટની ૧૯મી કલમનો લાભ આજસુધી જતો કરીને પરિસ્થિતિને આવા ઉકળાટ સુધી લાવી મૂકવા માટે રાષ્ટ્રસંઘને ઠપકો આપવા દ્વારા તેમણે ઈંગ્લંડને પણ ઠપકો આપ્યો છે.

ગમે તે કારણે, શાંતિની ઝંખના કે લાગતાંવળગતાં રાષ્ટ્રોની શસ્ત્રસજ્જતાની અપૂર્ણતા, પણ આજે તો શાંતિ બચી જ ગઈ છે.

( અનુસંધાન પા. ૨૮૪ )




૧-૯-૩૮. ત્રાવણકોરમાં પ્રજાનાં ટોળાંઓ પર ગોળીબારને કારણે બગડતો રાજકીય મામલો. તે સંબંધમાં ગાંધીજી અને ત્રાવણકોરના દિવાન સર. સી. પી. રામસ્વામી આયરનાં પરસ્પર વિરૂદ્ધ નિવેદનો કાશ્મીરમાં હડતાળ, લાઠીમાર ને પ્રજાકીય અસંતોષના કારણે તંગ પરિસ્થિતિ.

૨-૯-૩૮. મરાઠી પત્રોએ ગાંધીજી સામે ચલાવેલી ભાંડણલીલા સામે ઠેરઠેર પ્રગટતો વિરોધ. અમદાવાદમાં જૈન મુનિવર્ય શ્રી. નરેન્દ્રસાગરજીએ ૭૫ દિવસનો તપ નિર્વિઘ્ને સમાપ્ત કર્યો.

૩-૯-૩૮. સત્યાગ્રહ દરમિયાન જપ્ત થયેલી જમીનો તેના મૂળ માલિકોને પાછી સોંપવાને લગતા કાયદાને ના. ગવર્નરે આપેલી સંમતિ.

૫-૯-૩૮. કલકત્તામાં સેંટ ઝેવિયર કૉલેજના સત્તાવાળાઓ સામે વિરોધના કારણે ૧૫૦૦૦ વિદ્યાર્થીઓ હડતાળ પર.

૬-૯-૩૮. શ્રી ઢેબરના પ્રમુખપદે મળેલી રાજકોટ પ્રજાપરિષદની બેઠક. મેક્સીકોની પરદેશી તેલ—કંપનીઓએ મજુરોને ૬૦ લાખ પાઉન્ડ ભરી આપવા જોઇએ એવો ત્યાંની સુપ્રીમ કોર્ટે આપેલો ચૂકાદો. નિઝામ સ્ટેટમાં પ્રજાદમન માટે યોજાયલ નવા કાયદાઓ.

૭-૯-૩૮. બર્મામાં રમખાણ. ગાંધીજીને સરકારી પત્રવ્યવહારમાં મહાત્મા ગાંધીજીના નામે આલેખવાનો મધ્યપ્રાન્તની સરકારે ફેરવેલો પરિપત્ર.

૯-૯-૩૮. ભૂજમાં હડતાળ. નાગપુરની સભામાં ખરેના અવગુણ વર્ણવતા સુભાષચંદ્ર બોઝ સામે ભારે વિરોધ અને પરિણામે સભામાં ગંભીર ધાંધલ. દિલ્હીમાં હિંદુ-મુસ્લીમ અથડામણી અને ૧૪૪મી કલમનો અમલ. હેન્કાવની આસપાસ ખેલાતું ચીન જાપાનનું ભયંકર યુદ્ધ. મધ્યસ્થ રાજસભામાં બહુ પત્નીત્વ અટકાવવાને રજુ થયેલાં બે બીલ. નિઝામ સ્ટેટમાં હિંદુઓ સામે ગંભીર ગેરવર્તાવ.

૧૦-૯-૩૮. સરહદી પ્રજાને અન્યાય કરતી પરદેશી ફીલ્મ 'ડ્રમ' સામે મુંબઈમાં મુસ્લીમોનો વિરોધ અને પીકેટીંગ. ઝેકોસ્લેવેકિયાના સુડેટન વિસ્તારમાં ફેલાતો ભયાનક અસંતોષ અને ઉશ્કેરણી ભર્યા દેખાવો.

૧૧-૯-૩૮. ધનેકનાલ નામના ન્હાનકડા દેશી રાજ્યમાં પ્રજાદમનની શરૂઆત.

૧૨-૯-૩૮. હીટલરનું ન્યુરેમ્બર્ગનું જગવિખ્યાત ભાષણ-જેમાં તેણે સુડેટન પ્રજાને આત્મનિર્ણયનો હક્ક હોવાની જર્મનીના પીઠબળ સાથે કરેલી જાહેરાત.

૧૩-૯-૩૮. સહાય કરવા માટેની હીટલરની ઘોષણાથી સુડેટન પ્રજામાં હર્ષની લાગણી; અને ઝેકોસ્લેવેકિયા સામે તેણે આદરેલા દેખાવો. આસામ પ્રધાનમંડળનું રાજીનામું.

૧૫–૯–૩૮. યુરોપની ગંભીર પરિસ્થિતિને અટકાવવા બ્રિટનના વડા પ્રધાન ચેમ્બરલેન હીટલરની મુલાકાતે. સુડેટન નેતા હર હેન્લીને જર્મનીમાં ભળવાની પોતાની ઈચ્છા વિષે બહાર પાડેલો ઢંઢેરો.

૧૬–૯–૩૮. સર ફીરોજ શેઠનાનું અવસાન. જર્મન–ઝેક પરિસ્થિતિનો ઉકેલ આણવાને લંડનમાં ફ્રાન્સ અને બ્રિટનના પ્રધાનોની મંત્રણા.

૧૭–૯–૩૮. ગાંધીજીએ દેશીરાજ્યોની દમનનીતિ સામે બહાર પાડેલું નિવેદન. રૂમાનિયા–રશિયા વચ્ચે જર્મની વિરૂદ્ધ કરાર.

૧૯–૯–૩૮. આસામમાં મહાસભાવાદી પ્રધાનમંડળ.

૨૦–૯–૩૮. સુડેટન વિસ્તાર સોંપી દેવા વિષેની હીટલરની માગણી સ્વીકારવાની ઝેકોસ્લોવેકિયાની ના; પણ પછી બ્રિટન અને ફ્રાન્સના દબાણથી તેણે તે શરતોનો કરેલો સ્વીકાર. પંજાબની ધારાસભાના એક સભ્યને ખૂનકેસમાં સંડોવાવા માટે ૭ વર્ષની સજા. ગ્રાન્ડ મેડીકલ—કૉલેજમાં દેશીરાજ્યના વિદ્યાર્થીઓ સામેના અન્યાય સંબંધી ઓન. ગીલ્ડરનું નિવેદન.

૨૧–૯–૩૮. ગાંધીજીની સીત્તેરમી જન્મજયંતિ. જામનગરનો ભરવાડ ત્રાસ–પ્રજાકીય કાર્યકર્તા લવણપ્રસાદ પર ખૂની હુમલો. દેશી રાજ્યોની વફાદારી.

૨૨–૯–૩૮ ચેમ્બરલેન હીટલરની પુનઃ મુલાકાત. મહાસભાની કારોબારી સમિતિની બેઠક. ખરે સામે પગલાં. ત્રાવણકોરમાં પુનઃ ગોળીબાર.

૨૩–૯–૩૮. વધતી જતી ઝેક-સુડેટન અથડામણ. ઝેક પ્રધાનમંડળનું રાજીનામું. લશ્કરી અમલદારોનું નવું પ્રધાનમંડળ. પ્રમુખ ડૉ. બેનેસનું દેશની સ્વતંત્રતાના રક્ષણને લગતું ભાષણ અને સૈન્યભરતી. યુરોપમાં સેનાઓનો જમાવ.

૨૪–૯–૩૮. લાઠીમાં નવરાત્રિ મહોત્સવ અંગે રસિક કાર્યક્રમ. દક્ષિણ અફ્રિકામાં હિંદીઓની વધતી કફોડી સ્થિતિ. કેડલના હાથમાં રાજકોટની સંપૂર્ણ સત્તા.

૨૬–૯–૩૮. કરાંચીમાં હોડીની ગંભીર અથડામણના કારણે પાંચ વિદ્યાર્થીઓનાં મરણ. રાજકોટમાં સત્યાગ્રહની શરૂઆત. હીટલરનું બીજું ભાષણ. ઝેકોસ્લોવેકિયાને તેણે આપેલી પહેલી ઓકટોબરની મુદત.

૨૭–૯–૩૮. રાજકોટમાં શ્રી. ઢેબરની ધરપકડ. જુનાગઢ રાજ્યમાં આવેલ હિંદુ તીર્થ-પ્રભાસ-પ્રયાગ-ના મુસલીમો સામેના રક્ષણ માટે મુંબઈમાં જંગી સભા.

૨૮–૯–૩૮. બ્રિટનના દરિયાઈ કાફલાની જમાવટ. ચેમ્બરલેનનું, યુરોપની પરિસ્થિતિ અને હીટલર સાથેની તેમની મુલાકાતો સંબંધી, પાર્લામેન્ટ સમક્ષ વિગતવાર નિવેદન. પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે શાંતિ જાળવવા યુરોપનાં રાજ્યોને કરેલી અપીલ. રાજકોટ સત્યાગ્રહના બીજા સેનાની શ્રી શુકલની ધરપકડ.

૨૯–૯–૩૮. સમાધાનભર્યા ઉકેલ માટે મ્યુનીચમાં ચાર રાજ્યોના પ્રતિનિધિઓની અગત્યની બેઠક. વડોદરામાં ત્રણ કન્યાઓએ એકી સાથે લીધેલી સ્વૈચ્છિક જળસમાધિ.

૩૦–૯–૩૮. ઝેક પ્રશ્નનો જર્મનીની તરફેણમાં થયેલો ઉકેલ.




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૧ લું ] વિ. સં. ૧૯૯૫ : કાર્તિક [ અંક ૭

# જીવન

ઘ.

જીવન સ્વપ્ન છે. તે નિસર્ગનું ઝરણુ છે.

પ્રાણુ, ભાવના, વચન અને કાયા–એ એનાં અંગ. જળપાત્રમાં સૂર્યના પ્રતિબિંબ સમું એનું સ્વરૂપ. પ્રાણુ–આત્મા તેમાં સૂર્ય સમો, ભાવના જળ સમી, વચન જળપાત્રના મુખ સમું, કાયા પાત્ર સરીખી.

જળપાત્રમાં જળ જો સ્વચ્છ ને સુંદર હોય; પાત્ર અખંડ, સ્થિર અને સુરમ્ય હોય; પાત્રનું મુખ વિશાળ હોય–તો એ જળમાં પડતું પ્રતિબિંબ સુરેખ ને મનોહર હોય.

જીવનમાં એમ ભાવના વિશુદ્ધ અને નિર્મળ હોય; કાયા ભાવનાને ઝીલતી ને શાન્ત હોય; વચન સાચાં ને ભાવનાના દ્વાર સમાં હોય—આત્માનું એમાં સુરેખ પ્રતિબિંબ પડે. ને ત્યારેજ જીવન એ જીવન લેખાય.

સ્વપ્ન જેમ સુંદર વહાલાં લાગે; જીવનને પણ એવું સુંદર બનાવવું જોઈએ.

નિસર્ગ એ પરમ સત્વ. તેનાં ત્રણ અંગ–ભાવ, શબ્દ ને દ્રવ્ય–માં તેનું પ્રતિબિંબ પડે. તે ત્રણે સ્વતંત્ર છતાં એકમેકના તે પ્રતિક સમાં.

જીવનમાં એમ આત્મા પરમ સત્વ; ભાવના વચન ને કાયા એકમેકના પ્રતિક સરીખાં.

ભાવના સરસ્વતીનો પ્રેમ વાંછે, કાયા એ પ્રેમને ઝીલવા જ પ્રવૃત્તિ કરે—વચન ત્યારે તે બંનેના પ્રતિક સમાં બને; જીવન સરસ્વતીનું ઝરણુ ગણાય.

ભાવના તીવ્ર મહત્ત્વાકાંક્ષાભરી હોય, વચન એને સિદ્ધ કરવા ઝંખના સેવે–કાયા ત્યારે

સિંહ કે હાથીની બને, એ મહત્ત્વાકાંક્ષા જો કંઈક શુભ હોય તો તે નૃપતિ કે સેનાપતિની બને, ને ત્રણે એમ એકમેકનાં પ્રતિક બની રહે.

કાયા ખૂબ લોહી વહાવે–જેમ ભાગુતી જલ્લાદની–,વચન એ વહેણુનેજ ઘટતાં હોય–ભાવના પણ ત્યારે તેવીજ બને. ને વાઘ, વરૂ કે કંઈક એવાજ અવતારમાં ત્રણેને સંકળાવું રહે.

ભાવના કલાપ્રિય હોય, વચન કે અંગ તે કલાને વ્યક્ત કરવા તલસતાં હોય—ને જીવન ભલે પ્રાણીનું હોય, પણ તે કાયા છુટતાં તે સંગીતસ્વામી કે મહાન કલાકાર જન્માવે.

સ્વાદની લોલુપ અને પ્રવૃત્તિઘેલી ભાવનાને કીડીરૂપે પરિણમી, સંગ્રહ કરવાની વૃત્તિને મધમાખ કે કુતરારૂપે અવતરી, ક્રોધભાવને સાપ થઈ ગૂંચાયલ ભાવનાને શાન્ત કર્યેજ છૂટકો.

જગતમાં જેમ કોઈ પણ પ્રકારનાં ભાવના કે વચનનું પ્રમાણુ નિશ્ચિત ન હોય એમ ત્યાં કાયા–પ્રાણીજીવનનું પ્રમાણ પણ નિશ્ચિત નથી. જે પ્રકારના ભાવ, વચન કે ક્રિયા જગતમાં જે સમયે પ્રાધાન્ય ભોગવે એજ પ્રકારનાં પ્રાણીઓ એ સમયે સૃષ્ટિમાં વિપુલ પ્રમાણમાં હોય.

નિર્દોષ પ્રાણીઓનાં ખૂનની ભાવના, એવાં જ વચનો ને એવીજ ક્રિયા જગતમાં જ્યારે સવિશેષ બને ત્યારે ત્યાં કંઈક એવાં જ પ્રાણીઓ કે ખૂનીઓની સંખ્યા વધે. પશુવધની પળે પશુનું મન પરમ વિશુદ્ધ હોવું અસંભવિત છે; પરિણામે તીક્ષ્ણ વેદનામાંથી પ્રગટતી એની ભાવના એ વેદનાનો બદલો વાંછતી બને. તે ભાવનાને અનુરૂપ હિંસકનો તેને અવતાર મળે. તેનો વધ કરનારને પણ હિંસાથી ઓતપ્રોત થયેલી તેની ભાવના એવા હિંસક પશુરૂપે અવતરાવે જ્યાં ઉક્ત હિંસકજ તેની હિંસા કરે; ને એ રીતે હિંસકજીવનને હિંસાનો અનુભવ કરાવે.

આમ હિંસા છે માટે હિંસકો જન્મે છે; હિંસ્ય જન્મે છે. તે દૂર થતાં જ હિંસકો ઘટે; હિંસ્ય પણ ઘટે. હિંસકોની એકની એક દલીલ–પોતે હિંસા ન કરે તો પશુઓ જગતમાં વધી જાય એ–આ વસ્તુસ્થિતિને સમજ્યા વિનાનું અજ્ઞાન છે.

જગતમાંથી સાપ ઘટાડવાને સાપ ન મરાય ક્રોધ મારવો જોઈએ; સિંહ કે હાથીઓ ઘટાડવાને એ પશુઓ ન મરાય–દુષ્ટ મહત્ત્વાકાંક્ષાને મારવી જોઈએ; નાનાં હિંસક પશુઓ ઘટાડવાને એ પશુઓ ન મરાય–પશુહિંસાજ દૂર કરવી જોઈએ. અનિવાર્ય રક્ષાના કારણે કોઈ મહાહિંસકનો વધ કદાચ જરૂરી બને તોપણ તે એવી ભાવના નીચે ને એવા સ્વરૂપમાં થાય કે હિંસક કે હિંસ્ય બેમાંથી એકેની ભાવનાને તે વિકૃત ન કરે.

જીવનના ત્રણ માર્ગઃ પરમ, સુન્દર અને સામાન્ય.

અંતરની પ્રેરણા પ્રમાણે ભાવનાઓ રચે, એ જ પ્રેરણા પ્રમાણે કાયાની પ્રવૃત્તિ કરે, વચનને સાચાં અને નિર્મળ રાખવા સતત પ્રયાસમાં રહે—સુન્દર જીવનનો એ પન્થ.

સંસારથી પહેલાં દૂર થાય, અંતરને વલોવી વલોવીને ભાવના નીતારે, એ ભાવના નિસર્ગની સાથે એકરસ થાયઃ ત્યાંસુધી નૈસર્ગિક રીતે અનિવાર્ય સિવાય કશી પ્રવૃત્તિ ન કરે; ને તેમ થયા પછી પરમ બનેલ ભાવનાનાં કંઈક બિન્દુઓ સૃષ્ટિને ચખાડે—પરમજીવનનો એ માર્ગ. તેને ન કશી ભાવના હોય–જળપાત્રનું જળ જેમ શોષાઈને સર્વમાં સમાઈ જાય; તેનું સર્વસ્વ આત્મામાં જ ભળી ગયું હોય; તેનું જીવન કેવળ પ્રાણમય રહે.

પણ ઇચ્છા હોય તોપણ આ માર્ગ દરેક જીવન માટે સંભવિત ન ગણાય. એટલે જેણે આવા જીવનને સાધ્યું હોય એના કેવળ પ્રતિબિંબ બની તેના જ આશ્રયે આગળ

# તારાનું આશ્વાસન

જેઠાલાલ ત્રિવેદી

[ વસંતતિલકા ]

નક્ષત્ર મંડળ વિષે દૃઢ સ્નેહ કેરું
ખેંચાણ છે અજબ, એ જરી થાય ઢીલું
ત્યારે ગણી પ્રણયની ક્ષતિ તારલા ત્યાં
આવે નીચે પ્રણયની નવપ્રાપ્તિ માટે.

એવી ભલા ધરતિ આ જડ કિન્તુ છે કે,
હ્યાં તેજ-પ્રેમ સહુનો જડ ભાસ માત્ર;
આવે ન હાથ અહિંયાં સ્થિર પ્રેમવારિ,
પુષ્પે પડયાં હિમકણો સમ એ જણાય.

તું તેજરૂપ પ્રણયી અહીં શ્યામ થાશે,
ને 'પથ્થરો' જગ તને ગણશે કઠોર;
તારો સરી ખરર નાદ કરી કહે છેઃ
"ના પ્રેમના બળ વિના નભમાં ટકાય;
"પૃથ્વી વિષે સમ દુઃખી પથરો તણાં હું
"વૃંદે વસી કરી શકું દુઃખ કૈંક ઓછું."

---

વધતાં જીવનને એવો પ્રકાશ મળે જે અશુદ્ધતાને ધીમે ધીમે ધોઈ નાંખી જીવનને સ્વતંત્ર –કેવળ પ્રાણમય જ બનાવે.

સુંદર કરતાં પરમ જીવન વિશુદ્ધ એ રીતે છે કે અંતઃકરણ આત્માના પ્રતિબિંબ સમાં તેજસ્વી નથી હોતાં. દરેક પર વિશુદ્ધ જ્ઞાનના અભાવરૂપ અવનવા પટ પથરાયા હોય છે –જે શુભ માર્ગને દાખવવામાં તેને અશક્ત કરી નાંખે. અંતઃકરણને વલોવવાનો પરમમાર્ગ અપનાવ્યે જ એ પટ દૂર થાય. ત્યાંસુધી તે સેવાને નામે અસેવા પણ કરી બેસે; પરમાર્થને નામે તે દુષ્ટોનું હથિયાર પણ થઈ બેસે.

સામાન્ય જીવનનો અર્થ સામાન્ય છે, એ જીવન પણ જગતમાં સામાન્ય છે. એને જન્મવું, જીવવું ને મરવું; લોક જતા દેખાય એ પન્થે જવું; કોઈ ઉશ્કેરે તો ઉશ્કેરાવું; હથિયાર બનાવે એના હથિયાર બનવું–એજ દિશા હોય છે. આવાં જીવનોને ભાવનાનું નિર્મળ સ્વરૂપ ન હોય; માટીએ ભર્યા પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ ન પડે એમ તેમને આત્માનો આછો અજવાશ પણ ન હોય. છતાં જેમ જળમાંથી માટી દૂર કરી શકાય એમ આવાં જીવન પણ પરમના આશ્રયે વિશુદ્ધતા સાધી શકે.

# તમે કૈં ના જાણો

सनातन

તમે કૈં ના જાણો
ઉરે ભાવોનાં જે પડઘમ બજ્યાં રાત-દિવસે
અને શીળાં સ્વપ્નો જીવનવનમાં કોકિલ સમાં
કૂજ્યાં લાખો ત્યારે,
અમારા આદર્શો ગગનચૂમતા, જોમનવલાં
નવાં હૈયાં તે દિ, બધુંય હતું તે દિન વહ્યે
હવે તો........
ગયાં ઊડી સ્વપ્નો, જીવનવન રેતાળ પટ શું
થયું સાદું-સીધું, ઊરમિ-લહરીએ નવ ચડે—
અમારા સિંધુયે.

ગયાં ભાગી સ્વપ્નો, ફીરચ રહી કો અંતર દમે
અને આદર્શોની રહી સહી હશે ખાખજ કદિ;
હતું જે તે દિ તે અણુ અણુ ભર્યું ચેતન ગયું
અને આવી ક્યાંથી હૃદય રુંધતી ક્રૂર જડતા
તમે કૈં ના જાણો.

ગયો છું કંટાળી તમ જગતથી,
નહિ જ્યાં રોવાનો સમય પણ પૂરો મળી શકે
અને રોવું એ તો જીવનધન સાચું જગમહીં;
હસાયે-એ ક્યાંથી ? રૂદન વમળે જ્યાં જગ બધું
રૂંધાતું-ખેંચાતું સમય ક્રૂરતા સાગર મહીં
તમે એ ના જાણો.

—o—

# જ્ઞાનયજ્ઞ

બાલચન્દ્ર મણીલાલ પારેખ

ગામને પાદર આમ્રકુંજ હતી. કુંજની મધ્યમાં એક વિશાળ ઘટાદાર આંબા નીચે, ચોતરા પર, થડને અઢેલી એક કિશોર વિચારમગ્ન બેઠો હતો.

નાની વય છતાં તેનું શરીર સશક્ત ને પુષ્ટ હતું. મુગ્ધાવસ્થાએ હજી ભાગ્યેજ વટાવી હશે, છતાં તેનામાં યૌવનસહજ જોમ ને ઉલ્લાસ ઊભરાતાં. તેના દેહના અણુએઅણુમાં અવિશ્રાન્ત થનગનાટ દ્રષ્ટિગોચર થતો. તેના કોમલ મુખ પર શૌર્ય અને નિશ્ચયના અંકાયાં હતાં. તેજસ્વી વિશાળ ભાલ પર તિક્ષ્ણ બુદ્ધિનું પ્રતિબિંબ પથરાતું.

છતાં આ બધા પર એક અદ્દષ્ટ છાયા ફરી વળી હતી.

ઊંડા વિચારપ્રવાહમાં કિશોર લીન બન્યો હતો. તેનાં વિકસતાં ગાત્રો પર અસ્વાભાવિક વિષાદ, થાક અને શિથિલતા તરવરતાં હતાં. તેના સુરેખ વદન પર નિરાશા વ્યાપી હતી. તેની આંખો અંતરમાં ઊંડે ઊંડે જડાઈ ગઈ હતી. શું ચિંતા હશે આ ઊગતા બાળને ?

આથમતા સૂર્યનાં કિરણો આમ્રશાખામાં થઈ ધીમે ધીમે કુંજમાં પ્રવેશ્યાં; અને કિશોરના મુખને અજવાળી રહ્યાં. વિચારસમાધિમાં ઢળેલું મુખ તેણે ઊંચું કર્યું. અને આસપાસ જોયું તો રેતીનું પાથરણ સુવર્ણ શું ચમકી રહ્યું હતું. નવાં આમ્રપત્રો, ઊંચે, તેજસ્વી અરુણરંગે ચમકતાં. ઉપર ઘટામાં કોયલ ટહુકતીઃ તેનો સુમધુર ઝંકાર નિરવ, સ્તબ્ધ વાતાવરણમાં જીવન્ત ગુંજન પ્રસરાવતો.

ક્ષિતિજને આરે થોડીક ક્ષણ વિરામતા ભાસ્કરના લાલચોળ પ્રકાશમાં કિશોરનું ગુલાબી મુખ અગ્નિશું ભભૂકી ઊઠ્યું. વિષાદની ઘેરી છાયા એકાએક તેના ચહેરા પરથી અદૃશ્ય થઈ, અને તેની જગ્યાએ અંતિમ નિશ્ચયનો ઉલ્લાસ પ્રગટ્યો. ખાલી હવામાં તેણે મુઠ્ઠી હલાવી, અને ગણગણી ઊઠ્યો, " બસ, એમજ ! "

જ્યારે તેણે ગામ પ્રતિ પગલાં માંડ્યાં ત્યારે ખેડૂતો આખા દિવસના અવિરત શ્રમ પછી ઘરભણી હળ હાંકી રહ્યા હતા. ગાયોનાં ધણ, ધૂળના ગોટેગોટા ઉડાવતાં, ચરોમાંથી પાછાં વળતાં હતાં; અને તેમની ઘંટડીઓનો મીઠો રણકાર વાતાવરણમાં આછો મનોરમ્ય પ્રતિઘોષ પ્રસરાવતો, ગામમાં દૂર દૂર વિલીન થતો હતો.

* * *

" મધુ, પછી તેં અહીં રહેવાની શી વ્યવસ્થા કરી ? " છાત્રાલયના એક ખંડમાં બે વિદ્યાર્થીઓ વાત કરી રહ્યા હતા તેમાંના એકે પૂછ્યું.

મધુએ કંઈ જવાબ ન આપ્યો. બેત્રણ મિનિટ સુધી બન્ને શાન્ત બેસી રહ્યા. પછી મધુએ કહ્યું, " કાંઈ નહિ. રજની ! "

રજનીએ મધુના મોં પર દૃષ્ટિ ઠેરવી. ઉપરના શબ્દો કહ્યા પછી તે શૂન્યચિત્તે નીચું મોં ઢાળી બેઠો હતો. તેના ચહેરા પર રજનીએ કદીએ નહિ જોયેલી ગાઢ નિરાશાની છાયા વ્યાપેલી નિહાળી. અને તે ચમક્યો, " મધુ, આમ કેમ ? "

" કંઈ નહિ."

"આમ જો મધુ," રજનીએ લાગણીભર્યા સ્વરે કહ્યું, "જરા સ્પષ્ટ તો કહે શું થયું છે. મને નહિ કહે તો કોને કહીશ? હું તો માનતો હતો કે તું ગામ છોડી શહેરની શાળામાં આવે, છે, એટલે ઓર આનંદમાં હોઈશ. તેને બદલે આમ શોકમગ્ન કેમ?"

"શું કહું? કશું સમજાતું નથી, રજની."

"મધુ, મધુ, આમ? એક વખત કહે તો ખરો કે વાત શી છે."

મધુએ ઊંચે જોયું, અને ગળું ખંખેરી, તુટતા સ્વરે કહ્યું, "તને ક્યાંથી ખબર હોય રજની! તું ઘરથી નીકળ્યો ત્યારે પહેલાં મેં તને કહ્યું હતું કે હું પણ છઠ્ઠા-સાતમા ધોરણ માટે અહીંજ આવીશ. તું તે સાચું માનતો હતો. પણ તને ખબર નહોતી કે બાપુએ તો મને આગળ ભણાવવાની ક્યારનીએ ના કહી દીધી હતી. રોજ હું વાત કાઢતો, પણ તેઓ ના જ કહેતા. આખરે, પરમ દિવસે મેં ફરી વાત છેડી, ઘણીઘણી આજીજીઓ કરી પણ બાપુને કોણ જાણે શું થયું કે હા ન કહી તે ન જ કહી. મેં બાને વિનવી, ભાઈને કહ્યું, પણ બાપુના નિશ્ચય આગળ તેઓ બધાંય લાચાર નીવડ્યાં. ગઈકાલે છેલ્લાં છેલ્લાંય મેં બાપુ આગળ આજ વાતની ફરી ચર્ચા કરી, પણ તેઓ મક્કમ જ રહ્યા. એકજ વસ્તુ તેઓ વારંવાર કહેતા, "જીવનવ્યવહારમાં ઉપયોગી શિક્ષણ તમને મળી ગયું છે. આગળ ભણીને જ્ઞાન પ્રાપ્ત કરવા કરતાં નિર્બળ અને પરાવલંબી થતાં તમે વધુ શીખશો. આપણો સાદો સંતોષી ખેતીનો ધંધો મૂકી તમે નોકરી શોધવા નીકળશો. મારે એ ન જોઈએ, તે કરતાં હું ઓછામાંજ સંતોષ માનીશ." રજની, મેં કેટકેટલી દલીલો કરી પણ બધી નિષ્ફળ નીવડી; કહ્યું, "બાપુ, તમારી વાત સાચી છે, પણ તેમાંય અપવાદો હશે. અને મને શ્રદ્ધા છે કે હું તેવા અપવાદરૂપ જ નીવડીશ." મારા આ શબ્દોની બાપુ પર કંઈક અસર થતી હોય તેવું મને લાગ્યું, અને ધીમે ધીમે તેઓ હા કહેવાની તૈયારીમાં હતા. પણ તેવામાં એકાએક કોઈ વાત યાદ આવી હોય તેમ તેમણે સખત થઈ કહ્યું, "એમાંનું કશું નથી બનવાનું. છતાંય માની લ્યો કે એ માનસવિકૃતિમાંથી તું બચી ગયો તો પણ બીજો એક એવો દુર્ગુણ છે, જેમાંથી તું ભાગ્યે જ મુક્ત રહી શકવાનો. મોટાભાઈનો દાખલો આપણી સામેજ છે. બીજી રીતે બચ્યા તો આમ ફસાયા. જુએ છે ને કેટલા ઉડાઉ થઈ ગયા છે! એક વાર મેં ભૂલ કરી, બીજી વાર તેમ કરું તો મારા કર્તવ્યથી ચ્યુત થાઉં. અને તને તો ખેતીનો આટલો શોખ છે; તું ધારે તો તેને ખુબ વિકસાવી શકે. ચોક્કસ માનજે કે સાચા કૃષિકાર જેવું કલ્યાણક બીજું એકે જીવન નથી." રજની મેં ફરી ફરી વિનવ્યા ત્યારે અન્તે તેમણે આટલું જ કહ્યું, "જો, મધુ, મારી કર્તવ્યભાવના મારી પાસે સ્પષ્ટ ના ભણાવે છે; તારી મરજી ફાવે તે કર. ભણવા માટે હું તને એક પાઈ નહિ આપું."

... ... ... ... ...

મધુના પિતા કૃષ્ણરાય ગામના આદર્શ કૃષિકાર હતા. જ્ઞાતે બ્રાહ્મણ છતાં બાપદાદાના સમયથી તેમનો કૌટુંબિક ધંધો ખેતીનો હતો. કૃષ્ણરાયે ત્રીસ વર્ષ પહેલાં મેટ્રીક પાસ કરી હતી. તે સમયે મેટ્રીક્યુલેશનનું સ્થાન બહુ ઊંચું લેખાતું. મેટ્રીક પાસ થયા પછી કૃષ્ણરાયને પાસેના શહેરમાં સહેલાઈથી આસિસ્ટન્ટ સ્કુલ-માસ્તર તરીકેની જગ્યા મળી. તેમના પિતા ત્યારે હયાત હતા અને ખેતી સાચવતા. દૂરથી મેઘધનુષ્ય શા આકર્ષક શિક્ષણક્ષેત્રમાં

કૃષ્ણરાયે નોકરી તો લીધી, પરંતુ ભાગ્યે જ બે વર્ષ વીત્યાં હશે તેટલામાં તેમને નોકરી પ્રત્યે ઘૃણા ઉપજી. તેમણે નોકરીની અધમતા પિછાણી. ચારે તરફ જોયું તો અનેક નાના મોટા પ્રપંચો રચાઈ રહ્યા હતા. સાધુતાના પડદા નીચે તેમણે અનેક ક્ષુદ્ર દંભો સેવાતા નિહાળ્યા. માનવીનું સ્વત્વ અને માનવતા હરાતાં નીરખ્યાં. ને નોકરી પ્રત્યે તેમને કારમો તિરસ્કાર ઉપજ્યો. બધાના વિસ્મય વચ્ચે રાજીનામું આપી તેઓ છૂટ થયા. ત્યારથી ખેતીને તેમણે જીવનવ્યવસાય બનાવ્યો. પિતા જીવ્યા ત્યાંસુધી તેમની પાસે રહી તાલીમ લીધી. પિતાના અનુભવનો એ રીતે તેમને વારસો મળ્યો. બુદ્ધિબળે તેને વિકસાવ્યો ને સમૃદ્ધ બનાવ્યો. જીવનનાં અમૂલ્ય વર્ષોનો રસ નીચોવી ખેતીમાં તેમણે પ્રાણ પૂર્યો. ખેડૂત શ્રીમંત ન બની શકે તે ન્યાયે તેઓ શ્રીમંત તો નહોતા. છતાં આખા ગામમાં તેમના જેવું સુખી અને સાથે સન્માનિત બીજું એકેય કુટુંબ ન હતું.

કૃષ્ણરાય માત્ર આદર્શ કૃષિકારજ નહોતા. તેઓ બ્રહ્મવર્ચસ્વી બ્રાહ્મણ પણ હતા. પિતા તરફથી તેમને ધર્મ અને સંસ્કારિતાનો વારસો મળ્યો હતો. તેઓ હમેશાં ધર્મભાવનામાં ઓતપ્રોત રહેતા. તેઓ નિરંતર ત્રણ સમય સંધ્યા કરતા, તે ઉપરાંત અન્ય અનુષ્ઠાનો પણ આચરતા. તેમના વિષયમાં અનુષ્ઠાનો ભાવનાવિહીન, શુષ્ક, અને પોતામાંજ અંતરૂપ નહતાં; પણ એવા દ્વારરૂપ હતાં, જેમાંથી તેઓ પરમાત્માનું સીધું દર્શન સાધી શકતા. બીજાઓના વિષયમાં મૂળ ભાવથી વંચિત થતાં નિરસ બનેલાં ક્રિયા–અનુષ્ઠાનો તેમની નિર્મળ ભાવનાએ ભર્યાં જીવન્ત ભાસતાં. તેમનું સકળ જીવન આધ્યાત્મિક કર્મયોગના પ્રતિક સમું હતું.

કૃષ્ણરાયને ત્રણ સંતાનો હતાં: બે પુત્ર એક પુત્રી. પુત્રી સુલોચનાને અમદાવાદ રહેતા એક આદર્શ યુવક વેરે પરણાવી હતી. ચન્દ્રવદન પોતાની પાસે જ રહેતો. તેણે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો પરન્તુ બ્રિટિશ શાસનતળેના શિક્ષણના નિર્માલ્યતા અને પરાશ્રયિતા, એ બે મોટા દોષોમાંથી તે જો કે બચી ગયો હતો, છતાં ત્રીજી વિકૃતિમાંથી તે છટકી શકયો નહોતો. મોજશોખ પાછળ તે અત્યંત ખર્ચ કરતો. પિતા ઘણું સમજાવતા, પરન્તુ ઉંમર-લાયક હોઈ તેના પર ખાસ દબાણ કરતા નહિ.

તેણે, પિતાની પેઠે, ખેતીને જ પોતાનું જીવન બનાવ્યું હતું. પિતા–પુત્રે સંયુક્ત ઉદ્યમ અને ઉત્સાહથી ખેતીને સુંદર ખીલવી. ચન્દ્રવદન શરીરે મજબૂત બાંધાનો, ઊંચો, પડછંદ, ને પહેલવાન જેવો હતો. બુદ્ધિ પણ તેને સારા પ્રમાણમાં મળી હતી, એટલે પછી તે એકલો પણ ખેતીનો સમગ્ર ભાર વહવા સમર્થ હતો. તે વાતે કૃષ્ણરાય સંતોષ અને કૃતકૃત્યતા અનુભવતા; પરંતુ બીજી બાજુ તેમનું મન દુભાતું. ચન્દ્રવદન અત્યંત ખર્ચાળ હતો. ગામડામાં તો શું, શહેરમાં પણ પોસાઈ શકે તે કરતાં તેનો હાથ વધારે છૂટો હતો. ખેતીનો ધંધો રહ્યો એટલે પિતા સામાન્યતઃ ગજિયાનાં કપડાં પહેરતા. ત્યારે ચન્દ્રવદનને પાંચ પાંચ રૂપિયે જોટાનાં ધોતિયાં જોઈતાં. આટલું ઉડાઉપણું છતાં. તેનું નૈતિક જીવન વિશુદ્ધ હતું. અને જેમ જેમ વર્ષો વીતતાં ગયાં, તેમ તેમ પિતાની સમજાવટ, સ્વાનુભવ, અને પ્રવૃત્તિના સંયોગોને લઈ તેનું ખર્ચાળપણું જો કે ઉત્તરોત્તર ઓછું થતું ગયું, છતાં પણ અંગ્રેજી શિક્ષણમાંથી ઉદ્દભવેલી આ વિકૃત મનોદશા, મોળી પડતાં પડતાંય, આવા શિક્ષણ પ્રત્યેના સખત અણગમાની એક દૃઢ છાપ કૃષ્ણરાયના મન પર મૂકતી ગઈ.

કૃષ્ણરાયના બીજા પુત્ર મધુસૂદને હજી હમણાંજ અંગ્રેજી પાંચમું ધોરણ પસાર કર્યું હતું. વધારે અભ્યાસની ગામમાં સગવડતા નહોતી, તેથી બાકીનાં બે ધોરણ, દસ માઈલ પર આવેલા શહેરમાં જઈ પૂરાં કરવાં તેવી મધુની ઇચ્છા હતી. ખર્ચનો ખાસ પ્રશ્ન નહોતો. તેણે પિતા સમીપ પોતાની અભિલાષા વ્યક્ત કરી. અત્યારસુધી મધુમાં એવો એક પણ દોષ નહોતો પ્રવેશ્યો કે જે પિતાની રજા મેળવવામાં નડતરરૂપ થાય. પરંતુ કૃષ્ણરાયે અંગ્રેજી કેળવણીનું સ્વરૂપ જોયું હતું; શિક્ષિતોમાં ઘર કરી બેઠેલી વિકૃતિઓ નિહાળી હતી; પોતાના મોટા પુત્રમાં તેના અંકુર અવલોકયા હતા;–તેની અસર તેમના મગજમાંથી હજી નાબૂદ નહોતી થઈ. અને મધુને તેમણે સ્પષ્ટ ના સુણાવી.

એક પળ મધુને પિતા પર ગુસ્સો આવ્યો: બીજી ક્ષણે પિતાની પુનિત પ્રતિમા તેની મનઃસૃષ્ટિમાં ખડી થઈ અને તત્કાળ તેનો ગુસ્સો ઊતરી ગયો. પિતાની વાત ખોટી નહોતી. પોતામાંય તેવાં પરિણામ નહિ ઉદ્ભવે તેની તેમને—અરે પોતાને જ શી ખાતરી હતી? પણ તે જ ક્ષણે અંતરમાંથી સંદેહને હરતો, પ્રતીતિનો નાદ સંભળાયો...પણ એ હૃદયનો અવાજ બીજા કોને ખાતરી આપી શકે?

અનિશ્ચિત દશામાં તેણે રજાઓ પસાર કરી. ત્રણ જ દિવસ બાકી રહ્યા ત્યારે તેણે ફરી પિતા સમક્ષ વાત ઉપાડી, પણ પિતાએ નમતું નજ આપ્યું.

બીજે દિવસ થયો. મધુને કશું સૂઝતું નહોતું. નિરાશાએ એને ઘેરી લીધો હતો. સાંજને સમયે તે ગામને પાદર આમ્રકુંજ તરફ ચાલ્યો. ત્યાં તેણે હતાશાની પરાકાષ્ઠામાં પોતાના બાલજીવનનું આ મહાભારત ઉકેલ્યું. પિતાના વલણ તરફ તેને કંઈ કહેવાપણું ન હતું. જે વાતાવરણમાં રહી વિદ્યાર્થીઓ ઉક્ત દોષોના ભોગ થતા તે વાતાવરણ અને તેના યોજકો પ્રત્યે તેને ઘૃણા અને ક્રોધ ઉપજ્યાં. પણ તેથી કાંઈ વિદ્યાભ્યાસ મૂકી દેવાય? ભણવાનો બીજો કોઈ માર્ગ નહોતો. ભણવું તો ખરું—અને તે પણ તે વાતાવરણમાં રહીને, છતાં તેને પરાસ્ત કરીને. પણ ત્યાં તો બીજો પ્રશ્ન થયો: ભણવાની ફી, પુસ્તકો ઈત્યાદિ ક્યાંથી લાવવાં? રહેવા, જમવાનો પ્રબંધ કેમ કરવો? પિતા તો એક પાઈ પણ આપવા તૈયાર નહોતા. શહેરમાં મામાને ત્યાં રહી ભણવું? ના .....ત્યારે કરવું શું?

અને જ્યારે સૂર્યદેવ અસ્તાચળ પર ડૂબી જવાની તૈયારીમાં હતા ત્યારે એ છેલ્લા ઓસરતા પ્રકાશમાં તેણે એક ઉતાવળો નિર્ધાર કરી લીધો. બીજું કાંઈ નહિ; બીજે દિવસ ગામમાંથી નીકળવું અને શહેરમાં જઈ ગમે તે પ્રકારે નિર્વાહ કરતાં કરતાં ભણવું. પરંતુ આ નિશ્ચય તો આદર્શવાદીને છાજે તેવો હતો. પ્રત્યક્ષ આશા એકે ય નહોતી. માત્ર એક ઝીણી રેખા તેના મગજમાં રમતી હતી. પોતાનો મિત્ર રજની પણ છઠ્ઠા ધોરણ માટે ત્યાંજ ગયો હતો. તેના સહકારે કંઈક માર્ગ નીકળી શકશે.

બીજે દિવસે એક ઝોળીમાં બે જોડ કપડાં, પુસ્તકો, ઈત્યાદિ ભરી તેણે શહેરનો રસ્તો લીધો. કૃષ્ણરાયને થયું કે બે દિવસમાં કંટાળીને પાછો આવશે. પાછો નહિ આવે તો તે શહેરમાં રહેતા તેના મામાને ત્યાંજ રહી ભણશે. આમ ભણવાની પોતાની તીવ્ર અનિચ્છા છતાં મધુ તે માર્ગ આખરે લે–તે પ્રત્યે ક્રોધ કરતાં તેમણે ઉપેક્ષા દર્શાવી. મધુ પ્રત્યે તેના મામાને અત્યંત સ્નેહ હતો તેથી કુટુંબીજનોને, મધુ શહેરમાં ગયા પછી પાછો ન આવે તોય ખાસ ચિંતાનું કારણ ન હતું.

શહેરમાં પહોંચી મધુ સીધો છાત્રાલયમાં ગયો. રજની બે દિવસ પહેલાંજ અહિં આવ્યો હતો. મધુએ તેને કહ્યું હતું કે પોતે મામાને ત્યાં જવાનો હોવાથી નિશાળ ઉઘડવાને આગલે દિવસેજ ત્યાં આવશે. રજનીએ પ્રતિક્ષા કરી હતી, પણ તે મામાને ત્યાં ગયા પછી મળવા ખાતર આવશે એ રીતે. તેના હાથમાં ઝોળી જોઇ રજનીએ સાશ્ચર્ય પૂછ્યું, "મધુ ક્યારે આવ્યો ?"

"હમણાંજ ચાલ્યો આવું છું."

"ઠીક, ચાલ ત્યારે..." કહી રજની તેને પોતાના ખંડમાં લઈ ગયો. અને તરત જ બંને બાલમિત્રો નવા અભ્યાસક્રમની વાતોએ વળગ્યા.

છેવટે રજનીએ કહ્યું, "મામાને ત્યાં, ત્યારે, તું નથી જવાનો મધુ ?"

"ના."

"ત્યારે બોર્ડિંગમાં રહેવાનું રાખ્યું ?"

"તે પણ નહિ. બાપુએ કશી ગોઠવણ કરી નથી."

"ત્યારે, મધુ, પછી તેં રહેવાની શી વ્યવસ્થા કરી ?"

ને મધુએ તેને પોતાની ઉકત પરિસ્થિતિ સમજાવી.

આખરે રજનીએ પૂછ્યું, "મામાને ત્યાં નહિજ જાય મધુ? મામાને તારા પર કેટલું હેત છે તે તો તું જાણે છે. તેમને ત્યાં જવામાં વિચાર કરવાની જરૂર ન હોય."

"રજની!" ગૌરવથી ઓપતા વદને મધુએ ઉચ્ચાર્યું, "વાત સાચી છે, પણ બાપુએ કે બાએ મામાને કહ્યું નથી ને આમ એકાએક હું કેમ જાઉં? બીજો પ્રસંગ હોત તો હું કોઇને પૂછ્યા વગર સીધો મામાને ત્યાંજ જાત...પણ આ વખતે નહિ. બાપુથી હું દૂર ધકેલાયો છું તેવે વખતે ઘરથી તિરસ્કૃત થઈ હું મામાને ત્યાં કયા મોઢે જાઉં?"

"ત્યારે, શું કરીશ?"

"કાંઈ નહિ"......નિરાશાનું એક ઘેરું વાદળ મધુ પર ફરી વળ્યું.

નિરવ શાંતિમાં થોડીક ક્ષણો વ્યતીત થઈ. રજની મનમાં કંઈક ગણગણતો હતો. એકાએક તેણે એક હાથનાં આંગળાં બીજા હાથનાં આંગળાં સાથે ભરાવ્યાં, અને આંગળીઓ આમળતાં બોલી ઊઠ્યો, "આહ, મધુ, હું તને કશી મદદ નહિ કરી શકું? બાપુ વીસ રૂપિયાથી વધારે નથી આપવાના, ને સોળ તો સ્કુલ-બોર્ડિંગની ફીમાંજ ચાલ્યા જાય છે... શું કરું? ઓહ!" અને તેણે આર્તભાવે, દયામણી આંખે, બારીમાંથી દેખાતા સ્વચ્છ આકાશ તરફ જોયું; અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના ઉચ્ચારતો હોય તેમ તેના મુખમાંથી શબ્દો સરી પડ્યા, 'ઓ, પ્રભુ!......'

"જો રજની!" ટટ્ટાર બની, નિશ્ચયાત્મક અવાજે મધુએ કહ્યું, "હું તારી પાસે કંઇ લેવાની આશાએ નથી આવ્યો. ને તું મદદ કરી શકે તેવી સ્થિતિમાં હોય તો પણ તારી પાસેથી હું કશું સ્વીકારી શકું નહિ. સીધો તારી પાસેજ ચાલ્યો આવ્યો તે એટલા માટે કે તું મને કંઈક માર્ગ-દર્શક થઈ પડે."

"કશોજ માર્ગ મને તો દેખાતો નથી." નિરાશ વદને રજનીએ કહ્યું.

મધુએ કશું કહ્યું નહિ; નીચું માથું ટાળી ઊંડી વિચાર સમાધીમાં તે લીન થઈ ગયો. વિચારોની અનેક પરંપરાઓ આવી અને ચાલી ગઈ. કોઇક કોઇક આશાના તેજે ચમકતી, પણ બીજી ક્ષણે નિરાશાનાં વાદળ દોડી આવી તેને ઘેરી લેતાં. બીજી બધી આષાઢની અંધારી રાતે ઘનઘોર આકાશ જેવી તિમિરમય હતી.

નિઃસ્તબ્ધ વાતાવરણમાં, હતાશામાં નમેલા મધુના મુખ તરફ રજની અશ્રુભીનાં નયને જોઈ રહ્યો હતો. તેને સર્વત્ર અંધકાર પ્રસરતો ભાસ્યો, અને એ અન્ધકારમાં તે તથા મધુ ધીમે ધીમે લુપ્ત થઈ જતા હોય તેવું તેને લાગ્યું. એકાએક તેણે, વર્ષાઋતુની મેઘલી રાતે વાદળાંના નિબિડાવરણને ભેદી વીજળી ચમકે તેમ મધુના નયનમાં આશાની જ્યોત ઝબૂકતી નિહાળી.

"રજની, એક વિચાર આવે છે," મધુએ ધીમેથી પણ આશાત્મક અવાજે કહ્યું, "મુખ્ય વાંધો છે રહેવાખાવાનો. સ્કુલની ફી તો માફ કરાવી શકાય. હેડ-માસ્તર, કહે છે કે, બહુ ભલા છે, એથી ખાસ વાંધો નહિ આવે. અને જમવાનું...રજની, મને કહેતાં દુઃખ થાય છે, પણ શું કરું, બીજો ઉપાય જ નથી. મંદિરના અન્નક્ષેત્રમાં જઈ જમી આવવું."

શહેર ઘણું મોટું ન હતું, પણ તે એક મહાન્ તીર્થક્ષેત્ર હતું. દેશદેશના જાત્રાળુઓ ત્યાં યાત્રાએ આવતા. યાત્રાધામને લઈને જ એ નાનકડું ગામડું મટી પચીસ હજારની વસતી વાળું સુંદર શહેર બન્યું હતું. મુખ્ય મંદિરના સંચાલનમાં અન્નક્ષેત્ર વિભાગનો પણ સમાવેશ થતો. મધુ નાનપણથી મંદિરના અન્નક્ષેત્રથી પરિચિત હતો. પરંતુ આ પ્રસંગે, આવી અણધારી રીતે, તેના મુખે તે નામ સાંભળી રજની ચોંકી ઊઠ્યો. "શું કહે છે, મધુ?" તેના મુખમાંથી સહસા ઉદ્ગાર સરી પડ્યા.

"સાચું જ કહું છું. તે સિવાય બીજો માર્ગ નથી. બીજી પરિસ્થિતિમાં ગમે તેમ થાય તો પણ હું અન્નક્ષેત્રમાં ન જાઉં, પણ આવા પ્રતિકૂળ સંયોગોમાં સહાયરૂપ થતું હોય તે. પ્રભુને નામે અપાતા એ દાનનો નિઃસ્વાર્થ વિદ્યોપાસના ખાતર ઉપયોગ કરવામાં હું કશી શરમ જોતો નથી."

રજની મધુની આ વાત સાંભળીને અવાક્ બની ગયો. પણ તેને એક બીજો પ્રશ્ન ઉદ્ભવ્યો: "એ રીતે તો તું બપોરે જમી શકીશ, પણ સાંજની મુશ્કેલી કેમ ટાળીશ?"

"સાંજે કાંઈ નહિ; એક વખત બરોબર ખાધું હશે તો ચાલશે." મધુએ તરત જ જવાબ આપ્યો.

રજની દિગ્મૂઢ બનીને જોઈ રહ્યો: 'વિદ્યાભ્યાસનાં બે વર્ષ દરમ્યાન આ ઊગતો કિશોર શું એકજ ટંક જમીને ચલાવશે?'

"પણ," મધુએ આગળ ચલાવ્યું "રહેવાનું કેમ કરશું?"

રજની થોડીક વાર મૌન રહ્યો. તેણે ખૂબ વિચાર કર્યો, અને જાણે અન્તે કોઈ પૂર્વે કરેલી વિસ્મૃત વાત યાદ આવી હોય તેમ બોલ્યો, "હું અહીં આવ્યો તે જ દિવસે મારાં એક દૂરનાં વિધવા કાકી અહીં રહે છે તેમને અમસ્થો મળવા ગયેલો. વાતવાતમાં તેમણે તેમની આઠ વર્ષની દીકરી કુસુમનો ઉલ્લેખ કરી કહ્યું, "રજનીભાઈ, મારી કુસુમ ભણવામાં બરાબર ધ્યાન નથી આપતી. કોઈ સારો શિક્ષક મારે જોઈએ છે. ખંતથી શીખવી શકે એવા કોઈને તમે જાણતા હો તો મને કહેજો." મધુ, તું એને શીખવીશ? ગુજરાતી બીજી ચોપડી ભણે છે."

"ઘણીજ ખુશીથી" મધુએ ઉત્તર આપ્યો.

"મારી કાકી કુસુમના ભણવા પાછળ ખૂબ લક્ષ આપે છે, પણ તેઓ પૈસાદાર

# પિતાને

લેખક : મહેંદ્રકુમાર મો. દેસાઈ

[ પૃથ્વીછંદ ]

ગયા, ગગનને મહા ગહન ઘોર ધ્વાન્તે મઢી
પિતા, નવ લહું હવે પરમ તેજસ્ફુલ્લિંગને.

નથી હું કવિ કે વીણી સુમન સૌ પ્રસંગો તણાં
મનોહર કિરીટ સુંદર પિતા, અનેરો રચી,
કલાત્મકમનોજ્ઞતા—ક વ ન માં ઊ તા રૂં ત ને.
વળી ન હું ચિત્રકાર, લઇ રંગ સોહામણા,
કઈ રીત પછી રચું અમર ફલકના ચિત્રને?
ધર્યું ન કદિ મેં કરે વિપળ એક એ ટાંકણું,
ઘડી કયમ શકું પિતા, સ્મિતસુહાસિની મૂર્તિને!
અવશ, કયમ શૈલમાં પરમ પ્રાણને પૂરવા?

ઘણાં સતત માણિયાં સુખઉમંગ સાન્નિધ્યમાં,
પરંતુ અદકો લહું સ્મરણભૂત આનંદને.
રચું ન પ્રતિમા અસીમ જગની નિરાળી ચખે
પરંતુ સ્મૃતિએ સદા થઈ વિભૂતિ જ અંકિતા.



---

નથી, એટલે તને મહિને બે રૂપિયાથી વધારે તો નહિ આપી શકે. પણ તે ઉપરાંત, તેમના ઘરનો ઉપલો માળ ખાલી પડ્યો રહે છે ત્યાં તને રહેવાની સગવડ, મારી કાકીને કહી, કરાવી આપીશ. બોલ, ફાવશે?"

"જરૂર."

"ત્યારે હું આજેજ કાકીને મળીશ...પણ આપણે એક અગત્યની વાત વીસરી ગયા. મામા, આ બધું જાણશે તો?"

"ગાંડો રે ગાંડો!" મધુએ હસીને કહ્યું, "મામાને ખબર શું કામ પડવી જોઇએ? એક તો ગામ બહાર રહે છે; વળી હું તેમને મળવા કદી જવાનો નહિ. છતાંય અચાનક ભેટો થઈ જશે તો કહેવાનું કે બાપુએ મારે માટે બોર્ડિંગમાં રહેવાની વ્યવસ્થા કરી છે. મામાય બિચારાં ભલા માણસ છે, એમને મનાવતાં કેટલી વાર!" [ અપૂર્ણ ]

# દામ્પત્ય જીવનનું જીવંત ઝરણું

લેખક: રાજરત્ન વાસુદેવ વિનાયક જોષી
બી. એ., એલએલ. બી., વડોદરા

[ ગતાંક પૃ. ૨૭૫ થી ચાલુ ]

**મોટા** કુટુંબમાં યુવાન સ્ત્રીપુરુષો છૂટથી હરીફરી શકતાં નહિ. એટલે વડીલોની મર્યાદા પાળવાના ઘણા કડક નિયમો અમલમાં આવ્યા. તિથિ, વાર, નક્ષત્ર, મુહૂર્ત વગેરેની ચાળણીમાંથી ચળાઈ જેમ બને તેમ ઓછા દિવસ સ્ત્રીપુરુષના મિલન માટે રહે એવી આચારની શિસ્ત નિર્માણ કરવામાં આવી. ટૂંકમાં આપણે જાતીયજીવનની બાબતમાં એટલી બધી ગૂંગળામણ પેદા કરી છે કે લગ્નસંસ્થામાં તેની આવશ્યકતા છે એ વાત સિદ્ધ કરવાની જરૂર ઊભી થઈ છે. લગ્નસંસ્થા તરફ આપણે એવી બેપરવા રીતે જોઈએ છીએ કે વિષયવાસનાની ભૂખ શમાવવાની ઈચ્છા રાખવી એ પણ આપણને મોટું પાપ લાગે છે. આપણી આ વિકૃત મનોવૃત્તિને લીધે જ લગ્નસંસ્થા તરફ આપણે નિરાશાથી જોઈએ છીએ, એટલું જ નહિ પણ અસહ્ય, નાદુરસ્ત છાપરા નીચેથી નીકળતા દુઃખી જીવોના નિરાશાભર્યા સુસકારા પણ આપણે મૂગામૂગા સાંભળી રહીએ છીએ.

આજની કોર્ટ-કચેરીઓમાં ચાલતો હિન્દુ કાયદો કહે છે કે નપુંસકને પરણવા પ્રતિબંધ નથી. તેની સાથે થયેલ લગ્ન રદ થઈ શકતું નથી, પછી ભલે બીજી વ્યક્તિના જીવનમાં આગ મૂકાય. અને એને પણ ન્યાય્ય માનનારાનો આજે ટોટો નથી. લગ્નથી જાતીયભૂખ સંતોષવાની ઈચ્છા રાખવામાં તેઓ માનતા નથી.

યુવાન સ્ત્રીપુરુષો તીવ્ર જાતીયભૂખનો ભોગ બનતાં હોય છે, પણ વડીલોની શિસ્ત અને જગતની મર્યાદાના કૂંડાળામાં, કોઇ અંધારે ખૂણે મળતાં પરિણિત યુગલો વધારે પડતી શરમ, પાપની ખોટી બ્હીક, અને જાતીયજીવનના ઘોર અજ્ઞાનથી ભરેલાં હોય છે. જાતીયજીવનના બધા વ્યવહાર પાપમય છે, એ વ્યવહાર જગતની, વડીલોની નજર બહાર, ઘરના કે એકાંતના અંધારે ખૂણે જ થઈ શકે એવી ભાવનાથી પીડાતાં યુગલો પરસ્પરની સામે આંખ ઊઠાવીને જોઈ શકતાં પણ નથી; પછી તેમનામાં જાતીય આકર્ષણની આપ-લે કરવાની હિંમત જ ક્યાંથી હોય !

તરસ્યાને ઉકળતું પાણી આપતાં તેની સ્થિતિ થાય તેવી જ સ્થિતિ જાતીયજીવન ભોગવવા આતુર થયેલાં પ્રૌઢ યુગ્મોને જાતીય સંબંધ ભોગવવામાં નિરાશ થતાં થાય છે. ઉકળતું પાણી ટાઢું થતાં સુધી માનવી રાહ જોઈ શકે છે, પણ પહેલેથી જ વિષયસુખથી વંચિત રહેલાં યુગ્મો ફરી મોકળા મને સહાનુભૂતિથી એકત્ર થઈ શકતાં નથી, અને થાય છે તો નિકૃષ્ટ પ્રકારની પાશવીવૃત્તિ સંતોષવા પૂરતાં જ. "પત્નીમાં 'રોમાન્સ' નથી," "પતિમાં લેશ પણ માણસાઈ નથી," એવા ઉદ્‌ગારો તરુણ સ્ત્રીપુરુષો કાઢતાં હોય છે તેમાં પણ જાતીય અસંતોષનો અનલ જ પ્રજ્વલતો હોય છે. પત્નીની વિષયપરાઙ્‌મુખતા, પતિની સ્વૈર પશુવૃત્તિ અને વિષયસેવન વિષે બન્નેનું સરખું અજ્ઞાન, એ જ તત્ત્વો મુખ્યત્વે એવા ઉદ્‌ગારના મૂળમાં રહેલાં હોય છે. આવાં અસંતોષની આગમાં જળતાં પતિપત્ની સંસાર

માંડે, જગતની દૃષ્ટિએ તેમનો સંસાર અને તે આદર્શ જેવાં દેખાય; પરંતુ આ અસંતોષનો બન્નેના જીવન પર કાયમી પ્રત્યાઘાત થાય છે, એ વાત તરફ કોઈનું ધ્યાન ખેંચાતું નથી.

પરસ્પર તરફ સ્નેહ ને આકર્ષણ વધવાને બદલે પરસ્પરમાં બેદિલી ઉત્પન્ન થાય, જાતીય સંબંધ એ અનિવાર્ય અનિષ્ટ અને કોઈવાર બળાત્કાર જેવું સ્વરૂપ ધારણ કરે, પત્ની દેવ દર્શન, ઘરજંજાળ ને છોકરાંમાંથી ઊંચી ન આવે અને પતિ નોકરીધંધાની ધમાલ, મિત્રો ને કલબની જાળમાં ફસાયલો રહે–એવું બહારથી યશસ્વી લાગતું દંપતીજીવન ઉભયને કેટલું આકર્ષક લાગતું હશે ? અને જાતીયભૂખ જ્યારે સાચા સ્વરૂપમાં જાગી ઊઠે અને ભૂખ્યું માનવી આમતેમ નજર નાખે તેવે વખતે કોઈ બીજી કે કોઈ બીજો એમના જીવનમાં ફાચરરૂપ ન બને, તો જ આશ્ચર્ય ! જાતીય અસંતોષ વૈખરીમાં ઉતારી શકાતો નથી એટલે બીજા બહાનાં સ્ત્રીપુરુષે શોધી કાઢેલ છે અને તેથી જ તેમનાં દુઃખ ક્ષુલ્લક કારણમાંથી ઉત્પન્ન થયાં છે એમ માનવું યોગ્ય નથી.

જ્યાં જાતીયભૂખ સંતોષાય છે ત્યાં આસક્તિ જન્મે છે. ને પછી પ્રિયપાત્રના હજારો દોષ ઢંકાઈ જાય છે. પરંતુ એથી ઉલટું, જ્યાં એ ભૂખ સંતોષાતી નથી ત્યાં તિરસ્કાર ઉદ્‌ભવે છે ને નજીવાં કારણો મળતાં આડકતરી રીતે હૈયાની આગ ઓકી કાઢે છે. ઘડીઘડીમાં છટકી જતી પતિદેવના મિજાજની કમાન, વાસણોની ભાંગફોડ અને ચઢેલું મોઢું, એ અસંતોષી જીવનનાં જ લક્ષણો છે. વિષયવાસના નરભક્ષક માનવ જેવી છે. તૃપ્તિ આપનાર વ્યક્તિને માથે ચડાવી નાચે તો અતૃપ્ત રાખનારને ફાડી ખાય જેમના જીવનમાં જાતીય અસંતોષ નથી તે યુગલો પરસ્પર પર આસક્ત હોય છે; પરન્તુ જેમનામાં વાસના ઉપવાસી પડી હોય છે. તેમના મનમાં પરસ્પર માટે ધિક્કારની વૃત્તિ જન્મે છે. સ્વભાવની વિસંગતતા, સારીખરાબ ટેવો, શારીરિક ખોડો, આર્થિક અને સામાજિક હીન પરિસ્થિતિ—એ છે પરિણિત જીવનના રસ-કટોરામાં વિષ ઢાળવતાં તત્ત્વો. પરંતુ એમાં સૌથી હલાહલ ઉમેરનાર તો એકજ તત્ત્વ—વૈષયિક નિરાશા.

જળાશયમાં જીવતાં પાણી હોય ત્યાંસુધી જ તેનાં પાણી સ્વચ્છ ને નિરોગી. આજુ-બાજુના કાંઠાઓ પરથી તે જળાશયમાં ગંદકી ઘસડાઈ આવે છે, જળાશયના તળિયે કાદવ જામે છે, તેમાં ઝેરી વનસ્પતિ ઊગે છે છતાંય ત્યાંસુધી એમાંનાં પાણી જીવતાં હોય છે ત્યાંસુધી એ સ્વચ્છ અને નિરોગી રહે છે. માનવમાત્ર આપત્તિ અને નિરાશાનો ભોગ બનેલો હોય છે. માનવજીવનમાં પ્રત્યેક પળે માણસને પરિસ્થિતિના પ્રહારો સહન કરવા પડે છે અને એ આપત્તિ અને નિરાશા પરિણિત જીવનને પણ સ્પર્શ્યા વિના ભાગ્યે જ રહે છે.

પતિપત્નીની ગેરસમજ ઉપરાંત આજુબાજુના જગતના નીચ વ્યવહારોની બદબો પરિણિત જીવનમાં અવિરત રીતે સિંચાયે જાય છે, પરસ્પર તરફની અશ્રદ્ધાથી હૃદયના તળિયે કાદવ જામે છે અને તેમાંથી ધિક્કારના અંકુર ફૂટયા કરે છે; પરન્તુ આ સર્વ આપત્તિનો અંત લાવવનું સામર્થ્ય દામ્પત્ય જીવનના જીવંત ઝરામાં છે. એ ઝરાએ ડોળાયલાં મન સ્વચ્છ કર્યાં છે, ગેરસમજનો અંત આણ્યો છે અને માનવ માટે એણે દામ્પત્ય જીવનમાં આરામ અને આલ્હાદ સર્જાવ્યાં છે. જાતીયભૂખની સંપૂર્ણ તૃપ્તિ એજ દામ્પત્ય જીવનનું જીવંત ઝરણું. એની તીવ્ર જરૂરિયાત માનવની નસેનસમાં વહે છે અને આ "નૈસર્ગિક જરૂરિયાત" પર લગ્નસંસ્થાનું ચણતર હોઈ તેની શક્ય સાચવણી જેટલી કરીએ તેટલી ઓછી છે. (સંપૂર્ણ)

**પ્રભા**

વશિષ્ઠ ઋષિની પત્ની અરુન્ધતિએ એક સુંદર રાત્રે પતિને પૂછયું, "દેવ, આ ચાંદની સમું નિર્મળ તપ કોઈનું હશે ખરૂં?"

"વિશ્વ મિત્રનું," ઋષિએ હસીને ઉત્તર દીધો.

વિશ્વામિત્ર વશિષ્ટના પ્રતિસ્પર્ધિ ઋષિ. તે પોતાને બ્રહ્મર્ષિ કહાવવા મથે. વશિષ્ઠ તેમને રાજર્ષિ કહે.

પરિણામે વશિષ્ઠને નમાવવા વિશ્વામિત્રે કડક પગલાં લીધાં. તેમના ઘર પર પણ તેમણે જાસુસી આદરી ને એ જાસુસીમાં જ ગુપ્તપણે તેમણે ઉપરના શબ્દ સાંભળ્યા. તે વશિષ્ઠના ચરણમાં જઈ ઢળ્યા.

"ઊઠો, બ્રહ્મર્ષિ" વશિષ્ઠે વિશ્વામિત્રના મસ્તકે હાથ મુકયો.

* * *

સુંદરીએ ચક્રવર્તિ ભરત પાસે દીક્ષા લેવા અનુમતિ માગી. પણ તેના રૂપયૌવન પર મુગ્ધ થયેલ ભરતે તેને તેવી અનુમતી આપવા ના કહી.

સુંદરી જો અનુમતિ વિનાજ દીક્ષા લે, કે આપઘાત કરે, તો ભરતના મનમાં દીક્ષા પ્રતિજ અપ્રીતિ ઉપજે. ભરતની લાલસા આગળ તે નમતું આપે, તો આજીવન બ્રહ્મચર્યવ્રત પાળવાની પોતાની ભાવનાનો દ્રોહ ગણાય.

ને છાનાં તપ કરી કરીને તેણે કાયાને એવી સૂકવી નાંખી કે ભરતની મોહઘેલી આંખોમાં પણ હમદર્દી ઊભરાણી. તેણે સુંદરીને સ્વહસ્તે દીક્ષા અપાવી.

* * *

સ્પાર્ટન રાજ્યરક્ષક લાઇકર્ગસે વિલાસ ને વ્યભિચારને અટકાવવા કાયદો કર્યો. વિલાસીઓ ધુંધવાયા. તેમણે લાઇકર્ગસ પર હલ્લો કર્યો; તેની એક આંખ ફોડી નાંખી.

"એકથી કાં અટકો?" લાઇકર્ગસ બોલ્યો, "બીજી પણ કાઢી લ્યો."

વિલાસીઓ શરમાયા. આંખ ફોડનારને તેમણે લાઇકર્ગસને સ્વાધીન કર્યો. લાઇકર્ગસે તેને પોતાનો અંગરક્ષક નીમ્યો.

* * *

થીબ્સે સ્પાર્ટન રાજસત્તાને ઉખેડી ફેંકી દીધેલી. સ્પાર્ટન રાજ્ની જંગી સૈન્ય સાથે તે પુનઃ કબજે કરવા આવ્યો. થીબ્સનો રાષ્ટ્રવીર પીલોપીડસ તેની સામે ચાલ્યો. તેની સ્ત્રીએ તે સમયે તેને કાયા સંભાળવા ભલામણ કરી. પીલોપીડસ બોલ્યો, "વહાલી, ખાનગી આસામીઓ પોતાનું રક્ષણ ભલે કરે. જાહેર માનવોને તો અન્યનાં રક્ષણની ભલામણ હોય."

* * *

થેમીસ્ટોકલીસને ગ્રીસે હદપાર કર્યો. તે તેના દુશ્મન રાજ્ની મિસરપતિને શરણે ગયો. મિસરની પ્રજાએ એક સમયે બળવો કર્યો. ગ્રીસે તેને ઉત્તેજન આપ્યું. મિસરપતિ ચીડાયો. તેણે થેમીસ્ટોકલીસને સૈન્ય આપી ગ્રીસને શિક્ષા કરવા મોકલ્યો.

એક બાજુ રક્ષક; બીજી બાજુ માતૃભૂમિ.

બેમાંથી એકેનો વિશ્વાસઘાત અટકાવવા થેમીસ્ટોક્લીસે ઝેર પીધું.

*　　*　　*

નદીને કાંઠે એક સ્ત્રી ચીસો પાડતી હતી. તેનું નાનું બાળ તે નદીની ભેખડોમાં પડી પૂરમાં ખેંચાઈ ગયું હતું.

તે સમયે એક યુવાન ત્યાં આવી પહોંચ્યો. ને તોફાની નદીના મૃત્યુઘેલા પ્રવાહ પર વિચાર કરવા ક્ષણ પણ શુમાવ્યા વિના વસ્ત્રભેર તેણે તે નદીમાં ઝંપલાવ્યું.

કેટલીક કલાકો પછી તે હાથમાં બાળક સાથે પાછો ફર્યો. માનવો તેને વધાવવા દોડયા. પણ તે તો હાંફતી છાતીએ માતાને તેનું બાળક સોંપી, બેશુદ્ધ બની તેમના હાથમાં ઢળી પડ્યો.

દિવસો પછી તેને આરામ વળ્યો.

ને ગરીબ માતાના બાળક પર આવો અનહદ પ્રેમ ધરાવનાર યુવાનને પ્રજાએ ભવિષ્યમાં માતૃભૂમિનો મુગટ સોંપ્યો.

...　　...　　...

કેટલાક મજૂરો લાકડાનો જંગી પાટ ચડાવતા હતા. પણ તેમનાથી તે ઊંચકાતો ન્હોતો. પાસે ઊભેલો અમલદાર તેમને આજ્ઞા આપતો હતો.

તે સમયે ત્યાં એક અજાણ્યો માનવી આવ્યો. તેણે મજૂરોને ટેકણ આપી પાટ ઊંચકાવ્યો.

"કોણ છે તું ?" અમલદારે પૂછ્યું.

"સેનાપતિ વૉશિંગ્ટન,"—ને તે શાન્તિથી ચાલતો થયો.

અમલદાર બેશુદ્ધ અંતરે અમેરિકાના આ ભાવિ પ્રમુખને જતાં જોઈ રહ્યો.

ને તે જ ક્ષણથી તેનો ગર્વ ગળી ગયો.

...　　...　　...

વૉશિંગ્ટન એકાન્ત રસ્તે ચાલ્યો જતો હતો. તે સમયે દૂરથી દોડયા આવતા એક કાળા સૈનિકે તેને સલામ ભરી.

વૉશિંગ્ટને તેનો હાથ હાથમાં લઈ તેને ચૂમીઓ ભરી.

પાછળથી મિત્રોએ તેને આવા સામાન્ય માનવીને આટલું અમૂલ્ય માન બક્ષવા માટે ઠપકો આપ્યો.

વૉશિંગ્ટન હસીને બોલ્યોઃ

"સંતાન પ્રતિ ભેદભાવ દાખવનારને રાજ્યપિતા થવાનો હક્ક શો ?"

ને આજે પણ અમેરિકનો પોતાના એ વહાલા પ્રમુખને પૂજે છે.

*　　*　　*

ભરચોમાસે બ્રિજ નદીનો પુલ તૂટ્યો. અનેક માનવો ઊછળતી સરિતામાં જઇ પડ્યાં.

તે સમયે એક યુવાને ડૂબતાં માણસોને બચાવવા નદીમાં પડતું મેલ્યું. અનેક માનવોને તેણે કિનારે આણ્યાં.

ગામનો જમીનદાર તેને ઇનામ બક્ષવા આવ્યો.

"પૈસાને ખાતર જીવ ન્હોતો જોખમાવ્યો,"—શાન્તિથી ઉત્તર આપી યુવાન ચાલતો થયો.

*　　*　　*

અમેરિકાની મેક્સીકન પ્રજાના પ્રતિનિધિઓ એક સમયે જોસેફ બોનાપાર્ટની પાસે

ગયા, અને તેને કહ્યું: " આપ અમારા રાજા બનો."

" રાજાની તમારે જરૂર નથી, " જોસેફે શાન્તિથી ઉત્તર આપ્યો, " તમારી સમીપમાં જ પ્રજાસત્તાવાદી સંયુક્ત-સંસ્થાનો છે. તેમના ધોરણે તમે પણ લોકસત્તા સ્થાપો. તમારી પ્રજા તેથી વધુ દીપશે. "

પ્રજાપ્રતિનિધિઓ તેને નમન કરી પાછા ફર્યા.

નેપોલિયન જોસેફને નવનવા રાજમુગટ સોંપતો; પણ તે તો પ્રજાને તલભાર પણ દુઃખી જોતાં તે શાન્તિથી પાછા વાળતો.

* * *

નેપોલિયને એક વખતે યુદ્ધભૂમિ પર કોઈક સ્ત્રીને રડતી જોઈ. તેણે તેનું કારણ પૂછ્યું; પણ સ્ત્રીએ તેને કંઈ કહેવા ના પાડી.

પણ સ્ત્રીનાં છોકરાં બોલી ઊઠ્યાં કે તેમનો બાપ તેને મારતો હતો તેથી તે રડતી હતી.

નેપોલિયને તે સ્ત્રીને તેના ધણીનું નામ પૂછ્યું. પણ નેપોલિયનને કોઈક અમલદાર માનતી સ્ત્રીએ ધણીનું નામ કહેવા ના કહી.

નેપોલિયને ગુપ્ત તપાસ કરી. ને આખરે તે સ્ત્રીના ધણીને તેણે ખોળી કાઢ્યો. તે એક સામાન્ય સિપાઈ હતો. અને વહેમી સ્વભાવનો હોઈ તે સ્ત્રીને મારતો હતો.

નેપોલિયને તેને ધમકાવ્યો. પણ સિપાઈ નેપોલિયનને ઓળખતો ન્હોતો. તેણે નેપોલિયનને સંભળાવ્યું કે પોતે પોતાની સ્ત્રીના સંબંધમાં સ્વતંત્ર હતો.

નેપોલિયને તેને પોતાની ઓળખ આપી. સિપાઈ ગભરાઈ ઊઠ્યો.

નેપોલિયને કહ્યું, " ભાઈ તારી સ્ત્રી પવિત્ર છે. હવે તેને મારતો નહિ. " ને તેણે તે સિપાઈને બક્ષીસ આપી ઊંચે હોદ્દે ચડાવ્યો.

તે પછી કંઈક દિવસો વીતાવી નેપોલિયન પુનઃ તે સ્ત્રીને આંગણે પહોંચ્યો; અને તેના ધણીના વર્તન વિષે તેને સમાચાર પૂછ્યા.

સ્ત્રી બોલી: " નામદાર, હવે તો હું સુખીમાં સુખી છું. "

" ઠીક." નેપોલિયન તેના હાથમાં સોનામ્હોરની એક કોથળી મૂકતાં બોલ્યો, " હવે તું પવિત્રમાં પણ પવિત્ર થજે. "

ને તે પછી તે પોતાને કામે ચાલ્યો.

સેન્ટહેલીનામાં નેપોલિયન એક અંગ્રેજ સ્ત્રીની સાથે ફરવા નીકળ્યો હતો. રસ્તે તેમને ઊંચે ટેકરેથી લાકડાંનો ભારો ઊંચકી આવતો એક મજુર મળ્યો. અંગ્રેજ સ્ત્રી મજુરના માર્ગની વચ્ચે અક્કડબંધ ચાલવા લાગી. પણ નેપોલિયને એક બાજુ સરકતાં કહ્યું, " તેના મસ્તક પરના વજનને માન આપો. "

* * *

પ્રમુખ ઍડામ્સ એક સમયે રસાલા સાથે કોઈક ધર્મશાળામાં ઊતર્યા. મધ્યરાત્રે કોઈ મુસાફરે ધર્મશાળાનું બારણું ખખડાવ્યું.

પ્રમુખે ઊભા થઈ બારણું ખોલ્યું.

મુસાફરે પ્રમુખને ઓળખ્યા. તેમના ચરણમાં પડતાં તે બોલ્યો, " આપ ! "

" એમાં શું ? " હસીને પ્રમુખે કહ્યું, " ધર્મશાળા દરેકના આશ્રય માટે છે. તેને

આંગણેથી હું જ જો મુસાફરને પાછો જવા દઉં તો આખું અમેરિકા લાજે. ને માનવી ઊંઘી ગયાં હોઈ તેમને જગાડવા કરતાં હું જાગતો ઊભું એ વધુ શોભાસ્પદ નથી શું ?"

મુસાફર ધર્મશાળામાં પ્રવેશ્યો.

* * *

સમર્થ જૈન ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ ધર્મચર્ચા ને વાદમાં ભારતના પંડિત-માત્ર પર વિજય મેળવ્યો હતો. આ વિજયનું તેમને તીવ્ર ગુમાન હતું. ગુમાનને સંતોષવા તેઓ, ચારે દિશાના વિજયને સૂચવતા, ચાર ધ્વજ રાખતા.

એક વૃદ્ધ ડોશીને ઉપાધ્યાયજીનું આ ગુમાન અનુચિત લાગ્યું. તેણે એક સમયે વ્યાખ્યાનસભામાં ઊભાં થઈ શાન્ત વિનયથી પૂછ્યું, "ગુરુદેવ ! જ્યારે આપ ચાર ધ્વજ રાખો છો ત્યારે ગુરુઓના પણ ગુરુ શ્રી ગૌતમસ્વામી કેટલા રાખતા હશે ?"

ઉપાધ્યાયજી ટકોર સમજી ગયા. તેમણે પોતાનાં અઘટિત ગુમાન ને ભૂલ કબૂલી ધ્વજ ત્વરાએ ઉતારી નાંખ્યા. વૃદ્ધ ડોશીનો તેમણે આભાર માન્યો.

* * *

આગ્રાની કેદ તોડી, મુક્ત થઈ, નાસતા શિવાજીને એક ગામમાં શક પરથી પકડવામાં આવ્યા.

શિવાજી મધ્યરાત્રે ગામના ફોજદાર અલીકલીની સમીપ જઈ ઊભા.

"કોણ છે ?" ફોજદારે દમામથી પૂછ્યું.

"હું શિવાજી," મહારાષ્ટ્રના છત્રપતિએ હસતાં ઉત્તર દીધો. ને અલીકલીના હાથમાં કંઈક સરકાવી તે ત્યાંથી ભાગી નીકળ્યા.

ગભરાઈને ચકિત થયેલ ફોજદારે મુઠી ખોલી તો તેમાં એકાદ લાખની કિંમતનો એક હીરો હતો.

આ અદ્દભુત મિલન પછી તે મુસલમાન ફોજદાર શિવાજીનો મૂક પ્રશંસક બન્યો.

* * *

સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીએ જોધપુરનરેશને વેશ્યાગમન માટે ખૂબ ઠપકો આપ્યો. નરેશની રખાત નન્હીજાને આ પરથી સ્વામીનો પ્રાણ લેવા કાવત્રું રચ્યું. સ્વામીના રસોઈયા જગન્નાથને લલચાવી તેણે સ્વામીને દૂધમાં ઝેર અપાવ્યું. દૂધ પીતાં જ સ્વામીને કાવત્રાની સમજ પડી ગઈ. તેમણે રસોઈયાને બોલાવી કહ્યું:

"ભાઈ, જગન્નાથ, નબળાઈને વશ થઈ તેં મને ઝેર ભલે આપ્યું પણ હવે તારા પ્રાણ તો બચાવી લે. કાવત્રું પકડાતાંજ જોધપુરનરેશ તને ગરદન મારશે. માટે, લે આ રૂપિયા; ને ગુપ્તવેશે અહીંથી દૂર ચાલ્યો જા."

તેમણે રસોઈયાના હાથમાં થોડાક રૂપિયા મૂક્યા. પશ્ચાતાપથી રડતો રસોઈયો નેપાળના પન્થે ચાલ્યો.

* * *

હીટલરે જર્મની પાસેથી પડાવી લેવાયલ હાઈનપ્રદેશને કબજે કરવા નિર્ણય કર્યો. સેનાપતિ ગોરીંગે એમ કહીને વિરોધ ઊઠાવ્યો કે, 'જો ત્યાંની પ્રજા સામનો કરે ને યુદ્ધ સળગે તો તેને પહોંચી વળીએ એ સ્થિતિએ હજી આપણું લશ્કરી બળ પહોંચ્યું નથી.'

"ઠીક," હીટલરે કહ્યું, "યુદ્ધ હું થવા દઈશ જ નહિ. જો ત્યાંની પ્રજા સામનો કરે તો હું આપઘાત કરીશ. તમે ઉક્ત કાર્યને મારી ઘેલછા ગણાવી સંધિ કરી લેજો."

ને લોહીનું એક પણ બિન્દુ રેડયા વિના હાઈનલેંડનો કબજો લેવાયો.

---

# અર્થશાસ્ત્રમાં શબ્દપ્રયોગ

ન. હ. વ્યાસ, બી. એ.

**અર્થશાસ્ત્રમાં** વપરાતા શબ્દો સાધારણ રીતે હંમેશની વપરાશની ભાષામાંથી લેવામાં આવે છે પણ તે શબ્દોનો અર્થ અર્થશાસ્ત્રમાં સાધારણ અર્થ કરતાં ઘણો વધારે વ્યાપક અને વિશાળ હોય છે. ઘણી વખત અમુક શબ્દો ખાસ અર્થમાં પણ વપરાયલા હોય છે. એટલે આપણે અર્થશાસ્ત્રમાં વિશિષ્ટ રીતે વપરાતા શબ્દોના અર્થ તથા તે શબ્દોની વ્યાખ્યાઓ આ લેખમાં જોઈશું. કોઈપણ વિજ્ઞાનની અંદર ઊંડા ઊતરવું હોય અને તેના સિદ્ધાન્તો બરાબર પચાવવા હોય તો તે વિજ્ઞાનમાં વપરાતા શબ્દોનો વિશિષ્ટ ભાવ પહેલેથી જ બરાબર સમજી લેવો જોઈએ.

**આર્થિક પદાર્થો:**—અહીં પદાર્થનો અર્થ ખાસ રીતે સમજવામાં આવે છે. પદાર્થ એટલે જે વસ્તુ માટે માનવી ઈચ્છા કરે છે, જે વસ્તુથી માનવીની જરૂરિયાત સંતોષાય છે તે-પાણી પવન, અનાજ, કપડાં, કૌટુમ્બિક પ્રેમ, મિત્રતા, સામાજિક આબરૂ વિગેરે. આ પ્રત્યેકથી માણસની જરૂરિયાત પૂરી પડે છે અને તેટલા માટે પ્રત્યેક વસ્તુ—સ્થૂલ યા સૂક્ષ્મ—જેનાથી માનવીની જરૂરિયાત સંતોષાય છે તેને આર્થિક પદાર્થ કહેવામાં આવે છે. અહીં પદાર્થનો અર્થ મર્યાદિત બને છે. સૃષ્ટિના સમગ્ર સ્થૂલ દેહને પદાર્થ તરીકે અર્થશાસ્ત્રમાં ગણતા નથી પણ માત્ર તેજ ભાગ કે જેનાથી માનવીની જરૂરિયાત સંતોષાય. પદાર્થનો અર્થ વધારે વિશાળ પણ બને છે. પદાર્થ એટલે માત્ર સ્થૂલ નહિ પણ સક્ષ્મ ભાવ જેનાથી માનવીની જરૂરિયાત સંતોષાય છે તેને પણ આર્થિક પદાર્થ તરીકે ગણવામાં આવે છે.

જે પદાર્થ મેળવવાને માટે માનવીને શ્રમ ઉઠાવવો પડતો નથી તેવા પદાર્થને પ્રકૃતિની બક્ષિસ તરીકે મળેલો પદાર્થ માનવો પડે છે. હવા, સૂર્યનાં કિરણો, ઘણી જગ્યાએ-પાણી, પર્વતો, નદીઓ, સમુદ્રો આ બધા પદાર્થ માનવીને કુદરતની બક્ષિસ તરીકે મળેલા છે (Freegoods of Nature). સૃષ્ટિની શરૂઆતમાં સર્વ પદાર્થો પ્રકૃતિની બક્ષિસ તરીકેજ માનવીને મળેલા, પણ સંસારમાં જેમજેમ પ્રગતિ થતી ગઈ તેમતેમ પ્રકૃતિની બક્ષિસ તરીકે મળેલા પદાર્થો આર્થિક પદાર્થો થવા લાગ્યા એટલે કે આ પદાર્થોનો ઉપભોગ કરવાને માટે માનવીને કિંમત આપવાની જરૂરત પડી; આ પદાર્થોથી પોતાની જરૂરિયાત સંતોષવા માટે શ્રમ ઉઠાવવાની આવશ્યકતા જણાણી. વિજ્ઞાનની પ્રગતિ સાથે માનવી જેમજેમ પ્રકૃતિનો સ્વામી બનતો જાય છે તેમ તેમ સૃષ્ટિનાં સમગ્ર પદાર્થો આર્થિક પદાર્થો બનતા જાય છે.

અભ્યાસની સરળતા માટે પદાર્થના જુદીજુદી રીતે વિભાગો પાડવામાં આવ્યા છે; જેવાકે સ્થૂળ પદાર્થો અને સૂક્ષ્મ પદાર્થો; વિનિમયસાધ્ય અને અવિનિમયસાધ્ય પદાર્થો; કુદરતની બક્ષિસ તરીકે મળતા પદાર્થો અને શ્રમથી પ્રાપ્ત થતા પદાર્થો.

સ્થૂલ પદાર્થોમાં સમગ્ર આર્થિક પદાર્થો, જોઈ શકાય-અડકી શકાય તેવા સ્થૂળ રૂપમાં જણાતાં પાણી, હવા, અનાજ, કપડાં, ધાતુઓ, યંત્રો વિગેરેનો સમાવેશ થાય છે.

સૂક્ષ્મ પદાર્થો—માનવીની આંતરિક શક્તિઓ જેવી કે વ્યાપારિક બુદ્ધિ, કલાત્મક આત્મા, કવિત્વ શક્તિ, સારાસારની વિચારશક્તિ, સ્નેહ, અનુકમ્પા વિગેરે, જે સ્થૂળરૂપમાં જોઈ શકાય કે અડકી શકાય તેવા નથી છતાં માનવીની ઈચ્છા અને જરૂરિયાત સંતોષે છે એટલે તેનો આર્થિક પદાર્થોમાં સમાવેશ થાય છે.

વિનિમયસાધ્ય એટલે જે પદાર્થોનો વિનિમય થઈ શકે; જેને બજારમાં વેચી શકાય અને ખરીદી શકાય; જેવાકે ખેતીનું ઉત્પાદન, યંત્ર ઉત્પાદન, વ્યાપારિક શાખ (Good will of a bussiness) વિગેરે.

અવિનિમયસાધ્ય એટલે જે પદાર્થોની આપલે ન થઈ શકે તેવા. માનવીની આંતરિક શક્તિઓ, સૂર્યનાં કિરણો, આબોહવા વિગેરે.

કુદરતની બક્ષિસ તરીકે મળતા અને શ્રમથી પ્રાપ્ત થતા પદાર્થોની સમજુતી ઉપર આપી દેવામાં આવી છે.

ઉપર બતાવ્યા પ્રમાણે સાધારણ રીતે પદાર્થોના વિભાગો પાડવામાં આવે છે પણ અર્થશાસ્ત્રમાં પદાર્થના ખાસ બે મોટા વિભાગ પાડી નાખવામાં આવે છે. ૧ ઉપભોગાત્મક પદાર્થો અને ૨ ઉત્પાદક પદાર્થો.

જે પદાર્થોનો સીધેસીધો ઉપભોગ કરવામાં આવે છે જેમકે ખાવાનું અનાજ, પીવાનું પાણી, પહેરવાનાં કપડાં, રહેવાનું ઘર વિગેરે. એવા પદાર્થોને ઉપભોગાત્મક પદાર્થો કહેવામાં આવે છે.

જે પદાર્થોથી ઉત્પાદન કરવામાં આવે છે જેવાકે ખેતીની જમીન, બીનું અનાજ, વાડીનું પાણી, કારખાનાનું મકાન, યંત્રો વિગેરે બધાંયે ઉત્પાદનનાં સાધનોને ઉત્પાદક પદાર્થો તરીકે માનવામાં આવે છે.

સૃષ્ટિના આર્થિક પદાર્થો તે જ માનવીની સંપત્તિ છે.

સંપત્તિને ઘણા જુદાજુદા અર્થોમાં સમજવામાં આવે છે. સંપત્તિનો વિશાળ અને વ્યાપક અર્થ સમગ્ર આર્થિક પદાર્થો થાય છે. જે જે પદાર્થોની માનવીને ઉપયોગિતા છે અને જેનાથી માનવીની જરૂરિયાત સંતોષાય છે તે સંપત્તિ છે. ઉપયોગિતા અને જરૂરિયાત સંતોષવાના ગુણ ઉપરાંત કોઈ પણ પદાર્થને સંપત્તિ તરીકે ગણવો હોય તો તે પદાર્થનો જથ્થો મર્યાદિત હોવો જોઈએ; તે પદાર્થ માનવીના કબજામાં આવી શકે તેવો હોવો જોઈએ; અને તે વિનિમય સાધ્ય અને બાહ્ય હોવો જોઈએ. સંપત્તિના આ ગુણોને લીધે તે વ્યક્તિગત સંપત્તિ સંભવે છે. આ બધાય ગુણો ન હોય છતાં આર્થિક પદાર્થ સંપત્તિ હોઈ શકે છે; પણ તે વ્યક્તિગત સંપત્તિ તરીકે નહિ, પણ રાષ્ટ્રિય કે સામાજિક અને વિશ્વ-વ્યાપક સંપત્તિ તરીકે માની શકાય.

આજના સમાજનો આર્થિક વ્યવહાર અને આર્થિક જીવન કેવળ વિનિમય ઉપર જ નભતાં હોવાથી આપણે સંપત્તિનો સંક્ષિપ્તમાં એવો અર્થ કરી શકીએ કે જે વસ્તુનો વિનિમય થઈ શકે તે સંપત્તિ છે. અહીં વિનિમય શબ્દનો અર્થ ઘણો વ્યાપક બને છે. જો વસ્તુ ઉપયોગી ન હોય તો કોઈ તેની આપલે ન કરે, કોઈને તેની જરૂર જ ન પડે; જો તે

માનવીના કાબૂમાં આવી શકે તેવી ન હોય તો તે કોઈથી પ્રાપ્ત જ ન થઈ શકે; જો તે બાહ્ય ન હોય તો તેનો વિનિમય જ સંભવી ન શકે; જો તેનો જથ્થો મર્યાદિત ન હોય તો તેની કિંમત હોઈ શકે નહિ; એટલે વિનિમય એ વ્યક્તિગત સંપત્તિનું મુખ્ય અંગ છે.

જે પદાર્થો વ્યક્તિગત સંપત્તિ તરીકે નથી ગણી શકાતા છતાં માનવીની જરૂરિયાત સંતોષતા હોવાથી સંપત્તિ તરીકે માનવા જ પડે છે તેવા પદાર્થોના મુખ્ય બે વિભાગ છે: ૧ રાષ્ટ્રિય કે સામાજિક સંપત્તિ અને ૨. વિશ્વવ્યાપક અથવા સાર્વદેશીય સંપત્તિ.

રાષ્ટ્રિય સંપત્તિમાં રાષ્ટ્રના પ્રત્યેક સભ્યની સંપત્તિનો સમાવેશ થઈ જાય છે. તેમાં જાહેર જનતાના ઉપયોગની તમામ વસ્તુઓ જેવી કે જાહેર મકાનો, બગીચાઓ, સંગ્રહસ્થાનો, પુસ્તકાલયો, શિક્ષણ સંસ્થાઓ, તળાવો, નદીઓ, સરોવરો, પર્વતો, જંગલો, સારી આબોહવા, સુવ્યવસ્થિત રાજ્યતંત્ર, બેન્કો, ખનીજો, હુન્નર, ઉદ્યોગ, ધિકતો વ્યાપાર, સામાજિક જીવનમાં નીતિનું ઊંચું ધોરણ, નાણાંની સદ્ધર શાખ વિગેરે જે જે વસ્તુઓથી માત્ર એક વ્યક્તિને નહિ પણ સમસ્ત પ્રજાને લાભ મળતો હોય તેનો સમાવેશ થાય છે.

વ્યક્તિગત સંપત્તિના ક્ષેત્ર કે વર્તુલ કરતાં રાષ્ટ્રસંપત્તિનું ક્ષેત્ર વધારે વિશાળ છે તેમજ રાષ્ટ્રસંપત્તિના વર્તુલ કરતાં સાર્વદેશિય સંપત્તિનું વર્તુલ વધારે મોટું ને વિશાળ છે. આ સંપત્તિથી માત્ર એકજ વ્યક્તિને નહિ, એકજ રાષ્ટ્રને નહિ પણ અનેક રાષ્ટ્રોને લાભ થાય છે. સારાયે સંસારની સંપત્તિનો આમાં સમાવેશ થઈ જાય છે. સમુદ્ર સાર્વદેશીય સંપત્તિનો ખાસ દાખલો છે. કૂદકે અને ભૂસકે પ્રગતિ કરતું વિજ્ઞાન હંમેશાં સાર્વદેશીય સંપત્તિના સ્વરૂપમાં આવી જાય છે.

અર્થશાસ્ત્રમાં ઉપયોગિતા અને કિંમતનો અર્થ ખાસ સમજવા જેવો હોય છે. ઉપયોગિતા સંપત્તિનો પ્રથમ ગુણ છે. ઉપયોગિતાને બે દૃષ્ટિથી જોવાય છે. કોઈપણ વસ્તુની ઉપયોગિતાજ કેટલી છે તેનું માપ, તે વસ્તુ કેટલા પ્રમાણમાં જરૂરિયાત પૂરી પાડે છે અને કેટલી આવશ્યક છે, તેના ઉપરથી નીકળે છે. પાણીની ઉપયોગિતા, અનાજની ઉપયોગિતા, હવાની ઉપયોગિતા, સૂર્યનાં કિરણોની ઉપયોગિતા, સારી આબોહવાની ઉપયોગિતા કોઈ પણ માણસ સમજી શકે તેમ છે.

વસ્તુની ઉપયોગિતાની આંકણી વિનિમયમાં જુદી રીતે થાય છે. વિનિમયની ઉપયોગિતાને આપણે કિંમત કહીશું. પાણીની ઉપયોગિતા ઘણી છે પણ તેની વિનિમયમાં કિંમત ઘણી ઓછી છે. પાણી કરતાં સોનાની કે રૂપાની ઉપયોગિતા ઓછી છે છતાં વિનિમયકિંમત પાણી કરતાં વધારે છે. એટલે કે કોઈ પણ વસ્તુની ઉપયોગિતા ઉપયોગમાં ઘણી હોય છતાં તેની કિંમત થોડી હોય; તેનાથી ઉંધું, કોઈ પણ વસ્તુની ઉપયોગિતા ઉપયોગમાં ઓછી હોય છતાં તેની કિંમત વધારે હોય. વિનિમયની ઉપયોગિતાનો વિચાર અન્ય વસ્તુઓની સરખામણીમાં તથા વસ્તુના જથ્થા પ્રમાણે થાય છે. હીરાની કિંમત વિનિમયમાં ઘણી છે, છતાં હીરાની ઉપયોગમાં ઉપયોગિતા કશી નથી. કદાચ કોઈ રાજા મહારાજાના મુગટમાં રહેવા ઉપરાંત તેની બીજી કંઈ વ્યવહારિક ઉપયોગિતા નથી. જ્યારે હવાની કે સૂર્યનાં કિરણની વિનિમયઉપયોગિતા એટલે કિંમત કશી નથી છતાં ઉપયોગની ઉપયોગિતા ન આંકી શકાય તેટલી છે, અમૂલ્ય છે.

આપણે ઉપર સંપત્તિના બે મુખ્ય વિભાગો જોઈ ગયા. ૧ ઉપભોગાત્મક સંપત્તિ અને ૨. ઉત્પાદક સંપત્તિ. અર્થશાસ્ત્રમાં ઉત્પાદક સંપત્તિને મૂડી કહેવામાં આવે છે. મૂડીનો સાધારણ રીતે આપણે જે અર્થ સમજીએ છીએ તેના કરતાં અહીં ઘણો વિશાળ અર્થ લેવાનો છે. મૂડી એટલે માત્ર નાણું કે સિક્કાઓજ નહિ; પણ ઉત્પાદનના કાર્યમાં જે જે વસ્તુઓનો ઉપયોગ લેવામાં આવે તે બધીય વસ્તુનો સમાવેશ મૂડીમાં થાય છે. જેમકે જમીન, કારખાનાંઓના મકાન, યંત્રો, ખેતીનાં સાધનો, રેલ્વેઓ, આગબોટો, કાચો માલ વિગેરે જે જે વસ્તુઓ ઉત્પાદનમાં ભાગ ભજવે છે તે સર્વ મૂડી છે.

વાસ્તવિક રીતે આર્થિક પદાર્થ, સંપત્તિ, અને મૂડી બધું એકજ છે પણ પ્રત્યેકના અર્થની વિશાળતામાં ફેરફાર છે. આર્થિક પદાર્થનું વર્તુલ સૌથી મોટું છે; સંપત્તિનું વર્તુલ તેનાથી નાનું છે, અને મૂડીનું વર્તુલ તેનાથી ય નાનું છે. આર્થિક પદાર્થોના જુદાજુદા ઉપયોગ પ્રમાણે તેને જુદાંજુદાં નામ આપવામાં આવ્યાં છે.

અર્થશાસ્ત્રમાં વ્યાજ, નફો કિરાયું અને વેતનના અર્થ પણ વિશિષ્ટ સ્વરૂપમાં હોય છે. અહીં માત્ર તેના અર્થ ટૂંકાણમાંજ જોઈશું, અને પછી પ્રત્યેક ઉપર લંબાણથી ચર્ચા ભવિષ્યના લેખોમાં કરીશું.

એક વ્યક્તિ જ્યારે બીજી વ્યક્તિની મૂડીનો ઉપયોગ કરે છે ત્યારે પેલી વ્યક્તિને બીજી વ્યક્તિની મૂડીનો ઉપયોગ કરવા માટે કંઈક આપવું પડે છે તે વ્યાજ છે.

કોઈ પણ જાતના વ્યાપારમાં, ઉદ્યોગમાં કે ઉત્પાદનમાં જેટલી મૂડી રોકી હોય તે મૂડી કરતાં વ્યાપાર, ઉદ્યોગ કે ઉત્પાદનને પરિણામે વધારે મૂડી પ્રાપ્ત થાય તો રોકાયલી મૂડી કરતાં જેટલી વધારે મૂડી પ્રાપ્ત થઈ તે નફો છે; ઓછી મૂડી પ્રાપ્ત થાય તો જેટલા પ્રમાણમાં રોકેલી મૂડી કરતાં ઓછી થાય તેટલી ખોટ ગણાય.

જમીનમાંથી મળતી આવક તેમજ કુદરતની બક્ષિસ તરીકે મળેલા પદાર્થોમાંથી મળતી આવક કિરાયું કહેવાય છે. આર્થિક કિરાયું આપણે સાધારણ રીતે કિરાયાનો જે અર્થ સમજીએ છીએ તેના કરતાં બિલકુલ ભિન્નાર્થી છે. અર્થશાસ્ત્રમાં કિરાયાની ચર્ચા વિશિષ્ટ પ્રકારની છે. તે આપણે આગળ ઉપર જોઈશું.

મજુરોને તેમની મજુરીના બદલામાં જે કંઈ આપવામાં આવે છે તેને મજુરી અથવા વેતન કહેવામાં આવે છે. અર્થશાસ્ત્રમાં મજુરી એટલે કે શ્રમનો અને શ્રમને પરિણામે મળતા વેતનનો અર્થ સાધારણ અર્થ કરતા ઘણો વિસ્તૃત કરવામાં આવે છે. શ્રમની ચર્ચા પણ અર્થશાસ્ત્રમાં ઘણીજ મહત્ત્વની તેમજ રસમય છે તે આપણે આગળ ઉપર જોઈશું.



# નૃત્યકાર

ભાનુશંકર નીલકંઠ આચાર્ય

'**અનેક** ઊગતા કળાકારોને 'આ બ રૂ' એ ત્રણ-અક્ષરોએ ગૂંગળાવ્યા છે. આબરૂના ગજથી જ્યારે મનુષ્યનાં જીવન સમાજ આંકે છે ત્યારે તેમાં સાચા કળાપૂજકો, પરમ તત્ત્વ સમજનાર સંતો, જગતના મહાન દેશભક્તો અને વાગ્દેવીના લાડીલા સપૂતો જગતની દષ્ટિએ 'પાગલ' કહેવાય છે મનુષ્ય જાતિમાં અને ઉચ્ચ કુલમાં જન્મ લેવો એજ ગુન્હો. અમુક કળાઓ પરથી માનવનો હક્ક ઉઠાવી લેવાને માટે બસ છે, એમ પુરાતન કાળથી મનુષ્ય જાતિનો સુધરેલો સમાજ સમજે છે. રાજપુત્ર રાજકુમારી સાથે જ લગ્ન કરી શકે; કુલીન પિતાને ઘેર જન્મ પામેલ બાળક કુલીન જ ગણાય; તેનાથી હલકો ધંધો તે થઈ શકે?—તો પછી એક બાદશાહનો બાળક કદાચ નૃત્ય જેવું હલકું કાર્ય શીખે તો તે સંસ્કારી માનવજાતિ શી રીતે જોઈ શકે?

એક જુની દંતકથા છે. ખુશરુ એક શહેનશાહતના સમ્રાટનો શાહજાદો હતો. એક વારાંગનાનું નૃત્ય જોયા પછી તેને પણ તેવી કળા શીખવાના કોડ જાગ્યા. પરંતુ તે ભૂલી ગયો કે તે ભવિષ્યનો એક સમ્રાટ થવાનો હતો. તેણે પોતાનો વિચાર વારાંગનાને જણાવ્યો. તે હસી પડી: "શાહજાદા આપ સમજો છો કે તેમાં આપનો અને મારો બન્નેનો વિનાશ છે?" પરન્તુ શાહજાદાએ તે માન્યું નહિ. તેણે તો કોઈ પણ ભોગે તે કળા શીખવા નિશ્ચય કર્યો હતો.

હંમેશાં તે વારાંગનાને ત્યાં જતો; કલાકો સુધી બેસી તેણે નૃત્ય કળાનો અભ્યાસ કરવા માંડયો. કળા પ્રત્યેનો સાચો પ્રેમ જ કળાને પૂર્ણ રીતે વિકસાવે છે. સમય જતાં કળા અને કળાકાર અદ્વૈત સાધે છે. કળાકારના શ્વાસમાં પણ કળાનો જ આવેશ હોય છે. આ રીતે શાહજાદો એક સારો નૃત્યકાર બન્યો. તેના જીવનમાં, તેની રહેણીકહેણીમાં, તેના હલનચલન વિગેરેમાં નૃત્યની જ છાયા જણાતી.

શ્રીમદ્‌ભગવદગીતામાં ભગવાન વ્યાસ લખે છે કે પરમાત્મા શ્રીકૃષ્ણે વિરાટ સ્વરૂપ જોવા અર્જુનને દિવ્યચક્ષુઓ આપ્યાં; તેવી રીતે જ્યારે કોઈ મહાન બાબત જાણવાની હોય છે ત્યારે પણ ઇશ્વર દુનિયાના મનુષ્યોને તેવાં દિવ્યચક્ષુઓ આપે છે. જગતનાં નયનોએ ખુશરુનો ખાનગી સર્વ વ્યવહાર જાણી લીધો. "શાહજાદો ખુશરુ! અને તે વારાંગનાને ત્યાં?" મહાન ફીલસુફને 'જીવ' અને 'ઇશ્વર'ના પ્રશ્નો મૂંઝવે તે કરતાં પણ અધિક સૂંઝવણ આ પ્રશ્ન ઉકેલવામાં દુનિયાને થઈ પડી

× × ×

"જહાંપનાહ, તદ્દન સાચી વાત છે; મેં વિશ્વાસપાત્ર સ્થળેથી બરાબર ખાત્રી મેળવી છે. હવે શાહજાદાએ તે કાફીર નાચનારીને ત્યાં જવું તો બંધ કર્યું છે, પરંતુ ગાયકોને પોતાના મહેલે બોલાવી દરરોજ સાંજે નાચ કરે છે," દિવાને બાદશાહને જણાવ્યું.

"આજે અચાનક અમો પોતે જઈને તેની તપાસ કરીશું. ખુશરુ શાહજાદો છે. તે નાચ કરે તે ઠીક ન કહેવાય," બાદશાહે નિર્ણય આપ્યો.

× × ×

સાંજનો સમય થવા આવ્યો. શાંત વાતાવરણમાં સારંગીનો ઝીણો સૂર મળ્યો; વાતાવરણને વધારે શાંતિ મળી; તબલાનો ધીમો અવાજ પણ તાલસર થઇ સારંગીના મીઠા સૂરમાં ભળી જતો હતો.

"આજે તો પેલું શાકીનું ગીત ઉપાડ." ખુશરુએ ઉસ્તાદને હુકમ કર્યો. ઉસ્તાદે બરાબર સૂર મેળવ્યા, ખુશરુએ પગમાં ઘૂઘરાઓ બાંધ્યા; નૃત્યની તૈયારી થવા લાગી.

"મુબારક હો બાદશાહ સલામત..." બહારથી સિપાહીની બૂમ સંભળાઈ. ખુશરુએ બારણા સામું જોયું; એકદમ પાયજામો નીચે ઉતારી ઘૂઘરા ઢાંકી દેવા પ્રયત્ન કર્યો. બાદશાહે આછું સ્મિત કર્યું. સહુ ઉસ્તાદો ઊભા થઈ ગયા અને બાદશાહને નીચા ઢળી નમન કર્યું. બાદશાહે દિવાનખાનામાં આવી એક ખુરશી પર સ્થાન લીધું. સહુ યોગ્ય આસનો પર ગોઠવાઈ ગયા. ખુશરુ નીચી દષ્ટિ કરી બાદશાહની સામે બેઠો.

"શાહજાદા, પાણી લાવો" થોડીવારના માન પછી બાદશાહે હુકમ કર્યો.

ખુશરુએ ઊભા થઈ, નમન કરી, પાણી લેવા ધીમેથી જવા માંડ્યું

"કેમ શાહજાદા ! કાંઈ પગે ઈજા થઈ છે ? ધીમા કેમ ચાલો છો ?" બાદશાહે ફરીથી સ્મિત કરી પૂછ્યું

"નહિ, અબ્બાજાન," કહી ખુશરુ બહુજ ઉતાવળી ગતિએ ચાલ્યો અને થોડીવારમાં તેવી જ રીતે પાણી લઈ પાછો આવ્યો.

બાદશાહે ઘૂઘરા ઢાંકતા ખુશરુને જોયો હતો. પરંતુ એટલું ઉતાવળથી ચાલવા છતાં પણ એક પણ ઘૂઘરીનો અવાજ ન સાંભળી તે નિરાશ થયો. બે ઘૂંટડા પાણી પી પ્યાલું નીચે મૂક્યું.

"કેમ, શાહજાદા ! આજે શું કાંઈ જલસો છે ?" બાદશાહે મુખ લૂછતાં પુછ્યું.

"નહિ, અબ્બાજાન ! હું નૃત્યકળા શીખું છું," ખુશરુ સત્ય બોલ્યો.

"નૃત્ય ! તે તમો ક્યાંથી શીખ્યા ?"

"પેલી કાશ્મીર નાયકા પાસેથી; તે બહુ જ સારું નૃત્ય જાણે છે."

"ઠીક ! ત્યારે તો નાચ સંપૂર્ણ શીખ્યા હશો !"

"નહિ જી ! તે કળાનો સાગર મનુષ્ય ન પી શકે. છતાં પણ કેટલાક નૃત્યપ્રયોગો હું કરી શકું છું."

"શાહજાદા, હું પહેલેથી જ સમજતો હતો કે તમો રાજ્ય નહિ કરી શકો. અને તેની આજે હવે મને ખાત્રી થાય છે. ખુશરુ ! પ્રજાને કાબૂમાં રાખવાનું કામ પગ પછાડીને નાચવા કરતાં વધારે વિકટ છે."

"બેઅદબી માફ કરજો ! અબ્બાજાન ! તે આપની ભૂલ છે."

"જો, આ શમશેર અને ત્હારા ઘૂઘરામાં કાંઈ ફેર છે ?"

"ફેર એજ કે મ્હારા ઘૂઘરા મ્હારે આધીન છે, જ્યારે આપની શમશેર સેનાપતિને આધીન છે."

"શું ?"

"તે સત્ય છે, શહેનશાહ !"

તેજ સમયે ખુશરુએ ઊભા થઈ ચાર ફુદકા માર્યા; જોરથી પગ પછાડ્યા, પરંતુ એક પણ ઘૂઘરી બોલી નહિ. બાદશાહ ચકિત નયને જોઈજ રહ્યો.

"કહો બાદશાહ સલામત! આ સો ઘૂઘરીઓમાંથી આપ કહો તે ફક્ત એક ઘૂઘરીનું સંગીત આપને સુણાવું."

બાદશાહે એક ઘૂઘરી બતાવી. ખુશરુએ ઈશારો કર્યો. ઉસ્તાદોએ વાદ્યસંગીત ચાલુ કર્યું. ખુશરુએ તૈયાર થઈ નૃત્ય શરૂ કર્યું. વાદ્યસંગીત અને પગના તાલ સાથે સો ઘૂઘરીના

લુમખામાંથી ફક્ત એકજ ઘૂઘરી નાદ કરી રહી હતી; બાકીની બધી ઘૂઘરીઓ બિલકુલ અવાક્ હતી.

બાદશાહ ઘડીભર સ્થંભી ગયો. નૃત્યપ્રયોગ પૂરો થયો. ખુશરુ નમન કરી ઊભો રહ્યો.

"ખુશરુ, ત્હારી કળાથી તેં મને મુગ્ધ કર્યો છે. પરંતુ હું અહીં ત્હારા પિતા તરીકે નહિ પરંતુ કાજી તરીકે ત્હારો ઈન્સાફ કરવા આવ્યો છું. શાહજાદા! રૈયત ઇચ્છે છે કે શાહજાદાએ નાચ છોડી દેવો."

"અને તેમ ન બને તો?"

"તો તેનો વધ કરવો."

"જહાંપનાહ! કળાકારના વધથી કળાનો વધ થઇ શકે ખરો? કળા તો સનાતન અને અમર છે. દૈવી માનુષી અગર તો પૈશાચી એ કોઇ પણ શક્તિ તેને નહિ મારી શકે."

"ફરો, આખરી શો નિશ્ચય છે?"

"આપની આજ્ઞા એજ મ્હારો નિશ્ચય."

"હું ઇચ્છું છું કે ખુશરુ જીવે આ સામ્રાજ્યનો ભોક્તા બને. સારીએ દુનિયાનો વિજેતા બની, કીર્તિ સંપાદન કરી, ઇતિહાસમાં અમર બને."

કાંઈ પણ પ્રત્યુત્તર શાહજાદા તરફથી મળ્યો નહિ. "ખુશરુ? હું તને જીવાડવા માગું છું અને તે પણ ત્હારી કળાને ભોગે."

"તે શી રીતે બનશે?"

"એ રીતે કે ત્હારો એક અર્ધો પગ કાપી નાખવો."

શાહજાદાની આંખમાંથી દડદડ આંસુઓ વહેવા લાગ્યાં. તે બાદશાહના પગે પડ્યો; અશ્રુઓથી બાદશાહના પગ ભીંજાયા.

"શાહજાદા..." પાછળથી અવાજ આવ્યો.

"કોણ કાશીર સ્ત્રી? અહીં કેમ આવી?"

"તને અને ત્હારી કળા બન્નેને અમર બનાવવા." બાદશાહ અને ખુશરુ બન્ને સામું જોઇ રહ્યા. એકદમ એક ખંજર સરરર... કરતું હવામાંથી આવ્યું. અને શાહજાદાની છાતીમાં પેસી ગયું.

"ઓહ..." બૂમ પડી.

છેલ્લીવાર બધી ઘૂઘરીઓએ એક સાથે ગાજી સલામી આપી; તે સાંભળી શાહજાદો છેલ્લીવાર હસ્યો અને તે હાસ્ય શાશ્વત હતું.



# વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો

[ પં. લાલચંદ્ર ભ. ગાંધી, પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા ]

## [ ૨ ]

## સિદ્ધરાજ જયસિંહના રાજ્યમાં
## લાટદેશાધિકારી સંતુક સચિવના સમયમાં

**લખાયેલા જૈન ગ્રંથો**

ગુર્જરેશ્વર સિદ્ધરાજના રાજ્ય-સમય( વિ સં. ૧૧૫૦ થી ૧૧૯૯ )માં તેની આજ્ઞાથી તેનો સુયોગ્ય અધિકારી સંતુક લાટદેશ-મંડલ પર અનુશાસન કરતો હતો; એમ તે સમયમાં લખાયેલાં તાડપત્રીય પુસ્તકોના ઉલ્લેખો પરથી જણાય છે. આ સંતુકના અધિકાર સમયમાં વિ. સં. ૧૧૭૯માં ફાગણ-ચૈત્રમાં આ વટપદ્રક(વડોદરા)માં મોખદેવ નામના લેખકે લખેલ પંચવસ્તુક અને કર્મસ્તવટીકા નામના જૈનગ્રન્થોની પુસ્તિકા ઉપલબ્ધ થઈ છે.[1] પાટણના જૈનભંડારની આ તાડપત્ર પ્રતિયો ડૉ. કીલહૉર્નદ્વારા મુંબઇ સરકાર તરફથી ખરીદાઇ પૂના (ભાંડારકર ઓ. રિ. ઇ.)માં રાખવામાં આવી છે.

**જૈન રથ-યાત્રા**

ઉપર સૂચવેલા સંતુક (પ્રા. સંતુય) નામના સચિવે ભદ્રેશ્વરસૂરિ નામના આચાર્યના ઉપદેશથી આ વડોદરામાં મોટા આડંબરપૂર્વક ગૌરવવાળી રથ-યાત્રા કરી હતી. જૈનોમાં રથ-યાત્રા અને તીર્થ-યાત્રાને શ્રાવકોના એક વિશિષ્ટ કૃત્ય તરીકે સૂચવી છે. દેવભદ્ર(પ્રભ)સૂરિએ ૧૧૦૦૦ શ્લોકપ્રમાણ રચેલા વિસ્તૃત પ્રાકૃત શ્રેયાંસનાથ-ચરિત્રની પ્રશસ્તિમાં **वडउदय** અને વિજયસિંહસૂરિએ વિ. સં. ૧૨૧૫માં રચેલી જંબૂદ્વીપસમાસ-ટીકાની પ્રશસ્તિમાં **वटपद्रक** નામના નિર્દેશદ્વારા વડોદરામાં થયેલી એ ભવ્ય જૈનરથ-યાત્રાનું સ્મરણ કર્યું છે.[2]

આમાં જણાવેલા ભદ્રેશ્વરસૂરિ યાવજ્જીવ એકાંતરે ઉપવાસ કરનારા તપસ્વી યશસ્વી હોઈ ઉત્તમ ચરિત્રથી લોક-માન્ય તથા રાજ-માન્ય હતા. સિદ્ધરાજે સોરઠના રા. ખેંગારને

---

૧ "संवत [ ११७ ]९ फागुण वदि १२ रवौ समस्तराजावलीविराजितमहाराजाधिराज—श्री मत्त्रिभुवनगंड—श्रीजयसिंघदेवक[ल्याण]विजयराज्ये तत्पादप्रसादावाप्त.........संतुकप्रतिपत्तौ लाटदेशमंडलमनुशासयतीत्येतस्मिन् [का]ले......मोखदेवेन पंचवस्तुकं लिखितमिति ॥"

"संवत् ११७९ चैत्र वदि ७ भौमे श्रीमत् **वटपद्रके** मोखदेवेन पुस्तिका लिखितमिति ॥"

—ડૉ. કીલહૉર્નનો સન ૧૮૮૦-૮૧નો રિપોર્ટ પૃ. ૨૫.

(ત્યાં લાટદેશને બદલે લલાટદેશ જેવી કેટલીક અશુદ્ધિઓ પ્રકટ થઈ છે.)

૨ "अह सिरिभद्देसरसूरिगणहरो आसि जस्स चरिएण । लोउत्तरेण भत्ता वि. रोमञ्चिज्जंति अंगाइं ॥

માર્યા પછી ત્યાં અધિકારી તરીકે નીમેલા દંડનાયક સજ્જન સચિવે ઉજ્જયંત (ગિરનાર) તીર્થનો ઉદ્ધાર (વિ. સં. ૧૧૮૫માં) કરાવ્યો હતો; તેમાં પણ ઉપદેશ-પ્રેરણા આ જૈનાચાર્યની હતી-એમ તેમના વિદ્વાન શિષ્ય-પ્રશિષ્યોના રચેલા ગ્રંથોમાંના ઉલ્લેખો પરથી જણાય છે.

ઉપર જણાવેલ સંતુય સચિવ વરણગનો પુત્ર હતો અને તેણે અભયદેવસૂરિ(મલધારી)ના વચનથી **ભરૂચમાં સમલિકા-વિહાર** નામના પ્રસિદ્ધ જૈનમંદિર પર સોનાના કલશો ચડાવ્યા હતા—એમ સિદ્ધરાજના સમકાલીન લાટદેશની મુદ્રાનું પાલન કરનાર રાજ-માન્ય શ્રીચંદ્રસૂરિએ વિ. સં. ૧૧૯૩માં આસાવલ્લિપુરી (આશાવલ)માં રહીને પૂર્ણ કરેલા અગીઆર હજાર શ્લોકપ્રમાણ વિસ્તૃત પ્રાકૃત મુનિસુવ્રતચરિત્રની પ્રશસ્તિમાં કરેલા ઉલ્લેખથી જણાય છે.[1]

**સંતુય (ક)-સાંતૂ સંપતકર**

અહિં સૂચવેલ સંતુય સચિવ અને કવિ બિલ્હણે કર્ણસુંદરી નાટિકામાં જણાવેલ મહામાત્ય સંપત્કર એ બંને નામો એક વ્યક્તિનાં જણાય છે. જ્યારે અણહિલ્લપાટક (પાટણ)ના મુકુટમણિ-સમાન શાંત્યુત્સવ-દેવગૃહમાં મહામાત્ય સંપત્કરે આદીશ્વર ભગવાનનો યાત્રા-મહોત્સવ પ્રવર્તાવ્યો હતો, ત્યારે નવીન પ્રયોગ( નાટ્યરૂપક ) જોવા સમુત્સુક સામંતજનો માટે કવિ બિલ્હણે કર્ણસુંદરી નાટિકા રચી હતી-એમ ત્યાં સૂત્રધારદ્વારા પ્રકાશિત કર્યું છે.[2]

---

"जावज्जीवं एगतरोववासिस्स [ जस्स देसणया । ]
सिरिउज्जयंततित्थं सज्जणसचिवेण उद्धरियं ॥
जस्स य आएसेणं संतुयसचिवेण सज्जणेणं व ।
वडउद्दयंमि विहिया सवित्थरा गरुय रहजत्ता ॥"

[વિશેષ માટે જૂઓ ગા. ઓ. સિ. નં. ૭૬ પાટણ જૈન ભં. ડિ. કૅટલૉગ-વૉ. ૧, પૃ. ૨૪૫].

"श्रीवर्धमानमुनिपतिरथ चन्द्रप्रभविभुस्तदनु जज्ञे ।
भूयः श्रीभद्रसूरिः सुरगुरुरितानन्तसुरभिगुणः ॥
एकाहक्षपणेन पथ्यपि भुजि दीपोत्सवोत्पर्वणा
यात्रा श्रीवटपद्रके रथशिरश्चूडामणेर्विश्रुता ।
तीर्थस्योद्धृतिरुज्जयन्तवसतेः श्रीमज्जिनोपज्ञये-
त्येवं यस्य यशांसि दिक्षु विलसन्त्यद्यापि हि स्वेच्छया ॥"

—જંબૂદ્વીપસમાસટીકા—પ્રશસ્તિ શ્લો. ૭-૮ ( તત્ત્વાર્થ-પરિશિષ્ટ કલકત્તા આવૃત્તિ ).

[1] "वरणगसुयं संतुयसचिवं भणिऊण भरुयच्छे ।
सिरिसंवलियाविहारे हेममया रोविया कलसा ॥ "

—પાટણ જૈનભંડારોનું ડિ. કૅટે. (ગા. ઓ. સિ. નં. ૭૬ પૃ. ૩૧૬, ગાથા ૧૦૨).

[2] "नन्वस्मिन् अणहिल्लपाटकमुकुटमणौ श्रीशान्त्युत्सवदेवगृहे भगवतो नाभेयस्य महामात्यसंपत्करप्रवर्तिते यात्रामहोत्सवे समुत्सुकः सामन्तजनः प्रत्यग्रप्रयोगदर्शनाय । × ×

ચૌલુક્ય ભીમદેવના તનય( કર્ણ તે સિદ્ધરાજના પિતા )ને કથા-નાયક તરીકે તથા વિદ્યાધરેન્દ્ર-તનયા( કર્ણસુંદરી )ને નાયિકા તરીકે દર્શાવતી અને તે બંનેના પરિણય પ્રસંગથી ગૂર્જરેશ્વરે ગર્જનકાધિરાજ(ગીજનીના પાતશાહ ) પર મેળવેલ વિજય-સામ્રાજ્યને સૂચવતી એ નાટિકામાં મહામાત્ય સંપત્કરની પ્રશસ્ત મતિની તથા તેની રાજકાર્ય-નિપુણતાની, કર્તવ્ય-દક્ષતાની, રાજનીતિ-કુશલતાની, અને સાવધાનતાભરી ઉચ્ચ પ્રકારની મંત્રશક્તિની પણ પ્રશંસા કરવામાં આવી છે.[૧]

લાટદેશ-મંડલનું અનુશાસન કરનાર ઉપર્યુક્ત સંતુય(ક) સચિવનો જ પાછળના ગ્રંથકારોએ **સાંતૂ** નામથી નિર્દેશ કરેલો જણાય છે. વિ. સં. ૧૩૬૧માં મેરુતુંગસૂરિએ વઢવાણમાં રચેલા પ્રબંધચિંતામણિમાં, તથા પુરાતનપ્રબંધસંગ્રહ, પ્રબંધકોશ, કુમારપાલ-પ્રબંધ-ચરિત્ર વિગેરેમાં અનેક પ્રસંગોમાં મહામાત્ય **સાંતૂ** નું સ્મરણ કરવામાં આવ્યું છે.

પાટણમાં **સાંતૂ-વસહિકા** નામથી ઓળખાતું જૈન-મંદિર એ મહામાત્યનું સ્મારક હતું. જ્યાં, તેઓ રાજપાટિકાથી પાછા ફરતાં હાથીના હોદ્દા પર ચડી, દેવ-દર્શને આવતા હતા.

શિથિલાચારીને સદાચારી બનાવવામાં તેમની પ્રતિભા અદ્ભુત કામ કરતી અને તેથી તેવા વેષધારીઓને યુક્તિથી સદ્ધર્મમાં સ્થાપી તેઓ તેમના તાત્ત્વિક ગુરુ પણ થતા હતા.

મદનપાલ જેવા રાજ-સંબંધીને પણ અન્યાયકારી અયોગ્ય વર્તન ચલાવતાં શિક્ષા કરાવી શકતા હતા.

કર્ણ દેવ-ગત થયા ત્યારે-આઠ વરસના મૂકેલા જયસિંહને ગુણશ્રેણિ પર ચડાવનાર ( વિશેષ તાલીમ આપનાર ) આ **સાંતૂમંત્રી** હતા-એવો પણ ઉલ્લેખ મળે છે.

સોમેશ્વર દેવની યાત્રાએ જતાં સિદ્ધરાજે રાજધાની(પાટણ)ની રક્ષાનું જોખમી જવાબદારીવાળું કાર્ય, વિશ્વાસપાત્ર આ વડાપ્રધાનને સોંપ્યું હતું. છલ-વેષી માલવાના રાજા યશોવર્માએ એ તકનો લાભ લઈ પાટણ(ગુજરાત)ને ઘેરી ઉપદ્રવ કરવા માંડ્યો હતો, પરંતુ અવસરજ્ઞ આ મહામાત્યે સમયોચિત યુક્તિ-પ્રયુક્તિથી પર-ચક્રને સ્વદેશમાં પેસતું અટકાવ્યું હતું. માલવેશ્વર દ્વારા અપાતી પ્રલોભનભરી મંત્રિમુદ્રાથી ન લલચાતાં ગૂર્જરેશ્વર તરફ તેઓએ અસાધારણ વફાદારી બતાવી હતી. દુર્જનોની ઉશ્કેરણી-ભંભેરણીથી કોપાયમાન થતા રાજાને શાંત કરવામાં પણ તેમની અસાધારણ બુદ્ધિ અંતે વિજયવતી થઈ હતી.

ધારા-ભંગની પ્રતિજ્ઞા પૂર્ણ કરવામાં તેની મતિ ઉપયોગી થઈ હતી. માળવા પર

---

[૧] " अहो ! किमपि यौगन्धरायणप्रभृतिमहामात्यविजयिनोऽभ्यर्हिता मतिरमात्यसंपत्करस्य । तथा हि—
वात्सल्यं न वहत्यपत्यविषये, व्याक्षिप्यते न क्षणं
दाक्षिण्येन समीहिते नववधूवर्गेऽपि धीराशयः ।
निष्णातः कुटिले नयाध्वनि चरत्नाचारपूतः प्रभो–
र्दुःसाध्यानपि साधयत्यभिमतानर्थान् सुसाधानिव ॥ × × " .

—વિશેષ માટે જૂઓ કર્ણસુંદરી નાટિકા ( નિ. સા. કાવ્યમાલા ).

વિજય કરી સિદ્ધરાજ સ્વદેશમાં આવતો હતો, તે સમયે તે માર્ગને અપ્રતિમલ્લ (અત્યંત શૂરવીર) ભિલ્લોએ રોક્યો હતો. એ વૃત્તાન્ત જાણવામાં આવતાં સાંતૂમંત્રી આ તરફથી દરેક ગામો અને નગરોમાંથી ઘોડાઓ ઉધરાવીને તથા બળદોપર પલાણો મૂકાવીને મોટું સૈન્ય મેળવી ભિલ્લોને ત્રાસ પમાડી સિદ્ધરાજને સુખેથી સ્વદેશમાં લઈ આવ્યો હતો.

સિદ્ધરાજના સર્વમુદ્રાધિકારી પાંચ હજાર ઘોડાઓના અધિપતિ એ સાંતૂની ધર્મનિષ્ઠતા, ઉદારતા અને ગુરુ-ભક્તિના પણ ઉલ્લેખો મળે છે. દેવસૂરિ(વાદી)ના ભક્ત તરીકે તેને ઓળખાવવામાં આવેલ છે. સાંતૂમંત્રીએ પાટણમાં ૮૪૦૦૦ ચોરાશી હજાર ટંકોના વ્યયથી રાજ-મહાલય જેવો અપૂર્વ આવાસ કરાવ્યા પછી ગુરુજીને દર્શાવતાં અને 'આવાસ કેવો છે?' એવું પૂછતાં તેમના શિષ્ય માણિક્યે કહ્યું કે-'જો પૌષધશાલા થાય તો વર્ણન કરવા યોગ્ય ગણાય.' એ સાંભળતાં તેને તે જ પ્રમાણે પૌષધશાલા (ઉપાશ્રય) તરીકે જાહેર કરી; ત્યાં પટ્ટશાલામાં બે બાજૂ પુરુષ-પ્રમાણ આરીસા-દર્પણો વિગેરે મૂકાવ્યું હતું.

વાંકા અને નિહાણ એ બે ગામોમાં તેણે બે પ્રાસાદો (જિનમંદિરો) કરાવ્યા હતા. ત્યાં નીચે ગાઉ પ્રમાણની સુરંગો હોઈ સ્નાત્ર-પૂજનાદિ માટે એક મંદિરમાંથી બીજે ગામના મંદિરમાં જઈ શકાતું હતું.

મંત્રીની પુત્રીનું નામ વયજૂ અને પુત્રનું નામ મહંદેવલ જાણવામાં આવ્યું છે. એ સુયશસ્વી મંત્રી સાંતૂનો સ્વર્ગવાસ માલવા અને મેવાડની સંધિમાં આહડ ગામમાં થયો હતો-એવો પુરાતનપ્રબંધસંગ્રહ (સિંઘી જૈનગ્રંથમાલા [૨], પૃ. ૩૧-૩૨)માં ઉલ્લેખ જોવામાં આવે છે

**ગ્રંથ-રચના**

વિક્રમની બારમી સદીના પૂર્વાર્ધમાં ચાંદ્રકુલ (ચંદ્રગચ્છ)માં ચંદ્રપ્રભસૂરિ નામના ચારિત્ર પાત્ર, મહાન્ વિદ્વાન્ જૈનાચાર્ય થઈ ગયા; તેઓ સર્વદેવસૂરિના પટ્ટધર જયસિંહસૂરિના શિષ્ય હતા. લાંબા સમયથી લુપ્ત થયેલ પ્રાચીનવિધિના ઉદ્ધારકર્તા (વિ. સં. ૧૧૫૯માં પૂર્ણિમા પક્ષના-પૂનમીયા ગચ્છના પ્રકાશક) તરીકે તેમણે પ્રખ્યાતિ મેળવી હતી. તેમના પટ્ટધર ધર્મઘોષસૂરિ, ગૂર્જરેશ્વર ચૌલુક્ય સિદ્ધરાજ જયસિંહથી સત્કૃત થયા હતા-એવા ઉલ્લેખો મળે છે.

એ ચંદ્રપ્રભસૂરિની સંક્ષિપ્ત છતાં અર્થગંભીર ઉપદેશરત્નકોશ, સંદેહવિષૌષધિ, પંચરત્ન નામાંતરવાળી 'દર્શનશુદ્ધિ' નામની પ્રાકૃત એક કૃતિ મળે છે. સમ્યક્ત્વના સ્વરૂપને સમજાવનારા આ પ્રકરણ ગ્રંથ પર તેમના અસાધારણ વિદ્વાન્ શિષ્ય વાચનાસૂરિ વિમલગણિએ નિર્મલ બોધ આપનારી બાર હજાર ને એકસો શ્લોક પ્રમાણની વિસ્તૃત વૃત્તિ, વટપદ્રક પત્તન (વડોદરા)માં વાસ કરીને વિ. સં. ૧૧૮૪માં ચૈત્ર વદિ ૧૪ ને દિવસે રચી હતી-એમ તેના અંતમાં સંસ્કૃતમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે.[1] (ચાલુ)

---

૧ "श्रीवटपद्रकपत्तनविहितावासेन चतुरशीत्यधिकैः ।
एकादशैः शतैर्गतैः विक्रमकालात् तथा चैत्रे ॥
वदिपक्षचतुर्दश्यां विहितेयं वृत्तिरमलबोधा ॥"
—दर्शनशुद्धिवृत्ति (ખંભાતના પ્રાચીન શાંતિનાથ ભંડારની તાડપત્ર પ્રતિ)

# સાઈકલ

મૂળ મરાઠીમાં—લેખક : ડા. અ. દામલે, બી. એસસી.
અનુવાદક : ગજાનન પુરુષોત્તમ સાને

## (૨)

### પહેલા સ્પોક્સ ઉર્ફે આરા

**સને** ૧૮૬૮માં પહેલવહેલીજ લોઢાની વાટોને બદલે રબરની વાટો બેસાડી જોવામાં આવી. રબર નરમ અને સ્થિતિસ્થાપક હોવાથી વાટો માટે તે ઘણુંજ લાભદાયક નીવડ્યું. સને ૧૮૩૯માં રેનાલ્ડ અને મે નામના બે કારીગરોએ પૈડામાં લાકડાના આરાને બદલે તારના આરા બેસાડ્યા. તેઓ આ પ્રમાણે બનેલી સાઈકલને "ફેન્ટમ" કહેતા.

હોબી હૉર્સ કરતાં ઑર્ડીનરી ઉપર બેસવું વધારે સુખદાયક હતું. છતાં તેમાં ઘણા ફેરફાર કરવાની જરૂર જણાતી હતી. એની ઊંચાઈ ધોખો દે એવી હતી ૫૫ ફીટ ઊંચાઈ ઉપરથી અને તે વખતના ખાડાટેકરાવાળા રસ્તા ઉપરથી જવું એ એક જાનની કસરતજ થતી. તે વખતની ઑર્ડીનરીનું વજન સરેરાશ ૬૦ પૌંડનું થતું. (આજની સાઈકલનું ઓછામાં ઓછું વજન ૧૫ પૌંડ અને વધુમાં વધુ વજન ૩૫ પૌંડ હોય છે.) આ ૬૦ પૌંડનું વજન ઘસડી જવામાં શક્તિનો બહુ અપવ્યય થતો.

આ અરસામાં ગણિત અને યંત્રશાસ્ત્ર ઘણુંજ આગળ વધેલું હતું. એ વિદ્યાના શાસ્ત્રજ્ઞોએ બતાવી આપ્યું કે પોલી નળી નક્કર નળી કરતાં ભાર સહન કરવામાં તેમજ મજબૂતીમાં કોઈ પણ રીતે ઉતરતી નથી. આ માહિતીનો ઉપયોગ કરી નક્કરને બદલે હાલના જેવી પોલી પોલાદી નળીઓ વપરાશમાં આવવા લાગી.

### ઑર્ડીનરીની તે વખતની ગતિ

તે અરસામાં ઑર્ડીનરીની ગતિ કેટલી હતી એ વિષેની માહિતી મનોરંજક છે. ૧૮૮૨માં એચ. એલ. કોર્ટિસ નામના માણસે એક કલાકમાં ૨૦ માઈલ, ૩૦૦ યાર્ડ અંતર કાપ્યાની નોંધ મળી આવી છે. થોમસ નામના એક બહાદુરે એપ્રિલ ૧૮૮૪માં સાનફ્રાન્સિસ્કોથી નીકળી ૧૮૮૬ના ડીસેમ્બરમાં પૃથ્વીપ્રદક્ષિણા પૂરી કરી.

### હાલની કમાલ ગતિ

આગળ જણાવેલી ગતિ 'હર્ક્યુલસ સાઈકલ મૅગેઝિન'માં પ્રસિદ્ધ થયેલી છેઃ

(૧) સાઈકલિસ્ટનું નામઃ—લિઓ વ્હેન્ડર સ્ટુફ્ટ (૨) દેશઃ—બેલજિયમ. (૩) એક કલાકમાં કાપેલું અંતરઃ—૭૬ માઈલ, ૫૦૪ યાર્ડ (૪) અંતર નોંધ્યું એ દિવસઃ—૨૯ સપ્ટેમ્બર ૧૯૨૮ (૫) ઠેકાણુંઃ—મૌન્ટલહેરી, પૅરિસ પાસે. (૬) આ વખતે તેણે વધારેમાં વધારે લીધેલી ગતિઃ—કલાકે ૮૨ માઈલ (એટલે કેટલોક વખત આ ગતિથી એની સાઈકલ જતી હતી). (૭) હાય ગિયરઃ—પૅડલવ્હીલ એટલું મોટું હતું કે પૅડલના એક ફેરામાં સાઈકલ ૧૮ યાર્ડ આગળ જતી. (૮) પવનની અડચણઃ—આ અડચણ ઓછી કરવા એની આગળ એક મોટી મોટર-સાઈકલ દોડતી રાખવામાં આવી હતી.

એક ઝપાટામાં કપાયલું કમાલ અંતર ૪૧૬ૢ માઈલ છે. ઈ. બી. બ્રાઉન નામના માણસે આ અંતર ફક્ત ૨૪ કલાકમાંજ કાપ્યું છે.

## ઑર્ડીનરીમાં વધુ સુધારો

ઑર્ડીનરી ગાડીમાં બે રીતે સુધારો કરવામાં આવ્યો. એની બેઠક નાની અને લગભગ મોટા પૈડાની વચ્ચે બેસાડવામાં આવી. પૅડલ્સ અને ક્રૅન્કસ બેઠકની બરાબર નીચે રહે એવી રીતે બેસાડ્યાં. આગળના પૈડાને કેટલાક ડાંડાની મદદથી અથવા તો દાંતાવાળા ચક્ર અને સાંકળથી ગતિ આપવાની વ્યવસ્થા કરી. સને ૧૮૮૦ના અરસામાં આ ગાડીઓ એક્સ્ટ્રા ઑર્ડીનરી, ફેસાઈલ અને કૅન્ગારૂ એવા નામોથી ચાલુ હતી. પણ પછી દાંતાવાળા ચક્ર અને સાંકળથી પાછળના પૈડાને ગતિ આપવાની યોજના વધારે ફાયદાકારક છે, એમ જણાયું. અને ઑર્ડીનરી દ્વિચક્રી પાછળ પડી.



પાછળના પૈડાને ગતિ આપવાની કલ્પના પોતાનીજ છે, એવું ઘણા શોધકોનું કહેવું છે. તોપણ એનું વધુ માન ઈંગ્લાંડના મિ. જે. કે. સ્ટાર્લેને જ આપવામાં આવે છે. આ કલ્પના ૧૮૮૫માં નીકળી. તેમણે પોતાની દ્વિચક્રીને 'રોવ્હર' એવું નામ આપ્યું. રોવ્હરનું આગળનું પૈડું ૩૨ ઈંચનું હોઈ પાછળનું ૩૦ ઇંચનું હતું. સને ૧૮૯૦થી રોવ્હર લોકપ્રિય થઈ. આજની દ્વિચક્રીનું સ્વરૂપ ૧૮૯૦ની રોવ્હર જેવુંજ છે.

## હવાઈ વાટો

વ્હેલોસી-પેડનાં પૈડાંની વાટો પોલાદી હોવાનું ઉપર જણાવ્યું છે. લોઢાની વાટોવાળા ખટારામાં જેમણે પ્રવાસ કર્યો હોય તેમને આવી સાઈકલ ઉપર બેસવાના દુઃખનો ખ્યાલ સહેજે આવશે.



હાલની સાઈકલમાંની ગતિની યોજના અને ઑર્ડિનરી સાઈકલની યોજના બન્નેનું 'તુલનાદર્શક ચિત્ર'.—જુની યોજના પ્રમાણે હાલની સાયકલની ગતિ લાવવા આટલું મોટું પૈડું કરવું જોઇએ કે બેસનારના પગ નીચે પૅડલને પહોંચેજ નહિ।

વાટો ઉપર ચામડું બેસાડવાથી પહેલા કરતાં કંઈક ઠીક પડશે એ અપેક્ષાએ એક જણે વાટો ઉપર ચામડું બેસાડી જોયું. ધીમે ધીમે નવી નવી કલ્પના નીકળવા લાગી. થોડાજ દિવસો પછી ઈંડિયા-રબરનો ઉપયોગ કરી જોવામાં આવ્યો. એથી વધારે ફાયદો જણાયો. આ નવી રબરની વાટો પૈડાંમાં યુ (U) અથવા વી (V) આકારનો ખાંચો કરી બેસાડવામાં આવતી. પછી રબરની વાટોમાં અંદરથી થોડુંક પોલાણ કરી કંઈક ફાયદો થાય છે કે કેમ એ જોવામાં આવ્યું. વાટોના રબરનો વ્યાસ ૧⅞ થી ૧½ ઈંચ સુધી હોઈ અંદરનું કાણું ⅜ થી ⅝ ઈંચ સુધી હતું. કાણાનો વ્યાસ એથી વધારે મોટો કરવાથી બેસનારના વજનથી વાટો દબાઈ જતી અને ફાયદો થતો નહિ. તેથી વાટો કેવળ પોલી કરવાથી ચાલે એમ નહતું. અંદર અત્યંત સ્થિતિસ્થાપક એવા એકાદ પદાર્થની આવશ્યકતા હતી.

### પશુવૈદ્ય ડનલૉપ અને રબરની વાટો

ડનલૉપ ટયુબ્જ જે પીળા કાગળના ડબ્બામાં વેચવા માટે મૂકવામાં આવે છે, તેના ઉપર એક ખૂણામાં દાઢીવાળા ડોસાનું ચિત્ર હોય છે. એજ પશુવૈદ્ય ડનલૉપ રબરની ટયુબોનો કલ્પક. એ ડબ્લીન નજીકના બેલફાસ્ટ ઉપનગરમાં રહેતો હતો. તે દ્વિચક્રીનો ઘણો શોખીન હતો. ઘરમાં સાઈકલ હોય તો તે ઉપર બેસવા માટે નાનાં છોકરાં કેવી હઠ પકડે છે એ જેમને ત્યાં સાઈકલ હોય તેમને કહેવાની જરૂર નથી. ડનલૉપનો છોકરો પણ પોતાને સાઈકલ જોઈએ, એવી હઠ લઈ બેઠો. છોકરો નાજુક પ્રકૃતિનો હોવાથી સાઈકલ એને માટે હલકી જોઈએ એમ ડનલૉપને લાગ્યું. ઘણો વિચાર કરી છેવટે દ્વિચક્રી હલકી કરવાની યુક્તિ તેણે શોધી કાઢી. તેણે એક લાંબી રબરની નળી લીધી. તેમાં હવા ભરી હવાને બહાર જવાનું છિદ્ર બંધ કર્યું. એવી હવાભરેલી નળીઓ પ્રથમતઃ તેણે દ્વિચક્રીને બેસાડી. કાંકરા કે કાંટા ન લાગે માટે તે ઉપર રબરથી મઢાવેલું કૅનવ્હાસનું આચ્છાદન બેસાડ્યું. તેનો નાનો છોકરો આ રીતે બનેલી એની દ્વિચક્રી ઝપાટાથી આમતેમ ફેરવવા લાગ્યો. લોકોને જોવા માટે આ એક નવાઈનો વિષય થઈ પડયો. ઝપાટાથી આ નવી કલ્પનાનો ઘણો ફેલાવો થયો. અને આમ બાળકની હઠ પૂરી કરવા જતાં બાપને લક્ષાધીશ થવાનો રસ્તો જડયો.

એક મોટી સાઈકલની હરીફાઈમાં ડુક્રાસ ભાઈઓએ એવી રીતની ટાયર ટયુબ્જ વાપરી મોટો વિજય મેળવ્યો. અલ્પ સમયમાં આ નવી વાટોનો ઘણો પ્રચાર થયો. પછી ટયુબ્જ બનાવવાનું કારખાનું ડનલૉપ ન્યુમૅટિક ટાયર અને બુથ સાઈકલ એજન્સી આ આ નામથી શરૂ થયું.

ડનલૉપના અમહક (પેટંટ)તે મળેલું સંરક્ષણ હવે પૂરું થયું છે. તેથી ટયુબ્જનું કારખાનું હવે કોઈ પણ કાઢી શકે છે.

### મોટર અને વિમાનનું બીજ

મોટર અને વિમાનમાં યોજવામાં આવેલી બધીજ શાસ્ત્રિય કલ્પનાઓનું બીજ સાઈકલમાં છે.

એક રીતે સાઈકલનું ઉત્ક્રાંત સ્વરૂપ એટલેજ મોટર એમ કહીએ તો ચાલે. સાઈકલની રચનાની અનેક કલ્પનાઓ જેવીને તેવી મોટર માટે વાપરવામાં આવી છે. સાઈકલના કારખાનાદારોએજ પ્રથમ મોટર બનાવવા સંબંધે બધા પ્રયોગો કર્યા હતા. આજના રીતે,

લિફ્રાન્સીસ, આર્મસ્ટ્રાંગ-સીડલે, સિંગર, સ્વિફ્ટ વગેરે મોટાં કારખાનાં મૂળ સાઈકલો બનાવનારાંજ હતાં. પ્રખ્યાત 'મોરિસ મોટર કારખાનું' પ્રથમતઃ સાઈકલો જ બનાવતું હતું.

સને ૧૮૭૭માં ચક્રને સફાઈદાર ગતિ લાવવા માટે છરાઓની અથવા બૉલ બેઅરિંગ્જની યોજના એક સાઈકલ બનાવનારાએ કાઢી. તે પછી ઘણે વર્ષે પેટ્રોલ મોટર નીકળી. પણ મોટર જેવું ગતિવાળું વાહન બૉલ બેઅરિંગ્જના ઉપયોગ વગર નકામું જ હતું.

એજ પ્રમાણે મોટરમાં વાપરવામાં આવતા ડીફરેન્શિઅલ ઍક્સલનો ઉપયોગ પ્રથમતઃ ત્રિચક્રીમાં જેમ્સ સ્ટાર્લેએ ૧૮૭૦ના અરસામાં શરૂ કર્યો હતો. ડીફરેન્શિયલ એક્સલનો ઉપયોગ પ્રથમતઃ દ્વિચક્રીમાં જેમ્સ સ્ટાર્લેએ ૧૮૭૦ના અરસામાં શરૂ કર્યો હતો. ડીફરેન્શિયલ એક્સલનું મહત્ત્વ કેટલું છે એ મોટરનો ઉપયોગ કરનારજ સમજી શકે.

ડનલૉપની રબરની વાટોની હકીકત ઉપર આવી ગઈ છે. રબરની વાટોનો મોટરને કેટલો ઉપયોગ છે એ કહેવાની જરૂર નથી. એ સિવાય ઝીણી ઝીણી અનેક બાબતો છે, કે જે સાઈકલ પાસેથીજ મોટરને મળેલી છે; વિમાનો, સ્ટીમ લોન્ચીસ વગેરે પેટ્રોલ એન્જીનના બળ વડે ચાલે છે એ વાત ખરી છે. તથાપિ સાઈકલ વિષયક બનેલી અનેક શોધોનો ઉપયોગ એમાં ઘણોજ થયેલો છે.

## કિરકોળ

(૧) ફ્રીવ્હીલ સને ૧૯૦૦થી વપરાશમાં આવ્યું. થ્રીસ્પીડ ગીઅર્સ, બ્રેક્સ, ડાયનામો, ગતિમાપવાના યંત્રો, ક્રોસ્ટર હબ વગેરે વસ્તુ હવે બહુજ પરિચયની થઈ છે.

(૨) સાઈકલમાં એકંદર છૂટા છૂટા કેટલા ભાગ હોય છે એ વિષયમાં બધાને કુતૂહલ હશે. સાધારણપણે એના ૩૦૦-૩૫૦ ભાગ હોય છે. પણ જુદાજુદા કારખાનાદારોની બનાવટમાં ફરક હોવાથી વધુ કે ઓછા ભાગો પણ હોય છે.

(૩) સાઈકલ સાથે પેટ્રોલ એન્જીનની ગોઠવણ સને ૧૮૮૫થી કરવામાં આવી.

(૪) ટેન્ડમ્સ—આ જાતની સાઈકલમાં બે થી આઠ માણસો સુધી બેસવાની સગવડ હોય છે.

(૫) નેશનલ સાઈકલ ક્લબ્ઝ, નામનો સંઘ બધા દેશોમાં છે. સાઈક્લિસ્ટોનાં હિતસંબંધોનું રક્ષણ કરવાના ઉદ્દેશથી એ સ્થાપન થયો છે. યુરોપમાં રસ્તાઓ સારા હોવાથી સાઈકલપ્રવાસી ત્યાં ઘણા છે. અને વારંવાર તેઓ દૂરદૂરની મુસાફરીઓ કરે છે.

(૬) સાઇકલ વધારેમાં વધારે કેટલું વજન ખેંચી શકે એ વિષે યંત્રજ્ઞોએ ગણત્રી કરી ઠરાવ્યું છે કે સાઇકલના વજન કરતાં દસગણો બોજો એ ઉપરથી લઈ જવામાં આવે છતાં એમાં કોઈ પણ પ્રકારે હરકત આવતી નથી.

(૭) દ્વિચક્રીમાં વારંવાર મહત્ત્વના જે સુધારાઓ થતા આવ્યા છે તેની જ માહિતી ઉપરના લેખમાં આવી છે. હજારો માણસોના પ્રયત્નથી આજનું સ્વરૂપ સાઈકલને પ્રાપ્ત થયું છે, એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. સાઈકલ વિષયક શોધોના કેટલા હક્ક આજ સુધી નોંધાયલા છે એ ચોક્કસ જાણી શકાયું નથી. છતાં પણ સને ૧૯૦૦ સુધી ૫૦૦૦ ઉપર હક્ક નોંધાયલા છે.

(૮) સ્ત્રીઓની દ્વિચક્રી:—એમાંની ફ્રેમ ખાસ કરીને ફ્રૉક વાપરનારી સ્ત્રીઓ માટે બનાવેલી છે. ગુજરાતી સ્ત્રીઓને આવી જ ફ્રેમ અનુકૂળ આવે છે.

(૯) બૉલ બેઅરિંગ્જઃ—બૉલ બેઅરિંગ્જ ઉર્ફે છરાઓનો ફાયદો એ છે કે સાઈકલના જુદાજુદા જે ભાગો ફરે છે તેમનું ઘર્ષણ એથી ઓછું થાય છે. છરાઓના ઉપયોગથી ફરતા ભાગો એક બીજા સાથે ઘસાતા નથી. છરા ઘસાય છે; એ ઘસાયા પછી બીજા ઘાલવામાં આવે છે.

સને ૧૮૬૮માં કૌપર નામના પ્રજાજને આરા (સ્પોક્સ) રબરની વાટો, બૉલબેઅરિંગ્જ વગેરેથી યુક્ત એવી સાઈકલ તૈયાર કરી હતી, એવું એના મિત્રોનું કહેવું છે. પણ આ ધંધામાં પૈસા રોકવામાં અર્થ નથી એવી સલાહ મળવાથી તેણે પછી કંઈ જ કર્યું નહિ. આ દુર્દૈવી માણસે સહેલાઈથી મળી શકતો શોધહક્ક પણ લીધો નહિ.

(૧૦) હવે ગયે વર્ષે એક અંગ્રેજ કંપનીએ પોલી પોલાદી નળીને બદલે, મોટરના ચાસીસ (chassis) માટે જેવી જાતનાં ઍન્ગલ આયર્ન વાપરવામાં આવે છે તેવા ઍન્ગલ આયર્ન અને નટ બોલ્ટજ કેવળ વાપરી સાઈકલ તૈયાર કરી છે. આ સાઈકલને છૂટી કરી ૨૬ ઘન ઇંચના ખોખામાં રાખી શકાય છે. મજબૂતીમાં એ પોલાદી નળીની સાઈકલથી વધારે સરસ છે એમ એ કંપનીનું કહેવું છે.

(૧૧) પુસ્તકો અને માસિકોઃ—વ્યવસ્થાથી સાઈકલ કેવી રીતે મૂકવી; સફાઈથી, સહેલાઈથી અને આરામ સાથે સાઈકલ કેમ ચલાવવી એની મનોરંજક ઘણી માહિતી નીચેના પુસ્તકોમાં અને માસિકોમાં મળી આવે છે.

**પુસ્તકો**

(1) Cycling, By H. Hewitt; 1903.
(2) Cycle Repairing & Adjusting, 1932.
(3) Modern Cycles, by Wallis-Taylor; 1897.
(4) The Cycle Industry, by Grew; 1921.
(5) The complete Cyclist, by H. Moore; 1935.

**માસિકો**

(1) Bycycling News, Bermingham.
(2) Motorcycle & Cycle Trader, London.
(3) Cycling, London.
(4) Cycling & Athletics, Manchester.
(5) National Cyclists Review, London.
(6) Sport, Play & Wheel-life, London.
(7) Cycling Touring Club's Gazzette, London.

---

# શ્રી રવીન્દ્રનાથ અને તેમની સાહિત્ય–ગંગા

ચીમનલાલ

[ ગતાંક પૃ. ૨૯૬ થી ચાલુ ]

ઈ. સ ૧૮૭૭માં તેમના ભાઇએ ‘ ભારતી ’ નામે એક પત્રની શરૂઆત કરી. તેમાં તેમનો ‘મેઘનાદ–વધ ’ કાવ્ય પરની ટીકાનો પ્રથમ લેખ પ્રગટ થયો. પાછળથી શ્રી રવીન્દ્રનાથને આ ટીકા માટે પશ્ચાતાપ થયેલો. ‘ કવિ–કાહિની ’ નામના પ્રથમ પ્રગટ થયેલ પુસ્તક માટે પણ તેમને ભવિષ્યમાં ખેદ જ થયો છે. કાચી વયનું પ્રકાશન લેખકને પુખ્ત વયે રસહીન ને ઘણીવાર પશ્ચાતાપભર્યો બનાવે છે એવી તેમની માન્યતા છે.

એ અરસામાં તેમણે સાહિત્યક્ષેત્રમાં એક નવી જ યુક્તિ અજમાવી. તેમણે ગુપ્ત રીતે રસભરી કવિતાઓ લખવા માંડી અને ભાનુસિંહ નામના બનાવટી જૂના કવિના અપ્રગટ સાહિત્યમાંથી સંશોધિત તરીકે તેને ‘ ભારતી ’માં પ્રગટ કરવા માંડી. અહીં કવિના નામ નીચે તે કવિતાઓ અપૂર્વ પ્રશંસા પામી. ભાનુસિંહ બંગાળનો સર્વોત્તમ કવિ લેખાયો. બંગાળી સાહિત્યમાં ભાનુસિંહની અનન્યતા સિદ્ધ કરતો નિબંધ લખી નિશીકાન્ત ચેટરજીએ ... વિદ્યાપીઠના ડોક્ટરની પદવી મેળવી. તે પછી વર્ષો વીતતાં શ્રી. રવીન્દ્રનાથે ‘ ભાનુ’ ... ‘રવિ’નો આ ભેદ પ્રગટ કર્યો.

‘ભારતી’ના લેખોએ તેમના નામને બંગાળમાં ઘેરઘેર જાણીતું બનાવ્યું. તેમાં તેઓ ‘યુરોપ–પ્રવાસીના પત્રો’ નામની લેખમાળા લખતા અને તેમના ભાઈ તે પર ટીકાઓનો મારો ચલાવતા. બંને ભાઈનું આ મધુર ચિંતનશીલ શબ્દયુદ્ધ બંગાળી વાચકવર્ગ પેર અજબ આકર્ષણ જમાવતું.

જગતમાં શ્રી. રવીન્દ્રનાથનું આજે જે સ્થાન છે તે જોતાં ક્રમિક ધોરણે તેમનું શિક્ષણ ખૂબ ઓછું ગણાય. પણ શાન્ત અભ્યાસથી તો તેમનું આખું જ જીવન ઓતપ્રોત રહ્યું છે. અંગ્રેજી ભાષા પર પ્રભુત્વ મેળવવા આધેડવય પણ તેમણે તદ્‌વિષયક અભ્યાસમાં જ વીતાવી. ભાગ્યબળે પણ તેમને તેમાં સગવડતા કરી આપી ગણાય. સરસ્વતીના ઉપાસકો કે નરરત્નોને કુદરત મોટેભાગે વિપરીત સંયોગોમાં જ ઉછેરે છે. પણ શ્રી રવીન્દ્રનાથને તો તેણે સરસ્વતીના મંદિર સમા ને વૈભવી કુટુંબમાં જન્મ આપ્યો. નાની વયે જ તેમની નામના પ્રસરી. મધ્યમ વયે તો તેમની કીર્તિ જગતવ્યાપી બની. એ કીર્તિએ તેમને આંગણે લક્ષ્મી અને પ્રભુતા આમંત્ર્યાં. તેમને જોઇતી સગવડતાઓ મળી.

શ્રી રવીન્દ્રનાથને મહાકવિ તરીકે તો સૌકોઈ પિછાને છે. પણ સાથે જ તે એક અધ્યાત્મપ્રેમી કુટુંબના પ્રતિનિધિ, વીર, ત્યાગી અને આર્ષદ્રષ્ટા ઋષિ પણ છે તે કોઈક જ જાણે છે.

તેમના દાદા શ્રી દ્વારકાનાથ એક તેજસ્વી જાગીરદાર સાથે જંગી પેઢીના સંસ્થાપક હતા. તેમના મૃત્યુ સમયે પેઢીને લગભગ એક કરોડનું દેવું ને સીત્તેર લાખની ઉઘરાણી

હતી. પુત્રોને દુઃખ ન પડે એ આશયે અગાઉથી જ તેમણે તેમને માટે જુદું ટ્રસ્ટ કરી રાખેલું. તેઓ મૃત્યુ પામતાં પેઢીના સંચાલકે લેણદારોને એ પરિસ્થિતિ સમજાવી ને ટ્રસ્ટની મિલકત બાદ કરી બીજીથી સંતોષ પામવા કહ્યું. પણ પુત્રો વચ્ચે જ બોલી ઊઠ્યા, "અમને ટ્રસ્ટની એ જુદી મિલકત ન ખપે." ને તેમણે પોતાનું સર્વસ્વ લેણદારોને ચરણે ધરી દીધું. લેણદારોએ તેમની એ શુભ નિષ્ઠાની જો કે ભવ્ય કદર કરી પણ બંને ભાઈઓએ તો એ સ્થિતિમાં આંગળી પરની વીંટીને પણ અસ્પર્શ્ય માની.

તે બેમાંના એક શ્રી દેવેન્દ્રનાથ તે શ્રી રવીન્દ્રનાથના પિતા; ગિરીન્દ્રનાથ તેમના કાકા.

શ્રી દેવેન્દ્રનાથ તેજસ્વી, સત્યપ્રેમી, જ્ઞાનઘેલા ને બ્રહ્મદ્રષ્ટા હતા. તેમનાં રક્ષાવલ લખાણોમાં તેમનો સાધક આત્મા મૂર્તિમન્ત બને છે. તે સંસારી છતાં મહર્ષિ ગણાતા.' તેમના જીવનચરિત્રમાં શ્રી રવીન્દ્રનાથે એ મહર્ષિપદને પ્રતિબિંબિત કરી બતાવ્યું છે. તેમના ભાઈ ગિરીન્દ્રનાથની ભાવના પણ કંઈક એવી જ હતી.

શ્રી રવીન્દ્રનાથના મોટાભાઈ દ્વિજેન્દ્રનાથ પણ જ્ઞાનયોગી ગણાયા છે. પાશ્ચાત્ય પ્રવાહને વારવાને અશક્ત છતાં તેમણે તેનાં અનિષ્ટ તત્ત્વોને તો નિહાળી જ લીધેલાં. તે આર્યસંસ્કૃતિ ને આર્યગ્રન્થોના અધ્યયનમાં જ ડૂબેલ રહેતા. શ્રી રવીન્દ્રનાથમાં વિકસતી પાશ્ચાત્ય ભાવનાને હઠાવવામાં તેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

કવિવરનાં ભાભી પણ આર્ય રમણીઓમાં રત્ન સમાં હતાં. માતાના મૃત્યુ સમયે તેમણે પોતાને ને પોતાનાં ભાઈભાંડુઓને જે મધુર સ્નેહપૂર્વક ગોદમાં લીધેલાં તેની સ્મૃતિ નોંધતાં શ્રી રવીન્દ્રનાથના શબ્દો પણ સ્નેહાર્દ્ર બને છે. તે ભાભીના વિશદ વ્યક્તિત્વે જ રવીન્દ્રનાથનાં સ્ત્રીપાત્રો પર ધસી આવતી પાશ્ચાત્ય ખુમારી ને સ્વચ્છંદતાને દૂર રાખ્યાં છે. ધોળી સંસ્કૃતિની વચ્ચે રમતાં એમનાં સ્ત્રીપાત્રોમાં પણ ઊંડે ઊંડે તો આર્યત્વજ ચમકતું હોય છે

તેમના કવિહૃદયને, નૈસર્ગિક ભાવોને ને આર્યદષ્ટિને પ્રથમ સમજનાર ને ઉત્તેજનાર તેમના પિતા હતા. તે પિતાએ જ તેમને વર્તમાન પ્રવાહોને નિરખવા, પાશ્ચાત્ય કાયદાને ને જ્ઞાનને પણ ઝીલવા, પ્રવાસથી મનને મોકળું ને ભવ્ય બનાવવા વિલાયત જવાની અનુમતિ આપી.

વિલાયત જતાં પહેલાં તે અમદાવાદ આવ્યા. ત્યાં તેમના ભાઈ ન્યાયાધીશ હતા; શાહીબાગમાં તેમનો બંગલો હતો. ત્યાં રહી શ્રી રવીન્દ્રનાથે રસસાહિત્યના વાંચન ઉપરાંત સરિતા અને પ્રકૃતિમાંથી અવનવા ભાવ ઝીલ્યા; ત્યાં ટેનીસનની કૃતિઓ આદ્યંત વાંચી લીધી. તેમની તે સંસ્મૃતિઓ મધુર અને રસભરી છે.

તેમની પહેલી સળંગ વાર્તાનો પ્રસંગ પણ જાણવા જેવો છેઃ

તેમનાં ભાભી એક નવા નીકળેલ માસિક માટે તેમની પાસે વાર્તાની સતત માગણી કરતાં. પણ તેમને કંઈ સૂઝતું નહોતું. તે અરસામાં તેઓ કંઈક કામ પ્રસંગે દેવઘર ગયા. ત્યાંથી રાત્રે પાછા ફરતાં તે, ઝાંખા પ્રકાશથી અણગમો ઉપજાવતી અને મુસાફરોથી લદાઈ ગયેલી, ટ્રેઈનમાં મુશ્કેલીએ સૂવા પામ્યા. તે સમયે તેમણે સ્વપ્નમાં એક દૃશ્ય જોયુંઃ નિર્દોષ પશુઓનાં લોહી ઝંખતી કોઈક માતાના મંદિરને પગથિયે ચડતાં એક બાળા ત્યાં પથરાયલ લોહી જોઈ, કમકમી ઊઠી, પિતાને તેનું કારણ પૂછતી હતી;—આ દૃશ્યે તેમનામાં વાર્તાનું ઝરણું પ્રગટાવ્યું. તે પરથી તેમણે ભાભીના માસિકને માટે, હપ્તે હપ્તે, નિર્દોષ પ્રાણીઓની હિંસા સામે પુણ્યપ્રકોપ સમી, 'રાજર્ષિ' નામની સળંગ વાર્તા લખી.

બાવીશ વર્ષની ઉમરે તેમનાં લગ્ન થયાં. ચોવીશે તેમને પિતૃમિલકતનો વારસો મળ્યો.

તે પછી તેઓ બૅરિસ્ટર બનવાને ઇંગ્લંડ ગયા.–'ભારતી'માં 'યુરોપ–પ્રવાસીના પત્રો'ની લેખમાળા તેમણે આ સમયે લખેલી—ને બૅરીષ્ટર બનવાને બદલે સાહિત્યનો અભ્યાસ કરી તે ત્યાંથી પાછા ફર્યા.

એ સમયે તેમની કીર્તિ જગતવ્યાપી જો કે નહોતી બની, પણ બંગાળમાં તો તેની સુવાસ ચોમેર પ્રસરી હતી. તે યુગના વિખ્યાત પુરુષો શ્રી રોમેશચન્દ્ર દત્ત અને બીજાઓ પર પણ તેમની પ્રતિભાએ જાદુઈ અસર કરેલી. વિશ્વવિખ્યાત વિજ્ઞાનવીર શ્રી જગદીશચન્દ્ર બોઝ તો તેમના પરમ પ્રશંસક બની ગયેલા.

શ્રી રવીન્દ્રનાથ વારંવાર પોતાને આંગણે બોઝને આમંત્રતા, ને બોઝ જો તેઓ હંમેશાં એકએક નવી વાર્તા રચી તે પોતાને વાંચી સંભળાવે તો તે આમંત્રણનો સ્વીકાર કરતા. રવીન્દ્રનાથને તેમની એ શરત સ્વીકારવી જ પડતી. ને એ રીતે બોઝના આગ્રહથી પદ્મા નદીને કાંઠે આવેલા શિલોડા ગામમાં ઘણી ટૂંકી વાર્તાઓ લખાઈ. ને બોઝે રસઘેલા મુખે તેજ શાન્ત પ્રકૃતિમંદિરમાં તે વાર્તાઓના રસ પીધો.

૧૯૦૫માં શ્રી બોઝ વિજ્ઞાનવિષયમાં જગતવ્યાપી કીર્તિ વર્યા. શ્રી રવીન્દ્રનાથની પ્રતિભા તેઓ તેના સૂક્ષ્મ સ્વરૂપમાં પારખી ગયા હતા. ને તેમને સાહિત્યવિષયમાં જગતયશસ્વી બનાવવાને ઈ. સ. ૧૯૦૦માં તેઓ શ્રી રવીન્દ્રનાથની 'કાબુલીવાળા' નામની વાર્તાનું, ભગિની નિવેદિતાએ કરેલું, અંગ્રેજી ભાષાંતર પોતાની સાથે યુરોપ લઈ ગયા.

એ વાર્તા તેમણે યુરોપના કેટલાક સાહિત્યકારોને બતાવી. કોઈએ તેનાં વખાણ કર્યાં, કોઇએ તેને લાગણીપ્રધાન કહી તુચ્છકારી કાઢી. તે યુગના મહાન સાહિત્યકાર પ્રીન્સ ક્રોપૅાટકીન એ વાર્તા પર મુગ્ધ બની ગયા. તેમણે તેને અનન્ય ઠેરવી; પણ એક અંગ્રેજી માસિકે તેને પ્રગટ કરવા પણ ના કહી.

હિંદીઓ પોતાનાં નરરત્નોને પારખી શકતા જ નથી એવો તેમના પર વારંવાર આરોપ મૂકવામાં આવે છે. પણ એ આરોપ ઘણો જ બેહૂદો છે. નરરત્નોને જગતમાં કોઇ જ પારખી શકતું નથી. તેમની પ્રતિભાને તો ઝીલી શકે છે એવાં જ કોઇક છૂપાં નરરત્નો અથવા તો ભાગ્યબળે કે જુનાં નરરત્નોના આશ્રયે જગતના મહાપુરુષ ગણાતા યશસ્વી કલાકારો. એવા મહાન કલાકારો કોઈ ઊગતાને ઓળખાવે ત્યારે જગત તેને પૂજવા દોડે છે. ત્યાંસુધી કે તે પછી પણ તેને સમજવાને તો મોટે ભાગે તે અશક્ત જ હોય છે.

પ્રીન્સ ક્રોપોટકીને રવીન્દ્રનાથને અનન્ય કહ્યા, કવિવર યીટ્સે તેમની ગીતાંજલિનો અનુવાદ જોતાંજ તેના પર મુગ્ધ બની તેની બેહદ પ્રશંસા આદરી ને બીજા પણ કેટલાક નામાંકિત સાહિત્યકારોએ તેમને જ્યારે વધાવી લીધા ત્યારે તેવા અનેકનાં સૂચનથી તેમને ૧૯૧૩માં 'નોબલપ્રાઈઝ'ની કલગી અપાણી. સરકારે એ કલગી જોતાં જ તેમને 'સર'નો માનવન્ત ઇલ્કાબ આપ્યો. એ કલગી ને એ ઇલ્કાબના તેજમાં જગતે જાણ્યું કે, 'આ પણ કોઇક અમર સાહિત્યકાર છે.' અને થોડાક મહિનાઓ પહેલાં, જેની જે કૃતિઓ પ્રગટ કરવાને પણ જેઓ તૈયાર નહોતા એવા પ્રકાશકોએ ને પત્રકારોએ તેમની તેજ કૃતિઓને ગમે તેવાં મૂલ્યે પણ ખરીદી લેવાને દોડાદોડ આદરી.

ત્યારે રવીન્દ્રનાથને ઓળખાવનાર કોણ? પશ્ચિમ?—કે તેના બેચાર સાહિત્યકારો? ને એવા સાહિત્યકારોએ તેમની યશસ્વી કૃતિઓ તપાસી તેમને પારખ્યા તે પહેલાં તો એવા

કેટલાય મહાન હીંદી સાહિત્યકારોએ તેમને સરસ્વતીના પ્રિયતમ તરીકે વધાવી લીધા હતા. તેમના પિતા અને ભાઈએ શિશુવયેજ તેમની કવિતાની મધુર સુવાસ પારખી લીધી હતી.

યુરોપ કદાચ એટલો ગર્વ લઈ શકે કે રવીન્દ્રનાથને દ્રવ્યની છોળોથી તેણે જ પ્રથમ વધાવ્યા. ને એ છોળો પર માનવીની કિંમત આંકતી પ્રજાએ તે પછીજ તેમને ઓળખ્યા. પણ એનો અર્થ એ ન થઈ શકે કે પશ્ચિમની પરીક્ષણશક્તિ પૂર્વ કરતાં વિશેષ છે. તેને ત્યાં દ્રવ્યની સરિતાઓ વહે છે ને જ્યાં વિશેષતા જુએ ત્યાં તે છંટકાવ કરે છે. ગરીબ હિંદને એ સગવડતા નથી. પણ હિંદમાં જ્યારે એ સગવડતા હતી ત્યારે આજે યુરોપ તેના મહાનમાં મહાન લેખકને જે નથી આપી શકતું તે હિંદે કવિત્વની સામાન્ય પ્રતિભા દાખવનારને પણ આપ્યું છે. ને તાત્ત્વિક ગણનાએ તો રવીન્દ્રનાથના પ્રસંગમાં પણ નોબલપ્રાઈઝના સવાલાખ કરતાં દેવેન્દ્રનાથના પાંચસોની કિંમત વધારે છે.

કવિવરને નોબલપ્રાઈઝ મળતા વધુમાં વધુ હર્ષ તો થયો શ્રી જગદીશ બોઝને. તેમાં તેમને પોતાનો શ્રમ સફળ થતો લાગ્યો. ને તે સમયે તેમણે શ્રી રવીન્દ્રનાથના પગ ચાટતાં કેટલાંક અંગ્રેજી પત્રોને એવાં મર્મવચન સંભળાવ્યાં કે એવા પત્રના તંત્રીઓના સાહિત્યકારને પારખી લેવાના ગર્વને જાણે વીંછુ કરડ્યા.

શ્રી રવીન્દ્રનાથનો માતૃભાષા પ્રતિનો પ્રેમ અનન્ય છે. અંગ્રેજી ભાષા પર પ્રભુત્વ કેળવી લીધા પછી પણ પોતાની કૃતિઓ તો તેમણે મૂળ બંગાળીમાંજ લખી. તેમના સંખ્યાબંધ ગ્રન્થોમાં 'પર્સનાલીટી,' 'સાધના', અને 'રીલીજિયન ઓફ મેન' એ ત્રણ નાના ગ્રન્થો જ મૂળ અંગ્રેજીમાં લખાયા છે. એમાં પણ એક કારણ તો એ છે કે આ ત્રણ ગ્રન્થોમાં તેમને હિંદને આપવાનું હોય તે કરતાં હિંદ તરફથી પરદેશીઓને આપવાનું વિશેષ છે. અંગ્રેજીમાં ઉતરાયલા એમના અન્ય ગ્રન્થો બંગાળી પરથી પોતે અનુવાદિત કરેલા અથવા બીજા પાસે કરાવેલા છે.

૧૯૨૫માં ભરાયલ પહેલી તત્ત્વજ્ઞાન-પરિષદના પ્રમુખપદેથી તેમણે આપેલું ભાષણ તે ગહન વિષયની ગણતરીએ પણ આવકારદાયક ગણી શકાય એવું છે.

દરેક મહાપુરુષની જેમ તેઓ પણ ભાગ્ય અને કોઈક મહાન નિશ્ચલ તત્ત્વમાં માનનાર છે. તેમનાજ શબ્દોમાં—'ભાગ્ય વિના હું કોઈથી ડરતો નથી—જે ભાગ્યની સમીપ હિંમત કે વીરત્વ જેટલાં અસંગત છે તેટલાંજ તે પાંગળાં ને નિરર્થક છે.'

તેમનો રાષ્ટ્રપ્રેમ પણ અપૂર્વ છે. પોતાને મળેલો 'સર'નો માનવંત ઈલ્કાબ તેમણે, ૧૯૧૯માં જલિયનવાલા બાગની કતલ વખતે, તે કતલ સામે ઉગ્ર વિરોધ દાખવતા તીક્ષ્ણ પત્ર સાથે, હિંદી વજીર પર પાછો મોકલાવી આપેલો. તેમણે રચેલું 'જનગણમન અધિનાયક જય હે'નું ગીત બંકીમબાબુના એક 'વન્દે માતરમ્' ગીતથીજ બીજા નંબરનું રાષ્ટ્રગીત ગણાય છે.

પૃથ્વીના લગભગ દરેક દેશમાં તેમણે મુસાફરી કરી છે. પ્રત્યેક સ્થળે તેમનું શાહી સ્વાગત થયું છે. રાષ્ટ્રવાદ પરનાં તેમનાં ભાષણોએ અમેરિકન પ્રજાને નવો દૃષ્ટિકોણ આપ્યો. ચીનનાં રાજપ્રજાએ તેમને ઋષિની જેમ વધાવ્યા. જાપાનના શહેનશાહે જ્યારે તેમને પોતાના સૈન્યે જીતેલી ભૂમિને કવિતાથી વધાવવા વિનંતિ કરી ત્યારે કવિવરે ગાયું: 'નિર્દોષોના રક્તથી રંગીત અય ભૂમિ મૈયા'—વિ. રશિયાના પ્રજાકીય વિકાસની તેમના મન પર ઘણી સુંદર છાપ પડી છે—જે તેમણે પોતાના તદવિષયક પત્રોમાં વ્યક્ત કરી છે. એક રશિયન પ્રૉફેસર પરના પત્રમાં તેઓ લખે છે, 'લક્ષ્મીના પ્રવાહને વ્યક્તિ તજી સમષ્ટિ તરફ વાળનાં તમે વિજય વર્યા છો.'

ફ્રેન્ચ પ્રજા 'ગીતાંજલિ'ના દર્શન સાથેજ તેમના તરફ દૈવી માનભરી નજરે જુએ છે. લુઇસ ચેડોર્ન અને બીજા પણ અનેક ફ્રેન્ચ વિદ્વાનોએ પોતાની પ્રજાને તે મહાન કવિવરના સર્જનની અપૂર્વતા સમજાવી છે.

૧૯૩૦માં તેમની સીત્તેરમી જન્મજયંતિ ઉજવાઇ. જગતભરના વિદ્વાનોએ તે સમયે તેમની ભવ્ય અને રસિક સાત્વિકતાનાં મુક્ત કંઠે વખાણ કર્યા. તે જયંતિ પ્રસંગે તેમને અર્પવાને તૈયાર કરાયેલો ભવ્ય સ્મૃતિગ્રન્થ કળા, સાહિત્ય ને કવિવરની મધુર સુવાસના ત્રિવેણીસંગમ સમો છે.

તેજ જયંતિ પ્રસંગે શ્રી હરપ્રસાદ શાસ્ત્રીએ કહ્યું: 'કવિવરના નિબંધો તેજઝરતા, તેમની ટીકા તલસ્પર્શી, તેમના કટાક્ષ તીક્ષ્ણ, ને આર્ય કવિઓ વિષેનો તેમનો અભિપ્રાય સૂક્ષ્મ રસદર્શક છે.'

તેમનું વાચન ખુબજ વિશાળ છે. મહાન ફ્રેન્ચ ટીકાકારના મતે, 'પાશ્ચાત્ય સંસ્કૃતિ ને સાહિત્યમાં ઝીલવા જેવું જે કંઈ છે તે સર્વ તેમણે ઝીલી લીધું છે.' 'કોઈ પણ વિષયને સ્પર્શતાં પહેલાં તે વિષયનું શક્યસંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી લેવુંજ જોઈએ,'—મિલ્ટનના એ સિદ્ધાંતને તેઓ સાહિત્યજીવનમાં અક્ષરશઃ અનુસર્યા છે.

હિંદી સાહિત્યનો સમીક્ષક હર્બર્ટ ગોવેન કહે છે: 'તેમનાં કવિતોમાં આપણે ભારતવર્ષીય ઇતિહાસના ઉષઃકાલમાં જે પ્રેરણાએ વેદ સર્જ્યા એજ પ્રેરણાનું પુનઃ રસદર્શન કરીએ છીએ. સૂક્ષ્મ ને ગૂઢ અંતરભાવથી કવિતસુંદરીની ચાપલ્યતાને તો કાળીદાસ પણ તેમની જેમ અલકૃત નથી કરી શકતા...વર્ષા અને વંટોળને કવિતાદેહે ગૂંથવામાં પણ એ પ્રાચીન કવિ તેમની સમીપ ઝાંખા પડી જાય છે.'

કાળીદાસ સાથે તો જગતના કોઈ પણ અન્ય કવિની સરખામણી પણ ન થઈ શકે. શેક્સપિયર, મિલ્ટન, ડાન્ટે, વર્ડ્ઝ્વર્થ કે ગેટે—કાળીદાસ આગળ તો સર્વે ઝાંખાજ છે. એટલે રવીન્દ્રનાથની કવિકિરીટ સાથેની સરખામણીનો પ્રશ્નજ નથી ઉદ્ભવતો. પણ ઉક્ત અવલોકન એમ કહીને શ્રી રવીન્દ્રનાથ પ્રતિના મહાન સાહિત્યકારોના અનન્ય ભાવનું સૂચક તો બને જ છે.

સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે કાળીદાસે રસસૃષ્ટિમાં રહી તેનું પ્રતિબિંબ ઝીલ્યું; શ્રી રવીન્દ્રનાથે પીડિતોની સૃષ્ટિમાં રહી તે ઝીલ્યું; પોતપોતાના વિષયમાં બંનેએ અપૂર્વતા દર્શાવી. પણ કાળીદાસની લય અને રંગતદ્રુપતા અને તેનાં સ્વર્ગીય રસછાંટણાં તો જગત-સાહિત્યમાં અનન્ય જ છે.

આનો અર્થ એ નથી કે શ્રી રવીન્દ્રનાથ મહાકવિ નથી. પાશ્ચાત્ય વિદ્વાનો જેમની સાથે તેમની સરખામણીમાં પણ નથી ઉતરતા એવા યુરોપના અનેક મહાકવિઓ કરતાં પણ તેઓ કયાંય મહાન છે.

સહૃદયતા કેવળ કવિતામાં જ નહિ—જીવનમાં પણ તેમણે ઉતારી છે. ગઈ સાલ પોતાની જાગીરના ખેડૂતો પાસે નીકળતા લેણાના દશહજાર રૂપિયા તેમણે માફ કરી દીધેલા.

સરસ્વતીપ્રેમ માટે પણ તેમણે આપેલો ભોગ જેવોતેવો નથી પિતાએ જ્યાં શાંતિ સાધી તે સ્થળને ૧૯૦૧માં શાન્તિનિકેતનનું નામ આપી ત્યાં તેમણે 'વિશ્વભારતી' નામના સરસ્વતિમંદિરની સ્થાપના કરી. તેના વિકાસમાંજ તેમણે જીવન પરોવ્યું. તે મંદિર આજે તો વિશ્વવિદ્યાલય ગણાય છે પણ તેનું આધુનિક સ્વરૂપ તો તેમનાં અનેક વર્ષોના અથાગ શ્રમનું ફળ છે. પોતાને મળેલી નોબલપ્રાઈઝની રકમ તેમણે તે વિદ્યાલયને સોંપી દીધેલી. તે પછી પણ તેમણે તેની આર્થિક સમતોલતા ટકાવી રાખવા અનેક સ્થળે નાટ્યપ્રયોગો કર્યા છે.

ને મધુર દૃષ્ટિએ જગત પર પ્રેમ વર્ષાવતાં તે જ સ્થળે રહી આજે તેઓ જીવનની ઉત્તરાવસ્થા વીતાવે છે.

---




**રાસકૌમુદી**—લેખક અને પ્રકાશક : મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ, રાવપુરા, વડોદરા. કિંમત—રૂપિઓ એક.

લેખકનો આ પાંચમો રાસસંગ્રહ છે. પ્રથમ ચારેને પ્રજાએ વધાવી લીધેલ હોઈ આ પાંચમો પણ વધાવાય એ સ્વાભાવિક છે.

ગેયતા, લાલિત્ય, શબ્દઝણકાર, ભાવમાધુર્ય, કર્ણપ્રિયતા, તેજ ને પ્રાણ–એવાં વિધવિધ અંગોની ખીલવણી પર રાસના વિજયનો આધાર છે. નિસર્ગથી અલંકૃત સરોવરની મધ્યમાં ચમકતા મણિનાં કિરણો સરોવરના જળને તેજવન્ત બનાવે ને જે દૃશ્ય પ્રકટે એવું જ સુંદરીના મુખમાંથી ટપકતા રાસે ભાવદૃશ્ય ગૂંથાય–ને ત્યારેજ રાસ એ રાસ કહેવાય.

બધાંય નહિ તોપણ કેટલાંક આકર્ષક અંગો તો આ સંગ્રહમાં સારી રીતે વિકસ્યાં છે. ભાવસામર્થ્યમાં તીક્ષ્ણ પ્રબળતા શોધવી પડે–છતાં બાહ્ય અંગો રાસને વિજયી બનાવવાને પૂરતાં ગણાય એવાં છે.

સૂક્ષ્મમંથન ને લાલિત્ય–બંનેનો સંયોગ તો વિરલ જ ગણાય. આમાં લાલિત્ય સાથે મંથન પણ કંઈક અંશે હોઈ રાસોને વિરલ નહિ તોપણ સુંદર આવકારને પાત્ર તો ગણી શકાય.

શરૂઆતમાં આપેલ 'ગુજરાતણોના રાસ–ગરબા' નામનો નિબંધ તે વિષયનો ઇતિહાસ ને વિવેચન સુંદર રીતે ને રોચક ભાષામાં પૂરાં પાડે છે.

**રાસપાંખડી**—રચનાર : શ્રી. વિવિત્સુ; પ્રકાશક : ચીમનલાલ ભોગીલાલ ગાંધી, વેડવાળું ફળિયું, રાવપુરા; વડોદરા. કીંમત–આઠ આના.

જુદાંજુદાં ગુજરાતી પત્રોમાં પ્રગટ થયેલ રાસોનો આ સંગ્રહ લેખકના તદ્‌વિષયક પ્રતિનિધિગ્રન્થની ઉણપ પૂરી પાડે છે.

આ સંગ્રહમાં બોતેર રાસ પ્રગટ થયા છે. વિષયવૈવિધ્યતા સારી છે. કુટુંબ, રાષ્ટ્ર, પ્રકૃતિ વિ. વિષયોને લેખક સુંદર સ્પર્શ કરી શકે છે. ગેય કાવ્યો જે મનોહરતા માગી લે છે તે દરેક કવિ સંપુર્ણ સ્વરૂપમાં તો પૂરી નજ પાડી શકે. એટલે શ્રી વિવિત્સુનો આ શ્રમ પ્રશસ્ય છે. શબ્દગૂંથણીમાં પરિપૂર્ણતા અને કર્ણપ્રિયતા બેમાંથી એકની જ પસંદગી કરવાની હોય એ સંજોગમાં ગેય કાવ્યોમાં કર્ણપ્રિયતાને અગ્રસ્થાન મળવું જોઇએ. બંને સ્વરૂપમાં શબ્દો પૂર્ણ સફળતા પૂર્વક વપરાયલ તો 'મેઘદૂત'સમા કાવ્યમણિમાં જ નજરે ચડે છે, એટલે કર્ણપ્રિયતા જ રાસના વિજયની મુખ્ય ચાવી ગણાવી જોઇએ.

સંગ્રહની શરૂઆતમાં જ શ્રી મંજુલાલ ર. મજમુદારે કરાવેલ તેનો પરિચય સુંદર વિવેચનની ગરજ સારે એવો છે.

**આંખાં કિરણ**—લેખક : રતિલાલ નાથાલાલ શાહ, રાયપુર, બગડાવાડ, ૨૫૪૨, અમદાવાદ. કીંમત–૭ આના.

દશેક નાની વાર્તાઓનો આ સંગ્રહ છે. વિષયવૈવિધ્યતા, રોચક શૈલિ ને હળવું વાંચન –ત્રણે દૃષ્ટિએ સુયોગ્ય હોઈ તે આવકારને પાત્ર છે.

**અભ્યુદય માર્ગ**—લેખક : સ્વ. મેઘજી હીરજી બુકસેલર; પ્રકાશક : શ્રી મેઘરાજ જૈન પુસ્તક ભંડાર, ૪૨ ખારાકુવા-મુંબઈ : ૨. આવૃત્તિ બીજી. કીંમત—આઠ આના.

આ પુસ્તકમાં અભ્યુદયનો અર્થ, સંસ્કારની અસર, સાનુકૂળ સંયોગો, ઉદ્યોગ, વ્યવહાર, ગૃહસ્થાશ્રમ વગેરે વિષયો હળવી ભાષામાં સમજાવવામાં આવ્યા છે.

શ્રી સુશીલે શરૂઆતમાં મેઘજીભાઇનો પરિચય કરાવ્યો છે. મેઘજીભાઈ વ્યવસાયે પુસ્તક પ્રકાશક ને વિક્રેતા—છતાં ગ્રન્થોના સતત સમાગમે તેમનામાં પણ લેખનભાવ પ્રગટ્યો. ને માંદગીને બિછાનેથી તેમણે પોતાના વિચારોને આ રીતે ગ્રન્થસ્થ કર્યા.

**આરોગ્ય ડાયરી**—સંવત ૧૯૯૫ સંપાદક : વૈદ્યરાજ પંડિત હરિપ્રસાદ સી. ભટ્ટ. પ્રકાશક: બાલ આરોગ્ય ભુવન, રાવપુરા, ટાવર સામે, વડોદરા.

શરૂઆતમાં આરોગ્યપ્રધાનતાએ જીવનમાં જરૂરી વિષયોની માહિતી આપી તેમજ શારિરીક સુંદરતા સાચવી રાખવાને માર્ગદર્શન કરાવી, સાથેસાથે શરીરશાસ્ત્ર અને તેનાં વિવિધ સ્વરૂપોની સમજણ આપી–ને પછી દૈનિક ક્રમનાં પાનાં અપાયાં છે. દિવસદીઠ સારા કાગળમાં એકેક પાનું–નીચેના ભાગમાં આરોગ્યને લગતી એકાદ લીટી. જાહેર-ખબરોના ભારના અભાવના કારણે, તેમજ રૂપરંગ જોતાં પ્રકાશન આવકારપાત્ર છે.

'ઋતુચર્યા' ના કોઠામાં માંસાહારનીતિનું પ્રદર્શન ન કરાયું હોત તો ડાયરી સર્વ સ્વીકાર્ય બની શકત.

## ખાસ અંકો

**कल्याण**—તંત્રી : શ્રી હનુમાનપ્રસાદ પોદાર. ગીતા પ્રેસ, ગોરખપુર. લવાજમ: ૪–૩–૦.

શ્રાવણ માસથી આ હિંદી માસિકપત્રનું વર્ષ શરૂ થાય છે. આ વર્ષના પ્રથમ અંક તરીકે હજારેક પાનાં અને સંખ્યાબંધ ત્રિરંગી ચિત્રોથી વિભૂષિત **માનસાંક** અપાયો છે. ચાલુ અંકોમાં–બીજે અને ત્રીજે એ માનસાંકની પૂર્તિ સમા છે. ચોથો શુદ્ધિ સાચવવાના વિધવિધ માર્ગ સમજાવે છે.

મહાન હિંદી ભક્તકવિ શ્રી તુલસીદાસનું રામાયણ–રામચરિતમાનસ–જગપ્રસિદ્ધ છે. પ્રથમ અંકમાં એ રામાયણ તેના સરળ અર્થ સાથે છપાયું છે; પ્રસંગે પ્રસંગે આર્ટપેપર ઉપર સુંદર ત્રિરંગી ચિત્રો અપાયાં છે. બીજા અને ત્રીજા અંકમાં તુલસીદાસજી અને એમના રામાયણને લગતા જુદાજુદા લેખો પ્રગટ થયા છે.

આર્યસંસ્કૃતિ અને આર્યસાહિત્ય–આટલાં ઓછા મૂલ્યે સુંદર સ્વરૂપમાં પ્રગટ કરીને કલ્યાણ ખરેખર હિંદની સાચી સેવા બજાવી રહ્યું છે.

**ગુજરાતી**—તંત્રી : નટવરલાલ ઇચ્છારામ દેસાઇ. 'સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ કોટ, મુંબઇ. **દિપોત્સવી** અંક. કીંમત.—રૂા. ૧.

દોઢસો પાનાના આ દળદાર અંકમાં વિધવિધ વાર્તાઓ, શ્રી ખબરદારનું સુંદર કાવ્ય, પૌરાણિક પ્રસંગો, અનુવાદો, સાહિત્ય-વિવેચન, વિ. ઠીકઠીક સ્વરૂપમાં પ્રગટ થયાં છે. પોતાના દૃષ્ટિબિન્દુને સુંદર રાખ્યા છતાં 'ગુજરાતી' ઘણી વખત વિવિધ વિષયો અને પરસ્પર વિરૂદ્ધ દૃષ્ટિબિન્દુઓનો અરુચિકર ભેળ કરી નાંખે છે. આ અંકમાં પણ કંઇક એવોજ ભેળ દેખાય છે.

**ગુજરાતી પંચ**—તંત્રી : સોમાલાલ મંગળદાસ શાહ, ગાંધી રોડ, ચાર રસ્તા, અમદાવાદ. વા. લવાજમ રૂા. ૪–૦–૦.

અમદાવાદનાં અગ્રગણ્ય અઠવાડિકોમાંના એક તરીકે આ પત્ર ગુજરાતમાં પણ વર્ષોથી જાણીતું બન્યું છે. વર્તમાન પ્રવાહ અને આર્ય સંસ્કૃતિ–બંને દૃષ્ટિબિન્દુઓને તેમાં સ્થાન હોય છે.

# શિક્ષણનાં સામ્રાજ્ય

લેખકઃ 'ચન્દ્રિક'

આપણી વર્તમાન શિક્ષણપદ્ધતિના પ્રતાપે ઊભી થતી મુશ્કેલીઓથી આજે ભાગ્યે જ કોઈ અણજાણ હશે. એ પદ્ધતિના પ્રતાપે મેળવાતા શિક્ષણના પરિણામે બેકારીની વૃદ્ધિ થતી જાય છે એ નિર્વિવાદ છે. એટલે એમાં ફેરફારની આવશ્યકતા અનિવાર્ય છે એ પદ્ધતિ કયાં ધોરણો ઉપર રચાઈ છે અને એના પરિણામે કેળવણીનાં કયાં તત્ત્વો નિષ્પન્ન થાય છે એ વિચારીએ.

વર્તમાન શિક્ષણપદ્ધતિ બાળકોને બાળક માનવા ના પાડે છે. તેના મતે-બાળકો અનુભવી માનવી તરીકે વર્તી શકતાં નથી માટે તે શિક્ષાને પાત્ર છે; ઘોંઘાટભર્યું બાળપણ વીતાવવું એ તેમનો ગુન્હો છે. પણ બાળપણું કુદરતી સૌજન્ય છે; કુદરતી રીતે જ નવનવીન વસ્તુઓ તરફ બાળ-મન આકર્ષાય છે; અવનવી માહિતી મેળવવાની વાંચ્છના બાળમાનસ માટે સ્વાભાવિક છે. આ વસ્તુને વર્તમાન કેળવણીકાર કાં તો સમજી શકતા નથી, અગર તો આવકારવા તૈયાર નથી. પરિણામે, બાળક કુદરતની પ્રેરણા અને શિક્ષકના નિયમબદ્ધ સ્વામિત્વ વચ્ચે ઘર્ષણનો ભોગ બને છે.

બાળકના મનને એકાગ્ર બનાવવાથી શિક્ષણ ફાયદાકારક થશે એમ શિક્ષક માને છે; જ્યારે કુદરત બાળકના મનને વિવિધ દિશામાં વિકસાવવા મથન કરે છે. અણધાર્યા આશ્ચર્યથી બાળ-મન ઊભરાય છે, અને એ આશ્ચર્યના શમન અર્થે જીવાતા જીવનમાં જરૂરની એવી અનેક વિગતો જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે. બાળકના મનનો પૂર્ણ વિકાસ સધાય એ હેતુથી પ્રતિપળે નવીન વસ્તુ જાણવાની જીજ્ઞાસા સ્વાભાવિક છે; પણ એ સ્વાભાવિકતા નિયમબદ્ધ સ્વામિત્વ ધરાવવા મથતા શિક્ષકના રોષનું કારણ બને છે.

બાલજીવનમાં કોઈ પણ પ્રકારના સિદ્ધાન્તની આવશ્યકતા નથી. બાળક પોતાની આજુબાજુ બનતા બનાવો પૂર્ણપણે નીરખવા મથન કરે છે. અમુક જ વિચારોથી પરિસમાપ્તિ કરવાનું કારણ નહીં હોવાથી તે પોતાના વિચારોમાં આગળ ને આગળ ધપે જાય છે. અને બનતા જતા સર્વ બનાવોનું અવલોકન કરવા પ્રેરાય છે. આ રીતે તેની જ્ઞાનવૃદ્ધિ સ્વાભાવિક ક્રમે નીપજ્યા કરે છે અને આકસ્મિક નડતી સર્વ અડચણોને દૂર કરીને વધુ ને વધુ ઝડપથી આગળ ધપવાની શક્તિ કેળવાય છે.

---

આઠ આનાની કિંમતે પ્રગટ થયેલા તેના દિપોત્સવી-વાર્તા-અંકમાં જુદાજુદા લેખકોની ૪૩ વાર્તાઓ પ્રગટ થઈ છે. તેમાં કેટલીક સામાજિક છે, કેટલીક ઐતિહાસિક છે, કેટલીક પૌરાણિક ને કેટલીક હાસ્ય કે શિક્ષણવિષયક છે. બધીજ વાર્તાઓ સુંદર છે એમ તો નહિ પણ તેમાંની કેટલીક તો સુંદર છેજ. અને જુદાંજુદાં દૃષ્ટિબિંદુએ કદાચ ઘણીક પણ સુંદર ઠરે.

આર્યસન્દેશ—તંત્રી : નાગજીભાઈ આર્ય; આર્યકુમાર આશ્રમ, કારેલીબાગ, વડોદરા. સ્વ. પં. આત્મારામજી સ્મારક અંક. કિંમત-આઠ આના.

દલિતોદ્ધારક તરીકે ગુજરાતમાં જાણીતા થયેલા અને થોડાક માસ પર સ્વર્ગસ્થ બનેલા પંડિત આત્મારામજીના સ્મરણમાં આ અંકની યોજના કરવામાં આવી છે. પંડિતજીનાં કુટુંબીઓ તેમજ બીજા પણ કેટલાક જાણીતા લેખકોએ સ્વ. ને અંજલિ અર્પીને કે તેમનાં સંસ્મરણો ગૂંથીને તેને વિભૂષિત કર્યો છે.

શિક્ષક તેના પ્રતિપાદિત સિદ્ધાન્તથી દોરવાય છે. એ જ સિદ્ધાન્તને અનુકૂળ થાય તેવી રીતે બાળકનું હૃદય ઘડવા તે આતુર હોય છે તેથી એ સિદ્ધાન્તને પ્રતિકૂળ સર્વ વિગતોથી બાળ-મનને નિરાળું રાખવાની તે વૃત્તિ સેવે છે; કુદરતી પ્રેરણાથી બાળહૃદયને આલ્હાદિત કરતા જીવનના રંગતરંગમાંથી બળાત્કારે બાળકને ખેંચી પોતાના સિદ્ધાન્તના સૂર-તાનમાં બાળમન કેન્દ્રિત કરવાનો પ્રયત્ન આદરે છે. શિક્ષક પોતે બાલજીવન વટાવી ચૂકેલો હોય છે તેથી તેના પોતાના શિક્ષણ અર્થે તેને જેમ એક સિદ્ધાન્તના પરિમિત પ્રદેશમાં જ વિચરવાનું સુગમ પડે તેમ બાળકના શિક્ષણ અર્થે પદ્ધતિસર નિયમવશવર્તી સિદ્ધાન્ત અનુકૂળ થશે અને અચૂક નિયમસર વર્તવાથી જ બાળશિક્ષણની સુગમતા સધાશે એમ તે માની લે છે. બાળમાનસ પ્રૌઢમાનસથી અનેક રીતે નિરાળું છે અને કેટલીક વખત તો તદ્દન ઊલટું જ હોય છે એ તેને કોણ સમજાવે ?

ફૂલ અને ફળની પ્રવૃત્તિ નિરાળી છે. ફળની પ્રવૃત્તિ બળાત્કારે ફૂલ ઉપર લાદવામાં આવે તો ? ફૂલને સંજોગોની રાહ જોવી પડે છે. સૂર્યપ્રકાશ, પવનની લહેર વગેરેના રસાસ્વાદ અર્થે તેને પોતાનું હૃદય ખૂલ્લું રાખવાનું હોય છે. કોઇ જન્તુ શોધન અર્થે આવી ચઢે તેની કાયમી વાટ જોવી એ તેની ફરજ છે. આમ ફૂલની પરિસ્થિતિ આશ્ચર્યથી ભરપૂર છે; પણ ફળને તો બીજની પરિપક્વતા અર્થે હૃદયને ચારે પાસથી બન્ધ કરવાનું હોય છે એટલે તેનો પન્થ તદ્દન ઊલટો છે. શોધન અર્થે આવી જનાર જન્તુ પુષ્પને માટે આલ્હાદક છે, જ્યારે ફળને માટે તે ઘાતક નીવડે છે.

પ્રૌઢ માનસ ફળનું પ્રતિબિમ્બ છે. તેને પુષ્પના માનસ સાથે જરાય નિસબત નથી. એટલે જ બાળમાનસને બહારના સંજોગોથી, કુદરતી પ્રેરણાથી અને અવનવા આશ્ચર્યપ્રવાહોથી અલિપ્ત રાખવાથી તેને સંપૂર્ણતા આપી શકાશે એમ માનવામાં આવે છે. આ જુલમી પીડનના પ્રભાવે બાળકોને ઘણું વેઠવું પડે છે. એ પીડનપ્રભાવમાંથી મુક્તિ આપવામાં આવે તો જ બાળમાનસ સાચો વિકાસ સાધી શકે.

નિશાળ નિયમિતતાનો નમૂનો છે. ચોક્કસ સમયે વિદ્યાર્થીએ નિશાળમાં આવવું જ જોઈએ; નિશ્ચિત વર્ગમાં જઈ નિશ્ચિત શિક્ષકના મુખે નિશ્ચિત વિષય સાંભળવો જ જોઈએ. નિશ્ચિત સમયે જ તેને છુટ્ટી મળી શકે. રજાના દિવસોનો નિર્ણય પણ પ્રથમથી જ થયેલ હોય છે. આમ નિશાળમાં જતાં જ બાળક વધારે પડતી નિયમિતતાનો ભોગ બને છે.

પ્રૌઢ માણસોને માટે નિયમિતતા આવશ્યક છે. વેપારીવર્ગ પોતાના કાર્યમાં નિયમિત બને એ નફાકારક છે. નિયમિતતાના પ્રભાવે મેળવાતો નફો અવશ્ય આનંદદાયક હોય છે. પણ વિદ્યાર્થીને નિયમિતતાથી કયો લાભ મળે છે ? નિયમિતતાનો ભોગ બની પોતે જે અનિવાર્ય દબાણ સહન કરે છે, તેમાં દિવસ પછી દિવસ અને મહિના પછી મહિના એકધારી રીતે વીતે છે. વર્ષના અંતમાં તેની દૃષ્ટિ સન્મુખ પરીક્ષા ભયાનક રીતે રજુ થાય છે. પણ પરીક્ષાનું પરિણામ અન્યાયભર્યું આવે છે. આખાય વર્ષની સખત મહેનત, છતાં થોડાક માર્ક ઓછા મળવાને કારણે તેની મહેનતનું પરિણામ શૂન્યમાં ફેરવાય છે. બાળમાનસને માટે આ ભયંકર આઘાત છે.

પરીક્ષાનાં આ પરિણામનાં સાચાં મૂલ્યાંકન કયા પ્રકારનાં ? કુદરતી પ્રેરણાનાં પાને મસ્ત બની જગતમાં વિહરવા સરજાયલ બાળક પરીક્ષાના પિંજરામાં પૂરાય છે. જન્મ સાથે જ બક્ષાયલ સાહસિક હિંમતનો પ્રભાવ અદૃશ્ય થાય છે, નવનવા અનુભવ-પ્રભાવે લભાતું આત્મ-

ગૌરવ ઊડી જાય છે; અને બાળકની નૈતિક શક્તિ તે જ માનસિક વિકાસની સાધક સ્વતંત્રતા સ્વપ્નવત્ બને છે.

આમ અંતરની પ્રેરણાનાં સ્થાને અતૂટ નિયમાવલિ નિર્માય છે. કુદરતી પ્રેરણાનાં પાને, ઝૂમતો બાળક નિર્ણિત નિયમ પૈકીના એકાદના ય સ્વાભાવિક ભંગ માટે ઉદ્ધતાઈના બિરૂદને વરે છે, અને અન્ય કંઇ દોષ ન હોવા છતાં આ એકજ દુર્ગુણના કારણે શિક્ષાનો ભોગ બને છે.

બાળક પ્રત્યે શિક્ષાનાં સન્ધાન ન સધાય તો ? કુદરતી પ્રેરણાને વશ બની જીવન અને અંતઃકરણ કુદરતી તંદુરસ્તી લાભી શકે. ઇચ્છામાં આવે તેમ ઘૂમવાનું, વૃક્ષો ઉપર ચઢીને ભૂસકા મારવાનું અને બીનકાળજીના પ્રતાપે પડછાટ અનુભવાય તો આપ મેળે અનુભવવાનું વરસાદમાં ભીંજાવાનું અને પાણીમાં તરવાનું વગેરે સર્વ કાર્યના પરિણામથી બાળક ઘડાય છે અને કહેવાતી ઉદ્ધતાઈ આપમેળે અદૃશ્ય થાય છે.

બચપણથી બાળક જનનીના ખોળામાં ખેલે છે. વયવૃદ્ધ થવા છતાં પણ બાળક સ્વાભાવિક માતૃપ્રેમના અમીવર્ષણમાં આનંદબોધ અનુભવે છે. શિક્ષણસમયે એ પ્રેમસ્રોત વહાવવાનું કાર્ય શિક્ષકનું હોય છે. શિક્ષક જો બાળક સાથેના વર્તાવમાં બાળક ન બની શકે, બાળક પ્રત્યે આવશ્યક પ્રેમ ન દર્શાવી શકે તો શિક્ષકનાં શિક્ષણ બોજારૂપ બને છે. પોતાની પ્રૌઢતા અને વિદ્વતાના ઘમંડમાં શિક્ષક કેટલીયે વખત બાળમાનસને ભયંકર આઘાત પહોંચાડે છે.

આપણી શિક્ષણસંસ્થાઓ અતૂટ નિયમોના આધારે રચાયેલી છે. સંસ્થાએ નિર્મેલી મર્યાદામાં જ બાળક વિચરી શકે-તેની બહાર વિહરવા તેને છૂટ નથી; પરિણામે શિક્ષણ-સંસ્થા બાળકને મન પિંજરસમ બની જાય છે. ખરી રીતે શિક્ષણસંસ્થા પંખીના માળારૂપ હોવી જોઈએ. એ માળાના બંધારણમાં સંસ્થાના માલિકનો, શિક્ષકનો તેમ વિદ્યાર્થીનો ફાળો પણ આવશ્યક છે. પોતે જે ઘડતરમાં ફાળો આપ્યો છે એવી સંસ્થાના નિયમોને વશ થવું બાળમાનસને આલ્હાદમય લાગે.

માનવી સ્વતન્ત્ર માનસ ધરાવે છે. પોતાના શિક્ષણ અર્થે તે વિશ્વમાં અબાધિત વિચરવાની ભાવના સેવે છે. આત્મજાગૃતિ અને પ્રેમનાં સામ્રાજ્યથી તેનાં અન્તર ઊભરાય છે. શિક્ષણના સિદ્ધાન્તના ઘડતરમાં આ ભાવના આવશ્યક છે.

બાળકો ભવિષ્યમાં સૈનિકો, વેપારીઓ કે અન્ય નિયન્ત્રિત જીવન ગાળનાર નીવડે એ હેતુથી આજની શિક્ષણપદ્ધતિ રચાઇ છે; પણ તેમાં જીવનતત્ત્વની કે માનવતાની પરિપૂર્ણતા નથી. કુદરતી રીતે બાળક માનસિક વિકાસ સાધી શકે તો તે જીવનતત્ત્વની પૂર્ણતા લાભે. શિક્ષણસંસ્થાના સંચાલકો તેમ જ શિક્ષકો સત્તાના શોખીન હોય છે અને સત્તાનાં સામ્રાજ્યની અભિલાષામાં બાળહૃદય છિન્નભિન્ન બને છે.

શિસ્તના પાલનહાર તરીકે શિક્ષક શિસ્તભંગથી અતિશય અકળાય છે. સ્વતંત્ર કુદરતમાં વિહરવા સર્જાયલાં બાળકો શાળામાં દાખલ થતાં જ શિસ્તના નિયમોથી અસ્તવ્યસ્ત બને છે. શિસ્તના નિયમના સાધારણ ભંગથી તેઓ શિક્ષાપાત્ર ઠરે છે. સ્વતંત્ર માનસને કચડી નાંખી તેને યન્ત્રવત્ જીવવાની ફરજ પાડતા શિક્ષકો શિસ્તના બહાને બાળહૃદયને નષ્ટભ્રષ્ટ કરવામાં આન્તરિક આનન્દ અનુભવે છે. ફક્ત પુસ્તકીયા જ્ઞાનથી બાળકને પરિપૂર્ણ જ્ઞાન આપવાનો ઘમંડ આજે કેળવાય છે. તેમના જીવનપ્રસંગોથી કે તેમના વર્તનમાંથી અનુકૂળ જ્ઞાન તારવી આપવામાં આવે તો તે સંપૂર્ણ અસરકારક નીવડે એ ભૂલાઇ ગયું છે. પરિણામે, કુદરતનાં કુમળાં પુષ્પો-નિર્દોષ બાળકો આજે શિક્ષણનાં નિયમબદ્ધ સામ્રાજ્યથી ગુંગળાય છે.




જગત પર આજે એકજ યુદ્ધ ચાલે છેઃ ગોરી અને કાળી પ્રજાનું; પાશ્ચાત્ય અને પૌર્વાત્ય, ખ્રિસ્તી અને બીનખ્રિસ્તી, વૈજ્ઞાનિક અને આધ્યાત્મિક સંસ્કૃતિનું. બીજાં યુદ્ધો તો એ મહાયુદ્ધના પેટાયુદ્ધ સમાં છે.

ગોરી પ્રજા એટલે યુરોપના લોહીમાંથી ઊતરેલી; કાળી એટલે તે સિવાયના જગતની. જ્યાં જ્યાં ગોરી પ્રજા વસે એ રાષ્ટ્ર; કાળી વસે એ શિકારભૂમિ. જ્યારે તે શિકારભૂમિમાંથી તેજસ્વી પ્રજા દૂર થાય, રહીસહી શિકારીઓના પગચાટતી બને ત્યારે એ શિકારભૂમિ તે સંસ્થાન.

જગતમાં મૂળમાં જેટલી ગોરી પ્રજા, જેટલી ગોરાઓની ભૂમિ–એથી અનેકગણી કાળી પ્રજા, અનેક ગણી કાળાઓની ભૂમિ પણ ગોરી પ્રજા કૃતનિશ્ચય બની. તેણે યુદ્ધ, કપટ, લાલચ, ચાતુર્યઝેર ને સંસ્કૃતિપલટો–એ પાંચે શસ્ત્રના ઉપયોગ દ્વારા કાળી પ્રજાનો ઉચ્છેદ આદર્યો. ને કમભાગ્યે કાળી પ્રજા એમાં ફસાણી. એની બુદ્ધિ અને આંખ આડે પણ પાટા બંધાયા.

નેપોલિયન, ક્લાઈવ ને વેલીંગ્ટનના વંશજોએ યુદ્ધ, કપટ ને લાલચનો આશ્રય લીધો. લોરેન્સના વંશજોએ ચાતુર્યની પિચકારીએ ઝેરનાં આકર્ષણ પ્રગટાવ્યાં; મેકોલેના અનુયાયીઓએ સંસ્કૃતિપલટો આદર્યો. ને એમનાં એ શસ્ત્ર ભાગ્યબળે વિજયી નીવડયાં.

યુનાઈટેડ સ્ટેટ્સ, કૅનેડા, ઑસ્ટ્રેલિયા, કે દક્ષિણ–આફ્રિકામાં મૂળ પ્રજા કે તેની આદિ સંસ્કૃતિનાં આજે નામનિશાન નથી. યુનાઈટેડ સ્ટેટ્સ સ્વતંત્ર હશે, પણ તે ગોરી પ્રજાનું; કૅનેડા, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા સંસ્થાનો હશે–ગોરી પ્રજાનાં હસ્તકનાં, ને પોતાને કાળી તરીકે ઓળખાવતી પણ હાથે અને હૈયે ગોરી બનેલી, ધર્મ અને સંસ્કૃતિએ પલટાયલી, નહિજેવી મૂળ પ્રજાની સહાયથી ચલાવાતાં. એ પ્રજાઓનો મૂળ ધર્મ, મૂળ સંસ્કૃતિ કે મૂળ મહત્તા આજે સ્વપ્ને પણ અનુભવવાં અસંભવિત છે. આપણેને ઇતિહાસમાં તો કેવળ એટલુંજ શીખવાડાયું છે, જેમ આપણા વિષે જગતની બીજી પ્રજાઓને શીખવાડાય છે, કે માણસખાઉ કાળાં પશુઓને ગોરી પ્રજાએ માનવી બનાવ્યાં.

ઇજિપ્તે સીઝર અને ઍન્ટનીના સમયથી ગોરી સંસ્કૃતિનાં મંગલાચરણ કર્યાં, ને એ કારણેજ કાળી પ્રજાના સુસંસ્કૃત દેશ તરીકે એને સ્થાન અપાયું; દક્ષિણ–અરબસ્તાન એજ સંસ્કૃતિના આશ્રયે પંચરંગી મેળો બન્યું છે. ચીન અને જાપાને એ સંસ્કૃતિનો અર્ધ સ્વીકાર તો કરી લીધો છે. જાપાને એને પચાવી કાઢી, ચીન ગૂંગળાઈ ઊઠયું. ને ગોરી પ્રજાએ એ મહાન રાષ્ટ્રને શિકારભૂમિ બનાવી. જાપાન ચીનને જીતી, એ અટકાવવા વચ્ચે પડ્યું. પરિણામે તેને પણ સંસ્થાનવાદનો મોહ લાગ્યો. ને ગોરી પ્રજાને ચીન એ પોતાની શિકારભૂમિ ઉપરાંત જાપાનને હંફાવવાનું યુદ્ધક્ષેત્ર પણ જણાયું.

. એબિસિનિયા, પેલેસ્ટાઇન ને હિંદ આજે શિકારભૂમિ છે. એબિસિનિયા ને પેલેસ્ટાઇન યુદ્ધ, કપટ ને લાલચની દૃષ્ટિએ; હિંદ કપટ, ચાતુર્યનાં ઝેર ને ધર્મ અને સંસ્કૃતિ પલટાની ગણતરીએ.

મોરોક્કો ને મધ્ય અરબસ્તાન ચૂંથાઈ ગયાં છે. ગોરાઓના ગુલામ તરીકે તેઓ શ્રમ કરે છે. તુર્કી અને ઇરાન સ્વતંત્ર છતાં બાહ્ય દૃષ્ટિએ તો તેમણે ગોરી સંસ્કૃતિને અપનાવી જ છે. અફઘાનીસ્તાનમાં આંતરિક બળવાના આશ્રયે એનાં મંગલાચરણ થઇ ચૂક્યાં છે; બફરસ્ટેટ તરીકે નેપાળની જેમ એ આજે ભલે સ્વતંત્ર હોય. પણ એનો પણ સીધો વારો આજ નહિ તો આવતી કાલે તો છેજ.

ગોરી પ્રજાને પોતાનાં સ્વતન્ત્ર ધર્મ કે સંસ્કૃતિ છે જ નહિ. ધર્મ તેણે ઇશુનો અપનાવ્યો, તેને મારી મચડીને પોતાનો બનાવ્યો. રોમ, ગ્રીસ ટ્રોય, ને એથેન્સની સંસ્કૃતિના ઉચ્છિષ્ટ પર તેણે પોતાની સંસ્કૃતિની ઇમારત રચી. ઇશુએ માનવીને જ પ્રભુનો પ્યારો ગણી પ્રાણીઓને તેના ઉપયોગ માટે ને ઈશ્વરને બીનજવાબદાર કહ્યાં. ગોરી પ્રજાએ ધોળી ચામડીનેજ પ્રભુની પ્યારી ગણી જગત પરની બીજી પ્રજાઓમાંથી જે તેની ચાકરી ઉઠાવી શકે તેને મર્યાદિત સંખ્યામાં ગુલામ બનાવી બીજાઓના ધ્વંસની પ્રવૃત્તિ આદરી.

જગતની ઘણીખરી કાળી ચામડીઓને તો જીવતી બાળી દેવાઇ, જંગલોમાં ધકેલી દેવાઈ, પગચાટતી બનાવી એને પંપાળી-વટલાવી એની સહાયે નવી રાજસત્તાઓ રચાઈ. એ કચરાયલ કાળી ચામડીઓને સ્વત્વ હતું, પણ એમાં સજીવતા ન્હોતી. તેમનું બળ તરત હારી બેઠું, સંસ્કૃતિ તરત પલટાઇ ગઈ. પણ ગોરી પ્રજાની શિકારભૂમિઓમાં આર્યાવર્ત એક એવો દેશ નીવડયો જ્યાં પ્રજાના લોહીની સાથે આર્ય ઋષિવરોના મહામન્ત્રો ગૂંથાઈ ગયા જણાયા. સૈકાઓ સુધી યવનોએ રાજ્ય કર્યું. હજારો આર્યોને તેમણે અનાર્ય બનાવ્યા. પણ આર્યત્વનો ધ્વંસ કે તેની વિકૃતિ તેઓ ન કરી શકયા. ને ગોરી પ્રજાએ તેમના અનુભવનો લાભ લીધો. આર્યત્વને વટલાવવા તેણે સૈકાઓનો મધુર કાર્યક્રમ યોજ્યો. તે કાર્યક્રમને સિદ્ધ કરવા તેણે પાંચે શસ્ત્રોનો કૂટમાં કૂટ નીતિના આશ્રયે ઉપયોગ કરવા માંડયો.

૧૭૫૭ માં કપટથી બંગાળ જીતાયું. તે પછી એકાદ સૈકા સુધી યુદ્ધ, કપટ ને લાલચથી ભારતીય તેજનો નાશ કરી, રહ્યાંસહ્યાં તત્ત્વોને સત્તાવનના બળવા દ્વારા સળગાવી દેવામાં આવ્યાં..ને પછી ચાતુર્યનાં ઝેર, ધર્મ ને સંસ્કૃતિ પલટો, ને તે દ્વારા પ્રજા ઉચ્છેદ—જે આજ સુધી પ્રથમના ત્રણે શસ્ત્રના આશ્રયે વિકાસ સાધતો તેને સ્વતંત્ર બનાવી શુભાશયના છત્ર નીચે લઇ જવાયો.

ને-મુસલમાનો મંદિરનાં મકાન તોડતા, આમણે મનમાંથી જ મંદિરભાવ તોડવાની; મુસલમાનો સ્ત્રીઓને બળાત્કારથી—ચોટી રેડીને ઉપાડી જતા, આમણે સ્ત્રીઓની દૃઢતા તોડવાને તેમને ઉપાડી જવાની જરૂરિયાતને જ દૂર કરવાની; મુસલમાનો શસ્ત્રથી જ પ્રજાનો હ્રાસ કરતા, આમણે ગર્ભના દ્વાર પર જ ચોકી પહેરાની; મુસલમાનો દ્રવ્ય માટે લૂટફાટ કરતા; આમણે એ દ્રવ્યને પ્રજા પાસેજ ઘરમાંથી દૂર કરાવવાની; મુસલમાનો આર્યોને વટલાવવા તેમને જીવતા ચણતા; આપણે એજ આર્યો દ્વારા આર્ય ધર્મોને જ જીવતા ચણાવી દેવાની—અવનવી આકર્ષક યોજનાઓ રચી. ને એ યોજનાઓની સિદ્ધિ માટે—ઉદ્ધારના બહાને, આર્ય જ્ઞાનનાજ દુરૂપયોગની તેમણે ભૂમિકા ગૂંથી.

ને કેળવી લીધેલા થોડાંક હિંદીઓની જ સહાય નીચે કેળવણીનું તન્ત્ર રચાયું. અજ્ઞાત પ્રજા માટે જાણે જ્ઞાનનો પ્રકાશ ફેલાવાયો. એ કેળવણીના મહાતન્ત્રીએ એ પ્રકાશનાં કિરણો ફેંકતાં કહ્યું, "આ કેળવણીથી હિંદીઓ ચામડીએ જ કાળા રહી હાથે અને હૈયે ગોરા" બનશે. અને જે ધ્વંસ આપણા હાથે વિકટ અને અસંભવિત છે તે તેઓ પ્રજાવિકાસના જ નામ નીચે સહેલાઈથી કરી શકશે. આપણે તો તેઓ જે કરે છે તે ખૂબ જ જરૂરી અને ધર્મકાર્ય છે એવું એમના મન પર ઠસાવવા માટે પાછળ રહ્યાં રહ્યાં તેની ભૂમિકાઓ જ ગૂંથતી રહેશે.'

ને ખરેખર એ મહાતન્ત્રીનાં વચનો આજે સાચાં પડતાં જણાય છે:

ગોરી પ્રજાને આર્યવ્યવસ્થા તોડવી હોય ને અમે જ્ઞાનને ખાતર સ્વૈચ્છિક ગરીબાઈના પ્રતિક સમા બ્રાહ્મણોને ને મુનિવરોને જ્ઞાનના ઇજારદાર કહીએ છીએ, વૈશ્યોને લૂંટારા કહીએ છીએ, સામાજિક નિયમોને ત્રાસજનક રૂઢિઓ કહીએ છીએ; તેમને પ્રજાને વર્ણસંકર બનાવવી હોય ને જે પ્રજા એકક હજાર વર્ષ સુધી મુસલમાનો સાથે વસવા છતાં આજસુધી શુદ્ધ રહી તેને માટે—અમે આંતરકોમીય લગ્નોને ઉત્તેજન આપીએ છીએ; તેમને ખેડુતોની નૈસર્ગિક જિન્દગી, ને ક્ષત્રિયોનાં શૌર્ય તોડવાં હોય અને અમે એવી કોમોને માટે પણ ફરજિયાત કેળવણીની જરૂરિયાત માનીએ છીએ; એમને પ્રજાસંખ્યાનો હ્રાસ કરી નાંખવો હોય ને અમે બ્રહ્મચર્યની બાંગો પોકારીએ છીએ—જે પ્રજા એકેક દંપતિએ સાતસાત સંતાનની જ્યારે સરેરાશ હતી, સમૃદ્ધિ અને આરોગ્ય જ્યારે ...ક હતાં ત્યારે ન્હોતી વધી ગઈ લાગતી તે પ્રજા આજની અકાળ મૃત્યુ અને સતાનહીન ...માં અમને કરોડોમાં વધી ગઈ લાગતી હોઈ અમે—સંતતિનિયમનની સલાહ ...ીએ છીએ; તેમને અમારાં પૂજ્ય અને પોષક પ્રાણીઓનો હ્રાસ કરી નાંખવો હોય ને ...કેક કુટુંબે હજારો પ્રાણીઓ જ્યારે રસ અને પ્રેમથી પોષાતાં ત્યારે તેમનો જે ભાર ન્હોતો પડતો તે ભાર અમને આજે છૂટાંછવાયાં રહી ગયેલાં પ્રાણીઓમાં-બચ્ચાંઓનાં પણ દૂધ ચૂસી જતી સ્થિતિમાં પડે છે: અમે કહીએ છીએ, 'હિંદને માથે અંગ્રેજોનો જેટલો ભાર નથી એટલો એનાં પશુઓનો છે,' તેમને વૈશ્યોને મારવા મજુરોને ચડાવવા હોય ને અમે શ્રમને પવિત્ર કહીએ છીએ; તેમને મજુરોને મારવા હોય ને તેમનું કામ ઝૂંટવતાં યન્ત્રોનાં અમે ગુણગાન ગાઈએ છીએ;-નથી સમજતા કે હિંદમાં યન્ત્રો શ્રમ નથી બચાવતાં પણ શ્રમજીવીઓનો રોટલો ઝૂંટવે છે; તેમને મંદિરો દૂર કરવાં હોય ને અમને મંદિરોમાં પ્રભુ નથી લાગતો; તેમને ખ્રિસ્તી સંસ્કૃતિ ફેલાવવી હોય ને અમે ઇશુનાં ગુણગાન ગાઈએ છીએ; માનવને જ પ્રભુનો સંતાન ગણતી તેની સંસ્કૃતિ અપનાવીએ છીએ, પ્રાર્થનાવિધિઓ સ્વીકારી તેનાં પર્વને અમારાં પર્વ માનીએ છીએ; તેમને અમારી પ્રાચીન મહત્તા વિસરાવવી હોય ને તેમની દૃષ્ટિએ જ અમે ઇતિહાસ વાંચીએ છીએ, તેમની શૈલીએ અમે અમારાં ભવ્ય ગ્રન્થો તોળીએ છીએ, કહીએ છીએ, 'આમના વિના અમે આર્યતત્ત્વજ્ઞાન ન સમજ્યા હોત,'—જ્યારે સમજ્યા હોઈએ, તે હોય તો છે વિકૃતજ સ્વરૂપનું; તેમને શબ્દદ્વારા અનિષ્ટ પ્રસરાવવું હોય ને અમે જ્ઞાનના નામે ગામડે ગામડે લાયબ્રેરીઓ ખોલીએ છીએ; તેમને સ્ત્રીઓને પુરુષના કે ગણિકાના ધર્મ બજાવવાને બજારમાં ખેંચી લાવવી હોય ને અમે સ્ત્રી-સ્વાતંત્ર્યની વાતો કરીએ છીએ; સાધ્વીઓ નવરી બેસવા કરતાં નર્સ બને એવાં વેણ ઉચ્ચારીએ છીએ, પવિત્ર સ્ત્રીઓના નામને વીસરી બજારૂઓને

પૂજતા થઈએ છીએ; તેમને સોનું ખેંચી જવું હોય ને—મોટરો કે પાશ્ચાત્ય સ્થાપત્યના બંગલાઓમાં નથી લાગતો એવો—અમને સુવર્ણના અલંકારોમાં અનુચિત મોહ જણાય છે; તેમને વિજ્ઞાનના આશ્રયે યન્ત્રો ઘૂસાડી માનવીને નિરૂપયોગી બનાવવો હોય ને અમે વિજ્ઞાન-કોલેજો ખોલવાનાં આકરાં વ્રતો લઈએ છીએ; તેમને ઝેરી કેળવણી ફેલાવવી હોય, સંતાનોને કુટુંબથી દૂર કરાવી તેમના નૈસર્ગિક સંસાર ભૂંસવા હોય ને અમે બોર્ડિંગોની બાંગો પોકારીએ છીએ; તેમને ખેતી હસ્તક કરવી હોય ને ખેડૂતો સાથે એકાકાર બની ગયેલા ધીરધાર કરનારાઓને રાક્ષસ કહી ખેડૂતોને અમે બેન્કોના રાક્ષસી બારણે હડસેલી દઈએ છીએ, સુધરેલી ખેતીને બહાને ભૂમિમાં પણ પાશ્ચાત્ય યન્ત્રવાદ દાખલ કરીએ છીએ; તેમને વર્તમાનપત્રોદ્વારા સ્વનીતિનો પ્રચાર કરવો હોય ને અમે વર્તમાનપત્રોમાં પવિત્ર જ્ઞાન જોઈએ છીએ; તેમને સાંસ્કૃતિક કતલખાનામાં પ્રજાને ખેંચવી હોય ને અમે ઓટલાને સજ્જડ વળગીને ઊભેલી પ્રજાને હવાના બહાને નીચે ઉતરવાનું કહીએ છીએ, જ્યાંથી કતલખાને ખેંચાતાં એને વાર ન લાગે.

અમારા પગ નીચે અગ્નિ બળે છે; અમારી પ્રજા ને પશુઓની સંખ્યાને ઘટાડવામાં આવે છે, અમારા ધર્મો નાશ પામે છે, અમારી સંસ્કૃતિની કતલ કરવામાં આવે છે, અમારી પવિત્રતાને ઢડાવવામાં આવે છે, અમારા મુખ સમીપ મધલાળથી લીંપાયેલ ઝેરનાં ટીપાં ધરવામાં આવે છે—છતાં અમે નાચીએ છીએ, કૂદીએ છીએ,—ઉદ્ધારના નામે.

અમે સમજતા નથી કે જેમનું ધ્યેય અમારો ધ્વંસ છે એવાઓએ અમારા ઘરને ઘેરી લીધું હોય ને અમે સામના માટે અશક્ત હોઈએ ત્યારે ઘરનાં બારણાં તો શું, બારીઓ પણ બંધ હોય. ને અમારાં તો આજે બારીબારણાંજ ખુલ્લાં છે એમ નહિ, પરંતુ અમે તો ઘેરીયાઓને ઘરમાં ઘાલવાને અમારી ભીંતોને પણ તોડી રહ્યા છીએ.

ગોરી પ્રજાના લલાટે આજે વિજય લખાયો છે. કાળી પ્રજાની ભૂમિએ ભૂમિએ બનાવટી પ્રજાકીય સંસ્થાઓ ઊભી કરી તેની ઓથે એ ભૂમિને સંસ્થાન બનાવવામાં આવે છે. પણ ગોરી પ્રજાએ યાદ રાખવું ઘટે કે કુદરત તેમના જેટલી નિષ્ઠુર નથી.

આખા જગતને ગોરી પ્રજા સંસ્થાનરૂપે નહિ પચાવી શકે. કાં તો સંસ્થાનની વ્હેંચણી-માંજ, કાં તો સંસ્થાનોમા વસાવાયલ પોતાની પ્રજાના વિરોધમાં તેને ખતમ થવું રહેશે. આજે મી. ચેમ્બરલેઈન, મોં. દલાદિયર, હીટલર કે મુસોલિની ભલે એકતા સાધે; આવતી કાલે એમને સાંસ્થાનિક વહેંચણીમાં ઝઘડવુંજ પડશે. માટે શુભ માર્ગ એ છે કે એવાં પરિણામ પહેલાંજ લોભની છાયા નીચે સંસ્થાનોની ઊભી કરાતી બનાવટી જરૂરિયાતને દૂર કરી પ્રત્યેક રાષ્ટ્ર પોતાનીજ ભૌગોલિક મર્યાદામાં રહે.

× × ×

હેમ ક્ષેમ અને હસ્તા મુખે સ્વદેશ પધારતાં શ્રી. નામદાર સયાજીરાવ ગાયકવાડને મુંબઈ કિનારે પગ મૂકતાં જ કેમ ગ્રહણ લાગ્યું નહોય તેમ એકાએક જ્વર લાગુ પડ્યો. ઉષ્મા વધતી ચાલી. બેભાન થયા. સર્વત્ર ચિંતાનું સામ્રાજ્ય પ્રસર્યું. પ્રજાએ શ્રીમંતના દીર્ઘાયુ માટે સ્વમંદિરે પ્રાર્થનાઓ કરી. દેવદ્વારે તેનો અવાજ પહોંચ્યો. જ્વરને હટી જવાનો આદેશ મળ્યો, યંત્ર પર જતાં આનંદના સમાચાર મળે છે કે શ્રીમંત હવે તો પાસેના સર્વજનોને પીછાણે પણ છે. સત્વર આરોગ્ય મેળવી સ્વગૃહે આનંદ મ્હાલતા થાય તેવી પરમાત્મા પ્રત્યેની પ્રજાની પ્રાર્થનામાં અમે પણ અમારો નમ્ર સૂર પૂરાવીએ છીએ.




૧-૧૦-૩૮ જર્મન સૈન્યે સુદેટન પ્રદેશનો કબજો લેવાની કરેલી શરૂઆત.

૨-૧૦-૩૮ કાઠિયાવાડી સીવીલિયન શ્રી. શીવલાલ શાહનું અવસાન.

૩-૧૦-૩૮ સત્યાગ્રહના પરિણામે રાજકોટની તંગ પરિસ્થિતિ. રાજકોટના સત્યાગ્રહીઓનો હાલેંડામાં પ્રવેશ. સંન્યાસજીવન અપનાવવાને ખાનીયાધાનના રાજાએ માગેલી ગાદીત્યાગની મંજુરી.

૫-૧૦-૩૮ રાજકોટની ઉગ્ર પરિસ્થિતિ—લાઠીમાર.

૬-૧૦-૩૮ મુંબઈ અને નાસિકમાં વરસાદની હેલી.

૮-૧૦-૩૮ કરાંચીમાં ભરાયલ મુસ્લીમ લીગ પરિષદમાં, મી. ઝીણાના ભાષણમાં, મહાસભા અને ગાંધીજીની નીતિરીતિ સામે દર્શાવાયલો વિરોધ.

૧૦-૧૦-૩૮ એજ પરિષદમાં બંગાળના વડાપ્રધાન મી. ફઝલુલ હકનું હિંદુઓ વિરુદ્ધ મુસલમાનોને ઉશ્કેરતું ભાષણ.

૧૩-૧૦-૩૮ દિલ્હીમાં કોમી રમખાણ.

૧૯-૧૦-૩૮ આવતા સપ્ટેંબર સુધીમા જર્મન સંસ્થાનો પાછાં મેળવી લેવાની હીટલરની પ્રતિજ્ઞા.

૨૦-૧૦-૩૮ પ્રજાથી હડધૂત થયેલા માજી દિવાન વીરાવાળાને છોડવું પડેલું રાજકોટ.

૨૪-૧૦-૩૮ રજા પરથી પાછા ફરેલા ના. વાઈસરૉય. પં. જવાહરલાલે કેટલાક નિષ્ણાત યાહુદીઓના અનુભવનો લાભ લેવાને તેમને હિંદના પ્રાન્તિક તન્ત્રોમાં ગોઠવવાની કરેલી યોજના.

૨૫-૧૦-૩૮ મુંબઈમાં બનેલો એક બનાવટી પ્રાચીન જૈન મૂર્તિના પ્રગટીકરણનો કિસ્સો. મુસ્લીમ લીગના પ્રતિનિધિઓએ કાઠિયાવાડના મુસલમાનોને ઉશ્કેરવા ત્યાં ચલાવેલી દોડાદોડ.

૨૬-૧૦-૩૮ ઉદેપુર રાજ્યમાં આવેલ કેસરિયાજી નામના જૈન તીર્થ સંબંધમાં શ્વે. મૂ. જૈનોને થતા અન્યાય સામે સત્યાગ્રહ આદરવાની એક જૈન મુનિએ ઉદેપુર નરેશને આપેલી ચેતવણી.

૨૭-૧૦-૩૮ હૈદ્રાબાદ રાજ્યમાં પણ સત્યાગ્રહનાં મંગલાચરણ જાપાનને ચીનમાંના અમેરિકન હીતોને જોખમાવતી લૂટ સામે ચેતવણી આપતું અને જગતની પરિસ્થિતિને વિચારી અમેરિકાની, શસ્ત્રસજ્જતાની જરૂરિયાત દર્શાવતું પ્રે. રૂઝવેલ્ટનું ભાષણ.

---

## સ્વીકાર

**દેશી રાજ્ય** : જુલાઈ-સપ્ટેમ્બર; **ફાર્બસ ત્રૈ.** : ઓકટોબર-ડીસેમ્બર; પ્રસ્થાન; શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન; યુવક, બાલમિત્ર, બાલજીવન, કુમાર, ગુજરાત શાળાપત્રઃ ઓકટોબર-નવેંબર; વ્યાયામ, વૈદ્યકલ્પતરુ, ગ્રામસેવા, ફોરમઃ ઓકટોબર; શિક્ષણ-પત્રિકા, આત્માનંદ પ્રકાશ, જૈન સત્યપ્રકાશ : આશ્વિન; ક્ષત્રિયમિત્ર : સપ્ટેમ્બર-ઓકટોબર. અજવાળિયું—ગુજરાતી, પ્રજાબન્ધુ, -ગુજરાતી પંચ, નવસૌરાષ્ટ્ર, રાજસ્થાન જૈન જ્યોતિ-વિ.

## Specimen-extracts
### from
# Ancient India Vol. II

[For other particulars, see advertisement elsewhere in this number]

Mahâvîr, the last Jaina Tîrthankar, was born in Kṣatriya-kuṇḍgrâm, one of the three suburbs of Vaiśâlî, the capital of Videha[91]. Entering the holy orders at the age of thirty, he attained Kaivalya Gñân, twelve years later, after observing severe penance for twelve years.[92] A certain brahmin of Gautam family, named Vasubhûti had three sons, named Indrabhûti,[93] Vâyubhûti and Agnibhûti, by his wife named Pṛthavî. These three and other eight equally learned scholars had begun animal sacrifice in company of their 4400 disciples. All these eleven scholars had their own doubts about certain tenets of the Vedic religion; but they never gave expression to them for the fear of being considered dull by others. Mahâvîr owing to his having attained Kaîvalya-gñân knew their doubts without asking them any questions, and *solved them satisfactorily. Consequently, these scholars saw the* superiority of Jainism to their own religion, and embraced it. Jainism spread quickly throughout the country, as these scholars together with their disciples, actively began to preach it in various countries. All great kings[94] accepted it[95].

Jainism

After the attainment of Kaivalya Gñân, Mahâvîr could see that the fourth Ârâ was to be shortly succeeded by the fifth, and that Avasarpiṇi[96] would exert its evil influence more and more

(91) Fâgaṇ number of Jaina Dharma Prakâsa, 1985, pp. 261 to 218; and the list given on pp. 11 of this volume.

(92) According to Jainism one is prohibited from preaching as long as he has not acquired Kaivalya Gñân. See f. n. no. 71 above.

(93) Indrabhûti became commonly known as Gautam. Some scholars mixed this Gautam with Gautam Buddha-error which gave rise to several misconceptions.

(94) 3rd. Chap. Vol. I, where sixteen chief kingdoms of India have been described.

(95) See their coins described further on.

(96) First two chapters of Vol. I

upon the people. Famines would be more frequent than before and people would have to try harder for their maintenance. These conditions would necessitate the formation of a settled order of government in all phases of life. Inspired by such ideas of public welfare he directed Śreṇik and Abhayakumār in their task of social organization, as described in Vol I.[97]—an organization that is highly spoken of by western scholars[98].

**The origin of the present social structure**

The special feature of Śreṇik's plan was to the divide people into guilds according to their professions. Every guild elected its own representatives,[99] the number of which depended on the importance of that profession; and these representatives[100] were to form an assembly which was to enact laws for the guidance of political officers. Thus Bimbisār was given the name Śreṇik (builder of guilds), an instance of the custom of Jaina writers to give significant names to great persons.

Māhavīr was also the originator of the political system of government existing to-day. Changes must have been made in the system, in course of time, but the original plan is still to be seen behind them. Religious structure no doubt had its source in Mahāvīr. An extract from a learned English writer, supported by another German one is given below to justify this statement.[101] The

(97) Vol. I. pp. 254.

(98) See further in this chapter.

(99) The words "Grāmin, Śreṣṭin, Gṛhapati etc." which have been used in Vol. I. were representatives of such guilds. This makes it clear that republic form of government was first established by Mahāvīr.

(100) They were called "Paur-janas". Their assembly resemble the Municipal corporation of to-day. In Bimbisār's time their number was 500 and Abhayakumār was at their heads as the prime-minister. (Vol. I. pp. 257). They were a legislative body.

(101) C. H. I. pp. 169—On the evidence of Proc. of the A. S. B. 1898, pp. 63 says:—Dr. Hornele is no doubt right in maintaining that this good organization of the Jaina lay community must have been a factor of the greatest importance to the church, during the whole of its existence and may have been one of the main reasons why the Jāina religion continued to keep its position in India, while its far more important rival was entirely swept away by the Brahaminic reaction. As Prof. Jacobi has pointed out that the religious life of the Jaina community is now substantially the same as it was two

present structure of society, the present system of political government and the present religious constitution, thus, are the rich fruits of Mahāvīr's capacity and zeal. Buddha[102] has left little to compare with the achievements of Mahāvīr, because his knowledge may have not been as perfect as that of Mahāvīr.

Every kingdom was thus republication in its form of government. As long as Time did not exert its evil influence on kings, they never annexed other kingdoms[103] to their own kingdoms, even though they invaded them and forced the deafeated kings to acknowledge their suzereinty. Consequently, coins of those times had no signs indicating the superiority of one king over the other.[104] They stamped their religious signs on the obverse side[105] and their family and provincial signs on the reverse side, in order to distinguish coins of different countries from one another. As the avarice of kings for land began to increase[106], organization of armies[107] became necessary, weapons were designed and manufactured,[108] though these weapons were not as deadly as those of to-day.[109] Inspite of this, kings were not fond of commemorating

**Federal system of government and coins**

thousand years ago. It must be confessed from this that an absolute refusal to admit changes has been the strongest safeguard of the Jains." (These remarks pertain to the religious structure of the Jains only, but as further researches are being made and will be made, my state will be more than proved).

(102) Cf. Questions 3 and 5 given above.

(103) Woman was the chief cause of quarrel in those times; land was not given much importance.

(104) C. A. I. pp. 2–3. See coins of Takśilā. It was under the sway of Pulusāki, and then under that of several nations. See coins of Odambar, Kulund, Āyuddhā, Pāñchāl, Mathurā and of Ayodhyā. These kingdoms were subordinate to Kośal, yet they bear no signs of it.

(105) Obverse side is the chief side, and reverse is the subordinate.

(106) Udayanbhata had defeated all kingdoms upto Ceylon; yet every kingdom was fully independent in internal administration.

(107) It began from the rule of Nand I, though its seeds must have been laid by Udayanbhata.

(108) These weapons were made out of stone and wood.

(109) Better weapons were made during the reign of Nand IX or during that of Chandragupta. (Vol. I. pp. 338 cf. Śakdāl's preparation of weapons at his own place). More organization of army and manufacture of better weapons resulted from the contact with foreign people beginning with Alexānder the Great.

their own names. A change was made, however, in the coins. Religious sign was given the reverse side and family or provincial one was given the obverse[110]; while some coins of those times show pictures of kings commemorating some important event in their lives.[111] All these coins bear signs of Jainism which had spread from Magadh in the east to Sindh–Sauvir in the west, and from the Punjab in the north to Ceylon (Anurudhhapur[112]) in the south.[113]

Though all these kings were Jains, they frequently waged wars against many foreign foes. The present belief that Jains, believing in non–violence, are lacking in bravery and the use of weapons, is thus ill–founded[114-115]. In politics, the principle of non–violence, was observed with due direction[116]. Otherwise these kings would never have been powerful as they were, and would have perished in no time.

Many instances of the influence of Nature and Time have already been given in the first volume. Some more are enumerated here. They refer to Buddhism and Brahamanism. One of them was the second Buddhist conference[117], and the second was the cessation of

Influence of Nature and Time

(110) Cf. coins of Āndhra, Kośāmbī, Takśilā and those of Chandragupta Maurya.

(111) See coin indicating how Ninth Nanda got his kingdom by Pañch-divya, and the coin indicating how Nandivardhan annexed the kingdom of Kośāmbī to his own. (When a king died without an heir, his kingdom was annexed to another. See account of Vatsa, pp. 209 of Ujjayini, and of Anga.

(112) Vol. I. pp. 293.

(113) Coins of those countries bear signs of Jainism.

(114) Those who have studied ancient history will never say so; because there are many and glaring instances in ancient times (Udayanbhata, Nandivardhan) as well as in the middle ages (Kumārpāl, Vastupāl, Tejpāl, Sujjan and others).

(115) The belief that the religious policy of Priyadarśin was the main cause of the decline of Mauryas, is ill-founded. I will discuss in details in the account of Priyadarśin, who was not Aśok, as is commonly believed.

(116) Mahātmā Gandhi's movement of civil disobedience is based on this principle.

(117) Vide the previous pages of this chapter for details.

the Udhiṣṭhira era and the beginning of the Kali era[118]. These changes took place in the beginning of the twelfth year of king Nand II.

As time passed on, people began to deteriorate physically. Their memory began to grow less sharp than before; as a consequence of which learned men decided to put down everything in writing[119]. The king who took the initiative in getting religious books written was Khārvel,[120] while Nand IX was the king who got books written on sociology and other subjects of general knowledge,[121] by establishing the University of Nālandā, where he engaged many scholars, among whom was the famous trio from the Punjab.

The fifth Ārā did not exert its influence in the field of knowledge only. Famines became more frequent, as a result of which Nand I had to get a canal dug from the Ganges,[122] (The first of its kind in history), from which a sister canal was dug by Khârvel for the province of Kaling.

With the greater frequency of famines, people had to worry more about their means of livelihood. Instead of staying separately in small groups, they began to have a collective existence, required more land to inhabit, which they found at the cost of cutting down forests. This again resulted into still greater frequency of famines.[123]

---

(118) There has been no occasion to write in details about this. But it will be clearer if the attempt of Nand IX to exterminate kṣatriyas is placed side by side with the beginning of the Kali era.

(119) The art of writing began at this time. Coins began to bear names from this time onwards. (See coins of Kauśāmbī, and those of Nanda kings). Cf. f. n. no. 121 below.

(120) See the inscription of Hāthīgumfā.

(121) Vide his account. Pāṇini wrote his grammar at this time. Possibly Chāṇākya must have planned to write his Arthaśāstra at this time, but the idea must have been postponed due to the desire for vengeance taking possession of his mind.

(122) See the Hāthigumfā inscription. I believe that this famine must have taken place after M. E. 60 or 467 B. C. See the time-list at the end.

(123) Readers might not believe that these events were predicted in Jaina books; but events themselves prove the truth of the prophecy. Vide chap. I & II. Vol. I.

In former times pupils could recite things which they heard only once from their preceptors. This occurrence began to be rarer with the progress of time. The seven daughters of Śakdāl, the prime-minister of Mahānand, could recite one by one the verses which were only once sung by Kātyāyan-Vararuchi.[124] Such things became conspicuous by their absence later on. This kind of memory was to be found only upto the time of Sthūlibhadra, the son of Śakdāl[125]. The last Jaina monk, who had such memory, was Bhadrabāhu[126] the spiritual uncle of Sthūlibhadra.

At this time a decade witnessed two famines, one following the other after an interval of only seven years; the first took place at the beginning of the rule of Chandragupta Maurya[127] and the second, and the more terrible, at its end[128]. Harassed by the second which lasted for twelve years, the chief monk Bhadrabāhu had gone southwards with a large number of disciples as there was a good rainfall there on account of denser forests. Some of his disciples who stayed in Magadh, became emaciated, in body due to starvation.[129] So Sthūlibhadra called a conference of the Jaina monks at Pātliputra[130] in order to get all Jaina lore and philosophy put down into writing, and achieved it.

---

(124) Vol. I. pp. 336, f. n. no. 43.

(125) Cf. f. n. no. 7 above.

(126) Chandragupta had entered Jaina holy orders as a disciple of Bhadra-bāhu, who had also travelled to Śravaṇ-belgol in the Deccan. Here is the [illegible]ogical list of Jaina monks:—

Mahāvir
|
(1) Sudharmā (M. E. 1 to 12)
|
(2) Jambu ( „ 12 to 20)
|
(3) Prabhav ( „ 20 to 75)
|
(4) Śayyambhava ( „ 75 to 98)
|
(5) Yaśobhadra ( „ 98 to 148)
|
(6) (a) Sambhūti ( „ 148 to 156)
(b) Bhadrabāhu ( „ 156 to 170)
|
(7) Sthūlibhadra ( „ 170 to 215)
|
(8) (a) Mahāgiri ( „ 215 to 249)
(b) Suhasti ( „ 249 to 292) the preceptor of Priyadarśin.

(127) Vide his account.

(128) See reasons given above. Cf. f. n. no. 126 above.

(129) Cf. Two Siddhas invisibly dined with Chandragupta.

(130) This gathering is known as "Pātliputra-vāchnā" in Jaina books. It is not unreasonable to say that these books were re-written during the reign of Khārvel under his own patronage. (Vide his account).

**The Vedic religion**

Out of the three religions that existed in ancient India, one was comparatively younger than the other two. This was Buddhism. Jainism and the Vedic religion were both time-old; but we are not concerned here with the question, which of them was older than the other.

Again both Buddhism and Jainism had their founders. Budhhism had one and Jainism had twenty-four, who succeeded one another at long intervals. The Vedic religion, however, had no one individual as its founder, and it is therefore called A-pauruṣeya ('founded by no one individual). Its origin is unknown.

Both Jainism and the Vedic religion are time-old rivals, each supplanting or giving way to the other, as opportunities occurred. Jainism however had always the upper hand, as its tenets were more catholic than those of the other.

In support of this statement I request the reader first to look to quotations from foreign writers in the preface to Vol. I. and then to the following quotation from Vincent Smith[137-138] "The association of the idea of duty with caste is dropped by Aśok" (the writer really means Priyadarśin, as he has made the above statement in his description of the inscriptions of Priyadarśin) " and two virtues, namely respect for the sanctity of animal life and reverence to parents, superiors and elders are given a place, far more important than that assigned to them in *Hindu teaching*"[139]. With regard to this quotation, I have to utter a word of caution. Scholars generally believe that Aśok and Priyadarśin were one and the same individual. Really speaking they were two different individuals, having different religions. Priyadarśin was a Jain[140], and hence this quotation proves the

(137-138) Rulers of India Series "Aśok", pp. 30.

The two virtues, mentioned here by Mr. Vincent Smith as present, though in a lesser degree, in the Vedic religion, were not in fact so, in that religion. Animal sacrifices actually endangered the "Sanctity of animal life" in the Vedic religion.

(139) There were no "castes" in those times in the sense of the word at present. Writers have always used this word in the sense of one of the four "classes". (Vol. I, pp. 25).

(140) Vide his account.

superiority of Jainism to the Vedic religion[141]. The reader may hecitate to believe this, and hence, I propose to give another piece of evidence here, similar to those given in previous pages[142]. Jaina literature states beyond possibility of doubt, that many learned Vedic brahmans[143] embraced Jainism, after making a deep study of its principles and after minutely comparing it with the Vedic religion. Then they became great Jaina monks[144] in line with Mahāvīr, and spread Jainism in every corner of India. The preceptor of Priyadarśin himself was a brahmin at first.

Statements made above should not lead anyone to believe that the Vedic religion had never any strong hold over the people. On the contrary, before the advent of Mahāvīr, it had its palmy days with animal sacrifices in full swing. After Mahāvīr attained Kaivalya and made the three Gautam brothers, Indrabhūti, Vāyubhūti and Agnibhūti with their eight brother preceptors and 4400 pupils, staunch converts to Jainism, the Vedic religion was on its decline, which was aggravated by the advent of a new rival in Buddhism. The hundred and twelve years of the rule of Śuṅgas were again the golden period in the career of the Vedic religion, the chief reviver was the great commentator, Patañjali. The time-limit for this volume does not permit any more details about the Vedic religion here. We shall have them in the third volume.

The cycle of involution and evolution is bound to bring about the revival of both these time-old religions in future.

---

(141) Cf. f. n. no. 139 above.

(142) Vol. I. pp. 31–32 for details.

(143) F. n. no. 6 above for instances.

(144) Some instances are given below for the satisfaction of the reader. Mahāvīr had eleven chief disciples who had 4400 pupils. These eleven were the three Gautam brothers and their eight friends. The eldest brother Indrabhūti became commonly known as Gautam and has often been mistakenly taken for Gautam Buddha and confused with him.

A list of the disciples of Mahāvīr is given in f. n. no. 126 above, out of whom all were converted from the Vedic religion, except nos. 2 and 3.

Chāṇakya, Varāhmihir, the great astrologer and the brother of Bhadrabāhu were also Jains. (The date of this Varāhmihir is M. E. 150 or B. C. 377, while the date of another Varāhmihir, who followed the Vedic religion, was the 5th or the 6th century A. D.).



ચંપા — તે સમયે એક યુવાન ત્યાં આવ્યો. — પૃ. ૩૭૯




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૧ લું ]　　વિ. સં. ૧૯૯૫ : માર્ગશીર્ષ　　[ અંક ૮

# સાહિત્ય

• ય.

શબ્દ સૃષ્ટિનું આદિ તત્ત્વ છે. ભાવનાને તે પ્રતિબિંબિત કરે છે; વ્યક્તિ અને ભાવનાને સાંકળી જીવનને તે ઉપભોગ્ય બનાવે છે.

તેનાં બે સ્વરૂપ: સામાન્ય અને કલાત્મક.

સામાન્ય—જીવનવ્યવહારમાં જરૂરી વાતચીત વિ.

કલાત્મક સ્વરૂપે શબ્દ અનેકરંગી છે. સાહિત્ય, સંગીત ને કલા ત્રણ તેનાં અંગ છે.—સાહિત્ય જીવન અને સૃષ્ટિનાં વહેણને ઝીલે અને દોરે; સંગીત કાન અને હૈયાને ઠારે; કલા નયન અને મનને મુગ્ધ કરે.

કલાત્મક શબ્દ આમ ત્રિઅંગી છતાં તેનું સાચું અંગ તો સાહિત્ય જ છે. સંગીત અને કલાનો તો તેમાં સમાવેશ પણ થઈ શકે. કેમકે, સાહિત્યનાં ત્રણ સ્વરૂપ: કવિતા, નાટક ગદ્ય. ને કવિતા વિના સંગીત હૈયાને ન સ્પર્શે; નાટક વિના કલાનાં કેટલાંય અંગ અધુરાં ગણાય.

આ સાહિત્યનું નૈસર્ગિક દર્શન. હવે......

સાહિત્યનાં બે ઝરણ–એક પ્રચારપ્રધાન, બીજું કલાપ્રધાન. પ્રચારપ્રધાન સાહિત્યનું આયુષ્ય મર્યાદિત હોય, કલાપ્રધાન સાહિત્ય જો સત્ત્વશીલ હોય તો તે અમર બને; પ્રચારપ્રધાન સાહિત્યનું પરિણામ શુભ સાથે અશુભ પણ નિપજાવી શકે, કલાપ્રધાન સાહિત્યનું ધ્યેય મન અને હૈયાને ઠારવાનું હોય; પ્રચારપ્રધાન સાહિત્ય સૃષ્ટિના પ્રવાહ પર આધિપત્ય ભોગવે, કલાપ્રધાન સાહિત્ય માનવીને સૃષ્ટિથી પળભર દૂર કરી તેને સ્વર્ગીય જીવનની રસિકતા ચખાડે.

નિવૃત્તિપ્રધાન યુગમાં સાહિત્ય કલાપ્રધાન હોય; પ્રવૃત્તિપ્રધાન યુગમાં તે પ્રચારપ્રધાન હોય. આજનો સાહિત્યપ્રવાહ મહદ્ અંશે પ્રચારપ્રધાન લેખાય.

સાહિત્યની કિંમત જો કે સાહિત્યકારના ભાગ્ય પ્રમાણે અંકાય છતાં તેની નૈસર્ગિક કિંમત તેનાં પ્રતિબિંબક લક્ષણોના આશ્રયે કંઈક અંશે આંકી તો શકાય. સંભવિત છે કે એ લક્ષણો પર પણ ભાગ્યની છાયા ઢળતી હોય. છતાં સાનુકૂળ ભાગ્ય પ્રતિબિંબક શક્તિનાં જે સ્વરૂપો પ્રગટાવી સાહિત્યની અવનવી કિંમત અંકાવે એ સ્વરૂપો જાણવાં સાહિત્યના અભ્યાસીને માટે આવશ્યક તો ગણાયજ.

તદ્રૂપતા એ સાહિત્યનો મુખ્ય ગુણ; સર્જનહાર સાહિત્યકારનો આદર્શ.

કલાપ્રધાન સાહિત્યમાં તદ્રૂપતા એટલે કલા કે કલાત્મક સૃષ્ટિનું તે સૃષ્ટિનાં પ્રત્યેક અંગથી અલંકૃત પ્રતિબિંબદર્શન, ને સાથેજ હૈયાને મીઠાશથી ભરી નાંખવાની શક્તિ.

પ્રચારપ્રધાન સાહિત્યના ત્રણ પ્રકાર—કથન, કલામાં પ્રચારનું સંયોજન ને પ્રસંગનોંધ-ઇતિહાસ. કથનમાં તદ્રૂપતા એટલે જે કહેવાની ભાવના તેનું પરમ દર્શન કરાવવાની શક્તિ; સંયોજનમાં તદ્રૂપતા એટલે કલાના ઝરણમાં ઈચ્છિત પ્રચારનું મોહક પ્રતિબિંબ; ઇતિહાસમાં તદ્રૂપતા એટલે પ્રસંગોનું સાંગોપાંગ શબ્દચિત્ર.

સર્જ઼ કે ત્રણ સ્વરૂપે સૃષ્ટિ ગૂંથી : ભાવ, શબ્દ ને દ્રવ્ય. સાહિત્યકાર તે ગૂંથણીમાં ભાવનો પ્રેરક, શબ્દનો સ્વામી ને દ્રવ્યનો કંઈક અંશે કલ્પક.

સાહિત્યની કિંમત આંકતી નિશ્ચિત વ્યાખ્યા તો અતિ કઠીન છે. કેમકે સાહિત્ય–એકને મન જે ઉચ્ચ તે બીજાને મન સામાન્ય પણ હોય, એક વયે સુન્દર તે બીજી વયે અસુંદર પણ બને. એટલે અમુક નિયમનેજ તેની વ્યાખ્યા બંધાય; નાના કે મોટા, શિક્ષિત કે અશિક્ષિત ગમે તે માનવીની સમજશક્તિને તે પોતે જે કહેવા માગતો હોય તે તેજ સ્વરૂપમાં કહી શકે, જે તે દર્શાવવા માગતો હોય તે તેજ સ્વરૂપે દર્શાવી શકે તે સફળ સાહિત્યકાર; તેનું સર્જન તે સફળ સાહિત્ય. તેનો ઝીલનાર જો સામાન્ય હોય તો સાહિત્ય સામાન્ય; ઝીલનાર જો રસિક હોય તો સાહિત્ય રસિક; ઝીલનાર જો વિરલ હોય તો સાહિત્ય પણ વિરલ. સાહિત્યકાર જે કહેવા ઈચ્છે તે કેટલું સુંદર, સ્વર્ગીય કે પરમ કોટિનું છે તેના પર સાહિત્યની અમરતા ને મહત્તાનો આધાર. ને તે તો સમજી કે સમજાવી શકે મહાન સમીક્ષક કે સાહિત્યદ્રષ્ટા.

પ્રચારપ્રધાન સાહિત્યનાં મુખ્ય લક્ષણો–કથનની સચોટતા, સચ્ચાઈ ને માધુર્ય. કલાત્મક સાહિત્યનું પ્રધાન લક્ષણ વિશદ પ્રતિબિંબ.

જીવન અને સૃષ્ટિનું સૌન્દર્ય પ્રકૃતિનાં અનેક અવનવાં આકર્ષણોને આધીન હોય છે: માધુર્ય, તેજ, આનંદ, વિરહ, સાત્ત્વિકતા, સભરતા, નૈસર્ગિકતા, લય, ઝંકાર, ભવ્યતા, રમણીયતા, મહત્તા, સંગીત, સુગંધ, રંગ વિ. સાહિત્યકાર જે સૃષ્ટિને સ્પર્શે તે સૃષ્ટિ, સ્થળ કે માનવીનું આવાં અનેક અંગો સાથે તે તદ્રૂપ-સંપૂર્ણ પ્રતિબિંબ ઝીલે ત્યારેજ તેનું સાહિત્ય પરમ કોટિનું ગણાય.

ઉચ્ચ સાહિત્યકારો ધારી અસર નીપજાવી શકે છે; સર્જનને મહદ્ અંશે તદ્રૂપ પણ બનાવી શકે છે. પણ એ અસર જ્યારે ઓછામાં ઓછી પંક્તિઓમાં, સુમધુર ને આકર્ષક ભાવે નીપજાવાય; એ પ્રતિબિંબમાં જ્યારે સંગીત, સુગંધ ને રંગ પણ સ્વાભાવિક બને ત્યારેજ તે સાહિત્ય અમર ગણાય.

નામાંકિત સાહિત્યકારો પણ આ કસોટીએ કસતાં ઘણીવાર અપૂર્ણ લાગે છે.

શેકસપિયર, મિલ્ટન, ટેનીસન, ડાન્ટે, વર્જીલ, ગેટે કે ટાગોર સમા યશસ્વી સર્જકોના વિરલ સાહિત્યમાં આકર્ષણનો અજબ પ્રભાવ છતાં, રંગ કે સુગંધ તદ્રૂપતા તો તેમાં પણ અનુભવવી અતિ કઠીન છે; નિશ્ચિત, સર્જક કે સૂચિત રંગ કે સુગંધ તેઓમાં ભલે હોય પણ જે વસ્તુને તેઓ ગૂંથતા હોય તે વસ્તુનાંજ સ્વાભાવિક રંગ કે સુગંધ તો ત્યાં ખોળવાજ જવું પડે છે. સંગીતનો રણકાર તેમનામાં અનુભવાય છે પણ સંગીતની તદ્રૂપતા તો નહિ જેવી જ હોય છે. તેમની પંક્તિઓમાં તેજ વિ. અનેક ગુણો હોય છે; પણ મોટેભાગે જોઇએ તે કરતાં અનેક ગણા, મૂળ વસ્તુને પણ તે ગુણોથી ઢાંકી દેતા.

તેમની સામે સાહિત્યની પૂર્ણ તદ્રૂપતાના પ્રતિક સમા કાળીદાસને મૂકીએ.

શેકસપિયર 'રોમિયો જુલિયેટ'માં વિધવિધ સ્થળે જુલિયેટનાં દર્શન કરાવતાં કહે છે: –'તે દીપકોને પ્રકાશતાં શીખવી રહી છે. તે પૂર્વદિશ છે, જુલિયેટ ત્યાં સૂર્ય છે.' આમાં તેજવતી, માધુર્ય ટપકતી, કન્યાઓમાં મુગટમણિ સમી, પ્રેમઘેલી બાલિકા પ્રગટ થાય છે. પણ કેટલેક સ્થળે તે વધુ પડતા તેજથી ઢંકાઈ જાય છે. કયાંય તેનાં વસ્ત્રોનો કે દ્રશ્યનો રંગ, તેના અંગની કે વાતાવરણની સુગંધ કે તેના આંતરસ્ત્રીત્વની માર્દવતા નથી પ્રગટતાં. આખું નાટક રૂપેરી પ્રવાહમાં વહે છે પણ પ્રસંગાનુકૂળ રંગ કયાંય નથી જણાતો. ધર્મગુરુના પ્રભાતજીવનનો પરિચય તદ્રૂપ અને રમણીય છતાં તે પણ વધુ પડતા તેજથી ઢંકાય છે.

'ટેમ્પેસ્ટ'માં મીરાન્ડા કંઈક તદ્રપ છે. પણ તેના જીવનવિકાસ માટે સ્વાભાવિક કરતાં કથનાત્મક સ્વરૂપ લેવું પડે છે. પ્રસંગોનું વૈચિત્ર્ય જતું કરીએ તોપણ તેમાં અસંભવ દોષો વધુ પડતા ભારે બને છે. તેમાં છલોછલ નૈસર્ગિકતા છે; ન જેવી સુગંધ પણ છે; છતાં રંગ નથી.

'એન્ટની એન્ડ કલીયોપેટ્રા'–આખું નાટક કંઈક પીળાશ પડતા પ્રવાહમાં વહે છે. ને નાઈલ નદીના રૂપેરી પ્રવાહ પર રત્નજડિત નાવમાં વિહરતી કલીયોપેટ્રા અને તે પ્રસંગમાંથી પણ સ્વાભાવિક રંગોના ચિત્રદર્શનને બદલે પીળાશ પડતોજ સોનેરી રંગ ઊડે છે.

'એઝ યુ લાઈક ઈટ'નું વાતાવરણ નિસર્ગથી ઊભરાતું છતાં, રોઝાલીન સાહસિક, તેજવતી ને પ્રેમલ કન્યા છતાં, વધુ પડની માર્દવતા કે ગુણમહત્તાના કારણે, તેના સહજ સ્વાભાવિક સ્ત્રીત્વની આસપાસ મીણનું હોય એવું પાતળું પડ ગૂંથાઈ જાય છે. તેની સખી કેલિયાનું જીવનવહન સ્વાભાવિક કરતાં રોઝાલીનથી તેની ભિન્નતા સાચવી રાખવાને કૃત્રિમ રીતે વણાયું હોય એવી છાપ પાડે છે.

ને આ જુલિયેટ, મીરાન્ડા કે રોઝાલીનની સામે કાળીદાસની શકુન્તલા કે ઊર્વશી. 'સિતાંશુકા મંગલમાત્ર ભૂષણા' એ એકજ પંક્તિમાં ગૂંથાયું સ્ત્રીસહજ ગુણ અને મધુર પવિત્રતાથી અલંકૃત વિક્રમપત્નીની સુરેખ ચિત્રદર્શન શેકસપિયરના અનેક પંક્તિઓમાં ગૂંથાતા સ્ત્રીપાત્ર કરતાં પણ વધારે તદ્રૂપ છે. ને 'શુદ્ધાન્ત દુર્લભમિદં, સરસિજ મનુવિદ્ધ, અધર કિસલય રાગ, સા નિન્દન્તી, વસને પરિધૂસરે' વિ. પંક્તિઓમાં અવનવાં છતાં તદ્રૂપ સ્વરૂપે, છલોછલ છતાં સમસ્ત્રીત્વે ચમકતી શકુન્તલાઃ નથી તે કયાંય વધુ પડતા ગુણ કે તેજથી ઢંકાતી; તેથી કાળીદાસને તેનું દર્શન કરાવતાં અન્તિમ વિશેષણોના પાટલે બેસવું પડતું.

સંગીત માટે શેકસપિયરને શબ્દ–સંગીતનો આશ્રય લેવો પડે છે; 'ઓથેલો'માં સંગીતમાંજ મરવાની મહેચ્છા; 'ટવેલ્ફ્થ નાઈટ'માંની સંગીતની માગણી, 'ટેમ્પેસ્ટ'માં એરિયલનું સંગીત;

'કીંગ લીયર'માં હતાશ નૃપતિને ઠારતું સંગીત, 'મીડ સમર'માંનું પકનું સંગીતગુંજન વિ. સ્થળે સંગીત છે, પણ સશબ્દ. ક્યાંય નૈસર્ગિક સંગીતનો ઝણકાર નથી ઊઠતો.

• ને કાળીદાસમાં–'ઉત્તરમેઘ'માં 'તાલૈઃ શિઞ્જા' ના સૂચન સાથેજ કાનમાં ગૂંજી ઊઠતો બંગડીઓનો રણકાર; 'પૂર્વમેઘ' ને 'માલવિકાગ્નિમિત્ર'માં 'પાદન્યાસૈ' શબ્દની સાથે જ રૂપેરી ઝાંઝરના રણકારને ઝીલતું વાતાવરણ; 'રઘુવંશ'માં 'નિતાન્ત વત્સલ'થી સૂચવાતું મધુર સંગીત; 'કુમાર સંભવ'માં 'કિન્નરાણાં તાન'થીજ ગૂંજી ઊઠતાં અવનવાં વાજિંત્ર; 'ઉત્તર મેઘ'માં 'તન્ત્રીમાર્દ્રી' શબ્દ સાથેજ આંખને ભીની બનાવતું કરુણ સંગીત ને 'પૂર્વમેઘ'માં મહાકાલ વિ. સ્થળનાં વર્ણનેજ સુચવાતાં અવનવાં સંગીત–કાળીદાસની સંગીતતદ્રૂપતાના એ નમુના છે.

સુગંધ–તદ્રૂપતા કાળીદાસ જેટલી કોઈ જ નથી કેળવી શક્યું. શેક્સપિયરના 'હેમ્લેટ'માં ઓલીવિયાની કબર પર ફૂલ વેરતી રાણીના પ્રસંગે સુગંધ પ્રસરે છે. પણ વાતાવરણની ભીષણતા એ સુગંધને દાબી દે છે; મિલ્ટનના 'પેરેડાઈસ લોસ્ટ'ના ચોથા પુસ્તકના મધ્ય ભાગમાં સુગંધ છે પણ એ સુગંધ પ્રસરાવવાને મિલ્ટનને શબ્દોની હારમાળા ગૂંથવી પડે છે, અને એનો ભાર સુગંધને મઘમઘતી નથી રહેવા દેતો. જ્યારે કાળીદાસમાં 'કેશસંસ્કારધૂપૈઃ'ની એકજ પંક્તિથી પ્રસરતો તીક્ષ્ણ સુગંધી મઘમઘાટ ને 'સદ્યસીરોત્કષણ સુરભિ'ની અર્ધ પંક્તિથીજ આકર્ષી લેતી નૈસર્ગિક સુગંધ મનોહર, રમણીય અને તદ્રૂપ છે.

મિલ્ટનના 'નેટીવીટી ઓડ'માં 'ફૂલ' શબ્દની સાથેજ સોનારૂપાનાં ફૂલથી ભરેલી છાબ ગૂંથાય છે; કાળીદાસમાં 'હસ્તેલીલા કમલમલકે'ની સાથેજ અવનવાં નૈસર્ગિક ફૂલો આંખ સામે રમી ઊઠે છે.

રંગતદ્રૂપતા પણ કાળીદાસનેજ વરી છે. તે મોર શબ્દ મૂકશે ને નાચતો–કૂદતો તેના સોનેરી–વાદળી–લીલા–સુરંગી સ્વરૂપે શોભતો સજીવ–કલામય મોર દૃષ્ટિ સમીપ ખડો થશે. શેક્સપિયરમાં તેવોજ મોર સોનેરી કે રૂપેરી પ્રકાશથી ઝળહળતો ચાવી આપ્યાથી કૂદતો હોય એવો નજરે પડશે.

કાળીદાસનાં 'મેઘદૂત'ને 'શાકુન્તલ' સ્વર્ગ અને પૃથ્વીની સંગમસ્થ લીલાભૂમિ સમાં છે. શેક્સપિયરનાં 'હેમ્લેટ'ને 'મેકબેથ' શબ્દસંકલનાએ ગમે તેટલાં આકર્ષક, મોહક ને રમણીય છતાં સે ભૂતસૃષ્ટિના ખંડ સમાં છે.

મહાન સાહિત્યકારો વચ્ચેનો આ સૂક્ષ્મ ભેદ સમજવો અતિ કઠીન છે. પણ સાહિત્યદ્રષ્ટાઓ સહેલાઈથી સમજી શકે તેમ છે કે 'કાળીદાસમાં અમૃતનું માધુર્ય છે, શેક્સપિયરમાં સોમરસનું આકર્ષણ છે.'

મિલ્ટનનાં મુખ્ય સર્જનો, 'પેરેડાઇસ લોસ્ટ'ના ચોથા પુસ્તકના થોડાક ભાગ સિવાય, પડતા તેજથીજ ઢંકાઈ જાય છે. કોમસમાંની તેની શાન્તિની અમર પંક્તિઓ પણ કોમસ રૂપેરી પ્રવાહમાં વહેતું હોઈ રૂપેરી રંગજ ધારણ કરે છે.

ડાન્ટેની 'ડીવાઈન કોમેડી' કે ગેટેના 'ફાઉસ્ટ'માં દ્રશ્યનાં પ્રતિબિંબ ઝીલાય છે તે પ્રતિબિંબ તદ્રૂપ ન બનતાં તેજ, માધુર્ય, મનોહરતા ને ભીષણતાના સૂક્ષ્મ પટ નીચે ઢંકાતાં લાગે છે.

ટાગોરની તો પ્રત્યેક પંક્તિ કંઈક અસ્પર્શ્ય–પવિત્ર તેજથી ઢંકાયલી હોય છે. તેમનામાં સ્વાભાવિક સંગીત વહે છે પણ રંગ કે સુગંધ તો સશબ્દ જ હોય છે. તેમનાં

# મોંઘી પરીક્ષા*

શિવમ્

હૈયાનાં ગાન થંભે, નિજ સહુ વ્યવસાયે ત્યજી કો'જ દેખે,
આંખો નિદ્રાથી ઘેરી વિવિધ વિષયના સંભવે જઈ વિરામે;
પ્રશ્નોની ધારણાઓ શ્રવણ કરી કરી પાસનાં લોક દોડે,
દોડેલાં લાભ અર્પે અવર સહુ જનોને, સહુ સિદ્ધિ વાંછે.
વિદ્યુદ્વેગે પરીક્ષા અણુઅણુ પ્રસરી સર્વનાં ગાત્ર ગાળેઃ
વ્હાલાં વ્હાલાં સિનેમા-ગૃહ પર ધસતો સ્નેહ અત્યંત ગાઢ,
આનંદો જિંદગીના, અણુઅણુ કરીને સંચિયા ધૈર્ય—કોષે,
પ્રાણો સાફલ્યવાંછુ, ધસી ધસી ક્રૂર આ ખપ્પરે આવી પૂગે.
નાવે નાવે ફરીથી, અણમૂલ સુખી એ જિંદગી પાછી નાવે,
વર્ષો મોંઘામૂલાં જે ક્ષણિક જીવનનાં વીતિયાં તે ન આવે,
કાળો મોંઘી તકોના, અવસર ગત કૈં તેય પાછા ન આવે,
રે, આ મોંઘી પરીક્ષા વરસદિવસમાં પાછી તત્કાળ આવે.
વ્હાલાં, આ લ્હાવ મોંઘો, વિવિધ વિષયના જ્ઞાનથી યે મહાન,
મોંઘો સાફલ્યથીયે અવિરલ શુભ નૈષ્ફલ્યથીયે મહાન.

---

પાત્રો પાત્ર કરતાં તેઓની પ્રતિમાઓ વિશેષ ગણી શકાય.

સાહિત્ય એ પ્રકૃતિનું પ્રતિબિંબ છે. નહિ કે એ પ્રતિબિંબનો અપૂર્ણ ટૂકડો. પરિણામે પ્રકૃતિ સાથે તેણે એકતાન રહેવું જોઈએ.

પ્રકૃતિએ જગત સર્જ્યું ગમે તે કારણે, પણ તેમ કરવામાં તેનો ઉદ્દેશ તો શુભ છે. તેનાં સંતાન ગમે તેવાં દુઃખી દેખાતાં હોય પણ એ દુઃખ તો આભાસ છે; તેનો અન્ત સનાતન સુખમાં સમાયો છે.

પરિણામે સાહિત્યનો મધ્ય પ્રવાહ ગમે ત્યાં વહે; તેનો અન્ત તો શુભમાં જ પરિણવવો જોઈએ–પ્રકૃતિનું જાણે તાદશ પ્રતિબિંબ.

પણ પ્રકૃતિ વિષેનું ઉક્ત તત્વજ્ઞાન તો આર્યોનું છે. પાશ્ચાત્ય માન્યતા તો આ જીવન-માંજ સર્વસ્વ જુએ છે. પરિણામે તે દેખીતા જીવનનાંજ પ્રતિબિંબ ઝીલે.

શુભમાં પરિણમતી જીવનની પરંપરામાં માનનાર આર્યોનું સાહિત્ય ગમે તેવા પલટાઓ ખાવા છતાં છેવટ તો શુભમાંજ પરિણમે. ઐહિક જીવન-દર્શનમાંજ પ્રગટતું કરુણાંત સાહિત્ય કાં તો, ઉક્ત સ્થિતિને સમજ્યા વિનાનું, અથવા તો પાશ્ચાત્ય પ્રવાહમાંથી ઝીલાયલું ને નહિતર ઉક્ત માન્યતાને ન સ્વીકારવાના કારણે સર્જાયલું લેખાય.

———o———

* શ્રી સુંદરમના 'સાફલ્યટાણું'નું પ્રતિકાવ્ય.

## કોણ રે લેશે સંભાળ

મૂળજીભાઈ પી. શાહ

કોણ રે લેશે સંભાળ? વીરા! ત્હારી કોણ રે લેશે સંભાળ?
વસમો આવે હો કાળઃ વીરા! ત્હારી કોણ રે લેશે સંભાળ?
જોબન કેરો જીવતર માંહી, અનંત આવ્યો જુવાળ;
મોહની મદિરા રંગથી પીધી, બાંધી ન પુણ્યની પાળ.—વીરા!

સંતની વાણી ઉર ન આણી, દીનને દીધી ગાળ;
આજ રીબાયે રોગને ભોગે, અંતર પડતી ફાળ.—વીરા!

ડગલે પગલે તુજને વાગ્યો, જીવન લાગતી ઝાળ;
હસતો સુણતાં રંકની વાતો, માયાની પાથરી જાળ.—વીરા!

હસતાં હૈયાં હેતભરેલાં, બોલતાં બોલ રસાળ;
એમને નયણે આંસુ વહાવ્યાં, રુદન ત્હારું નિહાળ.—વીરા!

કુદરત દેતી ન્યાય અનુપમ, સાચો છે દીનદયાળ;
સંકટ ત્હારું કોણ રે ટાળે? દર્દ બને વિકરાળ.—વીરા!



## ક્ષણિકતા

કેશવલાલ પટેલ

સુરભિ ભરિયાં પુષ્પો કુંજે લચી ઉર રાચતાં,
જનમન રંજી થાતાં સંધ્યા ભૂમીજ ભળી જતાં.
સુરસ ઝરતા સૂરો મીઠા કવે સહુ પંખીડાં,
પલપલ રસી ર્‌હેયું મૂકે સરેજ દિગંતમાં.
સુકલ ઝરણાં વર્ષામાંહે અતિશય ઘૂઘવે,
સમય વહતાં પેખો ગ્રીષ્મે ઊડે રજ શંખલા.
ક્ષણભર ઉષા ન્યારા રંગે પૂરે નભ સાથિયા,
વિલીન બનતી આવે જ્યારે રવી ઉદયાચળે.

× × ×

સત્ત્વ સૃષ્ટિનાં ચલિત છે, જેમ ઝંઝાએ રૂડી,
'વાદળી આકાશ પર આવી અને ચાલી ગઈ.'

—o—

# આપણું રાસસાહિત્ય [પ્રાચીન]

લેખક : પ્રો. ચતુરભાઈ શંકરભાઈ પટેલ, એમ. એ., એલએલ. બી.



**રાસ** અથવા ગરબા એ ગુજરાતની મહામૂલી સંપત્તિ અને અનોખી વિશિષ્ટતા છે. ગુજરાતના ગરબા હિન્દભરમાં બીજે ક્યાંય મળે એમ નથી. કવિવર રવીન્દ્રનાથ ટાગોર જેવા પણ એનાથી પરમ મુગ્ધ બન્યા છે. સાહિત્ય, સંગીત અને કલાની ત્રિવેણી રૂપ એ ગરબા માટે ગુજરાત સકારણ ગૌરવ ધરી શકે છે.

રાસસાહિત્યનો વિષય એટલો વિશાળ છે કે એને થોડો પણ ન્યાય આપવાને એક લેખ નહિ પણ લેખમાળા યોજવી પડે. એકએક કવિ જ્યાં સ્વતંત્ર લેખ માગી લે ત્યાં સર્વને એક લેખમાં શી રીતે સમાવાય? અને સાથેસાથે લોકસાહિત્યનાં અગાધ ઊંડાં સાગરનીર તો નિરખાય પણ શી રીતે? એટલે આજે સગવડ ખાતર એકલા પ્રાચીન કવિઓના—નરસિંહ મહેતાથી માંડી દયારામ સુધીના કવિઓના—રાસસાહિત્યનાં રસદર્શન કરીશું. ન્હાનાલાલથી આજસુધીના અર્વાચીનોને ભવિષ્યના માટે રહેવા દેશું.

રાસસાહિત્યનું અવલોકન કરતા પહેલાં આપણે રાસનો ઈતિહાસ જરા સંક્ષેપમાં જોઈ જઈએ:

## ગુજરાતની ગરબીઓ

સામાન્ય રીતે ગુજરાતી ભાષાની શરૂઆત નરસિંહ મહેતાથી થઈ ગણાય છે. નરસિંહ મહેતા ગુજરાતીના આદિ કવિ મનાય છે. એમના સમયમાં પાંચદશ કડીનું સંગીતબદ્ધ ગેય કાવ્ય પદ કહેવાતું. પદ સાથે કડવાં (પ્રા० કડવક=કડીઓનો સમૂહ) પણ પ્રચલિત હતાં. એ પદથી વિશેષ લાંબાં, અધ્યાય—Canto-રૂપ હતાં. પદો કોઇપણ ઢાળમાં લખાતાં, ત્યારે કડવાં માટે અમુકજ દેશીઓ મુકરર થઈ. પરિણામે એનો વિકાસ બંધ થયો. મહાકવિ પ્રેમાનંદે કડવાંનો બનતો વિકાસ કીધો, પણ ત્યારબાદ કોઈનું લક્ષ એ તરફ દોરાયું નહિ, અને સાહિત્યનું એ સુંદર અંગ ધીરધીરે લુપ્ત થયું. આ રીતે કડવાં બંધ પડયાં, પણ પદો ચાલુ રહ્યાં, અને તે આજ પર્યંત ચાલુ છે, તેમજ એમાં વિકાસ પણ સારો સધાયો છે.

કાલક્રમે પદનો અર્થ ગરબો કે ગરબી એવો થયો, અને વલ્લભભટના ગરબા કે દયારામની ગરબીઓ વસ્તુતઃ જૂદે નામે નરસિંહ–મીરાંનાં પદોજ છે. ગરબો શબ્દ સં૰ गर्भदीप ઉપરથી વ્યુત્પન્ન થયો છે. નવરાત્રમાં શક્તિભક્તિ નિમિત્તે ઘડાને કાણાં પાડી એમાં દીપ મૂકવામાં આવે છે એને ગર્ભદીપ કહે છે. એ ઉપરથી ગુજરાતીમાં ગરબો કે ગરબી શબ્દ આવ્યા છે. એ ગર્ભદીપ આસપાસ કૂંડાળે ફરી ગવાતાં પદ ગણું ગરબો કે ગરબી નામ પામ્યાં. આ રીતે પદો ગરબાના સંસર્ગે કરી ગરબો–ગરબી કહેવાયાં, એ ઉપરથી અનુમાન થઈ શકે કે ગરબાને શક્તિપૂજા સાથે સંબંધ હોઈ શક્તિપૂજાના આરંભથી એ પ્રચલિત હશે. જો કે ગરબા વિષે વધુ ચોક્કસ રીતે તો આપણે વલ્લભભટના સમયથી સાંભળીએ છીએ. વળી સામાન્યતઃ દેવની સ્તુતિ કિંવા શક્તિભક્તિ એ ગરબાનું વિશિષ્ટ તત્ત્વ હોવું જોઈએ. સામાન્યતઃ કહેવાનું કારણ કે એ વિશિષ્ટત્વ સર્વથા જળવાયું જણાતું નથી. વલ્લભે પોતે પણ કળિકાળનો, કજોડાનો ઇત્યાદિ ગરબા લખી એ તત્ત્વ ખાસ જાળવ્યું નથી. સ્તુતિ–ભક્તિ રહિત પદો શલોકા કે પવાડા કહેવાતાં; દાખલા તરીકે–શામળભટનો રૂસ્તમ બહાદુરનો પવાડો. પરંતુ વખત જતાં પવાડા–ગરબા–ગરબીનો ભેદ નીકળી ગયો અને રસરાંજવી દયારામના સમયમાં તો એકલી ગરબીનીજ અજબ મોહની આખા ગુજરાતને ભરી રહી. ગુજરાતની ગરબીઓનો ટૂંકો ઇતિહાસ આવો છે.

## કાઠિયાવાડના રાસ

રાસ શબ્દ શુદ્ધ સંસ્કૃત છે, અને એનો અર્થ નૃત્ય થાય છે. મૂળે એમાં નૃત્યજ હતું. ઢોલકના તાલ સાથે ગોળ ફરી એક રીતનું તાલબદ્ધ નૃત્ય કરવું તે રાસ. એમાં શબ્દસંગીત પાછળથી ઉમેરાયું, અને એ રાસ–નૃત્ય–માટેનાં પદો પણ રાસ સંજ્ઞા પામ્યાં. રાસેશ્વર શ્રી કૃષ્ણચંદ્ર, રાસલીલા, રાસપંચાધ્યાયી ઇત્યાદિ પ્રયોગો રાસની પ્રાચીનતા દર્શાવે છે. દાંડિયા સાથેના નૃત્યને दण्डरास–દાંડિયારાસ કહેતા, અને દશમા શતકના કવિ રાજશેખર × કૃત विद्धशालभंजिकामां तवांगणे खेलन्ति दण्डरासः । નો ઉલ્લેખ પણ મળી આવે છે. શ્રીકૃષ્ણગોપીની રાસલીલાની જેમ રાસ મૂળે સ્ત્રીપુરુષના મિશ્ર હશે પણ વખત જતાં મર્યાદાઓ વધતાં સ્ત્રી અને પુરુષોના ભિન્ન રાસ અસ્તિત્વમાં આવ્યા એમ માનવાને કારણ મળે છે. હાલ તો મિશ્રરાસ લગભગ લુપ્તજ થઈ ગયા છે. માત્ર ભિન્નરાસ પ્રચલિત છે, તેમાં યે પુરુષના રાસ તો એકલા સૌરાષ્ટ્રમાં અને ઉત્તર ગુજરાતમાંજ જોવામાં આવે છે.

રાસના સ્થળ–સમય વિષે અનેક કલ્પનાઓ પ્રચલિત છે. કહેવાય છે કે શ્રીકૃષ્ણના મધુપુરના ગોપમંડળના રાસ એમની સાથે સૌરાષ્ટ્રમાં આવ્યા, અને ગરબાને ગુર્જરો પોતાની સાથે ગુજરાતમાં લાવ્યા. યાદવો અને ગુર્જરો સાથેના સંબંધની આ કલ્પના સ્વીકાર્ય નથી, કેમકે જો એ વાત સાચી હોય તો રાસ–ગરબા એ લોકના મૂળ સ્થાન વ્રજ અને પંજાબમાં કેમ નથી? વળી ગરબા–ગરબીને શાક્ત અને વૈષ્ણવ સંપ્રદાયના પરિણામરૂપ માનવામાં આવે છે, એ માન્યતા પણ ખરી નથી. એમને એ સંપ્રદાયો સાથે સંબંધ છે એ હકીકત સાચી, પરંતુ એમની વચ્ચે કાર્યકારણભાવનો સંબંધ નથી. કેમકે આખા ભારતવર્ષમાં એ સંપ્રદાયો છે, છતાં ગરબા તો ગુજરાત સિવાય બીજે ક્યાંય નથી. વળી કેટલાકનું કહેવું છે કે શક્તિ

× આઠમી સદીમાં થયેલ શ્રી હરિભદ્રસૂરિની કૃતિઓમાં અને તે પહેલાંના પણ કેટલાક પ્રાકૃત જૈનગ્રન્થોમાં રાસનાં નવનવાન સ્વરૂપોનો ઉલ્લેખ થયેલ જોવામાં આવે છે. — તંત્રી.

ભક્તિનું પદ તે ગરબો અને કૃષ્ણભક્તિયુક્ત તે ગરબી. એવો ઝીણો ભેદ પણ સર્વથા ગ્રાહ્ય નથી, કેમકે એ તત્ત્વ સર્વદા જળવાયું જણાતું નથી.

કાઠિયાવાડમાં રાસ સાથે રાસડા પણ પ્રચલિત છે. રાસડો એટલે કંઈક કથાવૃત્ત આપતું કાવ્ય; દાખલા તરીકે જસમાનો રાસડો. રાસમાં સંગીતતત્ત્વ—Lyrical element—પ્રધાનપદે છે, જ્યારે રાસડામાં ઐતિહાસિક તત્ત્વ–Historical element–અગ્રસ્થાને છે. રાસડા એ ગુજરાતના પવાડાને મળતા, ઈંગ્લિશ Balladની જાતના છે. જૈન કવિઓએ રાસનો ઉપયોગ પ્રબંધ-કથા–આખ્યાનના અર્થમાં કર્યો છે, પરંતુ એને આપણા રાસ સાથે કંઈજ નિસ્બત નથી.

આ રીતે આપણે જોયું કે ગુજરાતના ગરબા અને કાઠિયાવાડનાં રાસ નામ જૂદાં છતાં વસ્તુતઃ એકજ છે. ગરબામાં માર્દવ અને માધુર્ય વિશેષ છે, ત્યારે રાસમાં જોસ અને જોમ વધારે છે, પણ સરવાળે સૌ એકજ છે. અને હવે તો રાસ શબ્દ એટલો પ્રિય અને પ્રચલિત થઈ ગયો છે કે એમાં ગરબા ગરબી સર્વેનો સમાવેશ થાય છે. આ અર્થમાં ભક્તકવિ નરસિંહ મહેતાએ એને અનેકવાર વાપર્યો છે.

રાસ રમાડવાની વિનંતી કરતાં શ્રીકૃષ્ણને ઉદ્દેશી ભક્તકવિ કહે છેઃ

"થેઇ થેઇ રાસ રમાડ વ્હાલા,
ગોકુલથી વૃંદાવન રૂડું;
એ અમને દેખાડ મારા વ્હાલા."

અને સોહામણી શરદની રળિયામણી રાત્રિ જેમ આજે રાસ ખેલવાને ખૂબ અનુકૂળ અવસર મનાય છે તેમજ નરસિંહ મહેતાના સમયમાં પણ ગણાતું. આપણા સુભગ શરદુત્સવો આજકાલના નથી, પણ પુરાણા ને પ્રાચીન છે એવું એથી ભાન થાય છે. એવા સુંદર સમયનો ઉલ્લેખ કરતાં નરસિંહ મહેતા કહે છેઃ

"રંગભર રાસ રમાડો નાથ કે શરદ સોહામણી રે લોલ;
ઉગ્યો સોળ કળાનો ચંદ્ર, કે રેન રળિયામણી રે લોલ."

તદ્દુપરાંત શ્રી રાધાજીની ઉક્તિનું પદ "નાગર નન્દજીના લાલ, રાસ રમન્તાં મારી મારી નથની ખોવાણી,"–જે કવિનું પહેલામાં પહેલું કાવ્ય કહેવાય છે, અને જેમાં મહેતાજીએ જોયેલી રાસલીલાનો પ્રસંગ વર્ણવાયો છે તેમાં તેમજ અન્ય અનેક સ્થાને રાસ શબ્દ કવિએ વાપર્યો છે.

રાસના ઇતિહાસ સંબંધી આટલા વિવેચન પછી આપણે પ્રાચીન રાસસાહિત્યનું કંઈક દર્શન કરીએ.

(અપૂર્ણ)

# જ્ઞાનયજ્ઞ

બાલચન્દ્ર મણીલાલ પારેખ

[ ગતાંક પૃ. ૨૯૯ થી ચાલુ ]

૩

શહેરમાં આવ્યે મધુને એક વર્ષ વીતી ગયું. શાળામાં હેડમાસ્તરે તેને મફત દાખલ કર્યો હતો. પુસ્તકો વગેરે પણ તેઓ જ મેળવી આપતા.

તે ઉપરાંત તેને કુસુમનું ટ્યુશન પણ મળી ગયું હતું. તે કુસુમને ત્યાં ઉપલે માળે રહેતો. કુસુમને તે ખૂબ ખંતથી શીખવતો. નાનકડી કુસુમ પણ મધુના ભાવપૂર્ણ શિક્ષણથી આકર્ષાઇ. ધીમેધીમે તે વાંચનમાં વધારેને વધારે રસ લેતી થઈ. મધુ તરફ તેને અકથ્ય સ્નેહભાવ ઉપજ્યો. મધુ વાંચતો હોય ત્યારે તેના પગ આગળ બેસીને તે પણ ધીમું ધીમું વાંચતી. મધુનું ઘણુંખરું કામ તે કરી આપતી. તેનો ખંડ તે સાફ કરતી, તેનાં પુસ્તકો સુશોભિત રીતે ગોઠવતી ને તેના કુંજામાં કહ્યા સિવાય નીચેથી પાણી ભરી લાવતી. આ નાનકડી બાલિકાની મમતા જોઈ મધુની છાતી કોઈ કોઈ વાર ભરાઈ આવતી, તેની આંખો ભીની થતી અને એકાદ છાનું આંસુ, કુસુમથી અદૃષ્ટ નીચે સરી પડતું.

પુત્રીને અભ્યાસમાં એકાગ્ર થતી જોઈ મણિબહેન પણ મધુ પર પ્રસન્ન રહેતાં. બપોરે તો મધુ અન્નક્ષેત્રમાં જમી આવતો. સાંજે તે ખાતો જ નહિ. મણિબહેન તેને ઘણીવાર જમવાનો આગ્રહ કરતાં, પણ તે જતો નહિ; તેનો ઉત્તર હતો, "મને ભૂખ નથી". છતાં એવાય કેટલા દિવસો હતા જ્યારે મણિબહેનના મક્કમ આગ્રહ આગળ તેની દૃઢતા ઢીલી થતી, અને તે અને કુસુમ બન્ને એકજ ભાણામાં બેસીને જમતાં. કુસુમનો હર્ષ ત્યારે માતો નહિ. અને આ નાનકડી શિષ્યાનો સ્નેહ અને તેની માતાનો ભાવ, મધુમાં આર્દ્ર કૃતજ્ઞતા ઉપજાવતાં.

સવારે તે બે-ત્રણ પૈસાના ચણા લઈ ખાતો, સાંજે પણ જ્યારે અત્યંત ભૂખ લાગી હોય ત્યારે જ કાંઈક ચવાણું ખાતો. સામાન્યતઃ સાંજે તે જમતો જ નહિ; છતાં તેની બે રૂપિયાની આવકમાંથી, ચવાણું તથા અભ્યાસનાં પુસ્તકો આદિ જતાં કશું બચતું નહિ. રજની તેને નાનીનાની વસ્તુઓમાં મદદ કરવા જતો, પણ તે તેની કે બીજા કોઈનીયે પાસેથી કશું સ્વીકારતો નહિ. રજની તેને પોતાના ધોબીને કપડાં આપવા કહેતો તો પણ તે તો ના જ પાડતો. અને તેની પાસે ધોબીને આપવા જેટલાં કપડાંય ક્યાં હતાં? તે આવ્યો ત્યારે તેની પાસે બે જોડ કપડાં હતાં. ધીમેધીમે તે પણ ઘસાઈ જવા આવ્યાં. એક વર્ષ દરમ્યાન તો તેમને કેટલાંય થીગડાંનો પુરસ્કાર મળી ચૂક્યો હતો. દર બે ત્રણ દિવસે નદી કિનારાના દૂર દૂરના ભાગ પર જઈ તે પોતાનાં કપડાં ધોઈ આવતો.

રજની સાથેનો તેનો સહચાર અતુટ હતો. મધ્યાન્હે ધખી રહેલા તેના જીવનરણમાં તે જ એક વનસ્પતિ-ભૂમિખંડ હતો. કુસુમ તથા મણિબહેને પણ તેને કંઈક શીતળતા અર્પી

હતી. છતાં વ્યથાથી જ્યારે તે અસહ્ય પીડાતો ત્યારે રજની પાસે દોડી જતો. તેનો અકથ્ય સ્નેહ તેના સંતપ્ત હૃદયને અમીવર્ષાએ છાંટતો; તેની એકલતાને પ્રેમની હૂંફ અર્પતો.

મધુને એક જ લક્ષ્ય હતું. જ્ઞાન-જ્ઞાન-જ્ઞાન. અને જેમજેમ એ કુટુંબથી વિમુક્ત થતો ગયો તેમતેમ તેની તમન્ના વધતી જ ગઈ. શાળામાં તે ખૂબ ધ્યાનપૂર્વક ભણતો. બુદ્ધિ અને સતત ઉદ્યમશીલતાને પ્રભાવે તેણે કોલેજિયનોનેય શરમાવે તેટલું વિશાળ જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. તેની વિનમ્ર પ્રતિભામાં શિક્ષકો પણ અંજાતા. કેટલાક તો તેને આર્થિક સહાય કરવા તત્પરતા દાખવતા. પણ મધુ તે બધાનો સાભાર અસ્વીકાર કરતો.

પણ આ જ્ઞાનસાધનાની મધુને ભારે કિંમત આપવી પડી. એક વર્ષમાં તો તેનું એ બળવાન હૃષ્ટપુષ્ટ શરીર પોષક ખોરાક અને સંયોગોની અનુકૂળતાને અભાવે દુર્બળ બની ગયું, તેનાં ગાત્રો સૂક્ષ્મ રીતે ગળતાં જતાં હતાં. તેમાંથી યૌવનનો સ્વાભાવિક વિકાસ ને થનગનાટ અદૃશ્ય થયાં હતાં, અને તેમનું સ્થાન ફિક્કાશ અને શૈથિલ્યે લીધું હતું.

અહીં આવ્યા પછી મધુએ ઘેર એક પણ પત્ર લખ્યો ન હતો. રજનીને પણ તેણે પોતાના પિતાને લખતાં અટકાવ્યો હતો. કૃષ્ણરાય માનતા કે મધુ મામાને ત્યાં હશે અને અભ્યાસમાં પડયો હશે તેથી નહિ લખી શકયો હોય. તેમ તેમણે પણ તેને એકે પત્ર લખ્યો નહિ. તેમના જીવનમાં ખેતીને લઇ પત્રવ્યવહારને બહુ ઓછું, લગભગ નહિ જેવું જ સ્થાન હતું. તેમાં સ્વાભાવિક નિશ્ચિંતતાએ પૂર્તિ કરી.

મધુની બાએ પણ તે જ પ્રમાણે માન્યું. તે એક ભોળી, પતિપરાયણ સાધ્વી સ્ત્રી હતી. પત્રવ્યવહારના આ યુગમાં માતાપિતાએ એક વર્ષ સુધી પુત્રના સમાચાર જાણવાની ઉત્કૃષ્ટતા ન દર્શાવી તે આપણને નવાઈભર્યું લાગે. પણ ગ્રામ્યજીવનમાં, તેમાંય ખેતીના વ્યવસાયવાળા નિરન્તર પ્રવૃત્ત લોકોમાં પત્રવ્યવહાર બહુ ઓછો ભાગ ભજવે છે તે આપણે વીસરવું ન જોઈએ. અને સ્નેહાળ મામાને ત્યાં દિકરો હોય ત્યારે કયાં માતપિતાને ખાસ ચિંતા થાય?

આમ દિવસો પર દિવસો, ને મહિનાઓ વીતી ગયા. પરીક્ષા આવી અને કેટલાક પર હર્ષ, કેટલાક પર શોક વર્ષાવતી ચાલી ગઈ. મધુ પ્રથમ નંબરે પાસ થયો હતો. શાળાના નિયમ મુજબ મેટ્રીકના વર્ષ દરમ્યાન અપાતી માસિક પાંચ રૂપિયાની સ્કોલરશીપ તેણે પ્રાપ્ત કરી હતી. તેને લાગ્યું કે હવે પોતે સરળતાથી રહી શકશે.

વેકેશન શરૂ થયાં છતાં મધુ ઘેર ગયો નહિ. રજાઓમાં બોર્ડિંગ બંધ રહેતી અને રજનીના પિતા સખત માણસ હતા, એટલે રજનીને તો નિરુપાયે ગયા વગર છૂટકો જ નહોતો. રજાઓ પડી તે જ દિવસે તેણે દુઃખાતા દિલે મધુની રજા લીધી. તેને મનમાં એક છૂપી આશા હતી કે ઘેર જઈ ને પોતે મધુના પિતાને તેની પરિસ્થિતિથી વાકેફ કરી શકશે. પણ મધુ તેનો આ વિચાર કળી ગયો. ટ્રેન ઉપડતી વેળા તેણે રજનીને કહ્યું, "હું કલ્પી શકું છું રજની! તું જઈને બાપુને શું કહેવાનો છે તે. જો તને મારા પ્રત્યે પ્રેમ હોય તો ભગવાનને ખાતર પણ કશો નિર્દેશ ન કરતો. અને કદાચ પૂછે કે કેમ નથી આવ્યો તો કહેજે કે વધારે અભ્યાસ સારૂ ત્યાં રહ્યો છે. દિવાળીની રજાઓમાં આવશે."

"વારૂ" કહી રજનીએ વિદાય લીધી.

સ્ટેશનેથી મધુ ઘેર આવ્યો ત્યારે સવારની ટપાલમાં તેનો એક પત્ર આવેલો પડ્યો હતો. તેણે કાર્ડ ઉપાડી શીરનામું જોયું તો શાળાનું હતું. મણિબહેનને પૂછતાં જણાયું કે શાળાનો પટાવાળો તે આપી ગયો હતો.

ધડધડ દાદર ચઢી તેણે વાંચવા માંડયું. તેમાંની વિગત આ પ્રમાણે હતીઃ

અમદાવાદ

પ્રિય ભાઈ મધુ, એપ્રીલ ૩૦

હું આવતી કાલે ઘેર જાઉં છું. તારે રજાઓ પડી હશે અને તું પણ તેથી આજકાલ ઘેર જવાની તજવીજમાં હશે. હું કાલે બપોરે અહીંથી નીકળીશ અને સાંજે ત્યાં આવી પહોંચીશ. તું તૈયાર રહેજે. પરમદિવસે સવારે જ બનશે તો મંદિરનાં દર્શન કરી આપણે સાથે નીકળીશું. તારું પરિણામ આવી ગયું હશે, અને તેમાં તું ઊંચા નંબરે પાસ થયો હોઈશ તેવી ધારણા સેવું છું.

એજ લી.

સુલોચનાનાં આશિર્વાદ.

પત્ર વાંચી રહ્યા પછી મધુના મુખ પર જે કાંઈ રંગ બાકી રહ્યો હતો તે ઊડી ગયો. તેને સ્થાને આરસશી શ્વેત ફિક્કાશ પથરાઈ વળી; તેની આંખના ડોળા જ્યાં જોતા હતા ત્યાં જ જડાઇ ગયા. એક હાય નાંખી તે ભોંય પર બેસી ગયો.

૪

સ્ટેશનના પ્લેટફોર્મ પર ટ્રેન આવીને ઊભી રહી કે થર્ડ કલાસના ડબ્બામાંથી એક તરુણી નીચે ઊતરી. તેણે આસપાસ જોયું; તેવામાં સામેથી એક છોકરો દોડતો આવી તેને ભેટી પડયો.

"બ્હેન, બ્હેન!"

"મધુ, કેમ આનંદ......" બાકીના શબ્દો સુલોચનાના મોંમા જ રહી ગયા. મધુને જોતાં જ જડાઈ ગઈ હોય તેમ તે શુનમુન ઊભી રહી. તેણે મધુને નખશીખ નિહાળ્યો, અને તે દિગ્મૂઢ બની ગઈ. તે જ મુખ, તે જ દેહ, તે જ આકૃતિ......ત્યારે આમ કેમ? કયાં ગયો એ મુગ્ધશ્રીમાં વિલસતો પ્રફુલ્લિત બાન્ધવ? કયાં આ કૃશાંગ કરમાયલો મધુ!

સુલોચનાએ બોલવા પ્રયત્ન કર્યો પણ તેની જીભ તાળવે જઈ ચોંટી. સ્થિર ને સ્થિર તે ત્યાં ઊભી રહી. મધુ તેના આ વિસ્મિત ભાવ પ્રત્યે અનિમેષ નયને જોઈ રહ્યો હતો; પણ એ નયનોની પાછળ અદ્રષ્ટ અશ્રુસાગર ઊછળી રહ્યો હતો—જાણે હમણાં જ બ્હેનના હાથમાં ફાટી પડશે. પણ તેને ખાળવાનો પ્રયત્ન કરતો તે સ્તિમિત ને સ્તબ્ધ ઊભો હતો.

આખરે એક મહાપ્રયત્ન કરી સુલોચના બોલી, "મધુ, આમ કેમ?"

મધુએ કશો પ્રત્યુત્તર ન આપ્યો. પ્રત્યેક ભાવને નિવારતો તે પથ્થરના પુતળા જેવો ઊભો હતો. સુલોચના ઘડીભર અવાક્ બની તેને નિહાળી રહી. છેવટે તેણે બાજુએ જોયું, ને પાલવવતી બે ઉન્હાં આંસુ લ્હોયાં. પછી મધુ તરફ ફરી રડતા અવાજે કહ્યું, "ચાલ."

૫

રાત્રિનો અન્ધકાર પૃથ્વીને ઘેરી વળ્યો હતો. એક નાનાશા ઘરને ઉપલે માળ, એક સાદડી પર, અભેદ્ય શાંતિમાં ત્રણ જણ બેઠાં હતાં. દૂર એક ઝીણી મીણબત્તી બળી રહી હતી.

ભગિનિ–બાન્ધવનું એ કારમું મિલન હતું. નીચે મોંએ સુલોચનાના પગ આગળ મધુ બેઠો હતો, સુલોચના તેને સ્તિમિત નયને નીરખી રહી હતી. તેના ગાલ પર થઈ વહેતી અશ્રુધારાથી તેનું સુભગ વદન તુષાર–વર્ષા પદ્મ પેઠે ભીંજાઈ રહ્યું હતું. નતો તેણે પોતાની આંખ મધુ પરથી ઉઠાવી કે ન તો તેણે આંસુ લ્હોવા પ્રયત્ન કર્યો. બોલવા તે યત્ન કરતી, પણ ડૂસકાં તેની વાચાને ગૂંગળાવી નાખતાં.

છેવટે એક જબ્બર પ્રયત્ન કરી, ગળું ખંખેરી, અતિશય ધીમા સ્વરે તે બોલી "ભાઈ મધુ. તું નહિ જ આવે ?"

"ના" મધુએ ઊંચે જોયા વગર જ જવાબ આપ્યો.

"મધુ, મધુ, તને એટલીયે દયા નથી આવતી કે બાપુને આ જાણી કેવો ઘોર આઘાત થશે....? તેની તેમની વૃદ્ધાવસ્થા પર શી અસર થશે તેનોય ખ્યાલ નથી આવતો ? પણ જવા દે એ વાત. બાપુ ખાતર નહિ તો બાને......" તેનું ગળું ભરાઈ આવ્યું. ડૂમો બાઝ્યો હોય તેમ તે આગળ ન બોલી શકી.

મધુએ ધીમે ધીમે આંખ ઊંચી કરી. અને વિષાદપૂર્ણ છતાં નિશ્ચયથી ગાજતા સ્વરે તે બોલ્યો, "બાપુ સાથે મારે હવે શો સંબંધ ? તમને કયાંથી ખબર કે મેં તેમને કેટકેટલા વિનવ્યા હતા. તેઓ તો એકના બે ન થયા તે નજ થયા, અને હું એકલો ચાલી નીકળ્યો. ખેર...તે વિષે મારે કશું કહેવાનું નથી. હું મારી જાત પર મુસ્તાક હતો. પણ તેમને એટલો વિચાર સરખોયે ન આવ્યો કે બારબાર મહિના સુધી છોકરો કયાં હશે ને શું કરતો હશે ! મેં તેમનો શું ગુન્હો કર્યો હતો ? એક પત્ર નહિ......અરે સાન્ત્વનભર્યો એક શબ્દ મોકલવા જેટલી પણ કરુણા એમને ન ઉપજી ! જે માતાપિતાને પુત્ર જીવે છે કે નહિ તેનીયે પરવા નથી, તેમની સાથે મારે શો સંબંધ ?"

"મધુ, એવું ન બોલ. તેમણે માન્યું હશે કે તું મામાને ત્યાં હોઈશ. નહિતર તારી યાતનાનું એક વર્ષ તો શું પણ એક વિપળ પણ તે બિચારાં પુણ્યશ્લોક માતપિતા સહી શકે ખરાં ? ચાલ ભાઈ, ચાલ."

"ગમે તેમ હોય, મારાથી નહિ અવાય."

"ભાઈ ભાઈ !..." સુલોચના ધ્રુસકે ધ્રુસકે રડી પડી. "નહિજ આવે શું ?.. બાપુને ખાતર નહિ તો બાને ખાતર પણ ચાલ...કેવી બિચારી ભલી, ભોળી, પ્રેમાળ બા ! એના કોમળ હૃદયનીયે તને દયા નથી આવતી ? એનો શું વાંક ? તેમના બન્નેના પાછળના જીવનની એકએક ઘડી પશ્ચાતાપના એકએક યુગ જેવી જશે ત્યારે તું આજની ઘડીઓ ઉમેરી તેમને વધુ રિબાવીશ ? ઓ મધુ !...હું તારી પાસે પાલવ પાથરી માગું છું...ચાલ ભાઈ, ચાલ..."

મધુએ હૃદયમાં ઊભરાતી હજારો લાગણીઓને દબાવી દૃઢ નિશ્ચયાત્મક ભાવે કહ્યું, "મારાથી નહિ બને."

"ઓ મારા ભાઈ........" કહી સુલોચનાએ તેના ગળે હાથ ભેરવી, ડૂસકાં ખાતાં તેના ખભા પર પોતાનું માથું નાંખી દીધું.

ચોમેર ગાઢ અન્ધકાર વ્યાપી રહ્યો હતો. તમરાંના ગણગણાટ સિવાય વાતાવરણમાં નિરવતા વ્યાપી હતી. કોઈ એક શબ્દ પણ બોલ્યું નહિ.

મિનિટો પર મિનિટો પસાર થઈ. રાત્રિ વધતી જતી હતી. આખરે ત્રીજી વ્યક્તિએ કહ્યું, " મધુભાઇ, તમારે જવું જોઇએ."

" ના, મણિબ્હેન !"

૬

એ નિરવધિ અશ્રુધારાઓ, એ અસંખ્ય નિઃશ્વાસો, એ અનન્ત પરિતાપો પર પ્રભાત ઊગ્યું.

આંખો ચોળીને મધુએ જોયું તો સુલોચના પથારીમાં નહોતી. કૂદકો મારીને તે સફાળો ઊભો થયો. મનમાં અનેક શંકાઓ ધરતો તે નીચે ઊતર્યો, અને પણિહારમાં જઈ મણિબહેનને પૂછ્યું, " બ્હેન કયાં ગઈ ?"

" 'મામાને મળવા જાઉં છું,' તેવું કહેતાં ગયાં છે."

મધુએ સુલોચનાની રાહ જોવામાં બે કલાક વીતાવ્યા. તેણે ધાર્યું કે ઘણા વખતે મામાને મળી હશે એટલે જલદી નહિ ઊઠાયું હોય. પણ અગિઆર થયા, બાર થયા, એક થયો ત્યાં સુધી જ્યારે તે દેખાઈ નહિ ત્યારે તે અવિશ્રાન્ત બની ગયો. પ્રત્યેક ક્ષણે તેની ધીરજ ખૂટતી હતી; વારેવારે તે મણિબહેનને પૂછતો, " હજુ કેમ નહિ આવી ?" મણિબ્હેન કહેતાં, " મામાને ત્યાં બેઠાં હશે. ઘણા દિવસે મળે ત્યારે ઓછું એમ જલદી ઊઠાય છે ?" પણ મધુની અધીરતા વધતી જ ગઈ, તેના મનમાં અવનવી શંકાઓ સ્ફુરી...કંઈક અમંગળ તેના મનમાં ઉદ્દભવ્યાં. અન્તે થાકીને તેણે મણિબહેનને કહ્યું, " હું યે ત્યારે મામાને ત્યાં જાઉં છું."

" જવું હોય તો ખુશીથી જાઓ, પણ હવે તો આવતાં હશે. ઘણીવાર થઈ છે."

જવું કે ન જવું તેની વિમાસણમાં થોડોક સમય પસાર થયો. એકાએક બારણું ઉઘડ્યું અને સુલોચના અંદર આવી. મધુએ તરત પૂછ્યું, " કયાં ગયાં હતાં બહેન ?"

સુલોચના ઉત્તર આપી શકે તે પહેલાં ધડાક કરતું બારણું ઉઘડ્યું. મધુ આંખ ફાડીને જોઈ રહ્યો. કૃષ્ણરાય કૂદકો મારી તેને બાઝી પડયા, " ઓ મારા દિકરા !"-ને ધબાક દઈને ભોંય પર પછડાઈ પડયા.

* * *

સંધ્યાના ઓસરતા અજવાળામાં કૃષ્ણરાયના ખોળામાં માથું મૂકી મધુ બેઠો હતો. તેમના બન્ને હાથ તેની પીઠ પર ફરતા હતા. તેમના ગાલ પરથી વર્ષતાં નયનબિન્દુએ મધુનું ખમીસ ભીંજાઈ ગયું હતું. પાસે સુલોચના રડતી આંખે પિતા-પુત્રનું મિલન નિહાળતી બેઠી હતી..."મધુ, દિકરા !..."કૃષ્ણરાય ગદ્દગદ કંઠે બોલ્યા " મને માફ કર. મેં તારો અક્ષમ્ય અપ......" પણ તે વાકય પૂરું કરે તે પહેલાંજ મધુએ સજ્રેંલી આંખો ઊંચી કરી કહ્યું, "બાપું, બાપું; મને ક્ષમા કરો."

---

[ અનુસંધાન પૃ. ૩૬૦થી ચાલુ ]

છે, છતાં કરોડો સાધનહીનો છે; અઢળક લક્ષ્મી છે, છતાં લાખો ભિખારીઓ છે; સારાંશ કે, સાધનસંપન્નતા ( Civilization ) છે, સંસ્કારિતા (Culture) નથી.

પણ સંસ્કારિતા વગરની સાધનસંપન્નતા શા કામની ? વિચારકો કહે છે કે આધુનિક સંસ્કૃતિની બ્રેક વગરની મોટર આમ હવાઈ ઝડપે દોડયા કરશે તો પોતાની સિદ્ધિ વડે જ ભસ્મીભૂત બનેલા સંસ્કારહીન ભસ્માસુરની પુરાણકથાનું પુનરાવર્તન તો નહીં થાય ?

# સાધનસંપન્નતા, સંસ્કારિતા અને આધુનિક સંસ્કૃતિ

ભોગીલાલ જ. સાંડેસરા

આધુનિક સંસ્કૃતિ પર વિચાર કરતાં પહેલાં એ જાણવાની જરૂર છે કે આપણે 'આધુનિક સંસ્કૃતિ' શાને કહીએ છીએ. 'સંસ્કૃતિ' શબ્દ 'સાધનસંપન્નતા' અને 'સંસ્કારિતા' એ બન્ને અર્થમાં ઝાઝા ભેદભાવ વગર વપરાયો છે; પરન્તુ એ પ્રકારનો અભેદ ઘણીવાર વદતોવ્યાઘાત પેદા કરે છે.

ઈતિહાસ અને સમાજશાસ્ત્રના તલસ્પર્શી વિદ્વાનોએ આપેલી વ્યાખ્યાઓ મુજબ, 'સંસ્કૃતિ' એટલે જે સાધનસંપન્નતાની વચ્ચે આપણે રહીએ છીએ તે (Civilization), અને 'સંસ્કારિતા' એટલે આપણી રહેણીકરણી, કેળવણી, અભ્યાસ અને ચિન્તનના પરિણામે જે કોટિએ આપણે પહોંચ્યા હોઈએ તે (culture). આપણે જ્યારે 'આધુનિક સંસ્કૃતિ'ની ચર્ચા કરીએ ત્યારે ઉપર બતાવેલા બે અર્થોની મર્યાદા ધ્યાનમાં રાખવાનું જરૂરી છે.

ત્યારે 'આધુનિક સંસ્કૃતિ' એટલે, પાશ્ચાત્ય દેશોમાં આશરે સો-દોઢસો વર્ષ પૂર્વે જે પ્રકારના સમષ્ટિગત જીવન ધોરણ (એટલે Standard of living નહીં, પરન્તુ સમસ્ત પ્રજાવર્ગની સાધનસંપન્નતામાં અને તેને પરિણામે એના સમગ્ર જીવનમાં થયેલા ક્રાન્તિકારી ફેરફારો)નો આરંભ થયો અને જેણે હિન્દની પ્રજાને પણ છેલ્લાં પચીસેક વર્ષમાં પોતાની ક્રાન્તિકારી અસરો નીચે લાવી મૂકી છે તે જીવન, એવો અર્થ કરીએ તો તે સામાન્યતઃ વાજબી ગણાશે.

આ આધુનિક સંસ્કૃતિનું મૂળ આજન્મ વિદ્યાસેવા માટે તલસતા વિદ્દદ્વર્યોના તનતોડ પ્રયત્નોના સમૂહગત પરિણામરૂપે નિષ્પન્ન થયેલા કોઈ Renaissanceમાં નથી, તેમ કોઈ એક ખ્રિસ્ત, ગૌતમ બુદ્ધ કે મહાત્મા ગાંધીજીએ પ્રવર્તાવેલી ક્રાન્તિકારી જીવનફિલસુફીમાં પણ નથી; પરન્તુ એનું જન્મસ્થાન વરાળયંત્ર અને વીજળીની શોધમાં તથા એ શોધોને આધારે જગતની પ્રજાઓએ-અને ખાસ કરીને એ પ્રજાઓની એક લઘુમતીરૂપે રહેલા મૂડીવાદીઓએ અપનાવી તેમાં રહેલું છે.

આ ઔદ્યોગિક વિપ્લવ (Industrial Revolution)માત્ર થોડાક દસકાંઓમાં તો જગતના ખૂણેખાંચરે ફરી વળ્યો છે અને તેની સારીમાઠી અસરો જગતના પ્રત્યેક કુટુમ્બને સ્પર્શ કરી ચૂકી છે. આધુનિક યુગના જન્મદાતા વરાળયંત્રની શોધ પછી માનવ બુદ્ધિએ વૈજ્ઞાનિક ક્ષેત્રમાં કેટકેટલાં નવાં અન્વેષણો કર્યાં છે અને કુદરતનાં મહાભૂતો (Elements) ઉપર વિજય મેળવવાના કેટકેટલા પ્રયત્નો કર્યા છે એ કહી બતાવવું પડે એમ નથી; પરન્તુ એટલો જ નિર્દેશ કરવો બસ થશે કે કુદરત સાથેના એ તુમુલ યુદ્ધના પરિણામે માનવીએ કેટલીયે ભૌતિક સિદ્ધિઓ મેળવી છે અને દુનિયાના લગભગ પ્રત્યેક નિવાસીની રહેણીકરણીને ઓછાવત્તા પ્રમાણમાં ઝડપી અને યન્ત્રવત્ બનાવી છે.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં જ્યારે આધુનિક સંસ્કૃતિની સિદ્ધિઓ છેક નવીન અને એક પૃથગ્જન (Layman)ની બુદ્ધિને સાવ દિગ્મૂઢ બનાવી મૂકે એટલી હદ સુધી

આશ્ચર્યજનક હતી ત્યારે અનેકોએ એમ માનેલું કે, પ્રલયકાળ પર્યંત જેનો અંત આવવાનો નથી એવા સુવર્ણયુગનો આરંભ થઈ ચૂકયો છે, માનવીનાં સર્વ કષ્ટોનો હવે નાશ થઈ જશે; અને અંતમાં માત્ર 'ખાધું, પીધું અને મોજ કરી' એ સિવાય બીજું કંઈ જ કહેવા યોગ્ય બાકી રહેશે નહીં. અલબત, આ જાતનું મતપ્રદર્શન મોટેભાગે તો પાશ્ચાત્ય દેશોને જ અનુલક્ષીને કરવામાં આવ્યું હતું, પરન્તુ એ પાછળનો પ્રધાનસૂર તો આજ હતો. મેકોલે અને રૂડયાર્ડ કીપ્લીંગ આ મનોવૃત્તિના સૌથી વધુ લાક્ષણિક નમુનાઓ હતા.

પરન્તુ ઈતિહાસનું એક અફર કથન છે કે, "The same wealth that generates civilization announces its decay" (પ્રત્યેક સંસ્કૃતિનું વિનાશકારણું તેની પોતાની સમૃદ્ધિમાં જ ગૂઢ રીતે રહેલું હોય છે ). આ સૂત્ર ઈતિહાસકાળની બીજી કોઇ સંસ્કૃતિ કરતાં આધુનિક સંસ્કૃતિએ સૌથી વધુ ભારદસ્તપણે પૂરવાર કરી બતાવ્યું છે. એનું કારણ એ કે આધુનિક સંસ્કૃતિ પાછળ કોઈ સંતનું, કોઈ ફિલ્સુફનું, કોઈ ધર્મપ્રવર્તકનું, કોઈ પ્રચારકનું, કોઈ નેતાનું કે કોઈ મુત્સદ્દીનું પ્રેરણાતત્ત્વ–સાત્ત્વિક, રાજસી કે તામસી પ્રેરણાતત્ત્વ પણ-નથી. આધુનિક સંસ્કૃતિ તેની પહેલાંની સંસ્કૃતિઓની જેમ કોઈ જાતિની નથી, પરન્તુ સમસ્ત સુધરેલી પ્રજા'ની છે, એ તેનું મૃગજળ સમાન લોભાવનારૂં તત્ત્વ છે, પરન્તુ કદાચ એજ કારણથી એણે આધુનિક જગતમાં લાખો મનુષ્યોનાં જીવન ગુલામોથી પણ બદતર બનાવી મૂકયાં છે. એનો 'ખૂની ભપકો' વિશ્વવ્યાપી છે, સર્વસ્પર્શી છે—અરે, મેકલેથના અઘોર કૃત્યની જેમ તેના પોતાનાજ હૃદયને કોતરી ખાનારો છે.

આ સર્વ બતાવી આપ્યું ૧૯૧૪ના વિશ્વયુદ્ધે. એક વિચારકે એનું વર્ણન આધુનિક સંસ્કૃતિના એક 'મહાન અકસ્માત' તરીકે કર્યું છે; પરન્તુ ખરું જોતાં એ 'મહાન અકસ્માત' ન હતો, પણ આધુનિક સંસ્કૃતિના દેહમાં તેના જન્મકાળથી જ ઘર કરી બેઠેલા, પરન્તુ એ દેહની ઓજસ્વિતાનો હ્રાસ થતાં જ તેના પર સવાર થઈ બેસનાર રાજરોગનું એક ચિન્હ માત્ર હતું. આધુનિક સંસ્કૃતિના જ્યેષ્ઠ પુત્ર શાહીવાદે જગતમાં લૂટવા જેવું બધુ જ જ્યારે લૂટી લીધું ત્યારે બાબરાભૂતની જેમ તે પોતાના સૂત્રધારોનો પણ ગ્રાસ કરી લેવા દોડયો.

અને એ દોડ લગભગ એક પચીસી વીતી ગયા છતાં હજી પણ ચાલુ જ છે, એમ જગતના રાજકારણ અને સમાજકારણે બતાવી આપ્યું છે. એનું અદ્યતન ઉદાહરણ તે છેલ્લા થોડાક માસ દરમ્યાન યુરોપમાં બનેલા અનેક ચોંકાવનારા બનાવો.

આધુનિક સંસ્કૃતિની આ કાયમી રોગગ્રસ્તતા શું બતાવે છે? આધુનિક સંસ્કૃતિનો દેહ વિકાસ પામતાં પામતાં રાક્ષસી બની ગયો છે અને હવે એ દેહનાં સર્વ અંગો સંભાળવા જેટલી તાકાત પણ તેની પાસે રહી નથી. આનું નિદાન શું હશે?

એક અમેરિકન વિદ્વાને તાજેતરમાંજ કહ્યું છે તેમ, 'આધુનિક સંસ્કૃતિ એ 'મોત -નોતરતી સાધન સંપન્નતા'(Civilizing to death) છે, કેમકે એમાં કેવળ સાધનસંપન્નતા સિવાય બીજું કંઈજ નથી; વિરાટ દેહ છે, પણ પ્રગલ્ભ, પ્રસન્ન, ઓજસ્વી આત્મા નથી; શોષણવૃત્તિ છે, ઔદાર્ય મુદ્દલ નથી; ઈર્ષ્યા છે, સમભાવ નથી; દાદાગીરી છે, 'જીવો અને જીવવા દો'નું સોનેરી જીવનસૂત્ર નથી; ઘૃણાસ્પદ સાધનો દ્વારા ધારેલી નેમ પાર પાડવાનું કૌટિલ્ય છે, સત્ય નથી; માનવબુદ્ધિ કલ્પી શકે તેટલી સર્વ સિદ્ધિઓ છે, પણ એ સિદ્ધિઓ પર કાબુ રાખવા જેટલી સ્વાસ્થ્યયુકત સાત્ત્વિકતા નથી. આધુનિક સંસ્કૃતિ પાસે અનર્ગળ સાધનો

[અનુસંધાન પૃ. ૩૫૮]

# ક્ષપણક

લેખક: ચીમનલાલ સંઘવી

ગુજરાત આજે શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યનો સારસ્વત–સત્ર ઉજવવાને તત્પર બન્યું છે. તે સમયે, તે મહાન સાહિત્યકાર અને સમર્થ યોગી પર પણ જેમની પ્રતિભાની અનન્ય છાપ પડી હોય એવી ગુજરાતની જ વિરલ વિભૂતિઓને તેનાથી વીસરી ન શકાય.

સંવતપ્રવર્તક અવંતીપતિ વિક્રમની સભામાં નવ રત્નો હતાં. તેમાંથી–મેઘદૂત, શાકુન્તલ, રઘુવંશ વિ. ના કર્તા મહાકવિ કાલિદાસ; અમરકોષના પ્રણેતા અમરસિંહ; પંચસિદ્ધાન્તિકા વિ. ગ્રન્થોના રચનાર વરાહમિહિર; ઘટકર્પર કાવ્યના કર્તા ઘટકર્પરક; પ્રાકૃતપ્રકાશના નિર્માતા અને મહાન રાજનીતિજ્ઞ વરરુચિ; આર્યવૈદકના આદર્શ સમા ધન્વન્તરિ, મહાન નાટયકાર શંકુ તથા વેતાલભટ્ટ વિ. જાણીતા છે. પણ એ નવે રત્નોમાં પ્રથમ, મહાન વિક્રમના પૂજ્ય ગુરુ, જૈન સાહિત્યમાં સિદ્ધસેન દિવાકરના નામે અમર થયેલા, અને જેમની સર્જનપ્રતિભા સમીપ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય પણ પોતાને શિશુ સમાન ગણે છે એવા ક્ષપણકના જીવનથી ભાગ્યેજ કોઈ પરિચિત હશે.

તેમનો જન્મ વિ. સં. પૂર્વે ૩૦ લગભગમાં, ગુજરાતના એક વૈભવી નગરમાં, કાત્યાયનગોત્રી બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. તેમના પિતા દેવર્ષિ; તેમની માતા દેવશ્રી; તેમનું પોતાનું મૂળ નામ કુમુદચન્દ્ર.

બાળવયેજ તેમની બુદ્ધિનાં અલૌકિક તત્ત્વો પ્રકાશવા માંડયાં. વેદ, વેદાન્ત, જ્યોતિષ, ગણિત, ન્યાય, વ્યાકરણ, કાવ્ય તર્ક વિ. વિષયો પર તેમણે નાની વયેજ પ્રભુત્વ મેળવ્યું. ને તે, તે નગરનું ઝળકતું રત્ન મનાયા.

અવંતીમાં તે સમયે કુમાર વિક્રમે ગાદી હાથ કરી હતી. તેનો પિતા ગર્દભિલ્લ લાલસાનો ભોગ બની વર્ષો પૂર્વે પદભ્રષ્ટ થયેલો. વિક્રમે પિતાના ઉક્ત જીવનમાંથી બોધ લીધો: પ્રથમ પ્રજાનું સ્વત્વ રક્ષવાને આવેલા પણ પછી તેજ પ્રજાના વૈરી થઈ પડેલા શકોને હરાવી તેણે માળવા કબજે કર્યું. ને પ્રજાને દુઃખમુક્ત કરી, ન્યાયનું સામ્રાજ્ય સ્થાપી, તે અવંતીની ગાદીએ બેઠો.

તે મહાન સેનાપતિ અને વિરલ રાજવી હતો. અવંતી તેને મન ભારતનું કેન્દ્રનગર હતું. તે નગરને વધુ પ્રતિષ્ઠિત બનાવવા તેણે ભારતના વિદ્વાનોને, શ્રેષ્ઠીઓને, નરવીરોને પોતાને આંગણે આમન્ત્ર્યા. ને વિદ્વાન દેવર્ષિ પણ પોતાના પુત્ર સાથે અવંતીમાં આવ્યો.

વિક્રમે દેવર્ષિની મહત્તા તરત પારખી લીધી. તેને તેણે રાજપૂજ્ય પુરોહિતવર્ગમાં સ્થાન આપ્યું. દેવર્ષિ રાજસભામાં હાજરી આપવા લાગ્યો. કુમુદચન્દ્ર પણ અસ્પર્શભાવે ત્યાં આવતોજતો થયો.

અવંતિની રાજસભા સમર્થ વિદ્વાનોથી શોભતી. કુમુદચન્દ્રને ત્યાંથી ઘણું અવનવું જાણવા મળ્યું. પણ તેનું ખીલતું વ્યક્તિત્વ, વિદ્વત્તા ને તેજસ્વિતાને પ્રૌઢ વિદ્વાનોની એ સભામાં

યોગ્ય સ્થાન મળે એ તેને અસંભવિત લાગ્યું. પોતાની તીક્ષ્ણ મહત્વાકાંક્ષા ત્યાં સંતોષાય તે પણ ને મુશ્કેલ લાગ્યું. તેને, બહારથી અમર કીર્તિ વરી લાવી, તે કીર્તિની સુવાસથી આ જ રાજસભાના નાયક થવાની ભાવનાથી, પિતાની અનુમતિ લઈ તે ભારતની બીજી વિદ્વત્સભાઓ જોવા અને બને તો તેમને જીતવા નીકળ્યો.

તેણે શરૂઆતમાં મધ્યહિંદની કેટલીક સભાઓ જોઈ; કેટલાક વિદ્વાનોની સાથે વાદ કર્યો. એ સભાઓ ને વિદ્વાનોની સ્થિર ભવ્યતા આ વિકસના સૂર્યના તેજ આગળ કંઈક ઝાંખી લાગવા માંડી. ને કુમુદચન્દ્ર પોતાને અનન્ય માનતો થયો. તેનો સ્વભાવ મૂળથી તેજસ્વી ને કંઈક અંશે ગર્વીષ્ઠ તો હતોજ. હવે તે અભિમાની બન્યો. તેણે હિંદના પ્રત્યેક નામાંકિત વિદ્વાનોને વાદમાં જીતવાનું અને પોતાને જો કોઈ જીતે તો તેના શિષ્ય થવાનું વ્રત લીધું.

વિરલ પ્રતિભા, તીક્ષ્ણ બુદ્ધિ, તેજસ્વી લલાટ, યુવાન વય, અપૂર્વ જ્ઞાન, મંગકારી વાણી, નિર્મળ હૃદય અને મોહક કાન્તિથી તે જ્યાંજ્યાં ગયો ત્યાંત્યાં માનનીય અને પૂજ્ય થઈ પડ્યો. અનેક જ્ઞાનપિપાસુઓ તેના શિષ્ય બન્યા. તે શિષ્યોની સાથે દક્ષિણ–ભારતમાં પ્રવાસ કરી તેણે તે પ્રદેશનાં પાટનગરોની પ્રતિષ્ઠિત વિદ્વત્સભાઓ અને નામાંકિત વિદ્વાનોને વાદમાં જીતી લીધાં. તેની કીર્તિની સુગંધ ભારતના ખૂણે ખાંચરે પણ ફરી વળી. ને દક્ષિણ અને મધ્યહિંદના પંડિતોનો ગર્વ ગાળી, સનાતન ધર્મનો વિજય ફરકાવી, તે ઉત્તર ભારતને પન્થે પડ્યો.

ઉત્તર ભારતની પણ પ્રતિષ્ઠિત અને મુખ્ય સભાઓને તેણે વાદમાં જીતી લીધી. તેના ગર્વે માઝા મૂકી. કૌશાંબીની રાજસભામાં તેણે જગતના વિદ્વાન માત્રને હસી કાઢી તેમને વાદ માટે આવ્હાન આપતાં અસહ્ય વેણ ઉચ્ચાર્યાં. ને એક પંડિતે તેને ચીમકી ભરતાં કહ્યું:

"જ્ઞાન પીધું તો ખૂબ લાગે છે. પણ તે હજી પચ્યું નથી લાગતું. લાટનિવાસી સમર્થવાદી અને મહાજ્ઞાની વિદ્વાન શ્રી વૃદ્ધવાદી પાસે જાઓ. તે તમારા જ્ઞાનને પચાવી દેશે."

કુમુદચન્દ્રના ગર્વને જાણે વીંછુ કરડ્યો. શિષ્યે ને પાછળ આવવાનું કહી તે લાટને રસ્તે દોડ્યો.

ભરૂચ તે સમયે લાટનું પાટનગર હતું. ત્યાં તે વર્ષે શ્રી વૃદ્ધવાદી નામે વિખ્યાત જૈન આચાર્ય ચોમાસું રહેલા. તેમની વિદ્વત્તા ને વાદશક્તિ ભારતભરમાં અનન્ય મનાતાં. કૌશાંબીના વિદ્વાને કુમુદચન્દ્રને પોતાની સભામાં અજીત માની તેને તે મહાન વાદીને આંગણે ધકેલ્યો હતો.

કુમુદચન્દ્ર વિજય વરમાળાની ધૂનમાં ત્વરાએ ભરૂચ જઈ પહોંચ્યો. પણ ચોમાસું વીતી ગયેલ હોઈ વૃદ્ધવાદી તે સમયે ત્યાંથી બીજે વિહાર કરી ગયેલા. કુમુદચન્દ્રે માન્યું કે પોતાના ભયથી તે નાસી ગયા છે. ને લોકોને તેમનો માર્ગ પૂછતો પૂછતો તે તેમની પાછળ પડ્યો.

એક વગડામાં બંનેનો મેળાપ થયો. કુમુદચન્દ્રે ત્યાંને ત્યાંજ વાદ કરવા તત્પરતા બતાવી. પણ વૃદ્ધવાદીએ તેને શાન્તિથી સમજાવતાં કહ્યું, "વાદ તો તેની હારજીતનો નિર્ણય આપનાર એક પ્રતિષ્ઠિત રાજસભામાં થઈ શકે ને?"

પણ કુમુદચન્દ્રને મન તો પોતાના મહાજ્ઞાન આગળ વગડાનાં રોઝ, ગોવાળિયા, મધ્યસ્થ રાજવી કે વિદ્વાનો—સર્વે એક સરીખાંજ અણસમજુ લાગતાં. એટલે થોડાક ગોવાળિયાને મધ્યસ્થપદે સ્થાપી તેણે વાદની શરૂઆત કરી. ને તરતજ પોતાના જ્ઞાનનું નવનીત તારવી, પૂર્વપક્ષ રજુ કરી, તે અજય્ય વીરની જેમ હસતો ઊભો રહ્યો.

વૃદ્ધવાદી તેનું ઊગતું તેજ ને તીક્ષ્ણ જ્ઞાન પારખી ગયા. તેને યુક્તિથી જીતી લેવા

તેમણે નિશ્ચય કર્યો. પોતે પણ સમર્થ જ્ઞાની છે એવી કુમુદચન્દ્રના મન પર છાપ પાડવા પૂરતો-તેમણે તેના પક્ષને નબળો બનાવી ઉત્તરપક્ષ રજુ કર્યો. ને પછી તેમણે યોગ્ય અભિનય પૂર્વક એક સુંદર બોધપ્રદ રાસડો ગાઈ સંભળાવ્યો.

ગોવાળિયા હર્ષાવેશમાં તાળીઓ પાડવા માંડયા. તેમણે વૃદ્ધવાદીને સાચા વિજયી ગણાવી કુમુદચન્દ્રને બકવાદ કરનાર કહ્યો.

કુમુદચન્દ્રે તરતજ વૃદ્ધવાદીના ચરણમાં પોતાનું શીશ નમાવ્યું.

"હજી તમે હાર્યા ન કહેવાઓ," વૃદ્ધવાદીએ તેને ઉઠાડતાં કહ્યું.

"ના, હું હાર્યોજ છું," કુમુદચન્દ્ર વિનમ્રભાવે બોલ્યો, "આપ વિદ્વાન તો છોજ. સાથે સમયના પારખુ પણ છો. હું સમય ને સ્થળ ન પારખી શકયો. મારે આપના શિષ્યજ થવું ઘટે."

છતાં વૃદ્ધવાદીએ તેની હાર ન કબૂલી. તે તેને ભરૂચની રાજસભામાં લઇ ગયા. ત્યાં રાજવી ધનંજયના અધ્યક્ષપદ નીચે બંનેએ વાદ કર્યો. પણ કુમુદચન્દ્રનું તેજ ને તેની મહેચ્છા પહેલેથી જ હરી ગયાં હતાં. રાજસભામાં તે ઝળહળાટ દાખવ્યા પણ વિના હારી ગયાં.

વૃદ્ધવાદીએ કુમુદચન્દ્રને તેની ઇચ્છા પ્રમાણે પોતાનો શિષ્ય બનાવ્યો. ન્યાય, વ્યાકરણ, કાવ્ય, ગણિત ને વેદધર્મનો તો તે સૂક્ષ્મ અભ્યાસી હતો જ. હવે જૈન ધર્મ, જૈન સૂત્રો ને જૈન સાહિત્યનો પણ તેણે એટલો જ સૂક્ષ્મ અભ્યાસ આદર્યો. તેના કેટલાક શિષ્યોએ પણ તેના આ વચનપ્રેમને અનુસરી દીક્ષા લીધી.

થોડાજ સમયમાં તે જૈન શાસ્ત્રોમાં પારંગત બન્યો. તેનું નિર્મળ હૃદય ને પરિપકવ બુદ્ધિ તો વૃદ્ધવાદીએ પ્રથમથી જ પારખી લીધાં હતાં. એટલે તેમણે હવે તેને પોતાનો પટ્ટશિષ્ય ગણી, તેને 'દિવાકર' ઉપનામ નામ આપી, આચાર્ય બનાવી, પોતાના ગચ્છના ભાવિ નાયકપદે સ્થાપ્યો. ને પોતાનો ભાર તે મહાવિદ્વાનને સોંપી તેઓ અન્યત્ર શાન્ત વિહાર કરી ગયા.

દિવાકરની હૃદયશુદ્ધતા તેમના જ્ઞાન જેટલી જ ઉન્નત હતી. પોતાની ભૂલ કબૂલતાં તે તલભાર આંચકો ન ખાતા. પરિણામે મહાજ્ઞાની, તેજસ્વી ને સહૃદય આચાર્ય તરીકે તે ઝળકી ઊઠયા, દરેક નગરોની પ્રજા તેમને પોતાને આંગણે આમંત્રવા લાગી.

અવંતીની પ્રજાએ પણ તેમને આમંત્રણ આપ્યું. દિવાકરે તરત તેનો સ્વીકાર કર્યો. ઉજ્જયિનીની વિદ્વત્સભાના નાયક થવાની તેમની મહત્ત્વાકાંક્ષા તો ઓગળી ગઈ હતી. પણ એ સભાના નામાંકિત વિદ્વાનો પર જૈન ધર્મની છાપ પડે, વિક્રમ પણ તે ધર્મમાં રસ લેતો બને એ ભાવનાએ તેમને આકર્ષ્યા. તે અવંતી આવ્યા.

અવંતીની જૈન પ્રજાએ તેમનો ભાવભીનો સત્કાર કર્યો. 'સર્વજ્ઞપુત્ર' કહી તે તેમનાં ગુણગાન ગાવા લાગી. તે સમયે પટ્ટહસ્તિ પર નગરદર્શને નીકળેલા સમ્રાટ વિક્રમને કાને એ શબ્દ અથડાયો. તેણે 'સર્વજ્ઞપુત્ર'-દિવાકરની શક્તિનો કસ કાઢવા તેમને મનથીજ નમસ્કાર કર્યો.

પણ દિવાકરની માનસપરીક્ષણ શક્તિ અપૂર્વ હતી. વિક્રમના મુખ પરથી તેના ભાવને તે સમજી ગયા. ને તેમણે હાથ ઊંચો કરી, 'ધર્મલાભ'—કલ્યાણ કહી, વિક્રમના એ નમસ્કારનો ઉચિત ઉત્તર આપ્યો.

વિક્રમ વિસ્મય પામ્યો. દિવાકરની મનપરીક્ષણશક્તિ તેને અદ્ભુત લાગી; સાથે જ પોતાના પુરોહિત દેવર્ષિના પુત્રને, નવા અવતારમાં આવેલ ભારતવિખ્યાત વાદી કુમુદચન્દ્રને

ઓળખી લેતાં પણ તેને વાર ન લાગી. તેણે તેમને, પોતાના મનને મુગ્ધ કરવા બદલ કોટિ સોનૈયા બક્ષવા માંડયા. પણ આજીવનત્યાગી દિવાકરે તેનો હસીને અસ્વીકાર કર્યો, ને વિક્રમના મનપર તેમની ત્યાગ પ્રતિભાની પણ પ્રબળ અસર પડી.

તે સમયે ઑંકારનગરમાં જૈનોને એક મંદિર બાંધવાનું હતું, પણ ઈતરધર્મીઓ તેમાં અંતરાય નાંખતા હતા. પરિણામે તે મંદિર બાંધવાને વિક્રમની ખાસ સંમતિની જરૂર પડી. વિક્રમ સ્વાભાવિકપણે એવી સંમતિ આપવા પ્રેરાય એ અસંભવિત હતું. ને જૈન સંઘે દિવાકરને એ સ્થિતિ જણાવી.

દિવાકરની કવિત્વશક્તિ અદ્‌ભૂત હતી. વિક્રમ કવિતાદેવીનો સાચો પરીક્ષક, પ્રશંસક ને ઉપાસક હતો. તેની પાસેથી સાચી કવિતાને વરદાન મેળવવું મુશ્કેલ નહોતું. પરિણામે દિવાકર અપૂર્વ, દ્વિઅર્થી, વિક્રમના સંભવિત ગુણોની કલાત્મક પ્રશંસા કરતા, સાથેજ તેને સન્માર્ગનો ઉપદેશ દેતા ચાર રસિક શ્લોકો ગૂંથી, તેની ચમત્કૃતિથી તે મહાન રાજવીને રંજિત કરવા ગુપ્તવેશે રાજસભામાં ચાલ્યા.

રાજસભાને બારણે દ્વારપાળે તેમને અટકાવ્યા. પણ તે દ્વારપાળ દ્વારા વિક્રમને એક પ્રસંગવેધી શ્લોક મોકલાવી તેમણે ત્યાં પ્રવેશવાની અનુમતિ મેળવી. વિક્રમ તો તેમના પર ઉક્ત એક શ્લોકથી જ મુગ્ધ થઈ ગયો હતો. એટલે જ્યારે દિવાકરે પ્રથમ ગૂંથેલા ચાર અપૂર્વ શ્લોકથી તેને વધાવ્યો ત્યારે તેમાં રમી રહેલી સરસ્વતીના રસદર્શનથી તે મહાન રાજવી અને રસદૃષ્ટાનું અંતર નાચી ઊઠયું. તેણે દિવાકરને નમન કરી ઈચ્છિત વરદાન માગવા કહ્યું.

તે દિવાકરે ઑંકારનગરમાં જૈન મંદિર બાંધવાની વિક્રમની સહર્ષ અનુમતિ મેળવી.

તે પછી દિવાકરે પોતાની ઓળખ આપી. ને સમ્રાટ વિક્રમ ને તેની સભા પુરોહિતના પુત્ર, ભારતવિખ્યાત વાદી ને મહાન જૈન આચાર્યને મેલાઘેલા કવિના વેશે જોઈ વિસ્મય પામ્યાં. તેમણે પોતાના મહામોંઘા રત્ન તરીકે તેમને વધાવી લીધા.

તે ચોમાસું અને તે પછીના પંદરેક દિવસ દિવાકર અવંતીમાં રહ્યા. તે પછી તે ચિતોડ બાજુ વિહાર કરી ગયા. ચિતોડમાં તેમને બે દિવ્ય મંત્રવિદ્યાઓ મળી: એક સૈન્યસિદ્ધિ, બીજી સુવર્ણસિદ્ધિ; પહેલી વિદ્યાના પ્રભાવથી ગમે તેવાં અસંખ્ય વૈરીદળોને પણ ચક્રાવર્તમાં નાંખી દે એવું ક્ષણજીવી–આભાસી–દિવ્ય સૈન્ય સર્જી શકાય; બીજીના પ્રભાવથી લોહને સુવર્ણમાં ફેરવી શકાય.

ઉક્ત વિદ્યાઓના બળે વધુ તેજસ્વી બનેલા દિવાકર તે પછીનું ચોમાસું પૂર્વહિંદના કર્મારપુર નગરમાં રહ્યા. ત્યાં તે સમયે દયાળુ અને પ્રજાપ્રિય નૃપતિ દેવપાળનું શાસન ચાલતું હતું. દિવાકરને તે પોતાના પૂજ્ય ગુરુ માનતો હતો. દિવાકર પણ તેને જીવનનો શુભ માર્ગ શીખવતા.

વિજયાદશમીને દિવસે તે દયાળુ રાજવીની દયાનો ગેરલાભ ઉઠાવવાને, તેનું રાજ્ય લૂંટી લેવાને તેના હરિફ રાજવીઓ એકી સાથે કર્મારપુર પર ધસી આવ્યા. દેવપાળ દયાળુ હતો છતાં ક્ષત્રિય હતો. રાજ્ય અને પ્રજાની રક્ષા કરતાં હોમાઈ જવું પડે તો તેમ કરવું તે તેનો ધર્મ હતો. પરિણામે ગુરુને નમન કરી, પોતાના અલ્પ સૈન્યની સાથે તે અગણિત અરિદળની સામે ચાલ્યો.

દિવાકરેથી હોમાતો રાજવી અને કકળતી પ્રજાનું આ દૃશ્ય ન જોવાયું. પોતાની સર્વ

શક્તિ તેમણે દૃષ્ટિમાં કેન્દ્રિત કરી ને એ દૃષ્ટિના તેજબળે-દિવ્ય વિદ્યાના પ્રભાવે-તેમણે એવાં અગણિત સૈન્ય વિકુર્વ્યાં કે દેવપાળના દુશ્મનોની નજરે-તેઓ જ્યાં જુએ ત્યાં-યમદૂતનાં જ પ્રતિબિંબ પથરાતાં થયાં. પરિણામે તેઓ અકળાઈ ને-ગભરાઈ ને નાસી ગયા. દેવપાળે તેમનો પીછો લઈ પોતાના પ્રદેશને તેમના પંજામાંથી મુક્ત કર્યો.

દિવાકરના આ પ્રભાવે દેવપાળના અંતરમાં અવનવી ઊર્મિઓ જન્માવી. તેણે સજળ નયને ગુરુને નમન કર્યું. પ્રજાની ઇચ્છા સાથે એકમત થઈ તેણે છલકતા અંતરે, દિવાકરને 'સિદ્ધસેન'*ના નામે વધાવ્યા. તે દિવસથી દિવાકર 'સિદ્ધસેન દિવાકર'ના નામે ઓળખાયા.

અત્યારસુધી સિદ્ધસેનની વિદ્વત્તા અને તેમની કવિત્વશક્તિ સર્જનાત્મક પ્રકાશમાં તો ન જેવાં જ આવ્યાં હતાં. અહીં તેમને તે માટેની તૈયારીનો અવકાશ મળ્યો.

રાજા દેવપાળ તેમનો પરમ ભક્ત બની ગયો હતો. તે તેમનાં સતત દર્શન કરી શકે તે માટે તેણે તેમને હરનિશ રાજસભામાં પધારવા વિનંતિ કરી. તેની ઇચ્છાને સંતોષવા ને બને તેટલાંને શુભમાર્ગે વાળવા દિવાકર તેમ કરતા થયા, પણ પોતાના પૂજ્ય ગુરુ રાજસભામાં ચાલીને આવે તે દેવપાળને અનુચિત લાગ્યું. તેણે દિવાકરને પાલખી ને ચામર સ્વીકારવા વિનંતિ કરી. ને રાજસંપર્કથી ધીમે ધીમે શિથિલ બનતા સિદ્ધસેને રાજસભામાં જવાઆવવાને પાલખીનો સ્વીકાર કર્યો.

હંમેશ સવારે સોનેરી પાલખીમાં બેસી રાજરાજેન્દ્રની જેમ સિદ્ધસેન ઉપાશ્રયથી રાજસભામાં જવાને નીકળે, સંધ્યાએ પાછા ફરે. ચાર સેવકો તે પાલખીને ખભે ઉચકે, બે સેવકો બંને બાજુએ ચમ્મર વીંઝે; તેમની પાલખી ઉચકીને પવિત્ર થવાની પણ પ્રજાજનોમાં સ્પર્ધા ચાલે. ને એ રીતે સિદ્ધસેન રાજગુરુની જેમ કર્મારપુરની પ્રજાને આકર્ષી રહ્યા. ગામના જૈન સમાજને આ અનુચિત લાગ્યું, પણ રાજભયથી કોઈ કંઈ બોલી ન શક્યું.

એક દિવસે પાલખી ઉચકવામાં ભાગ્યશાળી બનેલ એક વૃદ્ધ, સિદ્ધસેનને ખૂબ ધીમે ચાલતો જણાયો. તેમણે તે વૃદ્ધને ધીમાશનું કારણ પૂછ્યું, ને વૃદ્ધે એવો લાક્ષણિક-અંતરવેધી-અનેકાર્થી ઉત્તર દીધો કે સિદ્ધસેન ચમકી ઊઠયા. તે તરત પાલખીમાંથી નીચે કૂદી પડ્યા. ને વૃદ્ધના વેશની પાછળ તેમણે પોતાના ગુરુ વૃદ્ધવાદિનું વ્યક્તિત્વ પારખી કાઢ્યું. તે ક્ષમાયાચતા મુખે તેમના ચરણમાં પડ્યા. બોલ્યા, "આપ!"

"શિષ્યની પાલખી ઉચકવાનું સદ્ભાગ્ય ક્યાંથી?" વૃદ્ધવાદી વિંધાતાઅંતરે-સ્મિતશોભતા મુખે બોલ્યા.

ને સિદ્ધસેનની આંખોમાંથી અશ્રુ ચાલ્યાં. તરતજ તેમણે પાલખીનો ને રાજસંપર્કનો ત્યાગ કર્યો. સાચા દિલથી ગુરુની તેમણે ક્ષમા માગી. ગુરુએ તેમને ફરી શિથિલ ન બનવાની શિખામણ દઈ પોતાનું પદ અને અધિકાર સોંપ્યાં. ને તે પોતે આજીવન તપ સ્વીકારી એકાંતવાસમાં ચાલ્યા ગયા. અલ્પ સમયમાં જ તે સ્વર્ગવાસી થયા. ને સિદ્ધસેન જૈન સંઘના મોવડી બન્યા.

કર્મારપુરથી તરતજ વિહાર કરી તે જુદે જુદે સ્થળે ફરવા લાગ્યા અને રાજા તથા પ્રજાઓને પરમ માર્ગનો ઉપદેશ દેવા લાગ્યા. [અપૂર્ણ]

---

* વ્યાપક અને પ્રમાણભૂત માન્યતા તો એ છે કે તેમનું મૂળ નામ સિદ્ધસેન હતું; 'દિવાકર'નું તેમને આ પ્રસંગે ઉપનામ અપાયું.

# ઉપભોગ

ન. હ. વ્યાસ.

**અર્થશાસ્ત્ર** એટલે સમાજમાં રહેતા માનવીનું ઉપભોગશાસ્ત્ર.

આપણે જીવનમાં ડગલેને પગલે અનેક વસ્તુઓને ઉપયોગમાં લઈએ છીએ; અનેક વસ્તુઓથી આપણા જીવનની જરૂરિયાતો સંતોષીએ છીએ. અનેક જાતની ઉપયોગિતાઓ માણીએ છીએ.

ઉપભોગ એટલે આર્થિક પદાર્થના ઉપયોગથી સંતોષાતી માનવીની જરૂરિયાત; જે વસ્તુના ઉપયોગથી માનવીની જરૂરિયાત સંતોષાય છે તે જ માત્ર આર્થિક ઉપભોગ છે, જ્યારેજ્યારે જરૂરિયાત નથી સંતોષાતી ત્યારેત્યારે તે અનાર્થિક બગાડ (waste) છે.

પદાર્થ અનાશવંત છે. માનવી પદાર્થને ઉત્પન્ન કરી શકતો નથી તેમજ તેનો નાશ પણ કરી શકતો નથી. માનવી તો માત્ર પોતાની જરૂરિયાત પ્રમાણે પદાર્થોનાં પરિવર્તનો કરે છે. આ પરિવર્તન તે જ આર્થિક ઉત્પાદન. તે કરેલાં ઉત્પાદનનો ઉપભોગ કરે છે, પોતાના જીવનની જરૂરિયાતો સંતોષે છે, ફરી ઉપયોગિતાઓ સર્જે છે અને તે ઉપયોગિતાઓને માણે છે. આવી રીતે ઉપભોગ અને ઉત્પાદન-વાસ્તવમાં માત્ર પદાર્થનું પરિવર્તન-સતત ચાલ્યા જ કરે છે. દિવસ પહેલો કે રાત પહેલી તે નક્કી કરવું જેટલું અશક્ય છે તેટલુંજ ઉપભોગ થકી ઉત્પાદન ઉત્પાદન થકી ઉપભોગ નક્કી કરવું કપરૂં છે. બન્ને એક બીજાનાં જનક છે, એક બીજાને અન્યોન્યાશ્રયી છે.

અણવિકસેલા અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં ઉપભોગને ખાસ મહત્ત્વ નહિ મળેલું, પણ જેમ જેમ આર્થિક સિદ્ધાન્તોની પ્રગતિ થતી ગઈ તેમ તેમ ઉપભોગ અર્થવિજ્ઞાનનું વધારેને વધારે મહત્ત્વનું અંગ બનતું ગયું. વાસ્તવમાં ઉપભોગ એ તો અર્થશાસ્ત્રનો પાયો છે. માનવજાતની જરૂરિયાતો અને તેનો શાસ્ત્રિય પદ્ધતિથી વિચાર, અર્થશાસ્ત્રને જીવન્ત બનાવે છે.

માનવી સંપત્તિનું ઉત્પાદન કરે છે, તેનો વિનિમય કરે છે અને તેની વ્હેંચણી કરે છે. કારણ કે તેને પોતાના ભૌતિક જીવનની જરૂરિયાતો પૂરી પાડવાની હોય છે, જીવનની અનેકવિધ ઉપયોગિતાઓ સંતોષવાની હોય છે.

માનવીની જરૂરિયાત એટલે શું? જરૂરિયાત કેવા પ્રકારની હોય છે, કેવી રીતે સંતોષાય છે, કેમ ઊત્પન્ન થાય છે તેનો સંપૂર્ણ વિચાર ઉપભોગ વિભાગમાં થાય છે. માણસોની આર્થિક જરૂરિયાતોનું પૃથક્કરણ ઉપભોગ વિભાગના અભ્યાસનું કેન્દ્ર છે. સંસારની આર્થિક પ્રવૃત્તિઓનું મૂળ ઉપભોગ છે. જગતની સમગ્ર આર્થિક પ્રવૃત્તિઓનું અંતિમ ધ્યેય ઉપભોગ છે. અર્થશાસ્ત્રની ભવ્ય ઈમારતનો પાયો ઉપભોગ છે.

માનવીની જરૂરિયાતો અનંત અને અગણિત છે. જેમ સારાસારની વિચારશક્તિ માણસને પશુવર્ગથી અલગ કરે છે તેમ તેની અમર્યાદિત જરૂરિયાતો અન્ય પ્રાણીઓથી તેને વિશિષ્ટ સ્વરૂપમાં માનવી તરીકે ઓળખાવે છે. માનવ-જગતની અમર્યાદિત જરૂરિયાતો એટલે પ્રગતિ. અર્વાચીન આર્થિક જગતની બેનમૂન પ્રગતિ જરૂરિયાતોના અમર્યાદિતપણાને

આભારી છે. માણસની જંગલી અવસ્થામાં તેની જરૂરિયાતો મર્યાદિત હતી, આજના કરતાં અનેક ગણી ઓછી હતી. પૃથ્વીને પગથાર માનવબાળ જેમજેમ પ્રગતિનાં પગલાં પાડવા માંડયો તેમતેમ તેની જરૂરિયાતો વધવા લાગી. માનવીની મહત્વાકાંક્ષાને આરો હોય તો જરૂરિયાતોને મર્યાદા હોય.

પણ પ્રત્યેક વ્યક્તિગત જરૂરિયાત મર્યાદિત બને છે. એટલે કે કોઇ પણ વસ્તુની જરૂરિયાત, તે વસ્તુની ઉપયોગિતાનો ઉપભોગ થાય અને જરૂરિયાત સંતોષાય, એટલે સમાપ્ત થાય છે. જેમકે તૃષા સંતોષવાને માટે પાણીની જરૂરિયાત તૃષા સંતુષ્ટ થાય તેટલી છે. અનાજની જરૂરિયાત ક્ષુધાની શાન્તિ પૂરતી છે. આવાસની જરૂરિયાત ઋતુઓના આક્રમણમાંથી બચવા પૂરતી છે. કપડાંઓની જરૂરિયાત શરીરને ઢાંકવા પૂરતી છે. આ પ્રમાણે પ્રત્યેક જરૂરિયાતનું સમજવાનું. વ્યક્તિગત જરૂરિયાતના મર્યાદિતપણા ઉપરથી અર્થશાસ્ત્રમાં એક મહત્વનો સિદ્ધાન્ત ફલિત થાય છે. આ સિદ્ધાન્ત ઘટતી જતી ઉપયોગિતાનો છે. 'કોઈપણ વસ્તુનો જથ્થો જેમજેમ વધતો જાય છે તેમતેમ તેની ઉપયોગિતા ઘટતી જાય છે.' જેમકે સહરા જેવા રણમાં પાણીનું પહેલું પવાલું અમૂલ્ય ગણાશે અને તેનો ઉપયોગ સૌથી વધારે મહત્વની જરૂરિયાતને સંતોષવા માટે થશે. જીવનદોરીને ટકાવી રાખવા પાણીના પહેલા પવાલાનો ઉપયોગ માત્ર પીવા માટે જ કરવામાં આવશે. હવે ધારો કે એક પછી એક પાણીનાં પવાલાંઓ મળતાંજ જાય છે, પાણીનો જથ્થો વધતો જ જાય છે તો પછી પાણીની ઉપયોગિતા પ્રત્યેક જથ્થાના વધવા સાથે ઘટતી જ જાય છે. પાણીનો જથ્થો સતત અને અમર્યાદિત બને તો જે પાણીના પહેલા પવાલાની કિંમત અમૂલ્ય અને અમૃત સમાન હતી, તેજ પાણી કિંમત વિનાનું અને ઉપયોગિતારહિત બની જાય છે. તેનો ઉપયોગ નજીવીમાં નજીવી જરૂરિયાત માટે કરવામાં આવશે. આપણને પાણી ખૂબ વધારે પ્રમાણમાં સહેલાઈથી મળે છે એટલે તેની એકંદર ઉપયોગિતા ઘણી હોવા છતાં તેની વ્યવહારિક ઉપયોગિતા ઘણી ઓછી છે, બલ્કે કશી નથી. જ્યારે એડનમાં પાણીને લોકો આપણે જેમ ઘીને વાપરીએ છીએ તેમ વાપરે છે કારણ કે ત્યાં તેનો જથ્થો ઘણો મર્યાદિત છે, ત્યાં તેની વ્યવહારિક ઉપયોગિતા ને કિંમત ઘણાં છે.

જરૂરિયાતોની અંદર પરસ્પર હરિફાઇનું તત્ત્વ રહેલું હોય છે. આને પરિણામે ઉપભોગશાસ્ત્રમાં માનવીની જરૂરિયાત સંબંધમાં અદલાબદલીનો નિયમ–Law of substitution ઘડી કાઢવામાં આવ્યો છે. એક વસ્તુને બદલે બીજી વસ્તુથી ચલાવી શકાય એટલે કે કોઈ પણ વસ્તુની જરૂરિયાત બીજી કોઈ પણ વસ્તુ પૂરી પાડી શકે સંતોષી શકે. જેમકે ચાને બદલે કોફીથી ચલાવી લેવાય, ઘોડાને બદલે સાઇકલથી કામ પતે, રેલ્વેને બદલે મોટરમાં મુસાફરી થાય, તાર ને બદલે ટેલીફોનથી ખબર અપાય વિગેરે વિગેરે.

જરૂરિયાતો અન્યોન્યાશ્રયી હોય છે. ભાગ્યેજ કોઇ જરૂરિયાત એકલી ને અટુલી રહેતી હશે. કોઇ પણ મુખ્ય જરૂરિયાતની સાથે બીજી આનુષંગિક જરૂરિયાતો ઊભી થવાની જ. જેમકે મોટરની સાથે મોટર-ડ્રાઇવર, પેટ્રોલ, ગેરેજ વિગેરે.

શરૂઆતમાં જે જરૂરિયાત આકસ્મિક હોય છે તે વખત જતાં રૂઢ બની જાય છે. થોડાં વર્ષો પહેલાં આપણા સમાજમાં ચાનું સ્થાન શિષ્ટાચાર પૂરતું હતું. આજે ચા સમાજની રગેરગમાં વ્યાપ્ત થઈ ગયો છે, જાણે કે બીલકુલ નૈસર્ગિક હાજત ન હોય!

કોઇપણ વસ્તુની અંદર માનવીની જરૂરિયાત સંતોષવાની જે જે શકિત છે તે જ તે વસ્તુની ઉપયોગિતા છે. જે જે વસ્તુથી માનવીની જરૂરિયાત સંતોષાય છે તે તે વસ્તુ આર્થિક વ્યવહારમાં ઉપયોગી છે અને તે તે વસ્તુમાં ઉપયોગિતાનો ગુણ રહેલો છે. અર્થશાસ્ત્રમાં ઉપયોગિતાનો વિચાર નૈતિક દ્રષ્ટિબિંદુથી કરવામાં નથી આવતો. સામાજિક વિચારણાને અનુસાર દારૂ-તાડી બીન જરૂરિયાતી હોઈ શકે અથવા તો દારૂ-તાડીની જરૂરિયાત ખરાબ પ્રકારની-અનૈતિક જરૂરિયાત હોય, પણ અર્થશાસ્ત્રમાં તો એટલું જ વિચારાય કે દારૂ-તાડીથી માણસની જરૂરિયાત સંતોષાય છે; માટે તે ઉપયોગી છે—અલબત અર્થશાસ્ત્રના સિદ્ધાન્ત પૂરતું જ.

ઉપભોગાત્મક સંપત્તિ અથવા તો માનવીની જરૂરિયાતોના મુખ્ય ત્રણ વિભાગો પાડી શકાય; ૧ આવશ્યક વસ્તુઓ; ૨ સગવડતા માટેની જરૂરિયાતો; અને ૩ મોજશોખની વસ્તુઓ.

માણસને પોતાનું જીવન ટકાવી રાખવાને માટે જે જે વસ્તુઓનો ઉપભોગ કરવો પડે તે તે વસ્તુઓ આવશ્યક જરૂરિયાતની કહેવાય; જેમકે ખાવાને માટે ખોરાક, પીવાને માટે પાણી, પહેરવાને માટે કપડાં, રહેવાને માટે મકાન વિગેરે એવી જરૂરિયાતો કે જેના વિના માનવીનું જીવન સમાજમાં અશકય થઈ પડે.

સગવડતાની વસ્તુઓ આવશ્યક જરૂરિયાતની નથી હોતી, પણ માણસનું જીવન વધારે સુગમતાવાળું બનાવનારી હોય છે, જ્યારે મોજશોખની વસ્તુઓની જરૂરિયાતો જીવનને એશઆરામી બનાવનાર હોય છે.

જીવવાને માટે ખાવું જરૂરનું છે, અહીં અન્નનો ઉપભોગ આવશ્યક જરૂરિયાતના સ્વરૂપમાં થાય છે; પણ સારૂં સારૂં ને સ્વાદિષ્ટ-જીભને ગમે તેવું ખાવું એટલે જીવનને સગવડતાવાળું બનાવવું, ત્યાં અન્નનો ઉપભોગ સગવડતાના સ્વરૂપમાં થાય છે; અને ખાવાને માટે જીવવું, એટલે જીવનને એશઆરામીને મોજીલું બનાવવું, તેમાં અન્નનો ઉપભોગ માત્ર મોજશોખની ખાતર થાય છે.

શરીર ઢાંકવા માટે કપડાંની જરૂરિયાત આવશ્યક છે; શિષ્ટ સમાજમાં રૂઢી પ્રમાણે સારા દેખાઈએ તેમ રહેવા માટે કપડાંની જરૂરિયાત સગવડતા માટે છે; અને કલાકે કલાકે રંગ બદલવા માટે તેમજ છેલબટાઉની માફક ફરવાને માટે ભારે કિંમતના કપડાંઓની જરૂરિયાત કેવળ મોજશોખ ગણાય.

માંદા થયા હોઈએ કે શરદી થઈ હોય ને ચાનો એકાદ કપ લઈએ તે જરૂરિયાત આવશ્યક ગણાય; હાજતની ખાતર દિવસમાં બેત્રણ વખત ચા લઈએ તે સગવડતા કહેવાય; અને બારે કલાક ચાની છોળો જ ઉડતી હોય તે મોજશોખ નહિં તો બીજું શું?

આ પ્રમાણે પ્રત્યેક વસ્તુના ઉપભોગને, આવશ્યક જરૂરિયાત તરીકે, સગવડતા ખાતર કે કેવળ મોજશોખ માટે જ, જે પ્રમાણે તે વસ્તુનો ઉપયોગ કરવામાં આવતો હોય તે પ્રમાણે—પ્રસંગાનુસાર જરૂરિયાતની, કે મોજશોખની તરીકે ઘટાવી શકાય. આના ઉપરથી એ પણ સમજાશે કે જરૂરિયાતની વસ્તુઓ, સગવડતાની વસ્તુઓ કે મોજશોખની વસ્તુઓના ચૂસ્ત વિભાગો પાડી શકાતા નથી. એકની એકજ વસ્તુ અમુકને માટે અમુક સંજોગોમાં જરૂરિયાતની હોય, તેમ તેની તે જ વસ્તુ બીજાને બીજા સંજોગમાં સગવડતાની હોય અને ત્રીજાને વળી મોજશોખ માટે જ હોય. જેમકે શહેરમાં રહેતા સારા ધંધાદારી ડોકટરને મોટર જરૂરિયાતની ગણાય, અમલદારને સગવડતાની ખાતર રાખવી પડે અને શેઠ શાહુકારો માત્ર ફરવાને માટે મોજશોખની ખાતર જ મોટરો દોડાવે.

—o—

# વટપદ્ર(વડોદરા)નાં ઐતિહાસિક ઉલ્લેખો

[ પં. લાલચંદ્ર ભ. ગાંધી. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા ]

[ ૩ ]

**વિક્રમની** બારમી સદીના ઉત્તરાર્ધમાં વડોદરામાં રચાયેલ ઉપર્યુક્ત વિશાલ વ્યાખ્યા-ગ્રંથની એક નકલ વડોદરાના વિખ્યાત પ્રાચ્યવિદ્યામન્દિરમાં કે આત્મારામજી જૈનજ્ઞાનમંદિરના પ્રાચીન શાસ્ત્ર-સંગ્રહોમાં જણાતી નથી એ શોચનીય ગણાય. આ ગ્રન્થની એક તાડપત્રીય પ્રાચીન પોથી ખંભાતના શાન્તિનાથજી જૈન પુસ્તક-ભંડારમાં ગયા વર્ષના કાર્તિક માસમાં અમ્હે જોઈ હતી. ૨૮"×૨૩/૪" ઈંચ સાઇઝવાળાં ૨૮૩ તાડપત્રો પર લખાયેલા આ ગ્રંથની એક ટૂંકી નોંધ, સન ૧૮૮૩ માં પ્રો. પીટર્સનના પહેલા રિપોર્ટ [ પરિશિષ્ટ પૃ: ૪૧, નં. ૬૬ ]માં પ્રકટ થયેલ છે; પરંતુ ત્યાં તે ગ્રંથ-વૃત્તિકારની ગુરુ-પરંપરા-પ્રશસ્તિ, વૃત્તિ-રચના-સમય, સ્થલ વિગેરે સંબંધી ઉપયોગી ઉલ્લેખ પ્રકટ થયો નથી. તથા ત્યાં એ વૃત્તિકાર વિમલગણિને ધર્મઘોષસૂરિના શિષ્ય તરીકે ઓળખાવવામાં ભૂલ થઈ છે; ખરી રીતે એ વિમલગણિ, ચંદ્રપ્રભસૂરિના શિષ્ય અને ધર્મઘોષસૂરિના અનુજ સતીર્થ્ય લઘુ ગુરુબંધુ હતા—એમ જણાય છે. પ્રો. પીટર્સનની એ ભૂલની નકલ, પાછળના અનેક ગ્રન્થોમાં (પં. હી. હં. ના જૈનધર્મના પ્રાચીન ઈતિહાસ ભા. ૧ માં, અભિધાનરાજેન્દ્ર નામના પ્રાકૃત મહાકોશમાં, પ્રમેયરત્નકોશની ડૉ. સ્વાલીની અંગ્રેજી પ્રસ્તાવનામાં તથા સાક્ષર મો. દ. દેશાઈના જૈનસાહિત્યના ઈતિહાસ વગેરેમાં ) ઉતરી આવી જણાય છે, જે સુધારણા માગે છે.

વિમલગણિની ઉપર્યુક્ત બારહજારી દર્શનશુદ્ધિ-બૃહદ્વૃત્તિ પરથી ઉદ્ધૃત કરીને ત્રણ હજાર ને આઠસો શ્લોકપ્રમાણવાળી એક બીજી વૃત્તિ, એ જ વિમલગણિના શિષ્ય દેવભદ્રસૂરિએ રચી હતી; તેની વિ. સં. ૧૨૨૪ (કુમારપાલના રાજ્યકાલ)માં લખાયેલી તાડપત્રીય પ્રતિ, પાટણમાં સંઘવીના પાડાના જૈનગ્રંથ-ભંડારમાં વિદ્યમાન છે. એના આદ્યન્ત ભાગનો ઉલ્લેખ, અમ્હે पत्तनस्थप्राच्यजैनभाण्डागारीय-ग्रन्थसूची ( ગા. ઓ. સી. નં. ૭૬ પૃ. ૫-૭)માં દર્શાવ્યો છે. એમાં દેવભદ્રસૂરિએ ગુરુ વિમલગણિને બૃહસ્પતિની ઉપમા આપી, મુનિઓમાં અગ્રેસર તરીકે ઓળખાવી તેમની પૂર્વોક્ત વૃત્તિને ગંગા જેવી સરસા, વિચાર-બહુલા, અસ્તાઘા, તુંગા તથા સમ્યક્ત્વાનંદહેતુ-સજ્જનરૂપી ચક્રવાકોને આનંદ આપનારી જણાવી છે. એ બૃહદ્વૃત્તિ હજુ સુધી ક્યાંય પ્રકાશિત થઈ જણાતી નથી; પરંતુ પાછળની લઘુવૃત્તિ અશુદ્ધ રૂપમાં પણ પં. હીરાલાલ તરફથી પ્રકટ થઈ છે.

## વિક્રમની તેરમી સદીમાં
## કુમારપાલ ભૂપાલના રાજ્યકાલમાં
## દંડનાયક વોસરિના અધિકારમાં

**જૈનગ્રંથોનું લેખન**

ગૂર્જરેશ્વર કુમારપાલ ભૂપાલના રાજ્યકાલ( વિ. સં. ૧૧૯૯ થી ૧૨૩૦ )માં વટપદ્રકમાં લખેલા જણાવેલા બે જૈનગ્રંથો જાણવામાં આવ્યા છે. તેમાંનો એક સંવેગરંગશાલા ( આરાધના-શાસ્ત્ર ) નામનો દસહજાર શ્લોક-પ્રમાણનો વિસ્તૃત પ્રાકૃત ગ્રંથ છે. જે જિનચંદ્રસૂરિ (નવાંગીવૃત્તિકાર

અભયદેવસૂરિના વડિલ ગુરુભાઈ )એ વિ. સં. ૧૧૨૫માં રચ્યો હતો ( જિનદત્તસૂરિ પ્રાચીન-પુસ્તકોદ્ધાર ફંડ સુરત તરફથી પ્રથમ ભાગ પ્રકાશિત ). તેનું વિ. સં. ૧૨૦૭માં લખાયેલું તાડપત્રીય પુસ્તક જેસલમેરના કિલ્લાના મોટા જૈનભંડારમાં છે. એ પુસ્તક લખાયું તે વખતે ( કુમારપાલના રાજ્યના આઠમા વર્ષે ) વટપદ્રક( વડોદરા ), દંડનાયક વોસરિના અધિકારમાં હતું–તેમ તેના અંતિમ ઉલ્લેખથી જણાય છે.[1]

**દંડનાયક વોસરિ**

આ વોસરિ તે જણાય છે કે જેનો અનેકવાર ઉલ્લેખ, કુમારપાલ–ચરિત્ર–પ્રબંધ વિગેરેમાં થયો છે. કુમારપાલ, દૈવની પ્રતિકૂલતાથી જ્યારે દેશપર્યટન અને પ્રાણ-પરિરક્ષણું કરી રહ્યો હતો; તે વિષમ પ્રસંગમાં સજ્જન નામના કુંભારે તેની સમયોચિત રક્ષા–સહાયતા કરી હતી, તેમ વોસરિ નામના બ્રાહ્મણે પણ માર્ગમાં સહચર થઈ કષ્ટો સહન કરી ઉચિત સહાયતા કરી હતી. સજ્જનનાં માત—પિતાએ ઉજાગરા વિગેરેથી કંટાળી એક વખતે ટકોર કરી હતી કે 'વોસરિ! આ (કુમારપાલ) રાજા થઈને તને શું લાટમંડલ(દેશ) આપી દેશે? અને સજ્જન! તને શું ચિત્રકૂટ(ચિત્તોડ)ની પાટી આપી દેવાનો છે?[2] કે આવી રીતે નકામા કષ્ટ અને ઉજાગરા વેઠો છો. સાંભળેલા એ શબ્દોને ગુણજ્ઞ કુમારપાલે શકુન તરીકે ગણી ગાંઠ વાળી હતી અને રાજ્ય–પ્રાપ્તિનો યોગ્ય અવસર આવ્યો ત્યારે એ શબ્દોને સાચા કરી બતાવ્યા હતા. એ રીતે પોતાની કૃતજ્ઞતા સાબીત કરી હતી વોસરિ મિત્રને લાટમંડલ આપ્યાના જે ઉલ્લેખો પાછળના ગ્રંથોમાં મળે છે,[3] તેને તેના અધિકાર–સમયમાં જ અને અધિકાર-સ્થલમાં—લાટમાંના આ વટપદ્રકમાં જ લખાયેલા પુસ્તકના ઉપર્યુક્ત ઉલ્લેખથી પુષ્ટિ મળે છે.

તે સમયનું બીજું પુસ્તક, રત્નાકરાવતારિકાનું છે. વાદી દેવસૂરિના શિષ્યરત્ન વિદ્વાન્ રત્નપ્રભસૂરિની આ પ્રસિદ્ધ (ય. વિ. ગ્રં.) કૃતિને વિ. સં. ૧૨૨૫માં કા. શુ. ૭ બુધવારે

---

૧ "संवत् १२०७ वर्षे ज्येष्ठ सुदि १० गुरौ। अद्येह **श्रीवटपद्रके** दं० **श्रीवोसरि**-प्रतिपत्तौ संवेगरंगशालापुस्तकं लिखितमिति ॥"

—વિશેષ માટે જુઓ જેસલમેર ભાં. ગ્રંથસૂચી ( ગા. ઓ. સી. નં. ૨૧ પૃ. ૨૧ તથા અપ્રસિદ્ધગ્રંથ–ગ્રંથકૃત્પરિચય પૃ. ૩૮–૩૯).

૨ "विश्वासस्थानस्य [ तद् ] द्वितीयमिव जीवितम्।
समंगस्त **कुमारस्य** वयस्यस्तत्र **वोसरिः** ॥ × × ×
"**वोसरे**! किमसौ भूभृद् भूत्वा ते **लाटमण्डलम्**।
दाता सज्जन! तुभ्यं किं **चित्रकूटस्य** पट्टिकाम्?॥ × ×

૩ "मार्गे सहचरीभूय यः कष्टं सोढवान् मुहुः।
तस्मै **वोसरिमित्राय** स ददौ **लाटमण्डलम्** ॥"

—વિ. સં. ૧૪૨૨માં રચાયેલ જયસિંહસૂરિના કુમારપાલચરિત્રમાં સર્ગ ૩, શ્લો. ૧૪૩, ૧૫૨, ૫૨૫.

"**वोसिरि**ब्राह्मणमित्राय **लाटमण्डलम्** × ×"

—વિ. સં. ૧૪૯૨માં રચાયેલા જિનમંડનગણિના કુમારપાલપ્રબંધમાં પૃ. ૩૫.

"**लाटदेशं** मुदा पाटितारिव्रजो **वोशिरे**रार्पयद् ग्रामयुग्मान्वितम् ॥"

—વિ. સં. ૧૫૨૫ લગભગના ચારિત્રસુંદરગણિના કુમારપાલચરિતમાં (સર્ગ ૩, શ્લો. ૨૦)

વટપદ્રકમાં પં. પ્રભાકરગણિએ પોતાને માટે લખાવી હતી-એમ જેસલમેરના કિલ્લાના મોટા જૈનભંડારની તાડપત્રીય પોથીના અંતમાં જણાવ્યું છે.[૧]

આ ઉપરથી સમજી શકાય તેમ છે કે-વિક્રમની બારમી-તેરમી સદીમાં આ વટપદ્રક (વડોદરા)માં પ્રાકૃત સંસ્કૃત ભાષાના વિશારદ, દર્શનશાસ્ત્રોના અભ્યાસી, આધ્યાત્મિક ઉપદેશાત્મક સાહિત્યના રસિક વિદ્વાન્ જૈનાચાર્યો અને મુનિઓ ચોમાસામાં અને અન્ય સમયમાં નિવાસ કરતા હતા. એથી અનુમાન કરી શકાય કે તે સમયમાં ત્યાંના જૈનસંઘની સ્થિતિ ઘણી સારી હશે. શ્રીમંતાઈ સાથે ઉદારતા અને શ્રદ્ધા-ભક્તિ પણ સારાં હોવાં જોઈએ—એમ સહજ વિચારી શકાય.

કુમારપાલ, રાજ્ય-પ્રાપ્તિ પહેલાં ભ્રમણ કરતાં **સ્તંભતીર્થ**(ખંભાત)માં હેમચંદ્રાચાર્ય દ્વારા તથા અમાત્ય ઉદયનદ્વારા આત્મ-રક્ષા અને આશ્વાસન મેળવ્યા પછી આગળ જતાં વટપદ્રપુરમાં આવ્યો હતો. અહિં ઉદ્યાનના વૃક્ષ નીચે વીસામો લીધો હતો; ભૂખ લાગતાં તે કટુક નામના વાણિયાની દુકાને ગયો હતો. એક વિંશોપક (વસો-તે વખતનું નાણું) કહી તેની પાસે ચણા માગ્યા હતા. વાણિયાએ ચણા આપી દ્રવ્ય માગ્યું ત્યારે કુમારપાલે તલવારને ગીરો તરીકે મૂકતાં, તેને નિશ્ચયથી ધન-રહિત જાણીને કટુક બોલ્યો કે—'આ ચણા તમને મંગલ આપનાર થાઓ.' તેનું નામ વિગેરે જાણી લઈ કુમારપાલ, ફરી જટાધર થઈ અહિંતહિં ભમતાં ભૃગુકચ્છ(ભરુચ)પુરમાં ગયો હતો. રાજ્ય પ્રાપ્ત થતાં કૃતજ્ઞ-શિરોમણિ કુમારપાલે પોતાના ઉપકારીઓનું સ્મરણ કરી પ્રશંસા-પાત્ર સન્માન-દાન કર્યું હતું. તે પ્રસંગે, પોતાને પૂર્વે કંઈ પણ લીધા વિના ચણા આપનાર કટુક વણિકને યાદ કરી વટપદ્રક (વડોદરા) તેને અર્પણ કર્યું હતું-એમ કુમારપાલ-ચરિત્ર-કાવ્ય-પ્રબંધ-રાસ વિગેરે અનેક સ્થલે જણાવ્યું છે[૨] વિક્રમની સોલમી સદીના કવિ ચારિત્રસુંદરગણિએ રચેલા કુમારપાલચરિત્ર કાવ્યમાં, આ

**કટુક વણિક્‌ને અર્પણ**

૧ "संवत् १२२५ वर्षे कार्तिक सुदि ७ बुधे अद्येह **वटपद्रके** पंडितप्रभाकरगणिनात्मार्थे रत्नाकरावतारिकापुस्तकं लिखापितमिति ॥"

—જેસલમેર ભાં. ગ્રંથસૂચી (ગા. ઓ. સી. નં. ૨૧, પૃ. ૧૮)

૨ "स भ्रमन् वसुधाचक्रं **वटपद्र**पुरं गतः।
क्षुधार्तः कटुकाख्यस्य वाणिजस्यापणं ययौ ॥ × × ×
चणकान् यो मुधाऽदत्त तस्मै स **वटपद्रक**म् ।
कटुकायार्पयत् को हि नोपकर्तारमंचति?॥"

—વિ. સં. ૧૪૨૨ના જયસિંહસૂરિના કુમારપાલચરિત્રમાં (સર્ગ ૩, શ્લો૦, ૨૨૧, ૫૨૭)

"× × मन्त्रिदापितशम्बलो राज्ञो **वटपद्रं** प्रति चलितः। × ×
× × चणकदातृकटुकाय **वटपद्र**पुरं दत्तम् ॥"

—જિનમંડનગણિના કુમારપાલ-પ્રબંધમાં

"भीतस्ततोऽसौ **वटपद्रके** ययावस्यात् तदुद्यानतरोस्तले क्षणम् ॥ ×
तस्मै ददौ यश्चणकान् गुणज्ञः पुरा कुमाराय वणिग् वरेण्यः।
अदान्मुदा लाटदेशसारं तस्मै पुरं श्री**वटपद्र**संज्ञम् ॥"

—કવિ ચારિત્રસુંદરગણિના કુમારપાલચરિત્ર (સ. ૨, શ્લો. ૩૯; સ. ૩, શ્લો. ૨૨)માં.

## ચકલાંઓનું જીવન-ઝરણું

ચકલાં જેવાં અર્ધપાળેલાં પક્ષીઓનાં જીવનની અવનવી રીતિઓ જાણવાનો મને ઘણો શોખ છે. પ્રાતઃકાળમાં વહેલાં તેમના સંગીતમય અવાજથી મને જગાડવાનું તેઓ કદી પણ ભૂલતાં નથી. તેમનો અવાજ અલબત્ત એકરંગી તેમજ એકધારો હોય છે, પરન્તુ તેમાંય મને તો એક પ્રકારના સંગીતનો સૂર છૂપાયલો અવશ્ય જણાયા કર્યો છે. સૂર્યોદય પહેલાં ઘણી વારે તેઓ મારી ઓસરીમાં આવે છે. અને ફરેશ પર બેસીને તેમનું ગાણું શરૂ કરે છે. હું જાગ્યો છું એવી તેમની ખાત્રી ન થાય ત્યાંસુધી તેઓ તે જગ્યા છોડતાં જ નથી. એ રીતે તેમનાં મધુરાં ગાનને સાંભળતો સાંભળતો રોજ હું પથારીનો ત્યાગ કરું છું.

એક દિવસે એ પ્રેમી યુગલમાંનો નરચકલો કોઇ કામ પ્રસંગે બહાર ઊડી ગયો હતો ત્યારે કોઈ બીજો ચકલો ત્યાં આવ્યો અને માળામાં દાખલ થવા લાગ્યો. સૌ કોઈ જાણે છે કે ચકલાં એ મરઘાં અથવા તો કુકડાંની જમાતનાં પક્ષીઓ નથી; તેઓ તો જોડકે રહેનારાં માનવસંસ્કાર-વાળાં પક્ષીઓ છે. આમ હોવાથી પરાયો નર પોતાના માળામાં પ્રવેશ કરે એને પોતાની પવિત્રતાને અપમાન પહોંચાડનારી વસ્તુ તરીકે એ ચકલીએ ઓળખી લીધી એટલે તેના પ્રવેશ સામે ભયંકર સામનો રજુ કરવાનો તેણે પેતરો રચ્યો. શરૂઆતમાં તો તે બન્નેની વચ્ચે જીભાજોડી જેવું યુદ્ધ થયું. તે દૃશ્ય હું થોડેક છેટે રહીને રસપૂર્વક નીરખી રહ્યો હતો. એ વખતે મને લાગ્યું કે ચકલાંની ભાષામાં હું પૂરેપૂરો પારંગત છું અને તેથી એ બન્ને વચ્ચે થયેલાં વાગ્યુદ્ધનો શબ્દેશબ્દ હું બરાબર સમજી શકતો હોઉં એમ મને લાગ્યું. જીભાજોડી કરતાંકરતાં તેઓ અરસપરસ ચાંચો મારવા તેમજ ધક્કા દેવા લાગ્યાં. એ નિરાધાર તેમજ એકલી રહેલી ચકલીના દુઃખને જોતાં જ બીજાં થોડાંક ચકલાંઓ તેની મદદે દોડી આવ્યાં અને ત્યાં ભયંકર લડાઇ જામી.

પેલો પરાયો નર તો એટલો બધો જોરાવર નીકળ્યો કે તેણે એ બધાં ચકલાંને હરાવી નસાડ્યાં. પેલી માદા ફરીવાર એકલીએકલી તેની સાથે દ્વન્દ્વયુદ્ધ ખેલી રહી. એ ચકલી પોતાના પાવિત્ર્યની રક્ષા ખાતર ભયંકર સામનો કરતી હોય એમ જણાતું હતું. ચાંચ સાથે ચાંચ મિલાવીને તેમજ પગના નહોર સાથે નહોર ભરાવીને તેઓ બન્ને લડતાં હતાં. થોડીવારમાં જ તેઓ જમીન પર ગબડી પડયાં. એ ચકલીને મન તો એ જીવસટોસટનો આખરી ખેલ હતો. જ્યારે તેને જણાયું કે તેના નહોર હવે વધુ વખત સુધી ઝાક ઝીલે તેમ નથી (કારણકે તે પેલા નરના નહોર સાથે જકડાએલા હતા), ત્યારે તેણે પોતાના પ્રતિપક્ષીની ડોકને પોતાની ચાંચના સકંજામાં પકડી અને એટલા જોરથી તેના ગળાને તેણે ચાંચ વડે ભીંસ આપી કે પેલો બદમાસ નર-ચકલો લગભગ ગૂંગળાઈ જવા જેવો થઈ ગયો અને તેણે પણ સામે જોર અજમાવ્યું. એમ કરતાંકરતાં તેઓ નીચે પડ્યાં ત્યારે હું વધુ વખત સુધી દૂર ઊભો રહી શક્યો નહિ. તુરત જ હું ત્યાં પહોંચ્યો એટલે પેલો નર તો બળપૂર્વક છૂટો થઇને ઊડી ગયો. પરન્તુ પેલી ચકલી તો તેની પીઠ પર-ચત્તી પડી અને તેના પગ જમીન પર હોવાને બદલે અદ્ધર આકાશ તરફ હતા. ગરીબ બિચારી ચકલી! શું તે મૃત્યુ પામી હતી? મેં નીચા નમીને આસ્તેથી મારા હાથમાં લીધી તો મને જણાયું કે તે ખૂબ હાંફતી હતી અને તેની ચાંચ તદ્દન ખુલ્લી ગઈ હતી. તેને હું મારી હથેળીમાં રાખીને ઓરડામાં લઈ ગયો અને બેચાર ટીપાં પાણી તેની ચાંચમાં રેડયું. તેણે તે પીધું ખરું. બેત્રણ મિનિટ એમને એમ પસાર થઈ ગઈ. તેને ભાન આવતાં જ મારી હથેળીમાં તેણે બેત્રણ તરફડિયાં માર્યાં એટલે મેં તેને ઊડી જવા દીધી. આ રીતે એક ચકલી જેવું નિર્માલ્ય દેખાતું પક્ષી પણ પોતાની પાવત્રતાની રક્ષા ખાતર કેટલી હદ સુધીના પ્રયત્નો કરી શકે છે તે મારા જાણવામાં આવ્યું. [સંપાદિત]

# પ્રિય પ્રવાસ

લેખક : જેઠાલાલ જોષી

**મ**હાકવિ પં. ' હરિઔધ ' જો કે મૈથિલીશરણ ગુપ્ત જેટલા અહિન્દી ભાષા ભાષીઓમાં જાણીતા નથી. છતાં તેમનું વ્યક્તિત્વ એક સ્થાયી સાહિત્યસ્રષ્ટા તથા કવિ તરીકે મહાન છે. હિન્દી સાહિત્યોદ્યાનના પુરસ્કર્તા પ્રથમ પંક્તિના વર્તમાન સાહિત્યકારોમાં પં. અયોધ્યાસિંહ ઉપાધ્યાય ' હરિઔધ 'નું સ્થાન મહત્ત્વપૂર્ણ છે. હાલમાં જ સિમલા મુકામે ભરાએલા હિન્દી સાહિત્ય-સંમ્મેલને બીજા કેટલાક હિન્દીના મહાન ઉપાસકોની સાથે પં. 'હરિઔધ' ને 'સાહિત્ય વાચસ્પતિ'ની પદવીથી વિભૂષિત કર્યા છે.

પં. હરિઔધજીએ પોતાની રચનાઓ વડે હિન્દી સાહિત્યમાં એક વિશેષ પ્રકારની નવીનતા આણી છે. તેમના ગ્રન્થોમાં મુખ્યત્વે 'પ્રિયપ્રવાસ' 'બોલચાલ' 'રસ કલસ', 'ચુભતે ચૌપદે', ' ચોકલે ચૌપદે' 'અધ ખિલાફૂલ', અને 'ઠેઠ હિન્દીકા ઠાઠ' છે. આપણે અહિં 'પ્રિય પ્રવાસ'ની કેટલીક વિશેષતા વિષે જોઈશું.

'પ્રિય પ્રવાસ' એક મહાકાવ્ય છે. તેનો મુખ્ય વિષય શ્રીકૃષ્ણચંદ્રનું વૃંદાવનથી મથુરા ગમન છે. આપણા ભારતીય સાહિત્યમાં રામ અને કૃષ્ણના ચરિત્રે અપૂર્વ ફાળો આપ્યો છે. આદિ કવિ વાલ્મીકિથી માંડી વર્તમાન મહાકવિ મૈથિલીશરણ ગુપ્ત સુધીના અનેકવિધ કવિઓએ મર્યાદાપુરુષોત્તમ ભગવાન શ્રી રામચંદ્ર વિષે સાહિત્ય સર્જન કરી પોતાની વાણી પવિત્ર કરી છે. તે જ પ્રમાણે જગતના મહાન કવિ વ્યાસથી માંડી વર્તમાન મહા કવિ હરિઔધ સુધીના અનેક કવિઓએ કલાભિરામ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રના ગુણાનુવાદથી પોતાની રસવૃત્તિને વિકસાવી છે.

આપણે શ્રીરામ અને શ્રી કૃષ્ણની ભક્તિમાં એક વિશેષ પ્રકારનો ભેદ જોઈએ છીએ. રામભક્તિમાં મર્યાદા અને પ્રેમનું અપૂર્વ સમ્મિલન છે. ત્યારે કૃષ્ણભક્તિમાં પ્રેમ અને રસિકતાનું અપૂર્વ સમ્મિલન છે. શ્રી રામ મર્યાદા-પુરુષોતમ છે તો શ્રી કૃષ્ણ રસાવનાર છે. રામભક્તિમાં આપણે સાનિધ્ય એક મર્યાદિત સીમામાં રહી પ્રાપ્ત કરી શકીએ ત્યારે કૃષ્ણભક્તિમાં આપણે પ્રિયમિલનનો રસાસ્વાદ લઈ શકીએ. કૃષ્ણભક્તિના અપૂર્વ વિધાયક મહાકવિ સુરદાસ સુધીના યુગમાં કૃષ્ણભક્તિમાં અલૌકિક પ્રેમનું પ્રાબલ્ય રહ્યું પણ ત્યારપછીના રીતિકાલના કેટલાક કવિઓએ તેમાં લૌકિક પ્રેમને કૃષ્ણભક્તિના નામે આલેખ્યો, અને પરિણામ એટલેસુધી આવ્યું કે તેમાં કેવળ નાયકનાયિકાઓના હાવભાવ અને કળાકલાપ કવિતાના મુખ્ય વિષયો થઈ રહ્યા. કૃષ્ણભક્તિમાં પ્રિયાપ્રિયતમમિલનનો રસાસ્વાદ એક ભક્ત અને ભગવાનનો તદાકાર ભાવ ન રહેતાં કેવળ નાયકનાયિકામિલન થઇ પડ્યું. જો કે તેથી હૃદયોર્મિઓને સૂક્ષ્મતાથી વ્યક્ત થવા માટે અવકાશ મળ્યો પણ કૃષ્ણ ભક્તિની પવિત્રતા ચાલી ગઈ. અને કૃષ્ણ-સાહિત્ય અમુક અંશે શૃંગારસાહિત્ય થઈ પડયું. આથી શુદ્ધ ભક્તિની પ્રેરણા નાશ પામી અને વિકારવૃત્તિ ઉદ્દભવવાનો ભય સામે ખડો થયો.

" આપણે ... બારીકાઇથી જોઇશું તો જણાશે કે કૃષ્ણભક્તિમાં ગોપીઓને પ્રમુખ સ્થાન અપાયું. કૃષ્ણવિરહવેદના માત્ર ગોપીઓને જ થઈ હોય એમ આપણે સૂરદાસ પછીના સાહિત્યમાં જોઇએ છીએ. શું કૃષ્ણ માત્ર ગોપીઓના જ હતા ! નંદ, યશોદા, વ્રજવાસીઓ, ગોવાળિયાઓ, કૃષ્ણની વહાલી ગાયો વગેરેને વિરહવેદના શું ગોપીઓ કરતાં ઓછી થઈ હશે ? બધી વ્રજવનિતાઓ કૃષ્ણને પોતાના પ્રિયતમ તરીકે જ જુએ એ શું વાસ્તવિક છે ? શું આ વ્રજબાળાઓ કૃષ્ણને કોઇ ને કોઇ બીજા સંબંધે ભજી શકતી નહોતી ? જરૂર આપણે કબૂલ કરશું કે પતિપત્નીનો સંબંધ સકાચ્ય અને તદ્દન સમીપનો છે. પણ બીજા સંબંધો પણ તેથી જરાએ ન્યૂન નથી. પ્રેમ બધામાં છે. માતાપુત્ર, પિતાપુત્ર, ભાઈબહેન, મિત્રમિત્રના સમ્બંધોમાં પ્રેમને તે જ અથવા તેથી એ વધીને સ્થાન છે.

'પ્રિયપ્રવાસ'માં રીતિકાળના કવિઓમાં આવેલી અતિ શૃંગારિકતા કે જે અમુક અંશે કામુકતાની હદે પહોંચી હતી તેને કવિએ પોતાની વિમળ વાણીથી પવિત્ર કરી છે. કૃષ્ણ કેવળ વ્રજવનિતાઓના જ નથી પણ સમગ્ર વ્રજવાસીઓના પ્રાણ છે. કૃષ્ણે વૃંદાવનમાં રહી ગોપોની ખૂબ સેવા બજાવી છે. કંસ જેવા ક્રૂર રાજ્યકર્તાથી તેમનું રક્ષણ કર્યું છે. તેમને નિડરતાનો પાઠ ભણાવ્યો છે. ગૌસેવાની દીક્ષા આપી છે. આવા મહાન સેવકને હમેશાંને માટે ગયેલા જાણી દરેકેદરેકને વિરહવ્યથા થાય એ તદ્દન સ્વાભાવિક છે. યશોદાની વિરહિની સ્થિતિ ખરેખર હૃદય વલોવી નાંખે છે. યશોદા માતાનો કૃષ્ણ સમો પુત્ર પાછો કદીએ ન આવે અને દ્વારકા ચાલ્યો જાય એ શું ઓછું કરુણોત્પાદક છે. ગોપાળ વહાલી ગાયો તેમના વિરહમાં ઝૂરે છે ગોવાળિયાઓનું દુઃખ અસહ્ય છે. નંદની સ્થિતિ કંઇ મહારાજા દશરથ કરતાં જુદી નથી. પ્રિયપ્રવાસની ગોપિકાઓનો પ્રેમ શુદ્ધ ભક્તહૃદયનો પ્રેમ છે. કૃષ્ણ આબાલવૃદ્ધ નરનારીઓના પ્રાણસમા છે. કૃષ્ણને બધા પોતાના ગણે છે. બધાંનો પ્રેમ એક અનન્ય ભક્તનો પ્રેમ છે. કૃષ્ણ તો સાક્ષાત્ વાત્સલ્યરસની મૂર્તિ છે. કૃષ્ણ વિના વૃંદાવન-વ્રજભૂમિ નિષ્પ્રાણ-શુષ્ક બની ગઈ છે. સંક્ષેપમાં પ્રિયપ્રવાસના કૃષ્ણ લોકનાયક છે, જનસેવક છે; આબાલવૃદ્ધના પોતાના અનન્ય એક સુહૃદવર્ય છે. જશોદાની આંધળાની લાકડી, માછલીનું જળ અને સર્વસ્વ છે.

'પ્રિયપ્રવાસ'નું પ્રકૃતિદર્શન અપૂર્વ છે. પ્રકૃતિ પોતે જ એક મહાન કવિતા છે. તેના દર્શનથી એટલો જ રસાસ્વાદ પ્રાપ્ત થાય છે. આપણા રીતિકાળના કવિઓમાં પ્રકૃતિવર્ણન માત્ર ઉદ્દીપન ભાવ તરીકે જ આવેલું હોય છે. અહીં કવિએ પ્રકૃતિદર્શનને તેની સ્વતંત્ર સત્તા સ્વીકારી કર્યું છે. પ્રકૃતિનું આવું સુન્દર શબ્દચિત્ર જોયા પછી આપણે વિશ્વના પ્રાકૃતિક દશ્યોનું મૂલ્ય ઠીકઠીક આંકી શકીએ છીએ, તથા તેનો આનંદ પણ વિશેષ લઈ શકીએ. આ શબ્દચિત્રદર્શન સદૈવ આપણી સમક્ષ રહે છે.

વિરહીઓની મનોવૃત્તિનું આલેખન પણ નવીનતાથી ભરપૂર છે. તેમાં વર્તમાન યુગની અસર જોઇ શકાય છે. જશોદા એક ગોપરાજની એક અજ્ઞ-જ્ઞાનવિહોણી પ્રિયા છે. તે આધુનિક પત્રલેખન કળાથી તદ્દન અજાણ છે તેથી તેના હૃદયમાં અનહદ વેદના થાય છે કે હું મારા દુલારાને મારો સંદેશો કઈ રીતે પાઠવું ? ગોવાળિયાઓ તો આજે પણ એ જ શુદ્ધ રૂપમાં છે. તેમને જગતમાતા સમી ગૌજાતિની સેવામાંથી શિક્ષણ માટે અવકાશ જ ક્યાં છે ? "

'પ્રિયપ્રવાસ'ની ભાષા આધુનિક, સંસ્કૃતશબ્દબાહુલ્યમયી, શુદ્ધ ખડીબોલી છે. કૃષ્ણકાવ્ય વ્રજભાષા સિવાય લખાય જ નહિ આ પરિપાટીને કવિએ જબરજસ્ત ફટકો માર્યો છે. અને ઘણી જ સુન્દર માધુર્યગુણયુક્ત ભાષા વાપરી છે. સંસ્કૃત ન જાણનાર માટે જરા સમજવામાં મુશ્કેલી નડે ખરી, પણ ભાષાની પ્રૌઢતા વિષે જરા એ ના ન પાડી શકાય. છંદોમાં તેમણે સંસ્કૃત કાવ્યોમાં વપરાતા દ્રુતવિલમ્બિત, મંદાક્રાન્તા, શિખરિણી, ઉપજાતિ, સ્રગ્ધરા, શાર્દૂલવિક્રિડિત જેવા ભિન્નભિન્ન છંદોનો સુન્દરતાથી ઉપયોગ કર્યો છે. કૃષ્ણકાવ્યો હમેશાં મુક્તકરૂપે જ આપણે જોઇએ છીએ પણ આ ગ્રન્થ એક સળંગ ક્રમથી બદ્ધ મહાકાવ્યરૂપે છે. તેમાં બધા મળી ૧૭ સર્ગો છે. આ મહાકાવ્ય ઉપર હિન્દી સાહિત્યસમ્મેલને કવિશ્રીને સર્વશ્રેષ્ઠ 'મંગલાપ્રસાદ પારિતોષિક' અને 'સુવર્ણ ચંદ્રક' આપ્યાં છે. આ રચાયા લગભગ પા શતાબ્દી થવા આવી. હમણાંસુધીમાં તેની ચાર આવૃત્તિઓ બહાર પડી છે. કવિશ્રીની કાવ્યપ્રસાદી અનુકૂળતાએ આવતા અંકમાં આપવા ઇરાદો છે.

અહીં આ વર્ષે સિમલા મૂકામે હિંદીસાહિત્યસમ્મેલને જેમને 'સાહિત્ય વાચસ્પતિ'ની પદવીથી વિભૂષિત કર્યા છે અને આ રીતે પોતાની તેમજ પોતાના સમર્થ પોષકોની પ્રતિષ્ઠા આંકી છે તેમના નામો અહીં આપું છું. કે જેથી આ મહાકવિની પીછાન અને પ્રતિષ્ઠા આપણે કરી શકીએ: મહાત્મા ગાંધી; ડૉક્ટર જ્યોન ગ્રિયર્સન, મહા મહોપાધ્યાય ગૌરીશંકર હીરાચંદ ઓઝા, પં. અયોધ્યાસિંહ ઉપાધ્યાય; રાયબહાદુર બાબૂ શ્યામસુન્દરદાસ, શ્રી જગન્નાથપ્રસાદજી 'ભાનુ', શ્રી હંસરાજજી.



[અનુસંધાન પૃ. ૩૮૪]

તે થોડી વારમાં જ તેનાં નયન ઘેરાવા માંડયાં. મધુર તન્દ્રામાં તેનું મન મુગ્ધ વિહાર કરવા લાગ્યું, તે બેઠકના ટેકે સરવા લાગી; પાછળની ગાદી પર પીઠ ટેકવી મીઠાં સ્વપ્નોના ઝૂલે ઝૂલવા લાગી.

પુત્રવધૂ તે વખતે બાળકને લઈ બહાર સરકી ગઈ.

ને તે સમયે ત્યાં એક યુવાન આવ્યો. તેના અંગ પર સુધરેલો હિન્દુવેશ હતો, માથાના વાળ ચમકદાર ઓળેલા હતા, મુખ પર લાલસાની ભૂખ તરવરતી. તે ચંપાની નજીકમાં સરકયો.

એકાએક ચંપા ઝબકી ઊઠી. તેને કંઈ સમજ ન પડી, છતાં પુરુષને જોતાં જ તે સામનો કરવા ગઈ. ને યુવાન હસીને બોલ્યો:

"સામનો કરશે ને બાળકને ડામ દેવાશે; આપઘાત કરો, ને બાળકને પણ પીસી પીસીને મરાશે."

નિરુપાય ચંપાએ દાંત પીસ્યા. પણ કબજે થયા વિના તેનો છૂટકો નહોતો. તે અડધી બેભાન હતી. ભાનમાં હોય તો યે ન છૂટી શકે એવો પ્રસંગ હતો.

તે રાત્રે તે જ યુવાનની સાથે, પ્રથમની જ ધમકીથી, અર્ધ બેહોશાવસ્થામાં, તેનાં ગુપ્ત લગ્ન કરાયાં.

બીજે દિવસે જ્યારે તે યુવાન યવનના વેશે આવ્યો ત્યારે ચંપા ચમકી. પણ કાયદામાં, નીતિમાં સમાજમાં—કયાંય માર્ગ નહોતો.

## ચંપા

પ્રભા

" લાકડાં લ્યો લાકડાં."—

દુઃખાર્ત્ત છતાં મધુર, શોકઘેરા છતાં આકર્ષક સ્વરે, ધીમેથી બોલતી, એક બાળયૌવના નગરની શેરીએશેરીએ ફરતી હતી.

તેનાં વસ્ત્રો જીર્ણશ્યામ હતાં. તેનું ગૌર વદન તે વસ્ત્રોમાં, વાદળમાં ચન્દ્રની જેમ શોભતું. પણ તે વદનને સહૃદયભાવે જો નિહાળ્યું હોય તો એકાંત ક્ષણનાં આંસુઓની ધારથી તે લીંપાયેલું લાગતું.

તેના મસ્તકે લાકડાંનો એક ભારો હતો; કેડે દોઢેક વર્ષનો, મુખના દયામણા ભાવને માતાના પાલવમાં છૂપાવી દેતો પુત્ર હતો. કોઇ તે બાળાનાં અંગ નિહાળવા તેને લાકડાંનો ભાવ પૂછતું; કોઇ તેનો ભારો નીચે ઉતરાવી લાકડાં પાતળાં ને ખંડિત લાગતાં તે પાછો લઇ જવાની તેને આજ્ઞા આપી ઘરમાં પાછું ચાલ્યું જતું.

શેરીઓ વટાવતી તે આગળ વધતી હતી. ક્યાંક એકાંત જણાય કે તે અસહ્ય છતાં નહિ જેવું રડી લેતી, ને પછી નાના બાળકને ચૂમીઓ ભરી મુખ પર પુનઃ બનાવટી સ્મિત આણતી. ને ફરી બોલતીઃ

" લાકડાં લ્યો લાકડાં."

નગરની હિંદુશેરીઓ તે વટાવી ચૂકી. પણ ક્યાંય તેને લાકડાંનો લેનાર ન મળ્યો. ને તે મુસલમાનગળીને નાકે જઇ ઊભી. ગળીમાં પગ મૂકતાં તેનું હૈયું ન ચાલ્યું. તે તરત પાછી ફરી. તેની આંખમાંથી આંસુ શ્રવ્યાં–પોતાના કરતાં પોતાના જીગરના ટૂકડા સમાન ન્હાના બાળકની ભૂખથી વધારે તપ્ત બનેલાં.

તે સમયે, હિંદુ લતાના પ્રાન્તભાગમાં, એક આલીશાન ભવનના સુરમ્ય ઝરૂખે ઊભેલી એક પ્રૌઢાની નજર પાછી વળતી એ બાળાના વદન પર પડી. તેની આંખો હસી ઊઠી. તેણે બાળાને ટહૂકો કરી પાછી બોલાવી.

અંતરમાં કબૂતરની જેમ ફફડતી બાળા ભવનના બારણે પાછી ફરી. પ્રૌઢા નીચે આવી. તેનાં અંગ પર શુદ્ધ હિંદુ વસ્ત્રો ને સોના ને ઝવેરાતના અલંકાર ઓપતાં. તેની આંખોમાં ચમકતી મીઠાશ હતી. તેના લલાટે સદૈવ સૌભાગ્યવન્તીના સમું લાલ તિલક હતું. તેણે હસીને બાળાને પૂછ્યુઃ

" લાકડાંની શું કિંમત છે ?"

" બે આના," નીચે નયણે બાળાએ ઉત્તર દીધો.

" નાંખી દે ત્યારે ઓટલા પર," લાકડાંની સામે જોયા પણ વિના પ્રૌઢાએ કહ્યું. ને બાળાની કેડેથી બાળકને હસીને પોતાના હાથમાં લેતાં તે બોલી, " આવા તડકામાં આ નાના ફૂલને શેકી નાંખતાં નથી લજવાતી ?"

બાળાને એ ઠપકો પણ મીઠો લાગ્યો,—કેમકે તેમાં પોતાના સંતાન પ્રતિનો પ્રેમ સમાયો હતો. દોઢ વર્ષથી જે સંતાન કેવળ પોતાનેજ હૈયે વસેલું હતું–આજે તેને રમાડનાર બીજું કોઇક તેને મળ્યું હતું.

પ્રૌઢાએ બાળકને રીઝવવા માંડ્યું. તેના એક હાથમાં તેણે ઘરમાંથી લાવી રમવાને ઘૂઘરો આપ્યો; બીજા હાથમાં ચગળવાને પીપરમીન્ટ આપી. બાળકના મુખ પર સ્મિત પથરાયું. બાળાને મન જાણે પૃથ્વી પર સ્વર્ગ ઊતરી આવ્યું.

"આવતી કાલે પણ ભારો લાવજે," બાળક બાળાને પાછું સોંપી તેના હાથમાં બે આના મૂકતાં પ્રૌઢાએ કહ્યું, "પણ આવા તડકે નહિ, સવારમાં."

બાળા, પ્રૌઢાના મુખ પર કૃતજ્ઞતાભરી એક નજર નાંખી, પાછી ફરી. તેની આંખમાં આંસુ હતાં–પણ તે હર્ષનાં. આજે તેનું બાળક બીજા કોઇકને પણ હૈયે વસ્યું હતું.

બીજે દિવસે સવારે દશેક વાગ્યાને ટાણે તે એ જ ભવનને આંગણે જઈ ઊભી. પ્રૌઢાએ ઓટલે આવી હસીને તેના બાળકને પોતાના હાથમાં લઈ લીધું. બાળા ભારો એક બાજુએ નાંખી આંસુભેરી આંખોએ ઊભી રહી.

"બહેન," બાળકને રમાડતાં પ્રૌઢાએ પૂછ્યું, "તારૂં નામ?"

"ચંપા" નીચા નયણે જ બાળાએ ઉત્તર દીધો.

"ને આ બાળકનું?"

"કાન્તિ" પુત્રના મુખ પર નયન ફેરવતાં બાળાએ કહ્યું.

"ત્યારે તો ઊંચ વર્ણનાં હશો?" હમદર્દી દાખવતા સ્વરે પ્રૌઢાએ પૂછ્યું.

"બ્રાહ્મણ છીએ," ચંપાની આંખમાંથી આંસુ સર્યાં.

ને પ્રૌઢાએ ચંપા જાણે પોતાની સગી બહેન હોય તેમ તેને પોતાની સોડમાં ઓટલે બેસાડી તેને દિલાસાથી રીઝવવા માંડી. ચંપાનું હૈયું મોકળું બન્યું. તેની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલી. પ્રૌઢાએ તેને પોતાની વધુ નજીક ખેંચી. તેણે ચંપાનો વૃતાંત જાણવાની મૂક જિજ્ઞાસા દર્શાવી. ને ચંપાને જાણે હૃદયને કોતરી ખાતી પોતાની આર્તકથાનો ઉભરો શમાવવાનું મધુર સ્થાન મળ્યું હોય તેમ તે જીવનની સ્મૃતિઓ તારવવા લાગીઃ

તેનાં માતપિતા પવિત્ર અને પ્રેમાળ હતાં. તેમણે તેનો, પાંચેક વર્ષની ઉંમરે, મધુપુરના એક પ્રતિષ્ઠિત કુટુંબમાં વિવાહ કરેલો.

તે કુટુંબમાં તેનાં સસરો ને સાસુ હતાં; તેમના ચાર પુત્રો ને ત્રણ પુત્રીઓ હતાં. ચંપાના વિવાહ સૌથી ન્હાના પુત્ર રમણીકલાલ વેરે થયેલા.

પેઢીઓથી તે કુટુંબ ધીરધારનો વેપાર કરતું હતું. પૈસેટકે તે સામાન્ય સુખી હતું. જીવનના સુખ માટે અઢળક પૈસાની તેમને જરૂર પણ નહોતી. તેઓ ઢોરને પ્રેમથી ઉછેરતાં, ખેડૂતોની સાથે મિત્રભાવ જાળવી તેમને બની શકતું ધીરતાં. ને ખેડૂતો ખળાં પાકયે તેમને ઘેર બદલામાં બનતું અનાજ મોકલાવતા. સૌ સુખ ને સંતોષમાં જીવતાં હતાં. ઘરમાં દૂધ, દહીં ને ઘીની છોળો ઊડતી. દુઃખનું કોઈને કશું કારણ નહોતું.

પણ ચંપાના સસરાને ભારતમાં ઊગતા નવયુગનાં દર્શન થયાં. તેમણે પુત્રપુત્રીઓને નવશિક્ષણ આપવા શિક્ષક બોલાવવાની જોગવાઈ કરી. શિક્ષકે પુત્રપુત્રીઓની પ્રશંસા કરી તેમને નગરની મોટી શાળામાં મૂકવા ભલામણ કરી. પિતા હરખાઈ ગયા. તેઓ પુત્રીઓને

તો પરગામ ન મોકલી શક્યા; પણ મોટા ત્રણ પુત્રોને તેમણે નગરમાં ઉચ્ચ અભ્યાસ કરવા મોકલ્યા.

એ અભ્યાસમાં કુટુંબનું નાણું ખેંચાતું ગયું. પુત્રોનું સ્વતંત્ર વ્યક્તિત્વ પણ વિકસવા માંડ્યું. તેમાંના એક તેજસ્વી વચેટ પુત્રે તો માતપિતાએ કરેલા વિવાહની મશ્કરી ઉડાવી કોઈ ભળતાજ વર્ણની ચમકદાર કન્યા વેરે લગ્ન કરી લીધાં. બીજા બેને એવી કન્યાઓ ન મળવાથી તેમણે લગ્ન તો માતપિતાએ ગોઠવેલાં કર્યાં પણ તે લગ્ન પછી તરતજ છૂટા રહી શકવાની સગવડતા માગી. ઘરમાંથી બન્યું તેટલું ખેંચી લઈ તેઓ, નગરમાં જઈ, મળી તેવી નોકરીએ જોડાઈ; સમાજ-ઉદ્ધારનાં ભાષણો કરતા થયા.

એ અરસામાં વચેટ પુત્રને હિન્દુ ધર્મમાં ખૂબ ખામીઓ જણાતાં તેણે પોતાની ચમકદાર પત્ની સાથે એ ધર્મને તિલાંજલિ આપી.

ચંપાના સસરાના હૈયે આ સર્વ જોઈ કારી ઘા લાગ્યો. તેમણે રમણીકલાલને નગરમાં મોકલવાનો વિચાર માંડીવાળી તેને પોતાની દેખરેખ નીચે જ ઉછેરવા માંડ્યો. યોગ્ય વયે ચંપાનાં તેની સાથે લગ્ન થયાં.

પણ નગરમાં ગયેલ પુત્રો જેમ નફટ બન્યા હતા; તેમ ગામડામાં રખાયલ રમણીકલાલ અર્ધપશુ રહ્યો હતો. મોટા ભાઈઓની જેમ તેણે નિયમન કે સંસ્કાર નહોતા તજ્યા; છતાં આર્યનીતિના આત્માને પણ તે નહોતોજ સમજ્યો. પવિત્ર સ્ત્રી તેને મન ઉપભોગનું કેવળ સાધન હતું. તે ઉપરાંત તે તેની કશી અગત્ય ન લેખતો. સ્ત્રીને મારવામાં તેને મન કશું પાપ નહોતું.

એક સમયે તે નજીકના ગામડે ઉઘરાણીએ ગયો. ત્યાં ખેડૂતોને દમદાટી આપવા જતાં ખેડૂતોએ ઉશ્કેરાઈને તેનું ખૂન કર્યું. તેનાં માતપિતા એ સમાચાર મળતાંજ હૈયું ફાટી જતાં મૃત્યુ પામ્યાં.

ચંપા એ સમયે ગર્ભવતી હતી. તેને માટે મરવું એ પાપ હતું. મિલકતમાં તેની પાસે એક જુનું ઘર ને બેપાંચ ઢોર સિવાય બીજું કંઈજ નહોતું. કુટુંબની ચાલી આવતી મિલકતમાંથી અર્ધી કેળવણી ચૂસી ગઈ હતી; ઘણીખરી પુત્રો પોતાને ઘેર ને કન્યાઓ પોતાને સાસરે ખેંચી ગયાં હતાં. રહીસહી કુટુંબીઓએ લેણાના બહાને ઘર પહોંચતી કરી હતી.

નગરમાંથી ચંપાના જેઠ વિ. માતપિતા ને ભાઈનું મૃત્યુ સાંભળી આવી પહોંચેલા. તેમણે શક્ય હોહા મચાવી ખૂનકેસનાં મંગલાચરણ કર્યાં. ને એ કેસ ને એ કેસ પેટેની, ચંપાના પરણાના અલંકારના બદલામાં અપાયલી, ફી વકીલોના હાથમાં સોંપી તેઓ, ખાસ અગત્યનાં કામ હોઈ, ચંપાને એક સગાને ભળાવી, પોતાને સ્થળે પાછા ચાલ્યા ગયેલા.

ચંપાએ ચારેક માસનો એકાંતવાસ પાળ્યો. તે પછી મધુપુરમાં રહેવું તેને માટે સલામત નહોતું. તેનાં માતપિતા તો વર્ષો પર મૃત્યુ પામ્યાં હતાં. તેનો ભાઈ શહેર બાજુ આકર્ષાતાં ત્યાં મજુરીએ રહી ક્ષયરોગમાં ઝડપાઈ ગયો હતો. તેને એક દૂરનો ભાઈ હતો પણ ધીરધાર ભાગી પડી હોઈ તે પોતાનાં ઢોર કોઈક ખેડૂતને સોંપી મજુરી ગોતવા નીકળ્યો હતો. પરિણામે નગરમાં ગયા વિના ચંપાનો છૂટકો નહોતો.

મહામુશ્કેલીએ તે નગરમાં પહોંચી. મોટા જેઠે તેને બેએક દિવસ પોતાને ત્યાં રાખી ...ી પ્રસૂતિગૃહમાં મોકલાવી દીધી. ત્યાં ચંપાએ એકએકલ અવસ્થામાં પુત્રને જન્મ આપ્યો.

પુત્રને લઈ તે જ્યારે જેઠને ઘેર પાછી ફરી ત્યારે તેનું સ્વરૂપ સહજ સુંદર બન્યું હતું. તેનો જેઠ વિધવાવિવાહનો પ્રખર હિમાયતી હતો. પોતાના પવિત્ર વિચારને ઘરમાંથી જ આચારમાં ઉતારવાને તેણે ચંપાના પુનર્લગ્નની પેરવી કરવા માંડી. ને તે માટેની પૂર્વ તૈયારીઓ રૂપે તેણે ચંપાને માટે ભણવાની જોગવાઈ કરી.

દશેક માસ સુધી ચંપા કંઈક ભણી. પણ તે ઘરમાં તે પરાયાની જેમ પોષાતી. તેના એકના એક વહાલા પુત્રનું મુખ જોવાની પણ કોઈને પરવા નહોતી. પ્રાણીનો વધ કરવાને તેને ઉછેરવામાં આવે તેમ તે ત્યાં ઉછેરાતી.

જેમજેમ વખત વીતતો ગયો તેમતેમ નવનવા પુરુષો તે ઘરમાં આવતા થયા. તેમાંથી એક પણ ચંપાને જોઈ જવાનું ચૂકતો નહિ. ચંપાની શિક્ષિકાએ તેને એક વખત કહ્યું કે તે સર્વે તો વિધવાવિવાહના પવિત્ર કર્તવ્ય પર પોતાનું બલિદાન આપવા ઇચ્છતા જીવન્ત શહીદો હતા. ચંપાનું સ્વરૂપ જો આકર્ષક હોય તો તે વિધવા છતાં તેને અપનાવવાની મહદ્ સેવા કરવાને તેઓ તૈયાર થયા હતા. એ ખરું કે તેમાંના કેટલાક ચંપાના જેઠના લેણદાર વિધુરો હતા, કેટલાક શ્રીમંતો હતા, કેટલાકને કન્યા ક્યાંય મળતીજ નહોતી. છતાં તેઓ ચંપાને માટે સમાજની સામે ટક્કર ઝીલવાની તૈયારી તો કરતાજ હતા ને!

પણ ચંપાને આ ગણિકાવ્યવહાર ન ગમ્યો. તેને મન તો ચામડી ને ચમકના આ પૂજારીઓ પોતાના પવિત્ર સ્ત્રીત્વની ઠેકડી કરતા હતા, પૂજ્ય માતૃત્વને છુંદી નાંખવાની ક્રિયાને ઉદ્ધાર માનતા હતા.

પણ તેમના પંજામાંથી બચવાને ચંપા પાસે નાસી છૂટવા સિવાય કોઈ ઉપાય નહોતો. ને નાસીને જવું પણ ક્યાં? તેની પાસે પોષણનું કંઈ સાધન નહોતું. છતાં ગયા વિના છૂટકો પણ નહોતો. ને એક સંધ્યાએ તે તે ઉદ્ધારક જેઠના બારણેથી નાસી છૂટી.—

નાસીને તે આ નગરમાં આવી.

અહીં તેણે માનભરી મજુરી મેળવવા પ્રયાસ કર્યો. પણ મજુરી તેને ક્યાંય ન મળી. બજારૂ સિવાય સ્ત્રીઓને માટે બીજો કોઈ ધંધો નહોતો. એકેક દિવસ તેણે ભીખ માગી. પણ ભિખારીઓને તો લોકો મહેનત કરવાનો ઉપદેશ દેતા—ને મહેનતને ક્યાંય સ્થાન નહોતું. કામમાત્ર યન્ત્રોએ ઝૂંટવી લીધું હતું. ફક્ત તેમનામાં જીવ ન હોઈ મરવાનું કામ તેમણે માનવી માટે બાકી રાખ્યું હતું. પણ પુત્રને મૂકીને ચંપા મરી શકે તેમ પણ નહોતી.

ઢોર ઉછેરવાનો તેને મહાવરો હતો. તેમનાં દહીંદૂધ પર જીવનનું નાવ ચલાવી શકાય. પણ ઢોરોનો ઉછેર તો નગરમાં ખૂબ મોંઘો થઇ પડયો હતો. તેણે ગામડામાં પાછાં ફરવા વિચાર કર્યો. પણ ત્યાં પણ ક્યાંય માર્ગ નહોતો.

નગરની બહાર નાનકડું જંગલ હોત તો ત્યાંથી લાકડાં વીણી લાવીને, તે વેચીને પણ તે પુત્રને પોષી શકત. પણ જંગલોને તો કાપી નાંખવામાં આવ્યાં હતાં. તે ભૂખથી ટળવળવા લાગી. એ ટળવળાટ પણ તેણે સહ્યો. પણ બાળકની-ધાવણ પણ ન પામતા બાળકની ભૂખ તેનાથી ન જોવાઇ.

ને હોળી માટે એકત્ર થતાં લાકડાંમાંથી કંઇક ખેંચી જઈ ત્રણેક દિવસથી તે લાકડાંના ભારા બાંધવા લાગી. પણ નગરની પ્રજાનો મોટો ભાગ કોલસા બાળતો હોઈ લાકડાંની કોઇને જરૂર નહોતી. કોઈક તે વાપરતું તો તેમને આવા ભારા ગમતા નહોતા. ને કદાચ ગમે તોયે આ વ્યવસાય તો ત્રણેક દિવસનો જ હતો. ને! પછી—

ને પુત્રના મુખ પર આંસુઝરતી એક મીઠી નજર નાંખી ચંપા રડી પડી.

પ્રૌઢાએ ચંપાને ખૂબ સાન્ત્વન દીધું. તેને તેના સ્વભાવનાં તત્ત્વો પારખવાં હતાં, તે તેણે જોઈ લીધાં. તે સગી બહેનની જેમ ચંપાને ભેટી પડી; ને કહ્યું કે ઘરકામ સંભાળવાને તેના જેવી એક પવિત્ર સ્ત્રીની જ પોતાને જરૂર હતી.

પ્રૌઢાની આંખોમાં ચંપા પવિત્રતાની અમૃતઝરતી મીઠાશ ન શોધી શકી. પણ તેને, તેના મોંઘા બાળને પોષવાને આશ્રયની જરૂર હતી. તેણે પ્રૌઢાનું આમન્ત્રણ સ્વીકાર્યું.

પ્રૌઢાએ તેના બાળકને પહેલે જ દિવસે સુશોભિત વસ્ત્રો આપ્યાં. ચંપાએ કોઈ પરમ શ્રદ્ધાળુ ભક્ત પ્રભુને પહેરાવે એથી યે અધિક પ્રેમથી બાળકને તે વસ્ત્રો પહેરાવ્યાં. ને તેના મલકતા મુખ પર તેણે ચુંબન કર્યું.

બીજા દિવસથી ચંપા કામે આવતી થઈ. પ્રૌઢાએ તેને પાસેના જ હિંદુલતામાં એક નાની ઓરડી ભાડે લઈ આપી.

પ્રૌઢાના ઘરમાં એક વૃદ્ધ હતો; ને પ્રૌઢા જેને પોતાનાં પુત્ર ને પુત્રવધુ તરીકે ઓળખાવતી એવાં યુવાન સ્ત્રીપુરુષ હતાં. સર્વે ચંપાની સાથે હેતભાવથી વર્તતાં.

એક દિવસે પ્રૌઢાએ ચંપાને કહ્યું કે આ લતામાં તેનું બીજું પણ એક મકાન હતું. ચંપાએ તે જોવાની જિજ્ઞાસા દર્શાવી. પ્રૌઢાએ પોતાની પુત્રવધૂને ચંપાને તે મકાન બતાવવા મોકલી. ચંપા પુત્રને લઈ સખી સમી બનેલી તે પુત્રવધૂની સાથે નવા મકાને ચાલી.

તે મકાન ભવ્ય ને મનોહર હતું. તેના અનેક ભાગ પડતા. પુત્રવધૂએ કહ્યું કે તેમાંના કેટલાક ભાગ પ્રતિષ્ઠિત યુગલોએ ભાડે રાખી લીધા હતા. તે ભાગોના ઝરૂખામાં કોઇક કોઇક સ્થળે ચંપાએ મુખ મલકાવતી સુંદરીઓ પણ જોઈ.

ને તે પુત્રવધૂની સાથે મધ્ય દ્વારમાં થઈ આગળ વધી ને બંને એક દિવાનખંડમાં આવી પહોંચ્યાં.

તે દિવાનખંડ સુંદર, અલંકૃત ને સુશોભિત હતો. બંને મુગ્ધાઓ યુવાન હતી. પુત્રવધૂએ ચંપાને રીઝવવા માંડી; તેના અંતરને સ્પર્શીસ્પર્શી તેને બહેકાવવા માંડી; તેના પુત્રને કૂદાવી–નચાવી તેને વશ કરવા માંડી. ચંપાને તેણે કહ્યું કે આ ખંડ ખાસ પોતાને માટે જ રોકેલો હતો. તેમાં રંગરાગનાં અનેક સાધનો હતાં.

ને ચંપાનાં મુખ પર ચૂમીઓ ભરીભરી તેણે તેના રૂપની પ્રશંસા કરવા માંડી. એ રૂપ જો સુંદર વસ્ત્રાલંકારમાં હોય તો તે અપ્સરાની જેમ શોભી ઊઠે એવી તેણે આગાહી કરી. ચંપાએ વળતાં કહ્યું કે પુત્રવધૂનું રૂપ એવું હતું કે તે ભિખારણને વેશે હોય તો પણ યોગીને પણ ચલાવી દે.

પુત્રવધૂએ એની સાબિતી જોવાને ચંપાનાં વસ્ત્ર માગ્યાં, ચંપાને પોતાનાં ધર્યાં. ચંપાને પાનો ચડ્યો. વસ્ત્રની અદલાબદલી કરી બંને હસતાં, એકમેકને ભેટતાં આનંદ લાગ્યાં. સાથે જ ચંપાનો પુત્ર પણ હસી ઊઠ્યો.

દિવાનખંડ સુરમ્ય ને શિતળ છતાં પુત્રવધૂને તે સમયે ગરમીથી તરસ લાગી. તેણે એક કબાટમાંથી શરબતનો શીશો કાઢી, દૂર પડેલા મેજને પાસે આણી, તે શીશામાંથી શરબતની બે પ્યાલીઓ ભરી. પહેલી તેણે ચંપાને ધરી, બીજી પોતાના મુખે માંડી.

ચંપા આટલી હદે સુધરી નહોતી. છતાં આ પ્રસંગે તે ઇનકાર ન કરી શકી. પ્યાલીમાંનો શરબત તે ગટગટાવી ગઈ.

[ અનુસંધાન પૃ. ૩૭૯ ]



## બે મહારથી.

**આ** મહિનામાં મુસ્લીમ જગતની બે નામાંકિત વિભૂતિઓએ જગત પરથી વિદાય લીધી. એક આન્તરરાષ્ટ્રિય નરવીર ને તુર્કીના તારણહાર ગાઝી મુસ્તફા કમાલ આતાતુર્ક; બીજા હિંદની મુસ્લીમ કોમના મહારથી અને એક સમયે હિંદની મહાસભાના આગેવાન શ્રી શૌકતઅલી.

પાશ્ચાત્ય સંસ્કૃતિને દોરવણીથી નહિ પણ સ્વતંત્ર આકર્ષણથી અપનાવનાર, ભાવિ પરિણામ ગમે તે આવે પણ આજે તો મદને પીધા છતાં તેને પચાવનાર, વિજયી મસ્તકે જગતમાં ઊભનાર, કાળી ભૂમિમાં અહીં જ દેશો છે. એક જાપાન, બીજું તુર્કસ્તાન ને અડધું ઈરાન. તેમાંથી તુર્કસ્તાનને તેની પ્રાચીન સંસ્કૃતિના ભ્રષ્ટ અવશિષ્ટો પરથી આજની વિજયી ભૂમિકા પર મૂકનાર તે મહારથી ગાઝી મુસ્તફા કમાલપાશા.

ઈ. સ. ૧૮૮૧ માં તુર્કસ્તાનના એક સામાન્ય મુસ્લીમ કુટુંબમાં તેમનો જન્મ થયેલો. તેમનું મૂળ નામ મુસ્તફા તેમના પિતા અલી રઝા સાલોનિકામાં જકાતખાતાના અમલદાર હતા. તે મુસ્તફાની કિશોરાવસ્થામાં જ મૃત્યુ પામતાં પુત્રનો બધો ભાર માતા ઝુબેદાને શિર આવી પડયો.

પ્રાથમિક શિક્ષણ ત્વરાએ પૂરું કરી મુસ્તફા સાલોનિકાની લશ્કરી શાળામાં દાખલ થયા. ત્યાં તેમણે કેટલીક વખત બુદ્ધિના એવા અદ્ભુત ચમત્કાર બતાવ્યા, કે શિક્ષકે હર્ષિત થઇને તેમને કમાલની પદવી આપી.

તુર્કસ્તાનમાં તે સમયે યશસ્વી પ્રાચીન રાજવીઓનો વંશજ ને અઢારમી સદીથી યુરોપના પગચાટતી બનેલી સુલતાનિયતનો નમાલો વારસ સુલતાન અબ્દુલ હમીદ ગાદીપતિ હતો. તે વૃદ્ધ, નિર્વીર્ય ને મોજશોખનો કીડો હતો. યુરોપના પાટનગરોના હુકમો માથે ચઢાવવા સિવાય બીજું કંઈ તેને આવડતું નહોતું.

આ પરિસ્થિતિમાં તુર્કસ્તાનના યુવાન લોહીએ પોતાનો માર્ગ શોધ્યો. તેમણે ઉક્ત સુલતાનને પદભ્રષ્ટ કરી એક નવી-સ્વતંત્ર અને સમર્થ પ્રજાકીય રાજસત્તા સ્થાપવાના કોડ સેવ્યા. તે માટે તેમણે અનવર પાશા નામના એક તેજસ્વી વીરના આધિપત્ય નીચે વ્યાપક પ્રજાકીય સંસ્થા ઊભી કરી. કમાલ એ સંસ્થાનો સભ્ય બન્યો. અને ધીમેધીમે તે એ સંસ્થાનો અગ્રણ્ય કાર્યકર્તા બનતો ગયો.

૧૯૦૮ માં આ સંસ્થાએ મેસેડોનિયામાં સશસ્ત્ર બળવો જગાવ્યો. કમાલ તેમાં બળવાખોરોનો નાયકપદે સ્થપાયો. અહીં તેની યુદ્ધવિષયક વિરલ પ્રતિભાશક્તિને પ્રકાશવાનો અવકાશ મળ્યો. સુલતાને બળવાખોરોને દાબી દેવા એક જંગી સૈન્ય મોકલેલું. કમાલે એ સૈન્યમાંના મોટા ભાગને પ્રતિભાથી વશ કર્યો; થોડાકને હરાવી પાછો વાળ્યો.

સુલતાન ગભરાયો. તેણે રાજતંત્રમાં પ્રજાને અનુકૂળ ફેરફાર કરી આપ્યા. છતાં અંદરખાનેથી તો તે પરદેશી સત્તાઓના ગુલામ તરીકે જ વર્તવા લાગ્યો.




**ગૂજરાત સાહિત્ય સભા – અમદાવાદ—કાર્યવાહી સને ૧૯૩૭-૩૮. પ્રકાશક : માનદ** મન્ત્રીઓ, ગૂજરાત સાહિત્ય સભા, ત્રણ દરવાજા, અમદાવાદ. મુલ્ય ૧૨ આના.

કાર્યવહી છતાં અમર ગ્રન્થની ગરજ સારતું આ પુસ્તક ચાર વિભાગમાં વહેંચાયલું છે. ૧. ગ્રન્થસમીક્ષા. ૨. ભાષણો. ૩. સુવર્ણચન્દ્રક અર્પણવિધિ. ૪. રંગભૂમિ પરિષદ.

સમીક્ષાવિભાગમાં ૧૯૩૭ની સાલમાં ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલાં પુસ્તકોનું પ્રો. અનંતરાય મ, રાવળે કરેલું નિરીક્ષણ પ્રગટ થયું છે.

પ્રગટ થતા સાહિત્યનું પ્રતિવર્ષે નિરીક્ષણ કરાવવાની ગૂજરાત સાહિત્ય-સભાની આ પદ્ધતિ જો કે ખૂબ જ આવકારને પાત્ર છે. પણ એ પદ્ધતિમાં રહેલી કેટલીક ઉણપો સાહિત્યને તેટલી જ અન્યાયકર્તા બનવાનો પણ સંભવ છે.

આ અવલોકન ગણાય છે તે વર્ષના ગુજરાતી સાહિત્યનું, પણ મુખ્યત્વે તે હોય છે સમીક્ષકને સમીક્ષા માટે મોકલાયલાં પુસ્તકોનું-નહિ કે ઉક્ત વર્ષમાં ઉતરેલા ગુજરાતી સાહિત્યના સંપૂર્ણ ફાળનું. સાડત્રીશના વર્ષમાં અવલોકન માટે મળેલાં એવાં ૪૭૭ પુસ્તકમાંથી ૩૨૫ લગભગની ૧૦૦ પાનામાં આ સમીક્ષામાં નોંધ લેવાઈ છે, જેમાંનો મોટો ભાગ તો ખૂબ ગવાયલાં પુસ્તકોને ફાળે જાય છે.

અવલોકનકાર શ્રી. રાવળની રસદષ્ટિ સૂક્ષ્મ, વિશદ ને સારવાહી જણાય છે પણ તે અવલોકન એટલું ત્વરિત બનેલું છે કે ગમે તેવો મહાન કલાકાર પણ જ્યારે ઝડપી મોટરમાં આસપાસનાં દ્રશ્યોને ઝીલવા નીકળે ત્યારે તે તે દ્રશ્યોને જેવાં ઝીલી શકે તેવો જ આ અવલોકનમાં સાહિત્યનો પ્રવાહ ઝીલાયો છે.

ગૂજરાત—સાહિત્યસભાને પોતાની આ સાહિત્યસેવાને જો અમર, ઉપકારક અને સાંગોપાંગ બનાવવી હોય તો તેણે પ્રથમ તો તે સાલમાં ગુજરાતીમાં છપાયલું એક પણ પુસ્તક સમીક્ષકની નજર નીચે નીકળ્યા વિના ન રહે તેવો અને બીજું એ સમીક્ષકને નિરાંતે પુસ્તકોનું શાંતિથી મનન ને અવલોકન કરવાનો ને ઝીણવટથી તેનું દર્શન કરાવવાનો અવકાશ મળે તેવો પ્રબંધ કરવો જોઇએ.

આ માટે કાં તો તે ગુજરાતના એકેએક લેખક અને પ્રકાશકનો સહકાર સાધે અથવા પુસ્તકો કિંમત આપીને પણ મંગાવી લ્યે. અને અન્ય વ્યવસાયમાં ગૂંચાયલ એક માનવી, ...શના સમયમાં, આખા વર્ષના સાહિત્યફાળને નજરતળે કાઢી લઈ તેનાં દર્શન કરાવે તે કરતાં સ્વતંત્ર લેખન સિવાય બીજા કોઈપણ વ્યવસાયમાં ન ગૂંચાયલ ને આખું વર્ષ આ કાર્યની પાછળ આપી શકે એવા સમીક્ષકને ખોળી કાઢી તેની પાસે આ કાર્ય કરાવે તો તે વધારે સુંદર અને પ્રમાણભૂત બની શકે.

સાચો સમીક્ષક અદ્ધર અવલોકને પણ સર્જનની સાચી કિંમત સમજી અને આંકી શકે છે. પણ કેટલીક વખત પાછલી હરોળના કે ઊગતા સાહિત્યમાં પણ કો'ક સ્થળે એવાં અમર

તરત છૂપાયલાં હોય છે કે તેવાં તત્ત્વોને પ્રકાશમાં આણવાને તે વર્ષમાં પ્રગટ થયેલા પ્રત્યેક પુસ્તકનું સૂક્ષ્માવલોકન જરૂરી ગણાય. આમ ન બને તો સમગ્રાવલોકનની કિંમત શું?

સમકાલીન પ્રજાએ પોતાની માન્યતાઓ, દૃષ્ટિભેદ, સમજાવવાની અશક્તિ કે લેખકનું બેહૂદુ વ્યક્તિત્વ, તેની દરિદ્રતા કે તેની સ્વાભાવિક અતડાશ–ગમે તે કારણે ન સન્માનેલો પણ કોઈક ભાવિ યુગની પ્રજાથી રત્ન તરીકે લેખાઈ શકે—એવા લેખકને પણ યોગ્ય સ્થાન આપી શકે ત્યારેજ આવાં સમગ્રાવલોકનો અમર બને.

આ અવલોકનમાં પ્રો. રાવળે પ્રથમ સમીક્ષકની મુશ્કેલીઓ દર્શાવી તે પછી આધુનિક સાહિત્યનો પ્રવાહ અને તેના વલણને સ્પર્શ કરી કવિતા, નાટક, નવલકથા, ભાષાંતરો, નવલિકા, નીતિ–શિક્ષણગ્રન્થો વિ. નાં સારવાહી ને સૂક્ષ્મ દર્શન કરાવ્યાં છે. શ્રી રાવળની શૈલી તેજસ્વન્ત ને કંઈક અંશે અર્થગંભીર છતાં કૌમાર્યવતી લાગે છે અને તે કારણે જ કદાચ તે વધુ આકર્ષક બનવાનો સંભવ છે. 'શેષનાં કાવ્યો' જેવી કેટલીક કૃતિઓએ જેમ ગુજરાતી સામયિકોને આખા વર્ષ સુધી વિવેચનનો ખોરાક આપ્યો છે તેમ અહીં પણ આગળ તો કંઈક એવાજ ગ્રન્થો તરી આવે છે.

ભાષાંતરોની બાબતમાં પ્રો. રાવળનું મંતવ્ય વ્યાજબી છતાં કથનમાં કંઈક ઢીલું છે. ભાષાંતરો હંમેશાં પ્રચારથી પર અને કેવળ રસ અને કલાદૃષ્ટિએ જ અમર કૃતિઓનાં થવાં ઘટે. પરદેશના લેખકે પોતાની આસપાસના વાતાવરણનાં દૂષણો જોઈ પોતાની કૃતિમાં તે દૂષણોનાં દર્શન કરાવ્યાં હોય અથવા તેની ઠેકડી ઊડાવી હોય કે તે દૂર કરવાનો ઉપાય સૂચવ્યો હોય તેના અનુવાદ કરી આપણે આપણી આસપાસના વાતાવરણને ને સમાજને ખૂબજ નુકશાન કરીએ છીએ તે પ્રજાએ વહેલું સમજી લેવું ઘટે છે. 'યામા' જેવી નવલોનો અનુવાદ આપણને લાભ વધારે કરશે કે નુકશાન તે વિચાર્યા પછીજ તે થવો ઘટે.

હિંદની સાંસ્કૃતિક પડતીનું મુખ્ય કારણ અમર ગણાતું છતાં ભાવના અને વિચારદૃષ્ટિએ તો કચરા જેવું પરદેશી સાહિત્યજ છે. તેને ખૂબખૂબ સંભાળ પછીજ પ્રવેશવા દેવું જોઈએ. પરપ્રાન્તીય સાહિત્યની બાબતમાં પણ આ સંભાળ જરૂરી ગણાય.

કાર્યવહીના બીજા વિભાગમાં નામાંકિત વિદ્વાનોને નોતરી તેમની પાસે કરાવેલાં ભાષણો છે. તેમાં ગજાનન વિ. પાઠકનું 'સ્થાપત્યનું આધુનિક સ્વરૂપ,' સ્વામી શ્રી જ્ઞાનાનંદજીનું 'ફીલોસોફી ઑફ યોગ,' ડૉ૦ હરિપ્રસાદ મ. દેસાઈનું 'ચીનની દુર્દશાનાં કારણો' અને શ્રી નવલરામ ત્રિવેદીનું, 'આત્મલગ્નની ભાવના' એ ચાર ભાષણો છે અને પાંચમી 'કરાંચી સાહિત્યની ફલશ્રુતિ' રૂપે જુદાજુદા લેખકોએ કરેલી ચર્ચા છે. ભાષણોમાં તલસ્પર્શી વિદ્વતા સાથે એકએકમાં અભ્યાસનું સૂક્ષ્મ ઊંડાણ પણ જણાઈ આવે છે. ચર્ચા રસિક સાથે માર્ગપ્રેરક પણ બને તેવી છે.

ત્રીજા વિભાગમાં શ્રી ચુનીલાલ વ. શાહને નવલકથાલેખન માટે અપાયલા તે વર્ષના સુવર્ણચન્દ્રકની અર્પણવિધિ અને તેના ઉત્તરમાં શ્રી શાહે આપેલું ભાષણ છે.

ચોથા વિભાગમાં શ્રી. રમણલાલ વ. દેસાઈના પ્રમુખપદે, સાહિત્યસભાના આશ્રયે, મળેલી રંગભૂમિ પરિષદને લગતો અહેવાલ અને તે પરિષદમાં થયેલાં શ્રી. રમણલાલ દેસાઈ ઉપરાંત બીજા પણ નામાંકિત વિદ્વાનોનાં ભાષણો છે.

(અવલોકન માટે મળેલાં બીજાં પુસ્તકો પત્રો વિ. નો પરિચય સ્થળસંકોચના કારણે આવતા અંકે).




**મહિનાઓ** થયાં ખૂબ ભીષણ બનેલા રાજકોટના સંગ્રામનું પરિણામ ગમે તે આવે પણ તે પરથી અવશિષ્ટ દેશી રાજાઓ પોતાની આંખ ખોલે એ આજે અતિ અગત્યની જરૂરિયાત છે.

હિંદની સ્વતંત્રતા સાથે રાજાઓની ગાદીઓ પણ સત્તાવનના યુદ્ધમાં હોમાઇજ ગયેલી છે. તે પછી તેમાંના જે ભાગને ટકાવવામાં આવ્યો હોય તે તો હથિયાર તરીકે.

હિંદી રાજાઓ પ્રજાના પિતા બને કે સામ્રાજ્યના ભક્ત બને—જ્યાં સુધી ભારત સામ્રાજ્યનો વિજય પ્રયોગાવસ્થામાં અને શિશુવયમાં હતો અને છે ત્યાં સુધી જ તે રાજાઓની તે શિશુને પોતાના જીવન વિકાસમાં રમકડાં તરીકે જરૂર હતી અને છે. પણ જ્યારે વિજય પકવ બને, શિશુ પુખ્ત વયમાં પ્રવેશે-રમકડાંને તે સ્વભાવ ધર્મેજ ફગાવી દે.

જો સામ્રાજ્યના ભક્ત તરીકે પણ રાજાઓની ગાદી સલામત ન હોય તો પછી તેઓ પ્રજાના પિતા જ કાં ન બની રહે? વર્ષો સુધી આ સામ્રાજ્યની ભક્તિ કરીને તે જ સામ્રાજ્યના સીધા કે આડકતરા પંજાથી ગાદી છોડવી પડતાં તેમના હૈયામાં આગ લાગશે. પણ જો તેઓ પ્રજાના મિત્ર કે પિતા બન્યા હશે તો, પ્રજાદ્વારા જ તેમને કદાચ ગાદી છોડાવવામાં આવે તો પણ, તેમને અંતરમાં એટલા મધુર દિલાસાનો તો અવકાશ રહેશે કે પિતા તરીકે તેઓ બળિદાન આપે છે.

પ્રજાની કે સામ્રાજ્યની-ગમે તેની સેવા કરે. હિંદી રાજાઓનો આયુષ્યકાળ હવે વીતવા આવ્યો છે. તેમને પસંદગી એકજ કરવાની છે કે પ્રજાના મિત્ર બનીને પુણ્યમાર્ગે બળિદાન આપવું કે સામ્રાજ્યની સેવા કરી સ્વાર્થના હથિયાર તરીકે હોમાઈ જવું.

× × × × ×

હિંદી સંસ્કૃતિ પર ઘા કરવાના મુખ્ય માર્ગોમાંનો એક એ કે હિંદમાં બહુ પત્નીત્વ હતું. અને એ ઘા સફળ નીવડે છે કેમકે જેની પાસે સત્તા છે, મોહ છે, શક્તિ છે, સમૃદ્ધિ છે, તેજસ્વીતા છે એવા પુરુષોના મોટા વર્ગની રગેરગમાં અનેક સ્ત્રીઓને ભોગવવાની રમી રહેલી વાંચ્છનાને દુર્માર્ગે જતી અટકાવી તે દ્વારા રાષ્ટ્રીય લાભ મેળવી લેવાની ગણનાએ આર્ય ઋષિવરોએ એ પ્રથાને માન્ય કરી હતી. એ વસ્તુસ્થિતિ હિંદીઓને સમજાવવામાં ઉક્ત ઘા કરનારાઓને કંઈ લાભ નથી.

પણ હિંદીઓએ એક પત્નીવ્રતધારીઓના ઈતિહાસમાંથીજ એ શીખ લેવું હવે જરૂરી છે.-છેવટે પોતાની સંસ્કૃતિ પર એ માર્ગે ઘા ન કરાય તે માટે પણ.

યુરોપના અનેક રાજવંશીઓએ અન્ય સ્ત્રીપર લોભાવાના કારણે જુની પત્નીઓને તજી દઈને તેમને કેદમાં ગોંધી રાખ્યાના દાખલા મોજુદ છે. કેટલાક રાજાઓએ જે કોઈ પુરૂષ, ગામની કે દેશની સ્વરૂપવતી કન્યાને પરણીને તેનો ભોગવટો પોતાને સોંપી, તેનું મ્હોં પણ જોયા વિના પરદેશ ચાલ્યો જવા તૈયાર હોય તેને પેન્શનો બાંધી આપ્યાનું અને તેવા પુરુષોને પરદેશના એલચીઓ નીમવાનું પણ ઈતિહાસમાં નોંધાયું છે. યુરોપના ઉમરાવ વર્ગમાંનો કેટલોક ભાગ તો પોતાના કુટુંબની સૌંદર્યવતીઓને રાજવંશીઓના ઉપભોગ નીચે મૂક્યા પછી જ બન્યો છે એવું પેરિસ, બર્લીન, લંડન, વિએના ને મોસ્કોનાં-રાજમહેલનાં

રહસ્યોના નામાંકિત લેખકોએ પુરવાર કરી બતાવ્યું છે. આવા રાજવંશીઓમાંનો મોટો ભાગ, નગર કે દેશના ભૂષણરૂપ મુગ્ધાઓને ભ્રષ્ટ કરી ચૂક્યો હોય છે.

ને તાજેતરમાં તો આ બધાને પણ ટપી જાય એવો એક બનાવ નોંધાયો છે–

વેનેઝુએલાના માજી પ્રમુખ ગોમેઝે દેશની બે હજાર સુંદરીઓને કેવળ પોતાના ઉપભોગ માટે તારવી રાખેલી. એ સુંદરીઓ કોઈ.નાં મુખ પણ જોઈ ન શકતી. તે બધી કન્યાઓ હતી અને તેમના રક્ષણ માટે ગોમેઝે કન્યાઓની સંતતિ પણ કાયદેસર ઠેરવતો ઠરાવ પસાર કરેલો. પ્રમુખના મૃત્યુ પછી તે કન્યાઓનાં ૭૨૮૭ સંતાનોએ પ્રમુખની નવ કરોડની ખાનગી દોલત પર પોતાનો હક્ક રજુ કરતી અરજીઓ કરેલી; તેમાંથી આજ સુધીમાં તે દેશની સુપ્રીમ કોર્ટે ૪૩૦૦ સંતાનની અરજીઓને તો માન્ય પણ કરી છે.

ને આમ છતાં તે પ્રમુખ આજીવન બ્રહ્મચારી ગણાયા.

આને બદલે પ્રમુખે જો ઉક્ત બે હજાર કન્યાઓને પોતાની પત્નીઓ તરીકે સ્વીકારી લીધી હોત, તો કન્યાઓને જીવનનો લ્હાવો મળત, તેમનાં સંતાન દેશની સમૃદ્ધિ ગણાત. આજે તે કન્યાઓનાં જીવન વેડફાઈ ગયાં છે; તેમનાં સંતાન દેશનાં વિલાસી મવાલીઓ રૂપ પરિણમવાનાં છે.

× × × × ×

થોડાક સમય પહેલાં એક હિંદી—પારસી પહેલવાનનો પરિચય કરાવતાં અમેરિકાના એક વર્તમાનપત્રે લખેલું કે 'એ પણ એના બીજા દેશબંધુઓની જેમ કાચું માંસ ખાઇનેજીવે છે.'

હિંદીઓ કાચું માંસ ખાઈને જીવે છે એ હકીકત હિંદીઓ સિવાયનું આખું જગત જાણે છે, એ વસ્તુસ્થિતિ કેવળ હિંદીઓ જ નથી જાણતા કેમકે એ પ્રચાર કોણ કરાવે છે એ જાણવાની આપણને પરવાજ નથી પડી.

ને આફ્રિકા, ઓસ્ટ્રેલિયા કે અમેરિકાની મૂળ પ્રજાઓ જંગલી ને માણસ ખાઉ હતી અને છે એમ આપણે જેમ એ પ્રજાઓને જોયા વિના જ લખી નાંખી શકીએ તેમ આપણે વિષે બીજી પ્રજાઓ આપણને જોયા વિના જ 'કાચું માંસ ખાઉ' લખી નાંખે, તેમાં તેમનો દોષ પણ શો ? ઉક્ત પ્રજાઓને આપણાં પુસ્તકોમાં જેમ માણસખાઉ ચીતરી હોય છે તેમ આપણે ઉક્ત પ્રજાઓનાં પુસ્તકોમાં 'કાચું માંસખાઉ' ચીતરાયા હોઇએ છીએ. ઉક્ત પ્રજાઓ માણસખાઉ હતી માટે જ તેમને ભૂંસવાનો કે સુધારવાનો ગોરી પ્રજાઓ પર ધર્મ આવી પડયો તેમ આપણે જો 'કાચું માંસખાઉ' ન હોઇએ તો પછી આપણા પ્રતિ તે ધર્મ તેઓ બજાવી શી રીતે શકે ?

## આ અંકમાં, 'સાહિત્ય' ના લેખમાં સુધારીને વાંચવું–

| અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- |
| સ્વાભા વિક | સ્વાભાવિક |
| કાળીદાસ | કાલિદાસ |
| તદ્રપ | તદ્રૂપ. |
| વિક્રમપત્ની | વિક્રમપત્નીનું |
| સરસિજ મનુવિદ્ધ | સરસિજમનુવિદ્ધં |
| 'નેટીવીટી ઓડ'માં ફૂલ | 'નેટીવીટી ઓડ'માં 'સુગંધ' |
| હસ્તેલીલા કમલમલકે | હસ્તે લીલાકમલમલકે |




**કેળવણી :** મુંબઈ સરકારને સોંપાયલાં પંદર લાખનાં બે ટ્રસ્ટોમાંથી મુંબઇ ઈલાકામાં સ્થપાનારી નવી ખેતીવાડી કૉલેજ-જેની પાછળ મુંબઇ સરકારને વાર્ષિક રૂ. ૫૦૦૦૦નો ખર્ચ કરવો પડશે. તા. ૭ મીએ મુંબઈમાં મા. મુનશીએ ભારતીય વિદ્યાભવનની સ્થાપના સાથે કરેલી શેઠ મુંગાલાલ સંસ્કૃત પાઠશાળાની ઉદ્‌ઘાટન ક્રિયા.

**ઉદ્યોગ :** એક કરોડની મૂડી પર મુંબઇમાં ઊભાં થનારાં બે ઔદ્યોગિક સાહસોઃ એક ધીરધાર; બીજું લોખંડની પેદાશને લગતું જંગી કારખાનું.

**સંસ્કૃતિ :** ગુજરાતનું સાહિત્ય, તેની કલા ને તેનો પ્રજાકીય પ્રવાહ-ત્રણે આજે તો એક હેમચન્દ્રાચાર્યમાં જ કેન્દ્રસ્થ બન્યાં છે. તે મહાન જ્યોતિર્ધરની જયંતિ પ્રસંગે મુંબઇમાં મા. મુનશી તેમજ બીજા પ્રજાકીય નેતાઓએ, અમદાવાદમાં મા. લઠ્ઠે તેમજ શ્રી. કસ્તુરભાઇ લાલભાઈ વિ. એ અને ગુજરાતનાં બીજા પણ અનેક નગરોમાં તે તે નગરના આગેવાનોએ તેમના જીવન, કવન અને સેવા પર કરેલાં પ્રશંસાત્મક ભાષણો.

**ચલચિત્ર :** પ્રભાતના 'મેરા લડકા'ને મળી રહેલો અપૂર્વ સત્કાર. 'બ્રહ્મચારી' પણ હિંદમાં સન્માન પામે છે ! કપુરથલાના મહારાજાની ત્રેવીશ વર્ષની કુંવરી ઇગ્લાંડમાં, 'હાર્ટ વોઝ નોટ બર્ન્ટ' નામના ચિત્રમાં એક્ટ્રેસ તરીકે ઊતરી છે. હિંદી સુંદરીઓને માટે તો શું, પણ હિંદી રાજકન્યાઓને પણ, હવે તો એકે ક્ષેત્ર અણસ્પર્શ્યું નથી રહ્યું.

**સમૃદ્ધિ :** હિંદમાથી, ઇગ્લૅંડે સોનાનું ધોરણ છોડયા પછી, આજસુધીમાં ત્રણ અબજ, બાવીશ કરોડ, ૭ લાખ લગભગનું સોનું પરદેશ સિધાવ્યું.

**નીતિ :** પ્રશિયાના એક રાજકુમારને હર હિટલરે નૈતિક અધઃપતનને કારણે બે વર્ષની સજા ફરમાવી છે.

**પ્રવાસ :** જવાહરલાલ તા. ૧૭ મીએ પરદેશથી હિંદ પાછા ફર્યા. તા. ૨૩ મીએ મી. ચેમ્બરલેને ફ્રાન્સની મુલાકાત લીધી. ના. આગાખાન તાજેતરના જ ભવિષ્યમાં હિંદ આવશે. ના. શહેનશાહ અમેરિકાની મુલાકાતે જશે.

**હુમલો :** મુંબઇના રેડિયો સ્ટેશન પરથી ના. મુનશીએ કરેલા નર્મદ સંબંધી વાર્તાલાપ જેવા અધાર્મિક કાર્યક્રમો ગોઠવતા, રેડિયોના ગુજરાતી વિભાગના ઉપરી ચન્દ્રવદન મહેતાને છૂપી રીતે બોલાવીને કેટલાક રૂઢિભક્તોએ તેમને મારેલો સખત માર. તા. સાતમીએ પેરીસના જર્મન એલચીખાતા પર હુમલો કરી એક યાહુદીએ એલચીખાતાના એક અમલદાર હર રાથનું કરેલું ખૂન. અને તે ખૂન માટે હિટલરે કરેલો જર્મન યાહુદીઓનો એક અબજ માર્કનો દંડ.

**હડતાળ :** તા. ૭ મીએ મુંબઈ સરકારના 'ટ્રેડડીસ્પ્યુટ ઍક્ટ' સામેના વિરોધમાં ગોઠવાયલી સાર્વત્રિક હડતાળ નિષ્ફળ ગઈ. તા. ૩૦ મીએ ફ્રાન્સની સામુદાયિક હડતાળ પણ એ જ રીતે નિષ્ફળ ગઇ.

**આગ :** સીનેમા શોખીનોના હૃદય સાથે જડાયલ અમેરિકાના હોલીવુડમાં લાગેલી જંગી આગના ડાયરેક્ટરો, એક્ટરો વિ.નાં આલીશાન ભવનોના ભોગના કારણે થયેલું વીશ લાખ ડૉલર જેટલું નુકશાન. જૈનોના પવિત્ર તીર્થ શત્રુંજય પર પણ એવી જ આગ લાગવાના કારણે થયેલું જંગી નુકશાન.

**અવસાન :** કમાલ આતાતુર્ક, મૌલાના શૌકતઅલી, આર્યસમાજી મહાત્મા હંસરાજ.

**દેશી રાજ્યો :** રાજકોટમાં ચાલતો ભીષણ રણસંગ્રામ; હૈદ્રાબાદમાં ચાલતો સત્યાગ્રહ-વંદેમાતરમ્ ગીત ગાવા માટે તા. ૨૯ મીએ ત્યાં થયેલી સવાસો વિદ્યાર્થીઓની ધરપકડ; મેવાડમાં પણ સત્યાગ્રહનાં ... અને અજમેરના સૈનિકોની ધરપકડ; ધનેકવાલ રાજ્યમાં ભીષણ પરિસ્થિતિ; તા. ૨૯ મીએ ... પ્રમુખપદે મુંબઈમાં મળેલી નરેન્દ્રમંડળની બેઠક.

# Specimen–extracts
## from
# Ancient India Vol. II.

[ For other particulars, see advertisement elsewhere in this number ]

We have already fixed the dates of the rule of Asoka according to our calculations. The theory that Chandragupta was the same as Sandrecottus has given rise to many erroneous conceptions in connection, with subsequent Indian history. Hence we think it expedient to supply the following proofs of the correctness to our theory:—

**Fixing of dates of his rule**

(1) According to the Simhālese chronicles Aśoka's[30] coronation ceremony took place 218 years after Buddha's Nirvāṇ[33] As the Simhalese follow the B. E. according to South Indian tradition, the coronation date of Aśoka will be B. C. 543–218=B. C. 325–6.

(2) Sudarśan Vibhāś which is a Chinese translation work states Aśoka to have lived in A. B. 218[34]. As the Chinese follow the B. E., followed by the Burmese and the Simhālese, the date of Aśoka will be the same as in art I. ( B. C. 326–5 ).

(3) Dr. Fleet also assigns the date A. B. 218 to Aśoka's coronation.

(4) General Cunnigham states in his Corp. Inscr. Indic. pref. IX, that Aśoka's reign lasted for 41 years[36], from A. B. 215 to A. B. 256, i. e. B. C. 329 to B. C. 288. (544–212=329).

(30) The Buddhists of South India calculate the Buddhist Era beginning with year in which Buddha attained Nirvāṇ,—the highest state of knowledge—while those of North India calculate it with his Parinirvāṇ, i. e. death. (Pp. 13, f. n; no. 64: pp. 8, f. n. no. 31).

The most authoritative book for North Buddhist is "Mahāvamśa" while that of the Southerners is "Dipavamśa."

According to the southern method of calculation, the Buddhist Era began in 543–4 B. C., and according to the Northern in 520 B. C.

(31) Dipavamśa VI, I, A., vol. 32, pp. 266: I. A. vol. 37, pp. 345, "Aśoka" by Smith, pp. 209, J.R.AS. 1932, pp. 285—"The Ceylonese chronicles further state that Aśoka succeeded his father Bindusār 214 years after Buddha's Nirvāṇ and his anointment took place four years later i. e. 218 years after Buddha's Nirvāṇ."

(34) I. A. vol. 37. pp. 250.

(36) 4 years as king, 24 years as emperor; and 13 years as regent; in all 41 years.

(5) The Nirvāṇ[37] of the last[38] Buddha Śākya Muni, according to the Buddhist Chronicles of Ceylon and Burma, took place in B. C. 544[39]. The inauguration ceremony of Aśoka is stated to have taken place 218 years after the Nirvāṇ. His father's death took place during 214th[40] year after Nirvāṇ, and his coronation ceremony, four years later,, after he had subdued his brothers[42].

( Thus Bindusār, Aśoka's father died in 544-214=330-29 B.C. Aśoka ascended the throne four years later; i. e. in 326-5 B. C.)

(6) Aśoka ascended the throne[44] between B. C. 329 and 325.

(7) 311 years elapsed between the accession of king Śreṇik and the termination of Aśoka's reign[46]. This gives us[47] 580-311 =B. C. 269-70[48], as the date of the termination of Aśoka's reign, (rather of his life, because his reign has ended in 289 B. C. as stated in article 4 above).

(8) Prof. Hultzch says:—"Seleucus gave his daughter in marriage to Sandrecottus in B. C. 304; Sandrecottus had come to the throne in B. C. 330[50]"

It was Aśoka who ascended the throne in B. C. 330, and not Chandragupta. (Art. 4, 5, 6 and f. n. no. 39).

(9) He is said to have married a Yavan princess[51] in the 26th year of his reign.

---

(37) A. E. by Cunningham, pp. 34 36.

(38) The fact that he was last, means that he had predecessors.

(39) F. n. no. 30 above.

(40) F. n. no. 30 above.

(42) For my opinion refer below to the paragraph "His family".

(44) I. A. vol. 32, pp. 232, Article by Mr. P. C. Muckerji, Assistant, Director-general, Archeological Department.

(46) I. A. vol. 32, pp. 342; the right word must have been "death."

(47) I. A. vol. 32, pp. 232; ( Vāyupurāṇ states this event to have taken place 312 years after Buddha's Nirvāṇ, and Matsyapurāṇ 311 years after the Nirvāṇ; General Cunningham, in his "Book of Indian Eras, pp. 35," has 311 years).

(49) C. A. I. vol. I. pref. pp. 85.

(50) This proves that Sandrecottus was Aśoka and not Chandragupta, because the latter's reign lasted for only 24 years, while Sandrecottus married the Yavan princess during the 26th year of his reign whose name seems to be Asandhimitrā.

(51) E. H. I. 3rd edi. pp. 119, and 196-97; pp. 431 and 472.

From this, we come to the conclusion that Aśoka came to the throne in B. C. 330. Twenty-six years later, i. e: in B. C. 304, he made a treaty with Seleucus Necator, who gave his daughter in marriage to him and agreed to transfer under his power his trans-Indus territory. Chandragupta's reign has lasted only for 24 years; how could he have married the Yavan princess during the 26th year of his reign? This proves that he was not the same as Sandrecottus.

In short:—(1) Aśoka came to the throne in 330 B.C. (2) His coronation ceremony was performed 4 years later in 326 B.C. (3) His reign lasted for 41 years; it ended in 289 B. C. (4) He died in 270 B. C. at the age of 82. (5) He was born in B. C. 352

His family

He had three queens. (1) The chief queen who gave birth to Kuṇāl[52], was the daughter of a wealthy merchant of Vidiśā.[53]. She died when Aśoka's coronation ceremony was about to be performed. (2) The second queen *was the beautiful Tiśyaraksitā.* Aśoka was infatuated with her charm and made her chief queen after the death of his first queen.[54]. She gave birth to Mahendrakumār. So fascinating was her beauty and so much was the king enslaved by it, that she prevailed over him to change his religion from Jainism to Buddhism. The queen, however, was not a woman of good character. Attracted by the eyes[55] of Kuṇal, she asked him to enter into incestuous relations with her. Kuṇal flatly and indignantly refused to comply with her sinful request, with the result that he lost his eyes. When Aśoka

(52) Kuṇāl's name was Dharmavivardhan. (R. K. M. Aśoka, pp. 8). In chap. 27 of Divyāvadān, it is stated that the son who was born of the new queen Padmāvatī (f. n. no. 53 below) was named Dharmavardhan. The eyes of this prince resembled a Hymalayan bird; hence Aśoka gave him the name Kuṇāl. (R. K. M. pp. 8, f. n. no. 1).

(53) Her name was Padmāvatī (R. W. W., vol. I. pp. 141, f. n. no. 56, f. n. no. 52 above).

(54) F. n. no. 28 above.

(55) F. n. no. 52 above. The Bhilsā Topes, pp. 124:—Through the queen's influence, by a royal order sealed with the king's signature, those beautiful eyes (Kuṇāl's) which had excited the queen's love, were taken out.

Life of Aśoka published from Pālitāṇā.

came to know the plot which had cost Kuṇāl his eyes, and also the faithlessness of the queen, he was overpowered with rage and burnt her alive[56], (during the seventh year of his reign.[57] in B. C. 319=A. M. 208). (3) The third was queen Asandhimitrā[58], the daughter of Seleucus Necator. Her marriage with Aśoka took place in 304 B. C. according to the treaty terms. The king loved her so passionately[60] that when she died in 301 B. C.[61] only three years after the marriage–Aśoka spent the next three years[62] in mourning, at the end of which he married the maid-servant of the queen, in B. C. 298=A. M. 229. Aśoka must have had some more queens, because there was an interval of fifteen years between the death of Tiṣyarakṣitā (B. C. 319) and the marriage with Asandhimitrā (304 B. C.).

As regards his children[63], the following names have been

(56) F. n. no. 85 below, for the extract from Mahāvaṁśa; Aśoka by V. Smith, pp. 236; "Tiṣyarakṣitā was burnt alive by the order of Aśoka"; Jaina books state that she was killed in some other way; Berenhoff B. I. pp. 409 to 413; f. n. no. 13 above; read further in this book.

(57) Read further.

(58) Many writers have confused this queen with Tiṣyarakṣitā and have also ascribed certain events to her which took place during the life-time of the latter. The cause of this confusion may have been that the name of the daughter of Tiṣyarakṣitā was Saṅghamitrā. (F. n. no. 63 below).

(b) F. n. no. 50 above.

(60) Was it his intention to be in mourning for as many years as the queen was alive?

(61) The Bodhībij was established in B. C. 313, 12 years after the establishment of the Bodhīvṛkṣa. (E. H. I. pp. 220). F. n. no. 92.

(62) Her marriage took place in 304 B. C. and she died in 301 B. C.

(63) Bindusār

| Suṣimā | Aśoka | Tiṣya alias Mādhavasiṁha; |
|---|---|---|
| Suṣima was killed in about 328–29 B. C. at the place where stands to-day the rock-inscription of Śāhbazgrahī (Suyaśā was the name of Aśoka's son and Suṣima was the name of Aśoka's brother). | B. C. 330 to 289= 41 years. (He died at the place where stands to-day the rock-inscription of Sahasrām. | Birth: B. C. 350; Death: B. C. 318 near the rock-inscription of Manserā. |

chronicled:— (1) Kuṇal. He was born of the first queen, in B. C. 336. We know how Tiṣyarakṣitā, the second queen, was bewitched by his handsome eyes and had asked him to enter into immoral connections with her; how Kuṇāl indignantly refused to do anything of the kind. Then he was appointed as governor of Ujjain where he went with king's younger brother, Tiṣya. The queen, however, plotted meanly and sent a letter bearing the seal-mark of the king, ordering him to take off his eyes. Kuṇal, dutiful as he was, obeyed the order which, he believed, was sent by his father. He was the father of Priyadarśin, who succeeded Aśoka on the throne. (2) Prince Mahendra and prin-



cess Saṅghamitrā[65]. Both were born of Tiṣyarakṣitā, in B. C. 332 and 330, respectively, in Vidiśā. When Aśoka ascended the throne, she brought them to Pāṭliputra. Princess Saṅghamitrā might have perhaps been born in Pāṭliputra; when their mother died, they were 13 and 11 respectively. Both were Buddhists like their mother. Saṅghamitrā was married by Aśoka with a certain Agniśarmā[66] in B. C. 316. When, however, this Agniśarmā renounced the world and became a Buddhist monk in B. C. 314, Saṅghamitrā (may be two years later in 312[67]) and her brother Mahendra also entered the Buddhist holy orders as nun and monk. Mahendra remained unmarried throughout his life. When Aśoka established the Bodhi tree in Ceylon[68] in B. C. 313, he had sent there a group of missionaries under the leadership of these two-brother and sister, Mahendra Bhikṣu (Monk) died in Ceylon at the age of 78, having completed 58 years of holy life, in B. C. 254 and Saṅghamitrā died at the age of 77, having spent 59 years in devout meditation[70] in B. C. 253. When Saṅghamitrā died, it was nine years[71] since the death of king

(66) C. H. I. pp. 500:-Agniśarmā, husband of Saṅghmitrā. (She was 14 at the time of her marriage. Cf. f. n. no. 21.)

(67) Mahāvaṁsa V. 204-5. C. H. I. 500, f. n. no. 4:—Mahendra is said to have been 20 years of age and Saṅghamitrā 18 at the time of their ordination.

(68) Aśoka, Smith, pp. 220:—12 years after Bo-tree was sent to Ceylon Asandhimitrā, the beloved queen died.

(70) Aśoka by Smith, pp. 214:—"Saṅghamitrā died in the 59th year after her ordination, that being the ninth of the reign of king Uttiya (perhaps the successor of king Tiṣya). Her brother Mahendra had passed in the previous year".

(71) Below is given the chronological list of the kings of Ceylon prepared by me with the help of I. A. 1914, pp. 169 and C. H. I.:—

| | A.M. | to | A.M. | years | B.C. | to | B.C. |
|---|---|---|---|---|---|---|---|
| (1) Vijay | 6 | to | 44 | 38 | 520[1] | to | 482[2] |
| (2) Period of misrule | 44 | to | 45 | 1 | 482 | to | 481 |
| (3) Pāṇḍuvās | 45 | to | 75 | 30 | 481 | to | 451[3] |
| (4) Abhay | 75 | to | 95 | 20 | 451 | to | 431 |
| (5) Pankuḍak (robber) | 95 | to | 159 | 64 | 431 | to | 368[4] |
| (6) Muṭāśiv | 159 | to | 218 | 59 | 368 | to | 309[5] |
| (7) Period of misrule | 218 | to | 223 | 5 | 309 | to | 303 |
| (8) Tissā[7] | 223 | to | 263 | 40 | 303 | to | 263[6] |
| (9) Uttiya | 263 | to | 273 | 10 | 263 | to | 253 |

Tissā of Ceylon had taken place and the accession of king Uttiya to the throne.[73]. (4) The fourth child was prince Daśarath.[74]. It is not known of which queen she was born. He may

---

I. A. 1914, pp. 169, f. n. no. 83; C. H. I. Mahāvamśa VII, 51:—

(1) During the eighth year of the rule of Ajātaśatru; B. C. 529–8=B.C. 520.

(2) During the 14th year of the rule of Udayan, 496–14=B. C. 482.

(3) During the 21st year of the rule of Nāgadaśak, 472–21=B. C. 451.

(4) He died during the 14th year of the rule of Chandragupta, after having reigned for nearly 70 years; 382–14 =B. C. 368.

(5) Seventeen years after the coronation ceremony of Aśoka; B. C. 326–17=309 B. C. He died after having ruled for 60 years.

(6) He died during the 26th year of the rule of Aśoka (The right word is Priyadarśin; B. C. 289–26=B. C. 263.

(7) There were two individuals bearing the name Tissā. One was the brother of Aśoka. He died during the 8th year of the rule of Aśoka, i. e. in 318 B. (c. f. no. 63 above). The other was the king of Ceylon. Both were thus contemporaries of Aśoka. I believe that the name of Aśoka's brother was "Tiṣya" and not "Tissā". Scholars seem to have confused these two names on account of similarity. (cf. f. n. no. 80 below). The king of Ceylon died in B. C. 263.

(73) Aśoka by Dr. Bhandarkar, p. 7:—"Grandson of Aśoka"; J. B. B. R. A. S, Vol 20, p. 367:—Aśoka appointed Daśarath as the governor of Magadh in th same year in which he abdicated his throne in favour of Priyadarśin. In Nagārjuna cave-inscriptions it is stated that during the 26th year of his "reign", Daśarath gave a big donation. Misled by the word "reign" scholars have held the opinion that "Daśarath" was but another name of Priyadarśin. We know that they were cousins. The word "reign" however, leads us to the conclusion that Aśoka made him an independent ruler of the province of Magadh. i. e. he was not under the suzerainty of Priyadarśin.

(74) It is certain that Aśoka must have designated him as his successor. The Nagārjuna cave-inscription supports this contention. When however Priyadarśin succeeded Aśoka on the throne, he was appointed by Aśoka as the governor of Magadh, with Pāṭliputra as his capital.

What relation had Daśarath with Aśoka? He had stated himself as the grandson of Aśoka in the Nagārjuna cave-inscriptions. He may have been the son of Kuṇāl and the younger brother of Priyadarśin. That he stated himself as the "grandson of Aśoka," instead of as "the brother of Priyadarśin," during the latter's reign, shows that he was appointed as the governor of Magadh by Aśoka himself.

perhaps have been the son of some younger brother of Kuṇal, and must have been intended by Aśoka to succeed him on the throne, as Kuṇāl was blind and as Mahendra had become a monk. When, however, Kuṇāl's son Samprati[76] was designated as heir-apparent, Daarath was appointed as the governor of Magadh[77] by Aśoka during his regency (A. M. 223=B. C. 304). When Samprati ascended the throne, he continued the appoinment. When Daśarath died, he appointed his own younger brother Śāliśūka on the post[78]. Daśarath had given in charity certain mountain-caverns[79] to the Śramaṇas (monks) of the Ājivika sect. (Vide next chapter).

We have already examined and refused the aburd theory of Bindusār having had 100 sons. It is, however, quite possible that Aśoka must have had a pretty large number of sons. We know that the eldest son was blinded by the cunning of Tiṣyarakṣitā. The other son Tissā[80], was born in A. M. 176=B. C. 351. He was much trusted by Aśoka, who sent him as a body-guard to Kuṇāl when the latter was appointed as the governor of Ujjain. He was sent to suppress a riot in the Punjāb in B. C. 319=A. M. 208, where he died. It is probable that Daśarath must have been his son.

---

(76) In Jaina books Priyadarśin is known as Samprati.

(77) The capital of the empire was Vidiśā in Avanti; Pāṭaliputra was fixed up as the capital of the province of Magadh. The Śuṅga king invaded Pāṭaliputra, destroyed it, and exterminated (?) this branch of the Mauryan dynasty.

(78) See the chronological list given above.

(79) They are called "Nagārjuni caves".

(80) The Jaina books state that the name of the brother who was sent to Ujjain as the body-guard of Kuṇāl, was Mādhavsiṃha. This had led me to the conclusion that Mādhavsiṃha was another name of Tiṣya.

Ind. Ant. 1914, pp. 179:-(Mahāvaṃśa V, 102,)-"It is said that Tissā died in the 26th year of Aśoka's reign. (It ought to be Priyadarśin); but in M. VII, 32,-the year given is 8th (after coronation or conversion?) (Note-The first Tissā was the king of Ceylon, and the second was the brother of Aśoka. The references given here are confused because the author has mistaken one Tissā for the other).




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૧ લું ] વિ. સં. ૧૯૯૫ : પોષ [ અંક ૯

# અખંડ શ્રદ્ધા

મોહન

[ મિશ્રો-વસંત ]

હૈયે ભર્યાં ગાન અનંત મૌનનાં,
ને સાંધ્યરંગી સુષમા સલૂણી—
સમાં થયાં મેં શુચિ મોતી ગર્ભમાં:
હું છીપલી છો અણપ્રીછ સૂતી;
ઉરે જલે એક અખંડ શ્રદ્ધા:
અતાગ—તાગી મુજને અહીંથી
ઢૂંઢી જશે કો મરજીવિયો કદી.
ને લાવશે બ્હાર જગે પ્રકાશમાં
મોતી-પ્રભા સુભગ જ્યાં ખરી મૂલવાશે.

❦

## ઉન્નત ભાવના

—સ્નેહાંશુ

[ શિખરિણી ]

"સદા એ દંભીને અનઘ, અપરાધી નવ કળે,
અને માપે જૂઠા હૃદયજલફીણે પ્રણયને ?
ભલા, શાને તારૂં અશુભ બકતાને જ ચહવું !"
–ગણાતા દંભીનું અરિહૃદય કો' સ્વાર્થ સજતું.
યદા થાયે કિંતુ જલદ ગલતી સાલસ દિલે,
અનિચ્છા–ઇચ્છાએ સહન કરવું તો, સુપથ એ.
ભલું ભાળી જ્યારે જનહૃદય એ પ્રેષ ઉરને,
કરી વ્હાલું તો શેં પરિહૃત, બને સંગદિલ એ ?

દુરાચારીને તો, અશુભ નવ છે દુષ્ટ કથવું,
કદી દુષ્ટાત્માનો ઉદય અત એ નમ્ર કરતું;
અને નિષ્પાપીને નરદમ જ પાપી ઘટવવું,
કટુ પીયૂષે એ હૃદયજગ વ્હોળું વિલસતું;
સદા ચોંટાડેલાં અશુભ કથનો એ પથ જડે,
કહેલા દુમાર્ગે પગ નવ પળે, ના સુખદ એ ?



## પરિવર્તન

મહેન્દ્રકુમાર દેસાઈ

[ ઉપજાતિ-વંશસ્થ ]

મખારીનો ભેખ ધર્યો હવે મ્હેં
ઈ લીધો સ્વાદ પૂરો અમીરીનો;

ામાદમાં પ્રીત નથી લગીરે
 રસાદથી અંતરતૃપ્તિ માણતો;

ા હેમને હું પણ નેમ ઇચ્છતો
ા સિંધુપે, બિંદુ પરે અપેક્ષતો.'

ઞા સ્મરૂં ના, નવ વિસ્મરૂં સુધા
ના મૂકી માન, કરંત સેવા,

રબાળીને પાવકમાં અસૂયા,
મખંડ જ્યોતિ પ્રકટાવું પ્રેમની; ૧૦

કૃપા અને દીન શું દાખવું દયા.
વિલાસ ના સ્વપ્નમહીંય ઝંખતો
ચિરાગ ને જીવનજોમ પેખતો;
ભોગી નહીં હું અબધૂત યોગી,
નિમંત્રશો ભોગ મહીં ન કોઈ;
દારા મહીં નેન નથી ગૂંથાયાં
તારા થકી ત્રાટક મીટ માંડતાં;
ન સ્થૂલમાં ચિત્ત રહે પ્રસન્ન,
ને સૂક્ષ્મથી ના ઘડીએ વિભિન્ન;
વિષાદ ને નીચ વિથી ન સેવું
ઉન્માદ ને ઉર્ધ્વ ગતિ ઉરે ધરૂં. ૨૧

# સાહિત્યમાં વાસ્તવવાદ

રમણલાલ વસંતલાલ દેસાઈ



સાહિત્યમાં જુદે જુદે સમયે જુદા જુદા વાદ ઉપર ભાર મૂકવામાં આવે છે. Classisism —લેખનનું ભવ્ય પરંતુ અતિશુદ્ધ ગાંભીર્ય કેટલાક સમયમાં આગળ સ્થાન લે છે, તો કેટલાક સમયમાં Romanticism—ઊર્મિપ્રધાન, સહજ અનિયમિત-વિષયમાં તેમજ સ્વરૂપમાં-રસિકતા માટે આગ્રહ રખાય છે. ક્વચિત કુદરતનાં વર્ણનો માટે આગ્રહ રાખવામાં આવે છે, અને back to nature-'કુદરત તરફ પાછા વળો!' નો પોકાર ઊઠે છે તો ક્વચિત આપણને ચમકાવી દેતા બુદ્ધિજન્ય ચાતુર્ય તરફ ખેંચવામાં આવે છે. એક પાસ સંસ્કૃતમય કે ફારસીમય વિશુદ્ધિનો પ્રચાર થાય છે તો બીજી પાસ બન્નેના મિશ્રણથી ઊભી થયેલી સાહજિક અને સર્વગમ્ય ભાષા વાપરવા તરફ ઝોક આવે છે. વળી સમાજવાદના પ્રવેશે સાહિત્યમાં 'બુર્ઝવા' અને 'પ્રોલીટેરિયન'-મધ્યવર્ગીય તેમજ શોષિત વર્ગનું સાહિત્ય એવા જ પ્રકારના ભાગ પાડવા માંડ્યા છે. એ સર્વમાં ઓછેવધતે 'વાસ્તવવાદ'—Realism પણ પોતાનું સ્થાન નક્કી કરવા સર્વકાળમાં મથન કરે છે.

* * * *

*આ બધા વાદ કેમ જન્મતા હશે?*

સાહિત્ય એક સર્વગ્રાહી અને સર્વસ્પર્શી બલ છે. વાણી માનવજીવનનું એક મહાસમર્થ સાધન છે. પરંતુ સર્વ પ્રકારની વાણીને આપણે સાહિત્ય કહી શકીશું ખરા? રસ્તે ચાલતાં સાંભળવામાં આવતી ગાળાગાળી કે ઝઘડામાં ગમે એટલો વીરરસ કે રૌદ્રરસ ઊછળતો હોય છતાં એ જોરદાર શબ્દરચનાને આપણે સાહિત્ય ગણવાની તૈયારી તો ન જ કરીએ.

સામાન્ય વાતચીતમાં આપણા જીવનનો મોટો ભાગ વ્યતીત થાય છે. આપણે મુરબ્બીઓ સાથે માનપૂર્વક ગંભીરતાથી વાત કરીએ છીએ. મિત્રો સાથે કોઈ પણ વિષય સંબંધી સામાન્ય ચર્ચામાં કલાકના કલાક ગાળીએ છીએ. બાળકો સાથે મિથ્યા લાગતી વાતો

કરી સમય વીતાવીએ. નોકરોને આજ્ઞા આપીએ. માગણને ધમકાવી કહાડી મૂકીએ. માગનાર લ્હેણદારની વીનવણી કરીએ. દૂકાને ખરીદી કરવા જઇએ ત્યારે માલનાં રસભર્યાં વર્ણન દુકાનદાર પાસેથી સાંભળીએ, અને સંમત–અસંમત થઈ આપણો અભિપ્રાય દર્શાવીએ. શિક્ષક હોઇએ તો શિક્ષણ આપીએ. કચેરીનું કામકાજ કરતા હોઇએ તો તુમારો અને લખાણો કરીએ. આમાં સાહિત્ય આવે છે ખરૂં ? વાણીનો ઉપયોગ થાય છે, શબ્દરચના પણ તેમાં ઘડાય છે, અને તે શુદ્ધ કે અર્ધશુદ્ધ હોય, છતાં આવા વ્યવહારોમાં આપણે સાહિત્યનો ઉપયોગ કરીએ છીએ એમ આપણે માની શકતા નથી. આ બધા જ વ્યવહારમાં વાસ્તવિકતા પૂરેપૂરી છે, એ સત્ય છે, અને જીવનનો એ મોટો ભાગ છે. છતાં ભૂગોળ શીખવતો શિક્ષક, દસ્તાવેજ કરાવી લેતા લ્હેણદાર, ઠપકો દેતો ઉપરી કે ગાળો ખાતો નોકર સાહિત્યનો અનુભવ કરે છે અને કરાવે છે એમ આપણે કહેતા નથી.

અને આવા વ્યવહારમાં સાહિત્ય લાવનાર–લાવવાનો પ્રયત્ન કરનાર દોઢ–ડાહ્યો, અતિ ડાહ્યો, ચાંપલો વિગેરે વિશેષણો પામી પોતાનું અને સાહિત્યનું અપમાન કરાવે છે એ પણ આપણે જાણીએ છીએ.

... ... ...

તો પછી સાહિત્યને, વાસ્તવતાને, વ્યવહારને કશો સંબંધ નથી ? સાહિત્ય એ શું વાસ્તવ દર્શન માટે યોગ્ય વિષય નથી ? વાસ્તવદર્શન સાહિત્યમાં ન જ આવી શકે ? સાહિત્યમાં વાસ્તવતા લાવવા માટેના વાદ શા માટે ત્યારે ઊભા થાય છે ? આવા પ્રશ્નો સહજ ઊભા થાય છે.

... ... ...

પ્રથમ આપણે સાહિત્યને ઓળખીએ.

સાહિત્ય એટલે ભાષા સમસ્ત નહીં, વાણી સમસ્ત નહીં; જે જે બોલાય છે અને લખાય છે તે સઘળું સાહિત્ય નથી.

સાહિત્ય સિવાય બીજું ઘણું બોલાય છે અને લખાય છે. એ સઘળું સાહિત્ય જેટલું જ ઉપયોગી, સાહિત્ય જેટલું સમર્થ, સાહિત્ય જેટલું જ ક્રાન્તિકારી હોઈ શકે છતાં તે સાહિત્ય ન કહી શકાય.

ડાર્વીને ઉત્ક્રાન્તિવાદ લખ્યો. એની અસર ઘણી ભારે થઈ. જનતાનો આખો વિચાર–પલટો થઈ ગયો. માન્યતાઓ અને લખાણો પણ ઘણો વળાંક પામ્યાં. અને એનું લખાણ સાથેસાથે સાહિત્યને શોભે એવું સ્વચ્છ અને શુદ્ધ પણ હતું. છતાં ડાર્વીનને આપણે સાહિત્યકાર કહેતા નથી.

મેકોલેએ અને ફ્રાઉડે સુંદર ઇતિહાસ–ગ્રંથો લખ્યા. ગીબનનું 'ડીકલાઇન ઍન્ડ ફૉલ ઑફ ધી રોમન એમ્પાયર' ભવ્ય ગ્રંથ તરીકે પ્રસિદ્ધ થયો. સાહિત્યને પણ શોભાવે એવા એ ગ્રંથો. સાહિત્યમાં ગણાય પણ ખરા. છતાં એ બધા ઈતિહાસો. સાહિત્યનાં સુંદર તત્ત્વથી શોભતા ઈતિહાસો. છતાં સાહિત્ય–શુદ્ધ સાહિત્ય તો નહીં જ. સાહિત્યે કરેલા વિશુદ્ધિકરણની અસરવાળા ઈતિહાસો.

વિજ્ઞાનને લગતાં જીન્સ કે એડીન્ગ્ટનનાં લખાણો વાંચનારની સાહિત્યભૂખ ઘણે અંશે ભાગે એવાં છે. છતાં એ પણ સાહિત્યમાં ભાગ્યે સ્થાન પામી શકે. એ બધાં શાસ્ત્રિય લખાણો, શોધનો આગ્રહ રાખતાં લખાણો, સરસ લખવા કરતાં સાચુ લખવાના ઉદ્દેશવાળાં લખાણો છે. શાસ્ત્રને આપણે ભાગ્યે જ સાહિત્ય કહી શકીએ.

( અપૂર્ણ )

# છાનાં રુદન

'નિરંજન'

કૉલેજમાં આવ્યા પછી તો કૌમીદીને બરાબર ખાત્રી થઈ ગઇ કે તેની માન્યતા સાચી છે. છેક હાઇસ્કૂલમાંથી તેને એમ જ લાગ્યા કરતું હતું કે બધા યુવાનો સ્ત્રીભૂખ્યા છે, અને આ માન્યતા કૉલેજમાં તો દઢત્તર થઈ ગઈ. કૌમુદી અને બીજી છોકરીઓ નીકળે એટલે કેટલીએ ભૂખી આંખો ખેંચાઈ ખેંચાઈને જુએ. ગમે તે બહાનું કાઢી કેટલાક તો તેમની આગળ થઈ નીકળે.

આ કંઈ નવા અનુભવ ન હતા કૌમુદીને તો થોડા જ સમયમાં ઘણા કડવા અનુભવ થયા. તે દેખાવે સુંદર હતી તે તેનો એક ગુન્હો હતો. તેની ચાલ, તેની બોલવાની છટા મોહક હતી એ તેનો બીજો ગુન્હો હતો. એનો ત્રીજો ને છેલ્લો ગુન્હો તો એ કે તે પુરુષોથી ડરી જતી નહિ. પુરુષ મિત્રો હોય તો ઠીક એમ પણ તે અંતરથી ઇચ્છતી હતી.

અને થયું પણ તેમજ. કેટલાક છોકરાઓ 'મને વોટ આપશો' અગર તો 'તમારો વોટ મી. જોષીને આપશો ?' કહેતા સામે આવી ઊભા રહે, કૌમુદી પણ આ બધાની સેવલાઈ જોતી હસતી હસતી કહેઃ 'જરૂર આપીશ.' એનું મીઠું હાસ્ય પેલાઓ માટે વોટ કરતાં પણ વધુ કિંમતી હતું.

કૌમુદી પણ એ-પ્રતિનિધિ તરીકે કૉલેજના 'યુનીયનમાં' આવી. તેને અને મી. જોષીને સાથે ચર્ચાસભાની વ્યવસ્થા કરવાની હતી. જોષી તકને ગુમાવે તેવા નહતા. ગમે તે કામ કાઢી 'લેડીઝ રૂમ'માં જઇ તે કૌમુદીને મળતા. કૌમુદી તો પુરુષમિત્રોથી ખુશ થતી હતી. જોષી દિવસેદિવસે મલકાતા ગયા, ને ઊંડે ઊંડે સ્વપ્નાં સેવવા લાગ્યા. જેમ કૌમુદી વરસતાં સાગરમાં ભરતી આવે તેમ જોષીના હૃદયમાં પણ કૌમુદીનાં દર્શન થતાં ભરતી ચઢવા લાગી. વિદ્યાર્થીઓને જરા મલકાઈ ને તે કહેતા કે "કૌમુદી અને હું મિત્રો છીએ." આટલું જ નહિ પણ જોષી બધા વિદ્યાર્થીઓને ઝાંખા પાડી દેવા પ્રયત્નો કરવા લાગ્યા. કૌમુદીનું શીળું સૌન્દર્ય ઘણાને આકર્ષતું. ઘણા તેની સાથે માત્ર વાત કરવા પણ તલસતા, અને જોષી સાથે કૌમુદી હસીને વાત કરે તે તેઓ જાહેર કર્યા વગર રહે ! જોષીના પણ દેદાર ફરી ગયા. તેમના અંગ પર નવા નવા 'સૂટ' દેખાવા લાગ્યા. મોં પર પાઉડરના થર જામવા લાગ્યા. તેમના મિત્રો પણ વધવા લાગ્યા. અને કોઈકવાર તો પોતાનું મહત્વ વધારવા મી. જોષી કહેતાઃ

'જુઓને આજે તો હું સાંજના ટેનીસ રમવા નહિ આવી શકું. મારે અને કૌમુદીને ફરવા જવાનું છે.'તો કોઈ દિવસ 'આજે તો કૌમુદીએ તેના હાથની ચા પાઇ'. બીજાઓની આગળ મોં પર ગંભીરતા લાવી મી. જોષી કોઈક વખત હળવે રહીને કહેઃ

'કાલ તો કૌમુદી કહે આપણે બે સાથે વાંચીએ. પણ મેંજ ના પાડી. એમાંથી કોઈક વાર અનીષ્ટ જાગે.'

અને સાંભળનાર બધા જોષીની મહત્તા પર આફરીન થઈ જતા. જોષીની ઘણાને ઈર્ષા આવતી. કેટલાક તેનું કાપતું બોલતા પણ ખરા. પરંતુ કૌમુદી જો દિવસમાં એકજ વાર મળે તો બધી મશ્કરીનો ડંખ તેના હાસ્યમાં ધોવાઈ જતો. જોષી પણ કમાલ વિદ્યાર્થી હતો. પેલા તેના ઈર્ષાળુ વિદ્યાર્થીઓના દેખતાં એકવાર તો તે કૌમુદીને મળ્યા તે દિવસે તેના મોં પર વિજયની રેખાઓ નાચી ઊઠી.

કૌમુદી તો જોષી શું બીજાઓની સાથે પણ બોલવા તૈયાર હતી. કેટલાક વિદ્યાર્થીઓ તેની પાસે ચર્ચાસભા માટે વિષય નોંધાવવા આવતા. મોટે ભાગે તો મી. જોષીને કોઈ પૂછતું જ નહિ. જાણે કૌમુદી એકલી જ ચર્ચાસભાની મંત્રી ન હોય! આ જોષીને ખૂંચતું. તેમના સિવાય બીજા પણ કૌમુદી સાથે વાતો કરી જાય તે તો તેનાથી જોયું જતું ન હતું. સમય જતાં તેની માન્યતા એવી બંધાઈ હતી કે કૌમુદીએ તો તેના એકલા સાથેજ બોલવું.

× × ×

કૌમુદી—તેના વાંચનઓરડામાં રોજની માફક નીરાંતે વાંચતી હતી. નોકરે ટેબલ પર એક પરબીડિયું મૂકયું. પરબીડિયું જોઇને તો તેને જરાય આશ્ચર્ય થયું ન હતું. પરંતુ જ્યારે તેણે પહેલી એકજ લીટી વાંચી ત્યારે તો તેને આશ્ચર્ય સાથે દુઃખ થયું. આખો એ પત્ર આ પ્રમાણે હતોઃ

'કૌમુદી,

મારા હૃદયનો ભાર વધતાં હું લખ્યા વગર રહી શકતો નથી. તમને તો કયાંથી ખબર હોય કે હું તમને ઝંખુ છું. મારી નિદ્રા ઊડી ગઈ છે. મારી શાંતિ હણાઈ ગઈ છે. હું વાંચી શકતો નથી. મને કંઇ ને કંઈ થાય છે. હૃદયમાં તો એવું કંઈ થાય છે કે જેને હું પણ સમજી શકતો નથી.

મારી વધારે માગણી નથી. બસ કૌમુદીમાં મને નિત્ય ન્હાવા દો. શીતળ કૌમુદી જ મારા હૃદયની આગ ઓલવશે. આ લખી રહ્યો છું, ત્યારે પણ તમારૂં મોં મારી આગળ ખડું થયું છે મારા કહેવાનો ભાવાર્થ તો તમે સમજી ગયાં હશો.

આશા રાખું છું કે તમારો ભાવભીનો જવાબ મળશે. કયારે રાહ જોઉં? —એજ

તમને ઝંખતો તમારો જ
રમાકાન્ત જોષી

થોડી વાર તો કૌમુદી પત્ર હાથમાં પકડી બેસી રહી. તેના મગજમાં ન સમાય તેટલા વિચારો ઊભરાઈ રહ્યા. ઘડીકમાં થઈ ગયું આ પત્ર પ્રિન્સીપાલને આપું. પાછું એમ થઈ ગયું કે નોટીસ-બોર્ડમાં મૂકાવું. પણ જોષીનું ગરીબડું મોં યાદ આવતાં તેનો ક્રોધ શમવા લાગ્યો.

'આનું નામ તે મંત્રી?'—બબડતી કૌમુદીએ રીસ ચઢાવી કાગળના ઝીણા કકડા કરી નાંખ્યા. તે દિવસે તો તે વાંચી પણ શકી નહિ.

જોષી સંતાતોસંતાતો કૌમુદીના મોં પરની રેખાઓ વાંચવા પ્રયત્ન કરતો હતો. પરંતુ તેની આંખમાંથી ઝરતા અંગારા જોઈ તે તો ત્યાં ને ત્યાંજ દઝાઇ ગયો. તે દિવસથી તે કૌમુદીથી દૂર રહેવા લાગ્યો. આટલું જ નહિ પરંતુ બીજાઓની માફક કૌમુદીની મશ્કરીમાં સામેલ થયો.

આ પછી તો કૌમુદી વિદ્યાર્થીઓથી સહેજ દૂર રહેતી હતી. પરંતુ ચર્ચાસભાના મંત્રી તરીકે તો તેને ઘણા યુવાનોના સહવાસમાં આવવું પડતું હતું. રોજ કોઇ ને કોઈ કંઈ પૂછવા આવેજ. આ બધાની ભાવના; તેમનું કૃત્રિમ હાસ્ય કૌમુદી સહેજે સમજી શકતી હતી.

કોઈક વાર તો તેમની વેવલાઇ ને યાચકવૃત્તિ જોઈ કૌમુદીને દયા આવતી.

બપોરે 'રીસેસ'માં એક વિદ્યાર્થી કૌમુદી પાસે ચર્ચાસભામાં બોલવા માટે નામ નોંધવવા આવ્યો. કૌમુદીની પેનમાં શાહી ખૂટી ગઈ હતી. તેણે પેલા ભાઈ પાસેથી પેન માગી. નામ લખતાં લખતાં કૌમુદી બોલીઃ

'પેન તો સારી છે હોં.'

'જોઇએ તો રાખી લો.' નીચે મોંએ પેલાએ કહ્યું.

'ના ના, મારે તે શું કરવી છે?'

'આ–પણ તમારી જ માનોને?' સહેજ આંખ મિલાવતાં મિલાવતાં વિદ્યાર્થીએ કહ્યું. પરંતુ કૌમુદીની આંખમાં આગ જોતાં વધુ કંઈ પણ બોલ્યા વગર તેણે ત્યાંથી ચાલવા માંડ્યું.

'બધાએ આવા જ છે.' કૌમુદીથી બોલાઈ ગયું.

આ પછી તો કૌમુદીની આંખમાં શીતળતા દેખાતી જ નહિ. કોઈની સાથે ના છૂટકે વાત કરતી.

× × ×

'આનું નામ જ વેશ્યાવૃત્તિ.'

'તને ખબર નથી એટલે તું આમ બોલે છે. એ બધા તો આ જ લાગના છે.'

'તે ખરાબ હોય તેથી શું? આપણે તેમનાથી દૂર રહેવું.'

'તું શું કરવા પૂછે છે? થોડા દિવસમાં જ તને અનુભવ થશે.' બાયોલૉજી–ગાર્ડનમાં કૌમુદી અને નલીની વાતો કરતાં હતાં.

તે બન્ને એકજ કલાસમાં હતાં. બંને દેખાવે સુંદર હતાં, છતાં સ્વભાવે તો સરખાં ન જ હતાં. નલીની ઘણા છોકરાઓને નચાવતી. કૌમુદીને તેમ કરતાં દયા આવતી. નલીનીને ઘણા મિત્રો હતા. બધાની સાથે તે સરખો જ વ્યવહાર રાખતી તેના મિત્રોમાં તે ગમે તેની સાથે હસતી, બોલતી, કોઇક વાર ફરવા પણ જતી. તેમાંના ગમે તેની સાથે ટેનીસ રમતી. ખરૂં કહીએ તો તેને મૈત્રી જેવું કંઈજ બંધન ન હતું.

થોડા જ વખતમાં તેણે હાથનું મુલાયમ ઘડિયાળ, પારકરની લાઈફ–ટાઈમ પેન, એક નાજુક બેગ અને બીજી નાની નાની વસ્તુઓ તો ઘણીએ પડાવી હતી. સહેજે ઓળખાણ થાય એટલે વાત કાઢેઃ

'મી. પંડયા, પેલી અત્તરની શીશીનું શું થાય છે?'

'તમારે કિંમતનું શું કામ છે? જોઇતી હશે તો લાવી આપીશ.' પંડયા મલકાતાં મલકાતાં કહેતા અને નલીનીની એક મીઠી નજર તેમના પર પથરાતી.

પેલા મી. જોષીએ નલીની સાથે ટેનીસ રમવાનું શરૂ કર્યું. ધીમે રહી નલીની બોલીઃ

'જુઓને મી. જોષી, મને તમારૂં રૅકેટ ઘણું ગમે છે. તમે કયી જાત વાપરો છો?'

'હવે તમારે જો જોઈતું હોય તો લઇ લ્યો, હું બીજું લાવીશ.'

'ત્યારે તો એ નવું જ આપજો' ખભા નચાવતાં નચાવતાં નલીની કહેતી. અને જોષી નલીનીને પીતા હોય તેવી આંખો કરી સ્મિત કરતાં કરતાં સાંભળતા.

નલીનીના વર્તનથી કૌમુદી ત્રાસી ગઈ. રોજરોજ કોઇને નલીની પંકડતી. રોજ કંઈનું કંઈ પડાવતી. એક વખતે ફરીવાર પણ કૌમુદીએ કહ્યુંઃ

'નલીની, આ તો હદ થાય છે. એમને તું ખરાબ કહે છે તો તું કયાં સારી છે? હવે કેટલાકને પાયમાલ કરવા છે?'

'તું જો તો ખરી. આખી કૉલેજને હજુ તો નચાવવી છે.' ગર્વથી હસતાં હસતાં નલીની કહેતી.

'પણ આથી તો આપણો સ્ત્રીસમાજ નિંદાય ને? જરા સ્વમાન જેવું તો હોવું જોઇએ ને?'

'પણ હું ક્યાં માગવા જાઉં છું? હું કંઈ કોઇને બોલાવવા જાઉં છું? બધા ઉપર પડતા આવે છે ને કંઈ ને કંઇ આપી ચાલ્યા જાય છે.' નલીનીનો શાંત અવાજ નીકળ્યો.

કૌમુદી જોઈ શકી કે નલીની ઘડાઈ ગઇ છે. તેનો આનંદ જ વિદ્યાર્થીઓને નચાવવામાં હતો.

પરંતુ મી. પંડ્યાના પ્રસંગ પછી તો કૌમુદીથી રહેવાયું નહિ. એ જ બાયૉલૉજી-ગાર્ડનમાં તે પોતાની આગ ઠાલવવા લાગીઃ

'સાચેજ નલીની, બધા પુરુષો સ્ત્રીભૂખ્યા છે. જોને તેમની ભૂખ્યા વરુ જેવી આંખો.'

'હું તો તને ક્યારનીએ કહેતી હતી કે બધા એ જ દાવના છે.'

'એમ તો નહિ પણ બધાથી દૂર રહેવા જેવું છે. પાસે જતાં છાંટા ઊડ્યા વગર રહે તેમ નથી.'

'આખી પુરુષ જાત જ એવી છે. તું મને એક તો એવો બતાવ કે જે સાચી મૈત્રીમાં માનતો હોય?' નલીની પુષ્પની પાંખડીઓ તોડતાં તોડતાં બોલતી હતી. 'તું મને ઘણીવાર કહે છે પરંતુ મને તો એમજ લાગી ગયું છે કે તે બધાને હજુ તો બરાબર નચાવવા જોઇએ. ફરીવાર કોઇના સામે નજર પણ ન કરે.'

કૌમુદીએ પાછલું તો કંઈ સાંભળ્યું નહિ. તેનું દુઃખ જુદુ હતું. તેને વારંવાર એમજ થયા કરતું હતું કે, 'શું બધા જ પુરુષો આવા હશે? સ્ત્રી તે કંઇ રમકડું છે?'

દિવસે દિવસે કૌમુદીનો પુરુષજાત માટેનો અવિશ્વાસ વધતો ગયો. તે કોઇ પણ વિદ્યાર્થીની આંખમાં મૈત્રીભાવ જોઇ શકી નહિ. બધા જ તેની સામે ટાંપી રહેતા—ભૂખ્યા વરુની પેઠે.

જે જે કૌમુદીથી નિરાશ થયા હતા તે બધા તેની મશ્કરી કરવામાં આનંદ લૂંટવા લાગ્યા. કૌમુદી ક્લાસમાંથી નીકળે તે વખતે બધા ઊભા રહીને કંઇ ને કંઇ તેને ઉદ્દેશીને બોલતા. એકવાર નલીની અને કૌમુદી ટોળા આગળ થઈ પસાર થતાં હતાં; કોઈક બોલ્યુંઃ 'આજ તો પુનમને? ચંદ્ર આજે તો બરાબર ખીલશે!'

'અહીં તો રોજરોજ ચંદ્રિકા રેલાય છે ને?' ટોળામાંથી બીજો અવાજ આવ્યો ને બધા હસી પડ્યા. કૌમુદીથી રહી ન શકાયું. આ હાસ્ય તેને કોરી ખાતું હતું. તે તરત જ પાછું વળી તાડુકીઃ

'Who is that dog? Do you mean that I am a doll? Foolish fellow!'

તેની આંખમાંથી આગની જ્વાળાઓ નીકળતી હતી. સૌમ્ય દેખાતી કૌમુદી ક્રોધમાં લાલચોળ બની ગઈ. બધાનાં મોં બિડાઇ ગયાં. કૌમુદી અને નલીની ચાલ્યાં ગયાં.

તેમના ગયા પછી બિડાયેલા કમળની માફક બધાનાં મોં ઊઘડવા લાગ્યાં. સૌ કંઇની કંઈ ટીકા કરતા વીખરાયા. છતાં દરેકના હૃદયમાં તો એમ થઈ ગયું કે કૌમુદી બીજાથી જુદી છે.

એ પછીથી કૌમુદીના સાંભળતાં ભાગ્યે જ કોઈ મશ્કરી કરી શકતું. કૉલેજમાં તો તે રોજ છંછેડાયેલી લાગતી. કેટલાક તેને અભિમાની ગણતા; તો કોઈ વળી એમ પણ કહેતું કે, 'એ તો માત્ર ડોળ કરે છે, અંદરથી તો પ્રેમ ઝંખે છે.' ગમે તે હો પરંતુ એટલું તો સાચું

કે કૌમુદી આખી પુરુષજાતથી દૂર રહેવા લાગી. કોઈકવાર તેને નલીની માફક બધાને નચાવવાનું મન થઇ જતું પણ તેની માનવતા તેને તેમ કરતાં અટકાવતી.

પરંતુ થોડા માસ પછી એક પ્રસંગ બન્યો ને કૌમુદી પાછી ગંભીર બની ગઈ. ચર્ચાસભામાં એક વિદ્યાર્થીએ સુંદર ભાષણ કર્યું. કૌમુદી ધારીધારીને તેને જોતી હતી. તેનો ચિંતક ચહેરો, પાણીદાર આંખો અને બોલવાની છટા કૌમુદીને ગમી ગયાં. તેનો પહેરવેશ સાવ સાદો હતો. તે પોતેજ સાદો હતો છતાં કૌમુદીને આ વિદ્યાર્થી ઘણોજ ગમી ગયો.

નવાઇની વાત તો એ હતી કે બધાજ તેની પાસે નામ નોંધાવવા આવતા. પરંતુ આણે તો મી. જોષીની પાસે પોતાનું નામ આપેલું. તે પણ કૌમુદીના કલાસમાં જ હતો,, છતાં આ પહેલાં તેના જોવામાં આ ચહેરો, એ આંખો આવી ન હતી.

બીજા-દિવસે તેણે કલાસની એક બાજુ પર બેઠેલો તેને જોયો. તેનું ગંભીર મોં કૌમુદીને ભવ્ય લાગ્યું; ચોપડીમાં જોઈ કંઈક લખી રહ્યો હતો. કૌમુદી વારવાર તેની સામે જોતી હતી. પરંતુ તે તો તેનીજ ધૂનમાં હતો.

એ પછી તો કૌમુદી તેને ધારીધારીને જોવા લાગી; તેને સારીપેઠે જોઈ શકાય તે રીતે તે જગ્યા લેવા લાગી. દિવસે દિવસે તે ગંભીર બનવા લાગી. તેનું હૃદય પેલાની સાથે વાત કરવા ઝંખતું હતું. તેની સાથે ઐક્ય અનુભવતી હોય તેમ કૌમુદી તેનાજ વિચાર - કરવા લાગી. પેલો અનામી વિદ્યાર્થી તેની નજીક આવતો ગયો. છેક હૃદયના ખૂણામાં કૌમુદીએ તેને બેસાડયો.

પથારીમાં પડે પડે તે સ્વપ્નાં રચતી. એ જ ભવ્ય મોં, એ જ પાણીદાર આંખો તેની આગળ તરતી. કલ્પનાસૃષ્ટિમાં પણ તે જ તેનો સાથી બનતો. કૌમુદીની અજાણમાં પણ પેલો વિદ્યાર્થી તેનોજ થઈ ગયો. કૌમુદી પણ કોઇકવાર તો ગભરાઈ જતી. પોતે આમ કેમ બદલાઈ ગઈ? તેને અને મારે શું? મારે શા માટે તેના વિચાર કરવા જોઇએ? આવું આવું તો ઘણું થવા લાગ્યું.

'પણ તુંજ પેલા જોષીને ધમકાવતી હતીને?'

'એમાં ખોટું શું હતું? તેનો સાવ વાસનાનો કીડો હતો.'

'તારામાંને એનામાં ફેર શો? તું શું કાગળ લખવા બેઠી ન હતી? તું શું કલાસમાં તેની સામે વારંવાર જોતી નથી?'

'પણ હુંતો શુદ્ધ ભાવનાથી જોઉં છું.'

'તો બીજા કોઇની સામે નહિ ને તેની સામે કેમ?'

'મને તેનામાં માનવતાનાં દર્શન થયાં છે માટે!'

'એ તો ઠીક પણ આખો દિવસ તેનુંજ ચિંતન કેમ કર્યા કરે છે?'

'એ મને ગમી ગયો છે માટે.'

'તો પછી જોષીને કેમ દોષ આપી શકાય? તું પણ એને ગમી ગઈ હતી. તો શા માટે તેની સામે આંખો કાઢતી હતી!'

'પણ એ તો..........'

'પણ બણ કંઈ નહિ, એ જ છેતરપિંડી.'

'છેતરપિંડી શાની?'

'ત્યારે બીજું શું? તું પેલાને ચાહે છે તે તેને ગમે છે કે કેમ, તેનો વિચાર કર્યો? તને જોષી ન ગમ્યો તેમ તું તેને નહિ ગમે તો?'

'હું તો તેને ચાહું છું એટલુંજ બસ છે. તે ચાહે કે ન ચાહે.'

'એમજ છે ને ? તો પછી તેને કાગળ લખવા કેમ બેઠી હતી ? તેને તારો પ્રેમ જણાવવા કેમ તલસે છે ? કંઈની કંઈ યોજનાઓ કરતી પથારીમાં કેમ સળવળ્યા કરે છે ?'

'મારે આવું નથી સાંભળવું. બસ બંધ કર.'

'તારે સાંભળવુંજ પડશે. તું કેટલાને એ ઠોકરે ચઢાવતી હતી. કેમ અભિમાન ઓગળી ગયુંને ?'

'હું કહું છું મારે નથી સાંભળવું.'

'સાચું તો તને શાનું ગમે ? એકવાર ભાષણ કરતો જોયો તેમાં આમ કેમ થઈ ગઈ છે?'

'મારે ને તેને તો હૃદયનાં ઓળખાણ છે. જુગ જુગ જૂનાં.'

'હૃદયનાં ઓળખાણ છે ? ઓળખાણ છે આ......હા......હા......' કૌમુદીના હૃદયમાં અટ્ટહાસ્ય થયું. રાતના સાડાબાર વાગે બુદ્ધિ અને હૃદય લડી રહ્યાં હતાં. કૌમુદીના મગજમાં ધમસાણ મચ્યું હતું. તેનું નિર્મળ હૃદય ડોળાઈ ગયું હતું. કંઈજ સુઝ પડતી નહતી. 'પેલા જોષીના શબ્દો તને યાદ આવ્યા ?'—'હૃદયમાં તો એવું કંઈ થાય છે કે જેને હું પણ સમજી શકતો નથી.' કૌમુદીને આવુંજ કંઇ થતું હતું. તેના હૃદયમાં ડાળાં ને ઝાંખરાં બાઝતાં હતાં. અંદર ભયંકર ગર્જનાઓ થતી હતી; કાળમીંઢ વાદળાં જામતાં હતાં.

ગર્જના પછી જેમ આકાશ ટપકે તેમ કૌમુદીની આંખોમાંથી આંસુ ટપકવા માંડ્યાં. સજળ નયને પણ પેલુંજ યાદગાર મોં દેખાતું હતું કૌમુદી નિશ્વાસ મૂકી ઊંઘી ગઈ.

સવારે મોડાં ઊઠી તેણે કંઈપણ કર્યા વગર ટ્રંકની નીચેથી એક ખાદીની સાડી કાઢી. આમ તો કૌમુદી કપડાંની શોખીન હતી; રોજ નવા નવા રંગ બદલતી. વસ્ત્રપરિધાન કરવાની તેની કલામાં તે સાચેજ કુશળ હતી. રંગબેરંગી સાડી, મોં પર પાઉડર કે સ્નોનો આછો થર, કપાળ પર નાચી રહેતી પેલી અલકલટ—કૌમુદીના સૌન્દર્યમાં ઓર વધારો કરતાં હતાં. વાદળીઓમાંથી જેમ ચંદ્ર ડોકિયાં કરે તેમ કૌમુદીના વાળમાંથી કોઈકવાર ગુલાબનું ફૂલ કે મોગરાની વેણી શોભી રહેતાં. નલીની ટાપટીપમાં કંઈ જાય તેવી ન હતી. છતાં કૌમુદીનું ચંદ્રિકા જેવું નિર્મળ સૌન્દર્ય મુગ્ધ કરી નાંખે તેવું હતું.

આજે કૌમુદીએ ખાદીનાં, સાવ સામાન્ય કપડાં પહેર્યાં. વાળમાં ફૂલ નાખ્યું નહિ. બીજી કોઈપણ જાતની ટાપટીપ કરીજ નહિ.

'કેમ પેલાને રીઝવવા ચાલ્યાંને ? એ ખાદી પહેરે છે. એટલે તેં પણ ખાદી પહેરી. આહા......હા......હા.' બુદ્ધિએ પાછું એક ભયંકર હાસ્ય કર્યું. કૌમુદી ડઘાઈ ગઈ.

ચંદ્ર પર વાદળી આવતાં ચંદ્રિકા ઝાંખી પડી જાય તેમ વિષાદની વાદળી નીચે કૌમુદી રોજ કરતાં ઝાંખી. ગંભીર અને માંદલા જેવી ફીકી દેખાતી હતી. ચમકારા મારતી તેની આંખો જમીન સાથેજ જડાઈ રહેતી.

'પેલાને ખુશ કરવા આ ચેનચાળા કર્યા કે ? પેલો જોષી એ બિચારો આવુંજ કરતો હતો.' બુદ્ધિ તો ટાણાં માર્યેજ જતી હતી.

કલાસમાં કૌમુદીએ પેલા સામે કેટલીએ વાર જોયું હશે. તેનો આંક તો કેમ કાઢી શકાય ? પરંતુ તેની વિહ્વળતા જોઇને તો છોકરાઓ પણ કંઈનું કંઈ ધારવા માંડ્યા હતા. પેલાની એકમે વાર નજર પડી હતી પરંતુ રોજ જેમ જોતો હતો એવુંજ. કૌમુદીનાં ખાદીનાં કપડાં તેણે જોયાં નહિ કૌમુદી ટાપટીપ વગર આવી હતી, તે પણ તેણે જોયું નહિ. બીજા

છોકરાઓ તો કૌમુદીનું પરિવર્તન જોઈ નવાઈ પામ્યા હતા. કોઇ ધીમે રહી બોલ્યું પણ હતું: 'હવે તો વૈરાગ્ય લેવાનો છે. સંસારમાં ક્યાં રસ છે?' પણ કૌમુદીને આ મશ્કરી આજે પહેલાં જેટલી ખૂંચી નહિ. તે તો ચૂપચાપ ચાલી ગઈ. તેનું હૃદય વલોવાઈ જતું હતું. તે જેના માટે આટલું કરે છે; તે જેનું નિરંતર સ્મરણ કરે છે તેને તો તેની કંઇજ પડી નથી. આ સત્ય તેને દુઃખી કરતું હતું. તેને તો પેલાના ખોળામાં માથું મૂકી રડવું હતું. તેના પ્રેમનો ઈકરાર કરવો હતો. તેનીજ થઇને રહેવું હતું. પણ આ બધું કેમ થઈ શકે?'

'કેમ પાછાં પડયાને? હું તો કયારની કહું છું કે તેને તારી કંઇજ પડી નથી.' કૌમુદી આ ન સાંભળી શકી. માથે હાથ દઈ બેસી ગઈ.

'કેમ કૌમુદી તને ઠીક નથી?' નલીનીએ પૂછયું.

'આજે જરા એવુંજ છે. ચાલને પેલા બાર્યાંલોજી-ગાર્ડનમાં બેસીએ.'

'ચાલ' નલીની આગળ આગળ ચાલી. ભારે હૈયે જમીનપર ધીમાં પગલાં મૂકતી કૌમુદી ગાર્ડનમાં અદશ્ય થઈ.

'પણ તને થયું છે શું?' નલીની પૂછતી હતી.

કૌમુદીને હૃદય ખોલવાનું મન થઈ ગયું. એ ભાર હવે તો તે સહી શકતી નહોતી. પણ કંઇક વિચાર આવતાં પાછી અટકી ગઈ.

'તું બોલ તો ખરી. આમ જોયા શું કરે છે?' નલીનીએ તેના વાળમાં ગુલાબ ભરાવતાં ભરાવતાં કહ્યું.

'શું બોલું તે?'

'પણ તને થયું છે શું? અને આવી સાડી કયેંથી કાઢી? તું કહેની નથી, બાકી તને કંઈક થયું છે.' પંપાળતી પંપાળતી નલીની કહેતી હતી.

'નલીની!' ભારે અવાજે કૌમુદી બોલી 'મને એમ થાય છે કે બધા પુરુષો એવા નથી. બધા ખરાબ નથી.'

'બધા નહિ હોય તો ઘણા તો છે.'

'ના ના, આપણે કેટલાકને ઓળખ્યા વગર અન્યાય કરીએ છીએ. કેટલાએ સારા હોય છે.'

'હશે, પણ કૉલેજમાં તો મેં એકે સારો વિદ્યાર્થી ન જોયો.' નલીનીએ કૌમુદીના મોં સામે ટાંપી રહી કહ્યું.

કૌમુદીના ઓઠે આવેલા કેટલાએ શબ્દો પાછા ગયા. તેને કહેવું હતું: 'છે છે. પેલો તેજસ્વી આંખોવાળો. પેલો ગંભીર-ચિંતક મોંવાળો. પેલો તગતગતા કપાળવાળો.' 'નલીની' તેનો અવાજ ફાટી ગયો, તે કંઈપણ વધુ બોલી શકે તેમ નહતું. નલીનીના ખોળામાં માથું ઢાળી ધ્રૂસકે ધ્રૂસકે કૌમુદી રડી રહી.

કલાસમાં જવાનો ઘંટ વાગ્યો પણ એ બે જણાં કયાંય સુધી એમને એમ બેસી રહ્યાં. કૌમુદીનું હૃદય ઓગળી આંખોમાંથી વહી રહ્યું હતું. નલીનીનો ખોળો પલાળતી કૌમુદીએ કયાંય સુધી રડયા કર્યું.

———o———

# ચિત્રાંગદા: રસદર્શન

બાલચન્દ્ર મણીલાલ પરીખ

ગીતાન્જલિ અને ચિત્રાંગદા: શ્રી રવીન્દ્રનાથની કાવ્યકલાનાં બે મુકુટમણિ. એક અધ્યાત્મ યોગની પ્રતિનિધિ કાવ્યમાલા; બીજું રસજીવનના પ્રતિબિંબરૂપ નાટ્યકાવ્ય. નાટ્યદૃષ્ટિએ બીજી અનેક કૃતિઓમાં રવીન્દ્રનાથની પ્રતિભા વિધવિધ સ્વરૂપે ખીલે છે. પરંતુ ચિત્રાંગદામાં તો તેમનો રસાત્મા શરદ્પૂર્ણિમાના અમૃતચન્દ્ર શો સોળે કળાએ પ્રકાશી ઊઠયો છે. કોઈક ઝળહળતી દિપકજ્યોત પેઠે તે તેમની સારીયે નાટ્યસૃષ્ટિ પર પ્રકાશના પુંજ પાથરી દે છે અને તે પ્રકાશમાં આપણને સૃષ્ટિના પ્રાણસમાં રસ, માધુર્ય અને સૌંદર્યનાં દર્શન થાય છે.

મહાભારતના એક સામાન્ય પ્રસંગે કવિકુલગુરુ કાલિદાસ પાસે જેમ શાકુન્તલ જન્માવ્યું, તેમ તેવા બીજા એક સામાન્ય પ્રસંગની પ્રેરણામાંથી રવીન્દ્રનાથના ચિત્રાંગદાનો ઉદ્ભવ થયો. મૂળમાં બન્ને સામાન્ય કથાપ્રસંગો; પણ મહાકવિઓના પારસસ્પર્શે તેઓ અલૌકિક, ભવ્ય કલાકૃતિઓમાં પરિણમ્યા.

શાકુન્તલની પેઠે ચિત્રાંગદા પણ નાટ્ય-કાવ્ય છે. શાકુન્તલમાં કાવ્ય તથા નાટ્યતત્ત્વો સપ્રમાણ જળવાયાં છે જ્યારે ચિત્રાંગદામાં કાવ્યતત્ત્વ નાટ્ય પર આધિપત્ય ભોગવે છે, એટલે ચિત્રાંગદાને રસ-નાટકની સંજ્ઞા અપાઈ છે. છતાં બન્ને કૃતિઓનો આત્મા તો સમરૂપજ છે. બન્નેને કાવ્યરસે પ્રેમ વિકસાવવાના કોડ છે; બન્ને રસ અને સૌંદર્યમાં તરબોળ બને છે, પ્રેમમાં પ્રફુલ્લે છે અને કલ્યાણના મંગલસ્વરૂપમાં અવસ્થિત થાય છે. આરંભથી અંતસુધી બન્ને જીવનકલા વિકસાવે છે.

ચિત્રાંગદાનાં મુખ્ય લક્ષણો—રસ, માધુર્ય, ભાવ અને કવિતા તેનાં નાટ્યવિધાન અને પાત્રનિરૂપણ કરતાં પ્રધાન સ્થાને રહે છે. નાટ્યવિધાન અત્યંત સરળ છે અને પાત્રવિધાન પર કવિએ પોતાનું સર્વ લક્ષ એકત્રિત કર્યું નથી. તેમનો મૂળભૂત હેતુ પાત્રના અંતરમાં રહેલાં રસ-માધુર્ય અને ભાવને સંપૂર્ણ વિકસાવી તે દ્વારા પાત્રને સ્વતઃજ પ્રગટાવવાનો છે. અને આ રીતે ઉદ્ભવતું પાત્રસર્જન, ને તેનેજ કેવળ મૂર્તિમન્ત કરતું નાટ્યવિધાન, ચિત્રાંગદામાં, કવિતા અને કલાવિધાન સાથે એવો વિરલ યોગ પામ્યાં છે કે તેઓ નાટ્ય કરતાં કાવ્યની, પ્રવૃત્તિ કરતાં નિવૃત્તિની, જગત કરતાં પ્રકૃતિની, આચારકરતાં ભાવનાની રસસૃષ્ટિ સરજાવે છે.

શેકસપિયરની નાટ્યકલા ચિત્રાંગદાથી આ રીતે જુદી પડે છે. શેકસપિયરમાં નાટ્યવિધાન અને પાત્રનિરૂપણ પ્રધાન સ્થાને રહે છે. ચિત્રાંગદામાં કવિતા, ભાવના અને રસમાધુર્ય વિશેષ ભાગ ભજવે છે. એકમાં માનવસ્વભાવ અને કાર્યશીલતાનું પ્રતિબિંબ પડે છે; બીજામાં ...ર્ગનું સૌંદર્ય નીતરે છે. એકમાં પ્રકૃતિ-પ્રેરિત માનવતા ઝળકે છે; બીજામાં માનવ-લક્ષ્ય ...ર્ગ-યોગ વિરાજે છે.

ચિત્રાંગદાનું રસદર્શન કરતાં પહેલાં આપણે શ્રી રવીન્દ્રનાથની કાવ્યકલાનાં મુખ્ય લક્ષણો અવલોકી લઈએ. પ્રત્યેક મહાકવિમાં કવિતાનાં સામાન્ય લક્ષણો ઉચ્ચ સ્વરૂપે ખીલ્યાં હોય છે છતાં દરેકમાં કંઇક ને કંઈક વિશિષ્ટતા હોય છે. કાલિદાસનાં રસ, કલ્પના, લાલિત્ય, લય ...ને માધુર્ય; શેકસપિયરની પરમ નિસર્ગ-પ્રેરણા અને તેનું અનુપમ માનસનિરૂપણ; મિલ્ટનનાં

ગામ્ભીર્ય, ભવ્યતા, અને સાગરગુંજન, પ્રત્યેક મહાકવિની પ્રકૃતિગત લાક્ષણિકતા સૂચવે છે. રવીન્દ્રનાથનાં લાક્ષણિક સ્વરૂપોઃ વિશુદ્ધ નૈસર્ગિકતા; સુવર્ણપ્રભાએ વિલસતું વિશદ દર્શન; વિશ્વ-સંગીતનું ગૌરવગુંથન; પ્રોજ્જવલ, વિરાટ, કલ્પના-સમૃદ્ધિ અને હૃદય-તરપનું રસ-માધુર્ય છે. ગીતાન્જલિ તેમજ ચિત્રામાં તે પૂર્ણકળાએ વ્યક્ત થયાં છે. તેમાંય રવીન્દ્રનાથની પંક્તિએ પંક્તિએ અને શબ્દે શબ્દે જે લલિત માધુર્ય* ઝરે છે તે તો આખા અંગ્રેજી સાહિત્યમાં ક્યાંય શોધ્યું જડે તેમ નથી. અંગ્રેજી સાહિત્યના માધુર્ય-સ્વામી ટેનીસન પણ રવીન્દ્રનાથ પાસે આ કલાસ્વરૂપમાં તો ઝાંખા પડી જાય છે. માત્ર કાલિદાસ જ તેમના જેટલા ઉચ્ચ સ્વરૂપે તે પ્રગટ કરી શકયા છે. ગીતાન્જલિ પેઠે ચિત્રાને પણ રવીન્દ્રનાથની કવિતાના આ સ્વરૂપના પ્રતિનિધિ તરીકે લેખી શકાય.

તે ઉપરાંત ચિત્રાંગદામાં વિપૂલ કલ્પનાસમૃદ્ધિ, સમગ્રદર્શનની ભવ્યતા, પ્રાકૃતિક એકતાનતા, ઉન્નત—તેજસ્વી કવિતા, આદ્યંત ઝળહળતી સુવર્ણ-જ્યોત્સ્ના અને અખંડ વહેતો પ્રેમરસ એકમેકમાં લય પામી એક એવો રસદીપ પ્રગટાવે છે, જેનો પ્રકાશ આપણા હૃદયમાં ચિરકાળ ઝળહળતી આત્મજ્યોતિ સાથે એકાકાર બને છે.

ચિત્રાંગદા એક અમર પ્રેમગાથા ગજાવતું શૃંગારનાટક છે. તેનો શૃંગાર ઉન્માદક કે બંધનરહિત નથી. સરોવરમાંથી પ્રગટતા પત્રસમો તે નૈસર્ગિક — વિશુદ્ધ છે, નવયુગલના પ્રેમસમો મુગ્ધ છે, વિશ્વવ્યાપી પરમ રસદષ્ટિનું તે પ્રતિબિંબ છે, જીવનનો નિષ્કર્ષ ને પ્રકૃતિનું પિયૂષ છે. પ્રેમની પરાકાષ્ઠાએ પણ કવિ એટલો ઉચ્ચ સંયમ દાખવે છે કે નાટકમાં વહેતો પ્રેમરસ, કુદરતના ખોળામાં વહેતા કોઈ નિર્મળ ઝરણા સમો આપણા હૃદયમાં રમી રહે છે. તેમાં વિશ્વહૃદયમાં ધબકતા વિરાટ પ્રેમનો પડઘો પડે છે.—જ્યાં દેહધર્મ આત્મધર્મને અનુરૂપ છે તેવી પ્રેમસૃષ્ટિનું આપણને ચિત્રાંગદામાં દર્શન થાય છે.

નાટકનું રસદર્શન કરતાં પહેલાં આપણે તેનો કથાભાગ તપાસીએ.

બાર વર્ષનું બ્રહ્મચર્યવ્રત સેવતાં, પૃથ્વીના પર્યટને નિકળેલો અર્જુન તાપસવેષે મણિપુર આવી ચઢે છે. ત્યાં રાજકુમાર તરીકે ઉછરેલી રાજકુમારી ચિત્રાંગદા, પિતાના મૃત્યુ પછી રાજ્ય કરતી હોય છે. એક સમયે, અરણ્યમાં મૃગયા ખેલતાં તે ઝાડીમાં સૂતેલા અર્જુન સમીપ આવી પહોંચે છે. ત્યાં પ્રથમ અર્જુનનો તિરસ્કાર કર્યા પછી તેના પ્રત્યે પ્રેમ ઉપજતાં તે યાત્રાના બહાને મન્ત્રીઓને રાજ્યધુરા સોંપી તેની શોધમાં નીકળી પડે છે. એક શિવમંદિરમાં અર્જુનને તે મળે છે, પણ તેનું પૌરુષીય સૌંદર્ય અર્જુનને આકર્ષી શકતું નથી; ત્યારે પરાભવ પામીને તે કામદેવ અને વસન્ત પાસે જાય છે અને તેમની પાસે સૌકુમાર્ય, મધુરતા અને દેહલાલિત્યની યાચના કરે છે. દેવો એક વર્ષ સુધી તેને તે બક્ષે છે. તે પછી સૌંદર્ય-મૃદુતા પામેલી ચિત્રાનો અર્જુન સ્વીકાર કરે છે. થોડોક સમય વિલાસભોગમાં વ્યતીત થાય છે. પણ આખરે ચિત્રા એ કૃત્રિમ સજાવટથી કંટાળે છે, તેમાં તે અકારી વિભિન્નતા જુએ છે, અને મદનને તેનું બક્ષેલું સૌંદર્ય તરતજ પાછું લઈ લેવા પ્રાર્થે છે. પણ મદન અર્જુનની સ્થિતિ દર્શાવીને તેને પ્રોત્સાહન આપી પાછી મોકલે છે. વખત વીતતાં અર્જુનને ચિત્રામાં કંઈક ઊંડી અપૂર્ણતા ભાસવા માંડે છે બન્નેમાં આત્મ-વિભિન્નતા પ્રગટે છે. ચિત્રા તે વલોવાતા અંતરે સહી લે છે. એવામાં તે પ્રદેશ પર આવી રહેલી બહારવટિયાઓની ધાડના સમાચાર અર્જુનને કાને અથડાય છે. તેનું ક્ષાત્રતેજ ભભૂકી ઊઠે છે અને સત્વર ગામના રક્ષણે જવાની

તે તત્પરતા દાખવે છે. તે સમયે પ્રિયતમાના નામથી અજ્ઞાત તે મણિપુરની વિખ્યાત રાજકુમારી ચિત્રાંગદા પ્રત્યે તીવ્ર માનસિક આકર્ષણ અનુભવે છે. ચિત્રા તે પ્રસંગ જોઈ પોતાનું હૃદય અર્જુન સમીપ ખોલે છે, અને મૂળસ્વરૂપમાં પ્રગટ થઈ પોતાનું જીવન તેના ચરણે ધરે છે. સત્યના પરમ સૌંદર્યમાં વિરાજતી ચિત્રાનો અર્જુન હર્ષભેર સ્વીકાર કરે છે.

નાટકનો આ કથાસુત્રઃ હવે આપણે નાટકના આન્તરપ્રદેશમાં પ્રવેશીએ.

( ૨ )

ચિત્રાના પિતામહને મહાદેવનું વરદાન હતું કે તેના કુળમાં વંશને ચિરંજીવ રાખનાર એકએક પુત્ર તો અવશ્ય જન્મશે. પરંતુ ચિત્રાના પિત્રાના વિષયમાં એ વરદાન નિષ્ફળ નીવડયું: પુત્રને બદલે પુત્રી જન્મી. પણ પિતાએ તેને પુત્ર તરીકેજ માની લીધી, તેને રાજકુમારને યોગ્ય તાલીમ આપી, અને રાજ્યભાર વહવા સમર્થ બનાવી. પિતાના મૃત્યુ પછી રાજધર્મે ત્મજાવતી ચિત્રા પોતાની સ્થિતિનું મદન સમીપ વર્ણન કરતાં કહે છેઃ

'એટલા જ માટે અંતઃપુરનો ત્યાગ કરી મેં પુરુષનો પોપાક ધારણ કર્યો છે. હૃદયો જીતવાની સ્ત્રીની યુક્તિઓ મને નથી આવડતી. મારા હાથ ધનુષ્ય વાળવાને સમર્થ છે, પણ હું કામદેવની ધનુર્વિદ્યા-નયનની રમત નથી શીખી.'

ને મદન કેવો સચોટ ઉત્તર આપે છે!—

'સુન્દરી! તે માટે શાળાએ જવાની જરૂર નથી. નયન અણશીખ્યાંજ સ્વકાર્ય કરે છે અને હૃદયમાં કોનું જડાઈ ગયું છે તે તેઓ સારી પેઠે જાણે છે.'

નયનની રમત! પ્રેમનો પ્રથમ આવિષ્કાર જગતમાં અણશીખ્યો સ્વતઃજ ઉદય પામે છે એ સૃષ્ટિના નિગૂઢભાવને કવિએ, કેવી નૈસર્ગિક લાક્ષણિકતાથી રજુ કર્યો છે!

હિમાદ્રિ પર મહાદેવના તપોવનમાં જેમ એકાએક નવવસન્ત પ્રસરી હતી તેમ ચિત્રાના અસ્પર્ષ્ય હૃદયમાં અણધાર્યા પ્રેમનાં અંકુર ફૂટે છે. તેના હૃદયને તે હલાવી મૂકે છે. મદન પાસેથી પ્રેમના પ્રથમ વ્યાપારનું આ તાત્પર્ય સાંભળી તે પોતાનો એક સમાન્તર અનુભવ વર્ણવે છેઃ

'એક દિવસ મૃગયાની શોધમાં હું પૂર્ણા નદીને તટે અરણ્યમાં ભટકતી હતી. અશ્વને વૃક્ષના થડે બાંધી હરણાંના પગલે હું એક ઘાડી ઝાડીમાં પ્રવેશી અને ગુંચળાં વળતી તરુશાખાઓના અન્ધારે જાળઓમાંથી વળાંક લેતા એક સાંકડા પાંકાયુક્ત માર્ગ પર હું આવી ઊભી. પર્ણરાજિ તમરાંના ગુંજનથી ધબકી રહી; એવામાં એકાએક હું મારા માર્ગમાં શુષ્ક પર્ણોની શય્યા પર સૂતેલા કોઈ પુરુષ પાસે આવી પહોંચી. ગર્વપૂર્વક મેં તેને બાજુએ ખસી જવા કહ્યું, પણ તેણે ધ્યાન ન આપ્યું, ત્યારે મેં રોષમાં તેને મારા ધનુષની તીક્ષ્ણ અણી ઘોંચી. રાખના ઢગલામાંથી અચાનક જેમ અગ્નિજીહ્વા ભભૂકે, તેમ ઊંચાં ટટ્ટાર અંગોસહ તે તત્ક્ષણ કુદ્યો. તેના ઓષ્ઠના ખુણાપર-કદાચ તે. મારી કિશોરશી સુખમુદ્રાને કારણેજ હશે-એક આશ્ચર્યપૂર્ણ સ્મિત ફરકી રહ્યું. ત્યારે જીંદગીમાં પહેલીવાર મને લાગ્યું કે હું સ્ત્રી છું અને મારી સમક્ષ એક પુરુષ ઊભો છે.'

ચિત્રા રાજકુમાર તરીકે ઊછરી હતી. તેના સ્વભાવમાંથી સ્ત્રીસહજ સૌંદર્ય, મૃદુતા અને માધુર્ય, પુરુષયોગ્ય સતત તાલીમને લઈ અદશ્ય થયાં હતાં. તેને સ્થાને ક્ષાત્રપુરુષત્વ સ્થપાયું. વંશના અસ્તિત્વ અને રાજ્યની સલામતીને ટકાવી રાખવા પિતાએ તેને સ્ત્રીની

પુરુષ બનાવી. જેને વિષે મહાદેવનું વરદાન અસમર્થ નીવડ્યું, તેને સિદ્ધ કરવા એક રાજવીએ કર્તવ્યભાવનાને વશ થઈ પ્રયત્ન સેવ્યો. અમુક સમય સુધી તો તે ચાલ્યું. પણ સદાકાળ માટે કુદરત એમ પોતાના નિયમોનું ઉલ્લંઘન કેમ સાંખી શકે? પ્રકૃતિના શાસનવિરુદ્ધ–સ્ત્રીના હૃદયમાંથી જ્યારે સ્વભા.સુલભ રસ, માધુર્ય, મૃદુતા અને સૌંદર્યભાવના લુપ્ત થાય છે; જગતને પ્રેરણાનાં પિયૂષ પાતું, પુરુષના અવિશ્રાન્ત જીવનમાં શાન્તિનાં અમી સિંચતું, બાલસૃષ્ટિના જીવનમાધુર્યને વિકસાવતું, સર્વત્ર કલ્યાણની મંગલપ્રભા પાથરતું, સ્ત્રીનું સ્વભાવ જન્ય કેન્દ્રસ્થ, શાન્તિમય, પુરુષજીવન સ્નેહધર્મના ઉન્નત આદર્શોથી ચ્યુત થઈ નિર્જીવ બળ કે સત્તાની સિદ્ધિને ખાતર પુરુષજીવનનો સ્વીકાર કરે છે ત્યારે તે જગતની મહામોલી સૌભાગ્યલક્ષ્મીથી વંચિત બને છે. અમુક સમય સુધી તો તે સ્વીકારેલો પુરુષધર્મ ટકી રહે છે; પરંતુ એક એવી પળ આવે છે જ્યારે તેની અસ્વાભાવિકતા ખુલ્લી પડી જાય છે, અને સ્થાયી તત્ત્વના અભાવે રચાયેલી એ આખીયે કૃત્રિમ ઇમારત પાયામાંથી હચમચી ઊઠે છે;–ત્યારે સ્ત્રીમાં, જેની કિંમત સમજ્યા વિના ફેંકી દીધું હતું તે મંગલ જીવનનો તલસાટ જાગે છે. વર્તમાન જીવનનું અભિમાન તે જ સ્થિતિમાં ટકી રહેવા માટે તેનામાં ઝનૂન પ્રેરે છે. તેના બળે તે થોડોક વખત પોતાની સમતોલતા કદાચ જાળવી શકે પણ એ મૂળભૂત સ્વભાવપલટો પ્રકૃતિના હૃદય પર ક્યારનો ઘા કરી ચૂક્યો હોય છે, અને તેથી પોતાનું નિયમન સાચવવા પ્રકૃતિને તેના ગર્વના ચૂરેચૂરા કરવા પડે છે. જ્યારે નિઃશેષ હતાશ બને ત્યારે જ તે પુનઃ નારીદીક્ષા પામી શકે. ચિત્રાનીએ કંઈક આવી જ સ્થિતિ છે. તે પુરુષત્વના ઉચ્ચમાં ઉચ્ચ શિખરે પહોંચી ચૂકી હતી સદાકાળ તે જ પ્રમાણે તે રહે તો પ્રકૃતિનું અમોઘ શાસન નિષ્ફળ નીવડે. બીજી બધી બાબતોમાં ઉદાર પ્રકૃતિ, સર્જન સ્થિતિ અને લય–તેનાં એ ત્રણ મૂળ તત્ત્વોના નિશ્ચિત માર્ગમાં આવનારને કચરી નાંખતાં અચકાતી નથી. સૃષ્ટિની ગતિ માટે આટલી નિર્દયતા તેને અનિવાર્ય છે. ચિત્રા સમી વીર રમણીના પરાજયનો પ્રસંગ પણ તેણે કેવી અદ્‌ભૂત કળાથી ઉપજાવ્યો! એક ધન્ય ક્ષણે અર્જુન સાથે તેનો સંયોગ કરાવી પુરુષત્વનાં પ્રતીક બલ–શૌર્ય અને તેજના ઉન્નત શૃંગથી તેને નીચે પટકી. એક ક્ષણમાં તેનું પુરુષત્વ કચરાઈ ગયું. એક ક્ષણમાં તેનો ગર્વ ગળી ગયો. એક જ ક્ષણમાં તેનું જીવન હતું ન હતું થઈ ગયું. અત્યંત નિરાધાર દશામાં તેને પોતાની સ્થિતિનું ભાન થયું. જીંદગીમાં પ્રથમ જ વાર તેને સમજાયું કે તે એક સ્ત્રી હતી અને તેની સમીપ એક પુરુષ ઊભો હતો...

હવે શું કરવું? પુરુષત્વ હણાઈ ગયું હતું. નારીત્વ હતું નહિ. ત્યારે જીવન કેમ વીતાવવું? પુરુષત્વ ફરી મળી શકે તેમ ન હતું. સ્ત્રીત્વ પામવું સંભવિત હતું, તેમાંથી ગમે તેટલા ચ્યુત થવા છતાં આખરે તો તે જ તેના સ્વભાવરૂપ હતું......પણ સ્ત્રીત્વ કેમ મેળવવું? પોતાના હૃદયમાં તો તેના સૂક્ષ્મ અંકુરોય નહોતા; ત્યારે! કામદેવ જ તેને માત્ર પલ્લવિત કરી શકે અને અસહાય હતાશામાં તે મદન પાસે જઈ નારીત્વની યાચના કરે છે. અસ્વાભાવિક જીવનના પરાજયમાં સમાયેલા પ્રેમના વિજયનું રહસ્ય સમજાવતાં મદન કહે છેઃ

'એ શુભ પ્રહરે હું સ્ત્રી પુરુષને પોતપોતાને ઓળખવાનો પાઠ શીખવું છું.'

દરેક કાળમાં અને દરેક યુગમાં આ સત્ય જીવનમાં પ્રતિબિમ્બિત થતું આપણને દૃષ્ટિગોચર થાય છે. પ્રેમથી ચિરકાળ અસ્પૃષ્ટ રહેલાં માનવીઓમાં એકાએક સ્ફુરેલા પ્રણયે તેમનાં જીવનને ફેરવી નાખ્યાના દાખલાની ઇતિહાસમાં કમીના નથી.

પણ જ્યારે ચિત્રાને ખબર પડે છે કે પોતાનો વિજેતા કોઈ સામાન્ય પુરુષ નથી, વીર શિરોમણી અર્જુન છે ત્યારે તો તે અસહાયતાની પરિસીમાએ પહોંચે છે. તેમાંથી જન્મતી આત્મગૌણતા ખરેખર કલાપૂર્ણ આલેખાઈ છે:

'ઘણાય દિવસો મારી યુવાન મહત્વાકાંક્ષાએ મને તેની (અર્જુન) સાથે તરવાર ખેંચવા, છૂપાવેષે તેને દ્વંદ્વયુદ્ધનું આવ્હાન કરવા, અને શસ્ત્રયુદ્ધમાં મારું પ્રાવીણ્ય સિદ્ધ કરવા પ્રેરી છે. અહા મૂર્ખ હૃદય! કયાં ગયું તારું એ મિથ્યાભિમાન! સર્વ આકાંક્ષા સહિત મારું યૌવન અર્પી તેને બદલે હું તેના પગ તળે ભૂમિનો ટુકડો પામી શકું તો તેને મહામોલી કૃપા ગણું.'

કેવું ગર્વમર્દન! કેવું અસહાય આત્મવિલોપન!

આમ પરાભવ પામેલી ચિત્રા બીજા દિવસે, પુરુષનાં વસ્ત્રો દૂર કરી, નીલાંશુક, કંકણ, કટિમેખલા અને ઝાંઝર ધારણ કરે છે. પણ સ્ત્રીનો પોષાક તો તેને વળગતો હોય તેમ લાગે છે. પૌરુષિતા તેનામાંથી નષ્ટ થઈ છે, પણ સ્ત્રીત્વ હજી પાંગર્યું નથી. પૌરુષત્વ અને સ્ત્રીત્વ વચ્ચે તે ઝોલાં ખાય છે. તેની સ્થિતિ પાનખર ઋતુમાં પત્રરાજી ખરી ગયા પછી એકલા, અટુલા ઊભેલા શુષ્ક વૃક્ષ સમી છે. સ્ત્રીનાં વસ્ત્રાભરણ માત્રથી જ અર્જુનને વશ કરવાની મૃગજલવત આશા સેવતી તે શિવના મંદિરમાં તેની પાસે જાય છે. પણ અર્જુન તેના વ્રતનું સ્મરણ કરાવી તેને પાછી ઠેલે છે. શરમથી ભસ્મસાત જેવી બનેલી ચિત્રા મદન સમીપ તે પ્રસંગ વર્ણવતાં શેષમાં બોલે છે:

'જરૂર તું જાણે છે, મદનદેવ! અગણિત ઋષિમુનિઓએ સારી જીન્દગાનીના તપનું પુણ્ય એકાદ માનિનિના ચરણે ધર્યું છે......'

ચિત્રાને આત્મવિશ્વાસ હતો કે તે ઉર્વશી–મેનકાની પેઠે એક તપસ્વીને ચળાવી શકશે. જરૂર તે સફળ થાત, જો તેનામાં સુકુમાર નારીત્વ હોત તો. પણ ઋષિઓનાં વ્રતને ચળાવનારી અપ્સરાઓનાં રુપ, મૃદુતા કે માધુર્ય તેનામાં કયાં હતાં કે અર્જુન તેના પ્રતિ આકર્ષાય? આવા અપૌરુષ અસ્ત્રીત્વ પ્રત્યે અર્જુન જેવો વીર પુરુષ આકર્ષાય તો તેનાં શૌર્ય, તેજ અને પ્રતિભા લાજે.

અત્યંત દુઃખી બનેલી ચિત્રાને પોતાના જીવન પર રોષ પ્રગટે છે. ગુસ્સામાં તે ધનુષ ભાંગી અગ્નિદેવતાને તેની આહુતિ આપે છે. આખરે હતાશ થઇ તે મદન પાસે જાય છે અને તેને તે પોતાને તેના પ્રેમ–પાઠ શીખવવા અને અબળાનું બળ અને અશસ્ત્રનું શસ્ત્ર આપવા વિનવે છે.

'ઓ વિશ્વવિજેતા કામદેવ અને યૌવનમય ઋતુરાજ વસન્ત! હું તમારે દ્વાર આવી છું. મારા દેહમાંથી આ આદ્ય અન્યાય, આ અનાકર્ષક સરળતા દૂર કરો. એક જ દિવસ માટે મને મારા હૃદયમાં વિલસતી પ્રેમપ્રભાશી સંપૂર્ણ—સર્વાંગસુન્દર બનાવો. પૂર્ણ સૌંદર્યનો એક જ દિવસ મને આપો અને પાછળના દિવસોનો હું યથોચિત ઉત્તર વાળીશ.'

મદનઃ 'તથાસ્તુ, સુન્દરી!'

પણ વસન્ત આગળ વધી કહે છે:

'એક દિવસના અલ્પ સમય માટે નહિ, આખા વર્ષ લગી વસન્ત પુષ્પોની મનોહરતા તારાં અંગોની આસપાસ વીંટળાઈ રહેશે.' [ચાલુ]

---

# વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો

લેખક: પં. લાલચન્દ્ર ભગવાન્ ગાંધી,
[ પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા. ]

[ ૪ ]

ખંભાતના પ્રાચીન શાંતિનાથજી જૈન પુસ્તક-ભંડારમાં રહેલી ઉપર્યુક્ત યોગશાસ્ત્રની તાડપત્રીય પ્રતિના અંતમાં લખાયેલાં ૨૧ પદ્યો અને ગદ્ય ઉલ્લેખદ્વારા જણાય છે કે-અવનિરૂપી વનિતાના પ્રશસ્ત કસ્તૂરિકાના તિલક જેવા લાટદેશને અલંકૃત કરનાર, સકલ જનોનાં મન હરનાર, વિવિધ ધાર્મિક જનોથી વિરાજમાન દર્ભવતી (ડભોઇ, વડોદરા રાજ્ય) સ્થાનમાં વસતા વિશાલ કુટુંબવાળા શ્રીમાલવંશી સુશ્રાવક ધર્મનિષ્ઠ શ્રેષ્ઠી દેવધરે પોતાના પુત્ર જગદેવના શ્રેય-નિમિત્તે પૂર્વોક્ત પુસ્તક લખાવ્યું હતું. પ્રો. પીટર્સનના સન ૧૮૮૭માં પ્રકટ થયેલા ત્રીજા રિપોર્ટ (પૃ. ૭૭)માં એનો પ્રાંત અંશ પ્રકાશિત થયો છે.

મહારાજ ભીમદેવના રાજ્યમાં વિ. સં. ૧૨૪૭માં ભરૂચમાં લખાયેલા, ખંભાતના જૈન ભંડારમાં રહેલ પર્યુષણા-કલ્પસૂત્રના તાડપત્રીય પુસ્તકના અંતમાં મળતા ઉલ્લેખ પરથી જણાય છે કે-એ સમયમાં મહારાજ (ભીમદેવ)ના પ્રસાદથી લાટદેશને પ્રાપ્ત કરનાર શોભનદેવ દંડનાયક તરીકે અને તેની નિરૂપણાથી રત્નસિંહ ત્યાં મુદ્રાવ્યાપારમાં (મંત્રી તરીકેના કારભાર પર) અધિકારી નીમાયેલો હતો[1] એથી વિ. સં. ૧૨૫૧માં પણ લાટદેશ પર અને તેમાં સમાવેશ પામતા વટપદ્ર (વડોદરા) પર પણ તેમનો અધિકાર હશે.

**મંત્રીશ્વર તેજપાલનાં સ્મારક સુકૃત્યો**

વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમાં કીર્તિશાલી કર્તવ્યો કરી યુદ્ધવીર, દાનવીર અને ધર્મવીર તરીકે પ્રખ્યાત થયેલા ગુજરાતને ગૌરવશાલી કરનારા, આબૂ, ગિરનાર, શત્રુંજય, પાવાગઢ જેવા ગિરિરાજોને જૈન-મંદિરોથી શણગારનારા, પ્રતિભાશાલી મંત્રીશ્વર વસ્તુપાલના અનુજ સહોદર બંધુ મં. તેજપાલે ગોધરાના ઉદ્ધત રાજા ઘૂઘુલને ભુજ-બલથી જીતી કેદ કર્યો હતો, તે પછી ત્યાં જય-સ્મારક જય-સ્તંભ જેવું અજિતજિન-મંદિર કરાવ્યું હતું. ત્યાંથી સેના સાથે પ્રયાણ કરતાં, માર્ગમાં દાન-લીલાથી ચારે વર્ણોને આનંદિત કરતા સેનાપતિ મં. તેજપાલે અનુક્રમે વટપદ્ર(દ્ર)પુર(વડોદરા)માં પ્રવેશ કર્યો ત્યારે અહિંના રાજા જેવા સુસમૃદ્ધ નાગરિકોએ ઉત્સાહથી તે વિજયી વીર મંત્રીશ્વરનો સ્વાગત-મહોત્સવ કર્યો હતો.[2] તે સમયના ત્યાંના અધિકારી રાજાએ નમન કરીને વિવિધ પ્રકારનાં રત્નો, મણિ, સુવર્ણ, જાતિવંત ઘોડાઓ વિગેરે વસ્તુઓનું ભેટણું અર્પણ કર્યું હતું. એ ભક્તિથી રંજિત થયેલા મંત્રિરાજે સસ્નેહ દર્શન-પ્રસાદથી આનંદ આપ્યો હતો અને તેના આગ્રહથી કેટલાક દિવસો સુધી વડોદરામાં વાસ કર્યો હતો. તે સમયમાં મંત્રીશ્વરે ત્યાંના જીર્ણ થયેલા (સંપ્રતિ રાજાએ કરાવેલા) પાર્શ્વજિનેંદ્રના પ્રાચીન પ્રાસાદનો ઉદ્ધાર કરાવ્યો હતો.

---

૧ વિશેષ માટે જૂઓ પી. રિ. ૩, પૃ. ૫૧

૨ " चलन् क्रमात् समासाददू वटपद्राभिधं पुरम् ।
पौरैर्नरेश्वरप्रायैर्निर्मितोरुमहोत्सवम् ॥ "

—વિ. સં. ૧૪૯૭માં પં. જિનહર્ષગણિએ રચેલા વસ્તુપાલચરિત્ર કાવ્યમાં (સર્ગ ૩, શ્લો. ૩૫૧)

તથા વડોદરા પાસેના ઉત્કોટપુર (અકોટા)માં અને ચન(ડ)રાર ગામમાં પણ જિન-મંદિરો કરાવી પ્રજાને પ્રમોદ આપ્યો હતો.

ડભોઈમાં ચૌલુક્ય રાજાઓની મૂર્તિઓથી શોભતો મનોહર ઉચ્ચ કિલ્લો કરાવી ત્યાંની પ્રજાને નિર્ભય કરી હતી. તથા ત્યાં નેત્રોને અમૃતના અંજન જેવો આનંદ આપનારૂં પાર્શ્વજિનેશ્વરનું ચૈત્ય, ચોતરફ ૧૭૦ જિનેંદ્રોનાં દેવગૃહો (દેહરીઓ) સાથે કરાવ્યું હતું. તેમાં પોતાના પૂર્વજોની મૂર્તિઓ કરાવી હતી. સોનાના કલશો, ધ્વજ-દંડ અને તોરણની સુંદર રચના કરાવી હતી. તે મંદિરના બલાનકમાં હાથી પર આરૂઢ થયેલી, હાથમાં રૂપાનાં ફૂલોની માળા લઈને રહેલી સચિવેશની માતા કુમારદેવીની મૂર્તિ પણ શોભતી હતી.

દર્ભાવતી (ડભોઇ)ની ભૂમિમાં રહેલા વૈદ્યનાથ-મંદિરમાંથી માલવરાજે હરણ કરેલા ૨૧ (૧૯) સોનાના કલશોને પાછા ત્યાં સ્થપાવનાર એ મંત્રીશ્વરોએ ત્યાં મહારાણા **વીર-ધવલ** અને મહારાણી જયતલ્લદેવીની મૂર્તિઓ સાથે પોતાની નમ્ર મૂર્તિઓ સ્થપાવી હતી. સ્વાદુ પાણીવાળી સ્વયંવરા નામની મોટી વાવ, સફેદ (આરસ) પાષાણનું તોરણ, ધર્મ-માંડવી અને જિન-મંદિરની પણ ત્યાં સુંદર રચના કરાવી હતી.

મહારાણા **વીરધવલ**ના કાલ-ક્ષેત્ર રેવા ને ઓર નદીના સંગમ પર (ચાણોદમાં) **વીરેશ્વર**-દેવકુલ દ્વારા તેમનું સ્મારક અને કુંભેશ્વર તીર્થમાં તપસ્વીઓ માટે સર્વ પ્રકારની ધર્મ-સામગ્રીવાળા પાંચ મઠો કરાવ્યા હતા. દર્ભાવતી-પ્રશસ્તિમાં જણાવેલો એ ઉલ્લેખ, વિ. સં. ૧૪૯૭માં પં. જિનહર્ષગણિએ રચેલા વસ્તુપાલ-ચરિત્ર સં. કાવ્યના આધારે અમ્હે 'તેજપાલના વિજય' નિબંધમાં દર્શાવ્યો છે.

વિ. સં. ૧૨૮૯ માં પોષ શુદિ ૮ ભૌમવારે वट्पद्रके લખેલી જણાવેલી गउडवहो મહાકાવ્યની તાડપત્રીય પોથી ખંભાતના પ્રાચીન શાંતિનાથજી જૈન પુસ્તક-ભંડારમાં છે, જેને એડીટર શંકર પાંડુરંગ પંડિતે ઇંગ્લીશ ક્રિટિકલ નોટીસ (પે. ૪)માં K. સંકેતચિહ્નથી ઓળખાવી છે, તે वटपद्रके-વડોદરામાં લખાયેલી જણાય છે.

**પૂજ્યસૂરિ તરફ લખાયેલું પ્રાચીન પત્ર**

વડઉદ્ર ગ્રામમાં સાધુઓ સાથે વસેલા **પ્રભાચંદ્રગણિ** નામના વિદ્વાન્ જૈનમુનિએ પોતાના સન્માનનીય પૂજ્ય આચાર્ય **ભાનુપ્રભસૂરિ** તરફ છટાદાર સંસ્કૃત ભાષામાં ગદ્યમાં લખેલ એક વિજ્ઞપ્તિપત્રનો થોડો ભાગ પાટણના જૈન પુસ્તક ભંડારના ખંડિત અવશેષમાંથી જાણવામાં આવ્યો છે, જે તાડપત્ર પર હોઇ વિક્રમની તેરમી સદીમાં લખાયેલો હોવાનું અનુમાન કરવામાં આવે છે.[1]

## વિક્રમની ચૌદમી સદીમાં
## વીસલદેવ અને અર્જુનદેવના રાજ્યમાં

શ્રીશ્રીમાલ કુલમાં ઉજ્જવલ કીર્તિવાળા મંત્રી ઉદય થઈ ગયા. તેના પૌત્ર પદ્મસિંહને પૃથિમદેવી પ્રિયાથી ૧ મદનસિંહ, ૨ સામંતસિંહ અને ૩ સલક્ષ એ નામના ત્રણ પુત્રો

---

૧ " × × × × सर्वत्र प्रवर्तितत्रिकरणशुद्धव्यापारमनोहरान् सदा सन्निहितसाधुकुञ्जरान् निरस्तसमस्तदर्शनविवादान् सुगृहीतनामधेय-पूज्यराजश्रीभानुप्रभसूरिपादान् वडउद्रग्रामात् प्रभाचन्द्रगणिः समस्तसाधुसहितः × × "

—વિશેષ માટે જૂઓ વિજ્ઞપ્તિત્રિવેણીની સાક્ષર જિનવિજયજીની પ્રસ્તાવનામાં પૃ. ૩૨-૩૩

**લાટદેશાધિકારી મંત્રી સલક્ષ**

થયા હતા. તેમાંના સલક્ષના કર-કમલને વીસલ મહીપાલે સૌરાષ્ટ્ર-કરણ (અધિકાર)ની સ્વર્ણમુદ્રાથી દેદીપ્યમાન કર્યો હતો. તે જ રાજા(વીસલદેવ-રાજ્ય-સમય વિ. સં. ૧૩૦૧ થી ૧૩૧૮ સુધી)ના શાસનથી લાટદેશના અધિકારી થયેલા સલક્ષ મંત્રીએ રેવા (નર્મદા)માં ભૌતિક દેહ તજીને દિવ્ય શરીર ધારણ કર્યું હતું. તે અત્યંત પ્રિય ભાઈના શ્રેય માટે સામંત મંત્રીએ સલક્ષ-નારાયણ નામની હરિની પ્રતિમા સ્થાપી હતી અને રૈવતાચલ (ગિરનાર)ના શિખર પર, નેમિજિનાલયની આગળ ઉંચા પ્રાસાદમાં પાર્શ્વ-જિનેશ્વરનું બિંબ સ્થાપિત કર્યું હતું. વીસલ ભૂપાલની જેમ અર્જુન (રાજ્ય-સમય વિ. સં. ૧૩૧૮ થી ૧૩૩૧ સુધી) રાજાએ પણ જે સામંતસિંહ સચિવને સોરઠનો અધિકારી કર્યો હતો. તેણે સમુદ્રના તીર પર દ્વારવતીપતિ(દ્વારકાનાથ)ના માર્ગમાં જીર્ણ થયેલા રૈવતીકુંડ મહાતીર્થને માતાના શ્રેય માટે પાષાણોનાં નવાં પગથીઆંઓ દ્વારા દેવોની પ્રપા જેવું કરાવ્યું હતું. અને ગણેશ, ક્ષેત્રપાલ, સૂર્ય, તથા ચંડિકા વિગેરે માતાઓ સાથે મહેશ્વર, વિષ્ણુ તથા રેવતી અને બલદેવની મૂર્તિઓ કરાવી હતી. ત્યાં રેંટ સાથે મનોહર કૂવો કરાવ્યો હતો, જેના અ(હ)વાડામાં અમૃત જેવા પાણીને ગાયો પીએ છે અને જ્યાં સ્નાન કરવાથી બાળકો રેવતીના ગ્રહ (વળગાડથી) મુક્ત થાય છે.

વિ. સં. ૧૩૨૦ માં જેઠ શુ. ૪ બુધવારે પ્રતિષ્ઠિત થયેલા, એ સામંત મંત્રીના કીર્તનની સં. પ્રશસ્તિ, તે મંત્રીના કુટુંબના માનીતા અને પં. મોક્ષાર્કના પુત્ર હરિહર કવિએ રચી હતી. પોરબંદર રાજ્યના કાંટેલા ગામના મહાકાલેશ્વરના મંદિરમાં રહેલો આ શિલાલેખ તનસુખરામ ત્રિપાઠી દ્વારા સન્ ૧૯૧૫ના બુદ્ધિપ્રકાશ (પુ. ૬૨, અં. ૧)માં પ્રકટ થઈ ગયો છે.

**પેથડશાહે કરાવેલ જિન-મંદિર**

માંડવગઢ (માલવા)ના મહારાજા જયસિંહના સચિવ પૃથ્વીધરે (પેથડશાહે) તપાગચ્છના ધર્મઘોષસૂરિના ઉપદેશથી વિ. સં ૧૩૨૦ ની આસપાસમાં જૂદા જૂદા સ્થલોમાં સોનાના દંડ-કલશોવાળાં ૮૪ ચૈત્યો કરાવ્યાં હતાં. તે તે નગરો, ગામો, પર્વતો વિગેરે સ્થલોના અને ત્યાંના મૂલનાયક-મુખ્ય જિનના નામનું સ્મરણ કરાવતું એક સં. સ્તોત્ર, ઉપર્યુક્ત સૂરિના અનુયાયી સોમતિલકસૂરિએ વિ. સં. ૧૩૮૦ લગભગમાં રચ્યું હતું. તેને મુનિસુંદરસૂરિએ વિ. સં. ૧૪૬૬ માં રચેલી પર્યુષણાપર્વ-વિજ્ઞપ્તિ-ત્રિદશતરંગિણી (ગુર્વાવલી)માં ઉતાર્યું છે. એમાં વટપદ્રનો બે વાર ઉલ્લેખ કરી જણાવ્યું છે કે-પેથડશાહે વટપદ્રમાં વીર જિન અને આદીશ્વર જિન-એમ બે જિન-મંદિરો કરાવ્યા[1] હતાં. વિક્રમની સોલમી સદીના કવિ રત્નમંડનગણિના સુકૃતસાગર કાવ્ય (પેથડાદિ-ચરિત)માં પણ આને અનુસરતો ઉલ્લેખ છે.[2] સંભવ છે કે-એ સ્તોત્રમાં બે વાર સૂચવેલાં વટપદ્રમાં એક લાટ દેશનું પ્રસ્તુત વડોદરા અને બીજું કદાચ અન્ય (વાગડ દેશનું વડોદ) હોય.

## વિક્રમની પંદરમી સદીમાં

વિક્રમની પંદરમી સદીના પૂર્વાર્ધમાં તપાગચ્છ-નાયક દેવસુંદરસૂરિ પ્રભાવક આચાર્ય

---

૧ " श्रीवीरो वटपद्र-नागलपुरे × × नाभेयो वटपद्र-गोगपुरयोः "

—ગુર્વાવલી (ય. વિ. ગ્રં. પૃ. ૨૦, શ્લો. ૧૯૮-૨૦૦)

૨ " नासिक्य-वटपद्रयोः × × इत्याद्यनेकस्थानेषु हैदण्ड-कलशान्विताः ।

चतुरष्टाधिकाशीतिः प्रासादास्तेन कारिताः ॥ "

થઇ ગયા. જેમનો જન્મ વિ. સં. ૧૩૯૬ માં, પ્રવ્રજ્યા વિ. સં. ૧૪૦૪ માં મહેશ્વરપુર (મહેસાણા)માં તથા સૂરિપદોત્સવ વિ. સં. ૧૪૨૦ માં પત્તન (પાટણ)માં સૌવર્ણિક સંઘપતિ સિંહે કરેલા મહોત્સવ પૂર્વક થયો હતો. વિ. સં. ૧૪૫૦ માં સ્વર્ગવાસી થયેલા એ સદ્ગુણી સૂરિનાં અનેક સત્કર્તવ્યોમાં એક આ છે કે: "વટપદ્ર (વડોદરા)માં વાસ કરનાર સારંગ નામનો મંત્રી, પૂર્વજોના ક્રમથી જિન-વચનો પ્રત્યે દ્વેષ કરતો હતો, પરંતુ દેવના વચનથી બોધ પામી અભિગ્રહ (નિયમ) કરી સિદ્ધપુરમાં રહેલા યુગ-પ્રધાન દેવસુંદરસૂરિને મળ્યો હતો અને વેદ વિગેરે શાસ્ત્રો દ્વારા અનેક પ્રશ્ન-પ્રેરણા કરતાં તે આચાર્યનાં પ્રતીતિવાળાં વચનામૃતોથી હર્ષ પામ્યો હતો. તેથી નમન અને સ્તુતિ કરતા તે મંત્રીએ પ્રબુદ્ધ થઇ મિથ્યાત્વ-વિષ તજી, જિન-ધર્મનો સ્વીકાર કર્યો હતો"–એમ તે સૂરિના પ્રશિષ્ય મુનિસુંદરસૂરિએ વિ. સં. ૧૪૬૬ માં રચેલી ગુર્વાવલીમાં જણાવ્યું છે.[૧]

**સારંગ મંત્રી**

## વિક્રમની સોળમી સદીમાં
## પ્રતિષ્ઠિત જૈન પ્રતિમાઓ અને લખાયેલાં પુસ્તકો

વિ. સં. ૧૫૦૩ માં જ્યે. શુ. ૭ વડુદ્રમાં વાસ કરનાર શ્રીશ્રીમાલજ્ઞાતિના ગૃહસ્થ કડુઆએ કરાવેલ અને બ્રહ્માણગચ્છના બુદ્ધિસાગરસૂરિના પટ્ટધર વિમલસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ નમિનાથજિન-બિંબ (ધાતુમય પંચતીર્થી પ્રતિમા) અમદાવાદમાં ચઉમુખ શાંતિનાથજી નામના જૈન-મંદિરમાં છે. [ જુઓ બુદ્ધિ૦ જૈન ધાતુપ્રતિમાલેખસંગ્રહ ભા. ૧, લે. ૮૯૬ ].

વિ. સં. ૧૫૦૬ માં માઘ વ. ૧૪. વટપદ્રનગરમાં લખાયેલ ચંદાવિજ્ઝય પયન્ના (જૈન પ્રકીર્ણકસૂત્ર)ની પ્રતિ વડોદરાના જૈન જ્ઞાનમંદિરમાં પ્રવર્તક કાંતિવિજયજી મુનિરાજના શાસ્ત્રસંગ્રહમાં છે.

વિ. સં. ૧૫૦૮ માં વટપદ્રમહાનગરમાં સકલ સંઘ માટે લખાયેલી ઉત્તરાધ્યયન સૂત્રની પ્રતિ સુરતમાં જૈનાનંદ-પુસ્તકાલયમાં છે.

વિ. સં. ૧૫૧૮ માં શ્રા. વ. ૪ રવિવારે વટપદ્રનગરમાં લખાયેલી ભવભાવનાવચૂરિની પ્રતિ છાણીમાં જૈન જ્ઞાનમંદિરમાં છે.

વિ. સં. ૧૫૩૧ માં કા. શુ. ૧૨. વડુદ્રા ગામમાં વાસ કરતા શ્રીશ્રીમાલ-જ્ઞાતિના કુટુંબે કરાવેલ અને પૂર્ણિમાપક્ષના સાધુરત્નના પટ્ટધર સાધુસુંદરસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠિત થયેલ ધર્મનાથજિનની મુખ્યતાવાળો ચતુર્વિંશતિપટ્ટ (ધાતુની ૨૪ જિન-પ્રતિમા) ડભોઇમાં ધર્મનાથજિન-મંદિરમાં છે. [ જુઓ બુદ્ધિ. જૈન પ્રતિમા-લેખસંગ્રહ ભા. ૧, લે. ૪૭ ].

[અપૂર્ણ]

૧ " सारङ्गमन्त्री वटपद्रवासभाग् द्विषन् जिनोक्तीरपि पूर्वजक्रमात् ।
निबुध्य देवस्य गिरा युगोत्तमानभिग्रहात् सिद्धपुरेऽभिगम्य यान् ॥
वेदादिशास्त्रैः कृतनैकनोदनः सप्रत्ययैर्यद्वचनामृतैर्मुदा ।
विधूय मिथ्यात्व-गरं नति-स्तुतीः सृजन् प्रबुध्धो जिनधर्ममग्रहीत् ॥ "
—ગુર્વાવલી (ય. વિ. ગ્રં. શ્લો. ૩૧૨-૩૧૩).

# અરવિંદ ઘોષનું 'નગ્ન સત્ય'

ભાષાંતરકારઃ સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ
સંપાદકઃ ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

**પ્રાસ્તાવિક**

ગુજરાતી સાહિત્યના શબ્દભંડોળને સમૃદ્ધ કરવામાં સદ્ગત વાડીલાલ મોતીલાલ શાહે કેટલાયે અવનવા પારિભાષિક શબ્દોની યોજના કરીને પોતા તરફનો ફાળો અચૂક આપેલો છે, અને તેમાંનો જ એક આ 'નગ્ન સત્ય' રૂપી શબ્દપ્રયોગ છે. અલબત્ત એ 'નેકેડ ટ્રુથ' (Naked Truth) નું ભાષાંતર છે, પરન્તુ તે ભાગ્યેજ તરજુમિયો લાગે છે. એ શબ્દ પહેલપ્રથમ યોજાયો હતો સને ૧૯૧૫ના સપ્ટેંબર માસમાં અને તે પણ સદ્ગતના તાત્ત્વિક વિચારોને મૂર્ત્ત કરવા માટે 'નગ્ન સત્ય' શીર્ષક હફતે હફતે 'જૈનહિતેચ્છુ' પત્રમાં પ્રગટ થતી લેખમાળા દ્વારા. સદરહુ લેખમાળામાં જે વિચારોની રજૂઆત વાડીલાલ શાહે વરસો સુધી અવારનવાર કરી હતી તે જ વિચારોનો બચાવ કરનારો તેમ જ જૈન તત્ત્વજ્ઞાનને પુષ્ટિ આપે એવો અરવિંદ બાબુનો એક લેખ તેમને મળી ગયો અને તે લેખને તેમણે પોતાની લાક્ષણિક શૈલી દ્વારા ગુજરાતીમાં ઉતારી દીધો. એ લેખ તે જ આ 'અરવિંદ ઘોષનું નગ્ન સત્ય.'

પ્રસ્તુત લખાણની સંકલના એવા પ્રકારની યોજવામાં આવી છે કે એક યુરોપિયન જિજ્ઞાસુ અરવિંદ બાબુને એક વિચારવા જોગ પ્રશ્ન પૂછે છે, જેનો તેઓ સુંદર ખુલાસો કરી બતાવે છે. અલબત્ત લખાણ ટૂંકું છે, પરન્તુ તેમાં રહેલું 'ઊંડાણ' અનેકગણું વધારે છે. આમ હોઇને તેની ઉપયોગિતાનો આંક કેટલી હદ સુધીનો ગણાય તેનો યોગ્ય નિર્ણય તો અધિકારી વાચકવર્ગે જ કરી લેવો એ વધુ હિતાવહ ગણાય પરન્તુ એવા કોઈ પ્રકારના ચોક્કસ નિર્ણય પર આવવા મથનારને માર્ગદર્શક થાય એવી એક વિચારપ્રેરક ટૂંકી નોંધ વાડીલાલ શાહે કરી છે. તે આ પ્રમાણેઃ "નિશ્ચય નય (Absolute Standpoint) ના અભ્યાસીઓ તથા તેરાપંથના મૂળ આશયના શોધકો અને 'નગ્ન સત્ય'ના વાચકો તેમજ વેદાન્તનાં રહસ્યના વિચારકોને આ લેખ ઘણો જ કિંમતી થઇ પડશે. લાગણીરહિતપણામાંથી લાગણીવાળી દશામાં આવવું અર્થાત્ 'અશુભ'માંથી 'શુભ'માં આવવું એ પ્રાથમિક સ્થિતિ છે (અને એ સ્થિતિમાં ભલું-બૂરું, નીતિ–અનીતિ વગેરે દ્વંદ્વોના વિવેકની આવશ્યક્તા છે. ભેદ અથવા વિવેક ત્યાં અવશ્ય જોઇએ. એ ભેદ 'પોતાના વિકાસ માટે કરાતી મર્યાદાનું બીજું નામ માત્ર છે, નહિ કે 'સત્ય'); અને 'શુભ'માંથી 'શુદ્ધ'માં આવવું એ ઉચ્ચતર સ્થિતિ છે. 'શુદ્ધ'માં લાગણી (Emotion) ની ગુલામી હોઈ શકે જ નહિ. લાગણીનો સોબતી તત્ત્વજ્ઞાની બની શકે જ નહિ. તે બહુ તો તત્ત્વજ્ઞાનનાં હીરચીર પહેરી શકે અથવા તત્ત્વજ્ઞાનની 'ભાવના'ઓનો 'સંગ્રહ' કરી શકે, તેનાથી તત્ત્વજ્ઞાનના પ્રદેશની અલૌકિક હવાનો દમ લઇ શકાય નહિ."

—ત્રિ. વી. હેમાણી.

### પ્રશ્ન

વિશ્વદષ્ટિવાળા કેટલાક પુરુષોના સહવાસમાં આવતાં મને તેઓમાં દયા, દુઃખી તરફ સહાનુભૂતિ કે સહાય કરવાની ઈચ્છા, પરોપકારવૃત્તિ ઓછી જણાઈ. આથી મને લાગે છે કે વિશ્વદષ્ટિવાળું જીવન જીવવા કરતાં વ્યક્તિત્વના જ ભાનવાળું–સંકુચિત જીવન જીવવું વધારે ઈષ્ટ કાં ન ગણાવું જોઈએ ? મારા અભિપ્રાય પ્રમાણે વ્યક્તિગત જીવન (Individual consciousness ) જીવનારને બીજા તરફ દયા, સહાનુભૂતિ, પરોપકારવૃત્તિ વિશેષપણે હોઇ શકે છે. કદાચ મારી ભૂલ પણ થતી હોય તો મને સુધારશો.

### શ્રી અરવિંદ બાબુનો ઉત્તર

વિશ્વદષ્ટિવાળા પુરુષમાંથી દયાનું તત્ત્વ જતું જ રહે છે એવો નિશ્ચય બાંધવા પહેલાં ખાત્રી કરો કે, (૧) તમે જે દાખલાઓ પરથી 'સિદ્ધાંત' બાંધવા પ્રેરાયા તે દાખલાઓમાં તે તે મનુષ્યો ખરેખર વિશ્વદષ્ટિવાળા છે ? અને જો તેઓ ખરેખર વિશ્વદષ્ટિવાળા જ હોય તો (૨) શું તેઓ ખરેખર જ દયા–પરોપકારવૃત્તિથી શૂન્ય છે ? (૩) દયા અને પરોપકારવૃત્તિના અસ્તિત્વની પરીક્ષા બાહ્ય મદદથી જ થવી જોઇએ ? દૃશ્ય મદદ અને દૃશ્ય કોમળતા સિવાય બીજી રીતે પણ દયા અને મદદ બતાવી શકાવી શકે નહિ શું ?

જો કોઈ માણસ દુનિયાના બીજા મનુષ્યોના સુખ–દુઃખ તરફ અંધ જ હોય તો તે વિશ્વદષ્ટિવાળો હોઈ શકે જ નહિ. એમ જ હોય તો સમજવું કે (૧) વ્યક્તિગત શાન્તિ અને સ્વાર્થી સંતોષની કેદમાં રહેલી તે વ્યક્તિ છે, અગર તો, (૨) કોઈ વિશ્વવ્યાપક સત્યને લગતી ભાવના માત્ર—સિદ્ધાંત માત્ર—(Universal Principle in its abstract form)માં રમનારો અને 'ભાવના'થી આગળ વધીને 'કાર્ય' સુધી નહિ પહોંચેલો એવો તે મનુષ્ય છે. અલબત્ત આ બધી સ્થિતિઓ પણ તેના આત્માના વિકાસ માટે જરૂરી શ્રેણિઓ છે. પણ તે કાંઈ વિશ્વદષ્ટિ ન જ કહેવાય.

જે માણસ વિશ્વદષ્ટિવાળું જીવન નિર્વહે છે તે તો નિઃશંક આખા વિશ્વનાં જીવનને પોતાની બાથમાં લે છે, અને અહંભાવવાળી સ્થિતિમાંથી આગળ વધવા મથતી તમામ દુનિયા તેની દયાનો વિષય બને છે. પણ દયાની આ મહાન વૃત્તિ કાંઈ નિયમ તરીકે બાહ્ય લાગણીના ઉછાળામાં કે સક્રિય ઉદારતામાં જ દેખા દેવાને બંધાયલી નથી. વિશ્વદષ્ટિની સઘળી પ્રકૃતિઓ અને સઘળાં સ્વરૂપોને, આપણને પરિચિત હોય અગર આપણને પસંદ હોય અગર આપણને જરૂરી લાગતી હોય કે આકર્ષક લાગતી હોય એવી જ પ્રકૃતિ અને એવા જ સ્વરૂપ સાથે જકડી રાખવાની ભૂલ ન કરવી જોઇએ. સહન કરવાની શક્તિના અભાવે જે 'લાગણી' (Emotion) આપણને થાય છે તેવી લાગણી એ એક જ દયાનું સ્વરૂપ છે એમ ન માનવું જોઇએ. તેમ જ અમુક વ્યક્તિને અમુક દુઃખ વખતે તાત્કાલિક લાભ જે ચીજથી થાય તે ચીજ કરવા કે દેવાથી જ 'પરોપકાર' થાય છે એમ પણ ન માની બેસવું જોઇએ.

માણસ વ્યક્તિગત જીવન ભોગવે છે ત્યારે તેની લાગણી એક પછી એક ભૂમિકામાં આગળ વધે છે. પ્રથમ તે પોતાનો જ વિચાર કરે છે અને પોતા સિવાયના તમામનાં સુખ-દુઃખ તરફ અંધ હોય છે. એ સ્થિતિમાંથી આગળ વધીને તે, જેમને તે પોતાનાં માનતો હોય

છે તેમનાં સુખદુઃખમાં રસ લેતો થાય છે અને બીજાઓ તરફ બેદરકાર અને શત્રુ તરફ દ્વેષમય બને છે. એથી યે આગળ વધે છે ત્યારે વિશ્વદષ્ટિને લાયક તે બને છે.

પરન્તુ ખુદ દયા અને પરોપકાર પણ પ્રથમ તો સ્વાર્થમય જ હોય છે. એવાં કામો 'અહં' સાથે સંબંધ ધરાવતાં હોય છે. (૧) દુઃખનું દશ્ય જોવાથી જોનારના જ્ઞાનતંતુને પીડા થાય છે, તે પીડાથી 'લાગણી' ઉત્પન્ન થાય છે, એટલે 'લાગણી' (Emotion)થી પ્રેરાતી સહાય સ્વાર્થમાંથી પ્રગટેલી ગણાય, વ્યક્તિગત દષ્ટિમાંથી જ તેનો જન્મ ગણાય—નહિ કે વિશ્વદષ્ટિમાંથી; (૨) બીજાઓ તરફ આપણે ભલાઈ કરીએ તેથી બીજાઓ આપણે માટે સારું બોલે એ આપણને 'પ્રિય' લાગે છે તેથી પણ દયા કે પરોપકારનું કાર્ય થાય છે અને તે કાંઈ વિશ્વદષ્ટિનું સંતાન ન ગણાય; (૩) આપણી ઉદારતા કે ભલાઈ માટે આપણો પોતાનાં દીલમાં હર્ષ થાય છે તેથી પણ એવું કૃત્ય કરાય છે, જે વિશ્વદષ્ટિનું સંતાન ન ગણાય; (૪) સંજોગવશ થઈને અગર આપણી પ્રકૃતિને વશ થઈને કેટલીક વખત ભલાઈ કર્યા વગર ચાલતું જ નથી—ભલાઈ કે દયા કરવી જ પડે છે, એ કાંઈ વિશ્વદષ્ટિનુ કાર્ય ન ગણાય. કેટલાક એવા પણ છે કે જેમને હંમેશ દુઃખી માણસ જોઈએ છે: દાન ન કરે ત્યાં સુધી એમની પ્રકૃતિને સુખ ન જ મળે. એમની 'લાગણી'રૂપી કીડો હંમેશ કાંઈ નહિ ને કાંઈ ખોરાક માગતો જ હોય છે.

આમાંનું કાંઈ કારણ ન હોય, અને તે છતાં જે ભલાઈ થાય તેજ વિશ્વદષ્ટિનું પ્રકટીકરણ કહેવાય. એમાં ન હોઈ શકે કોઈ હેતુ કે ન હોઈ શકે ફરજ. સઘળા જીવોમાં પોતાની એકતાના અનુભવથી આપોઆપ જે થાય તે જ દયા કે ભલાઈ છે.

પરન્તુ અહીં પણ ભૂલ ન થવી જોઇએ. આ પણ કાંઈ ઉચ્ચતમ ભૂમિકા તો નથી જ. એ સ્થિતિ પછી એક સ્થિતિ એવી પણ આવે છે કે જેમાં બીજાનાં કે પોતાનાં દુઃખોથી આપણે ગળગળા કે પરાજિત થતા નથી. આપણે દુઃખ જોઈ શકીએ છીએ અને દુઃખની લાગણી અનુભવ્યા વગર જ સહાય કરી શકીએ છીએ. એથી પણ આગળ એક સ્થિતિ છે કે જેમાં આપણે આનંદ (Beatitude)માં વસતા હોવાથી કોઈના કે પોતાના દુઃખથી અસર પામતા નથી.

એ તો થઈ બીજાનાં દુઃખ પોતાને સ્પર્શવા—ન સ્પર્શવા સંબંધી વાત. હવે બીજાનાં દુઃખ દૂર કરવાના માર્ગ સંબંધી વિચારીએ. અમુક માણસનું અમુક જ દુઃખ દૂર કરવા માટે બાહ્યક્રિયા થાય તો જ મદદ કરી કહેવાય કે દયાનું અસ્તિત્વ કહેવાય એમ કાંઈ નથી. દુઃખરૂપી ઝાડની એક ડાળી કાપી નાખવી એ ઠીક છે, પરન્તુ તેથી ડાળી ફરીને નહિ ફૂટે એમ કોણ કહી શકશે? એ વૃક્ષનાં મૂળિયાં જ ઉખાડી નાખવાના કામમાં તે મનુષ્યને મદદગાર થવું એ સર્વોત્તમ દયા છે. આનંદ, શાન્તિ અને સંપૂર્ણતાનું દાન કરવું એ આધ્યાત્મિક અને ઉચ્ચતમ દયા છે અને વિશ્વદષ્ટિવાળાને સ્વાભાવિક છે.

—વાડીલાલ મોતીલાલ શાહ

# ક્ષપણક

લેખક : ચીમનલાલ સંઘવી

[ ગયા અંકના પૃ. ૩૬૫ થી ચાલુ ]

**મહાકવિ** કાલિદાસના તે સમકાલીન હતા. કાલિદાસ પર તેમની અસર હોય કે તેમના પર કાલિદાસની—પણ બંને વચ્ચે સમાન તત્ત્વો ઘણાં છે. સિદ્ધસેન પહેલાંનો જૈન સમાજ પ્રધાનતઃ શ્રદ્ધામાં અને આગમવાદમાં માનતો; સિદ્ધસેને તેમાં તર્ક, બુદ્ધિ ને ન્યાય પણ ઉમેર્યાં. તેમણે ગાયું—' [1]कः पुरातनोक्तान्यपरीक्ष्य रोचयेत्'. કાલિદાસે પણ આ જ ભાવને 'માલવિકાગ્નિમિત્ર' માં ગૂંથ્યો છે—[2] 'पुराणमित्येव न साधु सर्वं...सन्तः परीक्ष्यान्यतरद्भजन्ते.' કાલિદાસ રસિકતાનો અવતાર હોઈ તેનું સર્જન રસિકતાપ્રધાન છે; સિદ્ધસેન તત્ત્વ અને બુદ્ધિના સાગર હોઈ તેમના સર્જનમાં તે ગુણો પ્રધાનપદે રહે છે. પણ પ્રસાદગુણ, લક્ષણ, સ્ફુટાર્થતા, રસ, સૂક્ષ્મતા વગેરે બંનેમાં સમાનપદે શોભે છે.

સિદ્ધસેન પહેલાંનું જૈનસાહિત્ય મુખ્યત્વે પ્રાકૃત ભાષામાં રચાયું છે. સિદ્ધસેને ભાસ, કાલિદાસ વગેરે સંસ્કૃત મહાકવિઓનો પ્રજા પર પડતો પ્રભાવ જોઈ પોતાનું સર્જન સંસ્કૃતમાં ગૂંથવાની શરૂઆત કરી.

સ્થળે સ્થળે વિહાર કરતાં, સંસ્કૃત કવિતરસ દ્વારા પ્રજાપર કાબુ જમાવતાં તે, સમય જતાં, પુનઃ ભરૂચ જઈ પહોંચ્યા. ભરૂચમાં તે સમયે પ્રથમ વૃદ્ધવાદિનો અને પછી તેમના અનુગામીનો ભક્ત બનેલ ધનંજય રાજવીપદે હતો. તેણે અને તેની પ્રજાએ સિદ્ધસેનનો અપૂર્વ સત્કાર કર્યો.

ભરૂચ તે સમયે જૈનસંઘનું પ્રધાનનગર હતું. સિદ્ધસેને તે નગરની પ્રજા પર અજબ આકર્ષણ જમાવ્યું. રાજા અને પ્રજા બંને એ મહાન મુનિવરની વિદ્વતા અને તેમના તેજ પ્રભાવનાં પૂજક થઇ પડયાં. પાલખીના પ્રસંગ પછી તેમનું જીવન એટલું ઉચ્ચ, ત્યાગી ને નિર્મોહી બની ગયું હતું કે ગમે તેવો પાપી પણ તેમની સમીપ પવિત્ર બનતો, ગમે તેવો વૈભવી ત્યાગને અપનાવતો.

તેમના મનમાં વર્ષોથી એક વિચાર ઘોળાતો હતો. જૈનોનું પવિત્ર ધાર્મિક સાહિત્ય પ્રાકૃત ભાષામાં હતું. તેને સંસ્કૃતનું જો રૂપાંતર આપ્યું હોય તો તે અભ્યાસીવર્ગને ખૂબ પ્રિય થઇ પડે, જૈનેતર પ્રજાને પણ તે આકર્ષી શકે. આ વિચાર તેમણે ભરૂચના જૈનસંઘ સમક્ષ મૂક્યો.

સંઘને માથે જાણે વીજળી પડી. પરિવર્તનમાં પણ તે પાપ માનતો. સામાન્ય પ્રજાના પણ હૈયાને સ્પર્શવા જેવાં હજારો કારણો વિચારીને પરમ પુરુષોએ જે પવિત્ર સાહિત્યને

---

૧ પૂર્વકાલીન મંતવ્યોને ચકાસ્યા વિના કોણ સન્માની લે ?

૨ પૂર્વકાલનું એ જ બધું કંઇ સાચું નથી હોતું; ડાહ્યા માણસો તો તેની પરીક્ષા કર્યા પછીજ તે ગ્રહણ કરે છે.

પ્રાકૃત ભાષામાં ગૂંથ્યું તેને સંસ્કૃતમાં ઉતારવાની વાત તેમને રૂચિ નહિ એટલું જ નહિ, એવા વિચારમાં પણ તેમને ગંભીર ભૂલ દેખાઈ. સાહિત્યને પ્રાકૃત ભાષામાં રાખવાનાં કારણો જાણતા વૃદ્ધોને આગળ કરી તેમણે સિદ્ધસેનને તેમની ભૂલ દર્શાવી.

સિદ્ધસેન સ્વભાવે પરિવર્તનશીલ છતાં અંતરથી ખૂબ નિર્મળ હતા. તેમણે જ્યારે ઉક્ત સાહિત્યને પ્રાકૃતમાં રાખવાનાં કારણો જાણ્યાં ત્યારે તેમને પોતાના વિચારમાં કેવળ ભૂલ જ નહિ. નાયક થઈને ભૂલ કરવાના કારણે ગુન્હો જણાયો. સંઘ પાસે તેમણે તે ગુન્હાનું પ્રાયશ્ચિત માગ્યું.

તેમની આ સહૃદયતાએ સંઘની આંખેથી હર્ષનાં આંસુ વહાવ્યાં. એવા મહાન ગુરુને માટે પ્રાયશ્ચિત-શિક્ષાની વાત તેમણે જતી કરી. પણ સિદ્ધસેને પોતાનો આગ્રહ જારી રાખ્યો. ને સંઘે ઉક્ત ભૂલ માટે કેવું પ્રાયશ્ચિત જરૂરી ગણાય તે તેમના પોતાના પરજ છોડયું.

સિદ્ધસેને પ્રાચીન ગ્રન્થોનું નિરીક્ષણ કરી ગંભીર ગુન્હાઓ માટેનાં આકરાં પ્રાયશ્ચિત ખોળવા માંડયાં. તેમાંથી તેમણે પોતાને માટે એક ખૂબ જ આકરૂં પ્રાયશ્ચિત શોધી કાઢયું– 'બાર વર્ષનો એકાન્ત–વનવાસ, દરમિયાનમાં કોઈ મહાન રાજવીને જૈનધર્મ પ્રતિ વાળવો. કોઈક પ્રતિષ્ઠિત જૈન તીર્થનો ઉદ્ધાર કરવો. ને તે પછી તપશ્ચર્યાથી શુદ્ધ થઈ જૈન સંઘની ક્ષમા યાચી, તે અનુમતિ આપે તો જ સંઘમાં પુનઃ પ્રવેશ કરવો.' જૈનસંઘે આવું આકરૂં પ્રાયશ્ચિત ન લેવા તેમને ઘણી આજીજીઓ કરી. પણ સિદ્ધસેન, નાયકની ભૂલને ગંભીર ગુન્હો ગણાવી, પોતાના નિર્ણયને વળગી રહ્યા; ને પોતાના નાયકપદની જવાબદારી, સ્થાન, ઉપકરણો વગેરે શિષ્યસમુદાયને ભળાવી, રડતા શિષ્યો અને આંસુથી ભૂમિને ન્હવરાવતા સંઘની વચ્ચે થઈ, એક–એકલ યોગીની જેમ તે વનમાં ચાલી નીકળ્યા.

વનમાં તેમણે અંતરમાં રહ્યાસહ્યા મેલને પણ ધોઈ નાંખ્યો. મહાન અવધૂતની જેમ તે ભૂમિને ખૂણેખાંચરે ફરી વળ્યા. પ્રજાઓના માનસનું તેમણે નિરીક્ષણ કર્યું.

શ્રી મહાવીર પ્રત્યે તેમને અનન્ય ભક્તિ હતી. તે ભક્તિને અમર શબ્દોમાં ગૂંથવાની ઊર્મિમાં તે જીવનપ્રવાહનું માધુર્ય જોવા લાગ્યા. તે માટેની તેમણે ભૂમિકા ગૂંથી; પ્રજાશક્તિને તેજીલી બનાવવા તેમણે ન્યાય અને તર્કને પણ શબ્દમાં ઉતારવાની જરૂરિયાત વિચારી.

સાતેક વર્ષના અંતે, જ્યારે શ્રી વીરની સ્તુતિ અને ન્યાયનાં સૂત્રો તેમના અંતરમાં સાકાર બની ઊઠયાં ત્યારે અવધૂતના જ વેશે તે અવંતિને પન્થે ચાલ્યા.

અવંતિની ભાગોળે મહાકાળનું ભવ્ય તીર્થ શોભતું. એ તીર્થમાંની શીવની બનાવટી મૂર્તિ, સિદ્ધસેને અવલોક્યું કે, પોલી, અસ્થાનવર્તી ને પાછળ કંઇક છૂપાવતી હોય એવી હતી. તેમણે ઇતિહાસ સંભાર્યો ને ધાર્યું કે આ જૈન તીર્થ હોવું જોઇએ. આ જ સ્થળે સૈકાઓ પૂર્વે અવંતિકુમાર નામના પોતાના પરમપવિત્ર, ત્યાગી અને શહીદ પુત્રની યાદમાં તેનાં માત-પિતાએ 'અવંતિ પાર્શ્વનાથ'–ના નામે ભવ્ય જૈન મંદિર ચણાવ્યું હતું, અને તે મંદિરના પ્રભાવ પરથી ઉજ્જયિની નગર પણ અવંતિનું નામ પામ્યું હતું. સિદ્ધસેનને આ નામાંકિત તીર્થને તેની પૂર્વ સ્થિતિમાં મૂકવું જરૂરી જણાયું. ને બનાવટી મૂર્તિ પર પગ મૂકી તે સૂઈ ગયા. પ્રભાતમાં પૂજારીઓએ હોહા મચાવી. પણ તેમના પ્રતિભાશાળી વ્યક્તિત્વને સ્પર્શવાની કોઈની હિંમત ન ચાલી. રાજા વિક્રમને કાને આ વાત પહોંચાડવામાં આવી.

વિક્રમ મહાકાલનો પરમ ભક્ત હતો. તેની આંખોમાં ઉક્ત વાત સાંભળતાં જ લાલાશ ઊભરાણી. અવધૂતને મારી મૂકવા તેણે રાજરક્ષકો મોકલ્યા. પરંતુ રાજરક્ષકોની પણ તેજસ્વી

અવધૂતને સ્પર્શવાની હામ ન ચાલી. છતાં આજ્ઞાને વશ થઈ તેમણે દૂર રહી અવધૂતને ચાબુકથી ફટકારવા માંડયા. પણ ફટકા જાણે પોતાને નહિ પણ બીજા કોઈને જ વાગતા હોય તેમ, અવધૂત તે હસીને સહી રહ્યા.

તે સમયે રાજમંદિરમાં હાહાકાર મચ્યો. રાણીઓના અંગ પર જાણે ચાબુકના ફટકા પડતા હોય તેમ તેમને બરડે ઝણઝણાટી લાગવા માંડી. રાજવી વિક્રમ બ્હાવરો બન્યો. તે વસ્તુસ્થિતિ સમજવાને મહાકાલમાં દોડી આવ્યો. ત્યાં બનાવટી મૂર્તિ પર પગ દઈ સૂતેલ પોતાની જ સભાના રત્નને તેણે અવધૂતના વેશમાં પણ ઓળખી કાઢયું. તેણે તેમને આ વિચિત્ર વર્તાવ છોડી ચમત્કારિક મૂર્તિને વંદન કરવા વિનંતિસૂચક શિખામણ દીધી.

"રાજન" સિદ્ધસેન હસીને બોલ્યા, "અહીં શિવ નથી. આ બનાવટી મૂર્તિ મારાં વંદન ન સહી શકે."

રાજવી વિક્રમે વંદન શી રીતે નથી સહનાં તે જાણવા ઈચ્છયું.

ને સિદ્ધસેને પ્રસંગ જોઈ, વર્ષોથી અંતરમાં ગૂથેલી, શ્રી વીરની સ્તુતિ શબ્દમાં રચવા અને ભક્તિઘેલા મુખે ગાવા માંડી. સ્તુતિઓ જેમજેમ બોલાતી ગઈ તેમતેમ વાતાવરણમાં દિવ્ય ઝણઝણાટી પ્રસરવા લાગી. ને તે સ્તુતિઓ તેમના તેજસ્વી ભાગમાં પ્રવેશતાં ઉક્ત લિંગમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળવા માંડયા, ને અન્તમાં શિવલિંગનું તે બનાવટી પડ ફાટી જઈ તેમાંથી જૈનોના ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથની ઝળહળતી પ્રતિમા પ્રગટી.

તે પછી સિદ્ધસેને વિક્રમને આ તીર્થનો ઇતિહાસ સંભળાવી તેને જૈન ધર્મમાં અનુરક્ત બનાવ્યો.

જૈનસંઘમાં આ સમાચારથી આનંદ વ્યાપ્યો. અવંતિના જૈન સમાજે સિદ્ધસેનને, પ્રાયશ્ચિતનાં બાકી વર્ષો રદ કરી, સંઘમાં પધારવા વિનંતિ કરી. ને સિદ્ધસેને નગરેનગરની જૈન પ્રજાની એવી જ ઇચ્છાને અનુસરી પુનઃ સંઘમાં પ્રવેશ કર્યો.

શ્રી સિદ્ધસેને મહાકાળમાં ગાયેલ સ્તુતિઓમાં પ્રથમ ન્યાયાવતાર, પછી બત્રીસબત્રીશ શ્લોકની બત્રીશ સ્તુતિઓ અને છેલ્લે 'કલ્યાણમંદિર' નામે ચુમ્માળીસ શ્લોકનું એક સ્તોત્ર રચેલું. સંભવિત છે કે આ સિવાય તેમણે બીજું પણ ઘણું સર્જ્યું હોય. પણ 'સન્મતિતર્ક' નામે ન્યાયના એક સુંદર ગ્રન્થ ઉપરાંત તે સિવાય બીજું કંઈ જ તેમના નામ પર ચડાવાયેલ જણાયું નથી.

તેમના નામ નીચેના ઉક્ત સર્જનમાંથી પણ કેટલોક ભાગ તો હજી ખૂટે જ છે. ન્યાયાવતાર, એકવીશ સ્તુતિઓ, કલ્યાણમંદિર સ્તોત્ર અને સન્મતિતર્ક આજે મળે છે. પણ બાકીની અગ્યાર સ્તુતિઓ હજી નથી મળી. સંભવિત છે કે એ સ્તુતિઓમાં, મળતી સ્તુતિઓ પણ, વધારે ઉન્નત પ્રભાવ સમાયો હોય.

તેમની કૃતિઓમાંની પાંચમી અને એકવીશમી સ્તુતિમાં 'સિદ્ધસેન' શબ્દ વપરાયો છે; 'કલ્યાણમંદિર'ના છેલ્લા શ્લોકમાં 'કુમુદચન્દ્ર' શબ્દ વપરાયો છે. પણ બેઉ શબ્દો જુદા અર્થરૂપે સંભવિત હોઈ, તેમજ ત્રણે ઠેકાણે તેનો વપરાશ પણ પ્રધાનતઃ જુદા અર્થમાં જ કરાયલ હોઈ તેમના સર્જનમાંથી તેમનો બાહ્ય પરિચય કે નામનિર્દેશ મેળવવો પણ મુશ્કેલ બને છે.

તેમની-મળતી કૃતિઓનો પ્રાસાદગુણ, તેમાંનું ગૌરવ, તેનો દઢ પદ્યબંધ ને ઉન્નત વિશદતા જોતાં તે મહાકવિના સંબંધમાં શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યે વાપરેલો [1]अनुसिद्धसेनं कवयः નો પ્રયોગ ઉચિત જ જણાય છે.

ન્યાયાવતારના બત્રીશ[1] શ્લોકમાં જ તેમણે જૈન ન્યાયશાસ્ત્રનો પાયો નાંખી તે વિષયનું સંપૂર્ણ પ્રતિબિંબ ઝીલ્યું છે. તેમાં પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ, તેમજ નય અને સ્યાદ્વાદનું વર્ણન છે. તે ગ્રન્થ પર વિ. સં. ૧૧૦૨ માં થએલ ચન્દ્રપ્રભસુરિ નામના એક પ્રસિદ્ધ જૈન આચાર્યે વિસ્તૃત ટીકા લખી છે.

તેમની સ્તુતિઓ તો તેમની કવિત્વશક્તિના પ્રતિક સમી છે. તે સ્તુતિઓના અનુકરણ રૂપે શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યે 'અયોગવ્યવચ્છેદ' અને 'અન્યયોગવ્યવચ્છેદ' નામની બે સ્તુતિઓ રચી છે, જેમાંની પહેલીમાં તેઓ સિદ્ધસેનની સ્તુતિ કરતાં કહે છે—

[2]'क्व सिद्धसेनस्तुतयो महार्था अशिक्षितालापकला क्व चैषा ।
तथापि युथाधिपतेः पथस्थः स्खलद्गतिस्तस्य शिशुर्न शोच्यः' ॥

તેમનો સન્મતિતર્ક. જૈન ન્યાયનો એક પ્રમાણભૂત અને જૈન દર્શનનો પ્રભાવક ગ્રન્થ-મણિ છે. તે ગ્રન્થ પર અભયદેવસૂરિ નામના એક પ્રસિદ્ધ જૈનાચાર્યે વિસ્તૃત ટીકા લખી છે, ને શ્રીમદ્ યશોવિજય નામના છેલ્લા મહાન જૈન વિદ્વાન સાધુએ પોતાના અમર સર્જનનાં અનેક અંગોનાં મૂળ તેમાંથી ઝીલ્યાં છે.

હરિભદ્રસૂરિ, વાદિદેવસૂરિ, મુનિરત્નસૂરિ પ્રભાચન્દ્રસૂરિ, પ્રદ્યુમ્નસૂરિ, વગેરે જૈનોના મહાન રત્નસમા મુનિવરોએ સિદ્ધસેનની સર્જનપ્રતિભાને અને ઓછામાંઓછી પંક્તિઓમાં ન્યાય અને તત્ત્વજ્ઞાનનાં ગહનસૂત્રોને રસિકતાપૂર્વક વણી નાંખતી તેમની વિરલ શક્તિને પૂજનીય જ ગણી છે.

મહાકવિ કાલિદાસનાં પાછલાં સર્જનો પર પણ તેમની પ્રતિભાની અસર પડી લાગે છે. 'પૂર્વમેઘ' ને 'રઘુવંશ'માં શિવ-પાર્વતીના સૂચન સાથે જ તે મહાકવિનું મસ્તક પૂજ્ય ભાવથી નમી પડે છે: તે બંને ગ્રન્થમણિઓમાં તે અવંતિના મહાકાલનાં મંદિરનું પણ સૂચન કરે છે પણ કુમારસંભવ-જે કેવળ શિવ-પાર્વતીના સંબંધમાં રચાયું છે તેમાં નથી તે મહાકાલને સ્પર્શતો, નથી તે માતાપિતા સમાં પૂજ્ય શિવ-પાર્વતીની સંયોગક્રીડાનું વર્ણન કરતાં અચકાતો. 'રઘુવંશ'નાં શિવપાર્વતી પરમ પિતા ને પૂજ્ય જનની છે; 'કુમારસંભવ'નાં શિવપાર્વતી રસિક દંપતિ છે. સંભવિત છે કે તે 'કુમારસંભવ' સિદ્ધસેનના મહાકાલના પ્રસંગ પછી રચાયું હોય.

વિક્રમ પર પણ તે મહાન પ્રતિભાશાળી આચાર્યની ન ભૂંસાય એવી છાપ પડી છે. તેણે તેમને પોતાની સભાના અગ્રગણ્ય રત્ન ઉપરાંત પૂજ્ય ગુરુ તરીકે સન્માન્યા છે.

તેમનું ક્ષપણક નામ મુખ્યત્વે અજૈનોને આભારી છે. જૈન સંપ્રદાયથી અજાણ આપણે, બૌદ્ધ અને જૈન સાધુઓને ક્ષપણક નામે ઓળખાવ્યા છે. પરિણામે વિક્રમની સભાનાં નવ-રત્નોના જ્યોતિર્વિદાભરણના શ્લોકમાં મહાન સિદ્ધસેન પણ ક્ષપણકના નામે આલેખાયા છે.

મહાકાલના પ્રસંગ પછી તે અવંતિમાં થોડોક સમય રહ્યા. ત્યાં રહી તેમણે વિક્રમની સભા પર પોતાની પ્રતિભાની ન ભૂંસાય એવી છાપ પાડી. ભારતની પ્રજાને તેમણે તે મહાન શાસકના રાજનગરમાંથી અહિંસા અને સત્યનો સંદેશ સુણાવ્યો; અને પછી જૈન સાધુ એકજ સ્થળે વધુ રહે એ અનુચિત લાગતાં તે ગુજરાત બાજુ વિહાર કરી ગયા.

---

૧. કવિઓ તો સિદ્ધસેનથી ઉતરતા જ.

૨ મહાન અર્થવાળી સિદ્ધસેનની સ્તુતિઓ ક્યાં? ને અશિક્ષિતોના આલાપ જેવી અમારી ક્યાં? પણ યુથપતિને અનુસરતો શિશુ સ્ખલના પામે તેમાં શોચવાનું કંઇ કારણ નથી.

સુંદરવર શામળિયાને રાસ રમવાને આગ્રહભર્યું આમંત્રણ આપતાં કવિ કહે છે :

વા વાયાં ને વાદળ ઉમટ્યાં;
ગોકુળમાં ટહુક્યા મોર :
રમવા આવો, સુંદિરવર શામળિયા !

તમે રમવા તે ના'વો શા માટે?
નહિ આવો તો નન્દજીની આણ:
રમવા આવો, સુંદિરવર શામળિયા ! "

અને શરદની સોહામણી રાતે આશાભર્યાં રાસરસિયાંની રાસ રમવાની અભિલાષા સંપૂર્ણ થયાનો હર્ષ દર્શાવતું, પાછળથી ખૂબ પ્રચલિત થએલા ઢાળમાં લખાયલું ગીત કેટલું મધુર છે !

" આશા ભર્યાં અમે આવીઆં, ને મારે વ્હાલે રમાડ્યાં રાસ રે.
—આવેલ આશા ભર્યાં રે.

શરદ પૂનમની રાતડી, ને ચાંદો ચડ્યો આકાશ રે.
—આવેલ આશા ભર્યાં રે. "

શ્રીકૃષ્ણગોપીની એ રસીલી રાસરમણાનું ચિત્ર પણ કવિ કેવું સુંદર આલેખે છે!

" મેહુલો ગાજે ને માધવ નાચે, રૂમઝુમ વાગે પાય ઘુઘરડી રે;
તાલ પખાજ વગાડે રે ગોપી, કૃષ્ણ વગાડે વેણુ વાંસલડી રે."

આ ઉપરાંત "આજની ઘડી રળિયામણી, મારો વ્હાલો આવ્યાની વધામણી હોજીરે" એ શ્રી કૃષ્ણની પધરામણીનું ગીત, "જશોદા! તારા કાનુડાને સાદ કરીને વાર રે" વાળું ગોપીઓની મીઠી ફરીયાદનું ગીત, "હાં રે, દાણ માગે રે દાણ માગે" એ રસ્તો રોકી દાણ માગતા કૃષ્ણ સામેનો રોષ દર્શાવતું દાણલીલાનું ગીત, " કેકઈ ક્રોધમાં બોલ્યાં હો બહુચરી, રામલક્ષ્મણ વન જાય" એ સીતાજીની કાંચળીનો ગરબો અને બીજાં ઘણાં ગણાવી શકાય એમ છે, પણ સ્થળસંકોચને અંગે આટલાંથી સંતોષ માનીશું.

મધુરતાની મૂર્તિ સમી મીરાંના ગીતોની મીઠાશનું તો પૂછવું જ શું? શબ્દલાલિત્ય, ભાવમાર્દવ અને સંગીતમાધુર્યમાં એક એકથી ચઢતાં એનાં પદોમાંથી અમુકની પસંદગી કરવી મુશ્કેલ છે, પ્રેમરસે રસેલા એ સ્ત્રીહૃદયનાં સ્નેહસૌહાર્દ અને રસસૌન્દર્ય એનાં ગીતોમાં સહજ રીતે ઊતર્યાં છે. અને એથી એ ગીતો નિતાન્ત રમણીય અને હૃદયંગમ બન્યાં છે. 'મીરાં કે પ્રભુ ગિરિધર નાગર' એ પ્રાણસમી પ્રિયપંક્તિ પ્રત્યેક હૃદયમાં કોઈ અદ્ભુત ઊર્મિ જગાવે છે.

પ્રેમઘેલી મીરાં પોતાનું ગોપીરૂપે જમુનાજળ ભરવા જવું, ત્યાં ' શામળી સુરત શુભ જેમની' એવા શ્રીકૃષ્ણને જોવા, જોતાં જ પ્રેમની કટારી લાગવી અને પરવશ થઇ પડવું એ પનઘટનો પનોતો પ્રેમપ્રસંગ કેવો સુંદર વર્ણવે છે:—

" પ્રેમની પ્રેમની પ્રેમની રે મને લાગી કટારી પ્રેમની.
જળ જમુનામાં ભરવા ગયાં'તાં, હતી ગાગર માથે હેમની રે—મને૦
કાચે તે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે.—મને૦"

અને પછી તો મનમાં એના જ વિચાર અને જીભે એના જ ઉચ્ચારની સાવ સ્વાભાવિક સ્થિતિમાં મીરાં પોતાની જાતને જ પડકારે છેઃ

"બોલ મા બોલ મા' બોલ મા રે રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો તે લીંબડો ઘોળ મા રે, રાધાકૃષ્ણ"

શ્રીકૃષ્ણનું કામણગારૂં મુખ જોઇ મીરાંનું ભક્તહૃદય મુગ્ધ બને છે. મોક્ષદાયી એ મુખની દિવ્યકાન્તિ વર્ણવતાં મીરાં કહે છેઃ

"મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા.
મુખડું મેં જોયું તારૂં, જગત આ થયું ખારૂં,
મન મારૂં રહ્યું ન્યારૂં રે.—મોહન પ્યારા૦"

અને વિઠ્ઠલવરની એ સાંવરી સુરતને અંતરના ઓરડામાં સદાને માટે પૂરી દેતાં મીરાં જણાવે છેઃ—

"નહિ રે વીસારૂં હરિ, અંતરમાંથી નહિ રે વીસારૂં હરિ
જલ જમુનાનાં પાણી રે જાતાં, શિર પર મટકી ધરીઃ
આવતાં ને જાતાં મારગ વચ્ચે, અમુલખ વસ્તુ જડી–અંતરમાંથી૦
પીળાં પીતાંબર જરકસી જામો, કેસર આડ કરી;
મોર મુગટ ને કાને રે કુંડળ, મુખ પર મોરલી ધરી.–અંતરમાંથી૦"

નન્દનન્દનના એ મોરમુગટનાં ઓવારણાં લેતાં મીરાંબાઈ કહે છે કે 'મુગટ પર વારી જાઉં, નાગરનંદા!" અને કનૈયાની એ મીઠી મોરલીનો ગગનભેદી શબ્દ સુણી ચોંકી ઊઠે છે કે, 'વાગે છે રે વાગે છે વૃંદાવન મોરલી વાગે છે."

પ્રેમની જોગણ મીરાં દુન્યવી માલમિલકત છોડી દુર્બળ અબળા બને છે, પણ પ્રભુ-રૂપી સાચી સંપત્તિ પ્રાપ્ત કરી, સબળા થઈ, સગર્વ દર્શાવે છે કે "મુજ અબળાને મોટી મિરાત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે."

"નન્દલાલ નહિ રે આવું ને ઘેર કામ છે" એ પ્રગલ્ભા નાયિકાનો પ્રત્યુત્તર, અને "જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવા રે"થી શરૂ થતું રીસાયલી માનિની 'સત્યભામાનું રૂસણું" એ મીરાંનાં ભાવભીનાં ગીતો સર્વજાણીતાં છે.

કૃષ્ણવિરહે ઝૂરતી મીરાંના મુગ્ધ મનોભાવ વ્યક્ત કરતું અને નિસર્ગનું દર્શન કરાવતું આ રસગીત કેટલું મોહક ને મધુર છે!:—

"રાજા તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર.
મોર જો બોલે, પપૈયા બોલે,
કોયલ કરે કલશોર. —રાજા૦
ઝાઝમ રાને વીજલડી ચમકે,
છાઈ ઘટા શી ઘનઘોર. —રાજા૦

અને કૃષ્ણના પરમમિત્ર ઉદ્ધવને એ વિરહવ્યાકુલ દુઃસહ સ્થિતિનો ખ્યાલ આપતાં કહે છે કેઃ—

"દવ તો લાગેલ ડુંગરમાં, કહોને ઓધાજી હવે કેમ કરીએ."

શ્રીકૃષ્ણપ્રભુ સાથે અભેદ અનુભવતી મીરાં "હું તો પરણી શામળિયાવરની સંગે રે, બીજાનાં મીંઢળ નહિ રે બાંધું" કહી સારા સંસારને પડકાર દે છે, અને "મેરે તો ગીરધર

ગોપાલ, દૂસરા ન કોઈ"માં તો એની એ પ્રેમમસ્તી પરાકાષ્ટાએ પહોંચે છે. સંસાર અને જગત પ્રતિ બેપરવા બનેલી મીરાંનું હૃદય તો હતું તેવું ને તેવું જ મૃદુ અને મીઠું રહે છે "મને ચાકર રાખોજી"ની આર્દ્રજવલરી પ્રાર્થના એની પ્રતીતિ કરાવે છે. મીરાંનાં આવાં એકએકથી ચઢિયાતાં રસગીતોની મઝા લેવાનો મોહ આટલેથી દબાવી આપણે વલ્લભ તરફ વળીએ.

### વલ્લભભટ

અમદાવાદનો ભટ મેવાડો વલ્લભ મોટો દેવી ભક્ત હતો અને ચુંવાળમાં રહેતો. એનો ભાઈ ધોળો પણ એના જેવો જ ચુસ્ત શક્તિઉપાસક હતો. એ બેઉ ભાઈઓની શક્તિભક્તિ એવી ઉચ્ચ કોટિની લેખાતી કે શાક્ત સંપ્રદાયીઓ એમના નામની "વલ્લભ ધોળાની જય" બોલાવતા.

આપણા રાસસાહિત્યમાં વલ્લભભટનો ફાળો ન્હાનોસૂનો નથી. નવરાત્રમાં શેરીએ શેરીએ જે માતાના ગરબા ગવાય છે તેમનો મોટો ભાગ એનો લખેલો છે. વલ્લભને આપણે ગરબાનો ઉત્પાદક–ગરબાનો પિતા ગણીએ તો પણ ખોટું નથી. કેમકે ગરબા વિષે વધુ ચોક્કસ રીતે આપણે એના સમયથી સાંભળીએ છીએ એણે ઘણા ગરબા લખ્યા છે, પણ અહીં તો માત્ર મુખ્યમુખ્યનો જ ઉલ્લેખ કરી સંતોષ માનીશું.

એના સમયમાં સંવત ૧૭૮૭ નો મોટો દુકાળ પડયો હતો. કલિયુગના પ્રતાપે પ્રજાને આવી દુષ્કાળની વિપત્તિ આવી પડે છે એ માન્યતાથી કવિએ એના કળિકાળના ગરબામાં એ દુકાળનું તાદશ્ય ચિત્ર આપ્યું છે. તદુપરાંત કળિયુગને અંગે થએલા અનિષ્ટ ફેરફારો અને અધોગતિનું પણ સુરેખ વર્ણન કર્યું છે. આપણે એમાંની થોડી પંક્તિઓ જોઈએઃ—

"પ્રથમ પહાણુ વરસાવિયા હો બહુચરી પછે પૃથ્વી રીબાઇ;
કાળે દુકાળે આવિયા હો બહુચરી પ્રજા ન પ્રીછે કાંઈ.
શત્રુ સગાં સંસારમાં હો બહુચરી વધ્યું વ્હાલામાં વેર;
અવલોકો આ વારમાં હો બહુચરી કળિ કરાવે કેર.
લક્ષણ લઘુતાનાં વધ્યાં હો બહુચરી તુચ્છ તરફળ થાય;
નદીએ નીર બધે ઘટયાં હો બહુચરી આયુષ્ય અલ્પ ઉપાય.
સંવત સત્તર સત્તાશિયે હો બહુચરી સૃષ્ટિ તજ્યું સત્ય;
અકળાવ્યા અઠ્ઠાશિયે હો બહુચરી વિધવિધ પડી વિપત્ય.
ઉદર થકી ઉપન્નવિયાં હો બહુચરી ઉભય તણો જે અંશ;
તે તન પેટ તજ્યવિયાં હો બહુચરી વિક્રમ કીધો વંશ.
જે હાકેમ રક્ષા કરે હો બહુચરી ગયા તે હાકેમ હાંડ;
અવળું આ જુગ આખરે હો બહુચરી ખેતર ખાયે વાડ.

કળિકાળના ગરબા જેટલો જ જાણીતો એનો આનંદનો ગરબો છે, અને સત્તાશિયા દુકાળ પછી બીજે વર્ષે સારો વરસાદ થતાં કવિને આનંદ વ્યાપ્યો હોય અને તે લખ્યો હોય એમ બનવાજોગ છે. કવિ કહે છે:—

"આજ મને આનંદ વાધ્યો અતિ ઘણો મા.
ગાવા ગરબા છંદ બહુચર માતતણો મા."

પાવાનું પતન વર્ણવતો એનો માહાકાળીનો ગરબો તો સઘળે ખૂબ ગવાય છે

"મા તું પાવાની પટરાણી કે કાળી કાળકા રે લોલ.
મા તારો ડુંગરડે છે વાસ કે ચડવું દોહ્યલું રે લોલ."

"માજી તું આરાસુરની રાય કે આઈ અંબિકા રે મા" એ આરાસુરનો ગરબો પણ માહાકાળીના જેવો જ અંબાજીની સ્તુતિનો પ્રચલિત છે, અને એટલા જ પ્રચલિત છે એના અંબાજીના મહિના:—

"કારતક માસે કરુણા કરજો માત રે અંબાજી;
મા અલબેલી અંબા સાંભળજો વાત, મારી અંબાજી."

એનો કજોડાનો ગરબો ગૌરીપૂજનના તહેવારોમાં કુમારિકાઓને મુખે ગવાતો સૌએ સાંભળ્યો હશે. એમાં કજોડાનું કરુણ પરિણામ કેવી વેધક દૃષ્ટિથી આલેખાયું છે!:

"ગોરમા ઘરડો કે ભરથાર કે આપ્યો મુજને રે લોલ.
ગોરમા ધિક્ક કીધો અવતાર કે શું કહું તુજને રે લોલ.
ગોરમા હું તો ન્હાનું બાળ કે એ મોટો બુઢિયો રે લોલ.
ગોરમા દીઠેથી પડે ફાળ કે મૂરખ મૂઢિયો રે લોલ.
ગોરમા સહુને મન દિવાળી કે મારે મન હુતાશની રે લોલ.
ગોરમા મારા કરમના ભોગ કે તો હું નિરાશણી રે લોલ."

કવિનો આખમીંચામણીનો ગરબો સયુક્તિક અને સુંદર છે. રાધા અને કૃષ્ણ કુંજમાં મળવાનો સંકેત કરે છે. પણ સખીના પુંજમાં રમતી રાધાએ સખીઓની નજર ચુકાવી જવું શી રીતે? આખરે મેધાવિની રાધા એક વિચક્ષણ યુક્તિ શોધી કાઢે છે:

"વળતી લલિતાને કહે રાધા કે એ વાત સોહામણી રે લોલ,
દિવસે રમીએ આપણ બાધાં કે આંખમીંચામણી રે લોલ."

પછી સકળ ગુણ, લક્ષણ ને કળાવાળી ચતુર સખી ચંદ્રાવળીને વિશ્વાસમાં લેઈ રાધા પોતાનો મનોરથ સિદ્ધ કરે છે.

વલ્લભભટે વળી શણગારનો પણ ગરબો લખ્યો છે, જેમાં બહુચરાજીના શણગારનું સુંદર વર્ણન કરેલું છે. એ ગરબો કવિની અદ્ભુત વર્ણનશક્તિ, સૂક્ષ્મ અવલોકનશક્તિ અને અનન્ય શબ્દહથોટીનો અચ્છો નમુનો છે. કવિએ અંબાજીના શણગારનો ગરબો લખ્યો છે તે પણ સુંદર છે.

આ ઉપરાંત કવિએ મૈયા ધનુષધારીનો ગરબો, સત્યભામાનો ગરબો, વ્રજવિયોગનો ગરબો, કમળાકંથના મહિના, બહુચરાનો રંગ, બહુચરાની ગાગર, બહુચરાની આરતી ઇત્યાદિ ઘણુંઘણું લખ્યું છે, પણ આપણે એના નામ માત્રથી જ સંતોષ માની અટકવું યોગ્ય છે.

(અપૂર્ણ)

———o———

# ઉપભોગ

ન. હ. વ્યાસ

૨

જરૂરિયાતોની વિસ્તૃતતા સમાજની આર્થિક પ્રગતિનું માપ છે. માનવીની જંગલી અવસ્થામાં તેની જરૂરિયાતો ઘણી જ મર્યાદિત હતી. માત્ર આવશ્યક જરૂરિયાતોથી જ જીવતો સમાજ કાં તો કંગાલ છે અને કાં તો આધ્યાત્મિક જીવનની પરમ કક્ષાએ પહોંચેલો છે. જીવ ની વાસ્તવિકતામાં પહેલી ઘટના વધારે સત્ય છે.

સમાજના આર્થિક જીવનમાં સગવડતાની વસ્તુઓ જેટલા વધારે પ્રમાણમાં વ્યાપક તેટલા પ્રમાણમાં સમાજનું આર્થિક જીવનધોરણ-Standard of living-ઊંચું. સમાજની આર્થિક પ્રગતિનું માપ તેમ જ સમાજની આર્થિક સમૃદ્ધિનું માપ સમાજના આર્થિક જીવનધોરણ ઉપરથી નીકળે છે. જેટલું જીવનધોરણ ઊંચું તેટલું આર્થિક જીવન ઉન્નત.

સમાજના આર્થિક જીવનમાં મોજશોખની વસ્તુઓનો વિસ્તાર સમાજની સમૃદ્ધિનું ચિહ્ન છે. પણ આ વિસ્તાર વણવિચાર્યો બને, અમર્યાદિત બને, તો તે સમાજને ઉન્નતિને માર્ગે લઈ જવાને બદલે વિલાસપ્રાધાન્ય બનાવી વિનાશને પંથે દોરી જાય. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે મહાન સામ્રાજ્યો પણ વિલાસને પંથે પળવાથી છિન્નભિન્ન થઈ ગયેલાં. એટલે સમાજની અંદર મોજશોખની વસ્તુઓનો વિસ્તાર ખૂબ વિચારપૂર્વક, સંયમપૂર્વક થવો જોઈએ અને તો જ સમાજની સમૃદ્ધિ વધારે સ્થિર બને, વધારે શોભાયમાન બને, કલાયુક્ત બને.

આર્થિક જરૂરિયાતોની અંદર સ્થિતિસ્થાપકતાનો ગુણ રહેલો છે, અને આ ગુણને પરિણામે માંગની સ્થિતિસ્થાપકતાના નિયમો ફલિત થાય છે.

સ્થિતિસ્થાપકતા એટલે જરૂરિયાતની માંગના પ્રમાણમાં, વસ્તુના બજારભાવના વધારા કે ઘટાડા સાથે થતો ઘટાડો કે વધારો. જ્યારે કોઈપણ વસ્તુની માંગ, તે વસ્તુના બજારભાવના વધવા સાથે, ઘટે છે અને બજાર ભાવના ઘટવા સાથે, વધે છે તે વસ્તુની માંગને સ્થિતિસ્થાપક માંગ કહેવામાં આવે છે. જે વસ્તુની માંગ ઉપર બજારભાવના વધારા કે ઘટાડાની અસર નથી થતી તે વસ્તુની માંગને અસ્થિતિસ્થાપક માંગ કહેવાય છે.

આવશ્યક જરૂરિયાતોની માંગ કુદરતી રીતે જ અસ્થિતિસ્થાપક છે, કારણકે આવશ્યક વસ્તુના બજારભાવમાં ગમે તેટલો ફેરફાર થાય પણ તેની માંગના પ્રમાણમાં બજારભાવ પ્રમાણે ફેરફાર થતો નથી. જેમકે અનાજનો બજારભાવ વધે કે ઘટે પણ તેની માંગ વધી કે ઘટી શકતી નથી. જીવનનિર્વાહ માટે અનાજ બિલકુલ આવશ્યક છે. માત્ર એટલો ફેર પડે કે અનાજ જ્યારે બહુ સોંઘું હોય ત્યારે મન જરા ઉદાર રહે. અનાજની કરકસરતા ઓછી થાય, અતિથિનો સત્કાર વધારે સારો થાય, પશુપક્ષીઓનો ભાગ પણ અનાજમાંથી નીકળે; અને અનાજનો ભાવ જ્યારે વધારે હોય ત્યારે તેની નિર્વાહપૂરતી આવશ્યક માંગમાં તો ફેરફાર થતો નથી પણ અનાજને કરકસરતાથી વાપરવામાં આવે.

સગવડતાની વસ્તુઓની માંગ સ્થિતિસ્થાપક હોય છે. આ પ્રકારની જરૂરિયાતોની માંગનો આધાર બજારભાવ ઉપર જ હોય છે. કોઈ પણ પ્રકારની વસ્તુનો ભાવ ઘટે કે તે ઘટાડા સાથે જ તેની માંગ વધશે, તેમ જ બજારભાવ વધશે તો ભાવના વધવા સાથે જ તેની માંગ ઘટશે દાખલા તરીકે કેરી—ખાદ્ય પદાર્થોમાં તેનો આવશ્યક વસ્તુ તરીકે સમાવેશ નથી થતો. તે સગવડતાની વસ્તુ છે એટલે જ્યારે બજારમાં કેરીનો ભાવ વધારે હોય છે ત્યારે તેની માંગ ઘણી થોડી હોય છે અને જેમ જેમ કેરીનો ભાવ ઓછો થતો જાય છે તેમ તેની માંગનો પારો ઊંચો ચઢતો જાય છે.

મોજશોખની વસ્તુઓની માંગ સાધારણ રીતે અસ્થિતિસ્થાપક હોય છે. કારણ કે મોજશોખ કરનારાઓને બજારભાવની પરવા હોતી નથી. મોજશોખ કરનારાઓની નજરમાં પૈસાની કિંમત હોતી નથી. સુવાસિત તેલ કે અત્તરોની કિંમત ગમે તેટલી વધે કે ઘટે પણ તેનો શોખ કરનારાઓ તો તે વાપરવાના જ. પેટ્રોલનો ભાવ ગમે તેટલો વધે કે ઘટે પણ મોટરોના શોખ કરનાર લોકો તો મોટરો દોડાવવાના જ.

મોજશોખની વસ્તુઓના સૂક્ષ્મ પ્રકારોના ઊંડાણમાં તેમજ મોજશોખની સમાજમાં જરૂર ખરી કે નહિ તે વિવાદગ્રસ્ત પ્રશ્નના ઊંડાણમાં ઊતરવું આવા ટૂંકા લેખમાં બની શકે નહીં, તેમજ સાધારણ વાંચકોને તેની જરૂર પણ નહીં. અલબત્ત અર્થશાસ્ત્રના અભ્યાસીને એ ઝીણવટમાં ઊતરવાની આવશ્યકતા ખરી.

વ્યક્તિઓનાં, સમાજનાં તેમ જ રાષ્ટ્રોનાં આર્થિક અંદાજપત્રકોમાં આવશ્યક જરૂરિયાતોને પ્રથમ સ્થાન મળે, પછી સગવડતાઓને અને નાણાંની વિશેષ સગવડ હોય તો મોજશોખનાં સાધનો માટે વિચાર કરવામાં આવે છે. કોઈ પણ સમાજ કે રાષ્ટ્રની આર્થિક સમૃદ્ધિનું માપ કાઢવું હોય તો તે સમાજ કે રાષ્ટ્રનાં જુદાં જુદાં થરનાં કુટુમ્બોનાં અંદાજપત્રકો તેમ જ ઉપભોગખર્ચના આંકડાઓ તપાસવાથી તે માપ નીકળી શકે છે.

થોડી આવકવાળાઓની આવકનો લગભગ બધો ભાગ-૯૫% જેટલો માત્ર જીવન નિર્વાહની આવશ્યક વસ્તુઓ પાછળ જ ખર્ચાઈ જાય છે. મધ્યમ વર્ગના લોકોની આવકમાંથી પોણો ભાગ લગભગ ૮૦% આવશ્યક વસ્તુઓ પાછળ ખર્ચાય છે અને બાકીનો સગવડતાઓને ભાગે જાય છે. આ વર્ગોથી બચત તો લગભગ થતી નથી. મધ્યમ વર્ગના ઊંચા થરની અડધી આવક, લગભગ ૫૦% આવશ્યક જરૂરિયાતોમાં, આશરે ૩૦% સગવડતાઓ પાછળ અને બાકીની થોડી બચત કરી શકે છે. અહીં સગવડતાઓની વસ્તુઓમાં કેળવણીનો ખર્ચ, દવાદારૂનો ખર્ચ અને આમોદ પ્રમોદ–સિનેમા, નાટક, વગેરે ખર્ચાઓનો સમાવેશ થાય છે. ઉમરાવવર્ગના લોકોની આવકમાંથી આવશ્યક જરૂરિયાતો તરફ ખર્ચ આવકના ઓછા ટકાઓ જાય છે જ્યારે વિશેષ ટકાઓ સગવડતાઓ, મોજશોખનાં સાધનો અને બચતમાં રોકાય છે. જુદા જુદા થરના લોકોની આવકમાંથી, કેટલા કેટલા પ્રમાણમાં, ઉપભોગની જુદા જુદા પ્રકારની વસ્તુઓ પાછળ ખર્ચ થાય છે તે તપાસવાથી પ્રત્યેક થરના જીવનધોરણનું માપ કાઢી શકાય છે. પ્રત્યેક થરના લોકોનાં અંદાજપત્રકો તેમ જ ઉપભોગખર્ચના આંકડાનો અભ્યાસ અર્થશાસ્ત્રના અભ્યાસીને ખૂબ જ રસપ્રદ થઇ પડે તેવો છે. આ જાતનો સૂક્ષ્મ ભેદ ઉપભોગનું ખરેખર હાર્દ સમજાવી શકે છે.

ઉપભોગમાંથી પ્રાપ્ત થતો સંતોષ:—કોઈ પણ વસ્તુના ઉપભોગ માટે માનવીને તે વસ્તુ પ્રાપ્ત કરવાની આકાંક્ષા હોય છે, અને એ આકાંક્ષાને પૂરી કરવાને માટે તે અમુક હદ સુધી ભોગ આપવા તૈયાર થાય છે. અહીં ભોગ એટલે કિંમત. તેની ભોગ આપવાની જેટલી તત્પરતા હોય તેના કરતાં ઓછે ભોગે એ વસ્તુનો ઉપભોગ સાંપડે છે ત્યારે તેને ઉપભોગ કરનારનો નફો પ્રાપ્ત થયો કહેવાય છે. માનવીને તેના આર્થિક જીવનને ડગલે ને પગલે આ જાતનો નફો મળતો હોય છે. જેટલા પ્રમાણમાં આ નફો વધારે તેટલા પ્રમાણમાં સમાજની આર્થિક સમૃદ્ધિ વધારે, કારણ કે સમૃદ્ધિના મૂળમાં બચત છે અને બચત આ નફાનું પરિણામ છે. કોઈ પણ વસ્તુની ઇચ્છા થાય, જરૂરિયાત જણાય અને તે વસ્તુની જરૂરિયાત પૂરી પાડતાં જેટલો ભોગ આપવાની તૈયારી હોય તેટલો ભોગ આપી ઉપભોગ પરિપૂર્ણ કરતાં ઉપભોગનો સંતોષ મળે છે પણ જ્યારે ઓછા ભોગે ઉપભોગ પરિપૂર્ણ થાય છે ત્યારે નફાના સ્વરૂપમાં વધારાનો સંતોષ મળે છે. જેમકે આપણને એક ટેબલની જરૂરિયાત જણાણી અને તે જરૂરિયાત પૂરી કરવાને માટે દશ રૂપિયા સુધીનો ભોગ આપવાની તૈયારી કરી. હવે જો ટેબલ દશ રૂપિયા કરતાં ઓછી કિંમતે મળી જાય તો જેટલી ઓછી કિંમતે મળે તેટલો નફો રહ્યો ગણાય. ટેબલ ૭ રૂપિયામાં મળી જાય તો ચાર રૂપિયા ઉપભોગ કરનારનો નફો રહ્યો.

ઉપભોગ કરનારનો નફો દૃષ્ય તેમજ અદૃષ્ય હોય છે. ઉપર આપેલો દાખલો દૃષ્ય નફાનો છે. બાકી અદૃષ્ય નફો તો જીવનની પ્રત્યેક પળે પ્રાપ્ત થતો હોય છે. ધારો કે એક પરબીડિયાની કિંમત ચાર આના થઈ જાય તો પણ પત્રની આકાંક્ષા પરિતૃપ્ત કરનારાઓ પત્ર લખવાનાજ એટલે જ્યારે એક આનામાં પત્ર લખી શકાય છે ત્યારે અદૃષ્ય નફો રહ્યો ગણાય છે કોઈ પણ વસ્તુના ઉપભોગ માટે ગમે તેટલો ભોગ આપવાની તૈયારી હોય, તે વસ્તુના ઉપભોગમાં હંમેશાં અદૃષ્ય નફો મળતો જ રહે છે.

ઉપભોગના વિષય ઉપર આટલી ચર્ચા કર્યા પછી એટલું તો સહેલાઈથી સમજી શકાશે કે ઉપભોગ ઉત્પાદનનું મૂળ છે, ઉપભોગ વ્હેંચણીનું પરિણામ છે અને ઉપભોગ જ સમાજની આર્થિક પ્રગતિનું માપ કાઢવાનું સાધન છે.

---

[અનુસંધાન પૃ. ૪૪૦]

ડોસો: 'બહુ રામને સંભાર્યા. પણ હવે તો કરેલું કર્તક નજરે તરે છે. કોને જઈને કઉં; કહેતો જાઉં? મારૂં હૈયું ચિરાઇ જાય છે રે...ભગવાન.' એમ કરીને ડોસે હૂકવો મૂક્યો. ડોસીએ ધીરજ આપી.

ડોસો: 'આજ તો ઈ ક્યાં બેઠી હશે કે મરી ગઈ હશે.'

ડોસી: 'કોણ?'

ડોસો: 'લખમી.'

ડોસી: 'લખમી કોણ?'

ડોસો 'મારૂં નામ રામજી. હું માધાપરનો ખૂની છું. લખમી સારૂ મેં પ્રેમલાનું લોહી પીધું' તું. હવે કેમ કરીને:.....હાય......ડોસો બોલી શક્યો નહિ.

ડોસી વાત સાંભળીને અવાક થઈ ગઈ, ને ફાટેલે ડોળે રામજીના અચેતન દેહ તરફ જોઈ રહી. તેને થોડીવારે માલૂમ પડ્યું કે તેનો જ રામજી મરણ પામ્યો છે.

---

# આ ભવમાં

ગુલાબસિંહ બારહટ્ટ

બે હરિફોમાં એવો નિયમ જ હોય તેમ રામજીએ પેમલાનું પોતાના હરિફ તરીકે ગઈ કાલે ખૂન કર્યું, અને નાસી ગયો.

પેમલો હતો ગામના કડવા પટેલનો દિકરો. તેનું માગું ખીમાની છોડી લખમી વેરાએ નાખેલું. લોકોની વાત એમ હતી કે, ખીમાએ લખમીનું પહેલુ સગપણ તો રામજી સાથે કરેલું; પણ કડવા પટેલના દેણદાર તરીકે અને પૈસાદાર પટેલના દીકરા વેરે તેની દીકરી દેવી તેમ ખીમાની મરજી થઈ. બીજા કારણમાં કડવા પટેલનો થોડો આગ્રહ અને વધારે દબાણ પણ ઊભું થયું હતું.

આથી પેમલાની મૂછને વધારે વળ ચડયો. અને રસ્તે આવતાંજતાં તેણે રામજી સામે મૂછ ઉપર હાથ નાખી ખોખારા ખાધા. આથી રામજીનું કાળજું ચીરાઇ ગયું; તેના મગજમાં આગ ઊઠી.

ને હજી તો રાતના વખતે વરઘોડીઆં ચોરીમાં બેસતાં હતાં, તે વખતે પેમલો ઝાડે ફરવા ગયો અને રામજીએ તેને વાડામાં જ રાખી દીધો–ખૂન કર્યું.

હાય! હાય!, કાળો કકળાટ અને કેર સારા ગામમાં ફેલાઈ ગયો. લોકોએ રામજી ઉપર હજારો શાપ દીધા. લાગતાવળગતાઓએ તેને પકડવા ફાંફાં માર્યાં, પોલીસ દોડાવી. પણ રામજી છટકી ગયો. હાથતાળી દઈ ગયો.

ખાસ ગણ્યાગાંઠયા જાણકારોએ ધારેલું એમજ બન્યું. લખમી અને રામજીની જોડી પ્રભુએ ઘડી હતી. બેયનાં મન નાનપણથી મળેલાં. સાથે રમેલાં, કૂદેલાં, ખેતરે, શેઢે, વાડે વગડે બન્નેએ સાથે જ જીંદગીની શરૂઆત કરીને જુવાનીમાં પ્રવેશ કર્યો હતો. બન્ને પરણવાને લાયક હતાં. કારણકે પહેલી માંગણી રામજીની લખમીના બાપને કબૂલ હતી. વળી લખમી અને રામજી એક હતાં. પણ લખમીના ઘરડા બાપે દેણાની નીચે અને પટેલના મોહને લીધે એકેય વાત ન માની. પટેલના પેમલાને તેણે લખમી આપી દીધી. અને છેવટે પેમલો મોતને વરી ચૂકયો.

ત્યારપછી તો લખમીના કમનશીબે લખમીના પિતાએ તેને બીજી જગ્યાએ પરણાવી. પરણ્યા પછી બીજે જ વર્ષે તેનો ધણી કોઈ ઘણી હલકી જાતની સ્ત્રીને લઈને નાસી ગયો. લખમી એકલી થઈ રહી. તેનો પિતા મરણ પામ્યો. તેનું કુટુમ્બ વર્ષો જતાં ઘસાઈ ગયું.. લખમીને બીજી વાર લગ્ન કરવાનું રુચ્યું નહિ. તેણે મહેનતમજૂરી કરીને જિંદગીનાં વર્ષો કાઢવાં શરૂ કરી દીધાં. અને એમ કરતાં છેવટ ઘડપણમાં પ્રવેશ કર્યો.

રામજીના નાસી ગયા પછી આજ લગી કોઈને તેની ભાળ લાગી નહિ. લખમી તેની ભાળ કાઢવા ઘણાં ગામડાં રખડી, પણ રામજી શોધ્યો જડયો નહિ. છેવટે ઘડપણમાં એકલી

ઓથ વિનાની લખમી રામપર ગામમાં મહેનતમજૂરી કરીને પેટિયું કાઢતી, જિંદગીમાંથી ઓછા થતા દિવસો ગણતી એક કોટડી ભાડે લઇને રોટલો ખાતી હતી.

× × × ×

તે ઘરડી ડોસીની ઓરડી પાસે જ્યારે નવો મીઠા સ્વભાવવાળો એક ભગત રહેવા આવ્યો ત્યારે તો ડોસીએ તેની દરકાર કરી નહિ. પણ બીજે જ દિવસે ડોસી જે ખેતરમાં લણણી કરવા માટે ગઈ તેમાં આવેલાં દાડિયાં સાથે પેલા ડોસાને પણ તેણે જોયો. ડોસો ઘઉંવર્ણો, ચકચકતી આંખોવાળો અને ગળામાં માળા રાખતો તેણે જોયો, ત્યારે ડોસીને થયું કે હશે કોઈ. આપણે શું! ગમે તે હોય!

લણણીનું કામકાજ ચાલ્યું. સાંજ પડી.ડોસાએ સાંજે ઘેર આવી એક બાજરીનો રોટલો ઘડી ચટણી સાથે વાળુ કર્યું, અને એકતારો લઈ ને બેઠો.

"કર મન ભજનનો વહેપારજી!" એમ કરીને તેણે એક ભજન ઉપાડયું. બીજું, ત્રીજું એમ છેક મોડી રાત સુધી તેણે ભજનની ધૂમ મચાવી. ને ઓળખીતાં ડોસાંડગરાં, જુવાનીઆ વગેરે એક પછી એક આવીને બેઠા. અને છેવટે મોડી રાતે ભજન બંધ થયાં.

ડોસીને આખી રાત ઉંઘ આવી નહિ. પણ બીજે દિવસે ડોસો ભજન કરે તો ડોસાને સંભળાવી દેવાનું તેના મનમાં તેણે ચોક્કસ કર્યું.

દિવસે લણણી ટાણે ડોસીએ આળસ અને બગાસાં ખાધાં ત્યારે સાથીઓમાંનાં એકે પૂછ્યું:

'કેમ, મા! કાંઈ ઠીક નથી?'

ડોસી તીખા અવાજે બોલી! 'મૂઓ પેલો ડોસો આવ્યો છે ને, તેણે આખી રાત ઓરડયા જ કર્યું. આજ જો એમ કરે તો–તેની વાત છે કાલ રાતનો ઉજાગરો છે.'

બીજે દિવસે ભજનની શરૂઆત થઈ. કલાકેક ચાલ્યું અને ભજન બંધ થયાં.



કર મન ભજનનો વહેપારજી

ત્રીજે દિવસે ડોસો લણણીમાં આવ્યો પણ બપોરે ચાલ્યો ગયો. છેક સાંજે જ્યારે ડોસીએ ડોસાને દાડિયાં સાથે ઘેર પાછો વળતો જોયો નહિ ત્યારે સહેજે તેને થયું; તેણે એક સ્ત્રીને પૂછ્યું:

'ઓલ્યો ડોસો કેમ દેખાતો નથી?'

'બિચારાને બપોરે તાવ ચડયો'તો એટલે ઘેર ચાલ્યો ગયો છે.'

ડોસી બોલી, 'ઠીક'.

તે જ્યારે સાંજે ઘેર આવી અને ચૂલો સંધૂક્યો ત્યારે તેણે પાસેની ઓરડીમાંથી દુઃખના સિસકારા અને કણસાટ સાંભળ્યો. થોડીવારે તેણે પાણી પીધું હોય તેનો અવાજ આવ્યો અને પછી તે કંઇક ગણગણવા લાગ્યોઃ

'રે, ભગવાન! કર્યા કરતૂક ભોગવવાં જ પડસે. હે, રામ!...' કરીને તેણે ઊંડો નિસાસો નાખ્યો.

અરધી રાત સુધી તેણે કંઈ કંઇ બોલ્યા કર્યું અને પછી તો અવાજ બંધ પડયો. અને છેક સવારે પાછો તેનો રોગી કણસનો અવાજ આવ્યો ત્યારે ડોસી ઊઠી.

તે દિવસ આખો ડોસી દાડીએ ગઈ, અને તેણે લણણીનું કામકાજ કર્યું. રાતના ડોસાના દુઃખી અવાજે, તેનો કણસાટ અને તેની કેટલીક મેળવિનાની વાતો સાંભળીને ગમે તેમ પણ ડોસીને ડોસા પ્રત્યે માનવસુલભ લાગણી પેદા થઈ હોય તેમ લાગ્યું તેણે વારે-વારે આથમતા સૂરજ સામે જોયા કર્યું અને તેને થયું કે ક્યારે સૂરજ આથમે ને ઘેર જાઉં.

સાંજ પડી. દાડિયાં ઘર તરફ વળ્યાં હતાં. ત્યારે ડોસી બધાંની આગળ આગળ પગમાં જોર લાવીને ચાલતી હતી. ઘેર પહોંચી. ઘર ઉઘાડયું. ચૂલો સંધૂક્યો. અને તે ડોસાની ઓરડી પાસે આવીને ઊભી રહી, તો તેણે દુઃખનો ધીમો અવાજ સાંભળ્યો. તેણે અધખોલા બારણામાં નજર નાંખી અને જોયું તો ડોસો એક ગોદડી ઉપર ટૂંટિયાં વાળીને સૂતો હતો. અને ફાટલી પછેડી અને એક અધમતું ગોદડું ટાઢથી બચવા વારેવારે સંકોરતો હતો. બાજુમાં એક માટલી અને તેના ઉપર ફૂટેલ કાંઠાવાળો લોટકો પડયો હતો. થોડીવાર ડોસી ઊભી રહી, પછી ડોસો ગણગણ્યોઃ

'તારી મરછી હોય. તો સારું. આ ભવમાં જ તારા દેણામાંથી છૂટી જાઉં. પણ એવો પૂન્યશાળી નથી ભગવાન! આ હાથે, આ હાથે એવું કાળુ કર્મ કર્યું છે ને! એનો દંડ તારા દરબારમાં શું હશે? ઠીક, ભાઈ તારો ન્યાય તો સાચો જ હશેને! હું રાંક પર દયા કરજે ભાઈ......'

પાછો થોડીવાર ચૂપ રહ્યો, અને બોલ્યોઃ

'જેના સારુ કર્યું હતું તે જીવે છે કે મરી ગઈ છે તેની મને ખબર નથી. અને મરતી વખતે મારી પાસે મને એક પાણીનો ઘૂંટડો પાનારું પણ તેં નથી આપ્યું. કોણ જાણે તેં આ ભવમાં જ મને સજા તો નથી કરીને? હે નાથ, પ્રભુ!' ડોસો બંધ પડયો, અને ડોસી બોલીઃ

'બાબા, પાણી જોવે છે? ઘડૂકડામાં ન્હોયનો ભરી દઉં!'

ડોસો બોલ્યો, 'કોણ છે ઈ!'

ડોસીઃ 'હું છું.'

ડોસાએ પડખું ફેરવી જોયું તો ડોસી ઊભી હતી, તે બોલી. 'ને તમારે રાબ પીવી હોય તો કરી લાવું.'

ડોસોઃ 'નારે, ના. રાબ તો નથી પીવી પણ થોડુંક પાણી દઈ જાવ તો ભગવાન તમારું કલ્યાણ કરશે!'

ડોસી પાણી ભરી આવી. અને માટલી વીંછળીને ભરી દીધી. લોટકો સાફ કરીને

માથે ઢાંકયો, અને પછી પોતે ચાલી ગઈ. પોતે પોતાની ઓરડીમાં રાંધી ખાઈને થોડી રાબ કરી અને પછી એક છાલિયામાં લાવીને ડોસાને આપવાને તે ડોસાની ઓરડીમાં દાખલ થઇ. તેણે અંધારી ઓરડીમાં ઘાંસલેટની ડબી સળગાવી, ને બોલી:

'લ્યો, ભાભા. તમારે કાલનો નકોડો અપવાસ હોય ઇમ લાગે છે. આટલી બે ટીપાં પેટમાં જાય તો ઠીક રીએ.'

ડોસાએ હાથનો ઇશારો કરીને રાબ મૂકવા કહ્યું. ડોસી છાલિયું મૂકીને ચાલી ગઇ. થોડીવાર પછી ડોસી પથારીમાં પડી. હજી કાગાનીંદરમાં જ હતી ત્યાં ડોસો રોતો હોય તેવો અવાજ તેને આવ્યો. તે થડકી અને ઊઠી અને ડોસા પાસે જવાનું વિચારતાં બ્હીની. મનમાં હાન્નાની ગડભાંજ કરતી, ધ્રૂજતી ડોસાની ઓરડી પાસે પહોંચી. ડબી હોલવાઈ ગઇ હતી. તે પોતાની ઓરડીમાં ગઈ અને પોતાની ઘાંસલેટની ડબી સળગાવી લાવીને ડોસાને પૂછવા લાગી:

'શું થાય છે, ભાભા?'

ડોસો: 'તૈયારી થાય છે.'

ડોસી: 'રામ રામ કરો. કાલ ઠીક થઈ જાસે. મૂંઝાશો તો શું કામ આવશે.'

ડોસો: 'મરવાને સરજાણો'તો. પણ આવું મોત! અને આ હાથે કરેલું વકમ! ઈ વાતથી જીવ મૂંઝાય છે ડોસી!'

ડોસી: 'એવું બોલો મા. રાત ઘણી ગઈ છે જરા આંખ વીંચો.'

ડોસો: 'હવે તો આંખ વીંચાય એમાં ઝાઝીવાર નથી પણ......'

ડોસી: 'શું છે?'

ડોસો: 'કાંઈ નહિ.'

ડોસી પાછી પોતાની ઓરડીમાં બ્હીતી બ્હીતી ધ્રૂસી ગઈ. તેને ડોસાના મૃત્યુદૂતની બીક લાગી. ડોસો અજાણ્યો હતો, તે અજાણી હતી. કાળી રાત હતી, મોતની વાત હતી, એમાં ય તે સ્ત્રીજાત હતી. આથી તેના મનમાં ગભરાટનો પાર ન રહ્યો. તે જ્યારે પાછી આવીને ટૂંટિયાં વાળીને સૂતી, ત્યારે ગભરાટમાં ને ગભરાટમાં તેના શરીરે પરસેવાના રેલા ઊતર્યા.

બગબગું થવાને વાર હતી. ત્યારે ફરી પાછું ડોસાનું રોવાનું શરુ થયું. ત્યારે ડોસી ઝબકીને જાગી ઊઠી. તેને મનમાં થયું, 'લાવ, જાઉં અને જોઉં કે તેને શું થાય છે.' વળી તેને થયું, 'મારે શું? ગમે તે થાય. મારે ને એને શું?' વળી થયું, 'બિચારો નિરાધાર દુઃખીઓ છે. મારે આ જગતમાં કોઈ નથી, મારે શું કરવા તેની પાસે ન જવું? શું કરવા તેની બનતી સારવાર ન કરવી? તેમ ભગવાનનો ઘડયો માનવી છે ને!' અને તે ઊઠીને ડોસાની ઓરડીમાં ગઈ, ત્યારે ડોસો ધીમા અવાજે ચોધાર આંસુએ રોતો હતો.

ડોસીએ આશ્વાસન આપ્યું. ડોસો થોડો ધીમો પડયો, ને બોલ્યો: 'આ આ હાથે વકમ કર્યું છે બાઈ! એક જણનું લોહી પીધું છે. અને છેવટે...આ જાઉં છું. હાથમાં કાંઈ ના આવ્યું. ખાલી હાથ ઘસતો કાળાં કરીને જાઉં છું, જાઉં છું, જાઉં છું!! હાય!!'

ડોસી: 'તમે ભગત માણસ થઈને આવી શું વાતું કરો છો? રામ રામ કરો ને?'

[અનુસંધાન પૃ. ૪૩૬]




दयानन्द दिग्विजयम्—લેખક: કવિરત્ન પં. શ્રી મેધાવ્રતાચાર્ય, પ્રિન્સિપાલ-આર્ય કન્યા મહાવિદ્યાલય, વડોદરા. અનુવાદક-પંડિત શ્રુતબન્ધુ શાસ્ત્રી. મૂલ્ય રૂ. ૩.

આર્યસમાજના પ્રણેતા અને આર્યાવર્તના સાંસ્કૃતિક પતનયુગમાં છેલ્લા છેલ્લા પ્રકાશી જનાર મહર્ષિ દયાનંદ સરસ્વતીની જીવનકથા અને એમના દિગ્વિજયને આ ગ્રન્થમાં વિવિધ છંદબદ્ધ સંસ્કૃત મહાકાવ્ય રૂપે ગૂંથવામાં આવ્યાં છે. કાવ્યની સાથેસાથે પ્રગટ થયેલ હિંદી અનુવાદ અને ગ્રન્થમાંનાં પ્રસંગોચિત સુરેખ ચિત્રો આ સંસ્કૃત કૃતિને સામાન્ય પ્રજા માટે પણ સુવાચ્ય અને સંગ્રહણીય બનાવે છે.

સંસ્કૃત કાવ્યનો પદ્યબંધ, નૈસર્ગિકતાને બાજુએ રાખીએ તો મહદંશે સુદૃઢ છે. ચરિત્ર કાવ્યમાં લલિતપ્રભા તો 'રઘુવંશ' પછી ક્યાંય તેના તેજસ્વી સ્વરૂપમાં ખીલી નથી એટલે એ દોષ અહીં અસ્થાને છે. પ્રસંગે પ્રસંગે આવતાં પ્રકૃતિવર્ણનો સુરેખ અને કંઈક અંશે મનોહર પણ છે. કર્ણપ્રિય માધુર્ય પ્રવાહની નૈસર્ગિકતાને માગી લેતું હોઈ અભ્યાસસ્ખલિત કાવ્યમાં એ ક્યાંક ક્યાંક તુટે તો તે દોષ, સંસ્કૃત ભાષા માટેના આજના સ્મશાનયુગમાં, ક્ષંતવ્ય લેખી શકાય.

ગ્રન્થના પ્રાસ્તાવિક વિભાગમાં પં. મેધાવ્રતજી વિષેનાં પ્રશંસાવચનો કે પ્રમાણપત્રો, આર્યયુગના કવિઓ પોતાની કૃતિઓમાં પોતાનો નામનિર્દેશ પણ વીસરી જતા એ ભૂલ સુધારવાને હોય તોપણ, કંઈક વધુપડતાં અસ્થાનવર્તી લાગે છે.

કાવ્યના પ્રથમ સર્ગમાં ભારતના પ્રાચીન ગૌરવનાં દર્શન કરાવી બીજામાં કવિએ તે દેવભૂમિની મુસલમાનોએ કરેલી દુર્દશા વર્ણવી છે.

ત્રીજા સર્ગથી સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીના જીવનની શરૂઆત થાય છે. શ્રીમદ્ દયાનંદના જન્મપ્રસંગે કુદરતનાં પ્રત્યેક અંગો દિવ્ય સ્વરૂપે, રસપૂર્ણ અને તેજવર્ષી હતાં એવી નોંધ કવિને ક્યાંથી મળી એ પ્રસ્તાવનામાં જણાવેલ ન હોઈ માની લઈએ છીએ કે તે કલ્પનાનુંજ પરિણામ હશે.

મહર્ષિ દયાનંદના મૂર્તિપૂજાના વિરોધને ગેટેના નાસ્તિકવાદ સાથે સરખાવી કવિએ ઉક્ત વિરોધ એ નાસ્તિકવાદ જેટલોજ ક્ષુલ્લક છે એવું ગર્ભિત સૂચન તો નથી કર્યું ને?

જગતના જે જે ધર્મો અથવા મતોએ મૂર્તિપૂજાનો વિરોધ કર્યો છે તે તે સર્વ ધર્મ અથવા મતના અનુયાયીઓ એક યા બીજા સ્વરૂપે પણ મૂર્તિને તો પૂજીજ રહ્યા હોય છે. કેમકે સામાન્ય કક્ષાના માનવીને ભાવપૂજન સહજસાધ્ય નથી હોતું. પોતાના મનને કેન્દ્રસ્થ કરવા તેને આરાધ્ય વસ્તુનો ફોટો, ચિત્ર, સ્મારક, મૂર્તિ-ગમે તે પ્રકારે પણ એકાદ પ્રતીક તો જોઈએજ છે. દાખલા તરીકે મૂર્તિપૂજાના પ્રખર વિરોધી મહર્ષિની જીવનકથામાં પણ

મૂકાયલ તેમના ફોટાઓ ને એ ફોટાઓને ફાડી નાંખવા છતાં તે મહાન વીર પોતાનો બચાવ નથી કરી શકતા એ દલીલ શું શિવમૂર્તિ પર ફરતા ઉંદરડાઓ સામે શિવ પોતાનો બચાવ ન કરી શક્યા એ વસ્તુસ્થિતિને મૂર્તિપૂજાની નિરર્થકતા સિદ્ધ કરવામાં વાપરવાને સમાંતર નથી ?

ચિત્ર કરતાં સ્મારકમંદિરની જેટલી વિશેષ કિંમત છે;–એ સાથે સરખાવતાં ફોટા કરતાં મૂર્તિની વિશેષ કિંમત ન અંકાય ત્યાં સુધી તો એ કોઈ પણ સંયોગોમાં અત્યાજ્યજ ગણાવી જોઈએ.

## પત્ર–પરિચય

**જૈન યુગ**—તંત્રી : મોહનલાલ દીપચંદ ચોકસી, શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ, ગોડીજીની નવી બિલ્ડીંગ, પાયધુની, મુંબઈ. નં. ૩. વા. લવાજમ રૂ. ૨–૦–૦.

જૈન શ્વેતાંબર કોન્ફરન્સના મુખપત્ર તરીકે પ્રગટ થતું આ પાક્ષિકપત્ર યુગવર્તી સુધારાની ગણતરીએ પ્રગતિ સાધતા જૈન સમાજની સેવા બજાવવા સાથે ઇતિહાસ કે સાહિત્યના અન્ય વિષયોને પણ સ્થાન આપે છે.

**સ્ત્રી—શક્તિ** તંત્રી : ઈશ્વરલાલ વીમાવાળા, કેળાંપીઠ, સુરત.

સ્ત્રીઓના અઠવાડિક તરીકે જાણીતા થયેલ આ પત્રમાં હળવી અને રોચક ભાષામાં સ્ત્રીઉપયોગી લેખો, સમાચારો, અવનવા પ્રસંગો વિગેરે આકર્ષક અને વાંચવા ગમે એવા હોય છે.

**ગુજરાત**—તંત્રી : જદુરાય ડી. ખંધડિયા; ૫૪ કેનીંગ સ્ટ્રીટ, કલકત્તા, વા. લ. રૂ. ૫.

હાસ્યરસના જાણીતા ગુજરાતી લેખકના તંત્ર નીચે પ્રગટ થતા આ પત્રમાં અવનવું ઘણું આવે છે પણ શિષ્ટ કે સર્જનશીલ સાહિત્ય વિષેની કે મનનપૂર્ણ લેખો ને તારવેલા સમાચારની આશા તો ત્યાં નિષ્ફળ જ બને છે. સંભવિત છે કે સામાન્ય પ્રજાવર્ગને સંતોષવા આ નીતિ સ્વીકારાઈ હોય; સટીક સમાચાર, હાસ્યકણિકાઓ, એવી જ વાર્તાઓ વગેરે એવા વર્ગનું મન કદાચ હરી પણ શકે.

## સ્વીકાર—

अज्ञाततत्त्वालोक, सामाजिक प्रश्न और उनके उत्तर, યોગી કોણ ? માધુરી, અનેકાન્ત, ઓસવાલ, ઓસવાલ નવયુવક, દીપક, જ્યોતિર્ધર, બાલવાડી, અનાવિલ જગત, કચ્છી દશા ઓસવાલ પ્રકાશ, સન, નવરચના, 'ગુજરાત વિદ્યાપીઠ'નું વાર્ષિક નિવેદન.

[પરિચય આવતા અંકે]

## બદલાનાં પત્રો—

**ત્રૈમાસિક :** જૈન સિદ્ધાન્ત ભાસ્કર, સર્વોદ્ધાર; **માસિકો :** બાલમિત્ર, યુવક, કુમાર : ડીસેંબર–જાનેવારી; બાલજીવન, ફોરમ, ગુજરાત શાળાપત્ર: ડીસેંબર; વ્યાયામ, જૈન–સત્યપ્રકાશ, વૈદ્યકલ્પતરુ, શિક્ષણ પત્રિકા, ખેતીવાડી વિજ્ઞાન: નવેંબર–ડીસેંબર; પ્રસ્થાન : નવેંબર; **અઠવાડિકો :** ગુજરાતી, પ્રજાબંધુ, ગુજરાતી પંચ, નવસૌરાષ્ટ્ર, સ્ત્રી શક્તિ, જૈન જ્યોતિ, રાજસ્થાન વગેરે નિયમિત.

———•———




આ મહિને હિંદના રાજકીય અને સાંસ્કૃતિક પ્રવાહને, શુભ કે અશુભ ગમે તે ભાવે-પણ ઊંડાણથી સ્પર્શતાં હોય એવાં, પરસ્પર સાથે સ્વાભાવિક રીતેજ સંકળાઈ ગયેલાં ત્રણ અગત્યનાં ભાષણો પ્રત્યેક સૂક્ષ્મ દૃષ્ટિ પાસેથી ઊંડી વિચારણા માગી લે છે. તેમાંનું એક, કલકત્તાના ગોરા વેપારીઓની પરિષદ સમક્ષનું ના. વાઈસરૉયનું; બીજું પટનામાં મળેલ 'મુસ્લીમ લીગ'ના પ્રમુખ અને સરનશીન જનાબ ઝીણાનું; ત્રીજું હિંદુઓની નાગપુર-પરિષદના પ્રમુખ ભાઈ સાવરકરનું.

ના. વાઈસરૉય કહે છે: 'હિંદને ઐક્યની ખૂબખૂબ જરૂર છે...સમવાયતંત્ર એ પ્રાન્તિક તન્ત્રોને સાંકળતું વ્યાપક તંત્ર છે. તેની સ્થાપના માટે અનિવાર્ય નહિ એવી ઢીલ થવા પામશે નહિ. હિંદની પ્રજાની વિશાળ દેશભક્તિને સ્વતંત્રતાની પ્રેરણા પાનાર ઐક્યતત્ત્વ પણ પ્રાન્તિક ઐક્યની જરૂરિયાત સિદ્ધ કરે છે. આર્થિક ગણતરીએ પણ પ્રાન્તઐક્ય-સમવાયતંત્રની એટલીજ જરૂર છે. સામાન્ય કરતાં પાંચગણા મતદારોએ ચૂંટી કાઢેલા પ્રધાનોના હાથમાં હિંદનાં પ્રાન્તિક તન્ત્રો સફળ બન્યાં છે; અને સમવાયતંત્રની સફળતાનાં એ સૂચક પણ છે. તે તંત્ર અને તેના પ્રવાહ સામે થનારી ટીકાઓ તેના ઘડનારાઓની-અમારી ગણતરીમાં જ હતી. સમવાયતંત્રને સર્વાંગસફળ બનાવવાને હિંદી રાજ્યોના સક્રિય હિસ્સાની જરૂર છે.-જો કે એવાં રાજ્યોમાં બંધારણીય ફેરફાર સંબંધમાં સાર્વભૌમ સત્તા દખલગીરી કરવા માગતી નથી.'

આ રીતે, આખલાપ્રવૃત્તિથી હિંદના રાજતંત્રની શરૂઆત કરનાર ના. વાઇસરૉયનું ધ્યાન આજે તો સમવાયતંત્રના વેગ અને તેની સિદ્ધિ પરજ કેન્દ્રિત બન્યું છે. પશુસુધારણા અને ગ્રામ્યોદ્ધારની યોજનાનાં આકર્ષક સ્વરૂપોના વિકાસમાર્ગને હિંદી પ્રજાએ, તેનાં સ્વાભાવિક દુઃખદ પરિણામોની પરવા વિના, અપનાવી લીધા પછી ના. વાઈસરૉયને એ સ્વભાવોચિત પ્રશ્ન પર ધ્યાન આપવાની જરૂરિયાત જણાઇ નથી એ વસ્તુસ્થિતિ એ જસદ પ્રશ્ન વિષે ના. વાઈસરૉયનાં સંતોષ અને શાંતિ વ્યક્ત કરે છે.

- બ્રિટન જે કંઇ યોજનાઓ ઘડે છે તે હિંદને સ્વરાજ્ય અને સંપને માર્ગે આગળ ધપાવવાને જ ! પરિણામે એવી દરેક યોજનાઓનાં સ્વાભાવિક પરિણામોથી જ્ઞાત બન્યા પછી જ તે તે યોજનાઓને પ્રકાશમાં મૂકે છે. ને હિંદી પ્રજાએ એવી પ્રત્યેક યોજનાઓને, મૂળ અથવા તો કરી રાખેલી ગણતરી પ્રમાણે વિશુદ્ધ કરેલા સ્વરૂપે, મને કે કમને, સહકાર આપીને કે સામનો કરીને, સ્વીકારી લીધેલી હોઈ, ગમે તેવો વિરોધ કર્યા પછી પણ, સમવાયતંત્રની આ યોજના સ્વીકારાઈ જાય એ ના. વાઈસરૉયના હૈયે અસંભવિત નથી લાગતું. અને કદાચ એ સાચું પણ ઠરે કેમકે સમવાયતંત્રના સ્વીકાર માટે હિંદી પ્રજાની મુખ્ય માગણી-દેશી રાજ્યો પણ પ્રજાપ્રતિનિધિત્વ

'સ્વીકારે–ને અનુકૂળ ફેરફાર દેશી રાજાઓ પોતાના બંધારણમાં કરી લ્યે તો તે વધાવી લેવાને પણ ના. વાઇસરોય તૈયાર છે. કારણ કે એના પરિણામે, ના. વાઇસરોયના સ્વપ્ન પ્રમાણે, હિંદી પ્રજા ઐક્યના કોઈ અભૂતપૂર્વ સિંહાસન ઉપર જઈ બેસવાની છે. ને ના. વાઇસરોયને તો એ અનુભવસિદ્ધ પણ છે. કેમકે બ્રિટને ઘણીયે અર્ધસંસ્કારી, જંગલી, માણસખાઉ, કુસંપી પ્રજાઓને એવાં સિંહાસનો પર સ્થાપિત કરી દીધી છે.

પણ ના. વાઇસરોયને દિલગીરી થાય છે કે હિંદમાં જોઈએ એવો સંપ અને રાજકીય ઐક્ય માટેના સ્વીકારનો ઉત્સાહ નથી. ને જનાબ ઝીણા અને ભાઈ સાવરકર એ સંપ–કુસંપના પ્રશ્નની સુયોગ્ય પૂર્તિ કરે છે. ઝીણા ફરિયાદ કરે છે કે, 'મુસલમાનોને યોગ્ય–રાજકીય સ્થાન નથી મળતું.' સાવરકરને હિંદુઓના હક્ક લૂંટાઇ જતા લાગે છે.

આમ આ ત્રણે મહાપુરુષોમાંથી એકેને પોતાની શુભેચ્છા અને જરૂરિયાતને સિદ્ધ કરતા જોઈએ એવો સહેલો ઉપાય નથી મળતો.- પણ એ વસ્તુસ્થિતિ ખૂબ જ સહેલા ઉપાય પ્રતિ દુર્લક્ષ દાખવવાના કારણે ઊભી થઈ છે એ વાત એ ત્રણે મહાન આગેવાનો વીસરી જાય છે.

જો ના. વાઇસરોય પોતા પર, પોતાની પ્રજા પર ને પોતાની સરકાર પર નિરર્થક આવી પડેલી પારકી જવાબદારી ફગાવી દે; જનાબ ઝીણા અને એમના અનુગામીઓ પોતાની સંસ્કૃતિ સાથે સુમેળ સાધી શકે એવો યોગ્ય પ્રદેશ શોધી લ્યે; અને ભાઇ સાવરકર અને એમની હિંદુ પ્રજા માતાની પવિત્રતાના રક્ષણપ્રસંગે જીવનનાં ખૂબ મોંઘાં મૂલ્ય આંકતી અટકી જાય તો તે ત્રણેના મનની ઉમેદો ખૂબ જ સહેલાઇથી પાર પડી જાય અને તેમને માટે તલભાર પણ ચિન્તાનો અવકાશ ન રહે.

***

મી. દીનબંધુ એન્ડ્રુઝ તેમના તાજેતરના એક લેખમાં જણાવે છે કે, 'હિંદની વસતી કૂદકે અને ભૂસકે વધી રહી છે. ગાંધીજીના બ્રહ્મચર્યમાર્ગી સંતતિનિયમનથી તો શું પણ બીજા ગમે તેવા વૈજ્ઞાનિક ઉપાયથી પણ તેને મર્યાદામાં રાખવી મુશ્કેલ છે. તે માટે તો કન્યાઓને ખૂબજ ઊંચી કેળવણી આપી સંતાનો પ્રત્યે તેમનો અભાવ કેળવવો જોઇએ અને લગ્નોને પુખ્ત ઉંમરનાં બનાવી દેશનું જન્મપ્રમાણ ઘટાડી નાંખવું જોઇએ.'

જગતના કોઇ સ્વતંત્ર દેશમાં આ લેખ કઇ કોટિમાં મૂકાયો હોત તે તો તે તે દેશના વિધાયકો જાણે, પણ હિંદમાં તો તેના નામાંકિત લેખક સાથે એ લેખ પણ વધાવાશે કેમકે એને યોગ્ય ભૂમિકા અહીં વર્ષોથી તૈયાર થઇ ચૂકી છે. ના. વાઇસરોય લોર્ડ વીલિંગ્ડને પણ વિદાયવેળાએ કહ્યું હતું કે, "હિંદે હવે સંતતિ કે સમૃદ્ધિ એમાંથી એકની પસંદગી કરવાની છે.'– કેમ જાણે સંતતિ ઘટતાં જ સમૃદ્ધિનાં વહાણ ટેમ્સને બારેથી પાછાં ફરવાનાં હોય.

સંભવિત છે કે મી. દીનબંધુનું કુમળું હૃદય પ્રજાનાં દુઃખ ન જોઇ શકતું હોય અને તે માટે તેમને પ્રજનનબંધી જ એક માત્ર માર્ગ જણાયો હોય. પણ પ્રજાકીય પ્રશ્નો પરત્વે લાગણીવશતા ન પાલવે. પ્રજાને કોઇ પણ નવીન માર્ગે દોરતાં પહેલાં એનાં અનેક પ્રકારે પરિણામ વિચારવાં ઘટે.

સંતતિનિયમનના પ્રશ્ન સંબંધમાં પહેલો વિચારણીય મુદ્દો તો એ છે કે હિંદની વસતી ખરેખર વધી છે કે કેમ? જગતની કોઈ અમુક પ્રજા પણ પોતાની સંખ્યા વિષે વિજેતા-

એઓએ આપેલા આંકડા સાચા માની ન લ્યે તો હિંદની સુસંસ્કૃત પ્રજા એમ કરે એ તો અસંભવિત જ છે. એટલે હિંદની જનસંખ્યાને પ્રમાણ કે વસ્તીના ગણીતશાસ્ત્રથી જ વિચારવી ઘટે.

કોઇ પણ દેશની વસતીનું સમપ્રમાણ સાચવવાને તે દેશના પ્રત્યેક પુરુષે એક પુત્ર, પ્રત્યેક સ્રીએ એક પુત્રી–દંપતિ દીઠ બે સંતાન તો મૂકી જ જવાં જોઇએ. પણ હિંદની વસ્તીનો ૧/૩ ભાગ તો અપરિણીત કે વાંઝિયાવસ્થામાં મૃત્યુ પામે છે. રાષ્ટ્રિય ગણતરીએ એ વર્ગની સંતાનવિષયક જવાબદારી બાકીનાં યુગલો પર જઇ ચડે. એ યુગલો એવી જવાબદારી અદા કરતાં હોય એ કઠીન છે. હિંદી પ્રજાનું સંતાનપ્રમાણ પણ લાખો વર્ષ સુધી જે જળવાયું છે તે તે જ સ્થિતિમાં છેલ્લા થોડાક સૈકાઓમાં જળવાઇ રહ્યું હોય એમ સિદ્ધ કરવું અસંભવિત છે.

પ્રમાણગણતરીએ હિંદી પ્રજાને હસ્તક જે કામ હતું તેમાંનું ૧/૨ કામ યન્ત્રોએ ઝૂંટવી લીધું છે; ૧/૪ નવા પરદેશીઓએ ઝૂંટવી લીધું છે. ઝૂંટવાયલ કામોના બદલામાં યન્ત્રવાદના પરિણામે જે નવા વિષયો વિકાસ પામ્યા તેમાં મૂળ પ્રજાનો ૧/૫ કરતાં વધારે ભાગ નથી જ પોષાઇ શકતો. કામ કર્યા વિના જ ખાતી હોય એવી તો હિંદમાં ૧/૨૫ ઉપરાંત પ્રજા નથી જ વધી. અને કામના કલાક તો ઉલટા હતા તે કરતાં વધ્યા છે. ધર્મ, શાન્તિ ને આનંદમાં પ્રજા જે સમય વીતાવતી તે પણ આજે કામને ખાતે નોંધાય છે. તો પછી બાકીની ૨/૫ પ્રજા શું આકાશમાંથી રોટલો મેળવે છે?

યન્ત્રવાદ પરદેશમાં પણ વિકાસ પામ્યો છે એ વાત સાચી પણ તે તે દેશોના હીતસ્વી રાજકર્તાઓએ યન્ત્રોને સીધી રીતે પ્રજાનાં સંહારક નથી બનવા દીધાં. તેમણે કળા, સાહિત્ય, પત્રકારિત્વ, સ્થાપત્ય, બાંધકામ, યન્ત્રોત્પાદન, શોધખોળ, યન્ત્રવર્તી કે સ્વતંત્ર કામના કલાકો ને દિવસોમાં ઘટાડો, સૈન્ય, પરદેશોમાં વસાહત વગેરે વિષયોને વેગ આપી યન્ત્રોએ સ્થાનભ્રષ્ટ કરેલી પ્રજાને રોટલાથી સ્થાનભ્રષ્ટ નથી જ થવા દીધી. તે તે પ્રજાઓ ઘટી નથી; સુખ અને સગવડતાના કારણે ઉલટી વધી છે.

ને કહેવામાં આવે છે એ રીતે હિંદની વસતી જો ખરેખર વધતી જ હોય તોપણ તેના ઉપાય તરીકે સંતતિનિયમન–પ્રજનનબંધી શું, સંખ્યાવૃદ્ધિનાં જે અનિષ્ટ પરિણામો ગણાવવામાં આવે છે તે કરતાં પણ લાખો ગણાં અનિષ્ટ પરિણામો સિવાય, સંભવિત છે ખરી?

સંતતિનું મૂળ, પ્રાણીજીવન સાથે ગૂંથાઇ ગયેલી સર્જનની તમન્ના અને તેના પરિણામે વિજાતીય સંયોગ છે. એ તમન્ના ને એ સંયોગ બંનેથી પર થવા મથવું એ કુદરત સામેનો બળવો: સન્તોનો–મહામાનવોનો માર્ગ છે. આખી પ્રજા મહામાનવતાનો માર્ગ સ્વીકારી લ્યે એ જેટલું પ્રશંસાત્મક છે, એટલુંજ એ અસંભવિત પણ છે. કેમકે પ્રજા કે રાષ્ટ્ર ત્યાં સુધી સંભવિત છે, જ્યાંસુધી પ્રજામાં સુખ અને આનંદની–ઉપભોગની તમન્ના છે. સંયોગ ને સર્જન એ તમન્નાનાં કેવળ પરિણામ નહિ, મૂળ પણ છે. સંતોને એમાંનું કંઈ ન હોય પણ તેમને સંસાર ન હોય, રાષ્ટ્ર ન હોય, જગત પણ ન હોય.

સંતતિનું અમુક પરિણામ જાળવવું એ એથીયે કઠીન છે. જ્યાં સુધી માનવીમાં લોહીનો ઉષ્ણ વેગ હોય ત્યાં સુધી તે જો સ્વભાવસન્ત ન હોય તો તે સંયોગપર બની શકે એ અસંભવિત છે. અને પ્રત્યેક સંતાન વચ્ચેના સમય–અંતર કરતાં પણ વધુ સમય સુધી

સ્ત્રીપુરુષ પરસ્પરથી ભિન્ન રહી શકે એવી તો કલ્પના પણ જગતને છળી ઉતરેલાના મગજની પેદાશ ગણાય.

અમુક વયે અથવા અમુક સ્વભાવમાં—જો કે જવલ્લેજ—બ્રહ્મચર્ય સંભવિત છે. પણ તે સંતતિને પોષી શકવાની અશક્તિ જેવાં ક્ષુલ્લક કારણે નહિ, પણ પુરુષોત્તમ—સંસારવિજયી બનવાની ભવ્ય અને ઉજ્જવલ ભાવના પર.

લગ્ન માટે જે વય કે જે શરીરવિકાસ નૈસર્ગિક ક્રમે યોગ્ય ગણાય તે કરતાં પણ તેને પધારે પુખ્ત બનાવી દેવો એ તો પ્રજાને પોષી શકવાની રાષ્ટ્રિય અશક્તિના કારણે જીવન અને સ્નેહની વિશુદ્ધિમાં અનાચાર, બાળહત્યા અને વિષબિન્દુઓને પસંદગી આપવા સરીખું છે.

આમ કુદરતી રીતે તો પ્રજનનબંધી અસંભવિત છે. હવે તે વિજ્ઞાન કે વૈદકિય સહાયથી કેટલી સંભવિત છે તે વિચારીએ.

સંતતિ એ સ્ત્રીપુરુષના કેવળ સંયોગનું પરિણામ નથી પણ કુદરતે પ્રજનનક્રમ ચાલુ રાખવાને સંયોગમાં મૂકેલાં રસ, તેજ અને આનંદનું પરિણામ છે. સ્ત્રીપુરુષના ભેદ અને જીવનમાં ગૂંથાયલ સાંસારિક મઝા અને પ્રેમ પણ એ ક્રમને ચાલુ રાખવાને છે. શિલ્પીને જેમ પ્રતિમાઓ ઘડવા વિના, કવિને જેમ કવિતા કર્યા વિના, લેખકને જેમ લખ્યા વિના, ખેડૂતને જેમ વાવવા વિના કે ભૂમિને ઉગાડવા વિના જીવનમાં રસ નહિ રહે એમ સાંસારિક માનવીને સંતાનવિષયક સર્જન વિના સુખ નહિ મળે.

સુખ સર્જનમાં નહિ સંયોગમાં છે એમ તો માત્ર એ જ માની શકે જે એમ માને કે શિલ્પીનો આનંદ મૂર્તિમાં નહિ, હથોડા ફૂટવામાં છે; કવિનો આનંદ કવિતામાં નહિ બબડવામાં છે; લેખકનો આનંદ શબ્દકૃતિમાં નહિ, કલમ ચલાવવામાં છે; ખેડૂતનો આનંદ પાકની આશામાં નહિ કેવળ વાવવામાં છે; ભૂમિનો આનંદ ઉગાડવામાં નહિ, બીજને ગર્ભમાં સૂકવી દેવામાં છે.

પ્રજનનબંધી માટે વિજ્ઞાનનો ઉપયોગ કરતાં પહેલાં પ્રજાઓ સમજી લ્યે કે, જે કારણ માટે સ્ત્રી અને પુરુષના ભેદ ઘડાયા છે એ કારણને બનાવટી રીતે દૂર કરી આનંદ ઈચ્છશો તો સ્ત્રી એ સ્ત્રી નહિ હોય; પુરુષ પુરુષ નહિ રહે. બંને લશ્કરી પ્રાણીઓ જેવી કોઈક નવી જ વિકૃત જાતિમાં પરિણમશે. ને તે વખતે, કૃત્રિમ રીતે ભેદ ભૂંસાઈ જતાં, નહિ રહે આનંદ, નહિ રહે રસ કે નહિ રહે જીવન. એ સર્વેને માટે વલખાં મારતાં તરફડવું પડશે. જેમ વંધ્યા સ્ત્રી સંતાન માટે તલસે; ન...એમાંથી એક જાતિ માટે તરફડે.

પરિણામે, હિંદમાં જો વસતી વધી જ હોય તોપણ યોગ્ય માર્ગ તો એ છે કે રાજકર્તાઓએ વધેલી સંખ્યા માટે માર્ગ કરી આપવો. ન કરી શકાય તો કહેવું કે, 'અમારાથી આ જવાબદારી સંભાળી શકાય એમ નથી.' એમ ન બને તોપણ—ભૂખથી ભલે મરી જવાય. પણ પ્રજાકીય દૃષ્ટિએ મારણનો પ્રયોગ તો ન જ અજમાવાય. જો કે વસતી વધવાને, જર્મની કે ઈટલીની જેમ સંખ્યાવૃદ્ધિને બેહદ ઉત્તેજન આપ્યા વિના, સ્વાભાવિક ક્રમે તો કોઈ પણ સંયોગોમાં ક્યાંય સંભવ જ નથી.

પણ હિંદમાં આજે વસતી નથી વધી એમ બોલવામાં પણ સાહસ રહેલું છે. કેમકે બેકારી વધી પડી છે,—શહેરોમાં વસતી ઊભરાઈ રહી છે. પણ પ્રજા ઘટાડવાને બેકારી અને




**શિક્ષણ-સાહિત્ય**—મેડમ મોન્ટીસોરી ઇટાલિ છોડી ડેન્માર્કમાં વસશે. ભાવનગરની દક્ષિણામૂર્તિ સંસ્થા ઘણું કરીને યુનીવર્સીટી સાથે જોડાઈ જશે. શરદ્‌કૃતિઓના અનુવાદથી ઊભરાઈ રહેલું ગુજરાત. શ્રી રમણલાલ દેસાઇની 'ક્ષિતિજ' નામની નવલકથાનો પહેલો ભાગ પ્રગટ થવાની તૈયારીમાં છે. આપણી નવસંસ્કૃતિ અને સાહિત્યની જેમ હવે તો વિવેચનને પણ બહારના સ્વાંગ વધારે ગમે છે. 'લેન ઓ લંડન'ના વાંચનારાઓ માટે 'જન્મભૂમિ'ના ખૂબખૂબ વખણાયલા 'કલમ અને કિતાબ' વિભાગમાં બાકી વાંચવાનું કેટલું રહે છે તે તેવા વાંચકો જ વિચારી લ્યે. ભાવનગરના માજી દિવાન સ્વ. ગગા ઓઝાના પુત્રોએ મુંબઇની બુદ્ધિવર્ધક સભાને પોતાનો કિંમતી ગ્રન્થસંગ્રહ ભેટ ધર્યો છે. ગુજરાત કૉલેજના હીરક મહોત્સવની ઉજવણી. મુંબઈમાં અખિલહિંદ શિક્ષણ-પરિષદ.

**ઉદ્યોગ-વ્યાપાર-સમૃદ્ધિ**—કરાંચીમાં મળેલા તેલના ખજાના. ઔદ્યોગિક પુનર્ઘટના સમિતિની મુંબઈમાં મળેલી પ્રથમ બેઠક. 'સિંધિયાસ્ટીમ નેવીગેશન કંપની'ના ગંજાવર ભવનની શ્રી વલ્લભભાઈ પટેલે કરેલી ઉદ્‌ઘાટનક્રિયા. હુંડિયામણમાં ઘટાડો કરવાની માંગણીનો હિંદી સરકારે કરેલો અસ્વીકાર. તા. ૯મીથી પરદેશી ઘઉં પર હન્ડ્રેડવેટે રૂા. ૧ાાની નખાયલી જકાત. મુંબઈમાં તાતા કંપનીની દેખરેખ નીચે પાંચ કરોડની ગંજાવર મૂડીથી રાસાયણિક પદાર્થો તૈયાર કરવાને સ્થપાનારી કંપની. આ મહિના સુધીમાં હિંદથી ત્રણ અબજ અઢાર કરોડ લગભગનું સોનું પરદેશ સિધાવ્યું. 'ગુજરાત કાઠિયાવાડ સ્ટીમ નેવીગેશન કંપની'ની સ્થાપના. આવકવેરાના કાયદામાં, તેમાંથી કોઇ છટકી ન શકે એ રીતે થયેલ સુધારો. રંગ અને કેમીકલ ઉદ્યોગ માટે બે કરોડની થાપણે મુંબઈમાં ઊભી થનારી એક પરદેશી કંપની.

**નવયુગ-વિજ્ઞાન**—કોલંબિયા યુનિવર્સીટીના પ્રમુખ બેલી ગોલ્ડસ્ટીન કહે છે કે, 'બટાકા અખાદ્ય પદાર્થ છે; તેનાથી દશ પ્રકારના સૂક્ષ્મ રોગ થાય છે'. સોનાથી રસેલાં વસ્ત્રોને બજારમાં મૂકવા સંબંધી ચાલી રહેલા પ્રયોગો. બોલીવિયાના સેરોડી પોટોસી પર્વતમાંથી આજસુધીમાં કઢાયેલી ચાલીશ અબજની ચાંદી.

---

વસતીનો ઊભરો પણ આકર્ષક યોજનાઓ નીચે રચાઇ શકે છે એ પણ સાથેસાથે જ વિચારી લેવું જરૂરી છે. દાખલા તરીકે ગ્રામ્યોદ્ધારની આકર્ષક-સરકારી યોજના—

એ યોજનાની આર્થિક તંત્ર ઉપર શી અસર થશે, હિંદી પ્રજાનું જીવનધોરણ એનાથી કેટલું ઊંચે જઈ ચડશે, ધીરધાર કરનારો વર્ગ કયા પ્રકારની રાક્ષસી પ્રજા છે એ બધા પ્રશ્નોને બાજુએ મૂકીએ તોપણ એટલું તો ચોક્કસ છે કે બેન્કોની એજન્સીઓ ખૂલતાં પ્રત્યેક ગામડે ધીરધારના નજીવા આશ્રય નીચે જે આઠ-આઠ દશ-દશ કુટુંબો અને એ કુટુંબોના આશ્રયે-સંખ્યાબંધ ઢોરો આજે પોષાઇ રહ્યાં છે એમાંનો મોટો વર્ગ સ્થાનભ્રષ્ટ બનશે. એ વર્ગનો પ્રવાહ શહેરો બાજુ વળતાં શહેરોની વસતી બમણી લાગશે, જીવનધોરણ દોઢું ઊંચે જઈ ચડશે, બેકારી ત્રણગણી લાગશે. કેમકે ઉક્ત રીતે સ્થાનભ્રષ્ટ થનાર વર્ગ માટે નવું કામ તો કંઇ જ લાગતું નથી.

સંસ્કૃતિપલટા અર્થે પરસ્પર બદલાવાઇને સ્થાનભ્રષ્ટ કરાયલ એ પ્રજાને સ્થાને જે નવો એજન્ટ-વર્ગ પોષાશે તે તો મૂળ પ્રજા કરતાં દશમા ભાગનો પણ નહિ હોય. ને એ સર્વના અન્તમાં આવનારી યાન્ત્રિક ખેતીના પરિણામે નિરુપયોગી બનેલાં ઢોરની સંખ્યા કે સ્થિતિની તો અહીં વાત જ અસ્થાને છે.

—o—

**ધર્મ-નીતિ-પ્રજાજીવન**—દિલ્હીશિવમંદિરસત્યાગ્રહનું ઉગ્ર સ્વરૂપ. કાનપુરની એક વિશુદ્ધ હિંદુ વિધવાએ પતિની પાછળ ઉપવાસ કરીને સ્વીકારેલો સતીધર્મ. જૈનતીર્થ કેસરિયાજી (ઉદેપુર)માં કેટલીક જૈન વ્યક્તિઓએ ઉદેપુરનરેશને સત્યાગ્રહ કરવાની આપેલ ધમકી. વ્યાયામવીર માણેકરાવનો વડોદરામાં ઉજવાયલ હીરક મહોત્સવ. ગુજરાત વિદ્યાપીઠ તરફથી નવા વર્ષના ખર્ચ માટે પ્રજા પાસે મૂકાયલ જાહેર માગણી. નવા વર્ષે હીટલર ચાર-પાંચ સંતાનની માતાઓને ધાતુના, છ-સાતની માતાઓને ચાંદીના ને આઠ સંતાનની માતાઓને સોનાના ચાંદ બક્ષશે. ૧૦-૧૧-૧૨ માર્ચે ત્રિપુરી મહાસભાની બેઠક મળશે. અમદાવાદની ભાડાંતપાસસમિતિએ ઘરભાડાંમાં સૂચવેલ પચીશ ટકાનો ઘટાડો.

**પ્રવાસ**—શ્રી ફિરોજખાન નૂન-લંડન ખાતેના હિંદી હાઈ કમીશનર-હિંદમાં; સામ્રાજ્યવાદી પ્રચાર અર્થે તેઓ કેનેડામાં પ્રવાસ કરશે. એચ. જી. વેલ્સે લીધેલી મુંબઈની ઊડતી મુલાકાત. મહાસભાના નેતાઓ તા. ૧૭મીએ મુંબઈમાં. નલિનીરંજન સરકારે લીધેલી વર્ધાની મુલાકાત. બ્રિટનના માજી પરદેશમંત્રી અમેરિકામાં, નૌકામંત્રી ફ્રાન્સમાં. જર્મનીના પરદેશમંત્રી પેરીસમાં. બ્રિટનના વડા પ્રધાન મી. નેવીલ ચેમ્બરલેઈન તરતમાં રોમની મુલાકાતે જશે. ફ્રેન્ચ વડા પ્રધાન કોર્સિકા ને ટ્યુનીસની મુલાકાતે. સર રાધાકૃષ્ણ અને નાનજીભાઈ કાળીદાસ અમદાવાદમાં. કુમારી મ્યુરિયલ લીસ્ટર હિંદની મુલાકાતે.

**સ્ત્રીજીવન**—જીનીવામાં થયેલી વિશ્વમહિલા પરિષદની સ્થાપના. વડોદરા રાજ્યની ધારાસભામાં એકપત્નીવ્રત ધારાને મળેલી મંજુરી. બ્રાઝીલ અને સિયામમાં સ્ત્રીઓની જાહેર નોકરી સામે પ્રતિબંધ. સ્ત્રીઓએ કરેલી દેશસેવા સંબંધી ફ્રાન્સના પ્રમુખે ખુલ્લું મૂકેલું સ્ત્રી-સ્મારક મંદિર. દિલ્હીમાં અખિલ હિંદ મહિલાપરિષદની બેઠક.

**પરિષદો-ભાષણો**—દિલ્હી મીન્ટો કલબમાં ભાષણ કરતાં શ્રી. ભુલાભાઈ દેસાઈએ કરાવેલાં નવયુગનાં દર્શન. મા. મુનશીએ અમદાવાદમાં ભાષણ કરતાં ગાંધીવાદ અને પ્રજાવાદની દર્શાવેલી અપૂર્વતા. નાગપુરમાં બેરીસ્ટર સાવરકરના પ્રમુખપદે હિંદુ મહાસભાની બેઠક. પટનામાં શ્રી મહમદઅલી ઝીણાના પ્રમુખપદે મુસ્લીમ લીગ પરીષદ. મુંબઈમાં પી એન. સપ્રુના પ્રમુખપદે લિબરલ પરીષદ. કાશીમાં અખીલ હિંદ વર્ણાશ્રમ સ્વરાજ સંઘની બેઠક. કોલ્હાપુરમાં શ્રી એણેના પ્રમુખપદે આર્યન મહાસભા. નવસારીમાં વડોદરા રાજ્ય મુસ્લીમ પરિષદ. કલકત્તામાં ના. વાઈસરોયનું સમવાયતંત્ર સંબંધી ભાષણ.

**ચલચિત્ર**—હિંદીઓમાં કડવાશ ઉભી કરે એવી "લખનૌનો ઘેરો" નામની ફીલ્મ ઉતારવાનો લંડનમાં પડતો મૂકાયલ કાર્યક્રમ. અમેરિકાને હવે હિંદ સંબંધી પરદેશીઓએ ઉતારેલી ફીલ્મો નથી રુચતી, તેને સાચા હિંદી પ્રજાજીવનનાં ચિત્રો જોઈએ છીએ. ફીલ્મો જ્યારે પ્રચારલક્ષી બને છે ત્યારે તે કેટલી રસવિકૃત બની જાય છે એનો દાખલો હિંદની પ્રથમ પંક્તિની ફીલ્મ કંપની 'ન્યુ થિયેટર્સ' કૃત ધરતીમાતા પુરો પાડે છે. યાન્ત્રિક ખેતીના પ્રચારનાં મંગલાચરણ 'ધરતીમાતા' ના વિશુદ્ધ નામ સાથે નહોતાં થવાં જોઈતાં. આ ફીલ્મની યોજના પછી, કે તે જોયા પછી જો 'ક્ષયનિવારણ ફંડ'માંથી 'ન્યુ થિયેટર્સ'ને તદ્દવિષયક પ્રચાર અર્થે નાણાં ધીરાયાં હોય તો તે ઉચિતજ છે.

**પ્રાન્તિક તંત્ર અને હિંદી**—મુંબઈ ઈલાકાના વડાપ્રધાન શ્રી બાલાસાહેબ ખેરે કર્ણાટકનો સ્વતંત્ર પ્રાન્ત બનાવવાની તે પ્રજાને આપેલી ખાત્રી. બંગાળમાં મિશ્ર પ્રધાનમંડળ સ્થાપવાને રચાતી યોજનાઓ. હિંદી સરકારમાં સંરક્ષણ ખાતાના મંત્રીનો નવો હોદ્દો.

**સત્યાગ્રહ**—પોતાને રેંટીયા વિષયમાં થયેલા ગંભીર અન્યાયનું નિવારણ મ. ગાંધીજી જો થોડાક સમયમાં નહિ કરી દે તો, જાણીતા લેખક અને તંત્રી ઇશ્વરલાલ વીમાવાળાએ, તેઓ બારડોલી પધારતાં તેમની ઝુંપડીએ આમરણાંત સત્યાગ્રહ કરવાની નોટીસ આપી છે. ભાવનગરમાં રેલ્વેભાડું નહિ ઘટાડવામાં આવે તો તળાજાના એક શેઠે ભાવનગરના દિવાનને આમરણાંત ઉપવાસનો સત્યાગ્રહ કરવાની ધમકી આપી છે. બ્રહ્મદેશના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ અને થોડાંક પ્રજાજન પણ એજ અમોઘ શાસ્ત્રને આશ્રયે ગયાં છે.

## Specimen–extracts
### from
# Ancient India Vol. II.

[ For other particulars, see advertisement elsewhere in this number ]

On account of his miserable family-life, Asoka, brave and valorous as he was, was always full of worries and anxieties. His mind knew no peace. As a consequence his tempera-ment, which was haughty from the first, became almost ungovernable. He is said to have once killed his five hundred queens and five hundred ministers[81]. It is for this reason that he is said to have been nick-named as "Chaṇḍāśoka"[82], though general Cunningham holds the opinion that the name owes its origin to his slaughter of the Greek generals of Alexander[83].

**The Narkālay**

It is also believed by scholars that he had got a dungeon built in Pāṭliputra, in order to inflict severe punishment on criminals. The information supplied by Hu-en-Tsāng, however, leads us to think that the dungeon was built in Ujjain and not in Pāṭliputra[84]. Does this mean that he had begun his atrocities while he was the governor of Ujjain? Or, did he use to send all criminals to Ujjain? Or, were there two capitals during his reign?

One thing is certain; and that is, that greater importance was attached to Ujjain than to Vidiśā, which was the favourite city of Chandragupta.

The legend goes that at the main gate of the dungeon was placed an executioner by Aśoka, with orders that whoever passed

---

(81) f. n. no. 56 and 13; M. S. I. pp. 491; Divyāvadān contains the account of how Aśoka put his five hundred ministers to sword and how he burnt alive his five hundred queens, in a paroxysm of rage. (The number may have been exaggerated, but the thing shows his innate cruelty of nature) p. 237.

(82) p. 227 above, and f. n. no. 83 bellow.

(83) f. n. no. 50 Chap. VII; The Bhilsa Topes. pp. 87.–The expulsion of the Greek troops and the slaughter of their chiefs (Justin XV 4).

(84) Rec. West. World, pt. II, pp. 270:–"Not far from the city of Ujjain is a stūpa where Aśokarājā got the dungeon erected."

માર્ગ રહ્યો છે અને તે સૃષ્ટિક્રમને તાબે થવાનો. ચિત્રા તેને અનુસરવા તરફ ધીરે ધીરે ખેંચાતી જાય છે.

(૫)

હવે આપણે પ્રણયની પરાકાષ્ઠા સમીપ આવી પહોંચ્યા છીએ.

મદનનું નેતૃત્વ સ્વીકારી ચૂકેલી ચિત્રા તેની સમીપ ગત રાત્રિના પ્રસંગનું શબ્દચિત્ર આલેખતાં કહે છેઃ

"સન્ધ્યા સમયે હું વસન્તકુસુમોની પાંદડીઓથી છવાયેલી તૃણશય્યા પર સૂતી; અને આખા દિવસ દરમ્યાન સંચિત કરેલા મધુરસને ટીપેટીપે પીતાં, મેં અર્જુન પાસે સાંભળેલી મારા અદ્‌ભૂત લાવણ્યની પ્રશંસા સંભારી. મારા ભૂતજીવનનો ઇતિહાસ, મારા પૂર્વભવોના ઇતિહાસ પેઠે વિસ્મૃત બન્યો. વનસ્થળોના ઉદ્‌ગરિત કલરવ, અને ગુંજતી પ્રશસ્તિઓ સાંભળવા થોડાક વિદ્યુતવેગી પ્રહરો પામતા અને તેને અંતે નયનને વ્યોમમાંથી નીચે ઢાળતાં, મસ્તક નમાવી, એક જ શ્વાસે જેને નથી ભૂતકાળ કે નથી ભવિષ્ય તેવી એક સંપૂર્ણ પળની વાર્તા આમ પૂરી કરતાં એક પણ આક્રંદ વિના માટીને પોતાનું જીવન સમર્પી દેતા પુષ્પ જેવું મને લાગ્યું.

દક્ષિણમારુતે મને આલિંગી નિદ્રાધીન કીધી. ઊંચે માથા પર કુસુમિત માલતીમંડપમાંથી મારા દેહ પર શાન્ત ચુંબનો વર્ષ્યાં. મારા કેશ પર, સ્તનપ્રદેશ પર, પગ પર, પ્રત્યેક પુષ્પે મૃત્યુને આધીન થવા એક એક શય્યા સ્વીકારી. મને લાગ્યું કે કોઈ તીવ્ર આતુરદૃષ્ટિ દીપશિખાની ટમટમતી અંગુલિ પેઠે મારા નિદ્રાધીન દેહને સ્પર્શી રહી છે. હું ચમકી ઊઠી અને જોયું તો મારી સમક્ષ પેલો તપસ્વી ઊભો હતો. ક્ષણભંગુર માનવ-આકૃતિમાં ભરેલી દિવ્યકળાના આ આશ્ચર્યને પર્ણઘટામાંથી નિહાળવા ડોકાવતો ચન્દ્ર પશ્ચિમ તરફ સરક્યો હતો, વાતાવરણ સૌરભે લચી રહ્યું હતું. નિશાની નિરવતા તમરાંના ગણગણાટથી ગુંજિત બનતી હતી. વૃક્ષોનાં પ્રતિબિંબ સરોવરમાં નિશ્ચલ ઝૂકી રહ્યાં હતાં. અને હાથમાં દંડ સાથે, તે કોઈ અરણ્યવૃક્ષ સમો ઊંચો ટટ્ટાર ઊભો હતો. મને લાગ્યું કે નયન ખોલતાં હું જીંદગીનાં સઘળાં વાસ્તવ સ્વરૂપો માટે મૃતશાયી બની ગઈ હતી, અને કોઈ છાયા પ્રદેશે સ્વપ્ન-જન્મ પામી હતી. મેં તેનો અવાજ સાંભળ્યોઃ "પ્રિયા ઓ મુજ પ્રિયતમા!" અને મારી સઘળી જીંદગીઓએ એક જ જીંદગીમાં ગુંજિત થઈ તેને ઉત્તર આપ્યોઃ "લઈ લ્યો મને, હું જે કાંઈ છું તે સર્વ લઈ લ્યો!" અને મેં તેની તરફ મારા હાથ લંબાવ્યા. રજનીનાથ વૃક્ષો પાછળ અસ્ત પામ્યા, અંધારના એક એક પડદાએ બધું આવરી લીધું. સ્વર્ગ અને પૃથ્વી, સ્થળ અને સમય, સુખ અને દુઃખ જીવન અને મૃત્યુ—એક અસહ્ય આનંદસમાધિમાં ભળી ગયાં. પ્રકાશના પ્રથમ ચમકારે, પંખીનાં પ્રથમ ગાને હું ઊઠી ને ડાબા હાથને અઢેલી બેઠી. પ્રભાતના બીજચન્દ્ર શા ઓષ્ટ પર પ્રસરતા એક આછા સ્મિતસહ તે સૂતો હતો. પ્રભાતની ગુલાબી પ્રભા તેના ભવ્ય લલાટ પર પડી. નિઃશ્વાસ નાખી હું ઊઠી. તેના વદન પર વર્ષતા ભાસ્કરને આચ્છાદવા મેં સુકોમળી વેલો એકઠી કરી. મારી આસપાસ મેં નિહાળ્યું અને એ જ જુની પૃથ્વી જોઈ હું કેવી હતી તે મને યાદ આવ્યું અને પોતાના જ પડછાયાથી ભયભીત બનેલા વનમૃગ પેઠે શેફાલી પુષ્પોથી છવાયેલા વનમાર્ગ પર હું દોડી-દોડી જ ગઈ. એક એકાંત ખૂણો મને દેખાયો અને નીચે બેસી બન્ને હાથ વતી મેં મારું મુખ ઢાંકી દીધું-અને રડવાનો પ્રયત્ન કર્યો પણ આંખમાં આંસુ આવે જ નહિ." [અનુસંધાન પૃ. ૪૮૧]

# વટપદ્ર(વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો

લેખકઃ પં. લાલચંદ્ર ભગવાન્ ગાંધી [ પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા ]

[ ૫ ]

વિ. સં. ૧૫૪૦ (શાકે ૧૪૦૬)માં ચૈત્ર શુ. ૨ શનિ. ગૂર્જર-ધરિત્રી પર મહારાજાધિરાજ સુલતાન પાતિશાહ મહમૂદનું રાજ્ય હતું, તે સમયમાં ગંધારબંદિરમાં વાસ કરતા ગુર્જરવૃદ્ધજ્ઞાતિના વાટાદર[1]પુરીય શાહ જીવાએ લખાવેલ સુકૃત(સૂક્ત)રત્નાકર ગ્રંથની પ્રતિ મળે છે. તેના અંતમાં સૂચવ્યું છે કે-સાહ ભાષ(ખ)રના સુત પરમશ્રાવક જિનધર્મ-પ્રભાવક સદાચાર-ધર્માધાર શાહ ભાદા થઈ ગયા. તેની ભાર્યા સમસ્ત સતીઓમાં શિરોમણિ, વિનયાદિ સદ્‌ગુણોને ધારણ કરનારી શ્રાવિકા નારંગદેવિ હતી. તેમને (૧) જીવા, (૨) જીણા અને (૩) વિદ્યાધર નામના ત્રણ પુત્રો હતા. શાહ જીવાને જીવાદે ભાર્યાથી (૧) સહસકિરણ અને હાંસલદે નામની બીજી ભાર્યાથી (૨) સહસમલ્લ એમ બે પુત્રો હતા. શાહ ભાદા પરલોક-વાસી થયા પછી શાહ જીવાએ વૃદ્ધતપાપક્ષના ગચ્છનાયક ઉદયસાગરસૂરિના બે પટ્ટધરો (૧ લબ્ધિસાગરસૂરિ, ૨ શીલસાગરસૂરિ)માંથી શીલસાગરસૂરિના ઉપદેશથી પોતાના શ્રેય માટે ઉપર્યુક્ત ગ્રંથ લખાવી તેમને વાચનાર્થે અર્પણ કર્યો હતો. ગંધારવાસી ઔદીચ્ય[2] જ્ઞાતિના મૂલરાજના પુત્ર પં. દુદાએ લખેલી આ પ્રતિ, અમદાવાદમાં પં. પ્રતાપવિજયના સંગ્રહમાં છે.

વિ. સં. ૧૫૪૨માં માધવ. ૯ શનિ. વટપદ્રમાં વાસ કરનાર વાયડજ્ઞાતિના દોશી કુટુંબમાં થયેલા મણોરની ભાર્યા [મ]ણાઈએ પોતાનાં શ્રેય માટે કરાવેલ અને વૃદ્ધતપાપક્ષના ભટ્ટારક જ્ઞાનસાગરસૂરિના પટ્ટધર ભ. ઉદયસાગરસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ કુંથુનાથ જિનની મુખ્યતાવાળો ચતુર્વિંશતિપટ્ટ (ધાતુમય ૨૪ જિન-મૂર્તિ) ડભોઈમાં સામલા પાર્શ્વનાથના જૈનદેહરામાં છે [ બુદ્ધિ. જૈનપ્રતિમા—લેખસંગ્રહ ભા. ૧, લે. ૧૩ ]

**વટપદ્રીય (વડોદરીયા) ગચ્છ**

જૈનોના શ્વેતાંબર સંપ્રદાયના પૂર્ણિમાપક્ષ (વિ. સં. ૧૧૫૯થી પ્રખ્યાત)ની અનેક શાખાઓ પ્રકટ થયેલી જણાય છે. તેમાંની કેટલીક પ્રધાનશાખા, ચતુર્થશાખા, સાધુપૂર્ણિમા એવા નામથી ઓળખાય છે, તેવી રીતે કેટલીક શાખાઓ ગામ-નગરોના નામથી પણ પ્રસિદ્ધિમાં આવી છે. કછૂલીગામના નામથી કછૂલી (બીજી શાખા-કાછેલા-કછોલીવાલ પૂનમીયા ગચ્છ), છાપરી ગામના નામથી છાપરીઆ, ભીમપલ્લીના નામથી ભીમપલ્લીય, ભૃગુકચ્છ (ભરૂચ)ના નામથી ભૃગુકચ્છીય શાખાના ઉલ્લેખો જાણવામાં આવ્યા છે, તેમ વટપદ્ર (વડોદરા)ના નામથી વટપદ્રીય શાખાનું નામ પ્રસિદ્ધ થયું હતું—એમ જાણવામાં આવે છે. એમાંના મુખ્ય આચાર્યો કે સાધુઓ વટપદ્ર (વડોદરા)ના નિવાસી હોવા જોઈએ,

—વિશેષમાં ઉપર્યુક્ત સારંગ મંત્રી ડી(દી)સાવાલ જ્ઞાતિના હતા, તેમની માતાની જૈનધર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધા અને પ્રેરણા હતી; તથા તે મંત્રીએ શત્રુંજયની યાત્રા કરી હતી—એમ વિ. સં. ૧૫૨૧ માં પં. શુભશીલે રચેલ પંચશતીસંબંધ (કથાકોશ)ની ૩૮ મી કથા પરથી જણાય છે.

૧ પ્રશસ્તિસંગ્રહમાં પ્રકટ થયેલ વાટાદરપુર એ વડોદરા કે વટાદરા નામ સાથે સંબંધ ધરાવે છે.

૨ પ્રશસ્તિસંગ્રહમાં દીવજ્ઞાતીય અને દુદાક એવું અશુદ્ધ પ્રકટ થયું છે.

અથવા તેમનો વડોદરા સાથે નિકટ સંબંધ હશે, એમ સહજ અનુમાન થઈ શકે. આ વટપદ્રીય શાખા ક્યારથી પ્રકટ થઈ? ક્યા આચાર્ય યા સાધુથી પ્રખ્યાત થઈ? એ હકીકત હજી પ્રકાશમાં આવી નથી; તેમ છતાં વિક્રમની સોળમી સદીના પૂર્વાર્ધમાં એ શાખાના આચાર્ય હતા અને તેઓના ઉપદેશથી તે સમયમાં પ્રતિષ્ઠિત થયેલી જૈનપ્રતિમા, લેખ સાથે જાણવામાં આવી છે.

વિ. સં. ૧૫૪૭માં માઘ શુ. ૧૦ ગુરુવારે શ્રીશ્રીમાલજ્ઞાતિના વ્યવહારી કાંતાની ભાર્યા કશ્મીરદેના સુત મેહાની ભાર્યા માણિકીએ પોતાના શ્રેય માટે જીવિતસ્વામી શ્રીસુમતિનાથનું બિંબ કરાવ્યું હતું; તેની પ્રતિષ્ઠા, વટપદ્રીય પૂર્ણિમાપક્ષમાં થયેલા દેવસુંદરસૂરિના ઉપદેશથી અં(ઔં)પૂવાડામાં થઈ હતી. એમ રાધનપુરના શાંતિનાથ—જિનમંદિરમાં રહેલી ધાતુમય જિન-પ્રતિમાના લેખ પરથી જણાય છે.[૧]

આ જ વટપદ્રીય શાખા આગળ જતાં ગચ્છના નામથી જાણીતી થઇ લાગે છે. જેમ બ્રાહ્મણોની અને વણિકોની જૂદી જૂદી ચોરાશી જ્ઞાતિઓ ગણાય છે; તેમ જૈનશ્રમણોના જૂદા જૂદા સમુદાયો ૮૪ ગચ્છોના નામે ઓળખાય છે. શ્રાવક ભ. મસિંહ માણક તરફથી છપાયેલા જૈનપ્રબોધ (પૃ. ૬૨૧)માં તથા સ્વ. બુદ્ધિસાગરસૂરિજીએ ગચ્છમત-પ્રબંધ (પૃ. ૨૮૨–૨૮૪) માં પોતાના સંગ્રહમાંની પટ્ટાવલીની પ્રતિ પરથી ૮૪ ગચ્છોનું જે લિસ્ટ પ્રકટ કરાવ્યું છે, તેમાં આ વટપદ્રીય શાખા (ગચ્છ)નું નામ જણાતું નથી; તો પણ દોઢસો વર્ષ પહેલાંની બીજી યાદીઓમાં જણાય છે. વિ. સં. ૧૮૩૧માં અને ૧૮૩૯માં લખાયેલાં જણાતાં પૂનાના ગ્રંથ-સંગ્રહમાંનાં બે પાનામાં જૂદી જૂદી ૮૪ ગચ્છોની નોંધ જણાય છે; તેમાં નં. ૪૧માં **વડોદરીયા** ગચ્છ નામનો ઉલ્લેખ જોવામાં આવે છે.[૨] આ ગચ્છ ઉપર જણાવેલ પૂર્ણિમા-પક્ષની વટપદ્રીય શાખાથી જૂદો નહિ હોય—તેમ ધારવામાં આવે છે.

**લખાયેલી જૈનપ્રતિયો**

વિ. સં. ૧૫૮૫માં વટપદ્રનગરમાં વાસ કરનાર શાહ જિનદાસની પુત્રી ઈંદ્રાણી માટે તપાગચ્છના સૌભાગ્યહર્ષસૂરિના અનુયાયી પં. હર્ષવિજય-ગણિના શિષ્યે લખેલી ઉપદેશરત્નમાલા (પ્રા.)ની પ્રતિ પાટણમાં જૈનસંઘના પુસ્તક-ભંડારમાં છે.

તપાગચ્છાધિપતિ સોમસુંદરસૂરિ (સ્વ. વિ. સં. ૧૪૯૯)ના શિષ્ય વિશાલરાજસૂરિના પ્રશિષ્ય અને પં. મેરુરત્નગણિના શિષ્ય સંયમમૂર્તિ ગણિએ વટપદ્રનગરમાં વિક્રમની સોળમી સદીના ઉત્તરાર્ધમાં લખેલી ઉપદેશમાલાની અવચૂરિવાળી પ્રતિ પાટણના તપાગચ્છના ભંડારમાં છે.

**અંબિકા—ભક્ત જૈન ગૃહસ્થો**

વિક્રમની સોળમી સદીના પૂર્વાર્ધમાં થયેલા જણાતા ઉપકેશગચ્છના ઉપાધ્યાય કર્મસાગરના શિષ્ય ઉપાધ્યાય દેવકલ્લોલના ચરણ-કમલને નમન કરી તેમના કોઈ અનુયાયીએ લખેલું એક ઐ. ટિપ્પણું વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિર (નં. ૫૬૮)માં વિદ્યમાન છે; તેમાં ઉપકેશગચ્છને માનનારા જૂદા જૂદા ગામમાં વસતા જૂદી જૂદી જ્ઞાતિના જૈન ગૃહસ્થોના કુટુંબ-પરિવારની વંશાવલી-નામાવલી છે. વિક્રમની અગીઆરમી સદીથી સોલમી સદીના પૂર્વાર્ધ (વિ. સં. ૧૫૨૯) સુધીનાં કેટલાંક પ્રતિષ્ઠાદિ કાર્યોની નોંધ એમાં વાંચવામાં

૧ સ્વ. શ્રીવિજયધર્મસૂરિ-સંગૃહીત અને 'મુનિરાજ વિદ્યાવિજય—સંપાદિત પ્રાચીનલેખસંગ્રહ ભા. ૧, લેખ ૪૯૫ (ય. વિ. ગ્રં. પ્ર.)માં સહજ અશુદ્ધ વટપ્રદીય અને પૃ. ૩૫ માં 'જુદા જુદા ગચ્છાન્તર્ગત શાખાઓ'માં વટપ્રદીય છપાયું છે, ત્યાં વટપદ્રીય હોવું જોઇએ.'

૨ જુઓ-શ્રીજિનવિજય-સંપાદિત જૈનસાહિત્ય-સંશોધક [૧૯૮૩-૮૪ ખંડ ૩, અંક ૧, પૃ. ૩૦-૩૪]

આવે છે. સંસ્કૃત અને પ્રાચીન ગુજરાતી ભાષામાં પડિમાત્રાવાળી મનોહર નાગરી લિપિમાં કપડાં પર બંને બાજૂ લખાયેલા આ પચ્ચીશ ફૂટ અને ૮ ઈંચ લાંબા તથા સાડાનવ ઇંચ પહોળા ટિપ્પણામાં વડઉદ્રાગ્રામ તથા વટપદ્ર અને વડઉદ્ર નામનો પણ નિર્દેશ છે અને ત્યાં વસનારે અંબિકાભક્ત (કુલદેવી તરીકે અંબિકાને માનનારા) લઘુશાખીય મં. વસ્તાના પરિવારનાં તથા સા. ખીમા અને સા. સધરણ વિગેરેનાં નામો છે. ઉપર્યુક્ત ઉપકેશગચ્છના ઉ. દેવકલ્લોલના શિષ્ય દેવકલશે વિ. સં. ૧૫૬૯માં રચેલ ઋષિદત્તાચોપાઈ પાટણના તપાગચ્છ જૈનપુસ્તકભંડારમાં જણાય છે.

**વડોદ્રીયા બ્રાહ્મણો**

સ્કંદ મહાપુરાણમાં ત્રીજા બ્રાહ્મખંડના પૂર્વભાગમાં ધર્મારણ્ય-માહાત્મ્યના જ્ઞાતિ-ભેદ-વર્ણન નામના ૩૯મા અધ્યાયમાં વડોદ્રીય અન્વયનો ઉલ્લેખ છે. ત્યાં વડોદ્રીયા બ્રાહ્મણોમાં ૧ કુશ, ૨ કુત્સ, ૩ વત્સ અને ૪ ભારદ્વાજ નામના ચાર પ્રવરો હતા–એમ જણાવ્યું છે.[1]

સ્કંદ-પુરાણનો એ ધર્મારણ્ય-માહાત્મ્યવાળો ભાગ કુમારપાલના અને તેના વંશજોના રાજ્ય-કાલ પછી ઘણો મોડો બન્યો હશે–એમ તેમાં જણાવેલા કુમારપાલના કાલ્પનિક અસંબદ્ધ સંબંધ વગેરેથી જણાય છે. વટપત્ર (દ્ર) વસાવ્યાની એક કિંવદન્તી સ્કંદપુરાણમાં છે.[2]

## વિક્રમની સત્તરમી સદીમાં

**ચિંતામણિ પાર્શ્વનાથ સ્તવન**

વટપદ્રનગરના શૃંગારરૂપ ચિંતામણિ પાર્શ્વનાથનું ૧૪ કડીનું એક ગુજરાતી સ્તવન પાટણમાં મો. મોદીના ભંડારમાં રહેલું અમ્હે વિ. સં. ૧૯૮૨માં પાટણના જૈનભંડારોના અવલોકન-પ્રસંગે જોયું હતું, તેના કર્તાનું નામ સ્પષ્ટ જણાતું નથી. પોથી સત્તરમી સદીમાં લખાયેલી જણાય છે. તેના પ્રારંભમાં પંડિત વસ્તાગણિ ગુરુને નમન કરેલું હોવાથી લેખક તેનો શિષ્ય જણાય છે.

વડોદરામાં ઘડિયાળી પોળમાં પીપળાશેરીના જૈનમંદિરમાં એક ગભારામાં મૂલનાયક તરીકે ચિંતામણિ પાર્શ્વનાથની પ્રાચીન મનોહર ભવ્ય મૂર્તિ છે; તે ચિંતામણિ પાર્શ્વનાથને ઉદ્દેશી ઉપર્યુક્ત સ્તવન રચાયેલું જણાય છે.[3]

**ભાવસાર કવિ ભીમ**

વટપદ્ર નગરમાં રહેતા ભાવસાર જ્ઞાતિના જૈનકવિ ભીમે વિ. સં. ૧૬૨૧ના ભાદ્રપદ શુદિમાં ગુજરાતી ભાષામાં ૩૦૦ કડી જેટલો શ્રેણિકરાસ (પ્રથમ ખંડ) રચ્યો હતો. તેની મુનિ સારક્ષકે (?) પોતાના પઠન માટે લખેલી

---

૧ " वडोद्रीयान्वये जाताश्चत्वारः प्रवराः स्मृताः ।
कुशः कुत्सश्च वत्सश्च भारद्वाजस्तथैव च ॥ "

—વિશેષ માટે જુઓ સ્કંદપુરાણ (મુંબઈ વેંકટેશ્વર સ્ટીમ્ પ્રેસ દ્વારા સં. ૧૯૬૬માં પ્ર.)

૨ 'ઐતિહાસિક દષ્ટિએ વડોદરા શહેર' લેખમાં રા. જગજ્જીવનદાસ મોદીએ સૂચન કર્યું છે. [જૂઓ 'શારદા' સપ્ટેમ્બર ૧૯૩૨ પૃ. ૪૭૬].

૩ આદિમાં "પંડિતશ્રીવસ્તાગણિગુરુભ્યો નમઃ ।" પછી આ પ્રમાણે પ્રારંભ છે—

"જયુ જગ-ગુરુ દેવાધિદેવ, તું ત્રિભુવન—તારણ; રોગ સોગ-અપહરણ ધીર, શિવ-સંપદ-કારણ.
રાગાદિક-જે અંતરંગ, રિપુ તેહ નિવારણ; નિઠુયાનુ–શલ્ય જે માયા મોહ, ભટ હેલા-ભંજણ.
શ્રીચિંતામણિ પાસજિણ, વટ્ટપદ્રનયર—શૃંગાર; મનહ મનોરથ-પૂરણઉ, વંછિત ફલ—દાતાર. ૧"
અંતમાં—" શ્રીચિંતામણિ-પાસજિણ । ગુણસાર અવધારી; કૃપા કરો મુઝ ઉપરિં, જિમ ન પડું સંસારિ. ૧૪"

પાંચ પાનાવાળી પોથી વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરમાં છે.[1]

**ભીમજી ઋષિ**

એ જ કવિ **ભીમ** આગળ જતાં લુંકામતમાં સાધુ થઇને **ભીમજી ઋષિ** નામથી જાણીતા થયા પછી વિ. સં. ૧૬૩૨માં વટપદ્ર(વડોદરા)માં ૯ યતિઓ અને ૩ મહાસતીઓ સાથે ચોમાસું રહ્યા હતા, ત્યારે તેણે ઉપર્યુક્ત શ્રેણિક-રાસનો બીજો ખંડ રચ્યો હતો. તેમાં પૂજ્ય ગુરુ વરસિંહ ઋષિની સાક્ષીએ તેમના પ્રસાદથી રચેલા આ રાસનો ત્રીજો ખડ રચવા પણ ઇચ્છા દર્શાવી છે.[2]

[ચાલુ]

---

૧ જુઓ—"વટપત્ર(દ્ર) નયર મઝારિ, સંવત ૧૬૨૧ [સોલ એક]વીસઈ;
ભદ્રપદ સુદિ શુભ વાર, પ્રારભ........[દીસઇ] પુન્ય. ૪૨
કુલસહુ (કલશ)
કાઈક કવિ—મતિ, કાઈક શાસ્ત્રમતિ, સધર સંગતિ પામીઇ;
શ્રેણિક-રાસ કીઓ અભ્યાસ(અતિ ઉલ્હાસઈ), જ(જિ)ન-વાણી સિર નાંમીઈ. ૪૩
ગૌતમ—પાએ સારદ માએ, ચિત્ત રાખૂ(ખૂ) ચરણે સમુ;
**ભાવસાર ભીમુ** કર જોડી બોલિ, સાધુ સવેનઇ ચરણે હું નમૂ. પુન્ય૦ ૪૪
ઇતિ શ્રેણિક-રાસ સમાપ્ત. લિખિત મુની સારક્ષકઃ સ્વયં પઠનાર્થં."

૨ તેનો પ્રારંભ આ પ્રમાણે છે—" ૐ નમો સિદ્ધસ્સ.
વસ્તુ— માત સરસતિ—તણઈ સુપસાય,
રાજા શ્રેણીક તેહ તણઉ પ્રબંધ રાસ રસાલ કીધઉ,
ગુણી ગુર શ્રીવરસિંધરષિ—તણઈ પ્રસાદિ સઉ અર્થ સીધઉ;
પ્રથમ ખંડ પુરઉ કરિઉ, જિન—વાણી—સુપસાય,
બીજઉ ખંડ પ્રારંભ કરું, વાણિ દ્યઉ મુઝ માય." ૧
તથા તેના અંતમા રચના-સ્થલ, રચના-સમય અને પોતાની ગુરુ-પરંપરા જણાવી છે—
"એક ખંડ પિહિલૂ કીધઉ, જસ રે સારદા લીધઉ;
બીજઉ ખંડ ગૌતમ નામઈ, [મનહુ] મનોરથ સીધઉ. પુનિ. ૮
**વટપદ્ર** નયરિં સંવત **સોલ** **બત્રીસઈ**,
ભાદ્રપદ વદિ બીજઈ સુક્ર(ક્ર)ઈ એ પ્રારંભ. ૯
કાંઈ સુકવિ-મત્ય કાંઈ સુશાસ્ત્રોગતિ સાધ-સંગતિ મિલહી;
કુંરપાલ રવિ અમ્હે રહ્યા ચઉમાસું, કથા એ મુઝનિ કહી. ૧૦
કુંરપાલરષિ સખિ **પારહા** મુનિવર-ભગતુ રષિ **માણક્ય** સહી;
અનુક્રમિ નવ જતી ત્રણ્યિ માહસતી, ચઉમાસિ **વટપદ્ર** રહી. ૧૧
તેહ સાનધિ રચ્યઉ રંગિ, બીજઉ ખંડ સોહામણઉ;
ત્રીજઉ ખંડ કરવા મન યાઇ, જુ વર હુઇ સારદા-તણઉ. ૧૨
જીવરષિ—પાટિ શ્રીઆચાર્ય, **વરસિંહજી** ઉદોત કરો;
આવઈ શ્રીપુજ્ય શ્રીઆચારય, વરસિંહજીનિં પદ ધરું. ૧૩
જયવંતા શ્રીપુજ્ય આચારય, ભાવિ ભગતિ સિર નામીઈ;
ગુણવંત ગુણનધિ તેહ નામિ, મન—વંછિત ફલ પામી[ઈ]. ૧૪
ગૌતમ સ્વામી લબધિ આપઉ, યેન વાણી ચરણે ધરું;
વરસિંહરષિનું નામ, ....................રાસ રચીઉ ખરું. ૧૫
વરસિંહરષિ—સખિ **ભીમજી**, કીધઉ રાસ એ રલીયામણઉ;
નર નારિ ભણસઈ જેહ, સુણસ્યઇ ફલસિ મનોરથ મન-તણઉ. ૪ ૧૬
ઇતિ શ્રીશ્રેણીકરાસ દ્વિતીયખંડ"
[વડોદરાના પ્રાચ્યવિદ્યા-મંદિરની ૨૧ પત્રવાળી પોથીના આધારે આ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.]

# કલ્પિત સમાજદ્રોહી

રતિલાલ ઉકાભાઈ પરેલ, બી. એ. (ઓનર્સ)

**પો**તાની ચિત્રશાળામાં સુધાકર આજે અત્યંત નિરાશ થઈને બેઠો હતો. આસપાસ લટકાવેલ ચિત્રોમાં સૌંદર્ય અને કલા મૂકીને તેણે જે આકૃતિઓ રચી હતી તે સજીવન બનીને ભૂતડાંની પેઠે તેની સમક્ષ ઘૂમવા લાગી. અન્ય અધૂરાં પડેલાં ચિત્રો તેનો ઉપહાસ કરતાં હોય એમ તેને જણાયું. ચિત્રફલક અને પીંછી તથા જૂદા જૂદા રંગની પ્યાલીઓ જોતાં સુધાકરને પહેલી જ વખત કમકમાટી છૂટી. તેના હૃદયમાં કોઈ અકથ્ય વેદના થવા લાગી. પોતાની અત્યારની સ્થિતિને બદલે થોડા દિવસો પહેલાં પોતે કેટલો સુખી હતો તે વિચારથી તે ભૂતકાળનાં મનોહર દશ્યો યાદ કરવા લાગ્યો.

ગુજરાતના સમર્થ ચિત્રકાર લેખે ખ્યાતિ મળ્યા પછી સુધાકરની મહત્ત્વાકાંક્ષા હિંદભરમાં સુપ્રસિદ્ધ ચિત્રકાર બનવાની હતી. પોતાના મિત્ર કુંદનલાલ અને તેની પત્ની સુશીલાના પ્રોત્સાહનથી સુધાકર એ અભિલાષા પૂરી કરી શક્યો. કલાને ખાતર સંસાર પણ ન માંડવાના મતનો તે હતો. કુંદનલાલનો આગ્રહ છતાં તેણે લગ્ન ન કર્યું. તેને તો પોતાની ચિત્રસૃષ્ટિમાંથી જ જીવનનો આનંદ મળી રહેતો અને સુધાકર થોડા વખતમાં તો આંતરરાષ્ટ્રિય કલાજગતમાં નામચીન ચિત્રકાર તરીકે જાણીતો થયો.

સુધાકરની દૃષ્ટિ સમક્ષ આ ઉજ્જ્વળ ભૂતકાળનાં દશ્યો ચિત્રપટના પડદા પર ત્વરિત પસાર થતાં ચિત્રોની પેઠે તરવરવા લાગ્યાં. સૌ કોઈને પોતાની પ્રભાથી આંજી નાખે એવી કોડામણી કીર્તિદેવીની જ્વલ્લત્યમાન પગલી સુધાકરની નાનકડી મઢુલીમાં હજુ તો ઝાંખી પણ થઈ નહોતી ત્યાં અચાનક તેના જીવનમાં પ્રથમ વખત જ વિષાદની ઘેરી ઘટા ફેલાઈ ચૂકી. માત્ર એક જ પ્રસંગથી તેના સુખી જીવનમાં અગ્નિશિખાનો તીવ્ર આતશ તેના સમગ્ર માનસદેહને વીંટળાઈ વળ્યો. સુધાકર એ પ્રસંગને ભૂલ્યો નહોતો. પોતાના સુવર્ણરંગી ભૂતકાળને એક જ ક્ષણમાં ખાખ કરનાર એ ઘટના તેને અત્યારે સતાવી રહી હતી.

"આ ચિત્રકાર સમાજનો દ્રોહી છે." આ એક જ વાક્યથી સુધાકરના અંગેઅંગમાં અગ્નિ પ્રગટ્યો હતો. પોતાના મિત્ર રમણલાલને ત્યાં એક અપરિચિત વ્યક્તિના એ ઉદ્ગારોથી સુધાકરના કાનમાં ભઠ્ઠીમાંથી તાજા જ કાઢેલા સળિયા ભોંકાતા હોય એવી કારમી વેદના તે હજુ પણ સહન કરતો હતો. રમણલાલને ત્યાં લાંબા સમયે આવેલ તેનો બાલપણનો મિત્ર પીયૂષ દિવાનખાનામાં લટકાવેલાં ચિત્રો જોતો હતો. સુશીલાના ચિત્ર પાસે આવતાં તેને અચાનક આંચકો લાગ્યો. રમણલાલ અને તેની પત્ની ચંદ્રિકાને નવાઈ લાગી.

"પીયૂષભાઈ, કેમ એ ચિત્ર તમને ન ગમ્યું?" ચંદ્રિકાએ પૂછ્યું.

પીયૂષે સંકોચ ધરતાં કહ્યું: "ભાભી, એ ચિત્ર કાઢનાર સમાજનો દ્રોહી છે."

"સમાજનો દ્રોહી?" રમણલાલ અજાયબ થઇ બોલી ઊઠયા. પીયૂષે પૂછ્યું: "એ ચિત્ર કોનું છે?"

"મારી સહિયર સુશીલાનું." ચંદ્રિકાએ કહ્યું.

"ચિત્રકાર કોણ છે?" પીયૂષે ફરી પૂછ્યું.

"આંતરરાષ્ટ્રિય ચિત્રકલામાં પ્રથમ પારિતોષિક મેળવનાર ચિત્રકાર સુધાકરે એ ચિત્ર ચીતરેલ છે." રમણલાલે પીયૂષને આંજી નાખવા આટલો લાંબો પરિચય આપ્યો.

ઊંડા વિચારમાં હોય તેમ પીયૂષે ધીમેથી કહ્યું: "મને તો એ ચિત્રકાર સારો માણસ નથી લાગતો."

ચંદ્રિકાએ હસતાં હસતાં કહ્યું: "અરે, પીયૂષભાઈ, એ બિચારો તો બહુ ભલો માણસ છે."

રમણલાલે વિશેષ ઉમેર્યું: "તે ખરાબ થવા ઇચ્છે તો પણ થઈ શકે એમ નથી. પીયૂષ! તમે તો કંઈ ભ્રમણા થઈ જણાય છે."

પીયૂષે ભવાં સંકોચીને કહ્યું: "તમે ભલે ન માનો પણ આ ચિત્ર સર્જતી વખતે તેનું માનસિક વલણ ઇષ્ટ નથી લાગતું."

રમણલાલે કુતૂહલથી પૂછ્યું: "પણ, પીયૂષ, આ ચિત્રમાં તને કયે સ્થળે એવું જણાયું? સુશીલા જેવી સાત્ત્વિક યુવતિના આ પ્રતીકમાં ચિત્રકારે પોતાની બધી શક્તિ ખર્ચીને તેને સજીવ બનાવવા પ્રયાસ કર્યો છે."

પીયૂષે ચિડાઇને કહ્યું: "તમે લોકો એ સમજી શકશો નહિ. સુશીલાના મુખ પર મંદ સ્મિત મૂકતી વખતે ચિત્રકારની પીંછી સંકોચ ધરતી હોય એમ જણાય છે."

ચંદ્રિકા મૌન ધરી શકી નહિ: "પીયૂષભાઈ, તમારી ભૂલ થતી હોય એમ મને લાગે છે. સુશીલાનું મંદ સ્મિત રજુ કરતી પ્રત્યેક રેખા એટલી સ્પષ્ટ છે કે તમારી માન્યતા બિલકુલ નિરાધાર થઈ પડે છે."

પીયૂષે કંટાળીને કહ્યું: "તમારી કલ્પનામાં ઊતરે એવી એ વસ્તુ નથી. ચિત્રકાર એ રેખાઓ મૂકે છે ત્યારે તેના માનસમાં હલકી વૃત્તિ પ્રબળ બની હોય એમ જણાય છે. સુશીલાના સૌંદર્યથી મુગ્ધ બનીને એ ચિત્રકાર જ્યારે તેના મુખ પર મંદ સ્મિતના ભાવો મૂકે છે ત્યારે તેની પીંછી જ અટકી પડતી હોય એટલી ધીમી ગતિ ધારણ કરે છે. હું તો માનું છું કે આ ચિત્રકાર સમાજનો દ્રોહી છે."

પોતાની લીધેલ હઠને વળગી રહેનાર અને તેમાં જરાપણ નમતું ન આપવાની આદતવાળા પીયૂષને વધૂ પ્રશ્નો પૂછીને ન ચિડવવો એમ રમણલાલે અને ચંદ્રિકાએ મનમાં જ નક્કી કરી લીધું અને અન્ય વાતોમાં ત્રણે જણ એ પ્રસંગને ભૂલી ગયાં. પછી તો થોડા દિવસ આનંદમાં ગાળીને પીયૂષ જતો રહ્યો.

સુશીલા અને કુંદનલાલ, રમણલાલ તથા ચંદ્રિકા સાથે મીઠો સંબંધ રાખતાં, એટલે એમના પરિચયની સાથે સુધાકર પણ રમણલાલ તથા ચંદ્રિકાનો મિત્ર બન્યો હતો. રમણલાલને ત્યાં તે ઘણી વખત ફુરસદને સમયે આવતો. ઉપલી ઘટના બન્યા પછી એટલે કે પીયૂષ જતો રહ્યો તે પછી એક દિવસે તે રમણલાલને ત્યાં આવ્યો હતો. અન્ય આડકથાઓમાંથી અચાનક ચંદ્રિકાએ સુશીલાના ચિત્રને લગતો પીયૂષનો અભિપ્રાય તેણે સુધાકરને કહ્યો. પ્રથમ

તો આ અભિપ્રાય સાંભળી સુધાકર હસ્યો. તેને ખાત્રી હતી કે પોતાના ચિત્રમાં એવો ભાવ નથી, છતાં આવો વિચિત્ર અભિપ્રાય સાંભળીને તેને નવાઈ તો લાગી જ. બીજી જ પળે અજાયબ થએલ સુધાકરને ચંદ્રિકાએ પૂછ્યું:

"સુધાકરભાઇ, તમને આ બાબતમાં શું લાગે છે?"

રમણલાલે એ વાતને ઉડાવી દેવા કહ્યું: "ચંદ્રિકા, તું પણ પીયૂષની જેમ નિરર્થક વાતોમાં રસ લેવાનું ક્યાંથી શિખી? સુધાકરને વિષે આવું ધારવું એ જ મને તો વિચિત્ર લાગે છે."

સુધાકર વિશેષ નવાઇ પામીને કહેવા લાગ્યો: "મને પણ અજાયબી થાય છે. કે એ ચિત્રમાં આવો ભાવ આવે જ શી રીતે? અને જો એમ હોય તો તો હું ખરેખર અત્યંત નાલાયક માણસ ગણાઉં."

ચંદ્રિકા બોલી ઊઠી: "પીયૂષભાઇએ પણ એમ જ કહ્યું હતું કે 'આ ચિત્રકાર સમાજનો દ્રોહી છે'."

રમણલાલ અને ચંદ્રિકાને પછી તો અન્ય વાતોમાં આ સંબંધી કંઈ પણ ઉચ્ચારવાનું યાદ આવ્યું જ નહિ. સુધાકરની સજ્જનતા વિશે તેમને પૂરતી ખાત્રી હતી એટલે વધુ પૂછગાછ કરવાનું તેમને કંઇ કારણ પણ નહોતું. સુધાકર પણ એ ક્ષણે તો પ્રસંગને અન્ય વાતોમાં ગુંચવાઈ જવાથી ભૂલી ગયો.

પરંતુ ચિત્રશાળામાં પ્રવેશતાં જ સુધાકરની દૃષ્ટિ સમક્ષ એ આખી ઘટના તરવરી રહી. પોતાના જીવનમાં અશાંતિની પળો પ્રથમ વખત જ આ પ્રસંગ પછી આવી. તે પોતાના જીવનની ઝીણામાં ઝીણી બાબતો ચૂંથીને આત્મનિરીક્ષણ કરવા લાગ્યો. એ ચિત્રમાં એવો ભાવ શું સાચે જ મૂકાયો છે? જો એમ હોય તો તેને માટે જવાબદાર કોણ? એ ચિત્ર ચીતરતી વખતે શું પોતાને એ ભાવો વિષે ખ્યાલ પણ ન રહ્યો? સમુદ્રમાં આવેલ ભરતી વખતે પાણી જે રીતે ડોળું બની જાય તે રીતે સુધાકરના મગજમાં ઉદ્ભવેલ વિચારોનો ધોધ તેના માનસપટ પર ગુંગળામણ ઉત્પન્ન કરે એવું મલિન વાતાવરણ પ્રસારવા લાગ્યો. અનેક જૂદા જૂદા તર્ક કર્યા પછી એ ચિત્રમાં એવા ભાવો માટે પોતે કદી જવાબદાર નથી એમ ઠરાવ્યા છતાં પણ ઊંડે ઊંડે સુધાકરને એ નિકાલથી પૂરતો અસંતોષ રહ્યો. છેવટ કંટાળીને તે કુંદનલાલને ત્યાં આ પ્રસંગને ભૂલી જવાના આશયથી ગયો.

કુંદનલાલ તે વખતે કંઇ કામકાજને અંગે ઘેરથી નીકળી ગયો હતો અને ચાર પાંચ કલાક સુધી પાછો ફરનાર નહોતો. સુશીલાએ સુધાકરને જોયો એટલે તેને બોલાવ્યો. ઘણા વખતથી પરિચય હોવાથી સુધાકરને સુશીલાનો જરાપણ સંકોચ નહોતો. વળી આજે તો સમય પસાર કરવા જ તે આવ્યો હતો એટલે સુશીલાના આગ્રહથી તે તેની સાથે વાતોએ વળગ્યો. સુશીલાને પણ આજે ફુરસદ હોવાથી સુધાકરની સાથે છૂટથી વાતો કરવાની તક મળી. પોતાના બાલ્યકાળની અનેક વાતો સુશીલા સુધાકરને સંભળાવવા લાગી. પોતાનું મનધાર્યું કરાવવા માટે તે ભાઇઓ તથા ભાભીઓ સાથે કેવી યુક્તિઓ અજમાવતી એ બધી બાલ્યકાળની મધુર સ્મૃતિ તે સુધાકર સમક્ષ રજુ કરવા લાગી અને છેવટ એક રસિક પ્રસંગ પણ તેણે નીચે મુજબ સંભળાવ્યો:

"મારા લગ્ન નહોતા થયા તે સમયની વાત હું તમને કહેવા માગું છું. અમારી પાડોશમાં જ રહેતા એક કુટુંબમાં રજનિકાંત નામનો એક મનોહર અને ચકોર યુવાન મને આકર્ષવા મથતો હતો કોઈ પણ બહાનું શોધી તે મારી પાસે અવારનવાર આવતો અને મારી સાથે વાતો કરવાની એક પણ તક તે ગૂમાવતો નહિ મને ખાસ કરીને તેની ચાપીચાપીને બોલવાની આદત અને કૃત્રિમ હાસ્ય પર બહુ જ ચીડ હતી, એટલે જેમ જેમ એ મારા તરફ ખેંચાતો ગયો તેમ તેમ હું તેના તરફ બેદરકાર બનતી ગઇ અને કવચિત્ તેની તરફ દયા લાવી એકાદ મંદ હાસ્યથી તેને આનંદ આપતી પરંતુ ધીમે ધીમે તેને તો મારી જ તાલાવેલી લાગી અને મને સપડાવવા તેણે અનેક યોજનાઓ ઘડી કાઢી, પરંતુ હું આથી વિશેષ સાવધાન બની અને તેની ખો ભૂલાવવા મેં પણ એક યોજના ઘડી કાઢી એક વખત તક મળતા રજનિકાંત મારી સાથે વાતોએ વળગ્યો અને પોતાનો પ્રેમ પણ મારી સમક્ષ પ્રદર્શિત કર્યો મેં પણ આ સમયે મારો દાવ અજમાવવાનું નક્કી કર્યું અને તેને તે રાત્રે સ્ત્રીનો પોશાક ધારણ કરીને મારી રૂમમાં આવવાનું કહ્યું મેં તેને સમજાવ્યું કે એ રીતે જ મળવાથી કોઇને શંકા નહિ રહે પછી તે રાત્રે ઠરાવેલ સમયે તે આવ્યો એટલે જાજરૂ જવાના બહાના તળે મેં તેને રૂમમાં મારી રાહ જોતા એકલો મૂક્યો અને કોઇને શંકા ન જાય એ માટે બહારથી સાંકળ વાસવાનું તેની પાસે કબૂલ કરાવ્યું ઘણો સમય થવા છતાં મને પાછી આવેલ ન જોઈ એટલે તે ગભરાયો, પરંતુ હવે તો તે પૂરેપૂરો સપડાયો હોવાથી મારા પંજામાંથી છટકી શકે એમ નહોતો અને સવાર થતા મેં એ સ્ત્રીવેશધારી રજનિકાંતના પરાક્રમની જાહેરાત કરીને મારો વિજય સ્થાપિત કર્યો"

સુશીલા આ કથા એટલી હોંસથી કહેતી હતી કે સુધાકર બહુ રસપૂર્વક એ વાત સાંભળવા લાગ્યો પોતાના વિજયની એ કથા પૂરી થઇ તે વખતે સુશીલાના મો પર આછું સ્મિત ફરકી રહ્યું હતું સુધાકર અચાનક ચમક્યો સુશીલાનું ચિત્ર તૈયાર કરતી વખતે તેને સામે જ બેસારી હતી તે વખતે પણ સુશીલાના મો પર આવું જ સ્મિત હતું એમ તેને હવે ખ્યાલ આવ્યો જે સુશીલાને નિર્દોષતાની સાક્ષાત્ મૂર્તિ તે કલ્પતો હતો એ જ સુશીલાના ભૂતકાળમાં સમાજદ્રોહી રજકણો એના માનસમાં વણાયા હતા, અને કદાચ એ રજકણોના અવશેષો હજુ પણ તેની આસપાસ ઘૂમરી લેતા હોય સુશીલાના ચિત્રમાં સ્મિતની રેખાઓ ચિતરતી વખતે ભાવોમાં જે કલુષિત વાતાવરણ છવાયું છે એનો સાચો કોયડો હવે ઉકેલાતો હોય એમ સુધાકરને લાગ્યું શું ત્યારે એ ચિત્રમાં તરવરતી મલીન છાયા માટે સુશીલા જવાબદાર છે? સુધાકર ઊંડા વિચારમાં ઊતરી પડ્યો સુશીલાને પણ નવાઇ લાગી અને ખિન્ન થએલા સુધાકરને જોઇને સુશીલાને શંકા થઇ કે કદાચ સુધાકરને આ વાતમાં રસ નહિ પડ્યો હોય સુશીલાનો વિજયનો ઉન્માદ સરી ગયો રજનિકાંતની હાંસી કરીને પોતાના ગર્વને પોષતી સુશીલાને સુધાકર સમક્ષ પોતાનો પરાજય થયો હોય એમ લાગ્યું પરંતુ સુધાકરને હવે સુશીલા પર જરા પણ માન ન રહ્યું સુશીલાની સાથે એક અક્ષર પણ બોલ્યા સિવાય તે ત્યાંથી જતો રહ્યો

———o———

# બ્રહ્મચારી

રમણલાલ વ. દેસાઈ

[ શાર્દૂલવિક્રીડિત ]

વજ્રાંગી બનવા કસી શરીરને વ્યાયામપ્રેમી પૂરો,
આરોગ્યે બલબદ્ધ સ્નાયુ ગૂંથતો સૌન્દર્યદેહી શૂરો,
અંગે અંગ ઊડંતી સ્ફુર્તી, ભયને ચાંપી, પ્રહારો ઝીલી
આનંદે હસતો ધસે જીવનમાં કો બ્રહ્મચારી રૂડો !
સૂર્યે પ્રેરિત બુદ્ધિની ચમક એ આંખે સદા ઊછળે,
મેધાવિ ઝીલતો સરસ્વતી તણા સંસ્કાર સૌન્દર્યને,
અભ્યાસે ઊજળું રસી હૃદય એ રાચે સદા સંયમે
જીવે સાચી કલા મહીં ઊછળતો–ન્હોયે સદા નિયમે !
આ સંસાર મહીં હજી દુઃખ અને દારિદ્રય દોષો ભર્યા,
હિંસા જન્મ દીધું પરાધીનપણું ચાંપી રહ્યું સર્વને;
આંસુ ઢાળતી માતૃભૂમિ રટતી–શોધંતી સ્વાતંત્ર્યને.
એ દેનાર મહારથી નીપજશે શું બ્રહ્મચારી કદી ?
સેવાભાવનું ભવ્ય લેઈ વ્રત શું ઊભો રહ્યો આંગણે ?
સાચો બ્રાહ્મણ એ બની જગતના સંસ્કાર ખીલાવશે ?
આનંદિત બની પરાગ તપની પ્રેરાવતો પૃથ્વીમાં
ઊભો પાવડી પહેરી સ્વાર્થ તજીને શું બ્રહ્મચારી શૂરો ?

—o—

[ અનુસંધાન પૃ. ૪૭૨ ]

અર્જુને આલેખ્યું હતું તે "સરોવર તીરે ચિત્રા"નું ચિત્ર સૌંદર્યદર્શનનું ચિત્ર હતું. અહીં ચિત્રાએ આલેખેલું આ "વનપ્રદેશમાં પ્રણયી-મિલન"નું ચિત્ર પ્રેમદર્શનનું ચિત્ર છે. સૌંદર્ય અને પ્રેમ–વાસ્તવદર્શન અને તેનો ભાવસાક્ષાત્કાર–વચ્ચે જેટલો નિકટ સંબંધ છે તેટલી જ ગાઢ એકતા સૌંદર્ય–અને–પ્રેમ–દર્શનનાં આ ભિન્ન ચિત્રોમાં સમાઇ છે. પ્રથમ ચિત્રમાં યૌવન–વસન્તે વિલસતું સૌંદર્ય જીવન–પરિપૂર્ણતાને ઝંખતું પ્રિય સખાની શોધમાં નીકળ્યું હતું, તે આ બીજા ચિત્રમાં પ્રેમ સહ મિલન સાધી કૃતાર્થ થાય છે. સૌંદર્યનો તલસાટ પ્રેમમાં તૃપ્ત થાય છે; વિયોગમાંથી મિલનમાં, વિષાદમાંથી આનંદમાં પરિણત થાય છે. ચિત્રા–અર્જુનનું આ મિલન શકુન્તલાના પ્રથમ અંકમાં, કણ્વઋષિના તપોવનમાં દુષ્યન્ત શકુન્તલાના પ્રથમ મિલનને તાદૃશ્ય કરે છે.

એ દક્ષિણમારુત, એ વનનિકુંજ, એ માલતીમંડપ, અમૃત વર્ષાવતો વિધુ, યૌવનની મધુર વસન્તમાં વિહાસતી નિદ્રાધીન પ્રિયતમા ને તેને નિરખતો માનવવીર, સૌરભે પમરતું વાતાવરણ, નિરવ રજની, ભમરાંના ગણગણાટ, વિશ્રાન્ત પ્રકૃતિ, પ્રણયીયુગલનું મંગલમિલન.

ઉષાનો અજવાશ, બાલરવિનાં કોમલકિરણો, પંખીનાં ગાન, પ્રભાતની સુરમ્ય સુરભિ, ...રસનીતરી પ્રકૃતિમાતના જીવનસ્પર્શે કેવાં મંગલમય વિરાજી ઊઠ્યાં છે! કેવું અદ્‌ભૂત રસદર્શન પ્રગટાવે છે!

પણ પ્રભાતની પુલકિત ગુલાબીમાં ચિત્રાનું એ અકાળ રુદન શા માટે ? [ ચાલુ ]

# ઉત્પાદન

શ્રી. નર્મદાશંકર હ. વ્યાસ

ઉપભોગ એટલે આર્થિક જરૂરિયાતોનો વિનાશ; અને ઉત્પાદન એટલે આર્થિક જરૂરિયાતો અને આર્થિક સંપત્તિનું સર્જન.

પદાર્થ અનંત છે, અનાશવત છે; નથી તેનો વિનાશ કે નથી તેનું સર્જન. વિનાશ અને સર્જન એટલે માત્ર પદાર્થના સ્વરૂપોમાં થતાં રૂપાંતરો.

માનવી પોતાની જરૂરિયાતો પ્રમાણે સૃષ્ટિના અથાગ પદાર્થમાંથી ઉપભોગાત્મક સંપત્તિ સર્જે છે, પદાર્થોના સ્વરૂપનું રૂપાંતર કરે છે. આ પ્રવૃત્તિને ઉત્પાદન કહેવામાં આવે છે.

કોઈ પણ પ્રકારના ઉત્પાદન માટે બે વસ્તુની આવશ્યકતા રહે છે. ૧. પદાર્થ, અને પદાર્થનું રૂપાન્તર કરવા માટે કરવો પડતો—૨. શ્રમ. પદાર્થ અને શ્રમનો સમન્વય સંભવે એટલે ઉત્પાદન શક્ય બને. ઉત્પાદનનાં અંગોની સમજણ વધારે સરળ બનાવવા માટે અર્થશાસ્ત્રમાં પદાર્થને ૧. જમીન, અને ૨. મૂડીમાં; અને શ્રમને, ૩. મજૂરી, તથા ૪. વ્યવસ્થામાં એમ ચાર અંગોમાં મૂકવામાં આવ્યા છે. જમીન એટલે પ્રકૃતિ; મૂડી એટલે ઉત્પાદક સંપત્તિ; મજૂરી એટલે શારીરિક શ્રમ, અને વ્યવસ્થા એટલે માનસિક શ્રમ. આ ચારે અંગોના સુમેળ વિના કોઈ પણ પ્રકારનું ઉત્પાદન સંભવતું નથી.

ઉત્પાદનનાં પહેલાં બે અંગ એટલે જડ પ્રકૃતિ, અને બીજાં બે અંગ એટલે ચેતન માનવી. માનવી પોતાના જીવનનિભાવ માટે પ્રકૃતિને ખેડે છે, તે ઉત્પાદન એટલે ઉત્પાદનનાં અંગોની ચર્ચાને આનુષંગિક માનવસંખ્યા, માનવીને કરવો પડતો શારીરિક શ્રમ–મજૂરી, તથા માનસિક શ્રમ–વ્યવસ્થા, એમ મહત્ત્વના મુદ્દાઓ અર્થશાસ્ત્રમાં ઉપસ્થિત થાય છે. આ મુદ્દાઓની ચર્ચા હવે પછીના લેખોમાં કરશું અહીં ઉત્પાદનનાં પહેલાં બે અંગોના સંબંધમાં ઉપસ્થિત થયેલા મહત્ત્વના સિદ્ધાન્તો–૧. ઘટતી જતી પેદાશનો; ૨. વધતી જતી પેદાશનો તથા ૩. સમાન રહેતી પેદાશનો–તપાસશું.

ઉત્પાદનનું પહેલુ અંગ જમીન એટલે સમસ્ત પ્રકૃતિ–ખેતરો, જંગલો, નદીઓ, સમુદ્રો, ખાણો, પવન, પ્રકાશ, અગ્નિ, ગુરુત્વાકર્ષણ વગેરે વગેરે; બીજું અંગ મૂડી, એટલે ઓજારો, યંત્રો, કાચો માલ, વગેરે—પ્રકૃતિના પદાર્થનું પરિવર્તન કરવામાં ઉપયોગમાં લેવું પડતું પ્રત્યેક સાધન.

ઉત્પાદનના મુખ્ય બે પ્રકારો–૧ પ્રકૃતિનું ખેડાણ કરી પ્રાપ્ત કરવામાં આવતી સંપત્તિ, અને ૨ પ્રાપ્ત થયેલી સંપત્તિનાં કરવામાં આવતા અનેક રૂપાંતરો. પહેલા પ્રકારમાં ખેતીનો ઉદ્યોગ, ખાણનો ઉદ્યોગ, જંગલનો ઉદ્યોગ, માછલાં પકડવાનો ઉદ્યોગ, સમુદ્રમાંથી મોતી કાઢવાનો ઉદ્યોગ—all kinds of extractive industries—નો સમાવેશ થાય છે.

બીજા પ્રકારમાં બધી જાતના ઉદ્યોગો–ગૃહ કે યાંત્રિક–જેમાં પદાર્થના સ્વરૂપનું મુખ્યત્વે પરિવર્તન જ થાય છે.

પહેલા પ્રકારના ઉત્પાદનને ઘટતી જતી પેદાશનો નિયમ લાગુ પડે છે, જ્યારે બીજા પ્રકારના ઉત્પાદનને વધતી જતી પેદાશનો નિયમ લાગુ પડે છે. સમાન રહેતી પેદાશનો નિયમ ભાગ્યે જ કોઈ ઉદ્યોગને અકસ્માત લાગુ પડે છે. આ નિયમોનું સૂક્ષ્મ નિરીક્ષણ અને સ્પષ્ટ સમજણ ઉત્પાદનનું સ્વરૂપ સમજવા માટે ખૂબ આવશ્યક છે એટલે એક પછી એક પ્રત્યેક નિયમની છણાવટ હવે આપણે કરીશું.

ઘટતી જતી પેદાશનો નિયમ:—જેટલા પ્રમાણમાં ઉત્પાદન કરવું હોય તેટલા પ્રમાણમાં ઉત્પાદનનાં ત્રણે અંગોનો–જમીન–શ્રમ–અને મૂડીનો સમન્વય કરવો પડે છે. અમુક માપની જમીન ઉપર શ્રમ અને મૂડીનું અમુક પ્રમાણ રોકવાથી, બરાબર પ્રમાણસર, થવું જોઈએ તેટલું ઉત્પાદન થાય છે. આંકડાઓમાં મૂકીએ તો–એક અંશ જમીન, એક અંશ શ્રમ, અને એક અંશ મૂડી રોકવાથી ધારો કે પાંચ અંશ ઉત્પાદન થાય છે. હવે જો ઉત્પાદન બેગણું કરવું હોય એટલે કે દશ અંશ મેળવવું હોય તો ઉત્પાદનનાં અંગોના અંશ પણ ડબલ કરવા જોઈએ. પણ ઉત્પાદનનું પહેલું અંગ–જમીન મર્યાદિત છે એટલે તેમાં વધારો કરી શકાતો નથી, બીજાં બે અંગો શ્રમ અને મૂડીને બમણાં કરી શકાય છે. ઉત્પાદનનું પહેલું અંગ—જમીનના પ્રમાણમાં વધારો કરવામાં ન આવે અને શ્રમ અને મૂડીના અંશો વધારતા જઈએ તો જેટલા પ્રમાણમાં શ્રમ અને મૂડીના અંશો વધારવામાં આવે છે તેટલા પ્રમાણમાં ઉત્પાદન વધતું નથી. જેમકે એક અંશ જમીન ઉપર બે અંશ શ્રમ અને બે અંશ મૂડીનું રોકાણ કરવાથી બેગણું ઉત્પાદન થતું નથી. એટલે કે જેમ જેમ શ્રમ અને મૂડીના અંશો વધારવામાં આવે તેમ તેમ ઉત્પાદનનું પ્રમાણ ઘટતું જાય. ચારગણો શ્રમ અને ચારગણી મૂડી રોકવાથી ઉત્પાદનનું પ્રમાણ ચારગણું થવાને બદલે ત્રણગણું કે અઢીગણુંજ થાય છે.

આ નિયમને અમુક જાતની મર્યાદાઓ છે. જ્યારે અમુક જમીનના કટકા ઉપર જેટલા પ્રમાણમાં શ્રમ અને મૂડી રોકવાં જોઈએ તેટલાં પહેલાં ન રોકયાં હોય તો મૂડી અને શ્રમના અંશો વધારતાં ઉત્પાદન પ્રમાણમાં વધારે થાય છે. જ્યાંસુધી જમીન, શ્રમ અને મૂડી ત્રણે અંગો સમાન નથી થઈ જતાં ત્યાંસુધી શ્રમ અને મૂડીના વધતા જતા પ્રત્યેક અંશે ઉત્પાદન પ્રમાણ કરતાં વધારે વધે છે. પણ જેવાં ત્રણે અંગો સમાન અને સમતોલ થઈ જાય છે કે તુરતજ પછીના વધતા જતા શ્રમ અને મૂડીના અંશોથી ઉત્પાદનનું પ્રમાણ જેટલું વધવું જોઈએ તેટલું વધતું નથી પણ ઘટવા લાગે છે.

જ્યારે જમીનને પૂરેપૂરી કેળવી ખાવામાં ન આવી હોય ત્યારે પણ વધતા જતા શ્રમ અને મૂડીના અંશોથી ઉત્પાદનનું પ્રમાણ વધે છે. પણ જેવી જમીન સંપૂર્ણ રીતે કેળવાઈ જાય છે અને તેના પ્રમાણમાં તેની ઉપર શ્રમ અને મૂડી રોકી દેવામાં આવે છે, પછી શ્રમ અને મૂડીનું પ્રમાણ વધારવામાં આવે તો ઉત્પાદનનું પ્રમાણ વધવાને બદલે ઘટશે.

જ્યારે ઉત્પાદનની પદ્ધતિમાં વિજ્ઞાનની શોધખોળોને પરિણામે ફેરફાર કરવામાં આવે ત્યારે પણ શ્રમ અને મૂડીના અંશો વધારવાથી ઉત્પાદનનું પ્રમાણ વધારી શકાય છે. રસાયણિક ખાતરને લીધે, ખેતીનાં ઓજારોમાં સુધારો થવાને પરિણામે, મૂડીની બહોળપ થવાને અંગે અને એકંદર કૃષિકળામાં સુધારાઓ થવાને પરિણામે ઉત્પાદનનું પ્રમાણ વધારી શકાય છે.

આ બધી મર્યાદાઓ અમુક વખત માટે જ હોય છે. જ્યાંસુધી ઘટતી જતી પેદાશનો નિયમ લાગુ થવાની હદ નથી આવતી ત્યાંસુધી નિયમ ટૂંક મુદતને માટે લાગુ ન થતો હોય એમ લાગે છે; પણ લાંબે ગાળે ઉપર બતાવેલા ઉદ્યોગની બાબતમાં આ નિયમ લાગુ થાય જ છે. વધતી જતી પેદાશના નિયમ તળે આવતા ઉદ્યોગોમાં પણ અમુક મર્યાદા આવી ગયા પછી ઘટતી જતી પેદાશનો નિયમ લાગુ પડે જ છે પણ તે ઉદ્યોગોની બાબતમાં એ મર્યાદા ખૂબ દૂર હોય છે.

ઉત્પાદનનું એક અંગ સ્થિર રહેતું હોવાથી આ પરિસ્થિતી ઊભી થાય છે. જો ત્રણે અંગ એક સરખાં વધતાં હોય તો ઘટતી જતી પેદાશનો નિયમ ઉપસ્થિત થતો નથી. પણ પ્રકૃતિ મર્યાદિત છે; જમીન, ખાણ, જંગલ, સરોવર, સાગર બધાં મર્યાદિત છે; એટલે શ્રમ અને મૂડીના પ્રમાણમાં ઉત્પાદનનું પહેલું અંગ વધારી શકાતું નથી.

વધતી જતી પેદાશનો નિયમઃ—ઉત્પાદનનાં ત્રણે અંગોના સુમેળના પરિણામે થતા ઉત્પાદનના પ્રમાણને વધારવું હોય તો જેટલા પ્રમાણમાં ઉત્પાદન વધારવું હોય તેટલા પ્રમાણમાં શ્રમ અને મૂડી વધારે રોકવાં જોઈએ; પણ ઔદ્યોગિક ઉત્પાદનમાં શ્રમ અને મૂડી જેટલા પ્રમાણમાં વધારવામાં આવે છે તેના કરતાં ઉત્પાદનનું પ્રમાણ અનેકગણું વધી જાય છે. જેમ કે એક અંશ જમીન, એક અંશ શ્રમ અને એક અંશ મૂડીના સમન્વયને પરિણામે અમુક અંશ–ધારો કે ૧૦૦ અંશ–ઉત્પાદન થાય છે; હવે જ્યારે શ્રમ અને મૂડીના અંશો બમણા કરવામાં આવે છે, અને ઉત્પાદનના પહેલા અંગને વિસ્તૃત કરવામાં ન આવે તોપણ, ઉત્પાદનનું પ્રમાણ બમણું વધવાને બદલે ત્રણગણું કે ચારગણું વધી જાય છે. દાખલા તરીકે વિદ્યુતશક્તિ ઉત્પન્ન કરવાનું કારખાનું છે, ઉત્પાદનના અંગોને અમુક પ્રમાણમાં એકઠાં કરવામાં આવ્યાં છે અને અમુક પ્રમાણમાં વિદ્યુતશક્તિ ઉત્પન્ન કરવામાં આવે છે. ધારો કે ૧૦,૦૦૦ અંશ. હવે જો વિદ્યુતશક્તિ ૧૦,૦૦૦ અંશને બદલે ૨૦,૦૦૦ અંશ કે ૩૦,૦૦૦ અંશ ઉત્પન્ન કરવી હોય તો ઉત્પાદનના અંગને બેગણાં કે ત્રણગણાં કરવાં પડતાં નથી પણ માત્ર પ્રમાણમાં ઘણા થોડા ખર્ચના વધારાથી જ ઉત્પાદનમાં ધાર્યા પ્રમાણે વધારો કરી શકાય છે.

સાધારણ રીતે એમ કહી શકાય કે જ્યાં જ્યાં ઉત્પાદનમાં પ્રકૃતિનું પ્રાધાન્ય હોય છે ત્યાં ત્યાં ઘટતી જતી પેદાશનો નિયમ માલુમ પડે છે; અને જ્યાં જ્યાં ઉત્પાદનમાં માનવીનું પ્રાધાન્ય હોય છે ત્યાં ત્યાં વધતી જતી પેદાશનો નિયમ જણાય છે. એટલે કે પ્રકૃતિને ખોળેથી કાચો માલ જેટલો મળે છે તેવા બધા ઉદ્યોગો ઘટતી જતી પેદાશના નિયમને આધીન છે, અને ઔદ્યોગિક ઉત્પાદનમાં જ્યાં માત્ર મળેલા કાચા માલનું રૂપાંતરજ કરવાનું હોય છે ત્યાં વધતી જતી પેદાશનો નિયમ દેખાય છે.

વધતી જતી પેદાશનો નિયમ મુખ્યત્વે માનવીના જ્ઞાનમાં થયેલી પ્રગતિને, વિજ્ઞાનના અપૂર્વ વિકાસને પરિણામે થયેલી શોધખોળોને, ઉત્પાદનની પદ્ધતિમાં અને યંત્રોમાં થયેલા સુધારાઓને, અને વ્યવસ્થા તેમજ વિનિમયમાં સાંપડેલી સુવિધાઓને આભારી છે. આ બધાં કારણોને લીધે ઉત્પાદનમાં શ્રમની વ્હેંચણી વધારે ને વધારે સૂક્ષ્મ બનતી જાય છે તેમજ તેટલી વ્યાપક બનતી જાય છે અને વ્યવસ્થામાં સહકાર અને સંગઠનના ધોરણોને

અંગે ઉત્પાદનની બાબતમાં અંદરની તેમજ બહારની બધી કરકસરતાઓ પ્રાપ્ત થાય છે અને વધની જતી પેદાશનો નિયમ ફલિત થાય છે.

સમાન રહેતી પેદાશનો નિયમઃ—જ્યારે ઉત્પાદનનું પ્રમાણ, જેટલા પ્રમાણમાં ઉત્પાદનના અંગોમાં વધારો કરવામાં આવે કે ઘટાડો કરવામાં આવે, તેટલા જ પ્રમાણમાં વધે કે ઘટે ત્યારે ઉત્પાદન આ નિયમને આધીન છે તેમ કહી શકાય. ઉત્પાદનને ચારગણું કરવું હોય તો ઉત્પાદનનાં અંગોને ચારગણાં વિસ્તૃત કરવાં પડે અને ઉત્પાદનને બેગણું ઓછું કરી નાખવું હોય તો ઉત્પાદનનાં અંગોને બેગણાં ઘટાડી નાખવાં પડે-સંકોચવાં પડે. આ નિયમ બરાબર ત્રાજવાં જેવો છે, જેટલું એક પલ્લામાં વધારે કે ઘટાડે મૂકો તેટલું જ બીજા પલ્લામાં વધારે કે ઘટાડે થાય.

આ નિયમ ભાગ્યેજ કોઈ ઉદ્યોગને લાગુ પડતો હોય. સાધારણ રીતે જ્યારે કાચો માલ મેળવવામાં ઘટતી જતી પેદાશના નિયમની અસર જણાતી હોય અને એ કાચા માલમાંથી યાંત્રિક ઉત્પાદન કરવામાં વધતી જતી પેદાશના નિયમની અસર જણાતી હોય, ત્યારે પરસ્પર વિરોધી ગુણના નિયમોની અસરના સંઘર્ષણના પરિણામે ઉત્પાદન ઉપર બેમાંથી એકેય નિયમની અસર થતી નથી અને માત્ર સમાન રહેતી પેદાશનો જ નિયમ લાગુ થતો જણાય છે.

જુદા જુદા પ્રકારનાં ઉત્પાદનોમાં આ ત્રણે નિયમની વાસ્તવિકતા કેવા પ્રકારની છે તે નીચે બતાવેલા કોઠાને બરાબર તપાસવાથી સમજાશેઃ-

| ઘટતી જતી પેદાશનો નિયમ | | વધતી જતી પેદાશ | | સમાન રહેતી પેદાશ | |
|---|---|---|---|---|---|
| ઉત્પાદનનાં અંગોનું પ્રમાણ | ઉત્પાદનનું પ્રમાણ | ઉત્પાદનનાં અંગોનું પ્રમાણ | ઉત્પાદનનું પ્રમાણ | ઉત્પાદનનાં અંગોનું પ્રમાણ | ઉત્પાદનનું પ્રમાણ |
| જમી.+શ્રમ+મુડી | ઘઉં | જમી.+શ્રમ+મુડી | વિદ્યુત | જમી +શ્રમ+મુડી | ઊનના ધાબળા |
| ૧+ ૧+ ૧ | ૨૦ ખાંડી | ૧+ ૧+ ૧ | ૧૦૦ અં. | ૧+ ૧+ ૧ | ૧૦ નંગ |
| ૧+ ૨+ ૨ | ૪૫ ,, | ૧+ ૨+ ૨ | ૩૦૦ ,, | ૨+ ૨+ ૨ | ૨૦ ,, |
| ૧+ ૩+ ૩ | ×૧૧૫ ,, | ૧+ ૩+ ૩ | ૬૦૦ ,, | ૩+ ૩+ ૩ | ૩૦ ,, |
| ૧+ ૪+ ૪ | ૧૪૫ ,, | ૧+ ૪+ ૪ | ૧૦૦૦ ,, | ૪+ ૪+ ૪ | ૪૦ ,, |
| ૧+ ૫+ ૫ | ૧૭૦ ,, | ૧+ ૫+ ૫ | ૧૫૦૦૦ ,, | ૫+ ૫+ ૫ | ૫૦ ,, |
| ૧+ ૬+ ૬ | ૧૯૦ ,, | ૧+ ૬+ ૬ | ૨૨૦૦૦ ,, | ૬+ ૬+ ૬ | ૬૦ ,, |
| ૧+ ૭+ ૭ | ૨૦૦ ,, | ૧+ ૭+ ૭ | ૩૦૦૦૦ ,, | ૭+ ૭+ ૭ | ૭૦ ,, |

× વધતી જતી પેદાશ, શરૂઆતમાં જ્યાંસુધી જમીનને સંપૂર્ણ રીતે કેળવી ખાવામાં ન આવી હોય ત્યાંસુધી, મળતી જણાય છે; પણ આ કક્ષાએ તેની છેલ્લી મર્યાદા આવી જાય છે અને હવે પછીના ઉત્પાદનના વધતા જતા અંશોએ ઉત્પાદનનું પ્રમાણ ઘટતું જાય છે.

—o—

# નાટકિયો

લેખક : ઈ. ન.

**પ્ર**તાપરાયના જીવનમાં વિકટ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. પ્રથમ પત્નીના અકાળ મૃત્યુ પછી પાંચ-પાંચ વર્ષ સુધી એ સ્નેહ-સંભારણાંની મીઠી યાદ પર જીવ્યા પછી તેમને એકાએક ફરી પરણવાની લગની લાગી હતી. બધાં તેની વિરૂદ્ધ હતાં. પ્રતાપરાય ખરી મૂંઝવણમાં આવી પડ્યા હતા.

પ્રતાપરાયે જીવનસહચરી ગુમાવી ત્યારે મિત્રો ને સંબંધીઓએ તેમને અન્ય સહચરી સ્વીકારવા ખૂબ સમજાવેલ. પ્રતાપરાય જેવા હોદ્દેદાર અને પાંત્રીશ-છત્રીશ વર્ષની નાની વયના બીજવરને પોતાની કન્યા આપવા કેટલાંય માબાપો તલપાપડ થઈ રહેલ. કેટલાકે પ્રતાપરાયના મિત્રો મારફત આડકતરી રીતે કે'ણ પણ મોકલેલ. કેટલાકે તો તેમના પર અમુક અંશે દબાણ પણ કરેલ. પણ એ બધું છતાં પ્રતાપરાય એ વખતે ન પરણવાના નિશ્ચયમાં મક્કમ રહી શકયા હતા.

પ્રતાપરાયને બે દીકરા ને એક દીકરી હતી. ગુણિયલ ગૃહિણીનાં પ્રતીકરૂપ સંતાનોને અપરમાતાનું દુઃખ જોવું પડે તેની કલ્પના કરતાં પણ તેમને ત્રાસ આવતો. ફરી પરણવાની વાત કરનાર દરેક જણ તેમને કાં તો સ્વાર્થી ભાસતો કે જીવનની ગંદી ધૂળમાં રગદોળાતો પામર લાગતો.

પ્રતાપરાયનું સહજીવન સુંદર હતું. ઈશ્વરી કોપને કારણે એ સહજીવનનો અંત આવ્યો. આવો ક્રૂર ઘા પહેલાં તો પ્રતાપરાયના આસ્તિક હૈયાને પણ ઈશ્વરી અન્યાય જ ભાસ્યો, પણ ધીમેધીમે વખત વીતતાં, ' એમાં ય ઈશ્વરી સંકેત હોવો જોઈએ ' એમ માની તેમણે મન મનાવેલ. પણ જ્યારે તેમનો કોઈ અંગત મિત્ર તેમને કહેતો કે, " તમે ઈશ્વરી સંકેત સમજી જ શકતા નથી. ઈશ્વર તમને અન્ય સહચરી શોધવાનું કહે છે." ત્યારે તેમને હસવું આવતું અને ઈશ્વરના ગૂઢ સંકેતને પોતાની ક્ષુલ્લક દૃષ્ટિ અનુસાર સમજાવવાનો પ્રયાસ કરનારની ધૃષ્ટતા માટે ખેદ થતો.

બે-ત્રણ વર્ષ વીત્યાં અને પ્રતાપરાયે ખાવાપીવાની અગવડતા દૂર કરવા મોટા દીકરાને અઢાર વર્ષે પરણાવ્યો. કેટલાકે કહ્યું કે, "મોટાભાઈ ને આટલી નાની ઉંમરે પરણાવો છો તેથી એનો અભ્યાસ બગડશે."

તેમને પ્રતાપરાયે જવાબ આપ્યો,"હું ય સોળ વર્ષે જ પરણ્યો હતો અને છતાં ય ભણી શકયો."

અમલદાર સાથે લાંબી દલીલો તો કોણ કરે?

રસોયાની રસોઈ ખાઈ ખાઇ પ્રતાપરાયનું પેટ બગડતું હતું એટલે તેમને પુત્રને પરણાવવાનું આવશ્યક લાગેલ. જો કે મૃણાલના આગમન પછી પણ રસોઇ તો રસોયો જ કરતો, પણ મોટી વહુ પાસે બેસી બધું રંધાવતી અને સસરાજીની બધી સગવડ સાચવવા ખૂબ ચીવટ રાખતી.

વળી બે-ત્રણ વર્ષ વીત્યાં અને પ્રતાપરાયને પાછી કંઇક મૂંઝવણ થવા લાગી. આ વખતે "શું મૂંઝવણ થાય છે?" એ દર્દનું નિદાન કરતાં તેમને ઘણો વખત લાગ્યો. ઘરમાં નોકર-ચાકર હતા તે તેમનું બધું કામકાજ કરતા. રસોયો રસોઈ કરતો. મોટી વહુ સસરાજીને કંઇ પણ અગવડ ન પડે તેની અહોનિશ કાળજી રાખતી. દીકરા-દીકરી પિતાની પ્રેમમૂર્તિને પૂજ્યભાવે ચાહતાં. ધનપ્રાપ્તિ સારી હતી. સત્તાઅધિકાર પણ અન્યને અદેખાઈ આવે એટલા પ્રમાણમાં હોઈ તેમને લાગવગ કંઈ જ ન્યૂનતા ન હતી એમ વ્યવહારૂ લોકો કહેતા; છતાં ય પ્રતાપરાયને તો એ બધી સમૃદ્ધિમાં પણ કંઈક ઉણપ લાગવા માંડી. ધીમેધીમે તેમને ખ્યાલ આવ્યો કે તેમનું જીવન એકલતાથી શુષ્ક બન્યે જતું હતું. ભર્યા ઘરમાં લાગતી આ એકલતા અળસાવવા માટે તેમણે જુદા જુદા પ્રયત્નો કરી જોયા, પણ જેમ જેમ તે વિશેષ પ્રયત્ન કરતા ગયા તેમ તેમ તેમને વિશેષ એકલું લાગવા માંડ્યું.

ઘણા વિચારને અંતે, ઘણાં હૃદયમંથન પછી, કેટલીય રાત્રીઓ ઊંઘ વિના ગાળ્યા પછી, તેમણે ફરી પરણવાનો નિશ્ચય કરી નાંખ્યો.

તેમના એવા વિચિત્ર નિશ્ચયની વાત જાણી તેમનાં પુત્ર-પુત્રી-પુત્રવધૂ વગેરેને અનહદ આશ્ચર્ય થયું. તેમના મિત્રોને પણ નવાઇ લાગી. છોકરાંઓએ પિતાજી સાથે ભળવાનું ઓછું કરી દીધું. મિત્રોએ તેમને 'હવે ન પરણવા' માટે સમજાવવાના પ્રયાસ કરી જોયા પણ પ્રતાપરાયને તો બીજીવાર પરણ્યા વિના છૂટકો જ ન થયો.

વેણી ગરીબ માબાપની દીકરી હતી. મૃણાલથી તે થોડી નાની હતી, પણ તેનું શરીર ભરાવદાર અને સુદૃઢ હોવાથી તે મૃણાલથી મોટી લાગતી. રૂપાળી તો તે હતી જ; અને વળી ગરીબ માવતરને ત્યાં પાણી-દળણું ઇ. કામ કરેલ એટલે તેનું સ્નાયુબદ્ધ શરીર ઘાટીલું અને મરોડદાર લાગતું.

વેણીના બાપ પ્રતાપરાયના એક મિત્રની નીચેના નાના કારકુન હતા. લોક-વાયકા હતી કે પ્રતાપરાય પૈસા આપીને પરણ્યા હતા. વેણીને તેના બાપે પૈસાની લાલચે પ્રતાપરાયને આપી હતી કે નહીં એ બાબત તો કંઈ ચોક્કસ ન કહી શકાય, પરંતુ એને એક આશા તો હતી જ કે, "મોટા જમાઇની ઓથે નાનાં નમાયાં છોકરાંઓ લાઇનસર થઈ જશે."

વેણીનું અપરમાતા બની આવવું તેનાં સાવકાં છોકરાંઓને નહોતું રુચ્યું એ વાત તેમના વર્તન પરથી તરત જ જણાઇ આવતી. ત્રણે ભાંડરડાં તેનાથી દૂરને દૂર જ રહેતાં, ન છૂટકે જ તેની સાથે બોલતાં. મૃણાલે સસરાજીની થાળી પર ધ્યાન રાખવાનું નવી સાસુ આવતાં પડતું મૂક્યું હતું; અને મોટા ઘરના રિવાજથી અજાણ વેણીને હર પગલે મૂંઝવણ ઊભી થતી. સાવકાં છોકરાંના આવા અતડા વર્તનથી વેણી બહુ દુભાતી. "એ બધાં શા માટે મારી વિરુદ્ધ છે?" એ પ્રશ્નનો ઉત્તર તેને જડતો જ નહીં.

"બેન!" વેણીએ એક દિવસ મૃણાલને પોતાની સમોવડી જેમ બોલાવી પૂછ્યું, "આપણે શું શું અથાણાં આથવાનાં છે?"

મૃણાલના અંતરમાં નવી સાસુ માટે સદ્ભાવ હતો. પણ તેના પતિ-દેર ને નણંદ તેની વિરુદ્ધ હોવાથી તે તેની સાથે ભળી શકાતી નહીં.

'જુઓ, બા..." મૃણાલે કહ્યું.

"સાંભળો, બેન!" વેણીએ મૃણાલના મોઢા આડે હાથ દેતાં કહ્યું, "મને બા કહી શરમાવો નહીં."

"સાસુને બા સિવાય બીજું શું કહેવાય? બાઇજી કહું?" કહી મૃણાલ હસી.

"મને બેન ન કહી શકો?"

"કોઈ સાંભળે તો કેવું ખરાબ લાગે?"

"ભલે ખરાબ લાગે. તમે જો હવેથી મને બા કહેશો તો હું તમારી સાથે બોલીશજ નહીં."

થોડી રકઝકને અંતે બંને સ્ત્રીઓએ એકમેકને બેન કહેવાનું કબૂલ્યું.

પ્રતાપરાય થોડા વખતમાં જોઈ શક્યા કે તેનાં છોકરાં અપરમાતાને તદ્દન એકલી કરી મૂકતાં. તેની સાથે ન છૂટકે જ બોલતાં. અને ક્યારેય તેનું ખુલ્લું અપમાન ન કરતાં તો પણ તેના તરફ કાયમ ઘૃણાની નજરે જ જોતાં.

ગરીબ માબાપની દીકરી એકાએક મોટા વરની વહુ બની, તેનાં છોકરાંથી પણ દબાતી. અલબત્ત, છોકરાંઓ ક્યારેય તેના પર હુકમ ન ચલાવતાં, ક્યારેય તેની સાથે ખુલ્લી રીતે ઝગડતાં નહીં, પણ એ બધાં તેના તરફ એક પામર પ્રાણીની માફક જોતાં. તેમને મન વેણી ભિખારીની છોકરી હતી. તેનામાં ઉન્નત વિચારસરણી ક્યાંથી હોય? તેનામાં સારા સંસ્કારનો

અભાવ હોય તેમાં નવાઈ શું? તેને હૃદયની ઉદારતાનો તો ખ્યાલ પણ કયાંથી આવે? આ બધી તેમણે કલ્પી લીધેલી અને વિઘ્નસંતોષીઓએ તેમને સમજાવેલી વાતો હતી. વેણીના આવ્યા પહેલાં જ આ બધું ઘડતર થઈ ગયું હતું: અને તેના આવ્યા પછી તો તેઓ તેની સાથે બોલતાં પણ ભાગ્યે જ, એટલે તેમના વેણી બાબતના અભિપ્રાયમાં કંઈ ફેરફાર કરવાની તક તો હતી જ નહી.

પ્રતાપરાયને છોકરાંઓની બેહૂદી વર્તણુકથી બહુ ખેદ થતો. છોકરાં હવે તો તેમની સાથે પણ ઓછું બોલતાં. છોકરાંને કંઈ કહેતાં પ્રતાપરાયનું મન ન માનતું. છોકરાં અણસમજુ છે એમ સમજવા છતાં ય તેમને ઠપકો આપવાનું તે વિચારી ય ન શકતા. મા વિનાનાં છોકરાંને કંઈ કહેવું તે તેમને ગત સહચરીનું અપમાન કર્યા સમું લાગતું. પણ કંઈ વાંક વિના બિચારી વેણીને ત્રાસ વેઠવો પડતો તે ય તેમને ન રુચતું. પોતે કામકાજને અંગે ઘણો વખત ઘરની બહાર હોય છે એ વખત દરમિયાન છોકરાં ટોળે મળી વાતો કરતાં હશે ત્યારે એકલી વેણીને કેવું લાગતું હશે તેની કલ્પના કરતાં તેમને વેણી માટે લાગી આવતું.

"વેણી!" એક દિવસ પ્રતાપરાયે વેણીની એકલતા ટાળવાની કંઈ ગોઠવણ કરવા માટે તેને બોલાવી.

"જી!" પતિ માટે પૂર્ણ પ્રેમ છતાં વેણી હજી પતિનું અધિકારીપણું ભૂલી શકતી ન હતી. પતિના સંબોધનના જવાબમાં તેનાથી ઘણી વખત "હં" ને બદલે "જી" જ બોલાઈ જતું.

"અહીં આવ તો!"

"કેમ?" વેણીએ પાસે આવતાં કહ્યું.

"બેસ." વેણી બેઠી.

પ્રતાપરાય ક્ષણભર એ નિખાલસ સુંદર યુવતીને મુગ્ધ નયને જોઈ રહ્યા.

"કેમ છે?" પ્રતાપરાયે કંઇવારે પૂછ્યું.

"સારૂં." બોલતાં બોલતાં વેણીના ગાલે શેરડા પડયા.

"વેણી, તને અહીં બહુ એકલું લાગે છે, ખરૂં?"

વેણી ચૂપ રહી.

"બોલને. એકલું નથી લાગતું?"

"કયારેક." કહી વેણી નીચું જોઈ ગઈ.

"જો વેણી," પ્રતાપરાયે તેની પાસે બેસી તેના વાળની લટ સાથે રમત કરતાં કહ્યું, "હું તારી મૂંઝવણ બરોબર સમજી શકું છું. છોકરાંઓને તારા માટે અણગમો છે, એટલે એ બધાં તારાથી અતડાં રહે છે."

વેણી નીચું જ જોઈ રહી હતી.

"મારે એનો કંઈક રસ્તો કરવો પડશે." પ્રતાપરાયે પૂરૂં કર્યું. વેણીએ ઊંચું જોયું ને પૂછ્યું, "શું કહ્યું?"

"મારે કાંઈક કરવું પડશે."

"ના, એમને કંઈ ન કહેશો. એમનાં બાની સરખામણીમાં હું એમને ગામડિયણ લાગું તેમાં એમનો શો દોષ?'

"એમનો દોષ હોય કે ન હોય, પણ તને ગમે તેવો કંઈક માર્ગ તો શોધવો જ પડશે ને?"

"તમે એમને કંઈજ ન કહો તો મને બહુ ગમે."

"તું સમજતી નથી. હું એમ કહું છું કે, તારા ભાઈને અહીં રાખી ભણાવીએ તો તને ગમે કે નહીં?"

"મને? મને તો ગમેજ ને?" વેણીએ હર્ષના આવેશમાં કહ્યું, પણ પછી તરત જ

તેણે સુધાર્યું, "ના-ના, એવું કાંઇ નથી કરવું. એમ કરવાથી મને અને મારા ભાઇને તો સુખ થશે; પણ આપણા ઘરમાં નાહકનો કલેશ દાખલ થશે."

"તારી એ વાત ખરી છે. પણ એમાં હું શું કરું?"

વેણી મૂંઝવણમાં પડી ગઈ. એક બાજુ ભાઇનો વિકાસ હતો: બીજી બાજુ કુટુંબનો સંપ હતો. એક બાજુ બંધુપ્રેમ હતો: બીજી બાજુ વિકટ કર્તવ્યપથ હતો જે કુટુંબની તે ગૃહિણી હતી તેમાં સંપ જાળવવાની વેણી પોતાની ફરજ માનતી.

"કંઈ નહીં, જવાદો, મને તો એકલાં રહેવાનું ફાવી ગયું છે." વેણીએ કંઈ વારે કહ્યું:

"વેણી, મારી પાસે જુઠું શા માટે બોલે છે? તારી સાથે સગાઈ કરવા માટે હું તને જોવા આવેલ ત્યારની વેણી અને અત્યારની વેણીમાં કંઈ જ ફેર નથી પડ્યો એમ તું કહી શકશે? મને તો લાગે છે કે મારા ઘરની મોટાઈ તને ચગદી રહી છે. વેણી, ભલે છોકરાંઓ કચકચ કરે, હું તો તારા ભાઇને બોલાવવાનો જ છું. જેમ હું તેમને કંઈ નથી કહેતો તેમ તેમણે પણ મને કંઇ કહેવાનો અધિકાર ગુમાવ્યો છે. હું મારે પૈસે મારા સાળાને પાળું પોષું કે ભણાવું તેમાં હવે એમને શું? મારે જેમ છોકરાંઓ તરફની ફરજ છે તેમ મારી પત્ની તરફની ફરજ પણ ખરી કે નહીં?"

વેણીની આનાકાની છતાં ધનશ્યામે પ્રતાપરાયને ત્યાં રહી ભણવું-એમ નક્કી થયું.

ધનશ્યામ ભલો-ભોળો છોકરો હતો. તેનું અને વેણીનું મોઢું મળતું હતું. બંનેનાં ગરીબડાં મોઢાં સહાનુભૂતિ ઉપજાવે તેવાં હતાં. કોઈ રસ્તે રખડતા આદમીને સિંહાસન પર બેસાડી દે, અને તેને જેમ સંકોચ થાય તેમ ધનશ્યામને નાની-સાદી કોટડીમાંથી પ્રતાપરાયના સુસજ્જિત બંગલામાં આવતાં સંકોચ થયો.

પ્રતાપરાયના મકાનના (ધનશ્યામને હિસાબે) અનેક ઓરડાઓમાં અખૂટ રાચરચીલું ભર્યું હતું. પ્રતાપરાયે પોતે જ પહેલે દિવસે ધનશ્યામને આખું ઘર ફેરવીને બતાવ્યું અને એક ઓરડો દેખાડી કહ્યું, "જો ધનશ્યામ, આ તારો ઓરડો."

"જી!" 'તારો ઓરડો' શબ્દનો અર્થ બરાબર ન સમજતો હોય તેમ ધનશ્યામે આશ્ચર્યમુગ્ધ સ્વરે કહ્યું. પિતાને ત્યાં એકજ ઓરડાને રસોડું, દીવાનખાનું, અને શયનગૃહ તરીકે સંજોગાનુસાર બદલાતો જોતો ધનશ્યામ "તારો ઓરડો"નો અર્થ બરાબર ન સમજી શકે તે સ્વાભાવિક હતું.

"આ તારાં ટેબલ-ખુરશી, આ તારી ચોપડીઓ રાખવાનો કબાટ, પણ—સાચેજ— તું શું ભણે છે!"

"જી! છઠ્ઠી અંગ્રેજી." વિદ્યાધિકારીને જવાબ આપતો હોય તેવી ગંભીરતાપૂર્વક ધનશ્યામ બોલ્યો.

"વાહ! ત્યારે તો તું રસિકની સાથે. ચાલો, મામા ભાણેજને સાથે ભણવાની લહેર પડશે. રસિકને ક્યારેક ક્યારેક શીખવજે. આ એનું છઠ્ઠીમાં બીજું વર્ષ છે."

"હું શું શીખવું?"

"ઠીક-ઠીક, આજે રસિક પાસેથી તારે શું શું પુસ્તકો જોઇશે તે જાણી લેજે. કાલે મંગાવી આપીશ." કહી પ્રતાપરાય જતા રહ્યા.

ધનશ્યામને તો મૂંઝવણ થવા લાગી. તે તો એમ ધારતો હતો કે રસિક કોલેજમાં ભણતો હશે. પણ હવે તો તે સાથે જ ભણતો હોવાથી બંનેને વાત કરવી જ પડશે, અને

છેલ્લી ઢ ી ફેશન પ્રમાણે રહેતા રસિક સાથે વાત કેમ કરાય તેની વિમાસણમાં ધનશ્યામ ી ગયો.'

" ર :કભાઇ," ધનશ્યામે કંઇ વારે રસિકના ઓરડામાં જઇ કહ્યું.

"કોણ મામા? આવો, આવો!" ધનશ્યામ બાબતની ચર્ચા રસિકનાં ભાંડુઓમાં થઈ ગઈ હતી. એટલે અત્યારે એ ગામડિયા છોકરાને પોતાની સન્મુખ ઊભેલ જોઇ રસિક ટીખળ કરવાનું ન ખાળી શકયો.

ધનશ્યામ સ્તબ્ધ બની ઊભો રહ્યો.

"બેસોને! મામા!" રસિકે મામા શબ્દ પર જરા ભાર મૂકી કહ્યું, અને સ્હેજ મોઢું બગાડયું.

ધનશ્યામ શાંત છોકરો હતો, પણ રસિકનું ટીખળ ન પારખી શકે એટલો બોટ ન હતો. તેને રસિકના વર્તનથી માઠું લાગ્યું હોય તેવું મોઢું કરી તે પાછો ફર્યો. રસિક સામે આવેલ 'ખોરાક'ને જતો કરવા તૈયાર ન હતો. તેણે ધનશ્યામને હાથ ઝાલી બેસાડયો, અને બૂમો પાડી મોટાભાઇ, ભાભી, બેનને બોલાવ્યાં.

બધાંને બહુ જ ગમ્મત પડી.

ધનશ્યામને જુદાજુદા અનેક પ્રશ્નો પૂછી એમણે ખૂબ લહેજત લૂંટી.

"મામા તમે ભણો છો?" નાની બેને પૂછ્યું.

"હા, મામા, તો ભારે હોંશિયાર છે. રસિક જેવા ઠોઠ નથી." મોટાભાઈએ ગંભીર મોઢું રાખી કહ્યું.

"શું ભણો છો?" મૃણાલે પૂછ્યું.

ધનશ્યામે તેની સામે જોયું, અને તેને મૃણાલના અવાજમાં ટોળ કરવાની વૃત્તિ ન જણાઈ, એટલે તેણે ધીમે સ્વરે જવાબ આપ્યો, "છઠ્ઠી."

"અંગ્રેજી?" મૃણાલે બીજો પ્રશ્ન પૂછ્યો.

"હા."

"શરમાવ. રસિકભાઈ? મામા તમારાથી કેટલા નાના છે?" મૃણાલે હસતાં કહ્યું.

"અરે, મામા તો ભેજું છે." રસિકે કહ્યું, "કેમ મામા?"

ધનશ્યામ ચૂપ રહ્યો.

"અને મામા ગોખણિયા પણ ગજબના લાગે છે, જુઓ." રસિકે ધનશ્યામની ચોટલી ઊંચી કરતાં કહ્યું, "કેવડી મોટી ચોટલી છે!"

ધનશ્યામની ચોટલી દેખાડી રસિકે સરકસના ડાગલાની જેમ છાસિયું કર્યું અને બધાં હસી પડયાં.

"રસિકભાઈ મામાની મશ્કરી કરાય?" ધનશ્યામનું પડી ગયેલ મુખ જોઈ દયા આવવાથી મૃણાલે કહ્યું.

"હેં, મામા! માઠું લાગ્યું?" કહી રસિકે ધનશ્યામનું મોઢું ઊંચુ કર્યું, અને ધનશ્યામની આંખમાં ભરાઈ રહેલ ઝળઝળિયાં ગાલ પર સરી પડયાં.

આંસુ જોઈ બધાં મૂંઝાયાં. ધનશ્યામને પહેલા જ પ્રસંગે રડાવ્યો તે ખોટું થયું એમ સહુને લાગ્યું.

"અરે, મામા! અમે તો અમસ્તા મશ્કરી કરતા'તા." રસિકે કહ્યું.

# ગાળો દેવાની કળા વિષે

ગુપ્ત

ગુજરાતના એક મહાન કવિએ તાજેતરમાં બીજા એવાજ એક મહાન કવિના અમુક વિષય પરના ભાષણના અમુક ફકરાઓ પર નોંધ લખતાં કહ્યું–અલબત્ત ખાનગીમાં–કે...ને ગાળો દેવી હોય તો આમ ન દેવાય, પણ. .આમ દેવી જોઈએ.

કયા મહા કવિએ, કોને વિષે, કયા ભાષણમાં, કયા સ્થળે, કઈ રીતે કહ્યું તથા બીજા કયા મહાકવિએ, કેવા મધુર શબ્દોમાં, કયા ભાગ પર, કેવી નોંધ લખી એ બીના અહીં અપ્રસ્તુત છે. પણ એ બીના પરથી ગાળો દેવાની પણ એક કળા છે અને બીજા અનેક વિકાસોની જેમ, પ્રત્યેક યુગમાં, તે કળા પણ વિકાસ સાધતી આવી છે એ વસ્તુસ્થિતિ, વગરે ઇચ્છાએ પણ, મા. મુનશીની સ્વપ્નદૃષ્ટિ સમીપ આવીને તેમનાં પાત્રો જેમ જીવન ઝંખતાં તેમ, મારી પાસે શબ્દદેહ ઝંખે છે.

'કોણ છે એ હિંદુ ધર્મને રસાતલ જાઓ એમ કહેનારો'—એ કે કંઈક એવી જ પંક્તિઓથી શરૂ થતું મહાકવિ ન્હાનાલાલે તાજેતરમાં લખેલું ન્હાનકડું કાવ્ય–'વર્ધાનો વંઠેલ' પ્રગટ પણ થયા પહેલાં જે ખ્યાતિ વરી ચૂકયું છે એવી ખ્યાતિ વર્ષો પર પ્રગટ થયેલા તેમના કોઈ અમર ગ્રન્થને પણ નથી મળી એ જોતાં જણાય છે કે માનવીને ગાળો દેવાનો, સાંભળવાનો, વાંચવાનો, વિચારવાનો, અનુભવવાનો ખૂબ જ શોખ પડી ગયો છે.–અલબત્ત તે ગાલ ફૂલાવી, નાકનું ટેરવું ચડાવી, આંખોમાં બોરનાં ઠળિયાં જેવી લાલાશ આણી ગાળની તેજલી સહિયર જેવાં વિરોધનાં વચનો કાઢતાં કાઢતાં.

જેમ જગત એ કુદરતની લીલા છે એમ ગાળો પણ એ લીલાનો જ એક ફાંટો છે.

---

એ જ વખતે વેણી ત્યાંથી નીકળી. તેને જોઈ બધાંને ભોંકપ લાગી. રડતા ઘનશ્યામને જોઇ વેણી ઊભી રહી. પળવાર બધાં એકબીજા સામે જોવા લાગ્યાં.

"બેન, ઘનશ્યામભાઈ તો રડી પડયા." કંઈવારે મૃણાલે કહ્યું. 'મામા' શબ્દ ભૂલાઈ ગયો હોય તેમ લાગ્યું.

"કેમ?" વેણીએ પૂછ્યું.

"રસિકભાઈએ જરા મશ્કરી કરી ત્યાં તો..."

"અરે, એમાં શું? ઘનશ્યામ, એમ રડવા બેસાય? રસિકભાઈ ને" વેણી સાવકાં છોકરાંને માનથી જ બોલાવતી, "તો મશ્કરી કરવાની ટેવ છે."

ઘનશ્યામ કાંઇ બોલ્યો નહીં.

વેણી તેને હાથ ઝાલી પોતાની સાથે લઇ ગઇ. ભાઇબેનના ગયા પછી બધાંએ ધાર્યું કે, "બાપુજી આજે ચોક્કસ કંઈક કહેશે."

વેણીએ ઘનશ્યામને તેના ઓરડામાં લઈ જઈ, "એમાં શું? એમ રોતલ ન થઇએ." એટલું જ કહ્યું, અને પછી પોતે કામે વળગી. ઘનશ્યામ પણ એકાદ પુસ્તક લઇ વાંચવા બેઠો. [અપૂર્ણ]

જગતને કુદરતે સર્જન, અને લયમાં વહેંચી નાંખ્યું છે. તેમાં સર્જનનું મૂળ જેમ પ્રેમ છે, એમ લયનુ મૂળ ક્રોધ-દ્વેષ છે. ને ગાળ એ ક્રોધ અને દ્વેષનું શબ્દસ્વરૂપ છે.

જગતમાં ત્રણ પ્રકારનાં માણસો વસે છે. એક યુક્તિજીવી-મુત્સદ્દીઓ, બીજા શબ્દજીવી —સાહિત્યકારો, ને ત્રીજા શ્રમ-શસ્ત્રજીવી મજુરો. તેમાં મુત્સદ્દીઓનો ક્રોધ જેમ મુખ્યત્વે યુક્તિ —મુત્સદ્દીગીરી દ્વારા વ્યક્ત થાય છે; શસ્ત્ર-શ્રમજીવીઓનો ક્રોધ જેમ મુખ્યત્વે હથિયાર લાઠી કે પત્થરો દ્વારા વ્યક્ત થાય છે, તેમ સાહિત્યકારોનો ક્રોધ મુખ્યત્વે શબ્દ દ્વારા વ્યક્ત થાય છે. આ માર્ગોનો આશ્રય જ્યારે બંને પક્ષ તરફથી લેવામાં આવે છે ત્યારે તે યુદ્ધનું ઉપનામ પામે છે.

જગતમાં યુક્તિયુદ્ધને જેમ પોતાની નીતિ હોય છે, શસ્ત્રયુદ્ધને જેમ પોતાનો ધર્મ હોય છે તેમ શબ્દયુદ્ધને પણ પોતાની કળા–ટીકા, મર્મ, કટાક્ષ વગેરે–હોય છે. યુક્તિયુદ્ધ જો નીતિ ઓળંગે તો કપટ કહેવાય છે; શસ્ત્રયુદ્ધ પોતાનો ધર્મ ઓળંગે તો જેમ તે અધર્મયુદ્ધ કહેવાય છે તેમ શબ્દયુદ્ધ પણ જો પોતાની કળા વીસારે તો તે ગલીચતા કહેવાય છે. પણ યુક્તિયુદ્ધ જેમ કપટમાં જ પરિણમે છે, શસ્ત્રયુદ્ધ જેમ મુખ્યત્વે અધર્મમાં જ પરિણમે છે તેમ શબ્દયુદ્ધ પણ મોટે ભાગે ગાળોમાં જ પરિણમે છે.

શબ્દયુદ્ધ મુખ્યત્વે શબ્દજીવીઓ–સાહિત્યકારો જ સર્જાવે છે એનો અર્થ એ નથી કે બીજાઓ એનો આશ્રય નથી લેતા. શબ્દજીવીઓ જેમ કેટલીક વખત ખાસડાં કે યુક્તિને અજમાવી જાણે છે તેમ મુત્સદ્દીઓ. અને મજુરો પણ કેટલીક વખત શબ્દદાવ ખેલી જાણે છે. પણ શબ્દખેલનની–ગાળો દેવાની જે કળા છે તેનો ઈજારો તો મુખ્યત્વે સાહિત્યકારોને જ હસ્તક છે.

જગતમાં જેમ યુક્તિયુદ્ધ કે શસ્ત્રયુદ્ધ અનિવાર્ય છે એમ શબ્દયુદ્ધ પણ અનિવાર્ય છે. તેને એક માર્ગે અટકાવવા જઈએ તો તે બીજા માર્ગે વિકાસ પામવા માંડે છે.

હિંદની અભણ સ્ત્રીઓ પર ઓટલે બેસી બીજાંઓની નિંદા કરવાનો જે દોષ મૂકવામાં આવ્યો છે એ દોષ પર કેળવણીના માર્ગે આક્રમણ થતાં કેળવાયલ સ્ત્રીઓએ કેળવાયલ પ્રકારની નિંદા શીખી લીધી એટલું જ નહિ પણ એટલેથી પ્રજા નહિ સંતોષાય એમ માની વર્તમાનપત્રોએ પણ એ ધર્મ પોતાને માથે ઉપાડી લીધો.

પ્રેમ, પૈસો ને યુદ્ધ ત્રણ સિવાય જગતમાં બીજા કશાનું કોઈને આકર્ષણ નથી. વર્તમાનપત્રો ને સીનેમાઓ જેમ પૈસાને માટે પ્રેમ ને યુદ્ધનાં પ્રદર્શનો ચિતરે છે; પ્રેમને માટે જેમ મહાપ્રેમીઓ પૈસે ટકે ફના થઈ યુદ્ધનાં મેદાન વહોરી લે છે; એમ જ યુદ્ધને માટે માનવી પ્રેમ અને પૈસો બંનેનો ભોગ આપવાને પણ તૈયાર થઈ જાય છે,–પછી ભલે તે યુદ્ધ ગમે તે પ્રકારનું હોય.

સુલતાન મહમદ પર જ્યારે ફીરદોશીને પૈસાના કારણે ક્રોધ આવ્યો ત્યારે ક્રોધમાં તે એવો [illegible] બની ગયો કે તે પૈસો ભૂલી ગયો, પ્રેમ ભૂલી ગયો, જીવન પણ ભૂલી ગયો. ક્રોધે જ [illegible] કબજો લીધો. પણ તેને શસ્ત્રનું કે યુક્તિનું યુદ્ધ તો આવડતું નહોતું. પરિણામે તે શબ્દયુદ્ધને માર્ગે વળ્યો ને મહમદ પર એક એવું સુંદર પ્રશસ્તિકાવ્ય લખી નાંખ્યું કે મહમદને તે અનેક યુદ્ધો કરતાં પણ ભારે થઈ પડ્યું.

કેટલાક યુદ્ધરસિક મહાત્માઓને યુદ્ધદર્શનની પોતાની તૃષા સંતોષવાને જેમ બે પક્ષોને લડાવી મારવાની ટેવ હોય છે તેમ કેટલાક સાહિત્યપ્રેમીઓને સાહિત્યકારોને . પણ [illegible]વી મારવાની ટેવ હોય છે. મહાન ફેડરીક એવા પ્રેમીઓના પ્રતિનિધિનું પદ શોભાવનાર

ગણી શકાય. બાદશાહી જર્મન સાહિત્ય-સભાના નામાંકિત સભ્યોને તો તે અંદરોઅંદર લડાવતો જ પણ એ સભાના પ્રમુખ અને મહાન ફ્રેન્ચ સાહિત્યકાર વોલ્ટેરને પણ તેણે એવા સરસ લડાવેલા કે ઝનૂની વોલ્ટેરે 'ડાયેટ્રાઈબ ઓફ ડૉ. અકાકીયા' લખી ઉક્ત પ્રમુખની આખા યુરોપમાં મશ્કરી કરાવી એટલું જ નહિ પણ કટાક્ષ અને ગાળો દેવાની કળા વિષેના પ્રતિનિધિગ્રન્થની પણ યુરોપની ખોટ પૂરી પાડી દીધી. પણ કેટલીક વખત લડનાર પક્ષોને લડાવનારની લુચ્ચાઈનું જ્યારે ભાન થાય છે કે લડાવનારને પણ લડાઈના છાંટા ઊડે છે ત્યારે જેમ લડનાર અને લડાવનાર પણ લડી પડે છે તેમ પાછળથી વોલ્ટેર અને ફ્રેડરીક પણ એવું સુંદર લડી પડેલા અને પરસ્પર ગાળોનો એવો રસભર વર્ષાદ વર્ષાવેલો કે જેની પુનઃ-રાવૃત્તિ કરવા કરતાં ગુજરાતી ભાષામાં ગાળોને માટે જે યોગ્ય શબ્દો હોય તે બધા જ કલ્પી લેવા વધારે ઉચિત છે.

આ પ્રકારનાં યુદ્ધોમાં બંને પક્ષે જો શબ્દહસ્તીઓ જ હોય તો વિજય શક્તિ ઉપર આધાર રાખે છે પણ જો ભિન્ન વર્ગો વચ્ચે એવાં યુદ્ધ થાય તો તાત્કાલિક વિજય મોટે ભાગે મજુરો ને મુત્સદ્દીઓને જ મળે છે. ગુજરાતમાં જેમ કવિને હારવું પડ્યું છે, ગીઝનીમાં જેમ ફીરદોશીને દુઃખ અને દરિદ્રતામાં મરવું પડેલું એમ વોલ્ટેરની પણ ફ્રેડરીકે એવી દશા કરેલી કે તેને જર્મની છોડવું પડેલું, લૂંટાવું પડેલું, દુઃખમાં મરવું પડેલું. પણ આજે જેમ મહમદ કરતાં ફીરદોશીની કીર્તિ ઓછી નથી એમ ફ્રેડરીક કરતાં વોલ્ટેરની કીર્તિ પણ ઓછી નથી.

શબ્દયુદ્ધને પોતાની એક ખાસ વિશિષ્ટતા પણ છે. શસ્ત્રનાં કે મુત્સદ્દીગીરીનાં યુદ્ધો તો તેમનાં સ્વાભાવિક પરિણામ ઉપરાંત ન જેવી નોંધ જ મૂકતાં જાય છે. પણ શબ્દયુદ્ધો તો પરિણામ ઉપરાંત મોટે ભાગે પોતાનું સાક્ષાત સ્વરૂપ પણ મૂકતાં જાય છે. આ રીતે ઐતિહાસિક ગણતરીએ શબ્દયુદ્ધો વધારે સુરક્ષિત છે.

શબ્દની યથાર્થ કિંમત ન જાણનારાઓ જ્યારે ગાળાગાળી કે શબ્દયુદ્ધ પર ઊતરી પડે છે ત્યારે તેઓ ઉક્ત કળાને યોગ્ય સ્વરૂપે વાપરી શકતા નથી. પણ એવાં યુદ્ધોની નોંધ રાખનારાઓ મોટે ભાગે સાહિત્યકારો હોય છે અને તેઓ એ પ્રસંગને કલાત્મક સ્વરૂપ આપી શકે છે. ગાળોની કળાનો વિકાસ કેટલેક અંશે તો આ વસ્તુસ્થિતિને આભારી છે.

બીનસાહિત્યકારો ગાળોનો આશ્રય ત્યારે જ લે છે જ્યારે શસ્ત્ર કે મુત્સદ્દીગીરીનો ઉપયોગ અસ્થાને કે અસંભવિત હોય; અથવા તો પછી એમાંથી એકે તેમને વાપરતાં આવડતાં ન હોય.

સામો પક્ષ જો મૌન ધારે તો ઘણી વખત ગાળોનો પ્રવાહ આકાશમાંથી વર્ષતા અગ્નિની જેમ અસ્ખલિત બની જાય છે ને કેટલીક વખત ધૂંધવાઈને ઠરી પણ જાય છે; પણ જો બંને પક્ષ પૂર જોસમાં ચડે તો ખરેખરું વાગ્યુદ્ધ જામે છે.

કૈકેયીની રામને વનમાં મોકલવાની માગણી સાંભળી, બેહોશ બનીને તેમાંથી જાગતાં મહારાજા દશરથ પોતાની પ્રિય રાણી પર જે શબ્દપ્રવાહ વર્ષાવે છે તેને રામાયણના મહાન આલેખકે જો કે મર્યાદિત રાખ્યું છે છતાં એ સંસ્કારિત ગાળોનો જ એક પ્રકાર છે.

મહાન નેપોલિયન જ્યારે સેન્ટહેલીનામાં મૃત્યુની છેલ્લી ઘડીએ હોય છે ત્યારે યુક્તિનું કે શસ્ત્રનું બેમાંથી એકે યુદ્ધ અસંભવિત હોઈ તે ઈંગ્લાંડ પર ગાળો-શ્રાપોની ઝડીઓ વર્ષાવી સંતોષ માને છે.

આમ માનવીને જો વાપરતાં આવડે કે સંયોગો હોય તો પ્રથમ શસ્ત્રયુદ્ધ અને પછી મુત્સદ્દીગીરીનું યુદ્ધ ગમે છે. શબ્દ યુદ્ધ-ગાળોનો તો તે છેવાડે જ આશ્રય લે છે.

ઇતિહાસ અને ઉત્ક્રાંતિવાદ પણ આ માન્યતાને પૂરવાર કરે છે.

રામાયણ અને મહાભારત ઉપરાંત બીજાં પણ કેટલાંક આદિ યુદ્ધો કેવળ શસ્ત્રથી જ લડાયલાં. મહાભારતના ઉત્તરાર્ધમાં શ્રી. કૃષ્ણે થોડીક મુત્સદ્દીગીરી લડાવી અને ત્યારથી શરૂ થએલાં મુત્સદ્દીગીરીનાં યુદ્ધોને ચાણક્યે પૂર્ણ વિકાસમાં આણ્યાં. તે પછી બંને પ્રકારનાં યુદ્ધ સાથે જ લડાતાં થયાં. ગોરી પ્રજાએ એ યુદ્ધોમાં સાહિત્યકારોની પણ સહાય લીધી. ને હવે આપણે હિંદીઓ તો કેવળ શબ્દયુદ્ધ જ લડી જાણીએ છીએ. ઉત્ક્રાંતિવાદમાં પણ પહેલો જડ પદાર્થ, પછી બુદ્ધિ ને બંનેના સંયોગથી શબ્દ છે. આમ ઇતિહાસ અને ઉત્ક્રાન્તિવાદ -બંને ગણતરીએ આપણે પૂર્ણ વિકાસની ભૂમિકા પર આવી પહોંચ્યા છીએ.

સ્ત્રીપુરુષ એકમેક પર હાથ ઉગામે તે પાપ છે એવી માન્યતાના કારણે હિંદમાં સ્ત્રી-પુરુષોએ યુદ્ધની જરૂરિયાત ઉભી થતાં શબ્દયુદ્ધ ખેલ્યાં ને પરિણામે કેટલાક વર્ગની સ્ત્રીઓએ એ કળાને સિદ્ધહસ્ત પણ કરી લીધી. યુરોપવાસીઓને આવાં બંધન ન હોઈ તેઓ એકમેકને સોડાવોટરની બાટલીઓ મારવામાં પાવરધાં બન્યાં. પરિણામે ત્યાંનાં યુગલોમાં ગાળોની કળાનો યોગ્ય વિકાસ ન થઈ શક્યો.

પણ યુરોપના સાહિત્યકારોને શસ્ત્ર કે મુત્સદ્દીગીરીથી લડતાં આવડતું નહોતું અને તેઓ, હિંદના મહાન સાહિત્યકારોની જેમ, લડવું એ અધર્મ છે અને વિરોધ જેવું કંઈ જણાય તો વાદ કરીને ન્યાયમાર્ગે તેનો નિકાલ આણવો જોઇએ એવા, સિદ્ધાંત પર ઊતર્યા ન હોઈ, પરસ્પરને ગાળો દેવાની કળામાં તેમણે ઘણો જ વિકાસ સાધ્યો છે.

મહાન અંગ્રેજ તત્ત્વજ્ઞાની અને સાહિત્યકાર કાર્લાઇલ ગાળો દેવાની કળામાં એક્કો ગણાતો. ફ્રાન્સને લગતાં લખાણોમાં તો ગાળો દેવામાં તેણે થોડીક સભ્યતા પણ જાળવી છે પણ બેકોલે, લી. હંટ, શેલી, સ્પેન્સર, જર્ડાન કેબન્સ વગેરે સંબંધમાં અભિપ્રાય ઉચ્ચારવાનો જ્યારે પ્રસંગ આવે છે ત્યારે તો તે, 'શબ્દ લંડોળિયો હજામ; નિર્વીર્ય, નાતાકાત, નપાવટ ઢીંગુજી; કંગાલ સાંકડું ધડા વગરનું રોગિયલ ને પચડેલ પ્રાણી; ખદનો ગધેડો, વાંદરાનું બચ્ચું'-જેવાં સુંદર વિશેષણો થી તેમને નવાજે છે.

સ્વીનબર્ને એમર્સન પરના એક ખૂબ જ સભ્ય પત્રમાં લખેલું કે, "બોખલા, જરઠા, બુઢ્ઢીયા, કાર્લાઇલને ખાંધે ચડીને પ્રસિદ્ધિમાં આવ્યો છે ને હવે તારી પોતાની ગંદકીના ઉકરડા ઉપર ઊભો ઊભો ભૂંકી રહ્યો છે.'

ત્કાલ્વીને પોતાના એક પ્રતિસ્પર્ધીને ખૂબ જ સંયમી ભાષામાં ઉચિત ઉપમાઓ આપતાં લખેલું, "વાંદરો, બીજા ગધેડાઓથી ફક્ત ટોપી પહેરવામાં જ જુદો પડતો ગધેડો, બેપગો ગદ્દો, વાંદરા ને ગદ્દાનું મિશ્રણ કરી બનાવેલો રાક્ષસ; પહેલા જ ઝાડની ડાળે ફાંસી દઈ લટકાવવા લાયક બદમાશ," વગેરે.

આધુનિક યુગના અંગ્રેજ સાહિત્યકારોમાં ગાળો દેવાની કળામાં વધુમાં વધુ વિકાસ સાધનાર તરીકે બર્નાર્ડ-શૉ જગવિખ્યાત છે. હોમર, વૉલ્ટર સ્કૉટ, બ્રિટિશ પ્રધાનમંડળ ને પાર્લમેન્ટ, મૂડીવાદીઓ, સામ્રાજ્યવાદી લેખકો, ઈશ્વરવાદીઓ વગેરેને તેણે દીધેલી ગાળોનો સંગ્રહ કરવા જઈએ તો એક પુસ્તક ભરાય. આ બધાને તો ઠીક પણ અંગ્રેજોના પ્રાણ-પ્રિય કવિ શેક્સપિયર સંબંધમાં તેણે તેના મડદાને કબરમાંથી કાઢીને, પત્થરે પત્થરે કૂટવા જેવી ઈચ્છા વ્યક્ત કરેલી

આમ ગાળોના અર્થને જો શબ્દયુદ્ધમાં જ મર્યાદિત રાખીએ તો તો અંગ્રેજ સાહિત્ય-કારોએ જ તેમાં સારો વિકાસ સાધ્યો છે. અને તે તેમને જ મુબારક હો! હિંદમાં બાણ-ભવભૂતિની જોડલી ઉપરાંત વિક્રમ ને ભોજની સભાના સાહિત્યકારો તેમજ બીજા વિદ્વાનો

વચ્ચે જો કે શબ્દયુદ્ધ ખેલાયલાં પણ તે મોટે ભાગે વાદમાં જ પરિણમેલાં. પણ શૃંગારના ઉત્કટ સ્વરૂપને જો ગાળો ગણીએ તો તો હિંદી સાહિત્યકારો ક્યાંથી જાય એમ નથી-બીજાઓ કરતાં ઉલટા વધારે ઝળહળે છે. આરબ અને ઇરાની સાહિત્યકારો સ્ત્રીઓના વર્ણનપ્રસંગે, મદિરા કે પરસ્ત્રીઓ સાથેના સંબંધમાં, અને દામ્પત્ય ક્રીડાઓના વર્ણન વખતે શૃંગારની હદને સ્પર્શી જાય છે; કેટલાક ગોરા લેખકો પણ સ્ત્રીઓનાં અંગોપાંગના વર્ણનમાં કે પ્રેમ પ્રસંગમાં શૃંગારને કંઈક સ્પર્શી જાણે છે પણ વ્યભિચારના પ્રસંગ સિવાય-ને વ્યભિચાર એ તો શૃંગારનું બીભત્સ સ્વરૂપ જ ગણાય-શૃંગારના ઉત્કટ સ્વરૂપને તેઓ ખીલવી જાણતા જ નથી.—જો કે ગાળોના વિષયમાં તો ઉત્કટ કરતાં બીભત્સ શૃંગાર જ અગ્રહક્ક ધરાવે છે.

ગાળો દેવાની ઇચ્છા જેટલી સ્વાભાવિક છે તેટલી જ તે નુકશાનકર્તા પણ છે. તે માનવીમાં રહેલી વિલાસની, યુદ્ધની, કરુણતાની વૃત્તિઓને કાં તો ગલીચ શબ્દોદ્વારા વ્યક્ત કરી દે છે ને નહિતર વિકૃત કરી મૂકે છે. સંસ્કૃત સાહિત્યકારો શૃંગાર, વીર અને કરુણરસને જે ઉત્કટ સ્વરૂપે ખીલવી શકયા છે તેવા સ્વરૂપે પાશ્ચાત્ય સાહિત્યકારો તે રસોને નથી સ્પર્શી શકયા તે કદાચ તેમણે ગાળો દેવાની કળામાં સાધેલા વિકાસના કારણે જ હશે.

શૃંગારરસનો મહાન અંગ્રેજ કવિ શેલી તેની એક કવિતામાં સ્ત્રીના કટિપ્રદેશના વર્ણન સમયે શૃંગારની છેવટની ભૂમિકાને સ્પર્શવા જાય છે પણ તે વર્ણન કાલિદાસ તો શું પણ અમરુ કે જયદેવના પણ તદ્‌વિષયક વર્ણન કરતાં કયાં ય બેહૂદું બની જાય છે. મિલ્ટનના 'પેરેડાઇસ લોસ્ટ'માં પાપની દેવી પોતાની ઉત્પત્તિ અને જીવનનું વર્ણન કરે છે ત્યાં તો નરી શૃંગારિક બીભત્સતા જ ખીલી ઊઠે છે.

વીરરસમાં સંસ્કૃત શું પણ કેટલાક ગુજરાતી પુસ્તકો વાંચીને પણ માણસો તરવાર લઈને ઊભા થઈ ગયાનું સાંભળ્યું છે. પણ અંગ્રેજીમાં એ વિષયના નિષ્ણાત વૉલ્ટર સ્કૉટ, બ્રાઉનીંગ, કે મિલ્ટનના શયતાનનાં ભાષણોના વાંચને પણ કોઇ તે રીતે તૈયાર થઈ ગયા નથી. કરુણતામાં 'ઉત્તમરામ ચરિત્ર' કે 'કાદંબરી'ની સાથે સરખાવવાને તો શું તેના પગ પાસે મૂકવાને પણ એકે અંગ્રેજી પુસ્તક મળતું નથી. શૅક્સપિયરનાં કરુણરસપ્રધાન નાટકો વાંચીને કોઈક રડયા હશે પણ તે પરથી કોઇએ સંસાર ત્યજી દીધાનું સાંભળ્યું નથી.

આમ ગાળો દેવાની કળામાં આગળ વધવા જતાં કેટલીક વૃત્તિઓ જે બીજા સુંદર ક્ષેત્રે પરિણમી શકે તે મારી જાય છે.—જેમ યુક્તિયુદ્ધમાં વિકાસ સાધતાં સત્ય, ને શસ્ત્રયુદ્ધમાં વિકાસ સાધતાં માનવતા મરી જાય છે તેમ.

પણ કેટલાક તત્ત્વજ્ઞાનીઓ કહે છે તેમ જગત પતનના પન્થે આગળ વધી રહ્યું છે અને તેથી જ કદાચ માણસની, શસ્ત્ર અને મુત્સદ્દીગીરીનાં યુદ્ધો ઉપરાંત, ગાળો દેવાની, વાંચવાની, કે સાંભળવાની લાલસા પણ વધતી જતી હશે.

આ રીતે ગાળો બે પ્રકારે છેઃ એક યુદ્ધવિષયક, બીજી શૃંગારવિષયક. યુદ્ધવિષયક ગાળોને તો સામાન્ય પ્રજા અને સાહિત્યકારો બંને, જો કે ભિન્ન સ્વરૂપે છતાં, સારી રીતે વાપરી જાણે છે. પણ શૃંગારવિષયક ગાળોને વણી લેવા માટે સાહિત્યકારો પાસે જેમ લેખન હોય છે તેમ સામાન્ય પ્રજા પાસે, સ્ત્રી કે ગમે તે કોઈકને બે-પાંચ સંભળાવી દેવા ઉપરાંત, કંઈ હોતું નથી. પરિણામે ગાળો રેલ્વેનાં કે નગરનાં બંને પ્રકારનાં શૌચગૃહોના પટ પર ખીલી ઊઠે છે. અને કેળવાયલ વર્ગ શૃંગારરસનાં પુસ્તકો પર જેમ મરી ફીટે છે તે જ રીતે સામાન્યવર્ગ તદ્‌વિષયક સામાન્ય ચોપડીઓ ઉપરાંત શૌચગૃહોમાંની ગાળો વાંચવામાં રોકાયલો માલમ પડશે.

———o———



## કેળવણીકાર—

ગઈ તા ૨૬ મી એ, ગુજરાતના પ્રખર કેળવણીકાર તરીકે જાણીતા થયેલા શ્રી. બળવંતરાય પરમોદરાય ઠાકોરે આ નશ્વર સંસાર પરથી વિદાય લીધી.

સને ૧૮૭૮ ના ઑગસ્ટ માસમાં તેમનો જન્મ થયેલો. નાની વયે જ પિતાને ગુમાવી તે માતા અને મોટાભાઇઓની છાયા નીચે ઉછરેલા. તેમનું કુટુંબ આગળ પડતા દરજ્જાનું હોઈ, તે યુગ અને સ્થિતિમાં પણ, મોટાભાઈના મધુર આગ્રહથી તે બી. એ. સુધી આગળ વધી શક્યા.

તે કોલેજમાં હતા તે દરમિયાન તેમના મોટાભાઈ ઓએ 'પ્રજાબન્ધુ' પત્રનું સંચાલન પોતાને હાથ લીધેલું. શ્રી બળવંતરાય, અભ્યાસ દરમિયાન જ, એ પત્રના અગ્રલેખો લખતા, નોંધો લખતા; કેટલીક વખત તેના તંત્રની જવાબદારી પણ પોતાને માથે ઉપાડી લેતા.

આ રીતે 'પ્રજાબંધુ' સાથે એકચિત્ત બનવા છતાં, તે પત્રની સામાન્ય આર્થિક સ્થિતિમાં પોતાની જવાબદારી પણ તેના માથે ન જઇ પડે તે માટે બી. એ. થઈ તેમણે શિક્ષક તરીકેની નોકરી સ્વીકારી લીધેલી. પણ સરકારી શિક્ષણપદ્ધતિમાં સ્વમાન ઘવાતાં, અને એ ખાતા સાથે દિલફેર થતાં તેમણે ૧૯૦૮ માં સ્વતંત્ર શાળાની શરૂઆત કરી અને દશેક વર્ષ સુધી કેવળ એ શાળાના જીવનવિકાસમાં જ પોતાનું ધ્યાન પરોવ્યું.

૧૯૧૯ માં તેમણે જાહેર પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું. સરદાર શ્રી વલ્લભભાઈ પટેલની આગેવાની નીચે મ્યુનિસિપાલિટીમાં તેમણે, સ્કૂલબોર્ડના પ્રમુખ તરીકે, સરકાર જો શાળાઓને મદદ ન આપે તો તે સંસ્થા પર તેનો કાબૂ પણ ન હોઇ શકે એ પ્રકારની લડત ચલાવી. એ પ્રશ્ન પર સરકારે મ્યુનિસિપાલિટીને બરતરફ કરી. પણ છેવટે સરકારને હારવું પડ્યું. આ પ્રકારની કેટલીક ઝુંબેશોથી તે મ્યુનિસિપાલિટીના પ્રમુખપદ સુધી પહોંચેલા.

પોતાની પ્રોપ્રાયટરી હાઇસ્કૂલને તેમણે, મહાત્મા ગાંધીજીના આદેશથી, મુંબઈ સરકારના કાબૂ હેઠળથી મુક્ત કરી ગુજરાત વિદ્યાપીઠ સાથે પણ કેટલાક સમય સુધી જોડી દીધેલી.

૧૯૩૦ ના મહાન સ્વાતંત્ર્યયુદ્ધમાં, ધારાસણા ઉપર કૂચ લઇ જતાં તેમને પકડીને સજા કરવામાં આવેલી. ૧૯૩૨ ના પુનર્યુદ્ધ વખતે તો તેમને પહેલે જ ઝપાટે પકડીને જેલમાં પૂરી દેવામાં આવેલા.

સાપ્તાહિક 'પ્રજાબંધુ'નું સંચાલન, તે સમયે, તેમના પુત્ર શ્રી. ઇન્દ્રવદનને હસ્તક હતું. પુત્રને તેમણે સાપ્તાહિક સાથે દૈનિક પત્રની પણ શરૂઆત કરવાની સલાહ આપી અને

તેમની પ્રેરણા તેમજ તેમની શક્તિના પીઠબળ વડે દૈનિક 'ગુજરાત સમાચાર' નો જન્મ થયો.

૧૯૩૪ માં તેઓ મુંબઇ યુનીવર્સિટીની સેનેટના ફેલો તરીકે ચુંટાયેલા અને છેલ્લે અમદાવાદ શહેરના મહાસભાવાદી ઉમેદવાર તરીકે તેમને મુંબઈની ધારાસભામાં પ્રતિનિધિત્વ મળેલું.

આજે તેઓ ગયા છે છતાં તેમની સ્મૃતિ પ્રોપ્રાયટરી હાઇસ્કુલ, અમદાવાદ મ્યુનિસિપાલિટી, 'પ્રજાબંધુ' ને 'ગુજરાત સમાચાર,' મુંબઇ યુનીવર્સિટી ને ધારાસભા વગેરે સ્થળે કાયમ છે. તેમના અવસાનથી ગુજરાતે એક પ્રૌઢ કેળવણીકાર ગુમાવ્યો છે. અનેક પ્રતિષ્ઠિત સંસ્થાઓ અને વ્યક્તિઓએ તેમજ મહાત્મા ગાંધી સમા પૂજ્ય પુરુષોએ તેમને માનભરી અંજલિ આપી છે.

卐

બાંકીપુરની ખુદાબક્ષ લાયબ્રેરીના સ્થાપક શ્રી. મહમદ બક્ષ પાસે, શહેનશાહ જહાંગીરના હસ્તાક્ષરમાં લખાયલું, 'મજલિસે ખામસ' નામે એક અમૂલ્ય પુસ્તક હતું. પટનાના જજ મી. જે. બી. ઇલિયટે એ પુસ્તક વાંચવા લીધું પણ પછી તે પુસ્તકની અપૂર્વ કલામયતા અને અમૂલ્ય કિંમત જણાતાં તેમણે પુસ્તક પાછું ન સોંપતાં તેની કિંમત ધામવા માંડી. ગોરા જજની સામે ન્યાયની અદાલતમાં કંઈ થઈ શકે એ અસંભવિત લાગતાં શ્રી. મહમદ બક્ષે, કિંમત ન લેતાં વેદનાભર્યું મૌન સેવ્યું. પણ જ્યારે મી. ઇલિયટ વિલાયત સિધાવ્યા ત્યારે તેમણે વેચવા કાઢેલાં રદ્દી પુસ્તકોમાં તે અમૂલ્ય ગ્રંથ પણ ચાલ્યો ગયો અને એ રદ્દી ગ્રન્થોનો ખરીદનાર પણ મહમદ બક્ષ હોતાં તે ગ્રંથ તેના મૂળ માલીકના હાથમાં જઇ પડ્યો. તે પછી તો મી. ઇલિયટે ધમપછાડા ઘણાય કર્યા પણ તેનું કાંઇ જ ન વળ્યું.

---

## યૌવન

મહેન્દ્રકુમાર દેશાઇ બી. એ.

વસંતે મ્હોરંતી, શિશિર સરકી, ઉપવન શ્રી
નિકુંજે વેલો શી, ફૂલદલ થકી સૌ લચકતી !
પરાગી પુષ્પોએ અલિગણ મધુ ગુંજન કરે
ટહુકે કોકિલા, સર સમિરણાં મંદ લહરે;
સરિતા સોહંતી, નૂતન ગીતડાં કૈં ગજવતી !
લચે ઊંચા દારૂ કુંપળ ધરિયા હાસ્ય ફરકી.
અહો ! કોને માટે કુદરત તણું યૌવન ખીલે ?
ન સ્વાર્થે ધારંતુ, પરજીવન કાજે મરી જીવે,
ન તો શાને માટે, જીવન તણું આ યૌવન વળી
પરાર્થે, પુણ્યાર્થે ખરચી કરવી આત્મ-ઉન્નતિ !

# ચર્ચા* — હુંડિયામણ

નરસિંહ

હિંદના હુંડિયામણનો પ્રશ્ન ફરી પાછો એકવાર સરાણે ચડયો છે. ૧૯૨૭ માં રૂપિયાનું પ્રમાણ વધારીને ૧ શિ ૬ પેન્સ જેટલું કરાવવામાં આવ્યું. તે પછી મહાત્મા ગાંધીજીએ ૧૯૩૦ ની પોતાની અગિયાર માગણીઓમાંની એક એ હુંડિયામણને ઘટાડી ૧ શિ. ૪ પેન્સનું કરવાને લગતી રાખી. પણ સરકારને તે સમયના કાર્યક્રમમાં હુંડિયામણ ઘટાડવું પાલવે એમ નહોતું. પરિણામે એ બાબત તરફ તેણે ઉપેક્ષાભાવ દર્શાવ્યો. પણ પ્રાન્તોમાં મહાસભાવાદી સરકારો ગોઠવાતાં ફરી પાછી એ માગણી ઉપડી છે. અને આજે મધ્યસ્થ સરકાર અને ના. વાઈસરોય જોરશોરથી એ માગણી નકારે છે.

જગતમાં સત્તાધીશોની હંમેશાં બે નીતિ હોય છે. એક વિરોધનીતિ, બીજી ઉપેક્ષાનીતિ. પ્રબળ વિરોધ તેઓ મોટે ભાગે એવી વસ્તુઓનો કરે છે કે જેની ખૂબ ખૂબ માગણી કરાવ્યા પછી મોંઘા મૂલ્યે તે વર્ષાવવી હોય. જે વસ્તુ કે વ્યક્તિનો તેમને સાચો વિરોધ કરવો હોય તેને તો તેઓ યુક્તિ કે ઉપેક્ષાપૂર્વક જ છૂંદી નાંખે છે.

છેલ્લાં સાતેક વર્ષથી જગતના લગભગ દરેક દેશો હુંડિયામણ–પોતાના નાણાની કિંમત ઘટાડતા જ રહ્યા છે. અમેરિકા, જાપાન ને ઇંગ્લંડે તેમાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

હુંડિયામણને આ રીતે નીચું ને નીચું લઇ જવાની દરેક રાષ્ટ્રને કયા કારણે જરૂરિયાત પડે છે? પરદેશી માલની આવકને તો જકાતી દિવાલોથી પણ અટકાવી શકાય છે. ને હુંડિયામણ ઘટવાથી સ્વદેશમાં ઘટી જતી નાણાની કિંમત પ્રજાકીય જીવનધોરણને ઉલટું મોંઘું બનાવી દે છે.–પણ આજના દરેક રાષ્ટ્રોનું ઉત્પાદન પોતાને જોઈએ તે કરતાં અનેકગણું વિશેષ પ્રમાણમાં છે. પરિણામે વધેલા ઉત્પાદનને માટે તેમને પરદેશનાં બજારો જોઈતાં હોય છે. અને એ બજારો હુંડિયામણના ઘટાડા સિવાય હાથ કરી શકાતાં નથી.

પણ હુંડિયામણની વધઘટની આ હરિફાઈ એ એવું જબ્બર આર્થિક યુદ્ધ છે કે પ્રજાઓને તે શસ્ત્રયુદ્ધ કરતાં પણ વધારે છિન્નભિન્ન કરી નાંખશે.

હુંડિયામણના ઘટાડાનો લાભ દેશના ઉત્પાદક વિભાગને જે પ્રમાણમાં મળે છે એટલા જ પ્રમાણમાં તે મધ્યમ અને નોકરિયાત વર્ગને ગેરલાભકર્તા પણ થઈ પડે છે. છતાં આર્થિક તંત્ર ઉપર જે દેશની પ્રજાનો પૂરેપૂરો કાબૂ હોય, જેને પરદેશની સમૃદ્ધિની જરૂરિયાત હોય ને પરદેશનાં બજારો હાથ કરવાં હોય, ને જેનું ઉત્પાદન એટલા વિશેષ પ્રમાણમાં વધી ગયું હોય કે મધ્યમ અને નોકરિયાત વર્ગના ગેરલાભને તે ઉક્ત લાભમાંથી વાળી દઈ શકે તેવું કોઇ સ્વતંત્ર રાષ્ટ્ર હુંડિયામણની ઘટનો લાભ ઉઠાવી શકે છે. પણ જેનો ઉક્ત કાબૂ [illegible] હાથમાં હોય તે તો વધ કે ઘટ બંને કારણે ઉપલકિયા લાભની પાછળ છુંદાઈ [illegible]ના ભયસ્થાન પર જ ઊભી હોય છે.

જગતનું અર્થતંત્ર છેલ્લા એકાદ સૈકાથી ઉલટી દિશામાં વહી રહ્યું છે. પહેલાં નાણાની મોંઘી કિંમત દેશની ઉન્નતિનું ચિન્હ ગણાતું; આજે નાણાની સોંઘી કિંમત એવું ચિન્હ

---

* ચર્ચાસ્પદ લેખો કે મન્તવ્યો આ વિભાગમાં સ્વીકારાશે. તેવા વિષયો સબંધમાં ભિન્નદૃષ્ટિબિંદુઓને પણ આમંત્રીએ છીએ.—જે પ્રજાને માર્ગદર્શન કરાવવામાં ને વિષયનાં બંને પાસાં સમન્વવામાં મદદરૂપ થઇ પડે. તંત્રી

ગણાય છે. ને પરિણામે દરેક દેશ પોતાના નાણાને સોંઘું બનાવી દેવાની વેતરણમાં પડ્યો છે. પણ આ સોંઘાશ અને ઉત્પાદનની વિશેષતા જ જગતના નાશને સહજ સંભવિત કરી નાંખશે. રાષ્ટ્રના લાભને ખાતર પરદેશી માલની આવકને મર્યાદિત રાખવાની જેટલી જરૂર છે એથીયે વિશેષ જરૂર, રાષ્ટ્ર અને જગત બંનેના લાભને ખાતર, દરેક દેશે પોતાના ઉત્પાદનને મર્યાદિત બનાવવાની છે.

હિંદી રૂપિયાનાં તો બ્રિટને પૌંડ સાથે લગ્ન જ કરી નાંખ્યાં છે. એ લગ્ન પછી રૂપિયાની કિંમત વધારતી વખતે બ્રિટનના અર્થશાસ્ત્રીઓને એટલું તો ખ્યાલમાં હોય જ કે આ કિંમત ઘટાડવાની તીવ્ર માગણી હિંદી પ્રજા તરફથી એટલી ઉગ્ર બનશે કે ગમે ત્યારે પણ આપણે તે સંતોષવી તો પડશે જ. પરિણામે ઉક્ત કિંમત વધારતી વખતે તેઓ જે લાભ ઉઠાવી ગયા એટલો જ લાભ ઘટાડયે પણ મળી શકે તેની તેઓએ યોજનાઓ ઘડી રાખી.

ત્રણ ઉદ્દેશને સિદ્ધ કરવાને ભાવ વધારવામાં આવેલા: એક પોતાના માલ માટે હિંદી બજારની મોકળાશ; બીજું આવી પડતી આર્થિક આંધીને લાભદાયી થઈ પડે એ રીતે હિંદી નાણાનો વળાંક ને ત્રીજું ખૂબ ઊંચા ભાવ આપ્યા વિના સોનાને ખેંચવાના કાર્યક્રમની સફળતા.

આજે હુંડિયામણના ઊંચા ભાવ ટકાવી રાખવાને હિંદના ઉત્પાદક વર્ગનો અને હિંદી તિજોરીના અનામત વિભાગનો જે ભોગ લેવાઈ રહ્યો છે તે ભોગ, ઉક્ત લાભોની ગણતરીએ તેમજ પરદેશી મૂડીવાદીઓની મૂડીના રોકાણ માટે હિંદનું ખેતી વિષયક બજાર ખુલ્લું થાય ત્યાંસુધી, અટકાવવાની બ્રિટનની મુરાદ અસંભવિત છે.

પરદેશોમાં પોષાણ થઈ શકે એવું હિંદને જે કંઇ ઉત્પાદન હોય તો તે મુખ્યત્વે ખેતીને લગતું જ (Raw materials) છે. ખેતી સિવાયના ઉત્પાદન માટે જેમ પરદેશોમાં બજાર નથી તેમ તેનો મોટો ભાગ, થોડે અથવા વધતે અંશે, છે પણ પરદેશીઓને હસ્તક. ને ખેતીના ઉત્પાદન ઉપર પરદેશી મૂડીવાદીઓ અવનવી યુક્તિઓથી, છેલ્લાં થોડાંક વર્ષોથી, પોતાનો પંજો જમાવી જ રહ્યા છે. જ્યારે ખેતીનું એ ક્ષેત્ર બેન્કો દ્વારા પરદેશી મૂડીના રોકાણ માટે અને યન્ત્રો દ્વારા હિંદના પશુધનના નાશ માટે ખુલ્લું બનશે ત્યારે હુંડિયામણ ઘટાડી નાંખતાં પરદેશી નાણાનો હિંદ માર્ગે વળી ગયેલો પ્રવાહ હિંદના એ છેલ્લામાં છેલ્લા સાધન પર પોતાની નાગચૂડ જમાવી બેસશે. અને એ રીતે, ઉક્ત ઘટાડાથી, ઉત્પાદન વિભાગને મળતો લાભ પરદેશીઓને હસ્તક ચાલ્યો જશે.

હુંડિયામણના ઘટાડા સાથે દેશનું નાણું જેમ સસ્તું થઇ પડે છે તેમ પરદેશી નાણું પણ દેશમાં પ્રવેશવા માંડે છે. સ્વતંત્ર દેશ એવી રીતે પ્રવેશતા નાણાનો પોતાના લાભમાં જ સદુપયોગ કરી શકે પણ અહીં તો પરદેશી નાણુ પરદેશી માલ કરતાં પણ વધારે વિનાશકારી થઈ પડવાનું છે. પરદેશી માલ તો દેશનો પૈસો જ લઈ જાય છે. પણ પરદેશી નાણું તો આપણા હાથમાં આર્થિક જંજીરો પરોવશે.

આપણે જે માગણી કરીએ અથવા આપણા પાસે જે માગણી કરાવવામાં આવે તેને પોતાના લાભની સાથે ગૂંથી નાંખ્યા પછી જ બ્રિટન તે સંતોષવાની વાત વિચારે છે એ આપણે ભૂલી જવાનું નથી. જ્યાંસુધી એ વિજેતા તરીકે ઊભેલ છે ત્યાંસુધી તે પોતાના તલભાર લાભને પણ જતો કરે તે સંભવિત નથી. એ લાભ એક જ દિશાએથી અનાકર્ષક બની જવાના કારણે તે ફક્ત તેની દિશાઓ જ ફેરવ્યા કરે છે.




પૂ. મહાત્મા ગાંધીજી આજની કન્યાઓ વિષે લખે છે કે, "આજના જમાનાની બાળાને પોતાની પાછળ અનેક ભમરાઓ ભમે એ ગમે છે. જોખમી વાટે ચાલવાનું તે પસંદ કરનારી છે. તે કપડાં પહેરે છે તે ટાઢ, પવન વરસાદથી શરીરનું રક્ષણ કરવા સારૂ નહિ પણ લોકોનું ધ્યાન પોતાના તરફ આકર્ષવાની દૃષ્ટિએ પહેરે છે. રંગો, પાઉડરો વગેરે લગાડીને અને બીજાથી નોખી ભાત પાડીને કુદરત ઉપર તે સુધારો કરે છે."

આ અભિપ્રાયમાં મહાત્માજીએ વસ્તુસ્થિતિનું યોગ્ય દિગ્દર્શન કરાવ્યું છે. પણ એ વસ્તુસ્થિતિનું મૂળ પાશ્ચાત્ય વિજેતાઓની સાંસ્કૃતિક પરિવર્તનની નીતિ સાથે સંકળાયેલું છે તે એ સાથે જ નથી વીસરવું જોઈતું.

સ્ત્રી માત્રનો આત્મા પવિત્ર અને પૂજ્ય હોય છે. એના પર જો શુદ્ધ સંસ્કાર અને માધુર્યનું સિંચન કર્યું હોય તો સ્ત્રી દેવી બને છે; તેને અશુદ્ધિના મોહક માર્ગે વાળી હોય તો તે સ્વૈરિણી બને છે. પણ તે માટે સ્ત્રી જવાબદાર ન ગણાય. તેને માટે તો એ અશુદ્ધિના ઘડનારાઓ અને તેને ઉત્તેજનારાઓ જ દોષપાત્ર લેખાવા જોઇએ.

લૉર્ડ મેકોલેએ હિંદના કેળવણીતન્ત્રની ગૂંથણી કરતાં એ તો ધારી જ મૂકેલું કે આ કેળવણી વિકાસ પામીને અમુક ભૂમિકાએ પહોંચતાં જ તે સ્ત્રીઓને પણ પોતામાં ભેળવી દેવાની ભાવના જન્માવશે. ને એ ભાવના આર્ય સ્ત્રીત્વના પાશ્ચાત્યરંગી પરિવર્તન સાથે આર્ય સંસ્કૃતિના મૂળભૂત તેજને અને પવિત્રતાને હડાવવામાં પણ મહત્ત્વનો ભાગ ભજવશે એ ન સમજી શકે એટલો તે અબુદ્ધિમાન નહોતો.

સ્ત્રી અને પુરુષ એ પ્રકૃતિનાં એવાં લોહચુંબકી અડધિયાં છે કે તેમને જ્યાંસુધી દંપતિભાવે જોડવાં ન હોય ત્યાંસુધી તેમને, ભગિની, પુત્રી કે માતૃ-સંબંધ સિવાય, વડીલ વર્ગની ગેરહાજરીમાં, ચાલુ સહવાસ કે સ્પર્શ તો શું પણ સંબંધમાં પણ આવવા દેવાં એ તેમને પર્વતના શિખર પરથી ગબડાવી દેવા બરાબર છે. ને ગબડતાં ગબડતાં તો કોઈક વિરલ આત્માજ બચી શકે.

હુંડિયામણના ભાવિ ઘટાડાથી હિંદને મળવા જોઈતા લાભનું ક્ષેત્ર ધીમેધીમે ઘટતું જાય છે. પરદેશી માલની આવકને કંઈક અંશે ઘટાડી તે હિંદના ઔદ્યોગિક ઉત્પાદનને નહિ જેવો અને કાચા ઉત્પાદનને બહારથી દેખાય એવો થોડોક લાભ અપાવશે પણ સરવાળે તે લાભ જ નહિ હોય. પાંચેક વર્ષ પર આ હુંડિયામણ જો ઘટયું હોત તો તે હિંદના લાભમાં પરિણમત; જો આજે તે ઘટાડવામાં આવે તો લાભ ને નુકશાન કદાચ સરખાં જ નીવડે. પણ દોઢેક વર્ષ પછી થનારો એ ઘટાડો તો હિંદને નુકશાનકર્તા જ નીવડવાનો છે.

———o———

પુરુષનું આકર્ષણ સ્ત્રી અને તેનું સૌન્દર્ય છે. વસ્ત્ર, અલંકાર, ટાપટીપ કે હાવભાવ તો તેમાં ન જેવો જ ભાગ ભજવે છે. કેટલીક વખત તો સાદાઈ અને અતડાશ ઉલટાં વધારે આકર્ષક થઈ પડે છે. સ્ત્રીઓ સાદાં વસ્ત્રો પહેરતી બનીને પરપુરુષની સજોડમાં જો પવિત્રતા સાચવી શકે તો આદિયુગ અને તેના ઋષિવરોને અંને જાતિની મર્યાદાઓ ન બાંધવી પડત. ને વસ્ત્રાલંકાર જ જો આકર્ષણ હોય તો મૂંડાવલ સાધ્વી સરસ્વતી પર મોહનાર અવંતિપતિ ને માટી ને જીર્ણનામાં દટાયેલી ઓડણ જસમા પર મોહનાર ગુર્જરેશ્વરે તેમનામાં કયું કામ નિહાળ્યું હતું?

કન્યાએ પુરુષોના શિકારમાંથી બચવાને રસિકતાને તિલાંજલિ આપવી એ કરતાં પુરુષ શિકારીઓના સંસર્ગને તિલાંજલી આપી પોતાની અને આવનાર પતિની વૃત્તિઓને સંતોષવા ને સ્ત્રીત્વને વિકસાવવા રસિકતાને ખીલવવી એ શું ખોટું? રસિકતા વિનાનો સંસાર તો પ્રજાના નેવું ટકા વર્ગને ઝેરથીયે વધારે કડવો લાગશે.

વસ્ત્રો જો ટાઢ તડકાથી બચવાને જ પહેરવામાં આવતાં હોય તો વસ્ત્રો પહેરવાની જ જરૂર નથી. વસ્ત્ર વગર ટેવાઈ જતા પશુની જેમ માનવીનું પણ ટાઢ–તડકાથી તો રક્ષણ થશે. પણ માનવી પશુ નથી. તે માનવી–કલાકાર છે. ને તેમાં પણ સ્ત્રી તો કલાની દેવી છે. કલાનાં પ્રત્યેક અંગોમાં વિકાસ સાધવાની તેનામાં ઊર્મિઓ હાજ્જરવી જોઇએ.

સતીત્વની જેમણે રક્ષા કરી છે તેમણે તે કલા કે રસિકતાનો ત્યાગ કરીને નહિ પણ પરપુરુષનાં મુખ પણ ન જોવાનાં વ્રત સાચવીને. પુરુષમાત્ર જેને ત્યાજ્ય હોય, જેને રસપત્ની કે સતિ નહિ પણ સાધ્વી કે યોગિની બનવું હોય તેને માટે રસિકતાનો ત્યાગ કદાચ જરૂરી હશે. કન્યામાત્રને માટે તો એ બિનજરૂરી ને અસંભવિત છે.

કન્યાને તો નયનની કીકીઓ નચવતાં શીખવાની, હાવભાવ, વસ્ત્રાલંકાર ને સૌન્દર્યને આકર્ષક બનાવી જાણવાની જરૂર છે—પણ તે બહેન અને સખીઓના વૃન્દની વચમાં; તેને પવિત્રતા અને ગૃહકલા શીખવાં જરૂરી છે—પણ તે માતા પાસેથી; તેને નિર્મળ પ્રાથમિક જ્ઞાનની જરૂર છે—પણ તે ભાઈ કે પિતા પાસેથી શીખવાની.તેને શૃંગારિક જ્ઞાનની જરૂર છે પણ તે પરણ્યા પછી પતિની સજોડે વાંચવાની.

પણ આપણે તો યુવકોને સુંદરીવૃન્દથી ઘેરી લઇને અને સુંદરીઓને યુવકોના સતત સંપર્કમાં રાખીને તેમની પાસેથી પવિત્રતાની વાંછના સેવતાં કુદરતની પણ મશ્કરી કરી રહ્યા છીએ. માધ્યમિક અને ઉચ્ચ કેળવણી જે અમુક વર્ગોનો કેવળ ધંધો જ હોઈ શકે તેને આપણે સર્વવ્યાપી ધર્મ બનાવી દીધો છે અને એ કેળવણીને જ જ્ઞાન માની લઈને પવિત્ર કલાના પ્રતીક સમા પૂજ્ય સ્ત્રીત્વને પણ ઝેરમાં સરખો ભાગ પડાવવાને સમાન ભાવે જ એમાં દાખલ કરી દીધું છે. સમજતા નથી કે સ્ત્રી અને પુરુષ જે અંશે ભિન્ન છે એ અંશે જ એમની કેળવણી પણ ભિન્ન હોય.

પણ આજે તો આપણે પવિત્રતાને અને જેને આસમાન જમીનનું છેટું છે અને જેની સંસ્કૃતિના મૂળમાં પાશવતા અને લાલસા સિવાય કંઈ તત્ત્વ નથી એવા યુરોપનું અંધ અનુકરણ કરી રહ્યા છીએ ને ભૂલી જઇએ છીએ કે શ્વાન કે ગર્દભને જે પચે તે માનવીને ન પચી શકે.

પ્રજાએ આજે એ જાણી લેવાની જરૂર છે કે, અનિવાર્ય સંયોગો સિવાય, પર–પુરુષોના સતત સંપર્કમાં રહેતી સ્ત્રી, પોતાની અથવા તે પુરુષોની દષ્ટિએ, એક યા બીજા ભાવે,

ઉક્ત પુરુષોની અંગના જ લેખાય છે. એ વસ્તુસ્થિતિ સ્ત્રી અને પુરુષ બંનેમાંથી રસપૂર્ણ દંપતિભાવ દૂર કરી સ્ત્રી–અને પુરુષવૈવિધ્યતાની એવી ભાવના જન્માવે છે, કે જેના પરિણામે મોકળો બનેલો છૂટાછેડાનો માર્ગ સંતતિઉછેરને કૃત્રિમ બનાવી, આર્ય સંસ્કૃતિને છિન્નભિન્ન કરી નાંખી, જગતના પરમપુનિત અને સર્વશ્રેષ્ઠ રાષ્ટ્ર આર્યાવર્તના કપાળે 'અનાર્ય'તાનું કલંક ચોંટાડવાનો.

× × ×

પ્રાન્તિક ભેદભાવ, જે ૧૭૫૭ પછી, ગુલામી એકતા અથવા તો બીજા અનેક ભેદભાવોના કારણે વીસારે પડ્યો હતો તેણે આ મહિને ગુજરાતમાં ફરી દર્શન દીધાં જણાય છે.

વડોદરા રાજ્ય પ્રજામંડળના પ્રમુખ સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલ વડોદરા પધારતાં સ્વાગત સરઘસમાં તેમના પર જોડા ફેંકાય તેને તો કદાચ વ્યક્તિદ્વેષ પણ ગણી લઈ શકાય; પણ રાત્રે આખા સભામંડપ અને સ્વાગત ચિહ્નોની થયેલી હુતાશની અને તે પછીના ત્રણેક દિવસ ચાલેલા તોફાને તો અનેક નવા અને ગંભીર પ્રશ્ન જન્માવ્યા છે.

ડૉ. ખરે પદભ્રષ્ટ થયા પછી એક અથવા બીજાં અનેક કારણોએ મરાઠી પ્રજામાં મહાસભા પ્રતિ છૂપો વિરોધ ધૂંધવાઈ જ રહ્યો છે. મરાઠી પત્રોમાં તે ઘણીવાર ગલીચ સ્વરૂપે પ્રગટી પણ નીકળે છે. પણ એ વિરોધ પ્રાન્ત–વિરોધ તરીકે પરિણમતાં તો બંને પ્રાન્તની પ્રજાઓને અણકલ્પ્યાં પરિણામો સહેવાં પડશે.

સુરત–કોંગ્રેસનું ભંગાણ ઉદ્દામવાદીઓ અને વિનીતો વચ્ચેના ભેદભાવને આભારી હતું. હિંદુ–મુસ્લીમ હુલ્લડો ધર્મભેદના કારણે થાય છે પણ પ્રાન્તિક ભેદભાવ આજસુધી કયાંય જણાયો નથી–રાજનીતિના સોગટા સમા બ્રહ્મદેશને બાદ કરીને. ડૉ. ખરેની પદભ્રષ્ટતાએ અમુક વર્ગને મહાસભા સામે ઉશ્કેરેલો છતાં એ પ્રાન્તિ ભેદ નહોતો. એ ભેદનાં મૂળ તો આ સમયે વડોદરામાં જ રોપાયાં છે.

આ ભેદનું વ્યાપક પરિણામ તો ત્રિપુરી મહાસભા વખતે જે જણાય તે. પણ આજે તો એણે બંને પ્રાન્તની પ્રજાઓને અસ્થિર કરી મૂકી છે. ગુજરાતમાં મહારાષ્ટ્રીઓ વસે છે; મહારાષ્ટ્રમાં ગુજરાતીઓ વસે છે. પ્રજા તરીકે બંને એક છે. છતાં એમની વચ્ચે, વિજેતાઓને લાભદાયી એવો, ભિન્નતાનો મન્ત્ર કયા ભવ્ય લાભને ખાતર પ્રસરતો હશે?

ગુજરાત લક્ષ્મી છે; મહારાષ્ટ્ર શક્તિ છે. ભારતરાષ્ટ્રની આંખ સમાં એ બંને પરસ્પર પોષક તત્ત્વોને એકમેકનાં વિરોધી શા માટે બનાવવામાં આવતાં હશે?

ગમે તેવી પુણ્યવતી કે વ્યાજબી માગણીઓ કરતી વખતે પણ આપણે એટલું તો ધ્યાનમાં રાખવાનું જ છે કે આપણે પોતે જ અંદરોઅંદર અથડાઈ ન મરીએ કે કોઈ મહા શક્તિની કુહાડીના હાથા ન બની જઈએ.

× × ×

ના. વાઈસરોયને, મુંબઈમાં, લશ્કર અને બીજાં અગત્યનાં સ્થળે હિંદીઓની નિમણૂંક પ્રવર્તિત કરવામાં આવતાં તેઓ નામદારે લાયકાતના પ્રશ્નને આગળ ધર્યો હતો.

બ્રિટનને એક સરસ શબ્દનીતિ આવડે છે: "તમે લાયક બનો. જેમ જેમ તમે લાયક બનતા જાઓ છો તેમ તેમ અમે તમને સ્થાન આપતા જઈએ છીએ."

પણ આ શબ્દોનો અર્થ બરાબર નથી સમજાઈ શકતો. જગતની મહાનમાં મહાન પ્રજા પોતાનું તન્ત્ર ચલાવવાને લાયક નથી એમ તો જગતનો કોઈ પણ બુદ્ધિમાન માણસ ન




**શિક્ષણ-સંસ્કૃતિ**—ભારતીય વિદ્યાભવનના સંસ્કૃત શિક્ષણ-મંદિરની વ્યાખ્યાનમાળામાં ના. મુનશીએ આર્ય સંસ્કાર ને સંસ્કૃતિનો સમજાવેલો ગુણ અને વ્યક્તિપ્રાધાન્ય નવીન અર્થ. સુરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાઈટીનો અને મુંબઈની સીડનહામ કોલેજનો ઉજવાયલ સુવર્ણ મહોત્સવ. વડોદરામાં વ્યાયામવીર પ્રો. માણેકરાવનો ઉજવાયેલો હીરક મહોત્સવ.

**ઉદ્યોગ-વિજ્ઞાન-સમૃદ્ધિ:** ગોધરા આસપાસમાં મળેલી સોનાની ખાણ. આ માસ સુધીમાં ૩ અબજ ૧૫ કરોડ ૫૮ લાખનું સોનું પરદેશ સિધાવ્યું. પાંચ હજાર વર્ષ પછીની પ્રજાને આજની સંસ્કૃતિની સમજ પડે તે માટે આધુનિક સંસ્કૃતિનાં બધાં જ ચિન્હો અને સ્વરૂપોથી ભરેલી એક જંગી નળી ન્યુયોર્કમાં જમીનમાં દાટી દેવાવાની છે. દરિયાના ઊંડાણના ભાગના ફોટા ઝીલી શકે એવા કેમેરાની શોધ. અખબારોને ઓછા દરે મળનારી ટેલીફોન ટ્રન્ક કોલની સગવડ. પારસી સંશોધક શ્રી. ફીરોજ નાઝીરે ઝડપી વિમાની ટારપીડોની પોતાની શોધનો પેટંટ જપાનને વેચ્યો છે. મુંબઈમાં ભાષણ કરતાં ના. વાઈસરૉયે ગમે તે ભોગે પણ હિંદના શિયા હુંડિયામણના ભાવો ટકાવી રાખવાની દર્શાવેલી ઈચ્છા.

**દેશી રાજ્યો**—ના. ગાયકવાડ સરકારે મહેસુલમાં કરેલો સવા એકવીશ લાખનો અને મોરબી નરેશે કરેલો પચાસ ટકાનો ઘટાડો. રાજકોટસંગ્રામના વિજયનો હરખાસ આથમ્યા પહેલા જ શરૂ થયેલો નવો સંગ્રામ. નવા સંગ્રામમાં રાજકોટ રાજ્યે દાખવવા માંડેલી કડકાઈ. અનેકોની ધરપકડ અને મારપીટ મ. ગાંધીજીએ રાજકોટ રાજ્ય સાથે થયેલી શરતો પળાય એવા હિંદી સરકારને ઉદ્દેશીને કરેલ નિવેદનના ઉત્તરમાં તે શરતોમાં 'અર્થ ભેદ જ થયો છે' એવો હિંદી સરકારે કરેલ ખુલાસો.

---

રહી શકે. અને સૌથી વધારે બુદ્ધિમાન એવા અંગ્રેજો તો એમ ન જ માને એ તદ્દન સ્વાભાવિક જ છે.

એટલે તેઓ જો સીધી રીતે બોલતા હોય કે "તમે તમારે માટે તો તમારૂં તન્ત્ર ચલાવવાને લાયક છો. પણ અમે તો અમારે માટે તમારૂં તન્ત્ર ચલાવવાની તમારામાં લાયકાત ઇચ્છીએ છીએ. પણ તમે એવી સ્થિર પ્રજા છો કે એવી લાયકાત ધરાવતાં તમને સૈકાઓ વીતી જાય છે, છતાં જેમ જેમ તમે અમારે માટે તમારી જન્મભૂમિને શોભાવવાની ઉક્ત કળામાં થોડાક પણ નિપુણ થતા જશો તેમ તેમ અમે તમારે માટે માર્ગ મોકળો કરતા જ જઈશું."

આ સત્યથી રાજકર્તાને બીજો નહિ તો પણ એક લાભ તો થશે જ અને તે એ કે હિંદીઓ ભીખ માગવાનું ભૂલી, નોકરી જોઈતી હશે તો, એમના શબ્દોને યથાર્થ બનાવવાનું જ પસંદ કરશે. ... ... ...

વાંચકોને: 'આપણું રાસસાહિત્ય' અને 'સાહિત્યમાં વાસ્તવવાદ'ના આ અંક મુલતવી રહેલા લેખોના આગળના હપ્તા તેમજ સ્થળ સંકોચના કારણે આ અંકે મુલતવી રહેલો 'ગ્રંથપરિચય' આવતા અંકે.

—o—

ઔંધનરેશને અનુસરી પાલહાર, ભોર, હિંડોળ, રામદુર્ગ વગેરે રાજ્યોની પ્રજાને જવાબદાર રાજતંત્ર આપવાની તૈયારી. સોહાવલ રાજ્યમાં એડમીનીસ્ટ્રેશનની નિમણૂંક. લીંબડી, પોરબંદર, ગોંડળ, કોલ્હાપુર, ધનકેનાલ, ઈંદોર, રાજનંદ, જુનાગઢ, જામનગર, ઉદેપુર, કચ્છ, રાજપીપળા, મધ્ય હિંદનાં કેટલાંક રાજસ્થાનો, જયપુર વગેરે સ્થળની પ્રજાઓની જવાબદાર રાજતંત્ર માટેની માગણી. તેમાંથી કેટલેક સ્થળે સત્યાગ્રહ, ધરપકડો, મારકૂટ વગેરે. જયપુરમાં શ્રી. જમનાલાલ બજાજ સામે પ્રતિબંધ મૂકાતાં તે તોડવાને તેમનું પ્રયાણ, ધરપકડ ને છુટકારો. રાજકોટ સંગ્રામની દોરવણી મહાત્માજી સંભાળી લ્યે તેવો સંભવ. ઈલાકાની દારૂનિષેધની યોજના સફળ બને તે માટે વડોદરા રાજ્યે સહકાર આપવા દાખવેલી તત્પરતા. રાજ્ય પ્રજામંડળના પ્રમુખ સરદાર શ્રી. વલ્લભભાઇ પટેલ વડોદરા પધારતાં મહાસભા વિરોધી અને મરાઠા રાજ્યભક્ત વર્ગે કરેલો શરૂઆતમાં વિરોધ, પછી મંડપદહન અને છેવટે તોફાનો અને મારઝૂડ. ઓરિસ્સાના રંગપુર રાજ્યમાં થયેલું પોલીટીકલ એજન્ટનું ખૂન. સીકરના રાજકુમારને, માતાપિતાની 'ના'ને ન ગણકારતાં, જયપુર નરેશે છેવટે વિલાયત મોકલ્યા. હિંદથી સિધાવેલા સર ફેડલે સીલોનમાં મુલાકાત આપતાં દેશી રાજ્યોની પ્રજામાં આવેલી જાગૃતિને આપેલાં અભિનંદન.

રાષ્ટ્ર—ત્રિપુરી મહાસભા માટે ૨૫૦૦૦ ના ખર્ચે તૈયાર થતી મહાત્મા ગાંધીજીની વિરાટ પ્રતિમા. તા. ૨૬ મીએ હિંદભરમાં સ્વાતંત્ર્યદિનની ઉજવણી અને તે પ્રસંગે સુરત જિલ્લામાં ૪૫૦૦૦ હળપતિઓને ગુલામીમાંથી મળેલી મુક્તિ. શ્રી. ભુલાભાઈ દેસાઇએ ખંભાતમાં 'અહિંસા' ની શક્તિ વિષે આપેલું ભાષણ. દારૂનિષેધથી સરકારને થતા આર્થિક નુકસાનને પહોંચી વળવા પ્રાન્તોમાં ચાલીસ લાખની ઉપજના નંખાનારા નવા કરો. લઘુમતી કોમોના હકનામાની મ. ગાંધીજીની યોજના. તા. ૨૯ મીએ ગુજરાતના ખેડૂતોને પાછી સોંપાયેલી જમીન પર વિજયી પ્રવેશ. ત્રિપુરી મહાસભાના પ્રમુખ તરીકે શ્રી. સુભાષબાબુની વરણી. દક્ષિણ આફ્રિકાનાં અંગ્રેજી સંસ્થાનોની રક્ષાને હિંદનો પ્રજાકીય પ્રશ્ન બનાવવાને ના. આગાખાને મ. ગાંધીજીની લીધેલી મુલાકાત. મીસ મ્યુરિયલ લીસ્ટર, ડૉ૦ કાગાવા ને મીસ મેરી સ્વીની મ. ગાંધીજીની મુલાકાતે.

પરદેશ—આવતા વર્ષમાં ઇટાલિ શસ્ત્રસજ્જતા પાછળ દશ અબજ લીરાનો અને અમેરિકા રાષ્ટ્રીય બચાવ પાછળ ૧૩ અબજ ૨૦ કરોડ ડોલરનો ખર્ચ કરશે. જર્મની પાસે દશ હજાર લશ્કરી વિમાનો ને રશિયા પાસે એવાં જ ચાળીસ હજાર વિમાનોનો આડસટ્ટો. જર્મની નવાં વિમાનો દર મહિને સારી સંખ્યામાં બાંધતું જ જાય છે. રશિયાનું એકંદર સૈન્ય ચાર કરોડની સંખ્યાએ પહોંચ્યું છે. દક્ષિણ આફ્રિકાના એક પ્રધાન મી. પીરો ને અમેરિકન એલચીની ગણતરી પ્રમાણે ઉનાળામાં જગતવ્યાપી યુદ્ધ ફાટી નીકળવાનો સંભવ. રૂમાનિયા, પોલાન્ડ, યુક્રેન અને મેમલને ગળી જવાની જર્મનીની કહેવાતી મુરાદ. બ્રિટિશ પાર્લામેન્ટની નવી ચુંટણીમાં કામદાર પક્ષ તરફથી હિંદી ઉમેદવાર શ્રી. કૃષ્ણમેનન. અમેરિકા અને જર્મનીનો તંગ બનતો સંબંધ. ઈટાલિ અને ફ્રાન્સનો બગડતો સંબંધ. ટ્યુનીસ કે યુક્રેન બેમાંથી એક પ્રશ્ન નવા યુદ્ધનું મૂળ બનશે. ડૉ૦ શાટનું રીશ બેંકના ગવર્નર તરીકેનું રાજીનામું. મેમલના લિથુઆનિયનોની ને પોલાન્ડના યુક્રેનિયનોની સ્વતંત્રતાની માગણી. કેટેલોન મોરચા પરની જીત પછી મદમસ્ત બનેલ જનરલ ફ્રાન્કોને બાર્સીલોના પર મળેલો વિજય. જાપાનના પ્રધાનમંડળે રાજીનામું આપતાં નવા લશ્કરી સ્વભાવના પ્રધાનમંડળની નિમણૂંક. ના. પોપ ફેસીસ્ટ પક્ષ સાથે સુમેળ ન સાધી શકતા હોઈ તેમની ઓસ્ટ્રિયામાં વસવાની મુરાદ. ઈજીપ્તના રાજા ફરૂક ઇસ્લામના ખલીફ તરીકે. ઝેક અને હંગેરિયન લશ્કરો વચ્ચે ઝપાઝપી. બ્રિટિશ પ્રધાનો મુસોલિનીની મુલાકાતે. હીટલરે સંસ્થાનોની જર્મની માટે જણાવેલી તીવ્ર જરૂરિયાત.

ખોટ—હજારીબાગના ભયંકર રેલ્વે અકસ્માતમાં અનેકનાં મરણ. ઈસ્ટર્ન સ્ટીમ નેવીગેશનની કેમ્બે સ્ટાર ડૂબી જતાં સાથેના થોડાંક માણસોને પણ તેણે લેવરાવેલી જલસમાધિ. ગુજરાતના કેળવણીકાર શ્રી. બળવંતરાય પ્ર. ઠાકોર ને પુસ્તકાલયોના વિજયી પ્રચારક શ્રી. મોતીભાઈ અમીનનું અવસાન. ત્રિપુરી કાર્યકર્તા શ્રી કૃષ્ણદત્ત ને આફ્રિકાના એક હિંદી વેપારીનું ખૂન.

# Specimen-extracts
from
# Ancient India Vol. II.

[ For other particulars, see advertisement elsewhere in this number ]

**Aśoka's abdication in favour of Priyadarśin**

Kuṇal being the eldest and the most intelligent of all his sons, Aśoka had designated him as heir-apparent. He was appointed as the governor of Avanti and Aśoka had sent prince Tiṣya as his bodyguard. Aśoka intended to keep him away from Pātliputra, in order that he might not fall a victim to the wiles of Tiṣyarakṣitā.[110] The queen, however, who wanted to secure the throne for her own son Mahendra, and who wanted to wreak vengeance upon him, proved too clever for him. Once, Aśoka drafted a letter in which he gave instructions to Kuṇāl that he should continue his studies further. The sanskṛt equivalent for studies is "Adhyayana". After finishing the letter, Aśoka went out of the room for some reason. In the meanwhile Tiṣyarakṣitā chanced to come there. She read the letter and quickly saw her way to appease her anger against Kuṇāl. She put an anusvār on the first letter of the word "Adhyayana" by means of the collyrium from her eyes. Thus the word was changed to "Andhyayana" which means "to become blind."[111]. She thought that if Kuṇal became blind, he would loose all claim to the throne, thus making way easy for her son. She had already

(110) For details about this, read the description on Pp. 234 & seq.

(111) The original sentence was "Idām Adhīyatām Kumāraṁ", which means, "the prince should continue his studies further." By adding an anusvār it beame, "Idām Andhīyatām Kumāraṁ", which means, "the prince should be made blind."

receded into her apartment when Aśoka returned. Not knowing the tremendous change made into the contents of the letter, he put his seal upon it, and sent a messenger to Avanti for the despatch of the letter. However, when the letter reached Avanti all were simply thunder-struck at the contents; Tiṣya quickly understood that the letter was the result of the evil insinuations of the queen. But the dutiful Kuṇāl, sent for two red-hot iron bars and thurst them into his own eyes[112], thus blinding himself for ever. When the messenger returned to Pāṭliputra with this tidings, Aśoka's grief knew no bounds, and he regretted his carelessness.

Later on Kuṇāl was married. He began to study music in order to be able to pass his time. A son was born to his wife after a short time. By that time he had mastered the art of singing and playing upon instruments. Advised by the child's nurse—he started towards Pāṭliputra, in order to please Aśoka with his music and to secure from him a promise of appointing his son as the successor to the throne. After reaching Pāṭliputra, he first established his reputation in the city by his skill. The king heard about him and sent for him. In those times it was a custom that a blind man could not approach a king face to face. So Kuṇāl was made to sit behind a curtain. He began singing and playing, and so pleased was Aśoka by his mastery both over his own voice and over the instruments, that he told him to choose a boon. The musician said that he wanted "Kākiṇi" for his son. This word has two meanings:—"a piece of glass;" and "the throne." At first Aśoka had taken the first meaning, but then he was told by his ministers that what the musician wanted was the throne. The king was astonished at this and asked the musician to state his reason for such queer request, in reply to which Kuṇāl sang a suggestive song[113] which meant:—"Oh

(112) Cf. f. n. no. 55; account of Samprati in Pariśiṣṭaparva.

(113) Nāgarī Prachāriṇī Sabhā Patrikā, vol. X, no. 4, pp. 634:—
"Payutto Chandraguttasa Bindusārassa Nattuo
Asogasiriṇoputto Andhojāyai Kāgiṇim".

king, I am a direct descendant of Chandragupta, and so I request you to appoint my son as the heir to the throne." Aśoka instantly recognized him as his own son Kuṇāl, removed the curtain himself, and embraced him with much tenderness. He asked him when the son was born to him. Kuṇāl told him that the child was born presently (Samprati[114]), (before 6 months). Aśoka was overjoyed at the news and ordered his prime-minister to go to Avanti and bring the infant to Pāṭliputra, with all the pomp and show, befitting a royal prince and heir to the throne. (Samprati was born in 304 B. C.) After the prince was brought to Pāṭliputra, Aśoka abdicated the throne in his favour, and the ten-months-old infant was anointed and proclaimed as the emperor.[115] Aśoka named the prince "Priyadarśin"[116]. His mind now was at ease, because henceforth he felt that he had at least in part atoned for his sins and his blunder, which was responsible for the blindness of Kuṇāl. For next fourteen years he acted as the boy's regent and managed the affairs of the empire. Thus Priyadarśin is a proper noun[117] and not merely an epithet; and it has not been proved that it was but another name of Aśoka. Thus

---

(114) Aśoka by R. K. M. pp. 8:—"The Divyāvadān mentions Samprati as Kuṇāl's son. F. n. no. 116 below.

(115) K. S. S. Com. pp. 127, "Samprati became a king, the moment he was born."

(116) The word "Priyadarśin" means "one who sees good things"; while "Priyadarśan" means "one whose sight is pleasant to look at", or "one to whom scriptures are dear." I think the name as given by Aśoka must have been the latter, though in inscriptions the name commonly found is Priyadarśin

Jaina books have always referred to him as Samprati, and never as Priyadarśin as far as I know, though one or two Jaina Śvetāmbara monks like Vidyāvijayji and Hemāṅśuvijayji state that they do. They have, however, not been able to locate it. As we already know Jaina writers had the habit of giving representative names to important personalities. (Vol. I. pp. 81 & seq.). The same took place in the case of Priyadarśin and hence he is not referred to anywhere by his real name, but by "Samprati."

(117) Ind. Ant. vol. 31, pp. 233; f. n. by Mr. Mukerji.

(B) Let us take an example from the life of Priyadarśin, taking for granted that he was Aśoka. It is stated in the rock-inscriptions that he conquered the Kaliṅg during the ninth year of his reign. Counting backwards from 337 B. C. as the date of Chandragupta's accession to the throne, we come to 276 B. C. as the date of this event. If, on the other hand we take B. C. 304 as the date of the treaty with Seleucus Necator—which was during the 26th year of his reign-the date of the treaty with Kaliṅg comes to 321 B. C.; how can this be explained ?

These two instances will suffice to show the hollowness of the theory of considering Aśoka and Priyadarśin as one individual.

If we take Sandrecottus as Aśoka these divergences will at once disappear. The dates will fit with the events in an apple-pie order. We know that Aśoka sat on the throne in 330 B. C. The treaty that was concluded during the 26th year of his reign[127], naturally and appropriately comes to 304 B. C., the date required. Similarly if we ascribe the conquest of Kaliṅg to Priyadarśin the dates will be as elear as anything.

Again, we are told that A oka changed his faith during the fourth year of his reign. Then his coronation ceremony was performed. During next twelve to twenty-six years, he got numerous rock and pillar edicts erected. Some of these inscriptions tell us that for some years he was an ordinary layman, then he became a devout follower and joined the Saṅgha. Scholars tell us that he got all these rock and pillar inscriptions erected due to his devotedness to Buddhism. Now the Buddhist order has two divisions only, the monks and the nuns. The layman and the laywoman have no place in them, as they have in Jainism. In

(127) Pp. 160 f. n. no. 84 above; 304+26=330 B. C. Seleucus made this treaty after 18 years of unsuccessful invasions. This means that he ascended the throne in 322 B. C., and established the Seleucide dynasty. (Pp. 221 for the chronological list.) I have previously given the date 312 B. C. on the authority of C. I. B. (vol. I. pp. 100 f. n. no. 10). That is a wrong date.

1878, Dr. Hornele[128] said in his presidential speech before the meeting of the Bengal Asiatic Society:—"This four-fold organization of the Jaina lay-community must have been a factor of the greatest importance to the church, during the whole of its existence and may have been one of the main reasons why the Jaina religion continued to keep its position in India, while its far more important rival Buddhism was entirely swept away by the Brahminic reaction." The quotation proves that the Buddhist order did not include the laity within its fold. This proves that Priyadarśin was not a Buddhist, which means that Priyadarśin and Aśoka were different individuals.[129]

Full details about this theory will be given later on[130].

When Priyadarśin came to age—became 14 years old-Aśoka performed his coronation ceremony and proclaimed him full-fledged emperor. He retired from all worldly affairs. Buddhist books contain rather exaggerated accounts of his charities during this time. He died at the age of 82, near the rock-inscription of Sahasrām erected by Samprati[131].

**Death**

(128) Pp. 22 f. n. no. 101.

(129) Discussion as to the religion of Priyadarśin will be given in his account.

(130) Aśoka's life has been fully described in exclusive and authoritative Buddhist books like *Mahāvaṃśa* and *Dipavaṃśa*. This book will supply the reader with many instances quoted from them. Some of them are:—(1) pp. 247, f. n. no. 108, (2) vol. I. pp. 320-21, (3) vol. I. preface, (4) Details about the Nepalese king Devapāl and Chārumatī given in the subsequent chapter. (5) Details about Tibeṭ and Khoṭān. (6) Account of the Jālauk of Kāśmir. (7) Pp. 242 f. n. no. 86 above.

(131) After the word "Viyutha"=(departed), in the Sahasrām-inscription, the date given is 256. Priyadarśin, who got this and numerous other edicts erected, was a Jain. Hence the era that he followed was the Mahāvīr Era. So this event took place 236 years after Mahāvīr's death. As to the dates of the reign of Aśoka, see pp. 231 & seq.; details about all these rock-edicts will be given in the account of Priyadarśin.

We know that when Kuṇāl lost his claim to the throne of Magadh on account of his blindness, his son Samprati was declared as his successor by Aśoka[1]. Samprati was born of Kañchanmālā[2] in a city[3] in the vicinity of which was found out the rock-edict of Bābhrā-vairāṭ. When she was pregnant she had seen (in a dream) a white elephant descending from the sky and entering her mouth[4]. He was born in the second half[5] of Poṣa in A. M. 223[6]=B. C. 304. When he was annointed as emperor, he was only ten months old[7]. Aśoka acted as his regent till he came to age at the age of fourteen[8].

**Priyadarśin's birth and names**

---

(1) Aśoka, R. K. M., pref. pp. 37, f. n. no. 1:—"Divyāvadān mentions Samprati as Kuṇāl's son, supported by Ind. Ant. 1914, pp. 168, f. n. no. 69."

J. O. B. R. S., vol. 20, no. 3-4, pp. 279:—"According to Matsya, Kuṇāl did not succeed Aśoka; tasya Naptā succeeded Aśoka."

(2) Some Jaina books state her name to have been "Śaradaśrī". Bhilsā Topes, pp. 124, however, contains the words, "Kuṇāl, guided by his faithful wife Ka chanamālā."

(3) For details about this city, read the interpretation of the Bābhrā rock-edict, in "Life of Priyadarśin" shortly to be published by me.

(4) See the scene of Māyādevī in Bhārhūt stūpa and compare it with the details given in Bābhrā rock-edict.

(5) Rock-edicts support this. He was born in the Poṣa of A. M. 223; he was proclaimed heir ten months later, i. e. in the Āśvin of the same year; probably on the tenth day-Vijayādaśamī. His coronation ceremony took place after 13 years, in 236 A. M., probably on Vasanta Pañchamī or on Akṣaya Tṛtīyā.

(6) See the rock-edicts of Rupnāth; Brahmagiri and Sahasrām. His age the year 256, is stated to have been $32\frac{1}{2}$ years. Thus $256-32\frac{1}{2}=223$ B. C. was the year of his birth. Aśoka's death thus took place in the Āṣādh of 256 A. M.=271 B. C.

(7) Smith, Aśoka, pp. 70; M. S. I., pp. 653.

(8) F. n. no. 5 above.



સેનાખાસખેલ, સમશેર બહાદુર, સ્વ. શ્રીમંત ગાયકવાડ નરેશ

સયાજીરાવ ત્રીજા




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૧ લું ] વિ. સં. ૧૯૯૫ : ફાલ્ગુન [ અંક ૧૧

## જીવન સત્ય

પ્ર.

દૂર દૂર ક્ષિતિજ પર્યંત અનંત, અગાધ સાગર પથરાયેલો પડ્યો હતો

ઊંચે નીલ આકાશમાં સૂર્યદેવ વિરાજતા.

કિનારા પ્રતિ અસ્ખલિત વહ્યાં કરતી શાન્ત, મનોરમ્ય તરંગમાલાના મન્દ ઘુઘરવ સિવાય જલનિધિના વિશાળ પટ પર અખંડ શાન્તિ વ્યાપી હતી.

તટ સન્મુખ થોડેક દૂર સમુદ્રપટ પર પાણી ઊંચે ચડતું દ્રષ્ટિગોચર થતું......... બીજી જ ક્ષણે ઊંચાઇના એ ઊર્ધ્વ શિખરેથી નીચે પડતું, સડસડાટ આગે સરતું તે જલધિમાં વિલુપ્ત થતું

એક જ ક્ષણ.........

ને જ્યાં પ્રથમ જલતરંગ વિલય પામ્યો હતો તે જ સ્થળેથી તેની સ્પર્ધા કરતું બીજું મોજું ઊંચે ચડતું અને બીજી જ પળે નિજ પુરોગામીની પુનરાવૃત્તિ કરતું સમુદ્રમાં ગરકાવ થતું.

ત્યાં ત્રીજું મોજું જન્મતું......ને નિજ પૂર્વજની જીવનચર્યાને અનુસરતું અનન્ત જળમાં સમાઈ જતું.

અને જલતરંગની પરંપરા આમ આગળને આગળ સંચરતી.

અન્તે વીચિમાળાનો છેલ્લો વિરાટ તરંગ, દસ્યુઓથી ઘેરાયલા, સમરાંગણમાં ઝઝૂમતા, કો મહારથીની પેઠે, નિર્ઘોષ ધમાકા સાથે અંતિમ નીરરેખા પર ફરી વળતો.

( ૨ )

સંહસ્રરશ્મિ ભાસ્કરદેવ, લક્ષ્મીદેવીની અવકૃપાએ નિસ્તેજ બનેલા કો ગર્ભશ્રીમંતશા, અસ્ત પામતા સાયંપ્રકાશમાં ઝડપથી ક્ષિતિજ પર ઢળી રહ્યા હતા.

મહાસાગર પર લટકતો ક્ષિતિજ-વ્યોમપટ સોનેરી સાન્ધ્યતેજે ઝળહળી રહ્યો હતો.

સમસ્ત વાતાવરણ કોઈક અદ્ભુત કનકવર્ણી દિપ્તિએ ભર્યું વિલસી રહ્યું હતું.

એકાએક સંધ્યા પ્રગટી અને તેનાં કસુંબી ચીરથી વર્ષાના મેઘાકાશને છાયી દીધું.

સંધ્યાની એ મનોહર રક્તિમાથી ઓપતું જાજ્વલ્યમાન વ્યોમ—

પ્રસરતી કનકજ્યોતિનો પ્રકાશ ઝીલી પ્રફુલ્લતું, જીવન્ત નિવૃત્તિના પ્રતિકસમ ભાસતું વિશ્વ—

અભંગ શાંતિમાં દિવ્ય, સુમધુર સંગીત શું મન્જુ ગુંજન જગવતી અવિચલ ધારાએ વહતી એ સૌમ્ય તરંગમાલા—

—એ સર્વના મિશ્ર સૌંદર્ય-દર્શને, મારા હૃદયમાં સહસા જીવન તત્ત્વજ્ઞાનના પ્રતિ દર્શનનો ઉદ્ભવ થયો.

એ સમયે સમુદ્રતટનાં નીર પર ધસ્યાં આવતાં મોજાં દૂર દૂર સુધી ફરી વળતાં હતાં.

( ૩ )

તાંડવલીલામાં ચકચૂર બનેલા કોઈ ઉન્મત્ત દૈત્યસમ પૂરવેગે ધસ્યા આવતા પ્રચંડ મોજા સામે ટક્કર ઝીલવા અરક્ષિત તટનું અલ્પશક્તિ, નિઃસહાય નીર તૈયાર ઊભું હતું.

જીવનસમુદ્રને આરે નિરન્તર ચાલ્યા કરતા સત—અસતના શાશ્વત યુદ્ધનું જાણે આબેહૂબ પ્રતીક !

મહોદધિસ્વરૂપ મહાસત્ય પ્રત્યે આવિર્ભૂત સત્યસ્વરૂપ તટજલના નિગૂઢ હૃદયમાં એક જ પરમ, અચલ શ્રદ્ધા રમી રહી છે–મહા સત્યનું વિરાટ વીર્ય પોતામાં અસહ્ય જોમ પ્રગટાવશે.

પણ એટલામાં પેલું મોજું ઝડપભેર ધસમસતું આવી એકદમ તટવારિ પર ફરી વળે છે.

એક વિપલ......

ને......

અહો,! આ શું ?

અત્યંત વેગપૂર્ણ ધસારા પછી હતાશ બનેલા રણધીર પેઠે પેલો ક્ષણવિજયી દૈત્યતરંગ પાછો હઠે છે, અને સહસા હર્ષના કિલકિલાટ સહ, અંતિમ વિજયમાં વિરાજતું પુલકિત નીરોદક, સરોવરમાંથી પ્રગટતા પદ્મસમું અક્ષત પ્રગટ થાય છે.

સત્ય પર ફળી વળેલાં અસતનાં પૂરને ચિર-પરાજયની ઓટ વળે છે અને નીચેથી ..ર પ્રસાદમાં હસતું સત્ય શાશ્વત વિજેતારૂપે પ્રગટ થાય છે.

———o———

## સરસ્વતીને

વિવિત્સુ

[ પૃથ્વી ]

પધાર ઉરમંદિરે અમલ પુણ્યભાવે ભર્યાં
પરાગ લઈ નંદને સુહત પારિજાતો તણો;
અને શિકર લાવ તું વિશદ વ્યોમગંગા તણાં
કરાવ ઉર શાન્ત જે ભવરણે તપ્યું બાપડું.

સુદિવ્ય ગુંજને હૃદયની વીણાને ભરે
ચહું મધુર ભાવના સ્વર વિશુદ્ધ ત્યાંથી સરે;
કરે વહન મંગલા ઋતભરેલ વાણી તણું
મયૂર સમ તાહરા મુજ કવિતનું મોરલું.

સમુજ્જ્વલ પ્રકાશ એહ સુરતાતણા લાવ તું
સુદિવ્ય મતિમોક્ષ રંક શિશુનો ત્વરાથી કરે;
ચહું અજબ કલ્પના લહર સ્વર્ગની વિસ્તરે.

ભરે સકલ વિશ્વને તુજ પ્રભાવને આશ્રયે
મનોહર સુરમ્ય કો સુખદ પુણ્ય ભાવો વડે
હરે ગભીર આર્તિ જે મનુજનાં ઉરે પ્રજ્વલે.



## મનનું માનવી

મોહન

મ્હેરામણ ડ્હોળતાં છીપલું રે લાધ્યું
છીપલામાં મોતી અમૂલ:
મોતીડે હૈયું મોહ્યું !

સરવરિયે સ્હેલતાં પોયણું રે લાધ્યું,
પોયણામાં સૌરભ અમૂલ:
સૌરભે હૈયું સોહ્યું !

જીવન—તલ ઢૂંઢતાં માનવી રે લાધ્યું,
માનવીમાં હૈયું અમૂલ:
હૈયામાં હૈયું ખોયું !



# સાહિત્યમાં વાસ્તવવાદ

રમણલાલ વસંતલાલ દેસાઈ

૨



આમ જોતાં સામાન્ય વાતચીત, શાસ્ત્રિય ગ્રંથો, ઇતિહાસ, વિજ્ઞાન એ સર્વે સાહિત્ય કહી શકાય નહીં, કારણ તેમનો કાર્યપ્રદેશ અને સાહિત્યનો કાર્યપ્રદેશ જુદો છે. સાહિત્ય સરખી જ વિશુદ્ધિ, સાહિત્ય સરખું જ બળ એ લખાણો કે વાતચીતમાં હોય તો પણ એ લખાણો મર્યાદા સ્વીકારી જ લે છે અને સાહિત્યના પ્રદેશમાંથી પોતાને અલગ રાખે છે.

* * *

ત્યારે સાહિત્ય એ શું છે?

"સાહિત્યની ઘણી જાતની અને ઘણી રીતની વ્યાખ્યાઓ થઈ છે. સાહિત્યનાં વર્ણનો પણ ઘણાં થયાં છે. એ સર્વે સમયાનુસાર બદલાયે જાય છે. એકાદ તત્ત્વ ગળાતું જાય, નવું તત્ત્વ ઉમેરાતું જાય, અગર જુનું તત્ત્વ નવાં સ્વરૂપે દાખલ થાય. આમ સાહિત્યની વ્યાખ્યાઓ ઘડાય છે અને વર્ણનો લખાય છે. પૂરી અણીશુદ્ધ સર્વસ્વીકાર્ય વ્યાખ્યા કે કે વર્ણન હજીસુધી રચાયાં નથી. છતાં ઘણાં તત્ત્વો મળતાં આવે છે, અને સહજ મતભેદ હોવા છતાં સાહિત્ય શું એ સંબંધમાં સામાન્ય માન્યતાઓ સમજાઇ જાય એવી જ હોય છે.

આપણે ન્હાનાલાલની કવિતાને સાહિત્ય કહીએ છીએ. 'સરસ્વતીચંદ્ર' કે 'ગુજરાતનો નાથ'ને સાહિત્ય કહીએ છીએ. 'વડલો' કે 'આગગાડી' જેવાં નાટકોને સાહિત્યમાં ગણીએ છીએ. 'મુકુંદરાય' કે 'એમી' જેવી ટૂંકી વાર્તાઓને સાહિત્ય કહીએ છીએ. ગાંધીજી કે કાલેલકરના તેજસ્વી લેખોને સાહિત્ય કહીએ છીએ.

શા માટે?–કયાં તત્ત્વને અનુલક્ષીને આપણે ઉપલાં દૃષ્ટાંતોને સાહિત્યમાં ગણાવીએ છીએ?

* * *

સાહિત્ય વાણીનો તો આશ્રય લે છેજ. વાણી વગર સાહિત્ય રચાય જ નહીં. એ વાણી લિખિત હોય કે અલિખિત પણ હોય. પરંતુ સર્વ પ્રકારની વાણી–ભાષા–શબ્દરચના જ્યારે સાહિત્ય નથી ત્યારે સાહિત્ય માટેની વાણી વિશિષ્ટ પ્રકારની તો હોવી જ જોઇએ.

એ વિશિષ્ટતા શામાં રહેલી છે? ન્હાનાલાલનો 'તાજમહેલ', બળવંતરાય ઠાકોરની 'રેવા', મેઘાણીનો 'કોઇનો લાડકવાયો' અગર ત્રિભુવન વ્યાસની 'કાશ્મીરા' વાંચતાં આપણને આખી શબ્દરચના શુદ્ધ, સુંદર, મોહક, અસરકારક અને લાંબા સમય સુધી સાંભરી રહે એવી, વારંવાર સંભારવી અને ઉચ્ચારવી ગમે એવી લાગે છે.

ઇતિહાસમાં એવી ભાષા ન હોય તો ચાલે. વિજ્ઞાનમાં એવી ભાષા ન હોય તો ચાલે. ...ત્ર સામાન્ય ભાષાશુદ્ધિ જ એવાં લખાણો માટે આવશ્યક છે; જો કે બીજા ગુણો ...ાય તો ઇતિહાસ અને વિજ્ઞાન વધારે વાંચવા લાયક બને એ ખરું. પરંતુ ઉપર કહેલા સર્વ ભાષાગુણો ન હોય તો ઇતિહાસ મરતો નથી, વિજ્ઞાન અવિજ્ઞાન બનતું નથી. ઘણી વખત ઉપર કહેલા ગુણો ઇતિહાસ કે વિજ્ઞાનને કર્તવ્યભ્રષ્ટ પણ બનાવી દે.

પરંતુ સાહિત્યને તો માત્ર શુદ્ધિ ચાલે નહીં, શુદ્ધિ આવશ્યક છે, પરંતુ સાથેસાથે શબ્દરચનામાં સૌન્દર્ય, મોહકપણું, અસર ઉપજાવે એવું સામર્થ્ય, મનમાં રમી રહે એવું

લાલિત્ય, અને ભવ્ય પડઘો પાડી રણકારને વિસ્તૃત બનાવે એવો શબ્દઘોષ તેમાં હોવાં જોઈએ. તે સિવાયની ભાષાવાળાં લખાણને આપણે સાહિત્ય કહેતા નથી.

આમ સાહિત્ય એ પ્રથમ પગથીયે જ શબ્દકલા બની જાય છે—વાણીકલા બની જાય છે.

* * *

અને કલા બનતા બરોબર તે વાસ્તવતાથી સહજ દૂર ખસી જાય છે, નહીં ? વાસ્તવતાનો અર્થ સઘળી વાણી એમ કરવામાં આવે તો જરૂર સાહિત્ય વાસ્તવતાથી દૂર છે. કલા પસંદગી માગે છે, ગૂંથણી માગે છે, ગોઠવણી માગે છે, તારવણી માગે છે, ચાળવણી માગે છે.

'તાજમહેલ'ના કાવ્યમાં સાલ, સંવત કે તેના શિલ્પીનું નામ નથી. 'કાશ્મીરા નાચી રહી' એ કાશ્મીર પ્રદેશના વર્ણનમાં ત્યાંનો રાજા કોણ છે, અને કાશ્મીરની વસ્તી કેટલી છે એ હકીકત આપી નથી. 'કોઇના લાડકવાયા'ને થયેલા જખમમાં કેટલા શેર લોહી વહ્યું અગર જખમ કેટલો લાંબો પહોળો હતો તેનાં વજન માપ આપેલાં નથી. વાસ્તવિકતા કદાચ આ બધી વિગતો માગે. પરંતુ સાહિત્ય આવી વિગતો આપી વાસ્તવિકતાને પોષે એમ આપણે કદી કહેતા નથી.

'તાજમહેલ' વાંચી તાજમહેલનું ચિત્ર ખડું થાય એ તો જરૂર સાહિત્ય માગે. તાજમહેલનું સૌન્દર્ય અને સુપ્રમાણ પ્રત્યક્ષ થાય એ પણ સાહિત્ય માગે. પરંતુ તાજમહેલના ઘુમ્મટની સ્થુલ ઊંચાઇના ગજ–તસુ ભરવા કરતાં જુદી જ ઢબે સાહિત્ય તેની ઊંચાઈ માપે છેઃ

' પ્રેમની ભસ્મ ધારીને દિગંતે માંડી આંખડી,
પ્રેમની જોગણ કો આ જુએ વ્હાલાની વાટડી.'

તાજમહેલની ધવલતા ભસ્મથી ઓળખાઈ; દિગંતમાં મળેલી આંખથી ઊંચાઈ પરખાઈ; અને વ્હાલાની વાટ જોતી જોગણમાં શાહજહાનની આખી ભવ્ય પ્રેમકથાની પીઠિકા સમજાઈ.

વાસ્તવિકતા એમાં નથી, છતાં શબ્દ અને શબ્દથી રચાતા એ ભાવચિત્રમાં પાર્થિવ વાસ્તવિકતા કરતાં પણ વધારે સત્ય એવી ઐતિહાસિક અને મોગલ સંસ્કૃતિની રસમય અંતરંગ વાસ્તવિકતા ઊપસી રહી છે.

અહીં સાહિત્યે ઘણું છોડી દીધું. નથી સાલ, નથી માપ, નથી પથ્થરની જાત, નથી ઘડનાર શિલ્પીનાં નામ કે નથી એણે બનાવેલા નકશા. સાહિત્યે કલા બની એવી શબ્દરચના કરી કે જેમાંથી એ વાસ્તવિક તત્ત્વો ગાળી કહાડયાં. તેણે જુદાજ શબ્દો વાપર્યા અને તાજમહેલની જુદી જ ઢબે ગોઠવણ કરી.

છતાં આપણને તેની શબ્દરચના ગમે છે, અને શબ્દરચનાએ ઊભું કરેલું ચિત્ર પણ આપણને ગમે છે.

કારણ ?

સાહિત્ય વાસ્તવિકતાને ઉવેખે છે માટે ?

ના. કલાની વાસ્તવિકતા અને સામાન્ય વાસ્તવિકતામાં ફેર હોય છે માટે.

વાણીએ વાસ્તવિક ભાષામાંથી પસંદગી કરી, ચાળવણી કરી અને પોતાને સુયોગ્ય જણાયલાં તત્ત્વોની ગોઠવણી કરી.

એટલે સાહિત્ય એ ભાષા વિશિષ્ટ છે. ભાષાનાં સૌન્દર્ય અને સામર્થ્ય ઉપર અવલંબન લેતી એ વાણીકલા છે. સાહિત્યનું આમ પ્રથમ અંગ ભાષાસૌન્દર્ય, ભાષાસૌષ્ઠવ અને ભાષાસામર્થ્ય. એ અંગનો જ્યાં અભાવ ત્યાં સાહિત્યનો અભાવ. સૌન્દર્યવિહોણી, સૌષ્ઠવવિહોણી, સામર્થ્યવિહોણી ભાષાને આપણે કદી સાહિત્ય કહી શકીશું નહીં.

———o———

# બ્રિટિશ પ્રજાસંઘમાં હિંદનું સ્થાન

લેખક : શ્રી પ્રાણશંકર જોષી
" રંગદ્વેષનો દુર્ગ "ના કર્તા

## ૧

## બ્રિટિશ સામ્રાજ્યનો જન્મ

બ્રિટિશ સામ્રાજ્યનું ક્ષેત્રફળ એક કરોડ ઓગણચાળીસ લાખ નવહજાર સાતસો બ્યાશી ચોરસ માઈલ છે. પૃથ્વી પરના દરેક ખંડમાં તે પથરાયું છે. પૃથ્વીની કુલ વસ્તીનો ચોથો ભાગ બ્રિટિશ સામ્રાજ્યમાં વસે છે. તેનાં ક્ષેત્રફળ અને વસ્તીના આંકડા આ પ્રમાણે છેઃ

| ખંડ | ક્ષેત્રફળ ચોરસ માઈલમાં | વસ્તી |
|---|---|---|
| યુરોપ | ૧,૨૧,૫૧૨ | ૫,૦૦,૦૦૦૦૦ |
| એશિયા | ૧૮,૨૪,૫૫૦ | ૩૬,૬૦,૦૦૦૦૦ |
| આફ્રિકા | ૪૬,૫૨,૦૦૦ | ૬,૦૦,૦૦૦૦૦ |
| ઉત્તર અમેરિકા | ૩૮,૯૩,૦૨૦ | ૧,૨૦,૦૦૦૦૦ |
| મધ્ય અમેરિકા | ૮,૬૦૦ | ૫૦,૦૦૦ |
| વેસ્ટ ઈન્ડીઝ | ૧૨,૩૦૦ | ૨૦,૦૦૦૦૦ |
| દક્ષિણ અમેરિકા | ૯૭,૮૦૦ | ૩,૨૦૦૦૦ |
| ઓશનીયા | ૩૩,૦૦,૦૦૦ | ૧,૦૫,૦૦૦૦૦ |
| | ૧,૩૯,૦૯૭૮૨ | ૫૦,૦૮,૭૦,૦૦૦ |

બ્રિટિશ સામ્રાજ્યની ૫૦ કરોડની વસ્તીમાં ૭ કરોડ ગોરાઓ, ૩૬ કરોડ હિંદીઓ, ૪ કરોડ કાળા લોકો, ૬૦ લાખ અરબો, ૬૦ લાખ મલાયો, ૧૦ લાખ ચીનાઓ અને ૧૦ લાખ પોલીનેસીઅનો, રેડ ઇન્ડિયનો વગેરે છે.

આ વસ્તીમાં ૨૧ કરોડ હિંદુઓ, ૧૦ કરોડ મુસ્લીમો, ૮ કરોડ ખ્રિસ્તીઓ, સવા કરોડ બૌદ્ધો, ૪૦ લાખ શીખ-જૈન અને પારસીઓ, સાડા સાત લાખ યહુદીઓ અને બાકીના જંગલી ધર્મો પાળનારા છે.

ભૌગોલિક દૃષ્ટિએ બ્રિટિશ તાજ હેઠળ ખંડવાર નીચે પ્રમાણે દેશો છેઃ

યુરોપ–ગ્રેટબ્રિટન, આયર્લાંડ, જીબ્રાલ્ટર, માલ્ટા, સાઈપ્રસ, ચેનલ ટાપુઓ.

એશિયા–હિંદ, લંકા, બ્રહ્મદેશ, એડન, મલાયા, બ્રિટિશ નોર્થ બોર્નિયો, સારાવાક, હોંગકોંગ, પેલેસ્ટાઈન.

આફ્રિકા–દ. આફ્રિકા, બ્રિ. પૂર્વ આફ્રિકા, બ્રિ. પશ્ચિમ આફ્રિકા, બ્રિ. સોમાલીલેન્ડ, મિસર, સુદાન, મોરિશિયસ, સિશિલ્સ, નાઈજીરિયા.

ઓસ્ટ્રેલેશિયા–ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલાંડ, ફીજી, પાપુઆ અને પેસિફિક મહાસાગરના સંખ્યાબંધ ટાપુઓ.

અમેરિકા–કેનેડા, ન્યુફાઉન્ડલેન્ડ, બ્રિ. વેસ્ટ ઇન્ડીઝ, બ્રિ. હોન્ડુરાસ, બ્રિટિશ ગીઆના, ફોકલેન્ડ ટાપુઓ, બહામાઝ, ટ્રીનીડાડ, બરમ્યુડા.

રાજદ્વારી દૃષ્ટિએ, બ્રિટિશ સામ્રાજ્ય પાંચ વિભાગમાં વહેંચી શકાય.

૧. ગ્રેટબ્રિટન અને સ્વરાજ ભોગવતાં સંસ્થાનો.
૨. હિંદ જેવો દરજ્જો ભોગવતા દેશો.
૩. કોલોનીઓ.
૪. પ્રોટેકટરેટો.
૫. રાષ્ટ્રસંઘના મેન્ડેટ હેઠળના દેશો.

સંસ્કૃતિની દૃષ્ટિએ, બ્રિટિશ સામ્રાજ્યના બે ભાગ પાડી શકાય.

૧. ગ્રેટ બ્રિટન, છ સંસ્થાનો, સાઈપ્રસ, વેસ્ટ ઈન્ડીઝ વગેરે પાશ્ચાત્ય સંસ્કૃતિવાળા દેશો.

૨. હિંદ, લંકા, મલાયા, હોંગકોંગ, મેન્ડેટ હેઠળના પ્રદેશો જેવા કે પેલેસ્ટાઈન, ટાંગાનીકા, સેમોઆ વગેરે; પેસિફિક અને હિંદી મહાસાગરના ટાપુઓ, અને બીજા બીન–ગોરી સંસ્કૃતિવાળા અને કેવળ સામ્રાજ્યની સલામતી માટે રાજદ્વારી હેતુસર બ્રિટિશ ધ્વજ હેઠળ રખાયેલા દેશો.

આજના વિશાળ બ્રિટિશ સામ્રાજ્ય પર સૂર્યાસ્ત થતો નથી. જ્યારે સામ્રાજ્યના એક અર્ધ ભાગ પર રાત્રિ હોય છે ત્યારે બીજા અર્ધ ભાગ પર સૂર્ય પ્રકાશતો હોય છે. ઋતુઓનું પણ એવું જ બંધારણ થયું છે. સામ્રાજ્યનો એક ભાગ જ્યારે ઉનાળો માણતો હોય છે ત્યારે બીજો ભાગ શિયાળાની ઠંડી અનુભવતો હોય છે.

જગતનો કોઇ પણ ખંડ, કે મહાસાગર બ્રિટિશ સામ્રાજ્યની ઓછીવત્તી સત્તા વગરનો નથી. સામ્રાજ્યમાં કેટલાક સર્વોચ્ચ પર્વતો, સર્વોત્તમ સરોવરો અને સર્વશ્રેષ્ઠ સરિતાઓ છે. વિશ્વની પ્રત્યેક પ્રકારની આબોહવા, પ્રત્યેક પ્રકારની ધરતી, પ્રત્યેક પ્રકારનું ખનીજ બ્રિટિશ સામ્રાજ્યમાં છે.

આજનું બ્રિટિશ સામ્રાજ્ય વિવિધ ભાષા, સંસ્કૃતિ, ધર્મ, કોમ, વર્ણ અને આકૃતિવાળું સહસ્રરંગી માળખું છે. સામ્રાજ્યનો સુદૃઢ પાયો બ્રિટિશ ટાપુઓ છે, જ્યારે ઇમારત વિવિધગુણી છે. રાજદ્વારી દૃષ્ટિએ, આ બ્રિટિશ કળામહેલ સૌંદર્ય અને કદ્રૂપતા, આરોગ્ય અને માંદગી, સ્વાધીનતા અને પરાધીનતા, સમાનતા અને અસમાનતાના પાયાણોથી ચણાયો છે. આ કળામહેલની કેટલીક ઈંટો બ્રિટિશ પરમાર્થનું ગીત લલકારે છે ને કેટલીક ઈંટો નિષ્ઠુર સ્વાર્થનું દર્શન કરાવે છે.

બ્રિટિશ સામ્રાજ્યનું શાસન પણ વિવિધરંગી છે. કેટલીક પ્રજાઓ બ્રિટિશ તાજ હેઠળ સ્વરાજ માણે છે, તો કેટલીક ગુલામીમાં સબડે છે; કેટલીક સ્વરાજને પંથે કૂચ કરી રહી છે, કેટલીક પ્રજાએ કશો રાજદ્વારી વિકાસ સાધ્યો નથી, કેટલીક પ્રજાને રાજદ્વારી પ્રગતિ છતાં આત્મનિર્ણયનો અધિકાર આપવામાં આવતો નથી. આખી બ્રિટિશ પૃથ્વી–વ્યાપી

સલ્તનતનો પ્રાણ ગ્રેટબ્રિટન છે. મહાન સમ્રાટ ત્યાં જ રહે છે. આખું સામ્રાજ્ય લશ્કરી રક્ષણ માટે એજ ગ્રેટબ્રિટન તરફ મીટ માંડે છે.

બ્રિટિશ સામ્રાજ્ય લોકોને આવશ્યક દરેક વસ્તુ પૂરી પાડે છે. એવો કોઈ મનુષ્યને ખોરાક નથી કે જે ત્યાં ઉગાડવામાં ન આવતો હોય ! એવો કોઈ ઉદ્યોગ નથી કે જે ત્યાં વિદ્યમાન ન હોય. વિદ્યા, કળા, હુન્નરનો અખૂટ ખજાનો બ્રિટિશ સામ્રાજ્યમાં નજરે પડે છે અને તેનો પૃથ્વીને ખૂણે ખૂણે પ્રસરેલો વેપાર તેનું ઉદાહરણ છે.

બ્રિટિશ લોકોનો મોટો સમુદ્ર સામ્રાજ્યને "સાર્વજનિક ન્યાય અને દૃષ્ટાંતરૂપ પરમાર્થનાં અખંડ વહેતાં ઝરણાં" રૂપ વર્ણવે છે જ્યારે કેટલાક તેને વિવિધ તત્ત્વોવાળું માળખું લેખે છે. તે "કોઈ સ્થળે ડગમગતું છે, તો બીજે સ્થળે દમનકારક છે, ઘણે ભાગે આદર્શ વગરનું છે તો થોડા માટે ફાયદાકારક છે."

બ્રિટિશ સામ્રાજ્ય ૪૦૦ વર્ષ પહેલાં જન્મ્યું તે પહેલાં જગતે વિવિધ સામ્રાજ્યો જોયેલાં. બેબીલોન, ઇરાન, ગ્રીસ અને રોમનાં સામ્રાજ્યોએ વિશ્વને સામ્રાજ્યવાદના પાઠો ભણાવેલા. આજે જેમ હીંદ અને બીજા દેશો બ્રિટિશ સામ્રાજ્યવાદના સાણસામાં જકડાયા છે, તેમ ખુદ બ્રિટન પણ ૨૦૦૦ વર્ષ પહેલાં રોમન સામ્રાજ્યવાદના ખપ્પરમાં ઝડપાયેલું. તેણેય પરદેશી શાસન હેઠળ પરાધીનતાની બેડીઓ ખખડાવેલી.

એ સમયનો બ્રિટિશ ઈતિહાસ પ્રેરણાત્મક કે ગૌરવભર્યો નથી. એ તો પશુત્વ અને મનુષ્યત્વ વચ્ચેની સંસ્કૃતિનો છે. એ સમયે હિંદ સંસ્કૃતિની સર્વોચ્ચ કળાએ ખડું હતું. તેના પ્રતાપનો સૂર્ય પૂર્ણ કળાએ પ્રકાશતો હતો. ૧૯૦૧માં દિલ્હી દરબાર પ્રસંગે હિંદના વાયસરોય લૉર્ડ કર્ઝને આ સત્ય ઉચ્ચારવાની હિંમત દાખવી હતી. તેણે કહ્યું: "જ્યારે અંગ્રેજો જંગલમાં રખડતા અને પોતાનાં શરીરો રંગતા, જ્યારે બ્રિટિશ કોલોનીઓ કેવળ અરણ્ય કે જંગલ હતાં, ત્યારે હિંદમાં શક્તિશાળી સામ્રાજ્યો હસ્તી ધરાવતાં હતાં અને ખીલ્યાં હતાં. હિંદે પૃથ્વીના પટ પરના કોઈ પણ દેશ કરતાં જનસમાજના ઈતિહાસ, તત્ત્વજ્ઞાન અને ધર્મ પર વધારે ઊંડી છાપ પાડી છે."

રોમન સામ્રાજ્ય ગુલામ રાજ્યોનું બનેલું, આમ છતાં બ્રિટન પર તેણે ખાસ ઉપકાર કરેલો. તેણે બ્રિટનમાં સંસ્કૃતિ આણી, લોકોને માણસ બનાવ્યા; રાજતંત્ર સ્થિર કર્યું; ખેતીને ઘણી સમૃદ્ધ કરી; ખાણકામ, કાંતણ, વણાટ, રંગ, કુંભારકામ વગેરે ઉદ્યોગો ખીલવ્યા. રોમન બુદ્ધિએ બ્રિટનને સુંદર રસ્તાઓ આપ્યા, વેપાર આપ્યો, સુધારો આપ્યો, ધર્મ આપ્યો.

સાડાચારસો વર્ષના સુંદર શાસન બાદ, રોમન લોકોએ સદાને માટે બ્રિટન છોડયું. એમ કહેવાય છે કે આ સમયે બ્રિટનના લોકો રડેલા. તેઓ હજુ સ્વ-રક્ષણ માટે શક્તિમાન ન હતા. બ્રિટને હજુ પરદેશી અમલની વિશેષ ધૂંસરી ખમવાની બાકી હતી.

અંગ્રેજો મૂળ ઉત્તર જર્મની અને ડેન્માર્કના વતની એન્ગલ્સ, સેક્સન્સ, જ્યુટસ અને એવી બીજી ટયુટોનિક જાતોના વંશજો છે. તેઓએ રોમન-પલાયનનો લાભ લીધો અને ચોથી અને પાંચમી સદીમાં બ્રિટનનો ઘણો ખરો ભાગ પડાવી લઈ પોતાનું શાસન જમાવ્યું. લગભગ ૧૧મી સદી સુધી બ્રિટન જે હવે ઇંગ્લાંડ બન્યું હતું, તે એક યા બીજી પ્રજાના રાજાઓ હેઠળ પરાધીન રહ્યું.

ઈ. ૧૦૬૬માં નોર્મનયુગ શરૂ થયો. વિજેતા વિલિયમના રાજશાસન હેઠળ ઇંગ્લાંડે ઐક્યના શ્રી ગણેશ માંડ્યા. પરદેશી નોર્મનોએ સબળ સરકાર સ્થાપી એટલું જ નહિ, પણ એક સદીમાં તેઓ પોતે અંગ્રેજ બન્યા અને એકત્ર રાષ્ટ્રનો પાયો નાખ્યો. બારમી સદીમાં રાજાઓના ત્રાસને અંગે, પ્રજા સ્વરાજના પાઠો ભણવા લાગી અને જુદાં જુદાં ક્ષેત્રોમાં રાજદ્વારી પ્રગતિ થઈ. ઇ. સ. ૧૨૧૫માં મેગનાકાર્ટાએ રાષ્ટ્રીય હક્કો સ્વીકાર્યા અને શાહી પાર્લામેંટની સ્થાપના થઈ.

આ અરસામાં યુરોપના નાવિકોમાં નવીન દેશોને શોધવાની તમન્ના જાગી હતી. આ તમન્નાનું પહેલું કારણ પોતાના દેશની આર્થિક સ્થિતિ હતી, તેથી નાવિકોને રાજ્ય તરફથી ઉત્તેજન અપાતું; વસવાટ અને કારભારના હકો અપાતા.

નવીન દેશોની શોધ કરવાનો જશ પોર્ટુગીઝ, સ્પેનીશ અને ઈટાલિયન પ્રજાઓને જાય છે. ગ્રેટ બ્રિટન, ફ્રાંસ અને હોલાંડ આવાં સાહસમાં બીજી પંક્તિએ છે, જ્યારે જર્મની તો કેવળ છેલ્લું જાગે છે.

નવીન દેશોની શોધ બે દિશાએ વહેંચાયેલી હતી. પૂર્વમાં યુરોપને સમૃદ્ધિની છોળમાં ન્હવડાવનાર હિંદ પહોંચવાનો પ્રયાસ હતો, અને પશ્ચિમે આટલાંટિક મહાસાગર ઢંઢોળવાનો હતો.

ઈ. સ. પૂર્વે ૩૨૭માં ગ્રીસના સમ્રાટ સિકંદરે હિંદની ભૂમિ પર પગ મૂકેલો ત્યારથી એશિયાનો ભૂમાર્ગ યુરોપવાસીઓને જાણીતો થયો હતો, પણ આખા એશિયાનો પ્રવાસ કરનાર કોઈ યુરોપીય બેરો હજુ સુધી નીકળ્યો ન હતો. એનો યશ તો વેનિસના બે ભાઈઓને તેરમી સદીમાં મળ્યો. નિકોલો અને મેફિઓ પોલો નામના વેનિસના વતની બે ભાઈઓએ નિકોલોના પુત્ર અને મેફિઓના ભત્રીજા માર્કો પોલો સાથે ઈ. સ. ૧૨૭૧ થી ઈ. સ. ૧૨૯૫ સુધીની પા સદી દરમિયાન આખા એશિયાનો પ્રવાસ કરેલો. માર્કો પોલોએ એ સમયના એશિયાની સામાજિક, વેપારી અને રાજદ્વારી પરિસ્થિતિનું હુબહુ વર્ણન પોતાના પ્રવાસગ્રંથમાં કર્યું છે. આ ગ્રન્થ પોણાબસો વર્ષ સુધી અપ્રગટ રહ્યો. ઈ. સ. ૧૪૭૭માં આ ગ્રંથ પ્રગટ થયો ત્યારે પ્રથમ વેનિસ સમક્ષ અને પછી આખા યુરોપ સમક્ષ ભારતનો વૈભવ પ્રસિદ્ધિમાં આવ્યો. વેનિસ અને જીનોઆના હિંદ સાથેના વેપારનો અને ઈટલિની આર્થિક પ્રગતિનો ખરેખરો પ્રાથમિક યશ આ ગ્રંથને જ ઘટે છે. આ રીતે ઈટલિએ પહેલાં પરદેશ-પગરણ માંડ્યાં, પણ નવીન દેશો કબજે કરવાનું અને સામ્રાજ્યો સ્થાપવાનું પણ બીજા દેશોના કપાળે જ લખાયું હતું.

વેનિસ અને જીનોઆની હિંદ સાથેના વેપારને અંગે થયેલી સમૃદ્ધિ પોર્ટુગાલને ખૂંચી. તેણે સમૃદ્ધ પોર્ટુગાલના સ્વપ્નાં સેવ્યાં અને હિંદ પહોંચવા માટે જળમાર્ગ ઢૂંઢવા માંડ્યો. સમુદ્રો ઢંઢોળવાની આ ભાવનાએ જગતનો નવો ઈતિહાસ સરજ્યો છે, જગતની પ્રગતિ કે અધોગતિ આણી છે, જગત પર યુરોપની આણ ફરકાવી છે, અને જગતના દૂર દૂર પડેલા ખંડો અને દેશોને જનસમાજના સંસર્ગમાં મૂક્યા છે.

આ બધી સફરોનું લક્ષ્યબિંદુ ભારત હતું. આ બધા પ્રયાસનો પ્રધાન આશય પોત પોતાના દેશોને ભારતની સમૃદ્ધિના મહાસાગરનાં પુણ્ય-જળથી ન્હવડાવવાનો હતો. આ ભારતને નામે અનેક પુણ્યો અને અનેક પાપો જગતભરમાં યુરોપના દેશોને હાથે થયાં છે.

આ મધ્ય-યુગનો ઈતિહાસ યુરોપને માટે આર્થિક વેદનાનો, ધાર્મિક ઘેલછા અને યુદ્ધોનો, અને સાથે સાથે સામ્રાજ્યવાદના પુનર્જન્મનો હતો. ઈંગ્લાંડે સો વર્ષનાં યુદ્ધમાં ફ્રાંસનો પરાજય કરવા મથન કર્યું હતું, પણ તેને નિષ્ફળતા વરી હતી. ઉમરાવોની સત્તા પડી ભાંગી હતી અને ટયુડરનો દમનભર્યો અમલ શરૂ થયો હતો.

પોર્ટુગલમાં ધાર્મિક જુસ્સો ઊછળી રહ્યો હતો. ક્રિશ્ચિયાનિટિ તેનો મુદ્રામંત્ર અને આરાધ્ય-વસ્તુ હતી. પોર્ટુગલના રાજા પ્રિન્સ હેનરીએ પોતે હિંદના પ્રવાસનું પગરણ માંડ્યું. ઈ. સ. ૧૪૭૦-૭૫માં પોર્ટુગીઝ વહાણવટી ગોમેઝે આઈવરી અને ગોલ્ડ કોસ્ટ શોધી આફ્રિકાનો પશ્ચિમ કિનારો ઢંઢોળવા માંડ્યો. ઈ. સ. ૧૪૮૧માં ગીનીનો અખાત, ઈ. સ. ૧૪૮૨-૮૪માં કોન્ગો નદીનું મુખ, ઈ. સ. ૧૪૮૮માં કેપ ઑફ ગુડ હોપ અને ઈ. સ. ૧૪૯૭માં હિંદનો આખો જળમાર્ગ શોધાયો. પોર્ટુગીઝો ઇ. સ. ૧૫૧૬માં ચીન અને ઈ. સ. ૧૫૪૨માં જાપાન સુધી પણ પહોંચ્યા હતા.

હિંદનો જળમાર્ગ શોધવા માટે પ્રથમ હામ ભીડનાર અને તેની સફળતા માટે પાયો નાખનાર પ્રિન્સ હેનરી ધ નેવિગેટરની ભાવના વેપાર કરતાં ધર્મયુદ્ધની વધારે હતી. એ સત્ય આ પ્રસંગે આપણે રજુ કરીએ તો અસ્થાને ન ગણાય. તે જગતને ક્રિશ્ચિયાનિટિનું ક્રૂર શરબત પીવડાવવા માટે પણ કટિબદ્ધ હતો.

મિ. જેમ્સ એ. વિલિયમસન પોતાના ગ્રંથ-A Short History of British Expansion-માં આ સત્ય પ્રત્યે લક્ષ ખેંચતાં કહે છેઃ "પ્રિન્સ હેનરીનો જુસ્સો એક વેપારીનો નહિ, પણ ધર્મયોદ્ધાનો હતો. તેનું "હિંદ" એટલે એક ક્રિશ્ચિયન દેશ. તે નાસ્તિકોનો ઉચ્છેદ કરવા મદદે ધાય જ. પ્રિન્સ હેનરીએ આ આશય એક બુદ્ધિશાળી ક્રૂરતા અને અડગતા વડે આગળ ધપાવેલો. જ્યારે દુખિયા હબસીઓ પોર્ટુગાલને કિનારે ઊતરતા અને ભારે આક્રંદ વચ્ચે ગુલામોના લીલામ વડે તેમનાં કુટુંબો છિન્નભિન્ન કરવામાં આવતાં ત્યારે તેનું હૃદય અકથ્ય સંતોષભાવે પોકારી ઊઠતું, "વાહ, તેઓના આત્મા રક્ષાયા છે. મારા વગર તેઓ રખડી પડ્યા જ હોત!"

વાસ્કો ડી ગામા હિંદ પહોંચ્યો ત્યારેય હિંદ "ક્રિશ્ચિયન" દેશ છે એ ભ્રમણા ચાલુ રહેલી. કાલીકટમાં એક જણે તેને પૂછ્યું "શું જોઈએ?" વાસ્કો ડી ગામાએ જવાબ વાળ્યોઃ "ક્રિશ્ચિયનો અને તેજાના." તેઓએ હિંદુ મંદિરોનાં અને હિંદુ દેવોનાં ક્રિશ્ચિયન ધારીને દર્શન કર્યાં. તેઓ ત્રણ માસ હિંદ રહ્યા ત્યાંસુધી એ રસિક ભૂલ ચાલુ રહી. તેઓને ક્રિશ્ચિયાનિટિ તો વાસ્તવિક રીતે નહોતી મળી, પણ તેજાના મળ્યા હતા.

જ્યારે હિંદનો જળમાર્ગ ઢૂંઢવાનો યશ પોર્ટુગીઝ નાવિકોને છે, ત્યારે આટલાંટિક મહાસાગર ઓળંગી અમેરિકા ઢૂંઢી કાઢવાનો પ્રથમ યશ ઇટાલિયન નાવિકોને છે. કોલમ્બસ જીનોઆમાં જન્મેલો, પણ તે વખતનું ઈટલિ એક દેશ તરીકે નવીન દેશો શોધવાનાં સાહસોને ઉત્તેજતું ન હતું. તેને રાજ્યે રાજ્યે ભટકવું પડ્યું. છેવટે સ્પેને તેને આશરો આપ્યો અને ઈ. સ. ૧૪૯૨માં તે અમેરિકા પહોંચ્યો.

સામાન્ય માન્યતા એવી છે કે અમેરિકાની ધરતી પર પહેલો પગ મૂકનાર ગોરો પુરુષ કોલમ્બસ છે, પણ ઐતિહાસિક પૂરાવો એથી વિરૂદ્ધ છે. અમેરિકસ વેસ્પુશિયસ નામના [illegible] નાવિકે કોલમ્બસની પહેલાં આ ખંડ જોયો હતો અને એ સત્ય ૧૫૦૭માં તેના

પ્રવાસ-વર્ણનમાં પ્રસિદ્ધ થતાં એ ખંડનું નામ તેના પોતાના નામને અનુલક્ષીને અમેરિકા અપાયું છે.

કોલમ્બસે તો આ ખંડને હિંદુસ્તાન જ ધારેલું. તેણે એ ખંડની મૂળ પ્રજાને નામ પણ 'ઇન્ડિયન્સ' આપ્યું. એ ભૂલ પાછળથી સમજાઈ, સ્પેનના લોકો નિરાશ થયા, પણ 'ઇન્ડિયન' શબ્દ તો ત્યાંની મૂળ વસ્તી માટે હજુ સુધી રહી ગયો છે.

આમ છતાં પંદરમી અને સોળમી સદી સ્પેનની પ્રગતિ માટે યાદગાર રહી જશે. કોલમ્બસે સ્પેનને નાના મોટા ટાપુઓ શોધી આપવાની પહેલ કરી. એ સાથે જ સ્પેનીશ નાવિકો પણ આટલાંટિક અને પેસિફિક મહાસાગરમાં ઘૂમી વળ્યા અને આખા અમેરિકા ખંડ પર સ્પેનનો વાવટો ફરકવા લાગ્યો.

ઇંગ્લાંડ, નિઃશંક, સ્પેનની પુંઠળ જ ચાલ્યું. તેણે જીનોઆમાં જન્મેલા બીજા નાવિક જોન કેબટને આશરો આપ્યો. કેબટને પણ કોલમ્બસની જેમ ખબર ન હતી કે પશ્ચિમે અમેરિકા ખંડ વચ્ચે પડેલો છે. તેને પશ્ચિમનો સમુદ્ર ઓળંગી એશિયા પહોંચવાની હામ હતી. ઇ. સ. ૧૪૯૫-૯૬માં તેણે રાજા હેનરી સાતમા પાસેથી પૂર્વ ઉત્તર કે પશ્ચિમ ગમે તે સમુદ્રો ઘૂમવાની અને નવા દેશો કબજે કરવાની સત્તા લીધી. ઈ. સ. ૧૪૯૭માં કેબટ ૧૮ ખલાસીઓ સાથે ઊપડયો. તેણે ન્યુ ફાઉન્ડલેન્ડ અને કેનેડા શોધ્યાં. આમ હિંદના જળમાર્ગની શોધ અને કેનેડાની શોધ એક જ વર્ષે થઈ. કેબટે અહીં ઇંગ્લાંડ અને વેનિસના ધ્વજ ફરકાવ્યા. તેણે પણ કોલમ્બસના જેવી જ ભૂલ કરી. તેણે આ પ્રદેશ એશિયાનો જ કોઈ ભાગ છે એમ માન્યું.

૧૮ ડિસેમ્બર ૧૪૯૭ ના રોજ કેબટના એક મિલાનવાસી સાથીએ પોતાના રાજાને લખ્યું: "આપ નામદાર ઘણી પ્રવૃત્તિમાં હશો, છતાં આપ મહારાજાએ તલવારના એકેય ઘા વગર અને એશિયાનો એક ભાગ સર કર્યો છે એ જાણી આપ નારાજ નહિ થાઓ." ઈ. સ. ૧૪૯૮ માં કેબટે બીજી સફર કરી ત્યારે તેને માલમ પડયું કે એ કંઈ એશિયા ખંડ નથી. એ તો કેવળ કોઈ અજાણ્યો નિર્જન પ્રદેશ છે.

સોળમી સદીએ ઇંગ્લાંડના રાષ્ટ્રીય વિકાસનો નવયુગ શરૂ કર્યો હતો. પંદરમી સદી સમાપ્ત ન થઈ ત્યાં તો ખ્રિસ્તવાદે પૂર્વ અને પશ્ચિમના નવા દેશો શોધવા માંડયા હતા. પોર્ટુગલે રિદ્ધિ, સિદ્ધિ ને સમૃદ્ધિથી છલબલતું ભારત નિહાળ્યું હતું. ત્યારે તેનાજ પાડોશી સ્પેને પનામાની સંયોગીભૂમિ વટાવી દક્ષિણ અમેરિકાનું સોના રૂપાથી છલબલતું 'સામ્રાજ્ય' હસ્તગત કર્યું હતું.

આ નવયુગ નૈતિક દૃષ્ટિએ કલંકિત છે, ઐતિહાસિક દૃષ્ટિએ કાળો છે, પણ એક સામ્રાજ્યવાદની દૃષ્ટિએ નોંધવાજોગ છે. ઇંગ્લાંડનો આ યુગ સ્પેન અને પોર્ટુગાલ પ્રત્યેના દ્વેષનો, તેઓએ સાહસથી મેળવેલું પડાવી લેવાનો હતો. આ યુગે સામ્રાજ્યવાદને જન્મ આપ્યો. તેણે બ્રિટનને હાથે અનેક ચોરી, લૂંટફાટ, દગોફટકો કરાવ્યાં. તેણે દોલતને ઢૂંઢવા દેશદેશો વચ્ચે કાપાકાપી કરાવી. તેણે વેપારને નામે ગુલામીને ઉત્તેજી. તેણે વેપારને નામે દેશાવરમાં રાજદ્વારી અને આર્થિક ઘુસણખોરીનીતિ આદરી. તેણે એજ બહાને કેટલીક મૂળ વસ્તીનું ક્રૂર નિકંદન કાઢી નાખ્યું.

સોળમી સદીમાં સર ફ્રાન્સીસ ડ્રેકે પૃથ્વીની પ્રદક્ષિણા કરી નામના મેળવી. પણ સાથે સાથે દક્ષિણ અમેરીકામાં સ્પેનનું સોનું રૂપું ચોરી છૂપીથી લૂંટી દેશનીતિનું પ્રદર્શન કર્યું.

ત્યારબાદ વર્જિનિયામાં થાણું ગોઠવાયું અને હિંદમાં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીદ્વારા કોઠીઓ સ્થાપવામાં આવી. સ્પેન અને પોર્ટુગલને પોપની મંજુરીથી મળેલા ઇજારા સામે લડનારી સોળમી સદી પૂરી થઇ અને સત્તરમી સદીએ હોલાંડ સાથે યુરોપના વેપાર માટે યુદ્ધ ખેલાવ્યાં અને બ્રિટિશ સામ્રાજ્યવાદનો વધુ વિકાસ થયો. ન્યુ ફાઉન્ડલેન્ડ, બરમ્યુડા, ન્યુ ઈંગ્લાંડ, બહામાઝ, જમૈકા, મેરીલેન્ડ, મુંબઈ, મદ્રાસ, વગેરે બ્રિટિશ સામ્રાજ્યવાદના છત્ર હેઠળ આવ્યાં.

આ સદીમાં ફ્રાંસે માથું ઊંચક્યું હતું. તેણે સેનિગાલ, સેનિગેંબીયા, એકેડીયા (નોવા-સ્કોશિયા), પોંડીચેરી, વેસ્ટ ઇન્ડીઝના થોડા ટાપુઓ, લુઇસીઆના વગેરે કબજે કરી હરીફ સામ્રાજ્ય સર્જ્યું હતું.

આ સદી બ્રિટનના આંતરિક વહીવટ અને પ્રજાકીય જુસ્સા માટે ઈંગ્લાંડના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. હિંદમાં રાજાઓનો પ્રશ્ન હજુ આજેય અણઉકેલ રહ્યો છે, ત્યારે ઇંગ્લાંડે બ્રિટિશ સમ્રાટની સત્તાઓનો નિકાલ લગભગ ૩૦૦ વર્ષ પૂર્વે કરી દીધેલો. રાજા અને પ્રજા વચ્ચે, રાજાઓના નિરંકુશ શાસનના "દિવ્ય હક્ક" અને પ્રજાના સ્વાતંત્ર્યના જન્મસિદ્ધ હક્ક વચ્ચે અથડામણો જામી હતી.

આ યુગ સ્ટુઅર્ટ રાજાઓનો હતો. ઈંગ્લાંડ અને સ્કોટલાંડના પહેલા રાજાના વખતમાં રાજાને પાર્લામેંટથી સ્વતંત્ર અને કાયદાથી પર બનાવવાની પ્રવૃત્તિ શરૂ થતાં રાષ્ટ્રીય આઝાદી આફતમાં આવી. ઇ. સ. ૧૬૦૪ માં પાર્લામેંટે રાજશાસનની જવાબદારીમાં ભાગ લેવાનો હક્ક જાહેર કર્યો. રાજા જેમ્સ પહેલાના મગજમાં શાહી સર્વોપરિતાનું ભૂસું ભરાયું હતું. તેનું શાસન આપખુદ હતું. તેને પ્રજાના ટેકાની કિંમતનો ખ્યાલ સરખોયે ન હતો. પણ અંગ્રેજ પ્રજા આઝાદી માટે કટિબદ્ધ થયેલી હતી. ઈ. સ. ૧૬૨૧ માં પાર્લામેંટે રાજાના પ્રધાનો પર અંકુશ રાખવાનો હક્ક ફરીથી જાહેર કર્યો. જેમ્સ પહેલો પ્રજામતને સાન્ત્વન આપવામાં નિષ્ફળ નીવડ્યો. આ પરિસ્થિતિમાં તેના પુત્ર પહેલા ચાર્લ્સ સામેના બળવા માટે તેનું પોતાનું રાજશાસન ભૂમિકા રૂપ બન્યું હતું.

ઇ. સ. ૧૬૨૫ માં પહેલો ચાર્લ્સ ગાદીએ બેઠો અને તેણે પ્રજાકીય શાસનનો સામનો કરવા માંડ્યો, ત્યારે દિવાને આમે, પાર્લામેંટનું બંધારણ ટકાવી રાખવાનો અડગ નિર્ણય દાખવ્યો. અંગ્રજ પ્રજાએ પાર્લામેંટના સ્વાતંત્ર્યનું રણશીંગું ફૂંક્યું; રાજાનો ને આપખુદ તંત્રનો પ્રત્યેક ક્ષેત્રમાં સામનો કર્યો. છેવટે ઇ. સ. ૧૬૪૨માં રાજા રાજ્ય કરે કે પાર્લામેંટ રાજ્ય કરે એનો નિકાલ લાવનાર આંતર-વિગ્રહ ફાટી નીકળ્યો. પાર્લામેંટવાદીઓનો લશ્કરી વિજય થયો અને ઈ. સ. ૧૬૪૯ માં પહેલા ચાર્લ્સને ફાંસી અપાઇ. લોકશાસનનો આ વિજય બ્રિટિશ ઇતિહાસમાં યાદગાર પ્રસંગ બની ગયો છે. ચાર્લ્સનું માથું ઇંગ્લાંડના ભાવિ રાજાઓ માટે એક ચમકાવનારા દૃષ્ટાંત રૂપ બની ગયું છે.

અઢારમી સદીએ બ્રિટિશ સામ્રાજ્યનો વેગ વધતોયે જોયો અને અમુક સ્થળે કપાતોયે જોયો. ઈંગ્લાંડે પોતાની ભૂમિ પર લોકશાસનવાદ માટે યુદ્ધ ખેલ્યું, સ્વાતંત્ર્યની વેદી પર ચાર્લ્સનું માથું હોમ્યું, પણ અમેરિકન કોલોનીઓને રાજકારભારમાં પ્રતિનિધિત્વ આપવાની ના પાડી. અમેરિકન કોલોનીઓએ બળવો જગાવ્યો અને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું. આ ફટકાએ ઈંગ્લાંડના કાન ચમકાવ્યા અને અમેરિકાનું યુનાઈટેડ સ્ટેટસ ખોવા માટે વર્ષો સુધી પસ્તાવો કર્યો. આ પછડાટ સિવાય ઇંગ્લાંડની સામ્રાજ્યવાદી કૂચ ચાલુ રહી હતી અને કુદરતી

સહાય અને આંતર-રાષ્ટ્રીય સંજોગોએ એ કૂચને વેગવંતી કરી હતી. ફ્રેંચો સામે યુદ્ધ ખેલી હિંદ અને કેનેડા જીતવામાં આવ્યાં હતાં. સ્પેન પાસેથી જીબ્રાલ્ટર અને ડચ પાસેથી કેપ કોલોની ઝૂંટવી લેવામાં આવ્યાં હતાં. ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલાંડ પણ આજ સદીમાં શોધાયાં હતાં. બ્રિટને ટ્રિનિડાડ તથા બીજા વેસ્ટ ઇન્ડીયન ટાપુઓ અમેરીકામાં અને સ્ટેટ્સ સેટલમેન્ટસ એશિયામાં પણ આ સદીમાંજ જીતેલાં.

ઓગણીસમી સદીએ બ્રિટિશ સામ્રાજ્યની સત્તા અને મહત્તા જગતભરમાં જમાવી દીધાં. તેનો વિસ્તાર પ્રજાએ પ્રજામાં અને ખંડેખંડમાં થયો. અર્ધ આફ્રિકા ખંડ અને આખા ઑસ્ટ્રેલેશિયા ખંડ પર પણ બ્રિટિશ વાવટો ફરકવા લાગ્યો. ત્રણ સદીમાં બ્રિટન ન્હાનકડા કંગાલ કૃષિ-પ્રધાન દેશમાંથી દિગ્દિગન્ત આણ ફેરવનાર, અનેક દેશો પર શાસન કરનાર, જગતનું અભૂતપૂર્વ, સમર્થ અને સમૃદ્ધ મહાસામ્રાજ્ય બની ગયું.



# ન જાને !

મોહન ઠક્કર

[ વસંતતિલકા ]

જ્યારે અનંત ફલકે અણદીઠ પીંછી
આલેખી રે' સુભગ મોહક રંગ રેખા,
જ્યારે ધરી ક્ષણ ક્ષણે નવતા અપ્રીછી
સંધ્યા લસે, અધુકડું હસી બીજ લેખા,
જ્યારે રહે મઘમઘી શુચિ સોણલાં શાં
સોહામણાં પરમ પ્રેમળ પારિજાત,
જ્યારે ઝગે તરલ-તારક-તેજ-ભાત
મુગ્ધા ઉરે સળકતી પ્રિય સંસ્મૃતિશા !
જ્યારે કિલોલી મધુ સારસ જોડલું યે
નીડે પળે, શિશુ ઢળે નિજ માત ખોળે,
જ્યારે સમસ્ત જગ ઝીલતું મોદ છોળે,
સૌન્દર્ય દિવ્ય રમતાં અણુએ અણુએ,
ત્યારે ય રે કમનસીબ હું એક શાને
ઝુરું, વિષાદ ઉરમાં શીદ આ ? નજાને !

# આપણું રાસસાહિત્ય [પ્રાચીન]

લેખક: પ્રો. ચતુરભાઇ શંકરભાઇ પટેલ
એમ. એ., એલ એલ. બી.

[ ૩ ]

'ગુજરાતમાં ગરબીની હાક વગાડનાર રસરાજવી દયારામનું દર્શન કરતા પહેલાં આપણે કેટલાક છૂટક-તુટક કવિઓ જોઈ જઈએ. રામભક્ત ભાલણનાં રામબાલચરિત અને કૃષ્ણલીલાનાં પદો ગરબીઓમાં ગણી શકાય એવાં છે, જો કે એ પદો એક સળંગ કૃતિના અંગ રૂપે હોઈ છૂટક પદો જેટલાં પ્રચલિત નથી થયાં. પંડિત ભાલણનું ધ્યેય છૂટક પદો રચવાનું હતું જ નહિ. એને તો કાદમ્બરી અને નળાખ્યાન જેવાં લાંબાં કાવ્યો સર્જવાં હતાં. તેમ છતાં એને નામે ચાલતું "સાંભળ રે તું સજની મારી, રજની ક્યાં રમી આવીજી રે?" એ રસિક પદ એની રાસસિદ્ધિની પ્રતીતિ કરાવે છે.

કવિશિરોમણિ પ્રેમાનન્દનો આદર્શ રસભર્યાં આખ્યાનો દ્વારા ગુર્જરીને સમૃદ્ધ કરવાનો હતો, એટલે એણે પણ ભાલણની માફક ન્હાનાં પદો પર પોતાની લેખિની ચલાવી નથી. બાકી સર્વાંગસુન્દર આખ્યાનનો ભવ્ય પ્રાસાદ સર્જનાર એની ઉન્નત પ્રતિભાને સાદા પદનો એક લઘુ ખંડ રચવો એ રમતવાત હતી. દશમસ્કંધનું મનોહર રાસવર્ણન રાસનું અત્યુત્તમ ઉદાહરણ હોઇ એ વાતની સાક્ષી પૂરશે. સોહામણી શરદમાં 'સ્વરૂપ શ્યામ, કોટિ કામ' શ્રીકૃષ્ણ 'વામદક્ષિણ સુન્દરી ગોપી સાથ' રસિક રાસ ખેલી રહ્યા છે, 'ઝમક તાલ, બીજબાળ રસાળ ગીત' ગાઇ રહી છે અને 'ચીર ખસે હસતે તાળી દેઇ દેઇ' એવી રસમસ્તીમાં રાસ ઑર ચગી રહ્યો છે. એનું ચિત્ર મહાકવિ પ્રેમાનન્દ કેવું જીવંત અને તદ્રૂપ આલેખે છે!

"આનન્દ કન્દ, નન્દ-નન્દ, છન્દ રાગ રાગણી,
વેણુ વાય, ગીત ગાય, સરલ સહુ સોહામણીઃ
રૂપ સરસ, સોળ વરસ, રમે અંક લેઈ લેઈ,
ગોપાળલાલ, શરદકાળ રમે રાસ થેઈ થેઈ.

ચોરટી કો, ગોરટી કો, શ્યામળી સોહામણીઃ
કો સોહિની, મનમોહિની, કટાક્ષ કીધી કામનીઃ
રાસરમણ, ભ્રમણ નમણ, લીલા કહું કેઈ કેઈ,
ગોપાળલાલ, શરદ કાળ, રમે રાસ થેઈ થેઈ."

પ્રેમાનન્દની ભ્રમરપચીસી અને દાણલીલા પણ ગરબીના ઉત્તમ નમુના તરીકે ગણી શકાય એમ છે. એ જોતાં કહેવું જોઈએ કે પોતાનો વિષય નહિ છતાં એ સિદ્ધહસ્ત સાહિત્યકારે ગૌણ રીતેય ગૌરવભરી ગરબીઓ ગુજરાતને ચરણે ધરી છે.

રાધાકૃષ્ણના પૂજારી રત્નેશ્વરના રાધાકૃષ્ણના મહિના એના મધુર મૃદુલ ભાવને લીધે ઠીક પ્રચલિત છે. એનો દેશી ગરબીની ચાલ સાથે માલિનીવૃત્તનો યોગ કવિની સિકતા અને વિદ્વત્તાની ઝાંખી કરાવે છે. ખેડાનો ભાવસાર રત્નો એના ગોપીવિરહના મહિના માટે ખૂબ જાણીતો છે, અને વિરહદુઃખનું એનું આલેખન વાસ્તવદર્શી અને હૃદયસ્પર્શી છે. મહિનાના આપણા સાહિત્યમાં એના મહિના અનુપમ અને અજોડ છે.

ધ્રુવ અને પ્રહ્લાદનાં આખ્યાનથી પરિચિત વસાવડના નાગર કાલિદાસે શક્તિની સ્તુતિનાં કેટલાંક પદ લખ્યાં છે, તેમજ પીજના કવિ નરભેરામે ઓડાણાની મૂછનાં આશરે ૬૦૦ પદો લખ્યાં છે. પરંતુ પદ માટે ખરો પ્રતિષ્ઠિત જો કોઇ પણ હોય તો તે છે સંદેસરનો બારોટ પ્રીતમદાસ. "હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને." એ ગાંધીજીના પ્રિયતમ પદના પ્રણેતા પ્રીતમે અનેક રસિક, મધુર અને ચિરંજીવ પદો ગુજરાતને આપ્યાં છે. ભાવમાર્દવ, પદલાલિત્ય અને સંગીતમાધુર્યથી અંકિત એની ગરબીઓ સુણી મન મુગ્ધ બને છે. "મનમોહનલાલ, મારગડો મૂકો તો મથુરા જઇએ.' એ ગોપીઓની વ્હાલસોયી વિનવણી અથવા "હે જસોદાજી, આવડો લાડકવાયો લાલ ન કીજે." એ એમની મીઠી ફરિયાદ સાંભળી દિલ ડોલી ઊઠે છે. વ્રજવનિતાનાં વેરણ વાંસળીને સંબોધેલાં વચનો કેવાં હૃદયવેધક છે!

"હે વાંસલડી, વેરણ થઈ લાગી રે વ્રજની નારને.
તેં આવડાં કામણ શાં કીધાં,
શામળીએ મુખ ચુંબન લીધાં,
મન વ્રજવાસીનાં હરી લીધાં.-હે વાંસલડી૦"

પ્રીતમના જેવોજ પરમ રસિક પાટીદાર કવિ રઘુનાથદાસ આપણું ધ્યાન ખેંચે છે. વિરહઘેલી ગોપીઓએ ઉદ્ધવજી જોડે શ્રીકૃષ્ણને પાઠવેલા ભાવભીના સંદેશાનો એ સર્જક છે. "ઓધવજી સંદેશો કહેજો શ્યામને" એ મધુર પંક્તિ સૌને પરિચિત છે. અને 'તમે અજાણ્યા અમે જાણીએ રે'થી શરૂ થતી એની રસિક દાણલીલા એટલી જ જાણીતી છે.

તદુપરાંત ગિરધરનાં તુલસીવિવાહ, કૃષ્ણલીલા, ગોકુળલીલાનાં પદો તેમજ પ્રેમાનન્દ સ્વામી, બ્રહ્માનન્દ, નિષ્કુલાનન્દ, દેવાનન્દ આદિ સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓનાં કૃષ્ણભક્તિનાં પદો પ્રખ્યાત છે. એમને વીગતે જોવાનો મોહ છોડી, રસરાજવી દયારામનાં ઊછળતાં પ્રેમભક્તિનાં પૂરનાં કંઇક દર્શન કરીએ. પૂરમાં તણાઈ જવાની બીકે દૂર રહી કરેલાં દર્શન આછાં-અધૂરાં જણાય તો ઉદારચિત્ત વાચક ક્ષમા આપશે એવી વિનંતી છે.

## દયારામ

પ્રાચીન રાસસાહિત્યમાં દયારામે રસડંકો વગાડ્યો છે. સમસ્ત સાહિત્યને ઘડીભર ભૂલાવી દે એવી રસઝડી વર્ષાવી છે. દયારામ એટલે સાક્ષાત રસનો અવતાર. દયારામ એટલે પ્રેમભક્તિનું મૂર્તિમંત સ્વરૂપ. રસિક ફક્કડ દયારામે રસ અને પ્રેમનાં પૂર વહાવ્યાં છે. સાહિત્યના અખંડ ફુવારા ઉડાવ્યા છે. સંગીતની મીઠી હેલી રેલાવી છે. એની જાદુભરી કલમે કામણ કર્યાં છે. એની હૃદયંગમ વાણીએ વશીકરણ કર્યાં છે. એની મસ્તીભરી રસિકતાએ ભાન ભૂલાવ્યાં છે. એનાં રસકલાન્વિત કાવ્યો પાછળ ગુજરાત ગાંડું થયું છે. એની ગુણગૌરવયુક્ત ગરબીઓ

પાછળ ગુજરાતણો ઘેલી બની છે. ગરબીવિધાયક દયારામ એકલો રસરાજ્જી નથી, પણ ગરવી ગુજરાતનો હૃદયરાજ્વી છે.

રસધનમાંથી કલામય રીતે કોરી કાઢયાં હોય એવાં એનાં અદ્ભુત કાવ્યોએ ગુજરાતના સાહિત્ય અને સંસ્કારઘડતરમાં અપૂર્વ હિસ્સો આપ્યો છે. એની ગરબીઓએ રાસલેખકોને અવનવા ઢાળ આપ્યા છે. એનાં ગીતોની ખૂબી અને સંગીતમાધુરી આજે યે નિત્યનૂતન લાગે છે અને ઓસર્યાં નથી, એથી એમની ગુણવત્તાનાં સાચાં મૂલ્ય અંકાય છે. એ રસિયે શરદની શેરીઓને જેવી સોહામણી કરી છે તેવી ભાગ્યે જ બીજા કોઇએ કરી હશે.

એક એકથી ચઢિયાતાં એનાં કાવ્યરત્નોમાંથી અમુકની પસંદગી કરવાનું કાર્ય કેટલું વિકટ છે તે સમજી શકાય એમ છે. માટે જ મેં આગળ આ દર્શનને આછું-અધૂરું કહ્યું છે. તો હવે આપણે એનાં થોડાંક રાસરત્નોનાં અધૂરાં છતાં મધુરાં દર્શન કરીએ.

પ્રેમાંશી દયારામની પ્રેમની પર્યેષણા વેધક અને તલસ્પર્શી છે. એની અનોખી સ્નેહમીમાંસાની જોડ સારા સાહિત્યમાંથી જડે એમ નથી. પ્રેમલક્ષણા ભક્તિના અનન્ય ઉપાસક દયારામનું પ્રેમભક્તિનું આલેખન સર્વાંગસંપૂર્ણ અને ઊંડાણભર્યું હોય એ સ્વાભાવિક છે. પુષ્ટિમાર્ગી કવિ પ્રેમને પ્રભુનો પરમ પ્રસાદ માને છે, અને એવી પ્રભુપુષ્ટ વ્યક્તિઓજ પ્રેમની સાચી અધિકારી નીવડે છે. તેથી તે લખે છેઃ—

"જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગી બગલો મુક્તાફળ દેખી ચંચુ ના ભરે."

અને કવિને એ પ્રેમલક્ષણા ભક્તિ એક જ પ્રભુને પામવાનું સરલ અને સીધું સાધન દેખાય છે. એટલે એ કહે છેઃ—

"એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરુષોત્તમ પૂંઠ ન ફરે;
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધર પ્રેમભક્તિયે વરે."

પ્રણયમીમાંસાનું અનુપમ આલેખન કરતું કવિનું 'પ્રેમ પરીક્ષા' કાવ્ય એકલા ગુજરાતી સાહિત્યમાં નહિ પણ કદાચ જગતસાહિત્યમાં 'એકમેવ અદ્વિતીયમ્' ગણાશે. Shelley ની પ્રેમની ફિલસુફી (Love's philosophy) ઉપર આફરીન પોકારનારે ઘરઆંગણાનું આ પ્રેમપરીક્ષા કાવ્ય વાંચવું-વિચારવું ઘટે છે. આપણા ભક્તકવિને ભક્તિ તરફ સ્પષ્ટ પક્ષપાત છે, એટલે સુધી કે જ્ઞાન અને યોગને તે તદ્દન ઉતારી પાડે છે. પ્રભુપ્રાપ્તિમાં ભક્તિને મુકાબલે એ સાધનો એને છેક્જ નિર્બળ ને નમાલાં લાગે છે. પ્રેમપરીક્ષામાં જ્ઞાની ઉદ્ધવ અને પ્રેમી ગોપીઓના સંવાદ દ્વારા તેમજ ઇતર પણ અનેક સ્થાને એણે આ વસ્તુ વ્યક્ત કરી છે. જ્ઞાનજડ ઉદ્ધવને પ્રેમની રસફિલસુફી સમજાવતાં રસઘેલી ગોપીઓ કહે છેઃ—

"ઓધવજી છે અળગી રે, વાત એક પ્રેમતણી;
કોય અનુભવી જાણે રે, કહેતાં તો નાવે બણી.
પ્રસૂતાની પીડા રે, વંઝા તે શું જાણે?
જાણ્યું કેમ આવે રે, માણ્યાને પરમાણે?"

અનુભવસિદ્ધ અને અનિર્વચનીય પ્રણયની અચ્યુત ને અવ્યય સ્થિતિ વર્ણવતાં કહે છેઃ—

"નેહ સુખથી ન વાધે રે, દેખી દુઃખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગી રે, વેલી તો ફરી ના લટે."

અને સાચી પ્રીતિ પ્રાણાન્તે પણ પરી થતી નથી કહી પ્રેમની અખંડિતતા ને અનન્તતા વર્ણવે છેઃ—

"સાચી પ્રીત તે પ્રાણુ લે રે, સાધારણ થાય પરી;
દાદુર જળવિણુ જીવે રે, માછલાં તો જાય મરી,
છીપ રહે સાગરમાં રે, ઇચ્છા સ્વાતિબિન્દુ તણી;
જુઓ દૃષ્ટિ ચકોરની રે, અચળ રહે છે ઇન્દુ ભણી."

પ્રેમની આ મીઠી મીમાંસા પછી એની જ્ઞાન–યોગ સાથે તુલના કરતાં ગોપીઓ ઉદ્ધવને કહે છેઃ—

"છે અગમ પંથ સ્નેહનો રે, ઓધવજી તેં નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠે રે, જોગ છે પણ મીઠો.
તમારો તો હરિ સઘળે રે, અમારો તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળે."

અંતે ગોપીઓનાં 'એવાં વચન સુણીને રે, ઓધવજીની ભ્રાંતિ ટળી' 'જોગ જંજાળ છૂટી' અને પ્રેમના આધિક્યની પ્રતીતિ થઈ. પરિણામે પ્રભુપંથની એ દીપિકાઓને ગુરુ માની 'અભિમાન મૂકીને રે, ઓધવ ગોપી પાય પડ્યા.'

અન્યત્ર પણ જ્ઞાન ઉપર ભક્તિની સરસાઇ વર્ણવતાં કવિ લખે છેઃ—

"શું જાણે વ્યાકરણી, વસ્તુને શું જાણે વ્યાકરણી?
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપિ સ્વાદ ન જાણે બરણી.—વસ્તુને૦"

અને તેથીજ ભક્તકવિ આગ્રહપૂર્વક ઇચ્છે છે કેઃ—

"પ્રકટ મળે સુખ થાય, શ્રી ગિરિધર પ્રકટ મળે સુખ થાય.
તેલ વિના સ્ફુટ તિલ પૂરેથી, દીપક કયમ પ્રકટાય?
પ્રકટ પાવક વિના કાષ્ટને ભેટે, શી પેર શીત સમાય?—શ્રી ગિરિધર૦"

પ્રેમની ફિલસુફીના આટલા વિવરણ પછી આપણે પ્રેમપંખિણી ગોપીઓની મીઠી મધુરી પ્રેમપીડાનું કંઇક દર્શન કરીએ.

ગભરૂ ગોપીને પ્રીતની રીતનું ભાન નથી, પણ કામણગારા કૃષ્ણને જોઈ એના હૃદયમાં સ્વયંભુ પ્રેમ ઉદ્‌ભવે છે. આંતરઃ કોઽપિ હેતુઃ એને કૃષ્ણ પ્રતિ આકર્ષે છે. 'પ્રેમને કારણો સાથે સંબંધ કાંઇ એ નથી.' એટલે એનું અંતર નિષ્કારણ સ્નેહથી કૃષ્ણમય બની જાય છે, અને આમ અનુભવે એને પ્રીતની અતિ અટપટી રીત સમજાય છેઃ

"પ્રીતડીની રીત અતિ અટપટી, ઓધવજી છે પ્રીતડીની રીત૦
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહિ, વજ્ર રહેણે જટી તે જટી,
પ્રીત ના કહેવાય તે, તે સ્વારથ સમજવો, ચાર દિવસ પ્રગટી ને મટી."

જાણ્યે–અજાણ્યે એકવાર પ્રેમનું પ્યાલું પીધું અને એનો નશો રગેરગ વ્યાપ્યો પછી કયાં જવું! રાત દિવસ એનીજ પીડા! ઊઠતાં બેસતાં એની જ વાત! ઊંઘતાં જાગતાં એનુંજ ચિંતન! અને પ્રેમની એ ગુહ્ય વાત કોઇ ને કહેવાય પણ શી રીતે? એટલે છાના છાના સહેજ છૂટકો! ગોપી પોતાની એવી દુઃસહ દુઃખભરી સ્થિતિ વર્ણવતાં કહે છેઃ—

"પ્રેમની પીડા તે કોને કહીયે રે, હો મધુકર, પ્રેમની પીડા તે૦
થતાં ન જાણી પ્રીત જતાં પ્રાણ જાયે, હાથનાં કીધાં તે વાગ્યાં હઇયે;
ધીકીયે ઢાંક્યાં રાતદિવસ અંતરમાં, ભૂખ નિંદ્રામાં નવ લહિયે."

! અને એવીજ અસહ્ય રિથતિ બીજી એક ગરબીમાં કવિ કેવી સરસ આલેખે છે!

"કાળજ કોર્યું તે કોને કહિયે રે, ઓધવ છેલછબીલડે.
કળ ન પડે કાંઇ પેર ન સુઝે, રાત્રિ દિવસ ઘેલાં રહિયે રે,
કાંઈ વસ્તુમાં ક્ષણ ચિત્ત ન ચોટે, અલબેલો આવી બેઠો હૃદયે રે."

પ્રેમઘેલી અને કૃષ્ણવિરહે આકુળવ્યાકુળ થએલી ગોપીને રજ પણ ચેન પડતું નથી. ઘડીમાં ઘરમાં જાય છે, ને પાછી બારણે આવી કૃષ્ણની રાહ જુવે છે! પોતાની વિવશ-સ્વવશ સ્થિતિને લક્ષમાં લેઈ વધુ નહિ તલસાવવા એ કૃષ્ણને અત્યંત આર્જવભરી વિનવણી કરે છે:—

"ઊભા રહો તો કહું વાતડી, બિહારીલાલ.
તમ માટે ગાળી છે મેં જાતડી, બિહારીલાલ.
વેદના વિરહની તે કયાં ભાખિયે, બિહારીલાલ.
ભીતરનો ભડકો તે કયાં દાખિયે, બિહારીલાલ.
ઘેલી કરી છું સહુ ગામમાં, બિહારીલાલ.
ચિત ચોટતું નથી ઘરકામમાં, બિહારીલાલ."

કૃષ્ણ પાછળ ઘેલી થએલી આવી પુત્રવધૂને સાસુ જેવી વજનદાર વ્યક્તિ કયાં સુધી સાંખી શકે! એટલે પોતાને ત્યાં વધુ વખત એવું નહિ નભે, અને 'તમે તો નિર્લજ રે, હમે લાજી મરીયે' કહી એને ઠપકાભરી શિખામણ આપે છે:—

"શીખ સાસુજી દે છે રે, વહુજી રહો ઢંગે;
આવડો શો આસંગો રે, શામળિયા સંગે?"

પણ માથાની વહુ 'ગંગાજળ સરખાં વિશુદ્ધ!' સાસુજીને રોકડું પરખાવે છે! પ્રભુ-ભક્તિમાં દૂષણ જોતાં સાસુજીની આંખમાં કમળો થયો હશે કહી પ્રભુપ્રેમી એ પત્ની પોતાના વિશુદ્ધ પ્રેમમાં અડગ રહે છે, અને 'દયાનો પ્રભુ ભજવો રે, કોઈથી ન ડરવું' એ નિશ્ચયપૂર્વક સાસુને પડકારે છે:—

"એવાં વચન સુણીને રે, વદ્યાં વળતાં વહુજી;
ગંગાજળ સરખાં રે, હો સાંભળો સાસુજી.
કહો છો તેવાં હોશો રે, ત્યારે એમ સુઝે છે;
દોષ પ્રભુમાં શો દીઠો રે, જેને જગ પૂજે છે."

પ્રેમીપીડા અને વિરહવ્યથાના આ અલ્પ વિવેચન પછી એ પીડા અને વ્યથાના કારણરૂપ કામણગારા શ્રીકૃષ્ણનાં આપણે સહેજ દર્શન કરીએ. પરમ ભાગવત દયારામ પોતાના ઇષ્ટપ્રભુનું વર્ણન કરતાં કદી ધરાતાજ નથી. એટલે શ્રીકૃષ્ણના વર્ણનનાં એમનાં [illegible]ણ કાવ્યો હોઈ, આપણે તો એમાંથી માત્ર બે-ત્રણ જ જોઈશું. કાનુડાની જાદુભરી [illegible] વર્ણવતાં કવિ લખે છે:—

"કાનુડો કામણગારો રે, સાહેલી આતો કાનુડો૦
કાનુડો કામણગારો, રસભર્યો ને રૂપાળો,
આ શું આંખલડીનો ચાળો રે.—સાહેલી૦
રંગરાતો, મદમાતો, વાંસળીમાં ગીત ગાતો,
નયણાં શું કરે વાતો રે.—સાહેલી૦"

અને અનુપમ એ અલબેલાનું સોહામણું સૌન્દર્ય આલેખતાં કવિ કહે છેઃ—

"તું જોને સખી, શોભા સલૂણા શ્યામની.
કોટિ કંદર્પ લજાવે એનું મુખડું,
ફીકી પડે છે કળા જામિની.–તું જોને૦"

કોડામણા એ કનૈયાનાં મોહક અંગસૌષ્ઠવ અને આંખનાં છાનાં જાદુ, મીઠી હલક ભરી આ ગરબીમાં, કવિ કેવાં મૂર્ત કરે છે!

"કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે;
ભોળું ભાંખ મા રે.
મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું;
અદપડિયાળી આંખે ઝીણું ઝાંખ મા રે.—કામણ૦
નખશીખ રૂપ ઘણું રઢિયાળું, લટકું સઘળું કામણગારૂં;
છાનાં ખંજન રાખે પંકજ પાંખમાં રે.—કામણ૦"

કૃષ્ણના સુભગ દેહલાવણ્ય જેવું જ એની માનીતી વાંસળીનું વર્ણન પણ મનહર અને મનભર છે. વૃંદાવનમાં ઊભા રહી કૃષ્ણે છેડેલી બંસીની અસર અદ્‌ભુત અને અવર્ણનીય છે. યમુનાનાં નીર થંભી જાય છે. પક્ષીઓ સાદ સાંભળવા સ્થિર બની જાય છે. વાછરડાં પયપાન કરવું છોડી કાન માંડે છે, અને ગાયો તો ગાળા તોડી ત્યાં દોડી જાય છે. આમ વાંસળીનાં જાદુથી સારી પ્રકૃતિ ખળભળી ઊઠે છે, ત્યાં કૃષ્ણઘેલી ગોપીઓ બેહાલ બને એમાં શી નવાઈ! એમનું ભાન ભૂલ્યાનું હાસ્યરસિક ચિત્ર કવિએ સુંદર આલેખ્યું છેઃ—

"એકના કરમાં કોળિયો રે, પીતી ચાલી એક નીર;
એક છોરુ રડતાં મેલી ગઈ રે, ચાલી જમનાને તીર."

વાંસળી પ્રતિની સપત્નીભાવે ગોપીની ઉક્તિઓ પણ જીવંત, હૃદયંગમ અને ભાવભરી છેઃ—

"માનીતી તું છે મોહનતણી, હો વાંસલડી;
તું ને વ્હાલમ કરે છે ઘણું વ્હાલ રે, હો વાંસલડી.
પીએ અધરામૃત પિયુતણું, હો વાંસલડી;
અમને શોક્ય સરીખું તું સાલ રે, હો વાંસલડી."

હવે કવિની સંગીતની સિદ્ધહસ્તતાનાં એક-બે દૃષ્ટાંત જોઈએ. બંસીવટના રસ-ચોકમાંના રાધા અને એની સખીઓના સુભગ ગરબાનું વર્ણન કવિએ જે સુકુમાર શબ્દોમાં અને સુરીલા લયમાં કર્યું છે, તે કવિની સંગીત નિપુણતાની સરસ ઝાંખી કરાવે છેઃ—

"ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ,
રાધિકા રંગીલી અભિરામ વ્રિજવાસિણી રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ,
ઘિડ ઘિડ તામ્ છુમ્ છુમ્ છુમ્ બાજે ઘૂઘરા રે લોલ."

એથી યે અધિક "ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે" એ સોરઠ રાગની, તાલની વિકટ આંટીઘૂંટીવાળી ગરબી કવિના સંગીત પરના અનન્ય પ્રભુત્વની પ્રતીતિ કરાવે છે. તબલાના એક ઉસ્તાદ બજવૈયા સાથેની સંગીતસ્પર્ધાને અંગે કવિએ એ ખાસ રચી ગાઈ હતી, અને એના અટપટા તાલમાં ઉસ્તાદ અટવાઈ જતાં વડોદરાની વિરાટ જનતા સમક્ષ કવિએ જ્વલંત વિજય મેળવ્યો હતો! છતાં એ ઉસ્તાદની સંગીતનિપુણતાથી ખુશ થઈ આપણા ગુણગ્રાહી કવિએ પોતાના ગળામાંની સોનાની કંઠી એને ભેટ કરી હતી!

છેલ્લે કવિની કાવ્યકલાની એક-બે ખૂબીઓ દર્શાવી આ લેખ પૂરો કરીએ. કપટી કૃષ્ણના ઉપર ક્રોધે ભરાયલી રાધા કાળી વસ્તુમાત્રનો ત્યાગ કરે છે, કેમકે કાળી વસ્તુઓમાં એક સરખું કપટ હશે એમ એ માને છે. રાધાના એ નિશ્ચય પાછળ કવિની રસાતિયાળ કલ્પના કેવી રસિક અને આહ્લાદક છે!:—

"શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજ થકી શ્યામરંગ૦
જેમાં કાળાશ તે સૌ એક સરખું, સરવમાં કપટ હશે આવું.
કસ્તુરીની બીંદી તે કરૂં નહિ, કાજળ ના આંખમાં અંજાવું.
નીલાંબર કાળી કંચુકી ના પહેરૂં, જમનાનાં નીરમાં ન ન્હાવું."

માનિની રાધા કૃષ્ણની સાથે અબોલા લે છે. સહેજ વાતમાં વંકાતી રાધાને રીસાતાં વાર શી? કૃષ્ણે વ્હાલથી એને શશિવદની કહી, ત્યારે એને ઉલટું વાંકુ પડ્યું, અને કૃષ્ણ જોડે અબોલા લીધા! એ વસ્તુ કવિએ કેવી ખૂબીથી રજુ કરી છે!

"હાવાં હું સખી નહિ બોલું રે, કદાપિ નંદકુવરની સંગે;
મુને શશિવદની કહી છે રે, ત્યારની દાઝ લાગી છે અંગે.
ચંદ્રબિંબમાં લાંછન છે વળી, રાહુ ગળે ખટમાસે;
પક્ષે વધે ને પક્ષે ઘટે કળા પૂરણ નિત્ય તે નવ પરકાશે."

રીસાયલી રાધાને લલિતા ઘણું સમજાવે છે, પણ હઠીલી એની હઠ છોડતી નથી. આખરે પ્રભુ પોતેજ એનો સરસ રસ્તો શોધી કાઢે છે. એ યુક્તિમાં કવિની રસિકતાની ને કાવ્યકલાની આપણને સુરેખ ઝાંખી થાય છે. કૃષ્ણ પોતે એક સુંદર યુવતીનું રૂપ ધારણ કરી રાધા પાસે આવે છે, અને વાતવાતમાં પોતે કૃષ્ણને જોવા જાય છે એમ જણાવે છે. એ સાંભળી રાધાને ચટપટી થાય છે કે "મુજ કરતાં રૂપે છે રૂડી, દેખતાં લાલ લોભાશે." એટલે એની સાથે સહીપણાં બાંધી એકબીજાનું વચન પાળવાનો કોલ પરસ્પર લે છે, અને પોતે ચતુરાઈ કીધી માની મનમાં ફુલાય છે, ને માગે છેઃ—

"શ્યામા કહે સખી માગું, તમો શ્યામ સમીપે ન જાશો;
સખી કહે હું પણ માગુ, તમો તે ઉપર મા રીસાશો."

અને પછી પ્રભુ ખરે સ્વરૂપે પ્રગટ થતાં માનિની મનાય છે અને રાધાકૃષ્ણ એક થાય છે.

રાધા પોતાને અડવાની કૃષ્ણને ના પાડે છે, ત્યારે એના ઉત્તરમાં કૃષ્ણ બેવડા સ્પર્શનો ઉકેલ કાઢે છે એમાં પણ કવિનું સુંદર કલાકૌશલ્ય દેખાય છે. ગોરી રાધા કૃષ્ણને કહે છે કે "મુજને અડશો મા, આઘા રહો અલબેલા, છેલા અડશો મા." કેમકે "કહાન કુંવર કાળા છો, અડતાં હુ કાળી થઇ જાઉં." એના જવાબમાં શ્રીકૃષ્ણ જણાવે છેઃ—

"તું મુજ અડતાં શ્યામ થઈશ તો હું કયમ નહિ થાઉં ગોરો;
ફરી મળતાં રંગ અદલાબદલી, મુજ મોરો તુજ તોરો."

આમ જ્યાં રાધા બહાનું કાઢી એક મિલન અટકાવવા મથે છે, ત્યાં યુક્તિબાજ કૃષ્ણ એનાજ બહાનાથી એને બાંધી બેવડું મિલન મુકરર કરે છે! એમાં જ કવિની કલ્પનાની ખરેખરી ખૂબી રહેલી છે. કવિના "લોચન મનના ઝઘડા" માં પણ કલ્પનાની એવીજ વિલક્ષણતા વ્યક્ત થાય છે, પણ સ્થળસંકોચને લઇ હવે અહીંજ અટકીશું.

આપણા પ્રાચીન રાસસાહિત્યનું રસદર્શન આ રીતે પૂરૂં થાય છે. અર્વાચીન રાસ-સાહિત્યને ભવિષ્યના કોઈ અનુકૂળ અવસર પર છોડી વિરમીશું.

# નાટકિયો

લેખક: ઇ. ન.

[ગયા અંકના પૃ. ૪૯૧ થી ચાલુ]

**ધનશ્યામ** બુદ્ધિશાળી હતો. વર્ગમાં તેનો નંબર પહેલો રહેતો. પણ રસિક અને તેની મંડળી ત્યાં ય તેને રમકડું ગણી બનાવતાં. રસિકના બધા જોડીદારો ધનશ્યામને મામા કહીને જ બોલાવતા, અને તે પહેલો નંબર રાખે એ તેનો ગુનોહ હોય તેમ તેને 'ગોખણિયો, ખીકણિયો, ખંધો' વગેરે ઉપનામોથી નવાજતા.

ધનશ્યામે એકાદ બે વખત વેણીને શાળામાં થતી પજવણીની વાત કરી જોઈ પણ વેણી તો "તારે પણ તેમના જેવું થવું. તું શા માટે ડરે છે?" એટલું કહી તેની વાત ઉડાવી દેતી.

શાળાનું સોશિયલ ગેધરિંગ હતું. ધનશ્યામના પાઠમાં તેને એક ગાયન ગાવાનું હતું. રસિકનો તો અગ્રભાગ હતો જ. પરન્તુ ધનશ્યામના સુરીલા ગળાની મીઠી હલકથી આખો પ્રેક્ષકવર્ગ એટલો ખુશ થઈ ગયો કે તેમને બીજા કોઇનું 'કામ' નજરમાં આવ્યું જ નહીં. ખુરશીની પહેલી હરોળમાં બેઠેલ પ્રતાપરાયને તો માનવામાં પણ મુશ્કેલી પડી કે "આ ગાનાર ધનશ્યામ તે વેણીનો ભલો-ભોળો-શરમાળ ભાઈ જ હતો!"

મેળાવડો પૂરો થયા પછી પ્રતાપરાય સાથે બોલી શકે તેવા દરેક જણે તેને કહ્યું, "રસિકભાઈ તો સારા જ, પણ ધનશ્યામે તો કમાલ કરી! ગળું તો ઈશ્વરી જ બક્ષિસ જાણે!"

મેળાવડાથી પ્રતાપરાય ખૂબ પ્રસન્ન થયા.

ઘેર આવી તેમણે વેણીને પૂછ્યું, "તેં ધનશ્યામને ગાતાં સાંભળ્યો છે?" પણ પછી તરત જ તેમને ખ્યાલ આવ્યો કે, "એક સાથે ઊછરીને મોટાં થયેલ ભાંડુને આવો પ્રશ્ન પૂછાય?" અને તે પોતાના પ્રશ્નની વિચિત્રતા પર હસી પડ્યા.

વેણી પણ હસી પડી.

"ધનશ્યામ અહીં શાંત થઈ ગયો છે. ઘેર તો આખો દિવસ ગાતો જ હોય." વેણીએ કહ્યું.

"એમ કે?" પ્રતાપરાયે પૂછ્યું.

"હા."

"ત્યારે અહીં કેમ તદન શાંત થઇ ગયો છે?"

"કોણ જાણે?"

"એને અહીં ફાવતું નહીં હોય?"

"ના. ના. એમ તો શું, પણ શરમાતો હશે."

"વેણી, એના ગળાનું માધુર્ય અજબ છે. ઘેર કેમ કોઈ દી ગાતો નથી?"

આ વખતે જ રસિક અને ધનશ્યામ બહારથી આવ્યા, પ્રતાપરાયે તેમને બોલાવ્યા.

"બાપુજી, મામાને ચંદ્રક આપવાનું નક્કી થયું." પોતાને નહીં અને મામાને ચંદ્રક આપવામાં આપનારનું અજ્ઞાન સમાયું હોય તેવું દેખાડતાં તેણે મામા શબ્દ પર ભાર મૂકી કહ્યું.

"એમ કે? ધનસ્યામ તેને લાયક છે. અને રસિક, તું અભિનયની અતિશયતા શીદ કરે છે? તારામાં કુશળ નટ થવાનાં લક્ષણો છે, પણ આજે તો તેં તારો પાઠ બગાડી જ નાખ્યો હતો. તું શું કોઈ ધંધાદારી નટ હતો, કે તારી સમક્ષ શું એકલું મવાલી પ્રેક્ષક-મંડળ બેઠું હતું? સાચા અભિનયમાં તો સંયમ ખાસ આવશ્યક છે."

રસિકને પિતાની સલાહ કડવી તો લાગી, તોય તે શાંત ઊભો રહ્યો. તેણે તો પિતા તરફથી વખાણ મેળવવાની આશા સેવેલ, અને એટલે જ તો તેણે જોરશોરથી હોકારા-પડકારા કર્યા હતા ને! પણ આ તો અભિનયની તદ્દન નવીન દૃષ્ટિ! અભિનય અને સંયમ! રસિકને પિતાની વાત બરાબર ન સમજાઇ.

"અને ધનશ્યામ, તારી બેનને તારું ગાયન સાંભળવું છે. ચાલ, ગા જોઉં! હું વાજા પર બેસું છું."

ધનશ્યામ શરમાઇ ગયો.

"રસિક નીચેથી વાજું લઇ આવતો!"

રસિક વાજું લઇ આવ્યો; ધનશ્યામે ગાયું. કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે જ્યાં-સુધી તે શરમાય ત્યાંસુધી તેમના મોઢામાં જીભ હશે કે નહિ તેની ય શંકા ઊઠે; પણ તે જ વ્યક્તિ એક વાર શરમ મૂકી પોતાના પ્રિય વિષયની છણાવટ કરે ત્યારે તો કમાલ કરી દે છે. ધનશ્યામે ગાવું શરૂ કર્યું અને તેની શરમ ઊડી ગઇ. બધાં મુગ્ધ થઇ ગયાં. ઘડી ભર તો રસિક પણ!

"લે, આ મારા તરફથી ચાંદ!" કહી પ્રતાપરાયે ધનશ્યામને દશ રૂપિયાની ભેટ આપી.

ધનશ્યામ પર તેને ઘેરથી અવારનવાર પત્રો આવતા. તેનો નાનો ભાઇ મોટાભાઈ પાસેથી કંઇ કંઈ વસ્તુઓ મગાવતો, અને રજા પડે ત્યારે એ બધું સાચવીને લાવવાનું લખાવતો. પિતાજીનો પત્ર આવતો તે દિવસે ધનશ્યામ બહુ આનંદમાં રહેતો. પ્રતાપરાય તેને અવારનવાર થોડા થોડા પૈસા વાપરવા આપતા, તે બધા તે સાચવી રાખતો, અને એ પૈસામાંથી જુદી જુદી ચીજો નાનાભાઇ માટે લઇ જવાના મનોરથો સેવી આનંદ પામતો.

ધનશ્યામને પ્રતાપરાયને ત્યાં રાખવાનું ખાસ પ્રયોજન તો વેણીને આનંદ આપવાનું હતું, અને વેણીને ભાઇના વિકાસથી, ભાઈની સોબતથી આનંદ થતો ય ખરો! પરન્તુ ધનશ્યામ તો આ મોટા લોક વચ્ચે આવી કચડાઈ રહ્યો હોય એમ જ લાગતું. એક વેણી સિવાય બીજું કોઇ ભાગ્યે જ તેની સાથે આનંદપૂર્વક વાત કરતું. પ્રતાપરાયને તેને માટે લાગણી હતી, પરન્તુ તેમની સાથે વાત કરવાનો પ્રસંગ તો ધનશ્યામને ક્યારેક જ આવતો, ...ા તે કામઢા હતા.

પરીક્ષા આવી. ધનશ્યામ પહેલે નંબરે પાસ થયો. રસિક બે વિષયમાં–સંસ્કૃત અને ગણિતમાં–નાપાસ થતો હોવા છતાં તેને ઉપર ચડાવવામાં આવ્યો. રસિકના મોટાભાઇ પણ આ વખતે બી. એ. માં ત્રીજે અખતરે પાસ થયેલ. તેમણે એલએલ. બી. થવા ધાર્યું હતું.

નિશાળમાં રજા પડી અને ઘનશ્યામ રમકડાં ઇત્યાદિની ખરીદીઓ કરી ઘેર જવા ઊપડયો.

ઘનશ્યામની રજાઓ પૂરી ન્હોતી થઇ ત્યાં તો તેને અને તેના બાપુજીને તરત ઊપડવાનું સૂચવતો વેણીનો તાર મળ્યો.

સોળ વર્ષનો ઘનશ્યામ એનનું હૃદય બરાબર સમજી શકતો હતો. તેને બરાબર ખબર હતી કે ખરી મુશીબતમાં આવી પડયા વિના મોટીબેન આવો તાર કરે જ નહિ! તેણે તેના પિતાને જલ્દી તૈયાર થવા કહ્યું અને બંને પહેલી જ ગાડીમાં ઊપડયા.

વેણી બહુ જ ગંભીર દશામાં આવી પડી હતી. પ્રતાપરાયને એકાએક લકવો થઇ આવ્યો હતો. ઘનશ્યામ રજાઓ માણવા ઘેર ગયો ત્યારે સંપૂર્ણ તંદુરસ્ત લાગતા પ્રતાપરાય પર એકાએક ઊતરી આવેલ આફતથી આખા ઘરમાં હાહાકાર થઈ ગયો હતો.

મૃણાલ ને વેણી આ પરિસ્થિતિમાં સાચી બેનો બની ગઈ હતી. રસિક અને ઘનશ્યામ પણ સાચા ભાઇઓ બની ગયા.

સાવકાંપણાનો ભાવ તદ્દન ઓસરી ગયો. સર્વનું લક્ષ્ય પ્રતાપરાયની સેવા કરવાનું બની ગયું.

"હું ને ઘનશ્યામ આજે જઇએ છીએ." વેણીના બાપુએ પ્રતાપરાયની પાસે આવી કહ્યું.

"ઘનશ્યામને શા માટે લઈ જાઓ છો?" પ્રતાપરાયે ધ્રુજતે હાથે લખ્યું.

"તમારા મંદવાડમાં જેટલી તકલીફ ઓછી થાય તેટલી કરવી!"

"ઘનશ્યામ પર તો મારી અનેક આશાઓ છે. આ મંદવાડમાંથી ઊઠું તો એને તો હું ખૂબ ભણાવીશ." પ્રતાપરાયે વળી લખ્યું. તે બોલી શકતા ન હતા. બધું લખીને જ સમજાવતા.

"આપને જરા ઠીક થશે એટલે ઘનશ્યામને પાછો મોકલીશ."

પ્રતાપરાયે 'જેવી તમારી મરજી!' તેવું આંખોદ્વારા સૂચવ્યું, અને આંખો બંધ કરી દીધી.

ઘનશ્યામ અને તેના બાપુજી એ ઓરડામાંથી બહાર આવ્યા.

"બાપુજી, હું તો તમારી સાથે નથી આવતો." ઘનશ્યામે કહ્યું.

"કેમ?"

"બેન-બનેવીને આવી સ્થિતિમાં મૂકી હું નહિ આવું."

"તારે આવવું કે ન આવવું તે હું સમજું કે તું?"

"મને તમારી વાત ગળે નથી ઊતરતી. હું તો રોકાઇશ."

બાપ દીકરા વચ્ચે ઘણી રકઝક થઈ પણ ઘનશ્યામ એકનો બે ન થયો. બાપ દીકરા પર ગુસ્સે થઈ જતા રહ્યા.

ઘનશ્યામે તો પ્રતાપરાયની સેવા કાજે અભ્યાસ છોડી દેવાનું કહ્યું, પણ તેની એ વાત કોઇએ માની નહી. તેને ભણવા તો જવું જ પડતું, પણ તે સિવાયનો બધો વખત તે પ્રતાપરાયની પથારી પાસે જ રહેતો.

પોતાની માંદગીએ ઘરની દરેક વ્યક્તિમાં એકભાવ જગાડયો છે તે જોઈ પ્રતાપરાય

સંતોષ પામતા; અને એ વ્યાધિમાંથી મુક્ત થવા ઈશ્વર પાસે મૃત્યુની યાચના કર્યા કરતા.

દિવસો પર દિવસો પસાર થતા હતા અને પ્રતાપરાવનું શરીર લેવાતું જતું હતું.

"બધાને અહીં બોલાવ!" પ્રતાપરાયે એક દિવસ વેણીને લખી આપ્યું.

વેણીએ બધાંને બોલાવ્યાં. બધાં આવ્યાં. ઘનશ્યામ તો ત્યાં હતો જ.

"કેમ બાપુજી!" રસિક બોલ્યો.

"મારે થોડી વાત કરવી છે." પ્રતાપરાયે લખ્યું.

"શી બાબત?" વેણી બોલી.

"મને મારું શું થશે તે નથી-સમજાતું-" પ્રતાપરાય લખ્યે જતા હતા. કોઈમાં એક શબ્દ બોલવાની પણ શક્તિ ન હતી. "પણ હું ન હોઉં ત્યારે ય તમે સંપથી રહેશો એવી મને આશા છે. તમારે કમનસીબે હું બહુ પૈસા એકઠા નથી કરી શક્યો. પણ મેં કોઈનું ય ખરાબ નથી કર્યું, એટલે ઈશ્વર મારા કુટુંબને પણ રોટલા વિના નહિ જ રાખે તેવી મારી અચળ શ્રધ્ધા છે."

બધાંની આંખ ભીની થઇ હતી.

"અને ઘનશ્યામ, તું તો બહુ ડાહ્યો છે. તારી ઉમ્મરના પ્રમાણમાં તું ખૂબ શક્તિશાળી છે. મને એટલું વચન ન આપે કે તું સદા ય રસિક ને તેનાં ભાંડુનો ભાઈ બની રહીશ? એ બધાં ગમે તેમ કરે પણ તારે તારી ઉદારતા ન જતી કરવી."

ઘનશ્યામ સજળ નયને નીચું જોઇ રહ્યો.

"અને છોકરાંઓ, વેણી તમારી માતા છે, તે વાત કદી ય ન ભૂલશો. ફરી પરણવામાં મેં ભૂલ કરી એમ ભલે માનો પણ વેણીનો તેમાં શો દોષ? મારે ખાતર પણ તેને તમે માતાસમ ગણશો તો મને શાંતિ થશે."

બધાં ડૂસકાં ભરતાં હતાં. કોઈ કઇ બોલી ન શક્યું.

"વેણી, તને શું કહું?" પ્રતાપરાયનો હાથ ખૂબ ધ્રૂજવા લાગ્યો. વેણી પ્રેમપૂર્વક તેમના હાથને વળગી પડી અને બંનેની આંખમાંથી અશ્રુધારા વહી રહી.

આ પરમ પવિત્ર પળ હતી. રાગ, દ્વેષ કે સ્વાર્થ અશ્રુથી વિશુધ્ધ થયેલા આ વાતાવરણમાં ડોકિયું પણ કરી શકે તેમ ન હતાં.. આ પવિત્ર પળે ઘનશ્યામે મનમાં સંકલ્પ કર્યો કે "પ્રતાપરાયની આ મુરાદ બર લાવવા હું ગમે તે ભોગે ય મથીશ."

પ્રતાપરાય લગભગ એક વર્ષ સુધી માંદા રહ્યા.

તેમની સારવારમાં વેણીએ જરાય ઊણપ ન આવવા દીધી. સારામાં સારા ડોકટરો પ્રતાપરાયની માવજત કાજે આવતા. આ ડોકટરોની ફીના પૈસા શી રીતે ચૂકવાતા હશે એ પ્રશ્ન પ્રતાપરાયના મનમાં ઘોળાયા કરતો; પરન્તુ એકથી એક ચડિયાતા ડોકટરો તો આવજે જ જતા.

વેણી તેનાં ઘરેણાં એક પછી એક વેચી દવાઓનું, ડોકટરોનું, અને રસિક તથા મોટાભાઈના ભણતરનું ખર્ચ કાઢતી. ઘનશ્યામ પણ રસિક સાથે જ ભણતો, પરંતુ તેને પહેલે નંબરે પાસ થવા બદલ શિષ્યવૃત્તિ મળતી હોવાથી તેનું ખર્ચ કંઈ ન આવતું.

"બેન, મારાં ઘરેણાં પણ જરૂર પડયે તમારાં જ છે એમ માનજો હો!" મૃણાલે એક દિવસ વેણીને કહ્યું.

"તમેય અમારાં જ છો ને?" વેણીએ હસતાં જવાબ આપ્યો.

"પણ હું તો તમને કંઈજ ખપમાં આવતી નથી."

"તમારો ખપ પડયે તમનેય-નહીં મૂકું!"

"આજે મારો ખપ છે જ! મારાં ઘરેણાં લ્યો જ!" મૃણાલે જરા હઠ કરતાં કહ્યું.

"ગાંડાં થાવ મા! તમે મારા દીકરાની વહુ છો, તમને તો અમારે લાડ કરવાનાં હોય!" વેણીએ મૃણાલના બન્ને ગાલ પોતાની હથેલી વચ્ચે લઈ પાકેલ કેરીને ઘોળે તેમ ઘોળતાં કહ્યું.

"ના....ના." મૃણાલ બોલી.

"બેન, હું ખરૂં કહું છું કે જરૂર પડયે હું તમારાંય ઘરેણાં માગી જ લઈશ. અત્યારે જરૂર નથી જ." કહી વેણી કોઈ કામ એકાએક યાદ આવ્યું હોય તેવો દેખાવ કરી જતી રહી.

પ્રતાપરાયના મંદવાડે વેણીને ઘરની અધિષ્ઠાત્રીનું સ્થાન અપાવ્યું હતું. પહેલાં જે વેણીની અવહેલના કરતાં તે હવે વેણીનો પડયો બોલ ઝીલવામાં કર્તવ્યપરાયણતા માનતાં થયાં હતાં. વેણીમાં પણ ખરેખરૂં પીઢપણું આવી ગયું હતું.

પ્રતાપરાય ગયા. બધાંને માથે આભ તૂટી પડયું હોય એમ લાગ્યું. બધામાં વેણીની સ્થિતિ બહુ કફોડી હતી. તેનું અંતર તરફડી રહ્યું હોવા છતાં તેને આંખનાં આંસું ખાળવાં પડતાં. તેના મોટાભાઈ જેવડા મોટાભાઈનું માથું પણ તે ખોળામાં લેતી અને તેને રડતા છાના રાખતી. વેણીનું માતૃત્વ એકાએક વિકસી ગયું. બધાં તેની પાસે બેસી રડતાં અને વેણીની હૂંફમાં આશ્વાસન શોધતાં.

પરીક્ષાનાં પરિણામ આવ્યાંઃ મોટાભાઈ નાપાસ. રસિક નાપાસ. ઘનશ્યામ પહેલે નંબરે પાસ.

રસિક કે મોટાભાઈ પર રોષ કે દયા દર્શાવવાની કે ઘનશ્યામને શાબાશી આપવાની કોઈને પડી જ ન હતી. સહુ અને ખાસ તો વેણી, પ્રતાપરાયના ગયા પછી 'હવે શું કરવું?' તેની જ ઉપાધિમાં પડયાં હતાં. વેણીને બીજી બધી વાત કરતાં પ્રતાપરાયે જમાવેલ આબરૂનું જતન કરવાની ખાસ ખેવના હતી.

વેણીનું છેલ્લું ઘરેણું વેચાઇ ગયું. મૃણાલના આગ્રહને વશ થઈ—તેમજ બીજો કંઈ ઉપાય પણ ન હોવાથી તેનાં થોડાં ઘરેણાં વેચી પ્રતાપરાયની ઉત્તરક્રિયા કરવામાં આવી.

આવી કફોડી સ્થિતિમાં વેણી લોકો સમક્ષ તો પોતાની સ્થિતિ ઘણી સદ્ધર હોવાનો દેખાવ કરતી. કોઇપણ બાબતમાં તેણે ઘરનું મોળું નહોતું દેખાવા દીધું. સૌ કોઇ માનતું કે પ્રતાપરાય જેવા મોટા હોદ્દેદારની પાસે સારૂં એવું સંચિત હોય તેમાં શી નવાઈ! અને પૈસો હોય તો જ એકથી એક ચડિયાતા ડોકટરો બોલાવવાનું સૂઝે ને!

એવી તો કોઇને કલ્પનાય નહોતી આવી કે પ્રતાપરાયની સારવાર માટે આવેલ ડોકટરોનાં બીલ વેણીનાં આભૂષણો વેચી ચૂકવવામાં આવ્યાં હતાંઃ એવો તો કોઇને ખ્યાલ પણ નહીં ગયેલ કે પતિવિરહમાં દૂબળી થયેલ વેણીનાં દૂબળાં થવામાં ઊંચી જાતના ખોરાક મળવાનો અભાવ પણ એક કારણ હતું. વેણીએ ચા, દૂધ, ખાંડ, ઘી ખાવાં બંધ કર્યાં હતાં, તેમાં ગત્ આત્માનો શોક પાળવાની ભાવના ઉપરાંત કરકસર કરવાની ભાવના પણ હતી તેની કોઇને ગંધ સરખી પણ નહોતી આવી.

ઘસાઈ ગયેલાં મધ્યમ વર્ગનાં કુટુંબ માટે આબરૂનું તૂત જાળવી રાખવાનું વધુ મુશ્કેલ હોય છે.

પોતાના કુટુંબની વાસ્તવિક પરિસ્થિતિથી પરિચીત મોટાભાઈએ એક દિવસ કહ્યું, "હવે તો હું કંઈક નોકરી શોધી લઉં તો ઠીક!"

ઘરનાં બધાં માણસો હાજર હતાં. ઘનશ્યામ પણ......

"કેમ?" વેણીએ પૂછ્યું.

"મારે હવે ઘરની ચિંતા કરવી જ જોઈએ ને!" મોટાભાઈએ કહ્યું.

"ચિંતા કરવા માટે હજી નાના છો!" વેણીએ સત્તાવાહી છતાં મીઠા અવાજે કહ્યું.

"કેમ?" ઉમરમાં પોતાથી નાની વેણીને આ પ્રમાણે બોલતી સાંભળી મોટાભાઈએ નવાઈ પામતાં કહ્યું.

"ઘરનો બધો ભાર ઉપાડીને ફરવા તૈયાર થતાં પહેલાં તમારે તમારો અભ્યાસ તો પૂરો કરવો પડશે ને!"

"ઓહો!"

"કેમ ઓહો?"

"હજી તો મારે દોઢ–બે વર્ષ ભણવું પડે. અને આપણા ઘરની આવી મુશ્કેલ સ્થિતિમાં ભણવાનું ખર્ચ તો કેમ જ ઊપડે?"

"તે તમારે જોવાનું છે કે મારે?" વેણીનો તીણો સ્વર ગાજી રહ્યો. બધાં તેની દિલાવરી પ્રશંસાપૂર્ણ નેત્રે જોઇ રહ્યાં.

"ના, બેન!" મૃણાલે કહ્યું, "એવી ખોટી જક ન કરશો. અત્યારે ઘરનું ખર્ચ પણ કેમ પૂરું કરો છો તે આપણે સમજીએ છીએ. એમાં ભણતરનું ખર્ચ ક્યાંથી ઊપડશે! એ નોકરી કરશે તો એટલી ચિંતા તો ઓછી થશે!"

"બેન, તમારે એમ કહેવડાવવું છે કે હવે આ ઘરની માઠી દશા બેસી ગઇ?" વેણી ખૂબ ગંભીર થઈ ગઇ હતી. બધાં ચૂપ હતાં.

"મારા જીવતાં" વેણી બોલી રહી, "તો હું એમ નહીં જ થવા દઉં. શું કરું મારાં માબાપ ગરીબ છે," વેણીએ ઘનશ્યામ સામે જોતાં કહ્યું, "નહીં તો ત્યાંથી માગી બીખી લાવીને ય મોટાભાઈનો અભ્યાસ પૂરો કરાવત! પણ હજીયે શું બગડી ગયું છે! હું ઘરની મોટી છું. ઘરની લાજ સાચવવાની મારી ફરજ છે. તમે બધાં નચિંત રહો. હું ભૂખી રહેવાનું કબૂલીશ પણ મોટાભાઇ કે રસિકભાઈનું ભણતર તો નહીં જ છોડાવું."

"પણ બેન......" મૃણાલે કહ્યું.

"ના, મારા સંકલ્પને જરાય દુર્બળ ન બનાવશો. ઈશ્વર મને સહાય કરશે." વેણીમાં અપાર્થિવ તત્ત્વ હોય તેવું લાગતું હતું.

"અને ઘનશ્યામ, ભાઇ! તું હજી નાનો છે, નહીં તો તું તારી બેનને મદદ ન કરે?"

"હું મારી બેનને જરૂર મદદ કરીશ." ઘનશ્યામ દ્રઢતાપૂર્વક બોલ્યો.

"મોટા થા ત્યારે......" વેણીએ વચ્ચે કહ્યું.

"હું મોટા થાઉં ત્યાં સુધી મારાથી બેસી શી રીતે રહેવાય? હું તો બેન માટે કંઇક કરવાનો જ!"

"ઠીક ઠીક. એ તો જોયું જશે." વેણીએ કહ્યું.

ઉવટે મોટાભાઈએ એલ એલ. બી. નો અભ્યાસ કરવા જવું અને રસિકે મેટ્રિકનો અભ્યાસ ચાલુ રાખવો તેમ વેણીની ઇચ્છાનુસાર નક્કી થયું. [અપૂર્ણ]

# ગાયકવાડ નરેશ શ્રીમન્ત સયાજીરાવ

લેખક : પ્રભા

નૂતનવર્ષના મંગલપ્રભાતને હજી ચાર માસ પૂરા વીત્યા નથી, ત્યાં તો હિંદ અને ગુજરાતે અનેક સંસ્મરણીય વિભૂતિઓ ગુમાવી છે. તે ગત વિભૂતિઓમાં શ્રીમન્ત સયાજીરાવનું સ્થાન અનન્ય ને અપૂર્વ છે. ગત મહા વદી બીજે સ્વર્ગસ્થ બનેલ એ ગુર્જરનરેશની જીવનરેખા, ધીમે ધીમે પ્રભુતાથી દૂર હઠતા અને હઠાવતા વર્તમાન હિંદના અલ્પ રાજવીસમુદાયમાં પણ કંઈક એવું ઝળહળતું તેજ દાખવે છે કે ગમે તેવા હિંદીને પણ તે આકર્ષ્યા વિના ન જ રહે.

તેમનું જીવન અનેક રીતે મનનીય છે. સામાન્ય કુટુંબમાં જન્મ્યા છતાં ગુર્જરપતિનું પદ શોભાવનાર, સ્વમાનને જાળવ્યા છતાં પરદેશીઓનો પ્રેમ જીતનાર, હિંદુ પ્રજાના રાજપ્રતિનિધિ છતાં બીનઆર્યોને પણ સંતોષનાર ભારતીય નૃપતિ તરીકે; અને વૈભવ છતાં સાદાઈ, પ્રભુતા છતાં કારુણ્ય અને પ્રજાવત્સલતા છતાં અડગતા જેવા પરસ્પર વિરોધી ગુણોને પચાવનાર સુધારક નરવીર તરીકે હિંદની પ્રગતિમાન પ્રજાના હૈયામાં તેમણે અમર સ્થાન જમાવ્યું છે.

તેમનો અને તેમના પૂરોગામીઓનો ઇતિહાસ કંઈક રોમાંચક, સાથે જ મરાઠી સામ્રાજ્યના અંગ તરીકે ભારતીય ઇતિહાસનું એક જ્વલંત પ્રકરણ રોકે એવો છે.

ગાયકવાડ કુટુંબના મૂળ સંસ્થાપક દામાજીરાવ ગાયકવાડના માતામહ શ્રી નંદાજીએ એક સમયે યવનોથી હરાતી કેટલીક ગાયોને પોતાના કિલ્લાનાં કવાડ–કમાડ ખોલી અંદર એંચી લઈ બચાવી લીધેલી. પરિણામે તે ગાયકવાડના નામથી ઓળખાયા. શ્રી દામાજીરાવને એ પદ તેમની પાસેથી વારસામાં મળ્યું.

દામાજી ગાયકવાડનું યુદ્ધનૈપુણ્ય વિરલ હતું. યવનો સાથેના યુદ્ધમાં તો તેમની શક્તિ માઝા મૂકતી. ઇ. સ. ૧૭૨૦માં નિઝામ સાથેના યુદ્ધમાં તેમણે દાખવેલા અપૂર્વ પરાક્રમથી ખુશ થઈ શાહૂ છત્રપતિએ તેમને 'સમશેર બહાદૂર'નો ઇલકાબ આપેલો.

દામાજીના પુત્ર પિલાજીરાવની મરાઠી સૈન્યના સેનાપતિના નાયબદિવાન તરીકે નિમણૂક કરવામાં આવી. તેમણે પ્રથમ તો પોતાનો વસવાટ ખાનદેશમાં રાખ્યો; પણ પછી ગુજરાતમાં સોનગઢ પાસે એક કિલ્લો બાંધીને મુગલ સુબેદારોની વિરૂદ્ધનાં યુદ્ધોમાં મદદ કરી તેમણે કેટલાક પ્રદેશ પર ચોથ ઉઘરાવવાનો હક્ક મેળવ્યો. બીલાપુરના યુદ્ધ પછી તેમને મહારાષ્ટ્ર ચક્રવર્તી તરફથી 'સેના ખાસખેલ'નો માનવન્ત ઇલકાબ બક્ષવામાં આવ્યો.

ઉપરના બંને ઇલકાબો આજે પણ એ કુટુંબના મુખ્ય રાજવંશી–ગાયકવાડ નરેશો ધારણ કરે છે.

પિલાજીના અતૂટ પરાક્રમથી ગુજરાતમાં વધી રહેલી મરાઠી સત્તા મોગલસમ્રાટને ખૂંચવા લાગી. તેણે ગુજરાતના મોગલ સુબેદાર સર બુલંદખાનને પાછો બોલાવી જોધપુર નરેશ અભયસિંહને ગુજરાતની સુબાગીરી સુપ્રત કરી. અભયસિંહે વડોદરા કબજે કર્યું અને સંધિના બહાને કપટથી પિલાજીરાવનું ખૂન કરાવ્યું. પણ ખૂને રંગાયલ તેના હાથ ગુજરાતને

તે સાચવી શક્યા. પ્રજાના લડાયકવર્ગે બંડ કર્યું અને તે તે. સમાવી શકે તે પહેલાં જ પિલાજીના ભાઈ મહાદજીએ વડોદરા કબજે કરી તેને સશક્ત બનાવી દીધું. તે સમયથી વડોદરા ગુજરાતની મરાઠી સત્તાનું પાટનગર બની રહ્યું.

પિલાજીના પુત્ર દામાજી બીજાએ વ્યવસ્થિત તંત્ર ને ભવ્ય રાજગાદીની સ્થાપના કરી. તેણે પ્રથમ અમદાવાદ અને પછી ગુજરાતની અડધી વસુલાત પર અધિકાર સ્થાપી માળવામાં પ્રવેશ કર્યો. ચક્રવર્તી શાહુના મરણ પછી તે તારાબાઈના પક્ષમાં ભળતાં મરાઠી સત્તાના તન્ત્રપ્રતિનિધિ પેશ્વાએ તેને કેદમાં નાંખ્યો. પણ તેથી કંઈ ન વળતાં માનભરી સંધિ સાથે તેને છૂટો કરવામાં આવ્યો. એ સંધિની રૂએ ગુજરાત પરની તેની સત્તા વ્યવસ્થિત, મરાઠી સામ્રાજ્યના અંગભૂત છતાં એકતંત્ર ને કંઈક અંશે સ્વતંત્ર બની.

૧૭૬૧ના પાણીપતના યુદ્ધ પછી તેણે કાઠિયાવાડનો કેટલોક ભાગ સર કર્યો. અને લાઠીની રાજકુંવરી વેરે તેનાં લગ્ન થતાં બાકીનો કેટલોક ભાગ તેને પહેરામણીમાં મળ્યો.

આ રીતે પિલાજી અને દામાજીના પરાક્રમી શ્રમથી ગુજરાત, કાઠિયાવાડ, માળવા, ખાનદેશ અને રજપુતાનાનો ઘણોખરો પ્રદેશ ગાયકવાડના કબજામાં આવ્યો. પણ પિલાજીના પુત્રો ફતેહસિંહ અને ગોવિંદરાવ વચ્ચે કલહ જાગતાં ફત્તેહસિંહે મુંબઈ પ્રાન્તમાં તે સમયે પરિબળ જમાવતા અંગ્રેજો સાથે લશ્કરી સંધિ કરી. એ સંધિની રૂએ ફત્તેહસિંહને તાપીની દક્ષિણે આવેલો પ્રદેશ અંગ્રેજોને સોંપવો પડયો ને અંગ્રેજોએ તેના રક્ષણની જવાબદારી સ્વીકારી. તે પછી સાલબાઈના કરારની રૂએ ગાયકવાડ પેશ્વાને કેવળ નિયમિત ખંડણી આપે એવું ઠર્યું. આના પરિણામે ખંડણી સિવાયના વિષયમાં ગાયકવાડી રાજ્ય મહારાષ્ટ્રીય સામ્રાજ્યથી કેટલેક અંશે સ્વતંત્ર બન્યું. ફત્તેહસિંહે તેને સુવ્યવસ્થિત બનાવ્યું. રાજધાની વડોદરાની ખીલવણી માટે તેણે શક્ય ઉપાય લીધા.

ફત્તેહસિંહની પછી તેના ભાઇ ગોવિંદરાવે વડોદરાની ગાદી સંભાળી. વસાઇના કરારની રૂએ તેઓ મરાઠી સામ્રાજ્યના ગુર્જરપ્રતિનિધિ મટી વડોદરાના રાજ્યકર્ત્તા ગણાયા. તેમના પરની પેશ્વાની સત્તા કમી થઈ. પણ સાથે જ તે બ્રિટિશ રક્ષણ હેઠળ મૂકાયા ને મેજર વોકરની વડોદરાના રેસીડેન્ટ તરીકે નિમણૂક થઈ.

વોકર ખૂબ પ્રતિભાશાળી ને લશ્કરી દમામનો પુરુષ હતો. ગોવિંદરાવની પછી ગાદીએ આવેલ કુમાર આનંદરાવની ભલમનસાઇનો લાભ લઇ તે વડોદરારાજ્ય અને ગુજરાત-કાઠિયાવાડનો સર્વ સત્તાધીશ બની બેઠો. તેણે કેટલાંક બંડ સમાવ્યાં ને ગાયકવાડના આંતરિક તંત્રમાં પણ તે દખલ કરતો થયો.

૧૯૨૪માં, પેશ્વાએ ગાયકવાડને કાઠિયાવાડની ખંડણી અને અમદાવાદના ઇજારા સંબંધી, આપેલ પટાની મુદત પૂરી થતાં તેણે નવો પટો કરી આપવા અનિચ્છા દર્શાવી. આ ઝઘડાનો ઊકેલ આણવા ગાયકવાડના દિવાન ગંગાધર શાસ્ત્રીને, અંગ્રેજોની બાંહેધરી નીચે, મોકલવામાં આવ્યો. પણ ત્યાં તેનું ખૂન થતાં અંગ્રેજોએ પેશ્વાની ગાયકવાડ પરની સત્તા પૂર્ણપણે ખૂંચવી લીધી. ને ૧૮૧૮માં મરાઠી સામ્રાજ્યનું પતન થતાં ગાયકવાડ સ્વતંત્ર, અલબત્ત અંગ્રેજોના કાબુ હેઠળના, ગુર્જરપતિ બન્યા.

આ અરસામાં ઓખામંડળમાં બંડ જાગતાં અંગ્રેજોએ અવ્યવસ્થાના બહાના નીચે ગાયકવાડના હાથમાંથી દ્વારકા સિવાયનું લગભગ કાઠિયાવાડ છીનવી લીધું. પેશ્વાનું પીકબળ

જવાથી ગાયકવાડની સત્તા નબળી બનતાં તેને રક્ષણ આપવાના બદલામાં, અથવા તો જેની મુદત પાકવા છતાં હંમેશાં કાચી જ રહેતી હોય એવા પટ્ટાઓ નીચે, અંગ્રેજોએ બીજો પણ અગત્યનો મુલક ગાયકવાડના હાથમાંથી પડાવી લીધો.

કુમારનરેશ આનંદરાવના વાલી તરીકે નીમાયલ ફત્તેહસિંહને અંગ્રેજોની આ દખલગીરી ઝેરથીયે કડવી લાગતી. તે આખા રાજતંત્રને અંગ્રેજોના પ્રતિસ્પર્ધિ તરીકે જ ગૂંથી નાંખતો. પરિણામે રેસીડેન્ટ કાર્નાકે પોતાની પસંદગી પ્રમાણેનો દિવાન નીમવાની નીતિ અખત્યાર કરી.

આનંદરાવની પછી ગાદીએ આવેલ સયાજીરાવ પ્રતિભાસંપન્ન ને તેજસ્વી રાજવી હતો. તેણે અંગ્રેજોના પ્રતિનિધિ–મુંબઇના ગવર્નર સમક્ષ, આંતરિક દખલગીરી સંબંધમાં, અને જરીક પણ બદલા સિવાય પોતાના સૈન્યના ઉપયોગ સામે પ્રબળ વિરોધ ઊઠાવ્યો. ગવર્નરે, જો ગાયકવાડ, અંગ્રેજોની ઇચ્છા પ્રમાણેની પરરાષ્ટ્રનીતિ, ઋણચૂકવણી ને અંગ્રેજો સાથે અબાધિત વ્યાપાર ને મીઠા સંબંધની નીતિ સ્વીકારે તો તે દખલગીરી અટકાવવાનું વચન આપ્યું. સયાજીરાવે તેમ કરવા કબૂલ્યું. પણ કરજ સંબંધમાં ગાયકવાડ ને રેસીડેન્ટ વચ્ચે ચકમક ઝરી. અંગ્રેજોએ ગાયકવાડ પર બીજું પણ વીશ લાખનું ઋણ ઓઢાડયું. ને એ ઋણ ને સૈન્ય અંગેનો ખર્ચ વગેરે તેમણે કેટલાક મહાલો થોડાંક વર્ષ સુધી પોતાના કબજામાં લઈ વસુલ કર્યાં. આંતરિક વહીવટી તંત્ર અંગ્રેજોની ઇચ્છા પ્રમાણે ન રચાય તો આખા રાજ્યની વસુલાત પણ પોતે જ ઓકરી કરવાની તેમણે ધમકી આપી. સયાજીરાવના દિવાન વેણીરાયને દૂર કરી અંગ્રેજોએ તે સ્થળે પોતાની પસંદગીનો દિવાન નીમ્યો.

આ અંગ્રેજનીતિનું પરિણામ કંઇક જુદું જ આવત. પણ તે અરસામાં મુંબઇના ગવર્નર તરીકે નવા નીમાયલ લૉર્ડ કલેઅરે સયાજીરાવ સાથે મિત્રતાની નીતિ સ્વીકારતાં બધું થાળે પડી ગયું. સયાજીરાવે પોતાના ખાનગી ખજાનામાંથી ઋણ ચૂકાવ્યું. તેમણે અંગ્રેજોની ઇચ્છા પ્રમાણે રાજ્યમાં કેટલાક સુધારા પણ કર્યા ને અથાગ શ્રમ લઈ તેમણે, અંગ્રેજોએ જપ્ત કરેલા મુલકમાંથી બની શકે તેટલો પાછો મેળવી લીધો; અંતરંગ વહીવટ સંબંધમાં શક્ય સ્વતંત્રતા પણ મેળવી.

સયાજીરાવના મૃત્યુ પછી તેમના ત્રણ પુત્રો ગણપતરાવ, ખંડેરાવ ને મલ્હારરાવ અનુક્રમે ગાદીએ આવ્યા. તેમાંથી ખંડેરાવની કારકીર્દી વિશેષ યશસ્વી નીવડી. તેમના સમયમાં મર્દાની અને મેદાની ખેલોને ઉત્તેજન મળ્યું. તેમણે મકરપુરા રાજમહેલ બંધાવ્યો; કિંમતી હીરા અને જરજવાહીરનો સુંદર સંગ્રહ કર્યો. સત્તાવનના બળવામાં તેમણે અંગ્રેજોને પૂરતી મદદ આપવાથી અંગ્રેજોએ તેમને દત્તક લેવાનો અધિકાર આપ્યો અને કેટલીક વધારાની ખંડણી માફ કરી.

ખંડેરાવના મૃત્યુ સમયે મહારાણી જમનાબાઇ સગર્ભા હતાં. પરિણામે તેઓ સંતાનને જન્મ આપે ત્યાંસુધી મલ્હારરાવને 'રીજંટ' નીમવામાં આવ્યા. મલ્હારરાવને શ્રીમન્ત ખંડેરાવ સાથે મૂળથી જ અણબનાવ હોઈ તેમણે, કહેવાય છે તેમ, રાજગાદી હાથ કરવાને અનેક પ્રપંચો રચ્યા. સગર્ભા મહારાણી રેસીડેન્ટને આશ્રયે જઇ રહ્યાં. ત્યાં તેમણે કુંવરીને જન્મ આપતાં મલ્હારરાવને રાજગાદીનો અધિકાર સહેજે મળી ગયો; પણ તેમના પર રાજ્યની ગેરવ્યવસ્થા, ને ખંડેરાવના કુટુંબને તેમજ રેસીડેન્ટને ઝેર આપવાના પ્રયાસ સંબંધી આરોપ આવ્યા. તે સંબંધી સરકારે કમીશન નીમ્યાં પણ તે કમીશનો મલ્હારરાવને પૂર્ણપણે દોષિત ન ઠેરવી શક્યાં. છતાં હિંદી સરકારે બીજાં અનેક કારણોને લઈ મલ્હારરાવને પદભ્રષ્ટ જાહેર કર્યા. તે

મહારાણી જમનાબાઈએ શ્રીમન્ત ખંડેરાવને મળેલો દત્તક લેવાનો અધિકાર પોતાને સુપ્રત કરવાની માગણી કરતાં સરકારે તેમને તેમ કરવાની, અમુક શરતોએ છૂટ આપી. એ શરતોમાંની મુખ્ય એ કે ચૂંટાયલ દત્તક એવી સગીર વયનો હોવો જોઈએ કે તેને અમુક વર્ષો સુધી જરૂરી કેળવણી આપી શકાય ને તેની બાલ્યાવસ્થા દરમિયાન રાજ્યમાં ઈચ્છિત સુવ્યવસ્થા આણી શકાય.

ને મહારાણી જમનાબાઈ, જ્યાં ઉક્ત શરત સચવાય, જેના પર પોતાની ઈચ્છા અને વાત્સલ્ય ઢોળાય, જેનામાં બુદ્ધિમય તેજસ્વિતા ઝળકી રહી હોય અને જે ગાયકવાડ કુટુંબના નરવીરનો શુદ્ધ અને આશાસ્પદ વંશજ હોય એવા દત્તકને ખોળી કાઢવાની જરૂરિયાતમાં મૂકાયાં. ને એ બધી ગણતરી જ્યાં સંતોષાય એવો એક બાલકુમાર તેમને મળી પણ આવ્યો.

* * *

૦ ગાયકવાડ કુલભૂષણ દામાજીરાવને પ્રતાપરાવ નામે એક તેજસ્વી ભાઈ હતો. તે ભાઈની ચોથી પેઢીએ કાશીરાવ અને ઉખાજીરાવ નામે બે ભાઈ થયા. ગાયકવાડ કુટુંબમાં રાજપદયોગ્ય વારસ તરીકે, મલ્હારરાવ સિવાય, આ બે ભાઈ તથા તેમના કુમારોજ હયાતિ ધરાવતા હતા.

ઉક્ત બંને ભાઈઓની સ્થિતિ સામાન્ય હતી. કાશીરાવ ખાનદેશના કવખાણા ગામમાં ખેતીનો ધંધો કરતા. ઉખાજી કંઈક સમયથી વડોદરામાં જઈ વસ્યા હતા. કાશીરાવને આણંદ, ગોપાળ ને સંપત નામે ત્રણ પુત્ર હતા; ઉખાજીને દાદા સાહેબ નામે એક પુત્ર હતો.

મહારાણી જમનાબાઈએ યોગ્ય દત્તક મેળવી લેવાને આ કુટુંબ પર નજર દોડાવી. તેમણે કવખાણામાં તપાસ કરવાને રાજદૂત ને કેટલાક સૈનિકો મોકલ્યા. તેમણે કાશીરાવને ખોળી કાઢ્યા ને તેમને અને તેમના કુટુંબને રાજવંશી તરીકે ચકાસી જોઈ યોગ્ય સંતોષ મળતાં તેઓ કાશીરાવને તેમના ત્રણે પુત્રો સાથે નાશિકમાં કર્નલ એન્થરિજની સમક્ષ લઈ ગયા. ત્યાં તે ગોરા સાહેબે રાજગોરો પાસે યોગ્ય તપાસ કરાવરાવી તેમની રાજવંશીયતાની ખાત્રી મળતાં તેમને વડોદરામાં મહારાણી જમનાબાઇ પાસે મોકલાવ્યા.

કાશીરાવ ને ઉખાજી તો મોટી વયના હતા. એટલે કાશીરાવના ત્રણ પુત્રો ને ઉખાજીના પુત્ર દાદાસાહેબ—એ ચારમાંથીજ એકની પસંદગીનો સવાલ હતો. મહારાણીએ ચારેને ચકાસ્યા. તેમાંથી વય, તેજ, લક્ષણ અને સ્વભાવ જોતાં તેમની નજર કાશીરાવના વચેટ પુત્ર ગોપાલ પર ઠરી. તેમણે તે કુમારને દત્તક તરીકે ચૂંટી કાઢ્યો. અને અંગ્રેજ સરકારે તેમની એ ચૂંટણીને સંમતિ આપતાં કુમાર ગોપાલ, તેર વર્ષની વયે, સયાજીરાવ ત્રીજા તરીકે વડોદરાના ગાદીપતિ બન્યા.

કુમાર ગોપાલનો જન્મ ૧૮૭૩ ના માર્ચની સત્તરમીએ થયેલો. કુટુંબની સામાન્ય સ્થિતિ છતાં બાલવયમાં પણ તેમનામાં ભવ્ય અને રાજયોગ્ય મહેચ્છાઓ ઊછળતી. ખેતીનો ધંધો છતાં તેમનું જીવન કોઈ મહાન રાજવંશી કુમારની જેમ વિકસતું હતું. મહારાણી જમનાબાઈએ જ્યારે કુમારોને, તેમને વડોદરે શા માટે બોલાવવામાં આવ્યા છે તે સંબંધી પૂછેલું ત્યારે આ ગોપાલેજ બેધડક જવાબ આપેલો કે, "રાજ્ય કરવા." મહારાણીએ જ્યારે જુદી જુદી ધાતુની વાડકીઓમાં ખીર પીરસેલી ત્યારે આ ગોપાલેજ તેમાંથી સોનાની વાડકી ઊંચકી લઈ રાજેન્દ્રને યોગ્ય અદાથી તે આરોગવા માંડેલી.

તેમનું ભાગ્ય પણ અપૂર્વ અને કંઈક અંશે ચમત્કારિક હતું. બાર વર્ષની વયે તે તેમને માટે ગુજરાતની ગાદી વરી લાવ્યું એટલું જ નહિ, તેણે એજ વયમાં તેમનામાં સંસ્કારનું કંઈક એવું માધુર્ય સિંચેલું અને ઐશ્વર્યની કંઈક એવી રેખાઓ આંકેલી કે તેમની સ્થિતિમાં ઊછરેલો બાળક જ્યાં જતાં પણ સંકોચ અનુભવે તે સ્થાનના એક માત્ર અધિષ્ઠાતા તરીકે પણ તે શોભી ઊઠયા. ગાદીએ બેસતાં તરતજ તેમણે વડોદરાના પ્રત્યેક દેવમંદિરનાં દર્શન કર્યાં, અનેક સંન્યાસીઓના આશિર્વાદ લીધા.

ગાદીપતિ તરીકે તે નાની વયના હોઇ તેમની સત્તા રાજમાતા જમનાબાઈ, દિવાન સર ટી. માધવરાવ ને વડી સરકારના પ્રતિનિધિને હસ્તક રહેતી. રાજમાતાનું તેમના પર અપૂર્વ વહાલ વરસતું. તેમની પ્રાથમિક કેળવણીની જવાબદારી શરૂઆતમાં બે વિદ્વાન પંડિતોને હસ્તક સોંપવામાં આવી. મહારાજાએ તેમની સમક્ષ સરસ્વતીદેવીના સવિધ પૂજન પછી શિક્ષણનું મંગલાચણ કર્યું. તેમના ભાઇ સંપતરાવ અને કાકાપુત્ર દાદાસાહેબ પણ તેમની સાથેજ અભ્યાસ કરતા થયા.

શ્રીમન્તના શિક્ષણની શરૂઆતમાંજ બ્રિટનના યુવરાજ અને ભવિષ્યના સમ્રાટ સાતમા એડવર્ડ હિંદનાં દર્શને આવ્યા. તેમને સન્માનવાને મહારાજાને રસાલા સાથે મુંબઇ જવાનું થયું. ત્યાં તેઓ યુવરાજને સત્કારવાને મુંબઈ જઇ પહોંચેલ વાઇસરૉય નોર્થબ્રુક સાથે સંસર્ગમાં આવ્યા અને યુવરાજ મુંબઇને બારે ઊતરતાં તેમની સાથે પણ મુલાકાત થઇ. એ સમયે યુવરાજને આકસ્મિક વડોદરા આવવાનું નિશ્ચિત થતાં મહારાજા રાજમાતા, દિવાન અને રસાલા સાથે તરતજ વડોદરા પાછા ફર્યાં. અને મહારાષ્ટ્રીય સામ્રાજ્યના વંશજે અને ગાયકવીડના પાટનગરે બ્રિટનના યુવરાજનાં અપૂર્વ સન્માન માટે તૈયારીઓ કરવા માંડી.

યુવરાજ વડોદરા આવતાં તેમને એક ભવ્ય હાથી પર સોનાની અંબાડીમાં બેસાડી વડોદરાના રાજમાર્ગો પર સરઘસના આકારમાં ફેરવવામાં આવ્યા. મહારાજાએ તેમની મધુર મહેમાનગીરી સાચવી. યુવરાજે વડોદરાના નિવાસ દરમિયાન એક વિરાટ ચિત્તાનો શિકાર કર્યો; અને મહારાજા ઉચ્ચ અને વિજયી શિક્ષણ વરી પોતાના સંસ્થાનમાં સાર્વત્રિક સુધારા કરવામાં ભાગ્યશાળી નીવડે એવી તેમણે મહદ્ આશા પ્રદર્શિત કરી. રાજમાતા જમનાબાઇએ યુવરાજીને પોતાના ઝવેરખાનામાંથી એક રત્નજડિત મોતીનો હાર ને એક જડાવકંઠો ભેટ ધર્યો. અને એ રીતે અરસ્પરસની મુલાકાતો દ્વારા મધુર સંબંધ સ્થાપી ના. યુવરાજ મુંબઈ પાછા ફર્યા.

વડોદરાના રેસીડેન્ટ સર રીચર્ડ રીડ અને મુંબઇસરકારને શ્રીમન્તની કેળવણીમાં ખાસ રસ પડતો. ને ના. યુવરાજને પણ એ વિષયમાં એટલો જ રસ દાખવતા જોઇ મહારાજાના શિક્ષણને વધારે કાર્યસાધક બનાવવા એક તેજસ્વી યુરોપિયન શિક્ષકની જરૂરિયાત ઊભી થઇ. પરિણામે ના. રેસીડેન્ટની યોજના અને ભલામણથી રત્નાગિરિના એક વખતના આસી. કલેક્ટર મી. ઇલિયટની મહારાજાના શિક્ષક તરીકે નિમણૂક કરવામાં આવી.

મી. ઇલિયટે મહારાજાની કેળવણીની પળેપળ સાચવી લીધી. તેમાં તેમણે એક એવું નવતેજ પૂર્યું કે જે તેજ શ્રીમન્તની કીર્તિવન્ત ભાવિ કારકિર્દીનું મૂળ બન્યું. મહારાજાના મન પર તેમણે કયું સ્થાન તેમને શી રીતે શોભાવવાનું છે તેની સતત છાપ પાડયા કરી.

રાજમાતાને દત્તક પુત્ર પર સાચા પુત્ર-જેટલુંજ વહાલ છતાં તેઓ કદી તેમની કેળવણીની આડે ન આવ્યાં. દિવાન સર ટી. માધવરાવે રાજ્યની બધી જવાબદારી પોતે સંભાળી લીધી એટલુંજ નહિ—મહારાજાને વિશેષમાં તેમણે કેટલુંક રાજકીય જ્ઞાન પણ આપ્યું.

આ રીતે શ્રીમન્તનું શિક્ષણ અનેકવિધ વિષયોમાં વિકસવા લાગ્યું. રાજનીતિ, ઇતિહાસ, સાહિત્ય, રમતગમત, ઘોડેસ્વારી વગેરેમાં તે યોગ્ય રીતે ઝળકતા થયા. રાજ્યકારોબારનું તેમને ત્વરિત જ્ઞાન આપવાને ભારતના નામાંકિત અને રાજનીતિજ્ઞ પુરુષોનાં સેંકડો ભાષણોની હારમાળા ગોઠવવામાં આવી. એ સર્વ ભાષણોમાં સર ટી. માધવરાવે સુવ્યવસ્થિત કારોબાર સંબંધી આપેલાં ભાષણો ખૂબજ કિંમતી લેખાયાં છે.

એ અભ્યાસક્રમ પૂરો થયા પહેલાંજ શ્રીમન્તને, ૧૮૭૭ના દિલ્હી-દરબાર પ્રસંગે, 'ફરજંદે ખાસ દૌલતે ઇંગ્લિશિયા'—નો ઇલ્કાબ બક્ષવામાં આવ્યો.

સત્તર વર્ષની વયે, રાજભગિની તારાબાઇના લગ્ન પછી તરતજ, તેમનું લગ્ન કરવામાં આવ્યું. તે લગ્નમાં દેશપરદેશના નામાંકિત મહેમાનોએ હાજરી આપેલી, અને રાજમાતાના વાત્સલ્યપૂર્ણ ઉત્સાહથી તે લગ્નની ધામધૂમ એક અપૂર્વ ઉત્સવરૂપ બની ગયેલી. મહારાજાનાં પત્ની લક્ષ્મીબાઇ તાંજોર રાજ્યના કુટુંબી વિખ્યાત મોહિતે વંશનાં કુંવરી હતાં. લગ્ન પછી તેમનું નામ ચિમનાબાઈ રખાયેલું. મહારાજાને એ લગ્ન ખૂબ સુખદ નીવડેલું.

ઉક્ત લગ્નપ્રસંગે જ આજના વિખ્યાત લક્ષ્મીવિલાસ મહેલનો પાયો નંખાયો. દશ વર્ષની મુદ્દત અને પચાસેક લાખના ખર્ચે તે મહેલ તૈયાર થયેલો. તેની બાંધણી ઇન્ડો—સારાસન પદ્ધતિની છે અને હિંદના કોઇપણ રાજમહેલ કરતાં તે વધુ શ્રેષ્ઠ ગણાય છે.

લગ્ન પછી તરતજ મહારાજાના હાથમાં રાજ્યની લગામ સુપ્રત થવી જોઇએ એવી ભાવના જન્મી. મહારાજાનું શિક્ષણ પણ એ સમયે પૂરું થવા આવ્યું હતું. પરીણામે રાજમાતા અને દિવાનના પ્રયાસથી એ વાત વડી સરકારના કાને નખાઈ. અને ૧૮૮૧ ના ડીસેમ્બરમાં, બ્રિટનની સરકારની સંમતિથી, મહારાજાને સર્વ સત્તા સુપ્રત કરવામાં આવી. ઉક્ત પ્રસંગે મહારાજાએ કરેલું ભાષણ ખૂબજ આશાસ્પદ અને પ્રજાપ્રેમ ભર્યું હતું.

મહારાજાએ આ રીતે રાજ્ય સંભાળી લેતાંજ તેમના દિવાન અને ગુરુ સર ટી. માધવરાવ પોતાના હોદ્દાનું રાજીનામું આપી પોતાને વતન ચાલ્યા ગયા. મહારાજાએ તેમના સ્થાને કાજી શાહબુદીનની નીમણૂક કરી.

રાજ્યની લગામ હાથમાં લીધા પછી તરતજ મહારાજાએ શિક્ષણ સાથે કેળવાયેલી તેમની ઉદાત્ત અને સુધારક ભાવનાઓને મૂર્ત્ત સ્વરૂપ આપવા માંડ્યું. તેમણે ઇજારાપદ્ધતિ બંધ કરી રૈયતવારી પદ્ધતિ અપનાવી, જકાત અને ખેડૂતો પરનો કર કંઇક અંશે કમી કર્યો, નવનવાં ખાતાંઓ ખોલી તેના ઉપરી તરીકે નવા અમલદારો નીમવા માંડયા. રાજ્ય તરફથી થતા દાનમાં ખૂબ ઘટાડો કરી નાંખવામાં આવ્યો. રેલ્વેની નાની સડકો બંધાવા લાગી, ને સ્થળે સ્થળે નિશાળો ને વાંચનાલયો ખૂલવા લાગ્યાં.

ઈ. સ. ૧૮૮૩ ના ઑગસ્ટમાં મહારાણી ચિમનાબાઈએ યુવરાજ-પુત્રને જન્મ આપ્યો. વડોદરાએ ભવિષ્યના એ મહાન યુવરાજ-શ્રીમાન ફતેહસિંહરાવનો ભવ્ય જન્મોત્સવ ઊજવ્યો. તે પછી બીજા વર્ષે મહારાણીએ એક કન્યારત્નને જન્મ આપ્યો. પણ એ અરસામાં

એમની તબિયત ક્ષયરોગના પરિણામે વધારે લથડી. અને એજ વર્ષમાં તેઓ અવસાન પામ્યાં. તેમનો પ્રેમ, પ્રભાવ અને વિરલ સ્ત્રીત્વ વડોદરાના રાજ્યવંશની કીર્તિને પણ વધારે ઉજ્જવળ બનાવે એવાં હતાં. તેમની સ્મૃતિને કાયમ રાખવા વડોદરાના ટાવર અને ન્યાય-મંદિર સાથે તેમનું નામ જોડવામાં આવ્યું છે.

ઉક્ત મહારાણીના અવસાન પછી બીજે વર્ષે શ્રીમન્તે દેવાસનાં રાજકુંવરી ગજરાબાઈ સાથે લગ્ન કર્યું. લગ્ન પછી એ મહારાણીને પણ ચિમનાબાઈનું જ નામ અપાયું. તેઓ મહારાજાનાં અન્ત સુધીનાં સાથી તરીકે હયાત છે. ૧૮૯૪માં મહારાણી વિક્ટોરિયાએ તેમને 'ક્રાઉન ઓફ ઇન્ડીયા' નો ઇલ્કાબ આપ્યો.

આ સ્થિતિમાં શ્રીમન્તે વડોદરાના મધ્યસ્થ તંત્રને અલ્પ સમયમાં સુવ્યવસ્થિત કર્યું. તે પછી તેઓ રાજ્યમાં પર્યટને નીકળ્યા. તેમણે બળદગાડીમાં ગામડે ગામડે પ્રવાસ કર્યો ને સામાન્ય પ્રજાના પણ તેઓ સંસર્ગમાં આવ્યા. પોતાના રસાલાથી ગ્રામ્યજનોને કનડગત ન થઈ પડે એ ખાતર તેઓ પોતાની સાથે માણસો પણ ખૂબ ઓછા રાખતા.

પ્રજાને શિક્ષણ અને સુધારાને માર્ગે વાળવાની મહારાજાની ઉત્કટ ઈચ્છા કેળવાયલી: તેને સિદ્ધ કરવા તેમણે ધીમે ધીમે શક્ય ઉપાય અજમાવવા માંડ્યા. ૭ થી ૧૨ વર્ષની ઉમ્મરના છોકરાઓ અને ૭ થી ૧૦ વર્ષની ઉમ્મરની છોકરીઓ માટે આખા રાજ્યમાં તેમણે પ્રાથમિક શિક્ષણ ફરજિયાત બનાવ્યું. અંત્યજો અને બીજી સામાન્ય કોમો પણ એ શિક્ષણનો પૂરતો લાભ ઉઠાવી શકે એવી તેમણે વ્યવસ્થા કરી.

માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ માટે પણ તેમણે એવાંજ સુંદર પગલાં લીધાં. તે માટે જરૂરી સ્થળોએ તેમણે માધ્યમિક શાળાઓ કે હાઇસ્કુલો સ્થાપવા માંડી. ઉચ્ચ શિક્ષણ માટે વડોદરામાં કોલેજ ખોલી તેને નામાંકિત બનાવવા તેમણે ભગીરથ પ્રયાસ આદર્યા. તેમની આ શિક્ષણહોંશ અને પ્રગતિ છેવટ સુધી ચાલુ રહી. અને વડોદરાનું કલાભવન તેમજ વડોદરા અને રાજ્યનાં બીજાં અગત્યનાં સ્થળોએ આવેલાં સંસ્કૃત કે આયુર્વેદને લગતાં મહાવિદ્યાલયો એ વિષયની અનેકવિધતાના સૂચક નમુના છે.

પોતાને દરેક વિષયથી માહિતગાર રાખવાને અને તે તે વિષયમાં સલાહ આપવાને તેમણે ખાતાવાર અધિકારીઓનું એક સલાહકારક-મંડળ નીમ્યું. ૧૯૦૪ તેમણે મુંબઈ ધારાસભાની ઢબે પોતાના રાજ્ય માટે પણ એક ધારાસભાની યોજના ઘડી કાઢી ને તેને તરત અમલમાં મૂકી એ સભાને વિસ્તૃત પાયા પર ચઢાવવા માંડી.

ગાદીએ આવીને મહારાજાએ તરત ન્યાયશુદ્ધિ માટે પ્રયાસો આદરેલા. તે માટે તેમણે કાયદાઓને શુદ્ધ અને નવીન સ્વરૂપ આપ્યું, એક ભવ્ય ન્યાયસભાની સ્થાપના કરી. ૧૯૦૪ માં તેમણે ન્યાય અને કારોબારી બંને ખાતાં પૂર્ણપણે અલગ કરી નાખ્યાં. લોર્ડ મિન્ટોએ ન્યાયની આવી સુંદર અને આકર્ષક વ્યવસ્થા માટે તેમને ધન્યવાદ આપ્યો.

લોકોના જાનમાલને યોગ્ય રક્ષણ મળે તે ખાતર પોલીસ ખાતાની નવીન વ્યવસ્થા કરવામાં આવી. પ્રજાને પૂરતી વૈદકીય સગવડતા આપવાને ઠેર ઠેર સુંદર દવાખાનાં ખોલવામાં આવ્યાં. ૧૯૦૨ માં રાજ્યવ્યવસ્થાનાં જુનાં સ્વરૂપો સાથે નવીનનું મિશ્રણ કરી ગ્રામ્યપંચાયતોની સ્થાપના કરવામાં આવી. અને તે પછી તરતજ મોટાં શહેરોને મ્યુનિસિપલ-સ્થાનિક સ્વરાજ્યને લગતા હક આપવામાં આવ્યા.

ગા એ આવ્યા પછી તરતજ મહારાજાનાં મનમાં શહેરની પાણીની મુશ્કેલી દૂર કરવાની વના જન્મેલી. તે માટે તેમણે એક ભવ્ય સરોવર બંધાવવાની યોજના વિચારી. પણ તે ર ધમાં યુરોપિયન ઇજનેરોની આંકણી નાપસંદ પડતાં વડોદરાનાજ એક ઇજનેર શ્રી જગન્નાથ મહાશીવની યોજનાનુસાર, વડોદરાથી તેર માઇલ દૂર પૂર્ણા નદીના બંધ પર, ચોત્રીશ લાખના ખર્ચે, સયાજી સરોવર બાંધવામાં આવ્યું. આજે તે સરોવર વડોદરા શહેર અને કેમ્પનું પાણી પૂરું પાડે છે.

આ અરસામાં મહારાજાએ પરદેશપ્રવાસ કરેલો. તે પ્રસંગે લંડનમાં મહારાણી વિક્ટોરિયાએ તેમને, વીંડસર મહેલમાં દરબાર ભરી, જી. સી. એસ. આઈ. નો ઇલ્કાબ આપ્યો.

બીજા એક પ્રવાસ દરમિયાન અમેરિકામાં મહારાજાએ ઠેર ઠેર રમણીય વાંચનાલયો નિહાળ્યાં. તે જોઈ પોતાના રાજ્યમાં પણ એવી વ્યવસ્થા કરવાની તેમનામાં મહેચ્છા જન્મી. તે માટે તેઓ ડૉ. બાર્ડનને પોતાની સાથે લાવ્યા. તેમણે વડોદરા રાજ્યમાં એ રીતે પુસ્તકાલયો સ્થાપવાની યોજના વિચારી. પરિણામે વડોદરામાં એ વિષયને લગતી મધ્યસ્થ સંસ્થા ખોલવામાં આવી. મહારાજાએ પોતાના અંગત પુસ્તકાલયનાં વીશ હજાર પુસ્તકો એ સંસ્થાને અર્પણ કર્યા. ને એ રીતે વડોદરાંના મધ્યવર્તી (સેન્ટ્રલ) પુસ્તકાલયનો જન્મ થયો. આજે એ ભવ્ય પુસ્તકાલય ઉપરાંત રાજ્યમાં ચૌદશો જેટલાં વાચનાલયો હસ્તિ ધરાવે છે.

મહારાજાનો સ્વદેશપ્રેમ અને આર્ય સંસ્કૃતિ પ્રતિનો ભાવ પણ કીર્તિવર્ધક હતો. હિંદી ભાષાને રાષ્ટ્રીય તરીકે તેમણે જ પ્રથમ અપનાવી છે. ગમે તેવાં અટપટાં અંગ્રેજી નામોને પણ તે સ્વભાષામાં ઉતરાવતા. પ્રાચીન સાહિત્યનો ધીમે ધીમે લોપ થતો હોઈ તેના રક્ષણ ને સંશોધન માટે તેમણે પ્રાચ્ય વિદ્યામંદિરની સ્થાપના કરી. પ્રાચીન અવશેષોની શોધખોળ ને જાળવણી માટે તેમણે સંશોધનખાતું પણ સ્થાપ્યું: પ્રાચીન ગુજરાતી કાવ્યમાળાને ઉત્તેજન આપવા ઉપરાંત નવા સાહિત્યલેખન માટે તેમણે સયાજીગ્રન્થમાળાની શરૂઆત કરી.

૧૮૯૯ના દુષ્કાળમાં ખેડૂતોની બેહાલ સ્થિતિ પ્રતિ શ્રીમન્તનું ધ્યાન દોરાયેલું. ત્યારથી તેમણે ખેડૂતોના સુખ માટે સતત શ્રમ આદર્યો. ખેડૂતોને મહેસૂલમાં રાહત, ધીરધાર કરનારાઓની લૂંટમાંથી તેમને છોડાવવા કાયદાનું રક્ષણ-વગેરે દ્વારા તેમણે પ્રજાના તે પ્રથમ વર્ગને સ્થિર અને સુખી બનાવવા ભાવના સેવી છે; તેમના વિકાસ માટે તેમણે પાશ્ચાત્ય ઢબે, પ્રદર્શનો ને ભાષણોની પણ વ્યવસ્થા કરેલી. જીવનની છેલ્લી ક્ષણ સુધી ખેડૂતો પ્રતિનો તેમનો એ પ્રેમ કાયમ રહેલ. સ્વર્ગવાસના થોડાક જ દિવસ પહેલાં તેમણે મહેસૂલમાં સવાએકવીશ લાખનો ઘટાડો કરેલો.

સમાજસુધારક તરીકે તો તેઓ અજોડ હતા. પરદેશગમનમાં નડતી મુશ્કેલીઓનો તેમણે બહાદુરીપૂર્વક સામનો કરેલો. સામાજિક કે ધાર્મિક સુધારણાને લગતા જે કાયદાઓ કરતાં બ્રિટિશ સરકાર પણ આંચકો ખાતી તે કાયદાઓ આ મહાન સુધારક સહેલાઈથી ન શકતા—એ વિષયમાં તો વડોદરાની ધારાસભા પણ વડીધારાસભાની પ્રયોગભૂમિ ગણી શકાય. બાળલગ્ન-પ્રતિબંધ, ધર્મસ્વાતંત્ર્ય, સીવીલ મેરેજ-એક્ટ, આંતરકોમીય કે આંતરજાતીય સમજૂત, વિધવાપુનર્લગ્ન, છૂટાછેડાનો કાયદો, હરિજન મંદિર-પ્રવેશ, સગોત્ર-લગ્ન, સ્ત્રીવારસા હક, સંન્યાસદીક્ષાપ્રતિબંધક નિયમન-જેમાંના કેટલાક કાયદાઓ હિંદી સરકાર હજી સુધી પણ નથી કરી શકી તે, લાક્ષણિક રીતે કેળવાયેલ મહારાજાએ વર્ષોથી અમલમાં મૂકેલા છે.

મહારાજાનું કૌટુમ્બિક જીવન સદૈવ સુખી નથી નીવડ્યું. ગાદીએ આવ્યા પછી તરતજ

તેમના પિતાશ્રી અવસાન પામ્યા. તે પછી મહારાણી ચિમનાબાઈનું અવસાન. યુવરાજ ફત્તેહસિંહરાવ પર તેમણે મહદ્ આશા સેવેલી. તે કુમારને પોતાથી પણ અધિક બનાવવાની તેમની ભાવના હતી. ને એ વીર કુમારે એવી તેજસ્વિતા દાખવી પણ ખરી; પણ એ મહાન યુવરાજ યુવાન વયે જ અવસાન પામ્યા. તે જ સમયથી મહારાજાના થનગનતા તેજસ્વી હૈયા પર જાણે તિમિરનો પટ પથરાઈ ગયો. તે પછી તો તેમણે રાજમાતા, ભગિની તારા રાજે, ભાઈઓ, નવાં મહારાણીના બે કુંવર, એક પુત્રવધૂ, એક જમાઈ વગેરેને પોતાની આંખ આગળ જ અદૃશ્ય થતાં જોયાં. છતાં એક મહાન વીર તરીકે મહારાજાએ આ બધું દુઃખ સહી લીધું. ને સ્વ. યુવરાજ ફત્તેહસિંહરાવના પુત્ર શ્રીમન્ત પ્રતાપસિંહરાવને તેમણે યુવરાજ તરીકે કેળવણી આપવા માંડી.

વડી સરકાર સાથેનો શ્રીમન્તનો સંબંધ મીઠો હતો. છતાં કેટલીક વખત સ્વમાનની ભાવનાના કારણે એ સરકાર સાથે તેમને અથડામણમાં આવવું પડેલું. બાપટ-કેસ પ્રસંગે કમીશનની સખત શિક્ષાની ભલામણોનો અસ્વીકાર કરી તેમણે આરોપીને નિર્દોષ ઠરાવી છોડી મૂકેલો ત્યારે હિંદી સરકારની તેમના પર ખફામરજી ઊતરેલી. હિંદી સીવીલ-સર્વીસે યુક્તિથી દૂર રાખેલા અરવિંદ ઘોષને તે વિલાયતથી પોતાની સાથે લેતા આવ્યા અને ભવિષ્યની તે મહાવિભૂતિની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ જ્યારે વડોદરામાંથી પ્રકાશવા માંડી ત્યારે સરકારને ફરી ચીમકી લાગી. પંડયા-પ્રકરણમાં પણ કંઈક એવું જ બન્યું. દિલ્હી દરબાર પ્રસંગે સામ્રાજ્ઞી મેરીને સલામ ભરવી ભૂલી જવાતાં બ્રિટનમાં પણ ઊહાપોહ જાગેલો. આંતરિક વહીવટમાં માથું મારવાના રેસીડેન્ટના પ્રયાસોને તો તેઓ મૂળમાંથી જ નિષ્ફળ કરી નાંખતા. લોર્ડ કર્ઝને તેમના પર મૂકેલ કેટલાક પ્રતિબંધનો પણ તેમણે સફળતાપૂર્વક સામનો કરેલો. એક સમયે તો એક પત્રમાં તેમણે જણાવી દીધેલું કે, "અમને કહેવામાં તો રાજાઓ આવે છે પણ વડી સરકારના પ્રતિનિધિઓનો અમારી સાથેનો વર્તાવ એક નોકર કરતાં પણ ખરાબ હોય છે. અમારી સાથે કરવામાં આવેલા કરારોની કશી કિંમત નથી લેખાતી."

બીજા હિંદી રાજાઓ, પરદેશના નામાંકિત વીરો અને હિંદના પ્રજાકીય આગેવાનો કે પ્રતિષ્ઠિત સંસ્થાઓ સાથે મહારાજા મીઠો સંબંધ ધરાવતા. ૧૮૯૨માં તેમણે ઈંગ્લાંડના નામાંકિત વડા વજીર ગ્લેડસ્ટન, ૧૯૦૫માં પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટ, ૧૯૧૦ માં જાપાનપતિ મીકાડો, ૧૯૩૪'માં ના. પોપ ને ૧૯૩૬ માં હર હીટલર-ની મુલાકાત લીધેલી. ઓલિમ્પિયા રમતગમતોના પ્રસંગે હીટલરે સામા આવીને મહારાજાનો સત્કાર કરેલો. બનારસ-હિંદુ યુનીવર્સિટીના તેઓ ચાન્સેલર હતા. અને બનારસ તથા લંડન યુનીવર્સિટી તરફથી તેમને એલ એલ. ડી. ની ડીગ્રી અપાયેલી.

દાનેશ્વરી તરીકે પણ તેઓ નામાંકિત છે. જીવનકાળ દરમિયાન તેમણે બે કરોડ લગભગનું દાન કર્યું છે. તેમાંથી એક કરોડ તો તેમણે હીરકમહોત્સવ પ્રસંગે ગ્રામોદ્ધારની યોજનાની સિદ્ધિ અર્થે જ અર્પેલા; બાકીના દાનનો મોટો ભાગ તેમણે શિક્ષણ, સાહિત્ય ને સંસ્કૃતિના વિકાસ અર્થે વાપરેલો.

રાજ્યાભિષેકનો રૌપ્ય કે સુવર્ણ-મહોત્સવ તો કેટલાક રાજવીઓએ માણ્યો હશે. પણ હીરકમહોત્સવ પણ નજરે જોનાર ગાદીપતિ તરીકે તો મહારાણી વિક્ટોરિયાથી બીજે નંબર એમનો જ આવે. તેમના હીરક-મહોત્સવની ઉજવણી પણ અપૂર્વ બનેલી. તે પ્રસંગે ના. શહેનશાહ, હિંદી વજીર, ના. વાઈસરૉય અને જગતના બીજા અનેક નામાંકિત પુરુષરત્નોએ તેમને અભિનંદન આપેલાં.

હિંદની શારીરિક નિર્બળતા તેમને ખૂબ ખૂંચતી. તે દૂર કરવા તેમણે વ્યાયામસંસ્થાઓને મોકળે હાથે ઉત્તેજન આપેલું. રાજ્યના પ્રત્યેક વિભાગમાં એવી સંસ્થાઓનો તેમણે વિકાસ વાંછેલો. છેલ્લા કેટલાક સમયથી વડોદરા-કૉલેજમાં પણ તેમણે લશ્કરી તાલિમ ફરજિયાત કરેલી. પ્રજાને રાજનીતિનું જ્ઞાન આપવાને પણ તે ખૂબ ઉત્સુક હતા. તે માટે તેમણે એક અભ્યાસપૂર્ણ ગ્રન્થ તૈયાર કરાવરાવેલો.

પછાત કોમો પ્રતિ પણ તેમને મધુર અને સક્રિય પ્રેમ હતો. મ. ગાંધીજીની હરિજન ચળવળ તો થોડાંક વર્ષથીજ શરૂ થઈ છે, પણ શ્રીમન્તે તો હિંદના અન્ય ભાગોમાં અંત્યજોને જે સ્થાન હજી સુધી નથી મળ્યું તે વર્ષો પર બક્ષી દીધેલું.

સાઠ વર્ષના દીર્ઘ રાજકાળ દરમિયાન તે પ્રજાના એકનિષ્ઠ શાસક અને પ્રેમાળ પિતા તરીકે રહ્યા છે. છેલ્લાં કેટલાંક વર્ષથી તેમનો મુખ્ય વસવાટ જો કે અનેક કારણોના અંગે પરદેશમાં રહેતો છતાં તે દરમિયાન તેઓ પ્રજાને વીસરી ગયા છે એમ તો નજ ગણાય. તેમણે પચીશ વખત પરદેશની મુસાફરી કરી છે પણ હર વખતે પ્રજાપ્રશ્ન તો પોતાના હૈયેજ રાખ્યો છે. જગતધર્મ-પરિષદની ઉદ્ઘાટનક્રિયા પ્રસંગે તેમણે રાજ્યના બેકારોનો સવાલ હાથ ધરેલો; હર હીટલરની મુલાકાત પ્રસંગે પોતાના રાજ્યમાં પણ લશ્કરી તાલિમની જરૂરિયાત સ્વીકારેલી.

વડોદરાની આજની રોનક એ મહાન રાજવીને આભારી છે. પાટનગરની અડધી શોભા તો તેનાં સરકારી કે જાહેર-ભવનોને લીધે છે અને તેમાંનાં લગભગ દરેક સ્વ. શ્રીમન્તના હસ્તેજ બંધાયલાં છે. કીર્તિમંદિર, મ્યુઝિયમ, કૉલેજ, કલાભવન, લાયબ્રેરી, લક્ષ્મીવિલાસ મહેલ, ખંડેરાવ માર્કેટ, ન્યાયમંદિર વગેરે ભવ્ય ઈમારતો તેમના પ્રયાસને આભારી છે.

શ્રીમન્તે કરેલી કેટલીક નવરચનાઓ જો કે આર્ય-હિંદી સંસ્કૃતિને પ્રતિકૂળ છે પણ હિંદી પ્રજાનું આર્યત્વ આજે જે બહારનો મહાવેગ તેની પુનિત સંસ્કૃતિ પર ધસી આવીને એને ગૂંગળાવી અને દઝાડી રહ્યો છે એ ગૂંગળામણથી બચવાને બારણાં ખોલી નાખવામાં અને એ દાહમાં પણ સાન્ત્વન પામવાને અંગ પર ઠંડુ પાણી રેડવામાંજ પ્રકાશી શકે તેમ હોઈ આ મહાન રાજવીએ એ સંબંધમાં લીધેલાં પગલાને અસ્થાને કહેવાં મુશ્કેલ છે.

સ્વતંત્ર હોય તો એક મહારાજ્ય તરીકે શોભી ઊઠે એટલો અવકાશ: કીર્તિવન્ત નૃપતિ, પચીશ લાખની પ્રજા, ત્રણ કરોડની આમદાની, તર તિજોરી, ને ૮૧૬૪ માઈલનું ક્ષેત્રફળ- એમાં પ્રજાએ કંઈ દુ:ખ ભોગવ્યું હોય કે તે ભોગવતી હોય તો તે એના રાજવીને નહિ પણ એમના હાથ જેને હસ્તક હોય એને આભારી ગણાવું જોઈએ.

એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકા વડોદરા રાજ્યના વર્ણનપ્રસંગે શ્રીમન્તની કીર્તિ સંબંધમાં મૌન સેવે છે એટલુંજ નહિ પણ વડોદરામાં ક્યાં ક્યાં ખાતાંઓ યુરોપિયનોના નેતૃત્વ નીચે પોષાઈ રહ્યાં છે તેનેજ તે પ્રાધાન્ય આપે છે.

થોડાક માસ પહેલાં પરદેશની છેલ્લી સફરેથી પાછા ફરતાં શ્રીમન્ત મુંબઈ બંદરે કાએક ગંભીર બિમારીમાં પટકાઈ પડ્યા. ને પૂરતી સારવાર છતાં બેએક માસની માંદગી ભોગવી તે સ્વર્ગવાસી બન્યા.

અવસાન પછી તરતજ તેમના શબને ખાસ ટ્રેઈનમાં વડોદરામાં લાવવામાં આવેલું. ત્યાં થોડોક સમય સુધી તે દર્શન માટે ખુલ્લું રાખી બીજે દિવસે બપોરે, પ્રજાપ્રેમનાં કુસુમ વર્ષતાં ફૂલોના ઉપહાર વચ્ચે, ભવ્ય રાજવંશી માનપૂર્વક તેને પાલખીમાં નગરના

રાજમાર્ગો પર ફેરવી, કીર્તિમંદિરના ચોગાનમાં, ચંદનકાષ્ટની ચિતામાં, પંચોતેર તોપોની સલામી સાથે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

તેમના અવસાનથી કેવળ વડોદરા રાજ્યેજ નહિ, હિંદે પણ એક નરવીર સુધારક પુત્ર ગૂમાવ્યો છે. હિંદી સરકારે ખાસ પત્રિકા દ્વારા તેમના અવસાનની દિલગીરીભરી નોંધ લીધેલી. ના. શહેનશાહ, શહેનશાહબાનુ, હિંદી વજીર, ના. વાઈસરોય, મ. ગાંધીજી, શ્રી. સુભાષ બોઝ અને જગતની બીજી પણ અનેક નામાંકિત વ્યક્તિઓએ તેમના અવસાન સંબંધી દિલગીરી સાથે નવા મહારાજા પર દિલાસાના સંદેશ મોકલેલા.

તેમનાં અસ્થિ જ્યારે ગંગાજીમાં પધરાવવાને લઈ જવામાં આવેલાં ત્યારે ઠેરઠેર તે અસ્થિ પણ પુષ્પહારથી વધાવાયેલાં.

ભૂલો તો કેટલીક વખત રાષ્ટ્રવિધાતાઓથી પણ થઈ જાય છે. પણ તેજસ્વી બુદ્ધિ, નિર્મળ ભાવના, અને દિગન્તવ્યાપી કીર્તિ એ રાજભૂષણો ગણાયાં છે. શ્રીમન્ત નરેશ એ સર્વ ભૂષણોથી અલંકૃત નહોતા એમ કહેવાને કોઈ જ તૈયાર ન હોય.



[ જાગૃતિ ]

સેનાખાસખેલ સમશેર બહાદુર વર્તમાન ગાયકવાડ નરેશ શ્રીમન્ત પ્રતાપસિંહરાવ

તેમની પછી તેમના યશસ્વી સિંહાસને આવનાર શ્રીમન્ત પ્રતાપસિંહરાવને સ્વ. શ્રીમન્તે પ્રત્યેક ખાતાનો અને પ્રત્યેક વિષયનો અનુભવ અને કેળવણી આપ્યાં છે. શ્રીમન્ત પ્રતાપસિંહરાવે પણ ગાદીએ આવ્યા પછી પ્રજાકીય ટંટેરામાં ખેડૂતોને રાહત આપી છે, સ્વ. પ્રતિના પૂજ્ય ને પ્રેમલભાવને સ્મારકરૂપે જડી લેવાને ખાનગી ખજાનામાંથી એક કરોડ રૂપિયા જુદા તારવ્યા છે, ધારાસભાને વિસ્તૃત બનાવી પ્રજાને પ્રાથમિક રાજકીય હક્કો બક્ષ્યા છે. આ રીતે તેઓ સદૈવ પ્રગતિ સાધે, આર્ય પ્રજાની સાંસ્કૃતિક રક્ષણની ભાવનાને સંતોષે અને રાજ્યાભિષેક પ્રસંગે પ્રજાપ્રેમને વિશેષ સુંદર રીતે સક્રિય બનાવી તેઓ સ્વ. શ્રીમન્તથી પણ સવાઈ કીર્તિ વરે એ ભાવના આજે પ્રત્યેક ગાયકવાડી પ્રજાજનના હૈયે જડાઈ છે.

# ચિત્રાંગદા : રસદર્શન

બાલચંદ્ર મણિલાલ પરીખ

(ગતાંક પૃ૯ ૪૮૧ થી ચાલુ)

૬

**મદનના** વરદાનથી ચિત્રાને અનુપમ દેહલાવણ્ય પ્રાપ્ત થયું ખરૂં, પણ જ્યારે તે વતી પ્રિયમિલનની મધુરજનીને અભિષેક કરવાનું સુભગ પ્રભાત આવી પહોંચે છે ત્યારે તે કોઈક અગમ્ય ક્ષોભ અનુભવે છે. એકાએક તેના વિમલ ચિત્તાકાશમાં એક સંદેહરેખા પ્રગટે છે—જેને લઈ તેનું મન વ્યાકુળ બને છે, હૃદય અસ્વસ્થતા અનુભવે છે, અંતરમાં વ્યથા જાગે છે. એકજ ઝબકારમાં પૂર્વનો સઘળો આનંદ અદશ્ય થાય છે. પ્રભાતપંખીના પ્રથમગાને જાગ્રત થતાં જેવી તેની નજર કિસલયી અધરને હાસ્યકિરણે ઓપતા અર્જુનના સૌમ્ય વદન પર પડે છે કે તરતજ તેના મુખારવિંદ પર હર્ષની એક આછી સ્મિતપ્રભા ઝળકી રહે છે. પણ હજુ તો એ પ્રભા તેના હૃદયમાં ઊભરાતા રસોલ્લાસને સંપૂર્ણ પ્રગટાવી તેને સનાતન સૌમ્યરશ્મિ રૂપે તેની મુખમુદ્રાપર અંકિત કરી દે તે પહેલાં તો પેલો સંદેહ વચ્ચે પોતાનો અંધારપડદો નાખી દે છે, ને તત્ક્ષણ આનંદ અને ઉલ્લાસ—પ્રણયદર્શનના એ બે નૈસર્ગિક પ્રાદુર્ભાવ ત્યાંથી વિદાય લે છે. તેમને સ્થાને વિષાદ અને ઔદાસિન્ય પોતાનું સામ્રાજ્ય જમાવે છે; અને એ માલતીમંડપ, એ નિદ્રાધીન પ્રિયતમ, એ વ્હાલી પૃથ્વીમાત પર એક આછી ઉદાસીની છાયા પાથરી દે છે. આસપાસની ભૂમિમાં ચિત્રાને જુનાં સંસ્મરણો તાજાં થાય છે. પોતે પૂર્વે શું હતી અને અત્યારે તેની શી દશા હતી તે સર્વ સ્મૃતિપટ પર ઊઠી તેના હૃદયમાં ચિરસુપ્ત ભાવો જગાવે છે ને તેના મનને ક્ષોભાયમાન કરી મૂકે છે. જે પ્રિય વસુધાના બાહુપાશમાં, અર્જુનના સાન્નિધ્યમાં, થોડીક ક્ષણો પૂર્વે તે અપૂર્વ સુખ અનુભવતી હતી તે જ વસુધા પૂર્વસ્મરણોના દર્પણ રૂપ બનતાં હવે તેને અકારી થઈ પડે છે. ને કોઈ પણ લક્ષ્ય વિના, બાલરવિના કોમલ–તેજસ્વી પ્રકાશમાં સુહાતા એ લલિત લતામંડપ અને અંદર સૂતેલા સુરમ્ય કાન્તનો સહસા ત્યાગ કરી તે અરણ્યના અંતઃપ્રદેશમાં દોડી જાય છે. આખો દિવસ તે દોડે છે–દોડયા જ કરે છે, આખરે એક એકાંત ખૂણો મળતાં ત્યાં સંતપ્ત હૃદયને અવિરત રુદનની અશ્રુવર્ષામાં ઠાલવે છે. અભિષ્ટ સુખની સંપ્રાપ્તિ પછી તરતજ આવી દારૂણ હૃદયવ્યથા શા કારણે હશે?

પ્રત્યેક પ્રસંગનું બીજ ઊંડે ઊંડે તેને સાંકળતા પુરોગામી પ્રસંગના ગર્ભમાં જ રહેલું છે ે સત્ય તરફે જો પ્રસ્તુત વસ્તુસ્થિતિ નિર્દેશવામાં આવે અને તેને અનુલક્ષીને, પોતાની સ્થિતિથી મદન અને વસન્તને વાકેફ કરવા તેમની સમીપ ચિત્રાએ કરેલા ઉક્ત પ્રસંગના નિવેદનનું જો ઊંડું અન્વેષણ કરવામાં આવે તો જણાઇ આવે કે તેની મનોવેદનાનો પ્રેરકહેતુ તેના આત્મવૃત્તાંતમાંથી જ એવી સૂક્ષ્મ ને મનોહારી ભાવમયતાથી વ્યક્ત થાય છે કે તેને બીજે ક્યાંય શોધવા જરાની જરૂર રહેતી નથી. એ વૃત્તાંત અહીં પ્રગટ કરવાથી તેના હેતુનો પાર મપાય એટલું જ નહિ પણ તેના પારિણામિક ભાવિ અંતની ઝાંખી પણ તેમાંથી જ મળી રહે.

પ્રિયમિલન વિષે ચિત્રાનું પૂર્વોક્ત કથન સાંભળી, તેને સહેવી પડેલી અંતરવ્યથા વિષે દિલગીરી દર્શાવતાં અને પોતાના પ્રયત્નની નિષ્ફળતા ઉચ્ચારતાં જ્યારે મદન કહે છે કે—

'અફસોસ! એ માનવકન્યા! દિવ્યભંડારમાંથી મેં સ્વર્ગીય, સૌરભપૂર્ણ મદિરા ઉપાડી તેમાંથી કિનારી સુધી પ્યાલો ભરી પીવા સારૂ તારા હાથમાં મૂકયો, છતાં હજીએ આ વ્યથાનું આક્રંદ સાંભળું છું?...'—

ત્યારે કાંઈક ચીડાઈને ચિત્રા ઉત્તર આપે છેઃ

'કોણે એ પ્યાલો પીધો? જીવન-અભિલાષની વિરલતમ પરિપૂર્ણતા, પ્રેમનો પ્રથમ સંયોગ મને અર્પાયો, પણ હાથમાં આવતાંવેંત તે ઝૂંટવી લેવાયો!'

આ પ્રેમનો પ્યાલો શું મદને જ ઝૂંટવી લીધો હતો? અપૂર્વ સુખ અર્પી તેણેજ શું તે પાછું લઇ લીધું હતું? ના. ત્યારે તે કલ્યાણયોગમાં વિઘ્ન નાખવાની ધૃષ્ટતા કરનાર એ કોણ હતું? બીજું કોઇ નહિ, બીજું કોઇ નહિ-પણ જેણે ચિત્રા પર આધિપત્ય જમાવ્યું હતું તે સંદેહરાહુ! ચિત્રાને એટલું તો અવશ્ય પ્રતીત થાય જ છે કે તેને મળેલું દેહલાવણ્ય ગમે તેટલું ઓજસ્વી હો, ગમે તેટલું વિકાસમાન હો,—આખરે તે પોતાનું તો નહોતું જ. અત્યારે યૌવનવસન્તમાં ખીલતી તેની પ્રેમસૃષ્ટિ ગમેતેટલી અદ્ભુત અને સુમધુર હો, પણ તેનો વિશ્વાસ શો? એક વર્ષનો સમય હતો ખરો, પરન્તુ એક યુગનો પણ નિર્ણિત સમય પણ જેને ઓછો પડે એવા કાળમર્યાદાથી અતીત પ્રેમને મન એક વર્ષની શું કિંમત? એક દિન એવો જરૂર આવશે જ્યારે એ સૌન્દર્ય ખરી પડતાં તેને આશ્રયે વિકસેલો પ્રેમ ધૂળમાં રગદોળાઈ જશે. ત્યારે પોતાની શી સ્થિતિ? આ વિચાર જ ચિત્રાને વિહ્વલ કરી મૂકે છે. કેવી કરુણ દશામાં આખું જીવન વીતાવવું પડશે? સૌન્દર્ય જતાં એ જીવનમાં પ્રેમનું સ્થાન તો કયાંથી જ હશે?

જો કે હજી એક વર્ષની વાર છે, છતાં જેમ કોઈ વસ્તુના ભયની અસર નીચે અન્ય નિર્દોષ એવી વસ્તુમાંય આનંદ માણવો અશકય થઈ પડે છે તે જ પ્રમાણે ચિત્રાને સંપુર્ણ સુખનો યોગ છતાં પેલા ભાવિભયરૂપી રાહુની અસર તળે તેને તે ભોગવી શકતી નથી. તેના પોતાના શબ્દોમાં—

'આ ઉછીનું સૌન્દર્ય, મને વીંટતું આ અસત્ય, વધારે ખીલેલા પુષ્પમાંથી ખરી પડતી પાંખડીઓ પેઠે એ મધુર સંયોગનો એક માત્ર સ્મૃતિસ્થંભ લઈને મારી પાસેથી સરકી પડશે અને એ સ્ત્રી પછી તેના નગ્ન દારિદ્રયથી લજાતી રાતદિવસ રડતી બેસી રહેશે...... '

એ ભાવિ પ્રસંગની સંભવિતતામાંથી તાત્કાલિક ઉદ્ભવતી અસરનું નીચેની પંક્તિમાં પ્રગટ દર્શન થાય છેઃ

ચિત્રા: 'સ્વર્ગ મારા હાથની એટલું નજીક આવ્યું કે એક પળ તો હું ભૂલી ગઈ કે તે મને પહોંચ્યું જ નહોતું. પણ સ્વપ્નમાંથી જાગીને મેં જોયું તો મારૂં શરીર મારૂં પોતાનું જ પ્રતિસ્પર્ધી બની ગયું હતું.......'

આમ દેહ અને સૌંદર્ય સંદેહની ભૂમિકા પર વિભક્ત થયાં. સ્વાભાવિક હોવી જોઇએ તે સ્વત્વની ભાવના લુપ્ત થઇ અને પરકીયતા પ્રગટી અને પરિણામે દેહ અને આત્માને સૂક્ષ્મ બંધને બાંધતી અંતરંગ એકતા ખંડિત થઈ. જ્યારે દેહ આત્મા સાથે તદ્રૂપ બની બહિર્જગતમાં તેનું વિશુદ્ધ પ્રતિબિંબ ઝીલે-જેમ નિર્મળ સરોવર સ્વચ્છ આકાશને તેના શાન્ત જળમાં પ્રતિબિમ્બિત કરે-ત્યારે જ ચિરંજીવ સુખ કે શાંતિ સંભવી શકે. તેના અભાવમાં

માનવી સમતોલતા ગુમાવી હંમેશાં અસંતુષ્ટ, અવિશ્રાન્ત બની રહે—એ જ સ્થિતિ ચિત્રાની છે. તેનું દુઃખદ આલેખન કેવું હૃદયભેદક ઊઠે છે!—

ચિત્રા: 'તેને (પોતાનાં અંગને) હંમેશાં શણગારવાનું, પ્રિયતમ સમીપે મોકલવાનું અને તેના વડે તેને આલિંગતાં નીરખવાનું કામ મને અકારૂં થઇ પડયું છે. ઓ દેવ! તારૂં વરદાન પાછું લઇ લે.'

કેવી ભયંકર વિભિન્નતા! દેહ-આત્મા વચ્ચે આવી ભીષણ વિયુક્તતા અનુભવનાર માટે જીવન એક સંગ્રામરૂપ થઈ પડે તેમાં શું આશ્ચર્ય! આ માનસિક વિયુક્તિ અને તેમાંથી ઉદ્‌ભવતી વ્યગ્રતા ચિત્રામાં અકારણ નથી. કોઇએ આપેલ વસ્તુ પર જીંદગીની મહેલાત રચવા બેસીએ તો બીજે જ દિવસે તેના પાયા હચમચી ઊઠે. જેને આપણે આપણી પોતાની બનાવવા ઇચ્છતા હોઇએ-ગમે તે વસ્તુ હો-તેને આપણે જીવનના નૂરથી પ્રાપ્ત કરવી જોઇએ, અને ત્યારે જ તે ચિરસ્થાયી સુખ આપી શકે. ચિત્રાને અપ્રતિમ દેહલતા મળી પણ તે તેની આત્મવેલ સાથે સંયુક્ત ન થઈ શકી-થઈ શકવાની પણ નથી. પારાવાર હૃદયમંથન પછી ઉછીના સૌંદર્યની અસારતા તેના અંતરમાં જડાઈ જાય છે. એમ થાય છે કે વર્તમાન કરતાં તો પૂર્વે જે સ્થિતિ હતી તે જ વધુ સુંદર હતી. અને એક વીરાંગનાને છાજે તેમ તે મદનને તેનું વરદાન પાછું લઈ લેવા પ્રાર્થે છે. પણ એ પ્રાર્થનાના સ્વીકારમાં સમાયેલી નિજ શાસનની નિષ્ફળતા મદનના ધ્યાન બહાર રહી શકતી નથી, એટલે વસ્તુસ્થિતિની બીજી બાજુ દર્શાવતાં કુશળતાપૂર્વક તે ચિત્રાની હૃદયવીણાના એક સૂક્ષ્મતારને ઝણઝણાવી મૂકે છે-

મદનઃ 'પણ હું તારી પાસેથી તે લઇ લઉં તો પ્રિયતમ સમીપ તું કેવી રીતે ઊભી શકીશ? સુખનો પહેલો ઘૂંટડો હજી એણે પૂરો પીધો નથી એટલામાં એના ઓષ્ઠ પરથી પ્યાલો ખેંચી લેવો-એ નિર્દય નથી શું? કેવા રોષપૂર્ણ ક્રોધથી ત્યારે, તે તારા પ્રતિ જોશે?'

પણ આ યુક્તિપૂર્ણ શબ્દો એ વીરાંગનાને ભોળવી શકે તેમ નથી. અસત્ય કરતાં સત્યને તે વહાલું લેખે છે અને પરિણામની લવલેશ પરવા કર્યા વગર પોતાના ભાગ્યવિધાતા મદનદેવને સ્પષ્ટ સુણાવી દે છે—

'આના કરતાં તો તે વધારે સુંદર હશે. આ દંભવેષ કરતાં વધારે ઉન્નત એવી મારી જાતને હું તેની સમક્ષ પ્રગટ કરીશ. તેને તે પાછી ઠેલશે-અને તિરસ્કારી મારા હૃદયનઃ ભાંગીને ભૂક્કા કરશે તો તેય હું શાંતિથી સહી લઇશ'

ને તેનાં નયનમાંથી ભારતકન્યાની મંગલ સમર્પણભાવનાને પ્રસરાવતું, તેની વિશદ-દિવ્ય મહત્તાને સૂચવતું કરુણ છતાં સૌમ્ય દીપ્તિભર્યું હઠીલું તેજ વર્ષે છે.

પણ મદનનો પ્રિય વયસ્ય વસન્ત મિત્રના સામ્રાજ્યને આમ એકાએક તૂટી પડતું કેમ જોઈ શકે? પુષ્પધન્વાના શૃંગારશાસનમાં પ્રકૃતિમાં માર્દવ પૂરી તેને હરેક રીતે સફળ બનાવવામાં જ તેના જીવનની કૃતકૃત્યતા. મિત્રની સત્તા ટકાવી તેને સબળ બનાવવા અને એથે જ ચિત્રાને આકસ્મિક આપત્તિમાંથી ઉગારી લેવા તે એક સ્વાભાવિક માર્ગ સૂચવે છે—

"મારી શિખામણ સાંભળ. શરદ્‌ના આગમન સાથે કુસુમઋતુ જ્યારે પૂર્ણ થાય છે ત્યારે ફળઋતુનો વિજય આવે છે. એની મેળે એક એવો સમય આવશે જ્યારે ત્હારી આતપ-ક્લાન્ત દેહપ્રભા ઠરમાશે, અને અર્જુન તારામાં રહેલા સનાતનફલિત સત્યનો આનંદપૂર્વક સ્વીકાર કરશે. અત્યારે તો તારા ઉન્માદોત્સવમાં પાછી વળ, વત્સ!"

(અપૂર્ણ)

# નોંધ



**ના.** મુનશીએ મુંબઈ વિદ્યાપીઠની ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં તેમણે આપેલ છેલ્લા ભાષણમાં પાછલા પૌરાણિક સાહિત્યમાં મહાભારત કે તેની નામાંકિત વ્યક્તિઓનો ઉલ્લેખ ન હોવાનું કારણ દર્શાવીને મહાભારતના મહાન યુદ્ધને અને તેનાં લોકોત્તર પાત્રોને કાલ્પનિક પૂરવાર કરવાનો પ્રયાસ કર્યો છે.

ના. મુનશીની નવું સર્જવાની ભાવના જો કે આવકારપાત્ર છે; પણ કેટલીક વખત નવું સર્જવા જતાં તેઓ જુનાનો એવો ઉચ્છેદ કરી નાંખે છે કે જે ઉચ્છેદ તેમના નવસર્જનથી મળતા લાભ કરતાં અનેકગણો ગેરલાભકર્તા હોય.

તેમણે નવલત્રયી સર્જી અને મધ્યયુગની ઉજ્જવળ અને તેજસ્વી જૈન સંસ્કૃતિ સામે ભિન્નરંગી કાચ ધરી દીધો. તેમણે ચાણક્ય યુગ લીધો અને તેજવર્ષી વાતાવરણને મદિરામસ્ત ચીતરી બતાવ્યું. તેમણે પૌરાણિક યુગને સ્પર્શ કર્યો ને હિંદની ભવ્ય પ્રાચીન વ્યવસ્થાના સુરેખ દર્શનને છિન્નભિન્ન કરી નાંખ્યું. અમુક અસ્પષ્ટ ઉલ્લેખોના અસંભવત અર્થ કરીને અને બીજી બાજુને ઝીલવાના કે ઊંડાણથી જોવાના શ્રમને બિનજરૂરી માનીને તેમણે વશિષ્ઠને ગણિકાપુત્ર ને સત્યવતીને માછીપુત્રી કહી દીધાં. આજે પુરાણોના પૂરતાં અવલોકન અને સૂક્ષ્મ મંથન વિના તેઓ મહાભારતને કાલ્પનિક કહેવાની હામ ભીડે છે.

પૌરાણિક સાહિત્યમાં ઉલ્લેખના અભાવેજ જો મહાભારત બિનઐતિહાસિક ઠરી જતું હોય તો મેકસમૂલરે પણ જેનો ઉલ્લેખ કર્યો છે એ 'અશ્વલયન' પુરાણનો અને તેમાં દર્શાવેલી મહાભારતની વિગતોનો ના. મુનશીએ અભ્યાસ કરી લેવો ઘટે છે. પણ એ કારણને પૂરતું ગણવામાં ન આવે તોપણ જ્યોતિષ, અન્ય ઉલ્લેખો અને અનુકરણો અને સાંસ્કૃતિક વિકાસક્રમની ગણતરીએ પણ મહાભારતનું યુદ્ધ ઐતિહાસિક જ ઠરે છે.

જ્યોતિષ-ગણતરીએ તો અનેક પ્રમાણો આપીને 'કેસરી'ના વિખ્યાત સંપાદક શ્રી. કરંદીકરે તેને ઐતિહાસિક પૂરવાર કરી દીધું છે. ઉલ્લેખ-ગણતરીએ મહાભારતનાં નામાંકિત પાત્રોની યુગજુની મૂર્તિઓ મળી આવે છે; પ્રાચીન સ્થાપત્યમાં ઠેરઠેર તે યુદ્ધની ઐતિહાસિકતાને ગૂંથી લેવામાં આવી છે; હજારો વર્ષજુની સાહિત્યકૃતિઓમાં એ યુદ્ધ અને એનાં પાત્રોના ઉલ્લેખ મળી આવે છે; એ કાવ્યની ઐતિહાસિકતા પર તેના અનુકરણમાં યુગો પૂર્વે નવીન સાહિત્યકૃતિઓ રચાઈ છે. અને સાંસ્કૃતિક વિકાસક્રમની ગણતરીએ—

રામાયણયુગ અને તે પહેલાંનાં પણ લાખો વર્ષથી હિંદની મહાન આર્ય પ્રજા જે શસ્ત્રવિકાસ સાધતી આવી તે વિકાસને મહાભારતના નહિ તો બીજા એવા કયા સર્વસંહારક મહાયુદ્ધના પરિણામે મર્યાદિત કરી નાંખવો પડ્યો? આદિયુગમાં પાષાણશસ્ત્રો, તે પછી ધનુષ્યવિકાસ, પછી તલવાર અને ધીમે ધીમે વ્યાપક સંહારને સહજ બનાવતાં અનેકવિધ તીક્ષ્ણ શસ્ત્રો હિંદમાં વપરાયાં છે અને રામાયણ તેમજ બીજા યુદ્ધોના ઇતિહાસમાંથી તેના વિગતવાર પુરાવાઓ પણ મળી આવે છે. આ શસ્ત્રવિકાસ લગભગ વિ. સંવત પૂર્વે ૫૦૦૦ વર્ષ સુધી ચાલુ રહ્યો છે. પણ એ સમયમાં હિંદમાં કોઈ એવું મહાયુદ્ધ ખેલાયું કે જેનું સર્વસંહારક પરિણામ જોઈ પ્રજાને શસ્ત્રમર્યાદા સ્વીકારવાની ફરજ પડી. ને એ મર્યાદા હિંદની

મહાન પ્રજાએ એવી સચોટતાપૂર્વક જાળવી છે કે લગભગ અઢારમી સદી સુધી યુદ્ધમાં તેણે તીર, તલવાર કે ભાલા સિવાય ચોથી ચીજનો ઉપયોગ નથી કર્યો.

જે શસ્ત્રમર્યાદા સ્વીકારવાની કે તેને અમુક દિવસો સુધી પણ ટકાવી રાખવાની આજે યુરોપની શક્તિ નથી એ કરતાં પણ અનેકગણી વિશુદ્ધ શસ્ત્રમર્યાદાને–યુગો સુધી સાચવી રાખનાર ભારતીય પ્રજાએ એ મર્યાદાબંધન મહાભારતના નહિ તો બીજા કયા સંહારક યુદ્ધમાથી સ્વીકાર્યું છે?

× × ×

આ મહિને હિંદમાં રજુ થયેલાં ત્રણ બજેટો ખાસ ધ્યાન આકર્ષે છે: એક મુંબઇ સરકારનું, બીજું રેલ્વેનું, ત્રીજું હિંદી સરકારનું.

મુંબઇસરકાર મહાસભાવાદી સરકાર હોઇ તેનું બજેટ પ્રજાના સુખ અર્થે હોય એ સ્વાભાવિક છે. પણ એ બજેટ એક અણધારી ભાવિ આફતનો માર્ગ તો ખુલ્લો જ રાખે છે.

મુંબઈસરકારે દારૂબંધીના કારણે આવી પડનારી દોઢ કરોડની ખોટ પૂરવાને નવા કરવેરા નાંખવા વિચાર્યું છે. એ કરવેરા ગમે તેવા યોગ્ય સ્થળે નંખાતા હોય તો પણ તે ઉક્ત આફતનો માર્ગ તો નથી જ અટકાવતા.

મહાસભાએ પ્રાન્તોનું શાસન સ્થાયી સ્વરૂપે તો સ્વીકાર્યું નથી. આજે મહાસભાવાદી સરકાર છે, આવતીકાલે બીજી પણ આવે. મહાસભાવાદી સરકાર દારૂબંધીના કારણે આવતી ખોટને પૂરવા જે નવા કરવેરાના માર્ગ ખુલ્લા કરે છે એ કરવેરાથી ગમેતેટલું નુકશાન છતાં પ્રજા તે સરકારને પોતાની ગાની આજે તો ચલાવી લે છે. પણ મહાસભાવાદી સરકાર કદાચ રાજીનામાં આપે અને એ પછી આવનારી બીજી સરકારો દારૂનિષેધની યોજનાના અમલને શિથિલ કરીને પણ એ કરવેરાને ચાલુ નહિ રાખે એની કંઇ ખાત્રી? અને એવી સરકારો જો દારૂ પરના પ્રતિબંધને જ ઉઠાવી લે તો, આજે જે શુદ્ધ કે અશુદ્ધ સ્વરૂપમાં દેશી દારૂનો ઉદ્યોગ અનેક પ્રકારે સચવાઇ રહ્યો છે એ ઉદ્યોગથી તેને સાચવનાર વર્ગ જુદો પડી ગયેલ હોઈ, તે સમયે દારૂની ઊભી થયેલી નવી જરૂરિયાતને પૂરી કરવાનો ઇજારો કેવળ પરદેશીઓને હસ્તક તો નહિ ચાલ્યો જાય ને?

મહાસભાવાદી સરકારો જ્યાંસુધી સ્થિર સ્વરૂપમાં નથી ત્યાંસુધી અમુક લાભદાયી યોજનાઓના અમલ માટે નવા કરવેરા નાંખવા એ કરતાં એ અમલ લોનદ્વારા કરવો વધુ વ્યાજબી છે. જો મહાસભાવાદી સરકાર ને દારૂનિષેધની યોજના બંને સ્થિર બનશે તો એ લોનો ગમે તે રીતે ભરપાઈ કરી શકાશે; ને સ્થિર બનેલી યાજનાની ખોટ નવા કરવેરાથી પૂરી શકાશે. પણ આજે નંખાયલ નવા કરવેરાથી પ્રજા પરિચિત થઇ જતાં ભાવિ સરકારો દારૂનિષેધને શિથિલ બનાવીને એ નવા કરવેરાને સહેલાઇથી ચાલુ રાખી શકશે અને એ રીતે વધેલી આવકનો ઉપયોગ ગમે તે માર્ગે કરી શકશે.

રેલ્વે—બજેટમાં પોણાપંચાણું કરોડની આવકે ફક્ત બે કરોડની પુરાંત દર્શાવવામાં આવી છે. વાહનવ્યવહારને અનિવાર્ય રીતે વધારી દેવામાં આવેલ હોઈ, રેલ્વે એ બિનહરિફ વ્યાપારીસંસ્થા હોઇ અને ભાડાંના વધારા સંબંધમાં તે સ્વૈરવિહારી હોઈ તે બજેટમાં બચત દર્શાવી શકે છે અને લાભમાં ધંધો કરે છે એ અતિપ્રશંસાનો વિષય નથી.

પણ ખેદનો વિષય છે કે પુરાંત છતાં રેલ્વેને વધારી મૂકવામાં આવેલાં ભાડાં જરીકે ઓછાં કરવાની ઇચ્છા નથી, જે વર્ગ પર તેની આવકનો મુખ્ય આધાર છે તે વર્ગના મુસાફરોની સગવડતા વધારવાનો તેને અવકાશ નથી; અને ઉલટું અનેક અકસ્માતો કર્યા પછી તે પ્રજાને 'રેલ્વેમાં વિશ્વાસ ટકાવી રાખવા'ની શિખામણ આપવા નિકળે છે.

હિંદી સરકારના બજેટમાં રૂ. ૮૨૧૫ લાખની આવક ૮૨૬૬ લાખનો ખર્ચ દર્શાવવામાં આવ્યો છે. તેમાં પરદેશી રૂ પર નંખાયેલી જકાત હિંદી મીલઉદ્યોગને ફટકા સમાન છે. હિંદી મીલોને હિંદમાં તૈયાર ન થતું એવું લાંબા તારનું રૂ પરદેશથી મંગાવવું જ પડશે અને તેનો મોંઘો ભાવ આપવો પડતાં તેમના સામેની પરદેશી કાપડની હરિફાઈ વધારે તીવ્ર બનશે. એ જ બજેટમાં 'ખાંડસારી' ખાંડ પરનો કરઘટાડો તો ખાંડના ગૃહઉદ્યોગને સપડાવવાની એક બાજી સમાન થઇ પડશે. એ ઘટાડાએ ઉક્ત ખાંડનાં કારખાનાંને જે લાભ કરી આપ્યો છે એ કરતાં અનેકગણો ગેરલાભ એણે ખાંડના છૂટક ઉદ્યોગને કર્યો છે. આજસુધી એ ખાંડને લગતી જકાત જે કેવળ કારખાનાંઓનેજ લાગુ પડતી તે હવેથી કોલોને પણ લાગુ પડશે. પરિણામે ખાંડ બનાવવાનો છૂટક ઉદ્યોગ જે કારખાનાંઓને ભરવા પડતા અને પોતાને ન ભરવા પડતા કરના લાભ નીચે ટકી રહ્યો હતો અને સફેદ ખાંડ સામે પણ હરિફાઇમાં ઊભો રહી શકતો તે હવે તદ્દન ભાગી પડશે અને હિંદનો એ રહ્યોસહ્યો સ્વદેશી ઉદ્યોગ પણ કેવળ મોટાં કારખાનાંઓના હાથમાં ચાલ્યો જશે.

× × ×

હિંદની રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે ચૂંટાયલ શ્રી સુભાષચંદ્ર બોઝની એ ચૂંટણીમાં થયેલી જીત વ્યાજબી હો કે ગેરવ્યાજબી–પણ એમની જીત સામે અમુક સ્થળે પ્રગટી નીકળેલો રોષ આપણી રાજકીય કચાશ સૂચવે છે.

જો આપણને પ્રજાશાસન પ્રિય છે તો પ્રજાએ ચૂંટેલો પ્રમુખ પણ આપણને શિરોવંદ્ય હોવો જોઇએ. ચૂંટણીમાં કે પ્રતિનિધિસંસ્થામાં સડો કે પક્ષપાતના કારણે જો એમ બન્યું હોય તો સુભાષબાબુને એવો પક્ષપાત જમાવવાને જેટલો અવકાશ છે કે ચૂંટાવાના કારણે જેટલો લાભ છે તે કરતાં તો કોઇ સ્વતંત્ર દેશના સત્તાધારી પ્રમુખને એવો પક્ષપાત જમાવવાને અનેકગણો અવકાશ હોય; ચૂંટાવાના કારણે અનેકગણો લાભ હોય. હિંદનો કેળવાયલ મહાસભાવાદી વર્ગ પોતાનો પ્રજાકીય નાયક ચૂંટી લેવાને અસમર્થ હોય એ કરતાં તો જ્યાં બિનકેળવાયલ વર્ગને પણ અધિકાર હોય છે એવા સ્વતંત્ર દેશની ચૂંટણી વધારે ભૂલભરી અને અસ્થાને લેખાય. છતાં પ્રજાતંત્રવાદી દેશોમાં બહુમતિએ પ્રમુખ ચૂંટાય છે; ને નિવૃત થતો પ્રમુખ તેને અભિનંદન આપે છે.

પ્રજાતંત્ર જો આપણને પ્રિય હોય તો પ્રજામત પણ પ્રિય હોવો ઘટે. પ્રજાવાદની છાયા નીચે વ્યક્તિતંત્રવાદ ન પોષી શકાય. કાં તો પ્રભુતાવાદી હીટલર બનવું જોઇએ, ને નહિતર, અમેરિકાનો પ્રમુખ–કે જે નવો ચૂંટાયલ પ્રમુખ કેવો છે એનો વિચાર પણ કર્યા વિના તેને અભિનંદન આપી, બીજો એક પણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય, નિવૃત્ત બની જાય.

× × ×

શ્રી. ગોપાળદાસ જીવાભાઈ પટેલે 'પ્રસ્થાન'ના કાર્તિક માસના અંકમાં જૈનોના પરમ પવિત્ર આગમગ્રન્થ 'ભગવતીસૂત્ર' માંની અમુક પંક્તિઓનો અનર્થ કરી જગતની વિરલ અહિંસામૂર્તિ ભગવાન મહાવીર પર માંસાહારનો આરોપ ઓઢાડી દીધેલો. એ આરોપને તો જો કે, શ્રીયુત પટેલે કરેલો અર્થ કેટલો અસ્થાને અને અપ્રાસંગિક છે એ દર્શાવી મહાન જૈનાચાર્યોએ અને નામાંકિત બ્રાહ્મણ પંડિતોએ હાસ્યાસ્પદ ઠેરવી દીધો છે. પણ એ આરોપ અંગેની ચર્ચા હિંદની આર્ય પ્રજા પર ઓઢાડાયેલ એ જ આરોપને પણ અસ્થાને ઠેરવવાનાં દ્વાર ખુલ્લાં કરે છે.

પાશ્ચાત્ય પ્રજાના આશ્રયે કરેલા અભ્યાસના પરિણામે, માંસાહાર માટે આપણો માર્ગ ખુલ્લો કરવાને, આપણામાં જેમ મહાવીર સમી પરમ અહિંસામૂર્તિને માંસાહારી ઠેરવવાની વૃત્તિ જન્મી અને એ માટે અસંભવિત અર્થને પણ બંધબેસતો કરવાની આપણે જેમ ચાલચેષ્ટાઓ કરી એમ યવનપ્રજાના સંસર્ગે કરેલા અભ્યાસના પરિણામે તેમની પાસેથી અવળા અર્થ શીખી કેટલાક મધ્યકાલીન પંડિતોએ ભારતની મહાન પ્રાચીન વિભૂતિઓના નામ પર માંસાહાર ચડાવી દઇ યવનકાલીન હિંદની પ્રજાને માંસાહારના પન્થે ચડાવી દીધી હોય એમ કાં ન બને?

ને વસ્તુસ્થિતિ પણ મોટેભાગે એવી જ છે. યવનોના સંસર્ગમાં આવી તેમના હાથે કેળવાયા પહેલાં હિંદની આર્ય પ્રજા માંસાહારી હતી એમ સિદ્ધ કરવાને એક પણ ચોક્કસ પૂરાવો નથી. રન્તિદેવ ને વશિષ્ઠના નામે ચડાવી દેવાયલ ગોવધ તો અસ્થાને ઠરી ચૂક્યો છે. એક અનાર્ય—પારધીના હાથે થતી ક્રૌંચપક્ષીની હિંસા જોઇ રામાયણના જગવિખ્યાત આલેખકનું હૈયું તીક્ષ્ણ વેદના અનુભવે છે; રામાયણ–મહાભારતનાં નામાંકિત પાત્રોના ભોજનવર્ણન પ્રસંગે માંસનો ક્યાંય સ્પષ્ટાર્થી નિર્દેશ નથી જણાતો; રાજવંશી કુમારોને ધનુર્વિદ્યા શીખવવાને પક્ષીઓ પણ મોટે ભાગે લાકડાનાં જ વપરાતાં; પરમ અહિંસક જૈન સાધુઓ, દુષ્કાળના સમયમાં દિવસો સુધી સમ્રાટ ચન્દ્રગુપ્તની સાથે જ ભોજન લે છે; ચાણક્યના નામે ચડાવાયલ અર્થશાસ્ત્ર સિવાય હિંદની નગરીઓના વર્ણનપ્રસંગે ક્યાંય કતલખાનાનો ચોક્કસ નિર્દેશ નથી—આ સર્વે જોતાં લાગે છે કે યવનોના સમાગમ પહેલાં, અને પરમ સત્રોના અર્થને પોતાના અંગત લાભને ખાતર અવળી દિશાએ દોરી અને એને અનુકૂળ નવાં સૂત્રો ગૂંથી પ્રજાને ખાડામાં ગબડાવી નાંખનાર વ્યક્તિઓના જન્મ પહેલાં હિંદની આર્ય પ્રજામાં ક્યાંય માંસાહાર કે પશુહિંસાનું નામ નહોતું.

આ માન્યતા સૂક્ષ્મ પૂરાવાઓ સાથે સિદ્ધ કરી શકાય એમ છે. પણ તે માટે ટૂંક નોંધમાં પૂરતો અવકાશ ન હોઇ આવતા અંકે તે એક વિસ્તૃત લેખ રૂપે પ્રગટ કરવાની આશા રાખીએ છીએ.

**લેખનોંધ :** 'વટપદના ઐતિહાસિક ઉલ્લેખો' ની લેખમાળાના બાકી બે હપ્તા હવે પછીના અંકોમાં.

**સુધારો :** આ અંકના ૫૧૫મા પાના પર, પાંચમી લાઇનમાં, 'સુદિવ્ય ગુંજને'ને સ્થળે 'સુદિવ્ય તુજ ગુંજને' એ રીતે સુધારીને વાંચવું.

**ગુજરાત સાહિત્ય સભા—**

" ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ' તરફથી ૧૯૩૯ના વર્ષના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કાર્ય શ્રી. પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી અને શ્રી. પ્રો. વ્રજરાય મુકુંદરાય દેસાઈને સોંપવામાં આવેલ છે. તો આથી સૌ પ્રકાશકો અને લેખકોને વિનંતી કરવાની તેઓનાં પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી સભાને આ કામમાં સહકાર આપેઃ—

શ્રી. પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી,
એમ. ટી. બી. કૉલેજ,
અથવા લાઇન્સ, સુરત.
લી. ઇચ્છારામ દવે
માનદ્ મંત્રી વતી.




યોગી કોણ ?—લેખક: શ્રી દિવ્યાનંદ; પ્રકાશક: નવચેતન સાહિત્યમંદિર. ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; કિંમત: ૧–૪–૦.

'જળિની' અને 'પ્રીતમની પ્યાસ'ના જાણીતા લેખકની આ ત્રીજી કૃતિ તેમની પ્રથમની બે કૃતિઓએ વરી લાવેલ કીર્તિમાં ઉમેરો કરે એવી છે.

એક અભ્યાસી અને વિશદ ભાવનાશીલ વિદ્વાન પ્રો. દેવપ્રસાદની સુશીલ છતાં આશાઘેલી પત્ની માલિની, પતિની ગેરહાજરીમાં, સ્નેહી ડૉ૦ રમાકાન્ત સાથે એક પ્રસંગે ફસાઈ જતાં, તેના યોગે, શરદ નામે પુત્રને જન્મ આપે છે. ડૉક્ટર તો માલિનીનો સહવાસ સદૈવ ઝંખે છે પણ એ સુશીલ નારીના તીવ્ર ઠપકાથી તેની સાન ઠેકાણે આવે છે અને તે આપઘાતને માર્ગે વળે છે; પણ બેન જયવતીનાં સૂચક વેણથી પતનના પ્રાયશ્ચિત તરીકે તે સેવાનો માર્ગ સ્વીકારે છે. પ્રો. દેવપ્રસાદ માલિનીના એ પતનને ગુપ્ત રીતે જાણી જવા છતાં મૌન સેવી પરાયા પુત્રને તે પોતાના તરીકે ઉછેરે છે. પણ જ્યારે પ્રોફેસરનો એ પુત્ર ડૉ૦ રમાકાન્તની પુત્રી કુંજન સાથે સ્નેહ વાંછે છે ત્યારે, તે કારણે સંતાપ અનુભવતી પત્નીને સાન્ત્વન આપવા પ્રોફેસર ડૉ૦ રમાકાન્તને એ બંને વચ્ચેના સ્નેહને અટકાવવા વીનવે છે. તે પ્રસંગેજ માલિની અને ડૉ. દેવપ્રસાદની સાચી મહાનુભાવતા અનુભવે છે પત્નીની પ્રેમઘેલી આશાઓ ન સંતોષવા માટે ડૉ૦ પ્રોફેસરને કંઇક ઠપકો આપે છે પણ પછી તેની મહત્તાથી અંજાઈ, પોતાની નાલેશીના ભાગે પણ તે પુત્રી આગળ પટ ખોલવાની ભાવના દર્શાવે છે. ને પરિણામે પુત્રીના મુખે શરદને લગ્નની ના કહેવરાવી દઇ તે માલિની અને તેના પુત્રની વિશુદ્ધિ સાચવી રાખે છે.

દેવપ્રસાદ, રમાકાન્ત, જયવતી, કુંજન, માલિની અને તેનો દાદો—એ બધાં બીજાનાં સંતાપ, સ્નેહ ને વિશુદ્ધિને ખાતર એવી શાંત વ્યથા સહી લે છે કે તેમાંથી યોગી કોને ન કહી શકાય એ વિચારણીય થઇ પડે એવું છે. પ્રો. દેવપ્રસાદનું પાત્ર, કંઇક અંશે, શ્રી રવીન્દ્રનાથના 'ઘરે બાહિરે'ના નિખિલની સમાંતર, ને માલિનીનું પાત્ર અલ્પાંશે 'વિમલા'ની સજોડમાં ઊભું રહી શકે એમ છે.

પણ આ નાટકની ભાવના અને મહત્તા 'ઘરે બાહિરે' કરતાં ખૂબ નીચે ઊતરી જાય છે. પોતાંનાંના પતનને સહી લેવું એ જેટલું વિરલ છે એટલું જ નુકશાનકર્તા એ રીતે સહન કરી લેવાની વૃત્તિઓ કેળવવી એ છે. જ્યાં અસહ્ય છે ત્યાં પ્રસંગે સહ્ય બનાવવું એ શોભાસ્પદ છે, પણ અસહ્ય સહ્ય તરીકે સ્વાભાવિક બની જાય એ નીતિઘાતક છે.

અમુક ભાવનાનું પ્રતિપાદન કરવાનું હોઇ નાટક કેટલેક સ્થળે ચર્ચાત્મક બની જાય છે છતાં એનો વેગવંત પ્રવાહ વાંચકને ખેંચી રાખે એવો છે. પાત્રનિરૂપણ કેટલેક અંશે સુરેખ રહી શક્યા છતાં શૈલી વાસ્તવિકતાની ભૂમિકા છોડી કલ્પનાના પ્રદેશમાં વધારે દોડી જાય છે. ભાષાનો આડંબર, અને જોડણી અને વ્યાકરણની ભૂલો કંઇક વિશેષ પ્રમાણમાં છે. કલાત્મક નાટક તરીકે મહદંશે સફળ ન ગણીએ તોપણ આ પુસ્તક આવકારપાત્ર સાહિત્યકૃતિ તો છેજ.

યુગદર્શન—લેખક અને પ્રકાશક : મૂલજીભાઈ પિતાંબરદાસ શાહ, 'સાહિત્ય ભૂષણ'; રાવપુરા, વડોદરા, કિંમત : ૧–૦–૦.

રંગભૂમિ માટે લખાયલ આ નાટકનું સાહિત્યકૃતિ તરીકેનું અવલોકન અસ્થાને લેખાય: જેમ ના. મુનશીનાં નાટકો 'સાહિત્યકૃતિ તરીકે ગમેતેવાં વિરલ છતાં રંગભૂમિ પરથી

અને સુતરાઉ અને રેશમી કાપડ ઉપર કર નાંખીને પૂરી કરવામાં આવશે. નવા બજેટમાં રેલવેની પોણા પંચાણું કરોડની આવકની ગણતરી, પણ ખર્ચ વધવાથી પુરાંત બે જ કરોડની. હિંદી સરકારના નવા વર્ષના બજેટમાં ૮૨ કરોડ ૧૫ લાખની આવકે ૮૨ કરોડ ૬૬ લાખના ખર્ચનો અડસટ્ટો.

**સ્ત્રી-જીવન :** મુંબઇ પ્રાન્તીય મહિલા-પરિષદ ને પ્રદર્શનની શ્રીમતી મુનશીના હાથે થયેલી ઉદ્‌ઘાટનક્રિયા, લેડી સ્ટીવન્સનના પુનર્લગ્ન પ્રસંગે તેમના પુત્રેજ આપેલું માતાનું કન્યાદાન. લોર્ડ સેફ્ટસબરીના કહેવા પ્રમાણે ઇંગ્લાંડને ઊછરતી પ્રજાના હિત માટે કુવામાંથી હાથે જ પાણી ખેંચતી મજબુત સ્ત્રીઓની જરૂર છે. ગયા વર્ષની સર્વશ્રેષ્ઠ દશ રૂપસુંદરીઓમાં ડચેસ ઓફ વિંડસરનો બીજો અને બેગમ આગાખાનનો પાંચમો નંબર આવ્યો છે. એ દશે રૂપરાણીઓનો કાપડખર્ચ એ વર્ષમાં લગભગ ત્રીસ લાખ રૂપિયા થયેલો.

**દેશી રાજ્યો :** જયપુરની પ્રજાકીય લડત સામે જરૂર પડે તો મશીનગન પણ વાપરવાનો ત્યાંના ગોરા પ્રધાનનો નિશ્ચય; શ્રી. જમનાલાલ બજાજની ધરપકડ; રાજકોટની ઉગ્ર બનેલી લડત. પૂ. કસ્તુરબા, મણીબહેન પટેલ, મૃદુલા શેઠ વગેરેની ધરપકડ. સત્યાગ્રહીઓ પર અત્યાચાર; પૂ. મહાત્માજી તપાસ અર્થે: શાંત સમાધાન માટે તેમના ઉપવાસ; ને છેવટે વાઇસરોયની દરમિયાનગીરીથી થયેલું સમાધાન. લીંબડીમાં ગુંડાગીરી, પ્રજા-પરિષદને વિખેરી નાખવાના પ્રયત્નો. જુનાગઢ, હૈદ્રાબાદ, કુતિયાણા, રાધનપુર વગેરે રાજ્યોમાં પ્રજા પર ચાલતું દમન. પંડિત જવાહરલાલના પ્રમુખપદે લુધિયાનામાં મળેલી રાજસ્થાન પ્રજાપરિષદની બેઠક. ગાયકવાડ નરેશ શ્રીમંત સયાજીરાવનું અવસાન. તેમના પૌત્ર શ્રીમંત પ્રતાપસિંહરાવને વડોદરાના ગાદીપતિ તરીકે કરાયેલું રાજતિલક. શ્રીમંત પ્રતાપસિંહરાવે સ્વ. નરેશે પાંચ વર્ષ માટે મહેસૂલમાં કરેલા સવા એકવીસ લાખના ઘટાડાને કાયમીરૂપ આપ્યું અને સ્વ. નરેશના સ્મારક માટે રૂા. એક કરોડ આપ્યા. ત્રાવણકોરના ખ્રિસ્તીઓ પ્ર.પે કડકાઈ દાખવવામાં આવે છે તે સામે મ. ગાંધીજીનો વિરોધ.

**રાષ્ટ્ર :** ત્રિપુરી-મહાસભાના પ્રમુખ તરીકે શ્રી સુભાષ બોઝની વરણી. પ્રમુખ તરીકે શ્રી સુભાષ બોઝ ચૂંટાવાના કારણે કારોબારીના તેર સભ્યોએ આપેલાં રાજીનામાં. મુંબઇની મ્યુનિસિપલ ચૂંટણીમાં કોંગ્રેસે મેળવેલો ઝળકતો વિજય. વડીધારાસભામાં પસાર થયેલું મુસ્લીમ તલ્લાક-બીલ. ધંધુકામાં મળેલી રાજપુત પરિષદે સરદાર શ્રી. વલ્લભભાઇ પટેલ અને કોંગ્રેસની રાજપુતવિરોધી નીતિ સામે દર્શાવેલો વિરોધ. બર્મામાં રમખાણ. સરહદના પ્રધાનો અને તેમના અમલદારો વચ્ચે વધતો જતો મતભેદ. દેરા ઇસ્માઇલખાનમાં ભયંકર કોમી રમખાણના કારણે તારાજ થયેલી ૧૧૦ દુકાનો. લખનૌ અને કાનપુરમાં કોમી હુલ્લડો. બેરિસ્ટર સાવરકરના મતે હિંદની પ્રજાકીય પરદેશનીતિ કેવળ રક્ષણાત્મક હોવી ઘટે. મુંબઈના એક વખતના ગવર્નર, થોડાક સમય પરના હિંદના કામચલાઉ વાઇસરોય અને બંગાળના ગવર્નર લોર્ડ બ્રેબોર્નનું, આંતરડાના સોજા પરનું ઓપરેશન નિષ્ફળ જતાં, થયેલું અવસાન. શ્રી સુભાષચન્દ્ર બોઝની માંદગી.

**પરદેશ :** જાપાને હૈનાન ટાપુનો લીધેલ કબજો. ફ્રાન્સે અમેરિકાને ૧૯૩૮માં ૧૦૦ અને ૧૯૩૯માં ૫૦૦ લશ્કરી વિમાનો બાંધવાની આપેલ વરદી. હર હીટલરે જાહેર કરેલી ઇટલિ અને જર્મનીની અતૂટ લશ્કરી એકતા. ફ્રેન્ચ વડાપ્રધાને ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે એવીજ એકતા દર્શાવી અને મી. ચેમ્બરલેઈને એ માન્યતાને ટેકો પણ આપ્યો. ફેસીસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલની જંગી સભામાં હીટલરના ભાષણ માટે સંતોષ દર્શાવવામાં આવ્યો અને જર્મનીની સંસ્થાન વિષયક માગણીને વ્યાજબી ઠેરવવામાં આવી, તેમજ ઇટલિના સામાજિક કાયદાની પુનર્ઘટના સંબંધી વ્યવસ્થા કરવામાં આવી. ઇટલિ અને જર્મનીમાં લોકસત્તાવાદી દેશોને ઉશ્કેરતી પ્રે. રૂઝવેલ્ટની પરદેશનીતિ સામે હુમલા. રૂઝવેલ્ટે જાહેર કરેલી જગતના પ્રત્યેક રાષ્ટ્રની સ્વતંત્રતાને વાંછતી પોતાની પરદેશનીતિ. ઇટલિ, જર્મની, જાપાન, ફ્રાન્સ, ઇંગ્લાંડ ને અમેરિકાએ શસ્ત્રસજ્જતામાં આદરેલી વિનાશક હરિફાઈ. જાપાને આવતા વર્ષ માટે મંજુર કરેલું એકત્રીશ ...ડ પાઉન્ડનું ખાસ લશ્કરી બજેટ-જેમાંથી સાડા સત્તાવીસ કરોડ પાઉન્ડ ચીનના યુદ્ધ પાછળ ...વાની ગણતરી. જાપાને બંધ કરેલો પર્લ નદીનો માર્ગ. પેલેસ્ટાઈન પરિષદનું ખરાબે ચડેલું નાવ. જેરૂસલેમમાં કર્ફ્યુ-ઓર્ડર. ચીનના પરદેશમંત્રીનું ખૂન. સ્પેનના આંતરિક યુદ્ધમાં ફ્રાન્કોએ બાર્સીલોના પર મેળવેલો વિજય; સમાજવાદી સરકારની નાસભાગ; અમેરિકા સિવાય જગતના લગભગ દરેક દેશે કરેલો ફ્રાન્કોની સરકારનો સ્વીકાર. જુના પોપનું અવસાન. નવા પોપ તરીકે એક રાજદ્વારી રોમન કાર્ડીનલ ચૂંટાતાં ઇટલિમાં ફેલાયેલી હર્ષની લાગણી.

# Specimen-extracts
### from
# Ancient India Vol. II.

[ For other particulars, see advertisement elsewhere in this number ]

We do not know what his name must have been according to astrological position of constellations at the time of his birth. Jaina books state that his name was Samprati[9]. Sometimes it is written as Sampatti—possibly given to him due to his possessing a vast amount of riches. Aśoka had given him the name Priyadarśin[10], which he got inscribed in the rock and pillar edicts due to his respect for his grandfather. The Purāṇas state that the name of the successor of Aśoka was Indrapālit, which may have been another name of Priyadarśin[11]. Certain it is that the king who succeeded Aśoka on the throne was his grandson Samprati by name[12]. Greek books have called him Amitrochades[13]; Jaina books have given him a similar name, Amitrāghāt[14].

Some scholars say that one of his names was Daśarath.

(9) In Māgadhī language, the name is Samprati. (J. S. L. Saṅgraha, pp. 41).

(10) G. V. S. Aśoka, pp. 6:—"Priyadarśin" means, "One who looks (at others) with love" or "one who is dear to the sight". Cf. pp. 249. Some scholars think that "Priyadarśin" is a mere epithet. Really speaking it is a proper noun.

Smith, Aśoka, pp. 22, f. n. no. 2:—"I do not deny that the chronicles of Ceylon used Piyadasi and Piyadassan as quasi-proper names; but I affirm that, in the inscriptions the titles are not used.

(11) This name is discussed later on.

(12) Râsamālā, vol. I. pp. 7, (London, 1856 edi.); "Samprati is a fabulous prince". The reader will see that this observation is quite false.

(13) I. C. C. (Hultzch), Aśoka, pp. 35, and line 25 of 31; Bhilsā Topes, pp. 92; for further details read the next chapter.

(14) Scholars have ascribed this name to Bindusār on the theory that Sandrecottus was Chandragupta. This name belongs to Priyadarśin; while Bindusār's another name was Amitraketu. Pp. 204 f. n. no. 41 and 43.

Dasarath as his successor in absence of having any direct descendant; but when Priyadarśin was born, he must have changed the arrangement and must have appointed Daśarath as the independent king of the province of Magadh; and Priyadarśin must have continued him in the same position, due to his respect for his grandfather[26]. The separate branch, thus established, may have continued to rule Magadh upto 4th or 6th century A. D.

It might also be suggested that Priyadarśin must have added one more name to his already long list, by assuming the name Daśarath, after his accession to the throne, and thus Samprati, Priyadarśin and Daśarath may have been names of the same individual[27]. But the fact that, when Daśarath died, Priyadarśin appointed his brother Śāliśuk as the governor of Magadh[28], frustrates this theory. Śāliśuk was the governor of Saurāṣṭra at the time of this appointment.

Thus we come to the conclusion that Priyadarśin was the eldest son of Kuṇāl, that Daśarath was the son of the younger brother of Kuṇal and that Aśoka had appointed Daśarath as the next heir to the throne as long as Priyadarśin was not born.

Samprati was born in B. C. 304=A. M. 223. No sooner was Aśoka made aware of the happy fact that Kuṇal had a son than

316 B. C. The probable date of Daśarath's birth, therefore, must be 314 B.C. Samprati was born nearly 11 years later in 303 B. C.

(26) Pp. 239 above; M. S. I., pp. 654:—"Evidence to the effect that Samprati ruled over Magadh is not wanting. According to Mr. Smith—Aśoka, Smith, pp. 70—"The Mauryan empire was divided into two parts after the death of Aśoka. The capital of the eastern portion was Pāṭliputra, and it was ruled by Daśarath. Ujjaini was the capital of the western portion and Samprati ruled over it. The Purāṇas have included Samprati in their chronological list of the emperors of Magadh."

(27) C. H. I. pp. 166:—The account of Daśarath, the governor of Magadh, contains the words, "Samprati, another grandson of Aśoka, who reigned probably at Ujjain." The writer has stated these words on the authority of a Jaina book. The book, however, does not have the word "another" in it, which the writer seems to have added on his own account. But one thing becomes clear from this and that is, Samprati, like Daśarath, was a grandson of Aśoka. (We have yet to decide whether Daśarath and Samprati are names of different individuals or of the same; and who succeeded Aśoka on the throne. Read the appendix at the end of the book for this).

(28) Pp. 239 above.

સિદ્ધરાજની રાજસભાના એ સમર્થ પંડિત હતા. માળવા ઉપર સ્વારી કરી યશોવર્માને જીતી લાવ્યા પછી ત્યાંની સાહિત્યસંપત્તિ ગુજરાત કરતાં તેને ચડતી કોટિની માલમ પડી એટલું જ નહિ પણ ગુજરાતના પ્રજાજનો ભોજનું બનાવેલું સંસ્કૃત વ્યાકરણ ભણતા હતા એ સિદ્ધરાજને બહુજ ખટકવા લાગ્યું. સિદ્ધરાજે હેમાચાર્યને કહ્યું કે મ્હારા રાજ્યમાં કોઈ એવો પંડિત નથી કે જે સંસ્કૃત વ્યાકરણ બનાવી શકે? મ્હારી પ્રજાએ શા માટે પરદેશીએ બનાવેલું વ્યાકરણ શીખવું જોઈએ? આ ઉપરથી હેમચંદ્રજીએ પાણિની જેવું સૂત્રાત્મક હૈમવ્યાકરણ બનાવી મહારાજાને અર્પણ કર્યું. અને ઈતિહાસનાં વર્ણનો સાથે વ્યાકરણનાં સૂત્રો પણ અંદર આવી શકે એવું ઇતિહાસ અને વ્યાકરણ બંનેના આશ્રયવાળું દ્વયાશ્રય મહાકાવ્ય બનાવી સિદ્ધરાજને સમર્પણ કર્યું. એ બંને ગ્રંથો પાંડિત્યના નમુના રૂપ જોઈ, સિદ્ધરાજ બહુજ પ્રસન્ન થયો. અને હાથી ઉપર એ ગ્રંથોને પધરાવી તેની સવારી કાઢી રાજમહેલમાં તે પધરાવ્યા.

હેમાચાર્ય મહાન વિદ્વાન હતા તેની સાથે સમર્થ યોગી પણ હતા. યોગશાસ્ત્ર ઉપર તેમણે એક ઉત્તમ ગ્રંથ પણ લખેલો છે. એમની યોગકળાનો પરચો કુમારપાલને એમણે બતાવ્યો પણ હતો. સોમનાથ મહાદેવનાં દર્શને કુમારપાલ ગયો હતો ત્યારે તેણે હેમાચાર્યને પૂછ્યું કે—"મહારાજ તમે મને બધો ઉપદેશ કર્યો પણ હવે કલ્યાણને માટે કયો ધર્મ આચરવાયોગ્ય શ્રેષ્ટ છે તે કહો." ત્યારે હેમાચાર્યે તેને કહ્યું કે, "હું તને કહું તેના કરતાં ભગવાન શંકર જ તને તે વાત કહેશે." પછી તે કુમારપાળને શંકરના દેવળમાં લઈ ગયા, અને પુષ્કળ ધૂપદીપ કરી મહાદેવની મૂર્તિ સામે એકીદૃષ્ટિએ ધ્યાન ધરીને બેસવાનું કહ્યું. થોડીવાર થઇ એટલે મહાદેવની મૂર્તિ ઉપર કોઈ આકૃતિ પ્રગટ થતી દેખાઈ. એના તેજથી બધી દિશાઓ ઝળાંઝળાં થઈ. કુમારપાલની આંખો એ તેજથી અંજાઈ ગઈ એટલે તેણે આંખ આડા બે હાથ દઈ દીધા. પણ પછી હિંમત લાવીને, ધીમે રહીને મૂર્તિ સામું જોયું તો એક જટાજૂટધારી, શરીરે ભસ્મ લેપન કરેલો, વ્યાઘ્રામ્બર પરિધાન કરેલો અને હાથમાં ત્રિશૂળ ધારણ કરેલો પુરુષ મૂર્તિ ઉપર ઊભો રહેલો તેણે જોયો. એ પુરુષે ગંભીર સ્વરે રાજાને કહ્યું કે, "હે રાજા આ આચાર્ય હેમચંદ્ર જે બતાવે છે તે જ કલ્યાણનો માર્ગ છે. માટે એ કહે તે પ્રમાણે જ તું કરજે, એથીજ તારૂં કલ્યાણ થશે એમ નિશ્ચય જાણજે." પછી એ પુરુષાકૃતિ અદૃશ્ય થઈ ગઈ. અને કુમારપાલ શુદ્ધિમાં આવ્યા પછી હેમચંદ્રને પગે પડયો ને બોલ્યો કે, "મહારાજ, આપજ મને હવે કલ્યાણનો માર્ગ બતાવો. હું આપની આજ્ઞાને આધીન થઈશ." હેમાચાર્યે કહ્યું–"એ ભગવાન શંકર સાક્ષાત્ હતા. હવે તારી ખાત્રી થઈ હશે." આ યોગચમત્કાર નહિ તો બીજું શું?

હેમચંદ્રાચાર્ય બીજા ધર્મો ઉપર પણ પૂરા 'સમભાવશીલ' હતા. પોતાને જૈન ધર્મ પર પૂરો પક્ષપાત હતો છતાં બીજા ધર્મની તે નિંદા કરતા નહિ અને અન્ય દેવોના તરફ પણ પૂજ્યભાવથી જોતા. આથી વિધર્મીઓ પણ તેમના ઉપર પ્રેમ રાખતા. એક વખત કુમારપાળે તેમને પૂછ્યું કે—"કોઈ સારા ધર્મકાર્યમાં મારે ધનનો વ્યય કરવો છે તો મને કોઈ સારૂં ધર્મકાર્ય બતાવો કે જેમાં ધન ખર્ચી કૃતાર્થ થાઉં." ત્યારે હેમાચાર્યે તેને કહ્યું કે, "પ્રભાસ-પાટણમાં સોમનાથ દેવાલય જીર્ણ થઈ તૂટી ગયું છે તેનો જીર્ણોદ્ધાર કરો." આ ઉપરથી કુમારપાળે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તે કામ પૂર્ણ થયા પછી મહાદેવના દર્શને જવાનો ઠરાવ થયો. બ્રાહ્મણોએ

રાજાને સમજાયું કે હેમચંદ્ર જૈનમતાગ્રહી હોવાથી મહાદેવનાં દર્શન કરવા આવશે નહિ અને આવશે તો મહાદેવને પગે લાગશે નહિ. પણ હેમચંદ્રજી તો ત્યાં આવવાને તૈયાર થયા. પછી કુમારપાલ રાજસવારી સાથે પ્રભાસ પહોંચ્યો અને હેમચંદ્ર પગે ચાલી ગિરનાર વગેરેની જાત્રા કરતા ત્યાં જઈ તેને મળ્યા. ત્યાં જઈ કુમારપાલની સાથે મહાદેવનાં દર્શન કરી સાષ્ટાંગ પ્રણામ કર્યો અને સ્તુતિ કરી કે:—

"भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥ १

સંસારરૂપી બીજના અંકુરને ઉત્પન્ન કરનારા રાગાદિ દોષો જેના નાશ પામેલા છે તે બ્રહ્મા હો, વિષ્ણુ હો, કે જિન હો, તેને હું નમસ્કાર કરૂં છું.

यत्र तत्र समये यथा तथा योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुषः स चेद्भवानेक एव भगवन्नमोऽस्तु ते ॥ २

જે ગમે ત્યાં હોય અને જેનું ગમે તે નામ હોય, પણ જેણે દોષમાત્રનો ત્યાગ કર્યો છે તે ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

त्रैलोक्यं सकलं त्रिकालविषयं सालोकमालोकितं ।
साक्षाद्येन यथा स्वयं करतले रेखात्रयं साङ्गुलि ॥
रागद्वेषभयामयान्तक जरा लोलत्व लोभादयो ।
नालं यत्पद लंघनाय स महादेवो मया वंद्यते ॥ ३

હાથની આંગળીઓ અને રેખાસહિત હથેળીની પેઠે જેણે ત્રણે લોકને ત્રણે કાળને વિષે પ્રત્યક્ષ જોઈ નાંખ્યા છે અને રાગ, દ્વેષ, ભય, રોગ, મૃત્યુ, જરા, લોભ, લાલચ વગેરે જેની પાસે જઈ શકવાને સમર્થ નથી તે મહાદેવને હું નમસ્કાર કરૂં છું.

यो विश्वं वेद वेद्यं जननजलनिधेर्भङ्गिनः पारदृश्वा ।
पौर्वापर्याविरुद्धं वचनमनुपमं निष्कलंकं यदीयम् ॥
तं वंदे साधुवंद्यं सकलगुणनिधिं ध्वस्तदोषद्विषंतं ।
बुद्धं वा वर्धमानं शतदलनिलयं केशवं वा शिवं वा ॥ ४

જે આખા વિશ્વને જાણે છે, સંસારસાગરને જે તરી ગયા છે, જેનું નિષ્કલંક અનુપમ વચન પૂર્વાપર વિરોધનું છે, જે સાધુપુરુષને વંદન કરવા યોગ્ય સકલ ગુણના ભંડાર છે તે બુદ્ધ હો, વર્ધમાન હો, બ્રહ્મા હો, વિષ્ણુ હો કે મહાદેવ હો, તેને હું નમસ્કાર કરૂં છું.

હેમચંદ્રાચાર્યજી બાળપણથી જ તેજસ્વી જણાતા હતા. એવી દંતકથા છે કે એ ચાર પાંચ વર્ષની ઉમ્મરના હશે ત્યારે એમની માતા પાહિનીદેવી એમને લઈને દેવચંદ્ર ગુરુને દર્શને અપાસરામાં ગયાં હતા. તે વખતે એ રમતારમતા ગુરુની ગાદી ઉપર ચઢી બેઠા. બાળકની આ હિંમત અને તેજસ્વી ચહેરો જોઈને ગુરુને લાગ્યું કે આ કોઈ પ્રતાપી પુરુષ થશે. તે ઉપરથી ગુરુએ તેને યતિ બનાવવા માટે તેની માતા પાસેથી માગી લીધા અને દીક્ષા આપી સોમદેવ નામ પાડ્યું. ને નાની ઉમ્મરમાં જ સર્વ વિદ્યા ભણાવી તેને પારંગત

બનાવ્યા એક દિવસ ગુરુ–શિષ્ય વિહાર કરતા હતા ત્યારે એક કોલસાનો ઢગલો રસ્તામાં પડ્યો હતો તે જોઈને સોમદેવે ગુરુને કહ્યુ કે આ રસ્તામાં સોનાનો ઢગલો કોણે કરી મૂક્યો હશે? ખરી રીતે એ સુવર્ણઢગ જ હતો. છતાં પ્રારબ્ધહીન લોકોને તે કોલસા દેખાતા હતા ગુરુએ જ્ઞાનદૃષ્ટિથી એ જાણી લીધુ અને શિષ્યને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ છે એમ જાણીને તેનું હેમચંદ્ર નામ પાડ્યુ. મૂળના નામના સોમ શબ્દનો પર્યાય ચંદ્ર શબ્દ સાથે દિવ્યદૃષ્ટિએ જોયેલા સુવર્ણ શબ્દનો પર્યાય હેમ શબ્દ ઉમેરીને હેમચંદ્ર નામ ગુરુએ સિદ્ધ કર્યું અને તે નામથી જ તે જગતમાં અમર થયા. જૈન જગતમાં ચંદ્ર જેવા શીતળતાથી ભરેલા અને જ્ઞાનસંપત્તિથી સુવર્ણસમાન શોભતા હોવાને લીધે એમનુ હેમચંદ્ર નામ સાર્થક છે.

સર્વધર્મસમભાવી આ મહાપુરુષને મ્હારા હજારો વંદન છે



# રમકડાં

કુમાર

[ પૃથ્વી—સૉનેટ ]

પચાસ દિનનો થતાં ચરણઅંગુલી ધાવતો,  
પછી રણરણાટ રમ્ય ઘૂઘરાતણો ગચતો,  
વિવિધ જડ કાષ્ટનાં રમકડા ઘણાં ખેલતાં,  
જરી ઘુટણ ટેકતાં, સમય વીતતાં સૌ તજ્યાં.  
કિશોર વયમાં ગ્રહી ચલિત ચાંપથી પૂતળી  
અલૌકિક ઘડીક નર્તનથી મોહ પમાડતી.  
ઊડે મતિ—પતંગ તો ગહનતા ભણી યૌવને,  
કલા પ્રણય ગૂઢ ભાવ થકી નેન જ્યાંત્યાં ઠરે.  
પિતા સુજ્ઞ ભગિનિ માત સઘળાં તદા કૈં નવા  
બળે ઉર ગમ્યાં; લલિત લલના, વિલાસો બીજા  
મને—રસિક અંતરે, અવનવા કરે સ્પર્શતા;—  
પ્રબંધન મહી બધી રમતમાં વહી જિંદગી.  
હવે શિથિલ ગાત્ર; આ રમકડાં રમાયે નહિ.  
કરે ભજનમાળ ને મુખથી શબ્દ શ્રી ૐ સરે.

( પ્રગટ થનાર "કુમારના કાવ્યો"માંથી )

ૐ

# સોલંકીયુગ અને જૈનસમાજ

લેખક : કેશવલાલ હિં. કામદાર એમ. એ.

શ્રી હેમચન્દ્રાચાર્ય આચાર્યના વખતમાં જૈનો ગુજરાતના રાષ્ટ્રસંગઠનમાં કેવું કામ કરી રહ્યા હતા તેનો અહીં વિચાર કરવામાં આવ્યો છે. એ વખતના જૈન સમુદાયના મુખ્યત્વે બે વિભાગ પાડી શકાય: સાધુવર્ગ અને શ્રાવકવર્ગ. પહેલાં હું સાધુવર્ગ લઈશ. અને તેમાં માત્ર સામાન્ય રૂપરેખા આપીશ. અવતરણો, નામો વગેરે તેમાં આપવામાં આવશે નહિ.

એ વખતનો જૈન સાધુવર્ગ માત્ર જૈન સમુદાયમાંથી આવતો ન્હોતો અને ઘણા સાધુઓ સંસારપક્ષે જૈનેત્તર હતા. પણ સાધુ થયા પછી તેમને ખાસ અધ્યયન કરાવવામાં આવતું. તેઓ વ્યાકરણ, કાવ્ય, નાટક વગેરે વાંચતા અને જૈન તથા જૈનેત્તર બધાં સાહિત્યોને જોઈ જતા. જૈનઆચાર્યોએ પાટણ વગેરે ઠેકાણે ગ્રન્થાગારો રાખ્યા હતા અને વિદ્વતા પરંપરાએ ચાલતી આવતી તેથી બાળવયના તથા તરુણ અભ્યાસીઓને વિદ્વાન થવામાં ઘણી સરળતા મળી શકતી હતી. જૈન સાધુઓ ચાતુર્માસો ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, મહારાષ્ટ્ર, રાજસ્થાન, માળવદેશ અને મધ્ય હિંદમાં કરતા હતા. તેથી તેમને એ દેશોના સમાજોના વ્યવહારનું સારૂં જ્ઞાન મળી શકતું હતું. એ સમાજોની સાથે તેમનો નિકટ પરિચય હતો તેથી જૈન સંપ્રદાય સારી રીતે ટકી શક્યો હતો, અને જૈનેત્તર સમાજમાંથી પણ તેમને મદદ મળતી હતી. જૈન સાધુઓ વિદ્વાનો હતા તેથી તેઓ રાજદરબારોમાં સારૂં માન પામતા હતા. અને એ દરબારી વગથી રાજવહીવટમાં તેઓ જૈન સિદ્ધાંતોને અનુકૂળ ફેરફારો કરાવી શકતા હતા. એ ફેરફારો લોકોને ઉપયોગી થાય તેવા હતા. વાવ, કૂવા, સરોવરો, જળાશયો, ધર્મશાળાઓ, પાંજરાપોળો, દવાખાનાં, મંદિરો, વગેરે તૈયાર કરાવવામાં જૈન સાધુવર્ગ અગ્રભાગ લેતો હતો. વારસ વગર મરી જતા લોકોનું ધન ધર્માદાના કામમાં વપરાય તેવો નિયમ કરવા તેઓ રાજાઓને સલાહ આપતા હતા. લોકો નકામી હિંસા ન કરે તથા મદિરા જેવાં વ્યસનો ન સેવે તેની તેઓ ખાસ તકેદારી રાખતા હતા. મંદિરોનો વહીવટ શુદ્ધ રાખવામાં તેઓ ઉત્સુક રહેતા હતા અને ચૈત્યવાસીઓને તેમણે શુદ્ધ બનાવ્યા હતા. જૈન સાધુઓ રાજદરબારના તથા લોકોના માનીતા હતા તેથી તેમનામાં કુનેહ, આચાર, વ્યવહારબુદ્ધિ, વકતૃત્વ વગેરે સારી રીતે વિકસી શકયાં હતાં. અને તેમનું ચારિત્ર શુદ્ધ રહી શકયું હતું.

તે વખતનો શ્રાવકવર્ગ આજના શ્રાવકવર્ગ કરતાં ઘણો ચડિયાતો હતો. તે વખતના શ્રાવકો માત્ર વણિકો નહોતા. મૂર્તિઓની પ્રતિષ્ઠાપનાના લેખો વાંચતાં એટલું ચોક્કસ ફલિત થાય છે કે જૈનેતર અને વણિક સિવાયના બીજા સમુદાયનાં માણસો પણ શ્રાવક-શ્રાવિકાના વર્ગમાં આવી જતાં હતાં, જો કે તેમની સંખ્યા ઘણી થોડી હતી. એ વખતના કેટલાએક શ્રાવકો વિદ્વાનો હતા. તેઓ વિદ્યાને અને વિદ્વાનોને ઉત્તેજન આપતા હતા. કોઇ કોઈ શ્રાવકો એટલા તો ધનાઢ્ય હતા કે તેમની સંપત્તિની જોડ અત્યારે આપણને અમેરિકામાંજ મળી શકે.

તેમના ધર્મઉત્સવો વિદ્વાન સૂરિશ્વરોને હાથે થતા હતા, અને તેમનાં બાળકોના સંસ્કારોમાં પણ સાધુવર્ગનો ઉપકાર હતો એ શ્રાવકો યોદ્ધાઓ હતા, લશ્કરોના સરદારો હતા, મન્ત્રીશ્વરો હતા, રાજવીઓના કોઠારીઓ હતા, રાજાઓના સહીસિક્કાનો ઉપયોગ કરવાની સત્તા ધરાવનારા હતા; કવિઓ હતા પ્રબંધકર્ત્તાઓ હતા, શિલ્પજ્ઞાતા હતા, ધુરંધર મુત્સદ્દીઓ હતા.

ઉપર લખ્યું તેવો તે વખતનો જૈન સમુદાય હતો. એ સમુદાય ગુજરાતમાં ખાસ વગવાળો હતો, કારણ કે ગુજરાતના ચાવડા અને સોલંકી રાજવંશોએ તેમનો આશ્રય લઈ રાજ્ય કેળવ્યું હતું, રાજ્યને પકવ્યું હતું અને રાજ્યને પચાવ્યું હતું. જો કોઈ એમ ધારે કે જૈનોથી ગુજરાતની રાજ્યલક્ષ્મીનો હ્રાસ થયો હતો તો તે ગુજરાતને અને ગુજરાતના રાજવંશોને અન્યાય કરે છે.

---

[ અનુસંધાન પૃષ્ટ ૫૭૮ ]

ગયાં અને ઇંટોનાં ગાડાં ભરીભરીને દર વર્ષે ગામના લોકો ત્યાંથી ખોદીખોદીને ઘર બાંધવા લઈ જતા. એ સ્થળ હાલ સ્થાનિક મુસલિમ બુરહાનસાહબની માલિકીનું છે. પરન્તુ હવે આ પ્રાચીન અવશેષ મળી આવવાને કારણે સરકાર એ જમીન ( જેનો વિસ્તાર લગભગ ત્રણ એકરનો છે ) વેચાતી લઈ લેશે અને સંભવતઃ આવતે વર્ષે વધુ રકમ મંજુર કરી આખી જમીનમાં ખોદકામ કરી જે કંઈ મળી આવશે તે જનતા સમક્ષ રજુ કરશે. આ સ્થળ ઉપરાંત બીજાં પણ કેટલાંક સ્થળો ત્યાં એવાં છે કે જેમાંથી પ્રાચીન અવશેષો નિકળવાનો સંભવ છે.—અત્યારસુધીમાં એકે બૌદ્ધમૂર્તી કે શિલાલેખ આ વર્ષે આ સ્થળેથી મળી શકયો નહિ એ નવાઈની વાત છે. જ્યાંસુધી ખોદકામ પૂરૂં કરી નીકળેલા અવશેષોનો ઝીણવટથી અભ્યાસ ન થાય ત્યાંસુધી પુરાત્ત્વની દૃષ્ટિએ ઉપર જણાવ્યું છે તે કરતાં વિશેષ કંઇ પણ કહી શકાય તેમ નથી.

# આચાર્ય શ્રીહેમચન્દ્ર

## (ઐતિહાસિક પ્રામાણિક પરિચય)

[લેખક—પં. લાલચંદ ભગવાન્ ગાંધી, પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા.]

" शब्द-प्रमाण-साहित्य-च्छन्दो-लक्ष्मविधायिनाम् ।
श्रीहेमचन्द्रपादानां प्रसादाय नमो नमः ॥ "

[ નાટ્યદર્પણ-વિવરણમાં મહાકવિ રામચંદ્ર અને ગુણચંદ્ર ]

**આચાર્ય** શ્રીહેમચંદ્રનું સંસ્મરણ એ એક રીતે દેવી સરસ્વતીનું મંગલ સંસ્મરણ ગણી શકાય. સરસ્વતીના અવતાર જેવા સિદ્ધસારસ્વત એ સૂરિવરનું સન્માન-પૂજન એ સરસ્વતીના એક વિશિષ્ટ સ્વરૂપનું કિંવા ગુજરાતની સરસ્વતીનું જ સન્માન-પૂજન છે. આઠ સૈકાઓ પહેલાં પ્રબલપ્રતાપી ગૂર્જરેશ્વરોનાં ઉન્નત મસ્તકો જેમને ભક્તિથી નમ્યાં, સરસ્વતીના પવિત્ર તટપર સરસ્વતીનો સાક્ષાત્કાર કરાવતા જે સૂરીશ્વરનાં ચરણ-કમલોને ગૂર્જરેશ્વરોએ સુવર્ણ-કમલોથી પૂજ્યાં અને જેમને સેંકડો સાક્ષર-સુજનોએ સુવર્ણમય સુવાસિત સુવચન-કુસુમાંજલિથી વધાવ્યા; તેમને સામાન્ય અલ્પજ્ઞ મનુષ્ય શું અર્ઘ્ય ધરી શકે ?



ગુજરાત પર જેમના ચિરસ્મરણીય અગણિત ઉપકારો છે, કાશ્મીર-વાસિની દેવી સરસ્વતીને જેમણે ગુજરાત-વાસિની કર્યા, જેમણે ગુજરાતમાં જ્ઞાન-ગંગા વહેવડાવી, જેમણે ગુજરાતને અદ્‌ભુત જ્ઞાનામૃત પાયું, જેમણે ગુજરાતને સદાચાર-સુસંસ્કારો શીખવી આચાર્ય તરીકેની ગંભીર જવાબદારીવાળી પોતાની ઉત્તમ ફરજ બજાવી તથા વિદ્વત્તા સાથેની સાધુતાની ઉંચી કિંમત અંકાવી.

સિદ્ધરાજ જયસિંહ જેવા પ્રબલપ્રતાપી મહારાજાધિરાજ ગૂર્જરેશ્વરે પ્રતિભાશાલી જે વિદ્વદ્રત્નની પ્રૌઢ વિદ્વત્તાનાં પૂજન કર્યાં અને પ્રાર્થના કરતાં જેમણે શ્રેષ્ઠ શબ્દાનુશાસન રચ્યું.[1] સિદ્ધ-હેમચન્દ્ર નામથી સુપ્રખ્યાત થયેલા જેમના પ્રશસ્ત શબ્દાનુશાસનને પટ્ટહસ્તી પર સ્થાપી ગુર્જરેશ્વરે જેમની વિદ્વત્તાનું ગૌરવ પ્રકટ કર્યું,[2] સેંકડો પુસ્તક-પ્રતિયો લખાવી

---

૧. " × × × तेनातिविस्तृत-दुरागम-विप्रकीर्ण शब्दानुशासनसमूहकदर्थितेन ।
अभ्यर्थितो निरवमं विधिवद् व्यधत्त शब्दानुशासनमिदं मुनिहेमचन्द्रः ॥ ".

૨ પ્રભાવકચરિત્રમાં વર્ણન કરેલા એ ભાવને સૂચવતું એક ચિત્ર, પાટણમાં રહેલી એ વ્યાકરણની પ્રાચીન તાડપત્રપોથી પર છે, જેનું સૂચન અમ્હે 'पत्तनस्थजैन भाण्डागारीयग्रन्थसूची (ગા. ઓ. સિ. નં ૭૬)મા કર્યું છે.

તેને સરસ્વતીભંડારોમાં આપી અભ્યાસીઓને અને અધ્યાપકોને અનુકૂલતા કરી આપી પઠન-પાઠનાદિ પ્રબંધ કર્યો તથા પરીક્ષા, પારિતોષિક, પ્રોત્સાહનાદિની ઉત્તમ યોજના કરી ગુજરાતમાં વિદ્યા-પ્રચાર માટે ગુજરાતની તત્કાલીન રાજધાની(પાટણ)ને વિદ્યાઓનું કેન્દ્ર બનાવ્યું, વિદ્યા—વૃદ્ધિથી વિદ્વત્તામાં અન્ય દેશો કરતાં ગુજરાતને અગ્રગણ્ય ઉન્નત બનાવ્યું.

જેમના શબ્દાનુશાસન (અષ્ટાધ્યાયી સંસ્કૃત-પ્રાકૃતાદિ ષડ્ભાષાનું વ્યાકરણ, લિંગાનુશાસન, ધાતુપારાયણ, ઉણાદિગણપાઠ વિગેરે અંગો અને લઘુવૃત્તિ, બૃહદ્વૃત્તિ, બૃહન્ન્યાસ વિગેરે સાથે)નો અભ્યાસ કરી સેંકડો અભ્યાસીઓ વ્યુત્પન્ન શબ્દશાસ્ત્રજ્ઞો અને ષડ્ભાષા-વિશારદો થયા.

જેમની દેશી નામમાલા( રત્નાવલી ), અભિધાનચિંતામણિ નામમાલા, અને જેમના અનેકાર્થ-સંગ્રહ, નિઘંટુશેષ ( વનસ્પતિશાસ્ત્ર વિષયક કોશ ) વિગેરે સ્વોપજ્ઞ વિવરણવાળા, વિશિષ્ટ સુગમ સરસ સંકલનાવાળા સંસ્કૃત પ્રાકૃત ભાષાના કોશોએ સાહિત્યરસિક જનતા પર-તે તે વિષયના અભ્યાસીઓ પર જે અસાધારણ ઉપકાર કર્યો છે, તે સ્વલ્પ શબ્દોથી વર્ણવી શકાય તેમ નથી.

જેમના કાવ્યાનુશાસન ( અષ્ટાધ્યાયી; અલંકારચૂડામણિ નામના સ્વોપજ્ઞ વિવરણ અને વિવેક સાથે )ના અને છંદોનુશાસન ( અષ્ટાધ્યાયી સ્વોપજ્ઞ વિવરણ સાથે )ના અભ્યાસથી સેંકડો અભ્યાસીઓ, કવિઓ, સાહિત્યકારો, અલંકારશાસ્ત્રજ્ઞો અને સંસ્કૃત, પ્રાકૃત તથા અપભ્રંશ ભાષાના છંદઃશાસ્ત્રના મર્મજ્ઞો થઈ શકયા છે. એવી રીતે વિદ્વત્તાનાં બે મુખ્ય ફૂલો-વક્તૃત્વ અને કવિત્વ આપવા માટે જગતના સાક્ષરો હેમચંદ્રાચાર્યના સદા ઋણી છે.

જેમણે મુખ્યતયા ગુજરાતના મહાસામ્રાજ્યના અભ્યુદય માટે જીવન-સર્વસ્વ સમર્પણ કર્યું, સંસારનો સાક્ષર-સમાજ જેમના રચેલા ગ્રંથ-વૈભવ માટે સદા ઋણી છે, તે અમૂલ્ય અપૂર્વ શ્રેષ્ઠ જ્ઞાન-ભંડારનો ઉત્તમ વારસો જેમણે ગુજરાતને અર્પણ કર્યો, વાઙ્મયના વિશાલ વિવિધ પ્રદેશોમાં અત્યુપકારક આવશ્યક અસાધારણ સર્વગ્રાહ્ય વિશિષ્ટ રચનાઓ કરનાર જે વિદ્વચ્છિરોમણિને કેટલાકે ગુજરાતના પાણિનિ કહ્યા, કેટલાકે જેમને પતંજલિ, પિંગલ, મહાકવિ કાલિદાસ, અમરસિંહ, મમ્મટ અને ભટ્ટિના અભિનવ સ્વરૂપમાં ઓળખ્યા, કેટલાકે જેમને સિદ્ધસેન દિવાકર અને આર્ય સુહસ્તિનું અનુકરણ કરતા જોયા, બીજા કેટલાક વિચારકોએ જેમને 'કલિકાલસર્વજ્ઞ' બિરૂદથી સંબોધ્યા, જેમણે ગર્વિષ્ઠ વાદીઓના અને વિદ્વાનોના ગર્વ ગાળી ગુજરાતનું ગૌરવ વધાર્યું, ગૂર્જરેશ્વરોની રાજસભાને શોભાવી, ગુજરાતની વિદ્વત્પરિષદ્‌ને વિકસિત-પ્રફુલ્લિત બનાવી, જૈન સંઘ-સમાજના જ નહિ, ગુજરાતના વિશાલ સામ્રાજ્યની પ્રજાના મુખને ઉજ્જ્વલ અને સુપ્રસન્ન કર્યું.

અપાર વિદ્યા-પારાવારોનું અવગાહન-પાન કરી જવા છતાં જેઓ વિદ્યાઓને પચાવી શકયા, વિદ્યાઓને પરોપકારાર્થે વાપરી તેનો સદુપયોગ કરી શકયા, વિદ્વત્તાનો વિશિષ્ટ લાભ જન-સમાજને આપી શકયા જીવનની અમૂલ્ય ક્ષણોને સુવિવેકથી સાર્થક કરી શકયા, માત્ર પોતાના જીવનને જ નહિ. હજારોના જીવનને સુધન્ય, કૃતાર્થ, સફલ બનાવી શકયા.

રાજ-માન્ય, સંઘ-માન્ય, લોકમાન્ય અને વિદ્વન્માન્ય સન્માનનીય પૂજ્ય રાજગુરુ હોવા છતાં જેઓએ અપૂર્વ નમ્રતા અને ગંભીરતા ધારણ કરી, વિદ્યાની અલ્પમાત્રાથી પણ છીછરીતા-કૂદતા કૂપમંડૂકોને-પંડિતંમન્ય ઉચ્છૃંખલ ખલોને પણ જેમણે પ્રકારાન્તરથી ઉત્તમ વિદ્યા-શિક્ષાના પાઠ પઢાવ્યા.

ચૌલુક્યવંશને ઇતિહાસમાં અમર કરતા જેમણે ચૌલુક્યવંશ અપરનામવાળા દ્વયાશ્રય મહાકાવ્યદ્વારા સમસ્ત શબ્દાનુશાસનને અદ્ભુત રીતે ક્રમશઃ ઐતિહાસિક કાવ્યમાં ઊતાર્યું અને ચૌલુક્યવંશી (સોલંકી) ગૂર્જરેશ્વરોના સુયશને વિશ્વ-વિખ્યાત કર્યો. જેમાં શ્લોકોનાં મહાકુલકો અને ગાથાઓનાં કુલકો રચી ગુજરાતની તત્કાલીન રાજધાની અણહિલપાટક નગર (પાટણ)ની યશઃ-પ્રશસ્તિ ઉચ્ચારી છે; ગુજરાતની સમૃદ્ધિ અને વિશિષ્ટતાની ગુણ-ગાથાઓ ગાઇ ગુજરાતની પ્રશસ્ત કીર્તિ વિસ્તારી છે.

અયોગવ્યવચ્છેદ તથા જેના પર મલ્લિષેણસૂરિએ સ્યાદ્વાદમંજરી વિવૃત્તિ રચી છે, તે અન્યયોગવ્યવચ્છેદ નામે ઓળખાતી દ્વાત્રિંશિકા જેવી રચેલી વીરસ્તુતિઓમાં તથા વીતરાગ-સ્તોત્રમાં અને મહાદેવસ્તોત્રમાં પણ જેમણે ગંભીર ભાવ ભર્યો છે અને ન્યાય-શૈલીથી ઊંચું તત્ત્વજ્ઞાન આપ્યું છે, તથા પ્રમાણમીમાંસાદ્વારા ન્યાય-પરામર્શ કર્યો છે અને અર્હન્નીતિ જેવા ગ્રંથદ્વારા રાજદ્વારી દક્ષતા દર્શાવી છે, તે સર્વ લક્ષ્યમાં લેતાં તેમની વિવિધ વિષયક અદ્ભુત પ્રતિભા માટે બહુમાન ઊપજે તેવું છે.

જેમની પ્રશંસનીય પ્રબોધશક્તિથી, અને જેમના સચ્ચરિત્ર-પ્રભાવથી ગૂર્જરેશ્વર ચૌલુક્ય કુમારપાલ, રાજર્ષિ અને પરમાર્હત નામથી પ્રખ્યાત થયો, પુત્ર વિના મૃત્યુ પામનારનાં-નિર્વીરાનાં ધનને તજી શક્યો, પ્રાણિ-વધ નિવારનાર-મારિ-વારક(અમારિ-પ્રવર્તક) થયો અને નરકનાં કારણભૂત મનાતાં શિકાર, જૂગાર, મદિરાપાન વિગેરે[1] વ્યસનોને દૂર કરાવી વ્યસન-વારક અને ધર્માત્મા તરીકે નામના મેળવી શક્યો.

જે કૃપાસિંધુના સુમધુર સદુપદેશે અને સદાચરણે તથા સર્વપ્રાણિ-હિતકર શુભ પ્રેરણાઓથી ગૂર્જરેશ્વરના વિશાલ સામ્રાજ્યમાં-તેના અધીનના ૧૮ દેશોમાં અભય-દાનની ઉદ્ઘોષણાઓ પ્રકટ થઇ અને અમારિ-પટહો વાગ્યા; જેથી કૃપાપાત્ર અવાચક પશુ-પક્ષી-જાતિ અને જલચર જંતુ-જાતિ પણ ક્રૂર કર્મ કરનારાઓના ત્રાસથી મુક્ત થઇ. જેમના પ્રભાવે દિગ્દિગંતની અન્ય પ્રજા પણ અહિંસાનો ઉચ્ચ આદર્શ શીખી.

સિદ્ધપુરમાં સિદ્ધવિહાર, અણહિલવાડ પાટણમાં રાજ-વિહાર, ત્રિભુવન-વિહાર અને પાટણ, દેવપત્તન, થારાપદ્ર (થરાદ), લાટાપલ્લી(લાડોલ), જાવાલિપુર (જાલોર) વિગેરેમાં અનેક કુમાર-વિહારો (જિન-ચૈત્યો) દ્વારા ગુજરાતને શણગારવામાં અને ધર્મપ્રેમી બનાવવામાં જેમની ઉચ્ચ પ્રકારની શુભ પ્રેરણાઓ સફલ થઇ.

કુમારપાલના આદેશથી દંડનાયક અભયે તારંગામાં કરાવેલ અજિત જિનેન્દ્રનું ઊંચું મનોહર મંદિર, કુમારપાલને ધર્માચાર્ય હેમચંદ્રાચાર્ય સાથે પરિચય કરાવનાર માન્ય અમાત્ય વાગ્ભટે (મહત્તમ બાહડદેવે) વિ સં. ૧૨૧૩માં કરાવેલો શત્રુંજયનો ઉદ્ધાર, તથા જેની ઉત્તમતા અને કર્તવ્ય-દક્ષતાની પ્રશસ્તિ રાજ-માન્ય કવીશ્વર સિદ્ધપાલે ઉચ્ચારી હતી, તે સોરઠના અધિપતિ દંડનાયક આંબડે(આમ્રે) કુમારપાલની આજ્ઞાથી ઉજ્જયંત (ગિરનાર) પર સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો અને માંદાઓથી પણ સહેલાઇથી જઇ શકાય તેવી, વીસામા વિગેરે યોજનાવાળી કરાવેલી પદ્યા(પાજ-રચના વિ. સં. ૧૨૨૨, ૧૨૨૩), તથા કુંકણાધીશ મલ્લિકાર્જુન પર વિજય મેળવી દક્ષિણનો અનુપમ રાજ-વૈભવ ગૂર્જરેશ્વરને ભેટ કરનાર એ જે

---

[1] "द्यूतं च मांसं च सुरा च वेश्या पापर्द्धि-चौर्यं परदार-सेवा ।
एतानि सप्त व्यसनानि लोके घोरातिघोरं नरकं नयन्ति ॥"

ચંખડે ભરૂચમાં કરાવેલ શકુનિકા-વિહાર નામના મુનિસુવ્રત-પ્રાસાદનો ઉદ્ધાર એ વિગેરેમાં તે આચાર્ય શ્રીહેમચંદ્રની શુભ પ્રેરણાઓ હતી-એ આપણે ન ભૂલી શકીએ. કાલ-બલે આજે એનાં સ્મૃતિ-ચિહ્નો પલટાઇ ગયેલા સ્વરૂપમાં હોય-તો પણ તત્કાલીન ઇતિહાસમાં તેના ઉલ્લેખો છે.

જેમના સુજન્મ(નામ ચંગદેવ)થી ધંધૂકાની ધરણી ધન્ય થઈ (વિ. સં. ૧૧૪૫ કા. શુ. ૧૫) માતા પા(ચા)હિણી સાચા ધન્યવાદને પાત્ર થઈ, પિતા ચચ્ચ અને મામા નેમિ નામાંકિત થયા, મોઢ વણિકોની જ્ઞાતિ પ્રૌઢ તરીકે પંકાઈ. જેમની પ્રવ્રજ્યા (વિ. સં. ૧૧૫૪ નામ સોમચંદ્ર)થી સ્તંભતીર્થ(ખંભાત)ની ભૂમિ ભાગ્યશાલી થઇ. જે સુશિષ્યના સદ્‌ભાવે ગુરુ દેવચંદ્રસૂરિ દેવની જેમ વંદનીય થયા; જેમના સૂરિપદ (વિ. સં. ૧૧૬૬)નો મહોત્સવ કરવાનું માન નાગપુરની જનતાને મળ્યું, જેમનાં પવિત્ર દર્શન કરવાનું અને અમૃત જેવાં મધુર વચનો શ્રવણ કરવાનું વિશેષ સદ્‌ભાગ્ય-સાંનિધ્ય ગુજરાતની તત્કાલીન રાજધાની (અણહિલવાડ પાટણ)ને પ્રાપ્ત થયું. જેમના દિવંગત (વિ. સં. ૧૨૨૯) થવાથી તત્કાલી વૈદુષ્ય આશ્રય-વિહીન થયું, એમ કવિઓએ ઉચ્ચાર્યું.[1] ગુજરાતના એ સપૂત મહાન્ વિદ્વાન્ આચાર્ય શ્રીહેમચંદ્રનું સ્મારક આપણે શું કરી શકીએ?

જેમના સાહિત્ય-સેવાના અને સદ્‌ભાવનાના અપૂર્ણ કાર્યને પૂર્ણ કરી નામને દીપાવે તેવા પટ્ટધર પ્રબંધશતકાર મહાકવિ રામચંદ્ર, તેના નાટ્યદર્પણ-વિવરણ, અને દ્રવ્યાલંકાર-વૃત્તિમાં સહકાર કરનાર ગુણચંદ્ર, તેમના અનેકાર્થ-કોશને કૈરવાકરકૌમુદીથી વિકસાવનાર મહેન્દ્રસૂરિ, સિદ્ધહેમશબ્દાનુશાસન પર ન્યાસ રચાવનાર ઉદયચંદ્ર, કુમારપાલ (જિનધર્મ)-પ્રતિબોધ ગ્રંથ શ્રવણ કરનાર વર્ધમાનગણિ, ચંદ્રલેખા-પ્રકરણકાર દેવચંદ્રમુનિ, અને પ્રતિષ્ઠાદિ કાર્યમાં સાહાય્ય કરનાર યશશ્ચંદ્ર જેવા ગુરુભક્ત વિદ્વાન્ શિષ્યો[2] ગુજરાતને અર્પણ કરી પરલોક-પ્રવાસી થયા છતાં જેઓ યશોદેહે અદ્યાપિ અમર છે.

અજયદેવરાજાના માન્ય રાજનીતિજ્ઞ મંત્રીશ્વર કવિ યશઃપાલે મોહરાજ-પરાજય નાટક (રચના વિ. સં. ૧૨૩૦-૩૨ ગા. ઓ. સિ. પ્ર.) દ્વારા, સોમપ્રભાચાર્યે કુમારપાલ-પ્રતિબોધ (રચના વિ. સં. ૧૨૪૧ ગા. ઓ. સિ. પ્ર.) દ્વારા, પ્રભાચંદ્રસૂરિએ પ્રભાવક-ચરિત (રચના વિ. સં. ૧૩૩૪)માં, મેરુતુંગસૂરિએ પ્રબંધ-ચિંતામણિ (રચના વિ. સં. ૧૩૬૧)માં, રાજશેખરસૂરિએ પ્રબંધકોશ (રચના વિ. સં. ૧૪૦૫)માં, જયસિંહસૂરિએ કુમારપાલ-ચરિત મહાકાવ્ય (રચના વિ. સં. ૧૪૨૨)માં, જિનમંડનગણિએ કુમારપાલ-પ્રબંધ (રચના વિ. સં. ૧૪૯૨)માં, ચારિત્રસુંદરગણિએ કુમારપાલચરિત કાવ્ય (રચના આશરે વિ. સં. ૧૫૨૫)માં, તથા દેવપ્રભાગણિ, હીરકુશલ, કવિ ઋષભદાસ, કવિ જિનહર્ષ, વિગેરેએ કુમારપાલ-રાસો(રચના વિ. સં. ૧૬૪૦, ૧૬૭૦, ૧૭૪૨)માં અને બીજા પણ અનેક વિદ્વાનોએ પોતપોતાના ગ્રંથોમાં તથા હેમચંદ્રાચાર્યના ગ્રંથો પર વૃત્તિ, વ્યાખ્યા, અવચૂરિ, ટીકા-ટિપ્પની કે અન્ય યોજના કરતાં જેમના જીવનનાં સુયશઃ-સુવાસને મનોહર વચન-પુષ્પોથી સુવાસિત કરી પ્રકાશિત કર્યો છે; પરન્તુ આચાર્ય શ્રીહેમચંદ્રે પોતાના ગ્રંથોમાં

૧ 'વૈદુષ્યં વિગતાશ્રયં સ્થિતવતિ શ્રીહેમચન્દ્રે દિવમ્ ।'
—ગૂર્જરેશ્વર પુરોહિત કવિ સોમેશ્વર.

૨ વિશેષ માટે લેખકની નલ-વિલાસ નાટક(ગા. ઓ. સિ.)ની પ્રસ્તાવના જુઓ.

પોતાનો પ્રાસંગિક પરિચય કેવી રીતે કરાવ્યો છે? મુખ્યતયા કુમારપાલ સાથે સંબંધ ધરાવતો પરિચય દર્શાવવા અહીં પ્રયત્ન કરીશું.

ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર મહાકાવ્ય (પર્વ ૧૦ માના સર્ગ ૧૧, ૧૨) માં ભગવાન્ મહાવીરની ભવિષ્યવાણી સૂચવતાં તેઓએ ઉલ્લેખ કર્યો છે કે—[સિંધુ સૌવીર દેશના વીતભય પત્તનમાં પોતાના સમયમાં બનેલી, કપિલ ઋષિએ પ્રતિષ્ઠિત કરેલી અને પાછળથી ધૂળમાં દટાયેલી ઉચ્ચ જાતિની પોતાની ચંદનમયી દિવ્યપ્રતિમાને કુમારપાલ ત્યાંથી મેળવી તેનું સન્માન-પૂજન કેવી રીતે કરાવશે? તે સંબંધમાં અભયકુમારના પૂછવાથી મહાવીરે જણાવ્યું હતું; તેમાં સૂચવ્યું છે કે:—

**મહાવીરની ભવિષ્યવાણીમાં**

"સૌરાષ્ટ્ર, લાટ અને ગૂર્જરની સીમામાં અનુક્રમે અણહિલપાટક નામનું નગર થશે.[1] આર્યભૂમિનું શિરોમણિ, કલ્યાણોનું નિકેતન-સ્થાન, તે અર્હદ્ધર્મનું એકછત્રરૂપ તીર્થ થશે.

ત્યાં ચૈત્યો( જિન-મંદિરો )માં રહેલી રત્નમયી નિર્મલ અર્હત્પ્રતિમાઓ નંદીશ્વર (દ્વીપ) વિગેરેની પ્રતિમાઓની કથાને સત્ય માનવા પ્રેરશે. સૂર્ય જેવા દેદીપ્યમાન સોનાના કલશોથી અલંકૃત થયેલાં શિખરોવાળાં ચૈત્યો( જિનમંદિરો )વડે તે( પાટણ નગર ) સુશોભિત થશે.

ત્યાં વસનાર સકલ શ્રમણોપાસક( શ્રાવક ) જનો પ્રાયે અતિથિઓને સંવિભાગ કરીને ( મુનિજનોને દાન આપીને ) ભોજન માટે પ્રયત્ન કરશે.

ત્યાં વસનાર લોકો પર-સંપત્તિમાં ઈર્ષ્યા ન કરનારા, પોતાની સંપત્તિથી સંતુષ્ટ રહેનારા અને પાત્રોમાં દાન-શીલ ( દાન-સ્વભાવ-સદાચારવાળા ) થશે.

અલકા( કુબેરની રાજધાની )માં રહેલા યક્ષો જેવા ત્યાંના ધનિકો શ્રદ્ધાળુ આર્હતો ( જૈનો ) સાત ક્ષેત્રો( ૧ જિન-બિંબ, ૨ જિન-ભવન, ૩ જિનાગમ, ૪ સાધુ, ૫ સાધ્વી, ૬ શ્રાવક અને ૭ શ્રાવિકા )માં દ્રવ્ય અત્યન્ત વાવશે.[2]

તે નગરમાં વસનાર સર્વ કોઈ લોક, સુષમાકાલના લોકની જેમ પર-ધન અને પર-દારા પ્રત્યે પરાઙ્મુખ થશે.

**કુમારપાલ**

હે અભય! અમ્હારા નિર્વાણ પછી જ્યારે ૧૬૬૯ ( વિ. સં. ૧૧૯૯ ) વર્ષો જશે, ત્યારે તે નગર( પાટણ )માં ચૌલુક્ય-કુલમાં ચંદ્ર જેવો મહાબાહુ( મહાપરાક્રમી ), પ્રચંડ અખંડ શાસન(આજ્ઞા)વાળો કુમારપાલ ભૂપાલ થશે.

---

૧. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે ચૌલુક્યવંશ અપરનામવાળા સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યમાં પ્રથમ સર્ગના પ્રારંભમાં ચોથા પદ્યથી ૧૩૪મા પદ્ય સુધી ૧૩૦ શ્લોકોદ્વારા અણહિલપાટક પુર(પાટણ)નું વિવિધ પ્રકારે વિસ્તારથી મનોહર વર્ણન કર્યું છે, તથા તેઓએ પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્યના પ્રારંભમાં પ્રથમ સર્ગની બીજી ગાથાથી ૨૭ મી ગાથા પર્યન્ત ૨૬ ગાથાઓથી અણહિલ્લનગર(પાટણ)નું ઉત્તમ વર્ણન કર્યું છે. પોતાના સમયની પાટણની ઋદ્ધિ-સમૃદ્ધિનો જે ઊંચો ખ્યાલ તેઓએ કરાવ્યો છે; તે પાટણની સાચી પ્રભુતા જાણવા ઇચ્છનારે-ખાસ કરીને ગુજરાતના દરેક સાક્ષરે લક્ષ્યમાં લેવો જોઇએ. ગુજરાતના ઇતિહાસના અભ્યાસીઓને એમાંથી ઘણું જાણવાનું મળી શકે તેમ છે.

૨. આ ૭ ક્ષેત્રોમાં ધન વાવવા સંબંધમાં હેમચંદ્રાચાર્યે પોતાના યોગશાસ્ત્ર(જૈનધર્મ-પ્રસારક સભા-ભાવનગરથી પ્રકાશિત)ના ત્રીજા પ્રકાશમાં મહાશ્રાવકનું સ્વરૂપ સૂચવતાં ૧૧૯મા શ્લોકના વિવરણમાં વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે.

ધર્મવીર, દાનવીર અને યુદ્ધવીર તે મહાત્મા પોતાની પ્રજાને પિતાની જેમ પરિપાલન કરતાં પરમ ઋદ્ધિ પમાડશે ( અભ્યુદય તરફ લઈ જશે ).

ઋજુ( સરલ ) હોવા છતાં પણ અતિચતુર, શાંત હોવા છતાં પણ આજ્ઞાનું પાલન કરાવવામાં ઇંદ્ર જેવો, ક્ષમાવાન્ હોવા છતાં પણ અધૃષ્ય( પરાભવ ન કરી શકાય તેવો ) તે રાજા( કુમારપાલ ) લાંબા સમય સુધી પૃથ્વીનું પાલન કરશે.

હિત કરનાર ઉપાધ્યાય અંતેવાસી( શિષ્ય )ને જેમ વિદ્યાપૂર્ણ બનાવે, તેમ તે રાજા લોકોને પોતાની સદૃશ ધર્મનિષ્ઠ કરશે.

શરણ ઇચ્છનારાઓને શરણ્ય( શરણ આપવામાં સાધુ ), પરનારી—સહોદર તે રાજા, ધન કરતાં અને પ્રાણો કરતાં પણ ધર્મને બહુ માનશે( બહુ માન આપશે ).

તે( કુમારપાલ ), પરાક્રમવડે, દાનવડે, દયાવડે, આજ્ઞાવડે અને બીજા પુરુષ-ગુણોવડે અદ્વિતીય થશે.

તે( કુમારપાલ ), કૌબેરી( ઉત્તર ) દિશાને તુરુષ્ક( તુર્કસ્તાન ) સુધી, ઐન્દ્રી ( પૂર્વ દિશા )ને ત્રિદશાપગા( ગંગા નદી ) સુધી, દક્ષિણ દિશાને વિંધ્યાચલ સુધી અને પશ્ચિમ દિશાને સમુદ્ર સુધી સાધશે.[1]

---

૧. કુમારપાલનો રાજ્યાભિષેક થતાં તેને અસમર્થ સમજી સપાદલક્ષના શાકંભરીશ્વર આન્નરાજે (અર્ણોરાજે) અન્ય રાજાઓ સાથે મળી જઈ વિરોધ દર્શાવતાં કુમારપાલે ત્યાં જઇ રણસંગ્રામમાં પરાક્રમથી યુદ્ધ ખેલી તેના હાથી પર ચડી જઇ આન્ન (અર્ણોરાજ)ને હાથી પરથી પાડી શૂરવીરતાથી પરાસ્ત કર્યો; એથી આન્નરાજે પોતાની કન્યા જલ્હણા કુમારપાલને પરણાવી અને રત્નો, હાથી વિગેરેની ઉત્તમ ભેટોથી સંતુષ્ટ કર્યો. એનું વિસ્તારથી વર્ણન હેમચંદ્રાચાર્યે સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્ય(સર્ગ ૧૬થી ૧૯)માં આપ્યું છે, તથા કુમારપાલની સેનાએ માલવાના રાજા બલ્લાલને હણ્યાનું પણ ત્યાં વર્ણન છે. મહારાષ્ટ્ર વિગેરે દેશોમાંથી આવેલા મંગલપાઠકોદ્વારા કરાતી કુમારપાલની સ્તુતિ પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય (સર્ગ ૧લા)માં સૂચવી છે. તથા કુંકણ (કોંકણ)ના અધીશ મલ્લિકાર્જુનને કુમારપાલે યુદ્ધમાં પરાસ્ત કર્યો, કુમારપાલના સૈન્યે મલ્લિકાર્જુનનો શિરચ્છેદ કર્યો અને દક્ષિણ દિશામાં કુમારપાલનું સ્વામિત્વ થયું-એ વર્ણન હેમચંદ્રાચાર્યે પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય(સર્ગ ૬ઠા)માં આપ્યું છે; તથા પશ્ચિમ દિશાનો સ્વામી સિંધુપતિ કુમારપાલનો આજ્ઞાવર્તી થયો હતો, યવનદેશ ( તુર્કસ્તાન )ના રાજાએ કુમારપાલને પ્રસન્ન રાખવા ઉપાય ચિંતવ્યો હતો, ઉજ્જેશ્વર તેનો મિત્ર થયો હતો, વારાણસીના સ્વામીએ કુમારપાલના દ્વારને શોભાવ્યું હતું, મગધદેશના રાજાએ ભેટણું આપ્યું હતું, ગૌડદેશના રાજાએ મોટા હાથીઓ ભેટ આપ્યા હતા, કુમારપાલની સેનાથી કન્યકુબ્જ(કનૌજ)ના રાજાને ભય થયો હતો, ગૂર્જરેશ્વર કુમારપાલના સૈન્યની છાવણી જોતાં ભયથી દશાર્ણદેશના રાજાનું મરણ થયું હતું અને કુમારપાલના સૈન્યે તેની રાજધાનીની(દશાર્ણદેશની) રાજ-સમૃદ્ધિને કુમારપાલને સ્વાધીન કરી હતી, કુમારપાલની સેનાએ ચેદીશ્વરના માનનું ખંડન કર્યું હતું, કુમારપાલે રેવા(નર્મદા)ના તટ પર પડાવ નાખ્યો હતો, મથુરાધીશે કનક વિગેરે સમર્પણ કરી કુમારપાલના સૈન્યથી પોતાના પુરની રક્ષા કરી હતી, કુમારપાલના આરાધન માટે જંગલપતિ(રાજપૂતાનાના રાજા)એ હાથીઓ ભેટ ધરી નમ્ર વિજ્ઞપ્તિ કરી હતી. એ સર્વનું પ્રત્યક્ષ દૃષ્ટ-જ્ઞાન પ્રામાણિક વર્ણન હેમચંદ્રાચાર્યે ઉપર્યુક્ત પ્રા. દ્વયાશ્રય મહાકાવ્ય(સર્ગ ૬ઠા)માં આપેલું છે.

ત્રિષષ્ટિશલાકાપુરુષ(૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ બલદેવો ૯ વાસુદેવો, અને ૯ પ્રતિવાસુદેવો)નાં ચરિત્રની રચના કરવામાં કારણભૂત કુમારપાલની પ્રાર્થના-પ્રેરણા હોવાથી હેમચંદ્રાચાર્યે તે મહાકાવ્યના અંતમાં પણ પરિમિત શબ્દોમાં કુમારપાલનો ઉચિત પરિચય કરાવતાં પ્રકાશિત કર્યું છે કે–

" ચેદિ, દશાર્ણ, માલવા, મહારાષ્ટ્ર, અપરાન્ત, કુરુ, સિંધુ, અને અન્ય શ્રેષ્ઠ દુર્ગ (દુર્ગ-કિલ્લાવાળા અને દુઃખે ગમન કરી શકાય તેવા) દેશોને બાહુ-પરાક્રમશક્તિથી જીતનાર, વિષ્ણુ જેવાં,

તે રાજા( કુમારપાલ ), અન્યદા [1]વજ્રશાખામાં મુનિ ચંદ્રના[2] કુલમાં ઉત્પન્ન થએલા આચાર્ય હેમચંદ્રનાં દર્શન કરશે. મેઘનાં દર્શનથી મયૂરની જેમ, તેમનાં

---

ચૌલુક્ય, મૂલરાજના અન્વયમાં થયેલા, પરમાર્હત, વિનયવાન્ કુમારપાલ પૃથ્વીપાલે એક વખતે તે (આચાર્ય હેમચંદ્ર)ને નમન કરી આ પ્રમાણે કહ્યું કેઃ—

"હે સ્વામી! ૧ શિકાર, ૨ જૂગાર, ૩ મદિરા વિગેરે જે કંઇ પણ નારકીના આયુષ્યના નિમિત્તરૂપ છે, તે સર્વ—નિર્નિમિત્ત(નિષ્કારણ ને કોઇ પણ પ્રકારના સ્વાર્થ વિના) ઉપકાર કરવાની બુદ્ધિવાળા-એવા આપની આજ્ઞાને પ્રાપ્ત કરી મેં પૃથ્વીમાં નિષિદ્ધ કર્યું છે-અટકાવ્યું છે, તથા પુત્ર-રહિત મૃત્યુ પામનારનું ધન મેં મૂકી દીધું છે-લેવું બંધ કર્યું છે, તથા અર્હચ્ચૈત્યો(જિન-મંદિરો)થી પૃથ્વીને મેં વિભૂષિત કરી છે; એવી રીતે હાલમાં હું સંપ્રતિ(પહેલાં થયેલ જૈનરાજા) જેવો થયો છું.

પહેલાં આપે મ્હારા પૂર્વજ ભક્તિમાન્ સિદ્ધરાજ મહારાજાની પ્રાર્થનાથી સુંદર વૃત્તિથી સુગમ, તથા અંગો(લિંગાનુશાસન, ધાતુપારાયણ વિગેરે) સહિત વ્યાકરણ રચ્યું હતું, અને મ્હારે માટે નિર્મલ યોગશાસ્ત્ર રચ્યું હતું, તથા લોકો માટે દ્વયાશ્રય, છંદ, અલંકાર, નામસંગ્રહો(કોશો) વિગેરે અન્ય શાસ્ત્રો પણ રચ્યાં છે. જો કે લોકો પર ઉપકાર કરવાના કાર્યમાં આપ સ્વયમેવ(પોતાની મેળે જ) સજ્જ છો; તો પણ હું આ પ્રાર્થના કરું છું કે-મ્હારા જેવા મનુષ્યના પરિબોધ(પ્રતિબોધ) માટે આપ ૬૩ શલાકાપુરુષો(ઉત્તમરેખાને પામેલા પુરુષો)નાં ચરિત્રને પણ પ્રકાશિત કરો." એ પ્રમાણે તે(કુમારપાલ)ના ઉપરોધ(પ્રેરણા)થી હેમચંદ્રાચાર્યે ધર્મોપદેશરૂપ અદ્વિતીય ફલથી પ્રધાન અને મનોહર એવા શલાકા-પુરુષોના ઇતિવૃત્ત(ઇતિહાસ)ને વચનોના વિસ્તારમાં સ્થાપ્યો.' એ આશયને સૂચવતાં પદ્યો આ પ્રમાણે છે-

" जिष्णुश्चेदि-दशार्ण-मालव-महाराष्ट्रापरान्तान् कुरून्
सिन्धूनन्यतमांश्च दुर्गविषयान् दोर्वीर्यशक्त्या हरिः।
चौलुक्यः परमार्हतो विनयवान् श्रीमूलराजान्वयी
तं नत्वेति कुमारपालपृथिवीपालोऽब्रवीदेकदा ॥
पापर्द्धि-द्यूत-मद्यप्रभृति किमपि यन्नारकायुर्निमित्तं
तत् सर्वं निर्निमित्तोपकृतिकृतधियां प्राप्य युष्माकमाज्ञाम् ।
स्वामिन्! उर्व्यां निषिद्धं धनमसुतमृतस्याथ मुक्तं तथाऽर्ह—
च्चैत्यैरुत्तंसिता भूरभवमिति समः सम्प्रतेः सम्प्रतीह ॥
पूर्वं पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो याच्ञया
साङ्गं व्याकरणं सुवृत्ति-सुगमं चक्रुर्भवन्तः पुरा ।
मद्धेतोरथ योगशास्त्रममलं लोकाय च द्व्याश्रय—
च्छन्दो-ऽलङ्कृति-नामसङ्ग्रहमुखान्यन्यानि शास्त्राण्यपि ॥
लोकोपकारकरणे स्वयमेव यूयं सज्जाः स्थ यद्यपि तथाप्यहमर्थयेऽदः ।
मादृग्जनस्य परिबोधकृते शलाका पुंसां प्रकाशयत वृत्तमपि त्रिषष्टेः ॥
तस्योपरोधादिति हेमचन्द्राचार्यः शलाकापुरुषेतिवृत्तम् ।
धर्मोपदेशैकफलप्रधानं न्यवीविशच्चारु गिरां प्रपञ्चे ॥ "

1-2. આ વજ્રશાખા અને ચંદ્રકુલનો વિસ્તારથી પરિચય, હેમચંદ્રાચાર્યે પરિશિષ્ટપર્વમાં આપ્યો છે. હેમચંદ્રાચાર્યે અતિવિસ્તૃત છત્રીસહજાર શ્લોકપ્રમાણ દસ પર્વવાળા ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર નામના મહાકાવ્યના અંતમાં પોતાની ગુરુ-પરંપરા દર્શાવતી પ્રશસ્તિ પ્રકાશિત કરી છે. ત્યાં વિશેષમાં કોટિક ગણ, વજ્રશાખા અને ચંદ્રગચ્છમાં થયેલા પોતાના સુયશસ્વી પૂર્વજ યશોભદ્રસૂરિ (ગિરનારમાં

**આચાર્ય હેમચંદ્રનાં દર્શન પછી** દર્શનથી તે (રાજા) પ્રમુદિત થશે. તે ભદ્રાત્મા, તે મુનિ(હેમચંદ્રાચાર્ય)ને વંદન કરવા માટે ત્વરા કરશે ( ઉત્સુકતા દર્શાવશે ), જિન-ચૈત્યમાં ધર્મ-દેશના કરતા તે સૂરિને વંદન કરવા માટે, તે રાજા શ્રાવક અમાત્ય સાથે જશે.

તે રાજા(કુમારપાલ), તત્ત્વ(૧ દેવ, ૨ ગુરુ, ૩ ધર્મ)ને ન જાણવા છતાં પણ ત્યાં દેવને નમસ્કાર કરીને, તે આચાર્ય(હેમચંદ્ર)ને ભાવ-શુદ્ધ ચિત્તવડે વંદન કરશે.

તે રાજા(કુમારપાલ), તેમના (આચાર્ય હેમચંદ્રના) મુખથી વિશુદ્ધ ધર્મ-દેશના પ્રીતિપૂર્વક સાંભળીને સમ્યક્ત્વપૂર્વક અણુવ્રતો(શ્રાવકોનાં વ્રતો) સ્વીકારશે. બોધ પામતાં તે રાજા શ્રાવકોના આચારનો પારગામી થશે.[1] આસ્થાન(રાજ-સભા)માં રહ્યા છતાં પણ ધર્મ-ગોષ્ઠી દ્વારા પોતાના આત્માને રમાડશે-વિનોદ પમાડશે.

---

નેમિજિન-સન્મુખ શિલા પર સમાધિસ્થ થઈ ૧૩ દિવસોના અનશનથી સ્વર્ગવાસી થનાર)નો ઉલ્લેખ કરી તેમના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિ (પ્રા. સ્થાનક ગ્રંથના કર્તા)ના પ્રશિષ્ય અને ગુણસેનસૂરિના શિષ્ય દેવચંદ્રસૂરિનો પોતાના ગુરુ તરીકે પરિચય કરાવ્યો છે કે—

" અવનિને પવિત્ર કરનાર, અદ્વિતીય જંગમતીર્થ, સ્યાદ્વાદરૂપી ગંગાને પ્રકટાવવામાં હિમાચલ જેવા, વિશ્વને પ્રબોધ કરવામાં સૂર્ય જેવા, જેઓ સ્થાનકવૃત્તિ અને શાંતિ-ચરિત(વિ. સં. ૧૧૬૦માં ખંભાતમાં જયસિંહના રાજ્યમાં બારહજાર શ્લોકપ્રમાણ પ્રાકૃત મહાકાવ્ય)ની રચના કરીને પરમ પ્રસિદ્ધિ પામ્યા હતા; તેઓ અત્યંત તપસ્વી અને પ્રભાવશાળી દેવચંદ્રસૂરિ થયા; તેમના ચરણ-કમલને સેવતા ભ્રમર જેવા, તથા તેમના પ્રસાદથી જ્ઞાન-સંપત્તિ અને મહોદય પ્રાપ્ત કરનાર આચાર્ય હેમચંદ્ર થયા." એવી રીતે પોતાનો નમ્ર પરિચય કરાવ્યો છે—

" शिष्यस्तस्य च तीर्थमेकमवनेः पावित्र्यकृज्जङ्गमं
स्याद्वाद-त्रिदशापगा-हिमगिरिर्विश्वप्रबोधार्यमा ।
कृत्वा स्थानकवृत्ति-शान्तिचरिते प्राप्तः प्रसिद्धिं परां
सूरिर्भूरितपः-प्रभावविसतिः श्रीदेवचन्द्रोऽभवत् ॥
आचार्यो हेमचन्द्रोऽभूत् तत्पा(त्प)दाम्बुज-षट्पदः ।
तत्प्रसादादधिगतज्ञानसम्पन्महोदयः ॥ "

તેમના યોગશાસ્ત્રમાં હિંસા-નિષેધ, તથા માંસ, મદિરા, શિકાર વિગેરેના ત્યાગ માટે અનેક ઉપદેશો તથા શ્રાવકોનો આચાર પણ દર્શાવેલ છે.

પરમાર્હત શ્રીકુમારપાલ ભૂપાલે સાંભળવા ઇચ્છયું હતું, એથી એ જ ચૌલુક્ય મહારાજાની અભ્યર્થનાથી તેમણે આ યોગશાસ્ત્રની રચના કરી હતી, તથા એ અધ્યાત્મોપનિષત્ નામના પટ્ટબંધવાળા ઉત્તમ ઉપદેશમય બાર પ્રકાશોથી શોભતા સ્વોપજ્ઞ યોગશાસ્ત્રની વૃત્તિ (૧૨૦૦૦-બારહજાર શ્લોકપ્રમાણ) પણ એ જ મહારાજાની પ્રાર્થનાથી પ્રેરાઇને તેઓએ રચી હતી-તેવો ઉલ્લેખ ત્યાં કર્યો છે—

या शास्त्रात् स्व(सु)गुरोर्मुखादनुभवाच्चाज्ञायि किञ्चित् क्वचित्
योगस्योपनिषद् विवेकिपरिषच्चेतश्चमत्कारिणी ।
श्रीचौलुक्यकुमारपालनृपतेरत्यर्थमभ्यर्थनाद्
आचार्येण निवेशिता पथि गिरां श्रीहेमचन्द्रेण सा ॥

તથા વિવરણના અંતમાં—

" इति श्रीपरमार्हतश्रीकुमारपालभूपालशुश्रूषिते आचार्यश्रीहेमचन्द्रविरचितेऽध्यात्मोपनिषन्नाम्नि सञ्जातपट्टबन्धे श्रीयोगशास्त्रे स्वोपज्ञं द्वादशप्रकाशविवरणं समाप्तम् ॥

પ્રતિદિન (પર્વ દિનોમાં) પ્રાયે બ્રહ્મચર્ય કરનાર તે રાજા, અન્ન, શાક, ફલ વિગેરેના નિયમોને ગ્રહણ કરશે.

સુબુદ્ધિશાલી તે રાજા(કુમારપાલ), સાધારણસ્ત્રી(વેશ્યા)ઓને જ નહિ, પરંતુ ધર્મપત્નીઓને પણ વર્જશે અને બ્રહ્મચર્ય-પાલન માટે બોધ પમાડશે.

તે મુનિ(હેમચંદ્રાચાર્ય)ના ઉપદેશ દ્વારા જીવ, અજીવ વિગેરે તત્ત્વોનો જાણકાર થઈ તે રાજા બીજાઓને પણ બોધિ(જૈનધર્મ-શ્રદ્ધા)-પ્રદાન કરશે.

અર્હદ્-ધર્મ પ્રત્યે દ્વેષ કરનારા જે કોઈ પાંડુર વિગેરે બ્રાહ્મણો વિગેરે હશે, તે પણ તે(કુમારપાલ)ની આજ્ઞાથી ગર્ભ-શ્રાવકો જેવા થશે.

શ્રાવકનાં વ્રતોને સ્વીકારનાર તે ધર્મજ્ઞ રાજા,[1] ચૈત્યો(જિનો)ને પૂજ્યા વિના અને ગુરુઓને પ્રણામ કર્યા વિના ભોજન કરશે નહિ.

તે (કુમારપાલ રાજા), પુત્ર વિના મૃત્યુ પામનાર પુરુષોનાં દ્રવ્યને ગ્રહણ કરશે નહિ[2]; ખરેખર જે વિવેકનું ફલ છે, અવિવેકી અતૃપ્ત હોય છે.

---

श्रीचौलुक्यक्षितिपतिकृतप्रार्थनाप्रेरितोऽहं
तत्त्वज्ञानामृतजलनिधेर्योगशास्त्रस्य वृत्तिम् ।
स्वोपज्ञस्य व्यरचयमिमां तावदेषा च नन्द्याद्
यावज्जैनप्रवचनवती भूर्भुवःस्वस्त्रयीयम् ॥ "

૧ કુમારપાલ ભૂપાલના પ્રતિદિન પઠન માટે (તેણે પૂર્વે કરેલા અભક્ષ્ય-ભક્ષણથી અપવિત્ર થયેલા ૩૨ દાંતોની શુદ્ધિ માટે ૩૨ પ્રકાશમાં) તેઓએ વીતરાગના વિશિષ્ટ સ્વરૂપને પ્રકાશિત કરતું વીશપ્રકાશમય વીતરાગ-સ્તોત્ર રચ્યું હતું, તેના અંતમાં પણ તેઓએ કુમારપાલ ભૂપાલ માટે શુભ આશીર્વાદ પ્રકટ કર્યો છે—

" श्रीहेमचन्द्रप्रभवाद् वीतरागस्तवादितः ।
कुमारपालभूपालः प्राप्नोतु फलमीप्सितम् ॥ "

૨. દ્વયાશ્રય મહાકાવ્ય (સર્ગ ૨૦ શ્લો. ૩૮- )માં હેમચંદ્રાચાર્યે આ સંબંધમાં જણાવ્યું છે કે-"મહારાજા કુમારપાલે એક વખતે મધ્યરાત્રે કોઈ રડતી સ્ત્રીનો કરુણ આર્તસ્વર સાંભળ્યો. વેષ-પરાવર્તન કરી મહારાજા ત્યાં ગયા અને તેના દુઃખનું કારણ જાણ્યું કે-'પતિ-પુત્રના મરણ સમાચાર જણાતાં પોતાનું ધન રાજા લઇ લેશે, એવા અધિક દુઃખદાયક આઘાતથી જીવનથી કંટાળી તેણી ગળે ફાંસો ખાઇ મરી જવા તત્પર થઈ હતી'-રાજાએ તેણીને આશ્વાસન આપી શ્રદ્ધા કરાવી કે-'પુત્ર-રહિત મૃત્યુ પામનારનું ધન, આ રાજા લેશે નહિ' અને એ પછી કુમારપાલે અમાત્યોને ફરમાવી તેવી આજ્ઞા પ્રકટ કરાવી હતી."

હેમચંદ્રાચાર્યના સમકાલીન સોમપ્રભાચાર્યે વિ. સં. ૧૨૪૧માં પાટણમાં રચેલા કુમારપાલ-પ્રતિબોધ(ગા. ઓ. સિ.) નામના વિસ્તૃત ગ્રંથમાં આ સંબંધમાં ઉલ્લેખ કર્યો છે કે-હેમચંદ્રાચાર્યના ઉપદેશથી ત્રીજા અણુવ્રતમાં અદત્ત-ધન ન લેવાનો નિયમ લેતાં બહુ પીડા કરનાર અને પાપ-બંધનનું કારણ સમજી કુમારપાલે તે રડતીઓના ધનને નહિ લેવાનો નિયમ લીધો હતો-એ પ્રસંગે ગુરુ હેમચંદ્રાચાર્યે તેની પ્રશંસા કરી હતી કે-

" न यन्मुक्तं पूर्वं रघु-नघु(हु)ष-नाभाग(क)-भरत—
प्रभृत्युर्वीनाथैः कृतयुगकृतोत्पत्तिभिरपि ।
विमुञ्चन् सन्तोषात् तदपि रुदती-वित्तमधुना
कुमारक्ष्मापाल ! त्वमसि महतां मस्तकमणिः ॥ "

ભાવાર્થ:—હે કુમારપાલ! પૂર્વે કૃતયુગમાં થઇ ગયેલા રઘુ, નઘુ(હુ)ષ, નાભાગ(ક), ભરત વિગેરે

જે મૃગયા(શિકાર)ને પાંડુ વિગેરે (રાજાઓ)એ પણ તજી ન હતી, તેને પોતે (કુમારપાલ) તજશે અને તેની આજ્ઞાથી દરેક જન પણ ત્યાગ કરશે.

હિંસાનો નિષેધ કરનાર( અમારિ-અહિંસા પળાવનાર ) તે રાજા ( કુમારપાલ ) વિદ્યમાન રહેતાં મૃગયા( શિકાર ) વગેરે તો દૂર રહો; માંકણ, જૂ વિગેરેને પણ અંત્યજો( ચંડાલ જેવા હલકા ગણાતા લોકો ) પણ હણશે નહિ.

પાપર્દ્ધિ( પારધી-શિકારી-કર્મ )નો નિષેધક તે રાજા વિદ્યમાન રહેતાં અરણ્યની મૃગજાતિઓ( જંગલમાં વસતાં હરણો વિગેરે ) ગોષ્ઠ(વાડા)માં રહેલી ગાયોની જેમ સદાય નિર્વિઘ્ને રોમંથ કરતી( વાગોળતી ) થશે.

શાસનમાં( આજ્ઞાનું પાલન કરાવવામાં ) ઇંદ્ર જેવો તે રાજા, જલચર, સ્થલચર અને ખચર( પક્ષીઓ ) પ્રાણીઓને મારવામાંથી સદા બચાવશે[1]

---

રાજાઓએ પણ જે મૂકયું ન હતું, તે રુદતી-વિત્ત (પતિ-પુત્ર વિનાની રડતી-નિર્વીરા સ્ત્રીઓના ધન)ને હાલ, (કલિયુગમાં પણ) સંતોષથી મૂકી દેતો તું મહાપુરુષોમાં પણ શિરોમણિ છે.

મોહરાજ-પરાજય નાટકમાં કુમારપાલનો પરિચય કરાવતાં જણાવ્યું છે કે—

" पद्मासद्म कुमारपालनृपतिर्जज्ञे स चन्द्रान्वयी
जैनं धर्ममवाप्य पापशमनं श्रीहेमचन्द्राद् गुरोः ।
निर्वीराधनमुज्झता विदधता द्यूतादिनिर्वासनं
येनैकेन भटेन मोहनृपतिर्जिग्ये जगत्कण्टकः ॥ "

ભાવાર્થ:—ચંદ્રવંશી તે કુમારપાલ રાજા લક્ષ્મીના આશ્રય-સ્થાનરૂપ થયો, શ્રીહેમચંદ્ર ગુરુ પાસેથી પાપ-શમન કરનાર જૈનધર્મને પ્રાપ્ત કરીને નિર્વીરાઓના ધનને મૂકી દેતાં, તથા દ્યૂત (જૂગાર) વિગેરે વ્યસનોને દૂર કરાવતા જે અદ્વિતીય સુભટે જગત્‌માં કંટક જેવા મોહરાજાને જીત્યો હતો.

મોહપરાજય નાટક (ગા. ઓ. સિ.)માં કુમારપાલ ધર્મરાજને ઉદ્દેશી કહે છે કે—

" निर्वीराधनमुज्झितं विदलितं द्यूतादिलीलायितं
देवानामपि दुर्लभा प्रियतमा प्राप्ता कृपासुन्दरी ।
ध्वस्तो मोहरिपुः कृता जिनमयी पृथ्वी भवत्सङ्गमात्
तीर्णः सङ्गरसागरः किमपरं तत् स्याद् यदाशास्महे ॥ "

ભાવાર્થ:—હે ધર્મરાજ ! આપના સંગમથી નિર્વીરા (પતિ-પુત્રાદિરહિત સ્ત્રીઓ)નું ધન મૂકી દીધું, દ્યૂત વિગેરેની લીલાઓ વિદલિત કરી, દેવોને પણ દુર્લભ એવી પ્રિયતમા કૃપાસુંદરી પ્રાપ્ત કરી, મોહરિપુને નષ્ટ કર્યો, પૃથ્વીને જિનમયી કરી, અને યુદ્ધસાગર તર્યો, તો બીજું શું છે ? કે જેની અમે આશા કરીએ ?

પાછળના ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે-આવા નવારસીયા ધનથી રાજ્યને ૭૨ લાખ રૂપીઆની વાર્ષિક આવક થતી હતી.

૧. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સં. દ્વયાશ્રય મહાકાવ્ય (૨૦મા સર્ગમાં, શ્લો. ૫થી ૨૨)માં જણાવ્યું છે કે-રાજધર્મનું ન્યાયપૂર્વક પરિપાલન કરતાં કુમારપાલે એક વખતે-ફાગણ શુદિ એકાદશી જેવા પર્વના દિવસે રસ્તામાં ત્રણ ચાર દીન(નિરાધાર અનાથ-કૃપાપાત્ર-બિચારાં) પશુઓને બલાત્કારથી ખેંચી-પાડીને વેચવા માટે લઈ જતા એક માણસને જોયો. તેને બોલાવી પૂછતાં જણાયું કે-પૈસા માટે તે, ખાટકી-કસાઇની દુકાને પશુઓ(બકરા)ને આપવા જતો હતો. એવી રીતે માંસ ખરીદનારા અને પોતાની આજીવિકા માટે જીવોની હિંસા કરનારા મનુષ્યો તરફ તેને ધિક્કાર આવ્યો. 'એવી રીતે પશુઓનો વધ થાય-એમાં પૃથ્વીનું શાસન કરનાર ભૂપાલના સુવાસિત યશની ક્ષતિ ગણાય' કુત્રુષ્ટ ગંધવાળા દૂધને

જેઓ જન્મથી માંડીને માંસ-ભક્ષણ કરનારા હશે, તેઓ પણ તે રાજાની આજ્ઞાને વશ થઈ ખરાબ સ્વપ્નની જેમ માંસની કથાને પણ ભૂલી જશે.

જે મદ્ય( મદિરા )ને પહેલાં દશાર્હો(યાદવો)એ શ્રાવકો હોવા છતાં પણ સર્વથા તજ્યું ન હતું, તે મદ્યને પવિત્રાત્મા તે( મદિરાત્યાગી કુમારપાલ ) સર્વત્ર અટકાવશે.

તે રાજા, મહીતલમાં મદ્ય-સંધાન( દારૂની ઉત્પત્તિ )ને તેવી રીતે રોકશે, કે કુંભાર પણ મદ્યનાં ભાંડો(વાસણો) ઘડશે નહિ.

---

અને સુગંધી કલમ(ચોખા તથા અન્ય ધાન્ય,ને તજી લોકો દુર્ગંધી માંસને સુગંધી બનાવી ખાય. ચાહે-એ શાસન કરનાર રાજાનો દુર્વિવેક ગણાય. પ્રજા રાજાને અનુસરનારી હોય છે. એવી રીતે નિરપરાધી પશુઓનો વધ થાય અને એવા મોટા અન્યાયને હું ન અટકાવું-ન રોકું તો મ્હારામા ન્યાયની કે ધર્મની ગંધ પણ છે-એમ ન ગણાય; હું કર લઉં છું, તે પૃથ્વીના રક્ષણ માટે લેતો નથી, શરીરના રક્ષણ માટે લઉં છું-એવી રીતે ધિક્કારપાત્ર ગણાઉં. ગંગાતટ પર વસનારા મુનિઓ મ્હારી સ્તુતિ કરે છે કે-'કુમારપાલ અત્યંત ન્યાયી, ધાર્મિક (ધર્મનિષ્ઠ) અને કૃપાલુ છે' તે સ્તુતિ, આવી રીતે પશુ-વધ થવા દઉં તો ધિક્કારપાત્ર ગણાય. મ્હારા જેવો રાજા હોવા છતા યમ-રાજાના કિંકર જેવા ક્રૂર મનુષ્યો આવી રીતે પશુ-વધ કરે તે અયોગ્ય ગણાય. આઃ! ખેદની વાત છે કે-ક્રૂર કર્મવાળા લોકો હસતાં હસતાં પશુઓને હણે છે, પરંતુ ભવિષ્યમાં યમ-દૂતો દ્વારા હણાનાર પોતાના આત્મા સંબંધમાં શોક કરતા નથી.' જંતુ-વધ કરવામાં મહાપાપનો વિચાર કરી તે રાજાએ(કુમારપાલે) તેવું મહાપાપ કરનારને બીજાં પાપ કરનારા કરતાં અધિક શિક્ષા કરવા અધિકારીઓને આજ્ઞા આપી હતી. અને અધિકારીઓએ રાજાની આજ્ઞા પ્રમાણે રાજ્યમાં સર્વત્ર અમારિ-ઘોષણા પ્રકટ કરી હતી.

કુમારપાલના શ્રેષ્ઠ રાજ્યમા પશુ-વધ બંધ થયો, માંસાહાર તજી લોકો નિર્દોષ ભોજન કરતા થયા. 'વિક્રમ, અભય દાન, ન્યાય-પાલન વિગેરે સદ્ગુણો વડે અમારિ-પ્રવર્તક કુમારપાલ જેવો અન્ય નથી'-એવી પ્રખ્યાતિ થઇ. લક્ષ્મીના ગર્વથી માંસ ખરીદનારને તે લક્ષ્મી-રહિત કરી શકતો, કરુણા (જીવ-દયા) વિષયમા શ્રદ્ધારહિતોને તે સાર્થક વચનો વડે ઉલ્લસિત શ્રદ્ધાવાળા કરતો, તેના પ્રશંસનીય શાસનમાં દેવીઓ પણ પશુવધવાળાં બલિ-દાન પામતી ન હતી, શિકારીઓ પણ શિકાર કરતા નહિ. યજ્ઞોમાં ઋષિઓ દ્વારા પશુઓની આહુતિ અપાતી નહિ, પરંતુ યવોથી આહુતિ અપાતી-એ વિગેરે સંબંધમાં હેમચંદ્રાચાર્યે સં. દ્વયાશ્રય મહાકાવ્ય(સર્ગ ૨૦)માં ઉલ્લેખો કર્યા છે.

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે અભિધાનચિંતામણિ નામમાલા (કાંડ ૩, શ્લો. ૩૭૬-૩૭૭)માં કુમારપાલનાં નામોનો નિર્દેશ કરતાં પરિચય કરાવ્યો છે કે—

" कुमारपालश्चौलुक्यो राजर्षिः परमार्हतः ।
मृतस्वमोक्ता धर्मात्मा मारि-व्यसनवारकः ॥ "

કુમારપાલનાં ઉપર્યુક્ત ૮ નામોની વ્યુત્પત્તિ-વ્યાખ્યા કરતાં તેઓએ સૂચવ્યું છે કે-કુમારો(શિશુ-બાલકો) ની જેમ પ્રજાને પાલન કરવાથી અને કુ=પૃથ્વી તથા મા=લક્ષ્મીને અત્યંત પાલન કરવાથી **૧ કુમારપાલ**, ચુલુકના અપત્ય હોવાથી **૨ ચૌલુક્ય**, ૭ અંગોવાળા રાજ્ય વડે શોભતા હોવાથી રાજા તથા ક્ષમા વિગેરે ગુણો ધારણ કરવાથી ઋષિ=૩ **રાજર્ષિ**, આપ્ત અર્હન્ દેવતા હોવાથી તથા ક્ષમા વિગેરે ગુણો વડે પરમ હોવાથી ૪ **પરમાર્હત**, મૃત્યુ પામનારના-નિર્વંશના દ્રવ્યને મૂકનાર-ન ગ્રહણ કરનાર થવાથી ૫ **મૃતસ્વમોક્તા**, અહિંસા વિગેરે લક્ષણવાળો ધર્મ જ એનો આત્મા હોવાથી ૬ **ધર્માત્મા**, મારિને-પ્રાણિવધને સર્વથા લોકમાં વારણ કરનાર-નિષેધક થવાથી ૭ **મારિવારક** તથા શિકાર, જૂગાર, અને મદિરાપાન વિગેરે વ્યસનોને સર્વથા લોકમા વારનાર-નિષેધક થવાથી ૮ **વ્યસનવારક** એવાં નામોથી વિખ્યાત થયો હતો.

જે મૃગયા(શિકાર)ને પાંડુ વિગેરે (રાજાઓ)એ પણ તજી ન હતી, તેને પોતે (કુમારપાલ) તજશે અને તેની આજ્ઞાથી દરેક જન પણ ત્યાગ કરશે.

હિંસાનો નિષેધ કરનાર( અમારિ-અહિંસા પળાવનાર ) તે રાજા ( કુમારપાલ ) વિદ્યમાન રહેતાં મૃગયા( શિકાર ) વગેરે તો દૂર રહો; માંકણ, જૂ વિગેરેને પણ અંત્યજો( ચંડાલ જેવા હલકા ગણાતા લોકો ) પણ હણશે નહિ.

પાપર્દ્ધિ( પારધી-શિકારી-કર્મ )નો નિષેધક તે રાજા વિદ્યમાન રહેતાં અરણ્યની મૃગજાતિઓ( જંગલમાં વસતાં હરણો વિગેરે ) ગોષ્ઠ(વાડા)માં રહેલી ગાયોની જેમ સદાય નિર્વિઘ્ને રોમંથ કરતી( વાગોળતી ) થશે.

શાસનમાં( આજ્ઞાનું પાલન કરાવવામાં ) ઈંદ્ર જેવો તે રાજા, જલચર, સ્થલચર અને ખચર( પક્ષીઓ ) પ્રાણીઓને મારવામાંથી સદા બચાવશે[1]

રાજાઓએ પણ જે મૂક્યું ન હતું, ને રુદતી-વિત્ત (પતિ-પુત્ર વિનાની રડતી-નિર્વીરા સ્ત્રીઓના ધન)ને હાલ, (કલિયુગમાં પણ) સંતોષથી મૂકી દેતો તું મહાપુરુષોમાં પણ શિરોમણિ છે.

મોહરાજ-પરાજય નાટકમાં કુમારપાલનો પરિચય કરાવતાં જણાવ્યું છે કે—

" पश्चात्तत्र कुमारपालनृपतिर्जज्ञे स चन्द्रान्वयी
जैनं धर्ममवाप्य पापशमनं श्रीहेमचन्द्राद् गुरोः ।
निर्वीराधनमुज्झता विदधता द्यूतादिनिर्वासनं
येनैकेन भटेन मोहनृपतिर्जिग्ये जगत्कण्टकः ॥ "

ભાવાર્થ:--ચંદ્રવંશી તે કુમારપાલ રાજા લક્ષ્મીના આશ્રય-સ્થાનરૂપ થયો, શ્રીહેમચંદ્ર ગુરુ પાસેથી પાપ-શમન કરનાર જૈનધર્મને પ્રાપ્ત કરીને નિર્વીરાઓના ધનને મૂકી દેતાં, તથા દ્યૂત (જૂગાર) વિગેરે વ્યસનોને દૂર કરાવતા જે અદ્વિતીય સુભટે જગત્માં કંટક જેવા મોહરાજાને જીત્યો હતો.

મોહપરાજય નાટક (ગા. ઓ. સિ.)માં કુમારપાલ ધર્મરાજને ઉદ્દેશી કહે છે કે—

" निर्वीराधनमुज्झितं विदलितं द्यूतादिलीलायितं
देवानामपि दुर्लभा प्रियतमा प्राप्ता कृपासुन्दरी ।
ध्वस्तो मोहरिपुः कृता जिनमयी पृथ्वी भवत्सङ्गमात्
तीर्णः सङ्गरसागरः किमपरं तत् स्याद् यदाशास्महे ॥ "

ભાવાર્થ:—હે ધર્મરાજ! આપના સંગમથી નિર્વીરા (પતિ-પુત્રાદિરહિત સ્ત્રીઓ)નું ધન મૂકી દીધું, દ્યૂત વિગેરેની લીલાઓ વિદલિત કરી, દેવોને પણ દુર્લભ એવી પ્રિયતમા કૃપાસુંદરી પ્રાપ્ત કરી, મોહરિપુને નષ્ટ કર્યો, પૃથ્વીને જિનમયી કરી, અને યુદ્ધસાગર તર્યો, તો બીજું શું છે? કે જેની અમે આશા કરીએ?

પાછળના ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે-આવા નવારસીયા ધનથી રાજ્યને ૭૨ લાખ રૂપીઆની વાર્ષિક આવક થતી હતી.

૧. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સં. દ્વયાશ્રય મહાકાવ્ય (૨૦મા સર્ગમાં, શ્લો. ૫થી ૨૨)માં જણાવ્યું છે કે-રાજ્યનું ન્યાયપૂર્વક પરિપાલન કરતાં કુમારપાલે એક વખતે-ફાગણ શુદિ એકાદશી જેવા પર્વના દિવસે રસ્તામાં ત્રણ ચાર દીન(નિરાધાર અનાથ-કૃપાપાત્ર-બિચારાં) પશુઓને બલાત્કારથી ખેંચી-પકડીને વેચવા માટે લઈ જતા એક માણસને જોયો. તેને બોલાવી પૂછતાં જણાયું કે-પૈસા માટે તે, ખાટકી-કસાઇની દુકાને પશુઓ(બકરા)ને આપવા જતો હતો. એવી રીતે માંસ ખરીદનારા અને પોતાની આજીવિકા માટે જીવોની હિંસા કરનારા મનુષ્યો તરફ તેને ધિક્કાર આવ્યો. 'એવી રીતે પશુઓનો વધ થાય-એમાં પૃથ્વીનું શાસન કરનાર ભૂપાલના સુવાસિત યશની ક્ષતિ ગણાય' દુર્ગંધ ગંધવાળા દૂધને

જેઓ જન્મથી માંડીને માંસ-ભક્ષણ કરનારા હશે, તેઓ પણ તે રાજાની આજ્ઞાને વશ થઈ ખરાબ સ્વપ્નની જેમ માંસની કથાને પણ ભૂલી જશે.

જે મદ્ય( મદિરા )ને પહેલાં દશાર્હો(યાદવો)એ શ્રાવકો હોવા છતાં પણ સર્વથા તજ્યું ન હતું, તે મદ્યને પવિત્રાત્મા તે( મદિરાત્યાગી કુમારપાલ ) સર્વત્ર અટકાવશે.

તે રાજા, મહીતલમાં મદ્ય-સંધાન( દારૂની ઉત્પત્તિ )ને તેવી રીતે રોકશે, કે કુંભાર પણ મદ્યનાં ભાંડો(વાસણો) ઘડશે નહિ.

---

અને સુગંધી કલમ(ચોખા તથા અન્ય ધાન્ય,ને તજી લોકો દુર્ગંધી માંસને સુગંધી બનાવી ખાશે. ત્યારે-એ શાસન કરનાર રાજાનો દુર્વિવેક ગણાય. પ્રજા રાજાને અનુસરનારી હોય છે. એવી રીતે નિરપરાધી પશુઓનો વધ થાય અને એવા મોટા અન્યાયને હું ન અટકાવું-ન રોકું તો મ્હારામાં ન્યાયની કે ધર્મની ગંધ પણ છે-એમ ન ગણાય; હું કર લઉં છું, તે પૃથ્વીના રક્ષણ માટે લેતો નથી, શરીરના રક્ષણ માટે લઉં છું-એવી રીતે ધિક્કારપાત્ર ગણાઉં. ગંગાતટ પર વસનારા મુનિઓ મ્હારી સ્તુતિ કરે છે કે-'કુમારપાલ અત્યંત ન્યાયી, ધાર્મિક (ધર્મનિષ્ઠ) અને કૃપાલુ છે' તે સ્તુતિ, આવી રીતે પશુ-વધ થવા દઉં તો ધિક્કારપાત્ર ગણાય. મ્હારા જેવો રાજા હોવા છતાં યમ-રાજાના કિંકર જેવા ક્રૂર મનુષ્યો આવી રીતે પશુ-વધ કરે તે અયોગ્ય ગણાય. અહ! ખેદની વાત છે કે-ક્રૂર કર્મવાળા લોકો હસતાં હસતાં પશુઓને હણે છે, પરંતુ ભવિષ્યમાં યમ-દૂતો દ્વારા હણનાર પોતાના આત્મા સંબંધમાં શોક કરતા નથી.' જંતુ-વધ કરવામાં મહાપાપનો વિચાર કરી તે રાજાએ(કુમારપાલે) તેવું મહાપાપ કરનારને બીજાં પાપ કરનારા કરતાં અધિક શિક્ષા કરવા અધિકારીઓને આજ્ઞા આપી હતી. અને અધિકારીઓએ રાજાની આજ્ઞા પ્રમાણે રાજ્યમાં સર્વત્ર અમારિ ઘોષણા પ્રકટ કરી હતી.

કુમારપાલના શ્રેષ્ઠ રાજ્યમાં પશુ-વધ બંધ થયો, માંસાહાર તજી લોકો નિર્દોષ ભોજન કરતા થયા. 'વિક્રમ, અભય દાન, ન્યાય-પાલન વિગેરે સદ્ગુણો વડે અમારિ-પ્રવર્તક કુમારપાલ જેવો અન્ય નથી'-એવી પ્રખ્યાતિ થઇ. લક્ષ્મીના ગર્વથી માંસ ખરીદનારને તે લક્ષ્મી-રહિત કરી શકતો, કરુણા (જીવ-દયા) વિષયમાં શ્રદ્ધારહિતોને તે સાર્થક વચનો વડે કલ્પરચિત શ્રદ્ધાવાળા કરતો, તેના પ્રશંસનીય શાસનમાં દેવીઓ પણ પશુવધવાળાં બલિ-દાન પામતી ન હતી, શિકારીઓ પણ શિકાર કરતા નહિ. યજ્ઞોમાં ઋષિઓ દ્વારા પશુઓની આહુતિ અપાતી નહિ, પરંતુ યવોથી આહુતિ અપાતી-એ વિગેરે સંબંધમાં હેમચંદ્રાચાર્યે સં. દ્વયાશ્રય મહાકાવ્ય(સર્ગ ૨૦)માં કહ્યેલું કર્યા છે.

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે અભિધાનચિંતામણિ નામમાલા (કાંડ ૩, શ્લો. ૩૭૬-૩૭૭)માં કુમારપાલનાં નામોનો નિર્દેશ કરતાં પરિચય કરાવ્યો છે કે--

" कुमारपालश्चौलुक्यो राजर्षिः परमार्हतः ।
मृतस्वमोक्ता धर्मात्मा मारि-व्यसनवारकः ॥ "

કુમારપાલનાં ઉપર્યુક્ત ૮ નામોની વ્યુત્પત્તિ-વ્યાખ્યા કરતાં તેઓએ સૂચવ્યું છે કે-કુમારો(શિશુ-બાલકો) ની જેમ પ્રજાને પાલન કરવાથી અને કુ=પૃથ્વી તથા મા=લક્ષ્મીને અત્યંત પાલન કરવાથી **૧ કુમારપાલ**, ચુલુક્યના અપત્ય હોવાથી **૨ ચૌલુક્ય**, ૭ અંગોવાળા રાજ્ય વડે શોભતા હોવાથી રાજા તથા ક્ષમા વિગેરે ગુણો ધારણ કરવાથી ઋષિ=**૩ રાજર્ષિ**, અર્હન્ દેવતા હોવાથી તથા ક્ષમા વિગેરે ગુણો વડે પરમ હોવાથી **૪ પરમાર્હત**, મૃત્યુ પામનારના-નિર્વંશીના દ્રવ્યને મૂકનાર-ન ગ્રહણ કરનાર થવાથી **૫ મૃતસ્વમોક્તા**, અહિંસા વિગેરે લક્ષણવાળો ધર્મ જ એનો આત્મા હોવાથી **૬ ધર્માત્મા**, મારિ-પ્રાણિવધને સર્વથા લોકમાં વારણ કરનાર-નિષેધક થવાથી **૭ મારિવારક** તથા શિકાર, જુગાર, અને મદિરાપાન વિગેરે વ્યસનોને સર્વથા લોકમાં વારનાર-નિષેધક થવાથી **૮ વ્યસનવારક** એવાં નામોથી વિખ્યાત થયો હતો.

મદ્યના નિત્ય વ્યસન( કુટેવ )થી ક્ષીણ—સંપત્તિ( દરિદ્ર ) થયેલા જે મદ્ય પીનારા (દારૂડીઆ), તે રાજા(કુમારપાલ)ની આજ્ઞાથી મદ્ય તજશે, તેમને સંપદાઓ થશે.[1]

જે દ્યૂત( જુગાર )ને પૂર્વે થઈ ગયેલા નલ વિગેરે રાજાઓએ પણ તજ્યું ન હતું, તે દ્યૂત( જુગાર )નું નામ પણ, તે રાજા( કુમારપાલ ) પોતાના વૈરીના નામની જેમ ઉન્મૂલન કરશે.[2]

તે રાજા( કુમારપાલ )ના ઉદયવંત શાસનમાં, તેની મેદિનીમાં પારેવાની પણ-ક્રીડા ( હોડ-સરતથી થતી રમતો ) અને કૂકડાઓનાં યુદ્ધો વિગેરે પણ થશે નહિ.[3]

અનહદ વૈભવવાળો તે રાજા( કુમારપાલ ), પ્રાયે પ્રત્યેક ગામોમાં જિનાયતનો ( જિન-મંદિરો ) દ્વારા પૃથ્વીને વિભૂષિત કરશે.[4]

તે રાજા( કુમારપાલ ), સમુદ્ર પર્યંતના મહીતલ પર પ્રત્યેક ગામ અને પ્રત્યેક પુરમાં અર્હત્પ્રતિમા( જિન-મૂર્તિ )ઓનો રથયાત્રાનો ઉત્સવ કરશે.

તે રાજા( કુમારપાલ ), દ્રવ્યોનું દાન દઈ, જગતને અનૃણ કરી, પૃથ્વીમાં પોતાના સંવત્સરને અંકિત કરાવશે."

ભગવાન મહાવીરની ભવિષ્યવાણીને સાચી પૂરવાર કરનારા કુમારપાલ જેવા પ્રતાપી ગૂર્જરેશ્વરના ધર્માચાર્ય હેમચંદ્રના ઉપર્યુક્ત સુયશસ્વી પ્રયત્નો પ્રત્યે સર્વ કોઈ સજ્જનો આદર દર્શાવે અને સહસા જાણતાં—અજાણતાં તેવા મહાપુરુષ તરફ થયેલા મિથ્યા આક્ષેપો-અનાદરો દૂર કરી સાચી કૃતજ્ઞતા અને સુજનતા દર્શાવે એમ ઈચ્છીશું.

---

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે મહારાજા કુમારપાલના પરિચય અને વર્ણન સંબંધમાં સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યના ૧૬મા સર્ગથી ૨૦મા સર્ગ સુધીના પાંચ સર્ગો અને પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્યના આઠે સર્ગો રોક્યા છે. પોતાના સમકાલીન સુપરિચિત અને પ્રતિબોધિત ભક્ત મહારાજાનું સદ્ગુણભર સત્કર્તવ્ય-વિભૂષિત જીવન-ચરિત, વિસ્તારથી પણ સમુચિત મર્યાદિત રીતે મહાકવિની પદ્ધતિથી તેઓએ આલેખ્યું છે. તથા સ્વોપજ્ઞ દેશીનામમાલાની અને છંદોઽનુશાસનની વ્યાખ્યાઓમાં ઉદાહરણ તરીકે અનેકવાર ચૌલુક્ય કુમારપાલની પ્રશંસાના પદ્યો ઉચ્ચાર્યાં છે.

૧, ૨, ૩. હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રમાં તથા મોહરાજપરાજય અને કુમારપાલ-પ્રતિબોધમાં એ વિષે વિસ્તારથી પ્રવચન છે.

૪. હેમચંદ્રાચાર્યે પ્રા. દ્વયાશ્રય મહાકાવ્ય(સર્ગ૨જા)માં કુમારપાલના જીવનની નિત્યચર્યા દર્શાવતાં વિસ્તારથી વર્ણન કર્યું છે કે-"કુમારપાલ, ભવ્ય હાથી પર આરૂઢ થઈ ચતુરંગી સેના સાથે પોતાના નામાંકિત કુમાર-વિહાર નામના પાર્શ્વજિન-મંદિરમાં જતો અને ભક્તિથી જિન-સ્તુતિ, જિન-સ્નાત્ર વિગેરે જિન-પૂજા કરતો અને આકર્ષક અદ્ભુત સંગીત-નૃત્યાદિ દ્વારા જિન-ભક્તિ કરાવતો, તે પછી ગુરુને પ્રણામ કરતો, તેમના ઉપદેશો સાંભળતો હતો.",

પાટણમાં કુમારપાલે કરાવેલા મનોહર એ કુમાર-વિહારનું વર્ણન હેમચંદ્રાચાર્યના પટ્ટધર મહાકવિ રામચંદ્રે કુમારવિહારશતક નામના છટાબદ્ધ સુંદર કાવ્યમાં કર્યું છે; તેના પ્રારંભનાં અને પ્રાન્તનાં તે નામના નિર્દેશવાળાં પદ્યો આ પ્રમાણે છે—

" आश्चर्यमन्दिरमुदारगुणाभिरामं विश्वम्भरा-पणवधू-तिलकायमानम् ।
तेजांसि यच्छतु कुमारविहारनाम भूमीभुजश्चुलुकवंशभवस्य चैत्यम् ॥"

" आस्तां तावन्मनुष्यः प्रकृतिमलिनधीः शाश्वतालोकचक्षु—
र्वक्तुं वक्त्रैश्चतुर्भिर्विधिरपि किमलं तस्य सौन्दर्यलक्ष्मीम् ? ।
क्षीणाशेषाभिलाषः परमलयमयं स्थानमाप्तोऽपि यस्मिन्
आस्थां श्रीपार्श्वनाथस्त्रिभुवनकुमुदारामचन्द्रश्चकार ॥"

# શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય

લેખક-મોહનલાલ દલીચંદ દેશાઈ
B. A. L L. B. Advocate-મુંબઈ

૧

કલિસર્વજ્ઞ! ત્રિકાલ વંદન હો!!!
સિદ્ધરાજ કુમાર પ્રતિબોધી
મહિમા વધાર્યો જૈન શાસન હો-કલિ૦ ૧
અમારી-પડહ વજડાવી જન્તુ
દાન અભય દીધું હેમ સુધન્ય હો-કલિ૦ ૨
ધવલકીર્તિગીત ગાઈએ ત્હારાં
ગૂર્જર બાલ થઈ સુપ્રસન્ન હો-કલિ૦ ૩



'કલિકાલસર્વજ્ઞ' એ નામનુ ઉત્તમ બિરુદ ધરાવનાર, ગૂજરાતની પ્રજામાં શ્રી કુમારપાલ રાજનદ્વારા અમારિ-પડહ વજડાવી માંસાહાર—મદિરાપાનને દેશવટો અપાવનાર, અખંડ-આજન્મ બ્રહ્મચારી, શાસનપ્રભાવક મહામુનિ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યથી કોણ અપરિચિત છે? જૈન તેમજ જૈનેતર સર્વ શિક્ષિત જગતમાં તેમનું નામ સજીવન, જ્વલંત અને પ્રસિદ્ધ છે.

લઘુવયદીક્ષા-નૈષ્ઠિક બ્રહ્મચર્ય-દીર્ઘજીવનઃ—ગૂજરાતમાં ધંધુકા નગરમાં સં. ૧૧૪૫ ની કાર્તિકપૂર્ણિમાએ મોઢ વણિકને ત્યાં જન્મ. પ્રભાવકચરિત્ર અનુસાર બાલકની સવાપાંચ વર્ષની વય થાય છે ત્યાં સં. ૧૧૫૦ના માઘ શુદિ ૧૪ ને વાર શનિએ ફક્ત એની માતાની આજ્ઞા લઈને ખંભાત લઈ આવી દેવચન્દ્રસૂરિ નામે જૈન આચાર્ય તેમને દીક્ષા આપે છે. તે ચંગદેવ મટી સોમચંદ્ર બને છે. આ દીક્ષાવય સ્વીકારીએ તો જૈનશાસ્ત્રમાં દીક્ષાનિમિત્તે લઘુતમવય 'જન્મથી આરમ્ભી-કોઈ કહે છે કે ગર્ભથી આરમ્ભી-આઠ વર્ષ પછી' જણાવી છે (જુઓ પ્રવચનસારોદ્ધાર પ્રવૃત્તિ સૂત્ર ૭૯૧), કારણ કે તે પહેલાંની વયવાળાને 'બાલ' ગણી તેને 'દીક્ષોચિત' સ્વીકારવામાં આવેલ નથી, તે ગણતરીએ આ દીક્ષા પણ વજ્રસ્વામીની માફક 'કાદાચિત્કી આશ્ચર્યભૂત'—અપવાદજનક લેખાય; પણ તે બાલક પછી મહાન્ વિજયી આચાર્ય થાય છે એટલે 'no success like a success'—વિજય જેવો કોઈ વિજય નથી, એ ન્યાયે આ દીક્ષા સસ્થાને-યોગ્ય સ્વીકારાય દીક્ષા દેનાર પણ વિદ્વાન ગ્રંથકાર આચાર્ય હતા. તેમણે પ્ર. ચ. પ્રમાણે માતાના સ્વપ્ન અને દોહલા પરથી, કે તે બાલકના અંગપ્રત્યંગાદિનાં લક્ષણો પરથી સૂચિત મહત્તા તેમાં પારખી હશે ત્યારે જ પિતાને પૂછ્યા વગર વયના શાસ્ત્રમાન્ય ધોરણથી પણ ઓછી વયે દીક્ષા આપી હશે.

અન્ય સાધન પરથી જણાય છે કે આઠ કે નવ વર્ષની વયે દીક્ષા અપાઈ હતી. જો તેમ હોય તો જૈનશાસ્ત્રની વયમર્યાદાનો લોપ થતો નથી. દીક્ષા આપનાર શાસ્ત્રનાજાણ

મૂકી આ અભ્યાસ શરૂ કરી દેવો જોઈએ. અત્યારે ઉત્તર હિન્દુસ્તાન-રાજસ્થાનથી માંડી દક્ષિણમાં રાષ્ટ્રકૂટ રાજ્યના પ્રદેશ સુધીના ભાગમાં જે અપભ્રંશ સાહિત્ય જડ્યું છે તે રચવામાં પણ મોટો અંશ જૈનોનો છે. પણ હેમચંદ્ર વગેરેએ ઉચ્ચરેલાં ઉદાહરણો જોતાં કેટલુંક સાહિત્ય જૈનેતર થકી પણ રચાએલું હોય તો તે સંભવિત છે. એ સઘળું સાહિત્ય શોધવાનો આપણે પ્રબળ પ્રયત્ન કરવો જોઈએ. કારણ કે અપભ્રંશ સાહિત્ય મૂળ હિંદુસ્તાનના ઉત્તર-દક્ષિણ 'અપરાન્તનું' છે, તથાપિ એના સૌથી વિશેષ ઉત્તરાધિકારીઓ આપણે ગુજરાતી છીએ. આપણા ગૂજરાતમાં આવ્યાના ઇતિહાસ ઉપરથી આપણી ભાષાનો ઉદ્ભવ—પ્રાચીન આર્યભાષા, પછી સંસ્કૃત, પછી પાલી, પછી શૌરસેની પ્રાકૃત પછી શૌરસેની અપભ્રંશ, અને તે ઉપરાંત ગુર્જરોની મૂળ ભાષા દર્દસ્તાની યા પૈશાચીઃ આટલાં તત્ત્વોમાંથી થએલો મનાય છે. હવે આ સઘળાં તત્ત્વોને પૃથક્ કરી આપણી ભાષાના પ્રત્યેક શબ્દની ઉત્પત્તિ આપણા કોષમાં આપણે બતાવવી જોઈએ."

રાજકારણમાં પડયા નથીઃ—પંડિત શિવદત્તશર્મા કહે છે કે 'વળી કુમારપાલના ઈતિહાસમાં એમનું (હેમચન્દ્રસૂરિનું) સ્થાન ચન્દ્રગુપ્ત મૌર્યના રાજ્યમાં ચાણક્યના જેવું જ રહ્યું' એ વાત યથાર્થ લાગતી નથી. તેમના સંબંધી પ્રબંધો તેમજ ગ્રંથોમાંથી જે કંઈ મળી આવે છે તે સર્વમાંથી એવું કંઈ પણ ઉપલબ્ધ થતું નથી કે તેમણે રાજકીય ક્ષેત્રમાં સક્રિય ભાગ લીધો હોય એમ જણાય, સિવાય કે કુમારપાલે પોતાના ઉત્તરાધિકારી તરીકે કોણ યોગ્ય થઈ પડશે એ જાતની એક પૂજ્યપુરુષ અને પોતાના ગુરુપદે નિયુક્ત કરેલ આ આચાર્યની સલાહ લીધી હતી અને તે તેમણે આપી હતી. (આ સલાહ બહાર પડવાથી જો કે જૈન સંપ્રદાયને તથા મંદિરોને અજયપાળના હાથે ખૂબ શોસવું પડયું તે છતાં તે માત્ર સૂચનરૂપે હતી, ખટપટરૂપે નહિ.) તેમણે સામાજિક અને સાહિત્યવિષયક પ્રવૃત્તિમાં અને જૈન ધર્મની ઉન્નતિમાં જ પોતાના જીવનનો સવિશેષ ભાગ, ગુરુની આજ્ઞાથી જ, પાટણમાં જ—ગૂજરાતમાં વીતાવ્યો હતો. દારૂબંધી, પ્રાણીકતલનિષેધ, જુગારનિષેધ, મૃત મનુષ્યોના દ્રવ્યનું રાજ્યે ન લેવું વગેરે અનેક સકલ સમાજને ઉપયોગી કાર્યો રાજ્યદ્વારા પોતાના પ્રભાવથી કરાવ્યાં હતાં. એની અસર ચાલી આવી છે અને હજુ સુધી તેનાં ચિન્હો ગુજરાતમાં વિદ્યમાન છે. જૈન ધર્મની ઉન્નતિમાં મંદિરોનું નિર્માપન, દાનશાળાઓની સ્થાપના, દેવદ્રવ્ય ને ધર્માદા દ્રવ્યનું વ્યવસ્થાપન વગેરે કાર્યો રાજ્યની સહાયતાથી કરાવ્યાં હતાં. તેમની શક્તિ એટલી બધી હતી કે તે ધર્મનો એક અલગ પોતાના નામનો પંથ સ્થાપી શકત; પણ તેમ કરવામાં કલ્યાણ નથી એટલે તેમ તેમણે કરવાની ઈચ્છા સરખી કીધી નથી અને સર્વે પક્ષના વિદ્વાનો આચાર્યો વગેરે સાથે સહકાર યા સમદષ્ટિ સેવેલ છે.

**તેમના સંબંધી અવિશ્વસનીય કથનો**—મારા સ્નેહી મિત્ર પંડિત બહેચરદાસ (૧૨-૭-૩૧ના 'જૈન' ના અંકમાં) 'અંગ્રેજ ઈતિહાસકારોની સત્ય શોધ (?)' નામના લેખમાં જણાવે છે કે 'ફારબસ સાહેબે તો હેમાચાર્ય વિષે લખતાં હદ વાળી દીધી છે. તેમણે રાસમાળામાં લખી નાંખ્યું છે કે, 'હેમાચાર્ય અંત સમયે મુસલમાન થયા હતા;' પણ એના પ્રમાણ માટે કશું જ મૂકયું નથી. સત્તા, સામ્રાજ્ય અને રંગના મદ સિવાય આવું હડહડતું જુઠ્ઠાણું કોણ લખી શકે? રાસમાળાનું ગૂજરાતી ભાષાંતર તપાસતાં રા. ઉ. (સ્વ. દિ. બ. રણછોડરામ ઉદયરામ) ની સહી ઉપર હેમાચાર્યની મુસલમાન થવાની કલ્પિત કે

સાંભળેલી વાત મુકાયેલી જણાય છે. તે ઉપરાંત રાસમાળામાં ભાટની વાત પરથી શંકરાચાર્યે મહેલ સુધી સમુદ્રનાં મોજાં ઊછળે તેવાં પાણી પોતાની અદ્ભુત શક્તિથી લાવી કુમારપાળ અને હેમાચાર્યને જલશાયી મરણના ભયમાં સપડાવી હોડીનું દૃશ્ય બતાવ્યું, કુમારપાળને પકડી રાખ્યા, જ્યારે હેમાચાર્ય તે હોડીમાં જીવ બચાવવા કૂદી પડ્યા.–' દરિયોએ હોડી એ સર્વ કાલ્પનિક હતું તેથી તે નીચે ફરસબંધી ઉપર પડ્યા. ને ભેચા નીકળી ગયા (કેવા સુંદર શબ્દો વાપર્યા છે!!) જૈન ધર્મ પાળનારાઓને કતલ કરવાનું કામ ચાલ્યું; પછી કુમારપાળ શંકરસ્વામીનો શિષ્ય થયો.'—

'આવી વાતો ઉપર કશો આધાર રાખી શકાય તેમ નથી, એટલું જ નહિ પણ તેમાં જરાયે સત્યનો અંશ હોય એમ સામાન્ય બુદ્ધિવાળો પણ સજ્જન હોય તો સ્વીકારી શકે તેમ નથી, છતાં તેને ઐતિહાસિક ગ્રન્થમાં સ્થાન આપવું અને સ્થાન અપાય તો તે ન મનાય તેવી, કાલ્પનિક, જણાય છે એટલું યે ન જણાવવું, એ અક્ષંતવ્ય છે.

'સત્યગવેષક વિદ્વાનોનો સ્વભાવ છે કે તેમણે મૂકેલા વિચારો, મંતવ્યો કે સાંભળેલાં કથનો બુદ્ધિગ્રાહ્ય, પ્રબલપ્રમાણોથી ફેરફાર કરવાને યોગ્ય જણાય તો તેઓ પોતાના વિચારોને ફેરવવાને કદી ચૂકતા નથી;' તો આવા ભ્રમો જેમણે ઊભા કરેલા છે તેમણે અગર બીજા સજ્જન વિદ્વાનોએ તે વિષે સવિશેષ ઊહાપોહ કરીને તેનું નિરસન કરવાનું કર્તવ્ય બજાવવું ઘટે અને 'ઈતિહાસને દેશનું ધન સમજીને પ્રત્યેક ઈતિહાસપ્રેમીએ હિંદુસ્તાનના, ગૂજરાતના કે સમાજના કોઈએ લખેલા ઈતિહાસમાં કોઈપણ પ્રકારની અસત્ય અને ભ્રામક કલ્પનાને આગળ વધવા દેવી ન જોઈએ.'

**ગુજરાતની અસ્મિતાનો પાયો નાંખનાર જ્યોતિર્ધર**—સુપ્રતિષ્ઠિત સાક્ષર શ્રી કનૈયાલાલ મુનશી કરાંચી—સાહિત્યસંમેલનના પ્રમુખ તરીકે પોતાના વ્યાખ્યાનમાં કહે છે: 'જો કોઈએ ગુજરાતને સસંકલ્પ જીવંત વ્યક્તિ તરીકે કલ્પવાનો પહેલો પ્રયત્ન કર્યો હોય તો તે ધંધુકાના મોઢ વાણિયાએ, ગુજરાતના સાહિત્યસ્વામીઓના શિરોમણિએ, કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિએ; એનું 'કુમારપાલચરિત' પાટણની મહત્તાની ભાવનામાંથી ગુજરાતની અસ્મિતા પ્રગટાવવાનો પહેલો પ્રયત્ન. આ જ્યોતિર્ધરના તેજે વસ્તુપાલ તેજપાલના કાળમાં અનેક કવિઓએ પોતાની કૃતિઓને ઉજ્જ્વળ કરી...કોઈક દિવસ આ વિદ્યાનિધિનાં સ્મરણો સતેજ રાખતી પ્રવૃત્તિ સાહિત્યપરિષદ આદરશે અને પાર ઉતારશે ત્યારે તે ઋણમુક્ત કહેવાશે.' એમના આ આગ્રહભર્યા સૂચનથી તે પરિષદમાં હેમસારસ્વતસત્ર ઉજવવાનું નક્કી થયું અને પાટણમાં તેનો સમારંભ આ એપ્રીલ માસમાં થનાર છે, એ તે પ્રમુખ અને પરિષદ માટે અભિનંદનીય છે.

**તેઓશ્રી પ્રત્યેનું ઋણ**—એમણે સર્જેલા-પ્રયોજેલા આકાર ગ્રન્થોનું સ્પષ્ટ અને સર્વગ્રાહી ટિપ્પણો સહિત સંસ્કરણ વિદ્વાનો પાસે કરાવી બહાર પાડવું જોઈએ. તેમના કાવ્યાનુશાસન નામના ગ્રન્થનું-અલંકાર ચૂડામણી અને વિવેક નામની વૃત્તિ સાથેનું વિદ્વદ્વર્ય શ્રી રસિકલાલ છોટાલાલ પરીખે ઈતિહાસસંશોધનવાળી વિસ્તૃત અંગ્રેજી પ્રસ્તાવના સહિત સંસ્કરણ કર્યું છે, તેમાં પ્રોફે૦ આથવલેએ અંગ્રેજી ટિપ્પણો આપી અભ્યાસી માટે ઉત્તમ સાધન પૂરું પાડયું છે. તે બે વિદ્વાનો અને તેના પ્રકાશક મુંબઈની શ્રી મહાવીર જૈન વિદ્યાલય નામની સંસ્થાને ધન્યવાદ ઘટે છે. તેવું સંસ્કરણ બીજા ગ્રંથો અને ખાસ કરીને તેમનું છંદોનુશાસન

[અનુસંધાન પૃષ્ઠ ૬૦૩]

# ગુજરાતની અસ્મિતા

પ્રભા

પંચાસરના યુધ્ધમાં પ્રગટેલી એક ચિનગારી—અને એ ચિનગારીમાંથી ગુજરાતની અસ્મિતા જન્મી છે.

રૂપસુંદરીનો લાડકવાયો ને તેજસ્વી પુત્ર વનરાજ: બાળવયમાં તેણે સ્વતંત્ર વ્યક્તિત્વ વિકસાવ્યું; યુવાનવયે તેણે ગુજરાતનો અગત્યનો ભાગ જીત્યો, રાજધાની પાટણની સ્થાપના કરી. તે મધ્યકાલીન ગુર્જર સંસ્કૃતિનો સ્થાપક ને ધર્મસહિષ્ણુતાનો અવતાર હતો. ગુજરાતની રાજકીય પ્રવૃત્તિમાં, જૈનત્વના આશ્રયે, અહિંસા અને સત્યને ગૂંથનાર તે પ્રથમ રાજવી હતો.

પછી આવ્યો યોગરાજ: વીર વનરાજનો સુચરિત પુત્ર. પણ પ્રભાતસૂર્યના પૂજન આગળ દેદિપ્યમાન સૂર્ય જેમ ઉપેક્ષિત લાગે એમ વનરાજના સ્વતંત્ર વ્યક્તિત્વે તેના તેજને ઢાંકી દીધું. સરસ્વતીનો તે પ્રિયતમ હતો; ન્યાય અને નીતિનો અવતાર હતો. પુત્રે કરેલ નીતિભંગનું પ્રાયશ્ચિત આત્મબળિદાનથી વાળવાનું જગતના ઈતિહાસને તેણે જ્વલંત દૃષ્ટાંત આપ્યું.

પછી આવ્યા અનુક્રમે ક્ષેમરાજ, ભૂયડ, વૈરિસિંહ, રત્નાદિત્ય અને સામંતસિંહ. પૂર્વજોની અગાધ શક્તિનો તેમનામાં અભાવ હતો. છતાં રત્નાદિત્ય વગેરેએ પાટણની રાજ્યલક્ષ્મીના વિકાસક્ષેત્રને વિશાળ બનાવ્યું; ચોર-લૂંટારાઓનો કાંટો કાઢ્યો; પિતૃઓએ સોંપેલી મિલકતને સાચવી રાખી.

છેલ્લા રાજાની વિષયલંપટતા, અશક્તિ અને દારૂના વ્યસને વનરાજના વંશનો ઉચ્છેદ કરાવ્યો. તેના વિશ્વાસઘાતી ભાણેજ મૂળરાજે તેનો અને તેના કુટુંબનો નાશ કરી રાજ્ય પચાવી પાડ્યું. લૂંટેલ રાજ્યને પચાવવાની તીવ્ર આકાંક્ષાએ તેને અમર્યાદિત બનાવ્યો. પાટણ ઉપર હલ્લો લઈ આવતાં લાટ અને અજમેરનાં સૈન્યોને તેણે નસાડયાં; ગિરનારના ગ્રાહરિપુનો નાશ કર્યો. વૃદ્ધાવસ્થામાં તેણે ઉત્તરાપથના બ્રાહ્મણો નિમંત્ર્યા. ને તે રીતે, યુવાન વયે કરેલ પાપોનાં પ્રાયશ્ચિત માટે તેને નિષ્ફળ ફાંફાં મારવાં પડયાં.

પિતાના રાજશાસનમાં જ પરાક્રમની અવધિએ પહોંચનાર ચામુંડ મૂળરાજના રાજસિંહાસને વિરાજ્યો. ઈતિહાસકારોએ તેની કારકિર્દી વિષે જો કે ચૂપકીદી સેવી છે પણ, જે વસ્તુ ઉપલબ્ધ છે તેથી, માની શકાય છે કે પિતાનાં પાપી કાર્યોના સ્મરણે તેને નીતિશિથિલ બનાવ્યો. પાપનાં પ્રાયશ્ચિતાર્થે, બહેનના અતૂટ ને તેજભર આગ્રહથી, રાજ્ય છોડી તેને કાશીનો માર્ગ ગ્રહણ કરવો પડયો.

પછી આવ્યો વલ્લભરાજ. પિતાના અપમાનનો બદલો લેવા જતાં દેહનો તેણે ભોગ આપ્યો. તેનો નાનો ભાઈ દુર્લભરાજ તેના સિંહાસને બેઠો. શાન્તિ ને સુલેહનો તે દૂત બન્યો. મોહ પર જય મેળવી, નાના ભાઈના પુત્ર ભીમને રાજધુરા સોંપી તેણે સંન્યસ્ત ધારણ કર્યું.

ભીમ એટલે દુ:શાસનવિજેતા ભીમનો અવતાર. સિન્ધ, ચેદી અને અવંતિપતિ ભોજને હરાવી તેણે ગુજરાતનો ડંકો વગાડયો. વિમળશાહે તે સમયમાં આબુનાં જગપ્રસિદ્ધ દેરાં

બંધાવ્યાં. તેના સમયમાં સોમનાથની સ્વારી મુખ્ય ગણી શકાય. પણ સોમનાથના પરાજયમાં પણ તેની કીર્તિ તો ઝળહળી ઊઠી. મુસલમાન ઇતિહાસકારોએ તેના શૌર્યનાં મુક્તકંઠે વખાણ કર્યાં. મૂળરાજ સરીખા દાનેશ્વરી પુત્રનું તેને પિતૃપદ મળ્યું.

તેના અવસાન પછી યુવરાજ ક્ષેમરાજે રાજત્યાગ કરી નાનાભાઈ કર્ણને પોતાના પદ પર અધિષ્ઠિત કર્યો. રાજા કર્ણ કરતાં મીનળદેવીના પતિ અને સિદ્ધરાજના પિતા તરીકે તે વધારે વિખ્યાત છે. પુત્રને બાળવયે જ રાજ્ય સોંપી તેણે કર્ણાવતી વસાવી, ત્યાં જઈ રહેવાનું પસંદ કર્યું.

સિદ્ધરાજ એટલે મહત્વાકાંક્ષાની પ્રતિમૂર્તિ. માળવા, લાટ અને જુનાગઢ પર તેણે વિજય મેળવ્યો. સહસ્રલિંગ અને રૂદ્રમાળ સરીખાં અનેક ભવ્ય સ્થાપત્યમંદિરોને તે સ્થાપક બન્યો. કુમારપાળને પણ ટપી જાય એવી તેની રાજ્યવ્યવસ્થા હતી પણ ચરિત્રના એકાદ દુર્ગુણને લીધે તેને કુમારપાળ કરતાં હીણપદ પ્રાપ્ત કરવું પડ્યું કુમારપાળ રાજ્યગાદીનો વારસ ન બને તે માટે તેણે અજમાવેલી સર્વ યુક્તિઓ વ્યર્થ ગઈ.

તેના યુગમાં મુંજાલ, શાન્તુ, સજ્જન ને ઉદયન સમા મંત્રીશ્વરો થયા. તેજભર વ્યક્તિત્વે ઓપતી મીનળદેવી કે નિર્મળ સતીત્વે પૂજ્યતા પ્રસરાવતી જસમા ને રાણકદેવીની વિરલ મૂર્તિઓ પણ તેનાજ યુગનો વારસો છે. પણ જેના નિર્મળ છતાં દિગન્તવ્યાપી પ્રતાપી યશે તેના યુગને અમર બનાવ્યો એ કલિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યનો જન્મ અને વિકાસ તે પ્રતાપી રાજવીના ભાગ્યમંદિરે સુવર્ણકળશ સમ નીવડયો છે.

એ બંનેના તેજસંયોગે ગુજરાતને સમૃદ્ધ વ્યાકરણ આપ્યું, સ્વતંત્ર્ય વ્યક્તિત્વ આપ્યું ઉન્નત ભાવના આપી. પણ સિદ્ધરાજને ભોગવિલાસ પ્રિય હતા. તે હેમચંદ્રને, સ્વકીર્તિના આશય સિવાય, પૂરા ઝીલી કે ઝીલાવી ન શક્યો.

પણ જ્યારે વીર કુમારપાળ ગુજરાતના સિંહાસને બેઠો-પંચાસરમાંથી પ્રગટેલી ચિનગારી સ્વર્ગીય પ્રભાકરે ચમકી ઊઠી. અને ગુજરાત સંસ્કાર, સમૃદ્ધિ, ધર્મ, સાહિત્ય ને પરમ ભાવનાના કીર્તિમંદિર સમું બન્યું. મહાન ભારતવર્ષના નવનતેજ તરીકે, દેવી ભારતીના વિશુદ્ધ હૃદય તરીકે જગતમાં તેની સ્થાપના થઈ. તેને આંગણે અસ્મિતાનો ઝળહળતો દીપક પ્રગટયો.

---

[ અનુસંધાન પૃષ્ઠ ૬૦૧ થી ચાલુ ]

અવશ્ય માગે છે. છંદઃશાસ્ત્રમાં નિષ્ણાત અને સંસ્કૃત ભાષાના જ્ઞાતા પ્રો. વેલણકરની પાસે છંદોનુશાસનનું સંસ્કરણ-સંશોધન કરવાય તો ઉચિત થશે.

'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' મૂળ ભાવનગરની જૈનધર્મ—પ્રસારકસભા દ્વારા છપાયેલ તે હાલ અનુપલબ્ધ હોઈ શ્રી આત્માનંદ શતાબ્દિ સ્મારક-ફંડમાંથી તેનું પુનઃ પ્રકાશન કરવાની વ્યવસ્થા થઈ રહી છે તો તેમને નમ્ર સૂચના એ છે કે તેની જુદી જુદી પ્રતોપરથી પાઠાંતરો સહિત તે પર પ્રકાશ ફેંકનારી વિસ્તૃત પ્રસ્તાવના, ટિપ્પણ વગેરે આપીને અસલ છપાયેલ માંની અશુદ્ધિઓ—ભૂલો ટાળીને નૂતન વર્તમાન પદ્ધતિએ તૈયાર કરાવી તે ફંડ છપાવશે એવી આશા છે.

ઉક્ત ચરિત્રમાં તેમજ અન્ય ગ્રન્થોમાં ઘણાં સુભાષિતો ભર્યા છે. તે પૈકીના નમુનારૂપ શાંતમૂર્તિ મુનિશ્રી જયંતવિજયજીએ 'હેમચંદ્ર વચનામૃત' એ નામથી ગુજરાતી અનુવાદસહિત એક નાનું પુસ્તક છપાવેલ છે. તે જ રીતે બીજાનો પૂરો સંગ્રહ બહાર પડે તો યોગ્ય થશે.

આ સાહિત્યસ્વામી સૂરિના જીવન સંબંધી જે પ્રકટ અને અપ્રકટ પુષ્કળ સાધનો છે તે સર્વમાંથી ઐતિહાસિક પ્રમાણોની પુષ્ટિ સહિત સમગ્ર વૃતાંત, અને તેમના સર્વ ગ્રંથોની વિવેચકદૃષ્ટિએ આલોચના તૈયાર કરાવી પ્રકટ કરવી એ સૌથી વિશેષ ઉપયોગી કાર્ય છે. ત્યાંસુધી તે ન થાય ત્યાંસુધી તેમના પ્રત્યેના ઋણથી મુક્ત નહી થવાય.

# શ્રી હેમચંદ્રાચાર્ય

પ્રો. ચતુરભાઈ શંકરભાઈ પટેલ
એમ. એ., એલએલ. બી.



શ્રીમદ્ હેમચન્દ્ર ગુજરાતના અગ્રગણ્ય જ્યોતિર્ધર અને યુગકર્તા મહાપુરુષ હતા. એમનો યુગ હેમયુગ નામ પ્રમાણે સાચોજ હેમયુગ-સુવર્ણયુગ હતો. સિદ્ધરાજનો સમય ગુજરાતના ઈતિહાસમાં પરમ યશસ્વી અને ગૌરવયુક્ત હોઈ સુવર્ણાક્ષરે અંકિત થએલો છે. એવા સુભગ અવસરે સિદ્ધરાજ અને હેમચન્દ્રનો વિરલ સંયોગ સોના સાથે સુગંધ મળવા સમાન છે. એ બે મહાવિભૂતિઓના અદ્‌ભુત સંયોગે ગુજરાતની યશકલગીમાં અદ્‌ભુત રંગો પૂર્યા છે-ગુજરાતના ગૌરવમાં અનન્ય ઉમેરો કર્યો છે.

હેમચન્દ્ર એટલે સર્વતોમુખી પ્રતિભા, સાંગોપાંગ સંપૂર્ણ અભ્યાસ, અત્યુન્નત સર્વગ્રાહી સર્જકતા. હેમચન્દ્રાચાર્ય અજોડ સાહિત્યસૃષ્ટા હતા; અનુપમ યુગદૃષ્ટા હતા; કુશળ રાજનીતિવિશારદ હતા; જૈનશાસનના પ્રભાવક પુરુષ હતા. હેમચન્દ્ર એટલે વિદ્યાના મહાસાગર, મૂર્તિમંત જ્ઞાનચક્ર, કલિકાલસર્વજ્ઞ. કલિકાલસર્વજ્ઞનું બહુમાન બિરુદ પ્રાપ્ત કરવું એ કોઈ પણ વિદ્વાન માટે ન્હાનીસૂની વાત નથી. એ જોતાં કહેવું જોઇએ કે હેમચન્દ્ર એટલે ગુજરાતના સાક્ષરશિરોમણિ. એમના એક શિષ્ય પોતાના 'ચંદ્રલેખા' નાટકમાં એમને ' વિદ્યાંભોનિધિમંથમંદરગિરિ ' કહે છે તે સર્વથા સાર્થક છે. એવા અગાધ શક્તિશાળી સપૂત માટે ગુજરાત જેટલાં ગર્વ અને ગૌરવ ધરે એટલાં ઓછાં છે.

હેમચન્દ્ર જેટલા જૈનોના તેટલાજ જૈનેતરોના—સમસ્ત ગુજરાતીઓના માન અને પૂજાને પાત્ર છે. કેમકે તેઓ શાસનના જેટલાજ સાહિત્યના ભેખધારી છે. એ કલિકાલસર્વજ્ઞની કુશાગ્ર કલમે એક પણ વિષય છેડવો બાકી રાખ્યો નથી. એમની સાર્વત્રિક પ્રતિભા વ્યાકરણ, છન્દ, કાવ્ય, અલંકાર, કોશ, ન્યાય, યોગ, ચરિત ઈત્યાદિ અનેક વિષયોને પહોંચી વળી છે.

આજથી સાડીઆઠસો વર્ષ ઉપર સં. ૧૧૪૫ના કાર્તિકની પૂર્ણિમા–દેવદિવાળીને દિવસે–ધંધુકાના એક ધર્મિષ્ઠ કુટુંબમાં ચંગદેવ જન્મે છે. નવમે વર્ષે અત્યન્ત આશાસ્પદ જણાતો એ ચાલાક ચંગદેવ આચાર્યશ્રી દેવચન્દ્રસૂરિને હાથે દીક્ષા પામી સોમચંદ્ર બને છે, અને બાર વર્ષ સુધી એકધારો અભ્યાસ એકલવ્યના જેવી એકાગ્રતાથી કરી સર્વ વિદ્યામાં પારંગત થાય છે. એટલે સં. ૧૧૬૬ ની અક્ષયતૃતિયાએ એને આચાર્યપદ આપવામાં આવે છે, અને માત્ર એકવીશ વર્ષની ન્હાની ઉમ્મરે સોમચંદ્ર હેમચંદ્રસૂરિ બને છે. પછી તો હેમચન્દ્રના પુણ્યપ્રભાવે ખંભાત વિદ્યાવ્યાસંગીઓનું તીર્થધામ બની રહે છે. એમની વ્યાખ્યાનધારાના પાવન પ્રવાહે ખંભાતનું જિનમંદિર એક મહાન પાઠશાલા બની જાય છે.

કેટલાક સમય બાદ મંત્રી ઉદયનની પ્રેરણાથી અને ગુરુની અનુજ્ઞાથી પોતે પાટણ પ્રતિ વિહાર કરે છે અને ત્યાં સોના અને સુગંધનો સુંદર સંયોગ થાય છે—સિદ્ધરાજ અને હેમચંદ્રનો સમાગમ થાય છે. માળવાના વિજય પછી ત્યાંનો જ્ઞાનભંડાર પાટણ લાવવામાં આવેલો. તેમાં ભોજરચિત 'સરસ્વતીકંઠાભરણ' અને અન્ય ગ્રંથો જોતાં મહત્વાકાંક્ષી સિદ્ધરાજના અંતરમાં દુઃખ થાય છે કે આવા ગ્રંથો મારે ત્યાં કેમ ન હોય! એટલે પોતે હેમચન્દ્રને વ્યાકરણ, છંદ, અલંકાર, કોશ આદિ રચવાને પ્રાર્થના કરે છે; કાશ્મીરથી વ્યાકરણના આઠ ગ્રંથો તાકીદે મંગાવી આપે છે અને બીજી બધી વ્યવસ્થા કરી દે છે. અસાધારણ શક્તિશાળી હેમચન્દ્ર વર્ષ—સવાવર્ષમાં તો પોતાને અને પોતાના આશ્રયદાતા રાજાને અમર કરતો અદ્ભુત ગ્રંથ સિદ્ધહૈમ તૈયાર કરી દે છે. આ મહાન ગ્રંથને દબદબાપૂર્વક સવારીમાં હાથી ઉપર દરબારમાં લાવવામાં આવે છે, રાજસભાના વિદ્વાનો સમક્ષ વાંચવામાં આવે છે, અને સમુચિત પૂજોપચારથી એની સરસ્વતીકોશમાં સ્થાપના કરવામાં આવે છે. ગુજરાતના પરમ ગૌરવ સમા એ વ્યાકરણની પ્રશસ્તિમાં તત્કાલીન વિદ્વાનનો એક શ્લોકમાત્ર બસ થશેઃ—

> भ्रातः संवृणु पाणिनिप्रलपितं कातन्त्रकन्था वृथा
> मा कार्षीः कटुशाकटायनवचः क्षुद्रेण चान्द्रेण किं ।।
> किं कण्ठाभरणादिभिर्बठरयस्यात्मानमन्यैरपि
> श्रूयन्ते यदि तावदर्थमधुराः श्रीसिद्धहेमोक्तयः ।।

સિદ્ધહૈમ કિંવા શબ્દાનુશાસનની વિશિષ્ટતા એ છે કે એમાં સંસ્કૃત સાથે પ્રાકૃતનો પણ સમાવેશ કર્યો છે. પહેલા સાત અધ્યાય સંસ્કૃત માટે છે, જ્યારે છેલ્લો–આઠમો–અધ્યાય પ્રાકૃત શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકા પૈશાચી અને અપભ્રંશ માટે છે. આપણી ગુજરાતી ભાષા અપભ્રંશમાંથી ઊતરી આવી છે, એટલે આપણી ભાષાના અભ્યાસીઓને સિદ્ધહેમચંદ્ર પરમ આશીર્વાદરૂપ છે. હેમચંદ્રે એ ઉપરાંત ચાર કોશગ્રંથો રચ્યા છેઃ—૧. અભિધાન ચિંતામણિ, ૨. હેમ અનેકાર્થસંગ્રહ ૩. દેશીનામમાલા અને ૪. નિઘંટુશેષ. અભિધાનચિંતામણિમાં એક અર્થના જેટલા શબ્દો હોય તે આપેલા છે, જ્યારે અનેકાર્થસંગ્રહમાં એક શબ્દના જેટલા અર્થ થતા હોય તે આપેલા છે. દેશીનામમાલા એ દેશ્ય શબ્દોનો સંગ્રહ છે, અને આપણી ભાષાના તેમજ અન્ય દેશી ભાષાના અભ્યાસ માટે અત્યંત ઉપયોગી છે. નિઘંટુશેષ વૈદક શબ્દનો કોશ છે. આ ઉપરાંત એમણે અલંકાર અને કાવ્યશાસ્ત્રના ગહન વિવેચનયુક્ત કાવ્યા-

પુરૂશાસન અને છંદને માટે છંદોનુશાસન પણ રચ્યાં છે. આ બધા ઉપરથી હેમચંદ્ર કેવા મહાન વૈયાકરણ, આલંકારિક અને ભાષાશાસ્ત્રી હતા તેનો આપણને ખ્યાલ આવે છે.

સં. ૧૧૯૯ માં સિદ્ધરાજનું અવસાન થતાં કુમારપાળ પાટણની ગાદીએ આવે છે, અને પોતાની પૂર્વાવસ્થામાં હેમચંદ્રે જે આશ્રય આપેલો–જે મદદ કરેલી તેને કૃતજ્ઞતા અને ગુરુભક્તિપૂર્વક સંભારી હેમચંદ્રનો પાટણમાં સત્કાર કરે છે. હેમચંદ્ર અને કુમારપાળનો સંબંધ સિદ્ધરાજ સાથેના સંબંધ કરતાંય દૃઢતર અને ગાઢતર બને છે, અને એને લઈને હેમચંદ્ર રાજા પાસે માંસ-મદ્ય-નિષેધ, દેવીનિમિત્તે પશુવધનો નિષેધ, અપુત્રનું ધન લેવાની મના, સ્ત્રીનો વારસાહક ઈત્યાદિ રાજકીય સુધારા કરાવે છે. રાજા કુમારપાળને ઉપદેશ માટે હેમચંદ્ર યોગશાસ્ત્ર નામનો અપૂર્વ ગ્રન્થ રચે છે. તે ઉપરાંત ન્યાયશાસ્ત્ર ઉપરનો એમનો પ્રમાણમીમાંસા ગ્રન્થ પરમ મહત્ત્વનો છે. આ રીતે આપણને હેમચંદ્રનું એક મહાન રાજનીતિજ્ઞ, સમાજશાસ્ત્રી અને ધર્મશાસ્ત્રી તરીકે દર્શન થાય છે.

શ્રી હેમચંદ્રાચાર્ય એક મહાન પ્રતિભાશાળી કવિ પણ હતા. એમની અદ્ભુત કાવ્યશક્તિ માટે દ્વયાશ્રય મહાકાવ્ય એક જ્વલંત ઉદાહરણ છે. એ મહાકાવ્યમાં સોલંકી અથવા ચૌલુક્ય વંશનો ઈતિહાસ રસિક રીતે રજુ થાય છે અને સાથે સાથે એ સિદ્ધહેમચંદ્રનાં સૂત્રોનાં ઉદાહરણ રૂપે પણ કામ લાગે છે. આમ બેવડો અર્થ સારતું હોવાથી એ ઐતિહાસિક મહાકાવ્યને દ્વયાશ્રય નામ આપ્યું છે. એવું જ બીજું પ્રાકૃત દ્વયાશ્રય કિંવા કુમારપાલચરિત એમણે રચ્યું છે, અને એમાં એક બાજુ કુમારપાલનું ચરિત્ર અને બીજી બાજુ સિદ્ધહેમના છેલ્લા અધ્યાયનાં-પ્રાકૃત વ્યાકરણનાં ક્રમવાર ઉદાહરણો આપેલાં છે. તે ઉપરાંત ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર નામનો જૈન ચરિત્રોનો કાવ્યગ્રન્થ અને સર્વધર્મસમભાવની ઉદાત્ત ભાવનાભર્યું વીતરાગસ્તોત્ર કિંવા મહાદેવ સ્તોત્ર પણ એમનો કવિ તરીકેનો સરસ પરિચય કરાવે છે.

આ રીતે આજીવન અખંડ સાહિત્યસેવા કરી, ગુજરાતની યશપતાકા ભારતવર્ષને દિગન્તે ફરફરાવી, પોતાનાં અધુરાં કાર્ય ઉપાડી લે એવા શિષ્યો, જેમાં રામચંદ્ર અને ગુણચંદ્ર જેવા પ્રૌઢ પંડિતો, ઉદયચંદ્ર જેવો વિશિષ્ટ વૈયાકરણ અને યશચંદ્ર, બાલચંદ્ર, વર્ધમાનગણિ, મહેન્દ્રમુનિ જેવાં નરરત્નો હતાં, તેમને પાછળ મૂકી શ્રી હેમચંદ્રાચાર્ય સં. ૧૨૨૯ માં ૮૪ વર્ષની વયે પાટણમાં કાલધર્મ પામ્યા.

જેમના ગ્રન્થમાં અગાધ વિદ્વત્તા હતી, ઉપદેશમાં ઓજસભર્યું માધુર્ય હતું, રાજસંબંધમાં સહૃદય ગાંભીર્ય હતું, રાજકારણમાં ઔચિત્યભરી દીર્ઘદૃષ્ટિ હતી, શાસનસેવામાં સુંદર વ્યવસ્થા હતી, સાહિત્યસેવામાં અપ્રતિમ પ્રતિભા હતી, યોગમાં અનુભવનું નવનીત હતું, અલંકારમાં અવનવો ચમત્કાર હતો, વાણીમાં અમૃતભરી મીઠાશ હતી, વર્તનમાં વિશુદ્ધિમય ઉદાત્તતા હતી, કવનમાં અસ્ખલિત રસધારા હતી અને જીવનમાં વિજયવતી કલિકાલસર્વજ્ઞતા હતી એવા એ મહાન ગુજરાતી શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને હજારો વન્દન હો! વન્દન હો!

# હેમચન્દ્ર

શ્રી રમણલાલ વ. દેસાઈ



મહત્તા અનેક સ્વરૂપે વ્યક્ત થાય છે. યુદ્ધવીરને જ મહાન માનવાની ભૂલ કરતી માનવજાત મુત્સદ્દીઓને પણ ઓળંગી સાહિત્યકાર, વિદ્વાન, વૈજ્ઞાનિક અને સાધુ-જીવનની મહત્તા પરખે તો જગત વધારે સુખી થવાનો સંભવ છે. મહત્તા ભૂમિવિજયમાં ઊતરે ત્યારે અતિમોહક લાગે છે એ ખરૂં. પરંતુ ઇતિહાસ તપાસીએ તો કેટલા વિજ્યો સ્થિર રહી શક્યા છે? કેટલાં વર્ષ પહોંચ્યા છે? છેલ્લાં વીસ વર્ષોમાં જ કેટકેટલા વિજ્યો પરાજ્ય બની ગયા?

ગુજરાતનો સોલંકીયુગ મહાન હતો. સોલંકીઓ પરાક્રમી હતા. મહારાજા સિદ્ધરાજ અને કુમારપાળ મહારાજવીઓ હતા. તેમના વિજ્યો મહાન હતા. પરન્તુ તેમના ભૂમિજયો આજ ક્યાં છે? એ વિજયોના લીસોટા પણ ભુંસાઈ ગયા છે.

અને એવા પરાક્રમી મહારાજાઓને પણ પોતાના વિજયોનો અસંતોષ રહેતો હતો. એ અસંતોષને સંતોષવા તેમની દૃષ્ટિ વિદ્વાનો, સાહિત્યકારો, તપસ્વીઓ અને સાધુઓ તરફ વળતી. અને ભૂમિવિજય કરતાં વધારે શાંતિ, વધારે સુખ તેમને એ શસ્ત્રરહિત વીરો પાસેથી જ મળતાં.

ગુજરાતના શસ્ત્રરહિત વીરોના એક મહાન અગ્રણી તે હેમચંદ્ર. તપશ્ચર્યા એ તેમનો જીવનક્રમ. વિદ્વત્તા એ તેમની મોજ. સાહિત્ય એ તેમની સેવા. અહિંસાનો જ આગ્રહ રાખી, અહિંસાને જ આદર્શ ગણી આગળ વધવા મથતા જૈન ધર્મનું સ્થાન માનવ સંસ્કૃતિના ઇતિહાસમાં અનેરૂં જ છે. ધર્મો તો સઘળા અહિંસાને મહત્ત્વ આપે જ છે. છતાં જૈન ધર્મની સમગ્ર રચનામાં રહેલી અહિંસા એ આત્મબળનો પ્રથમ સ્પષ્ટ સ્વીકાર કરનાર માર્ગસ્તંભ છે. એ ધર્મના એક મહાન પરિણામ સરખા હેમચંદ્ર જૈનોના જ નહિ પણ સમસ્ત ગુજરાતની મહત્તાના પ્રતિનિધિ છે. સિદ્ધરાજ અને કુમારપાળના વિજ્યો પણ હેમચંદ્ર વડે ઓળખાય છે.

બ્રાહ્મણ ધર્મ-વૈદિક ધર્મ અને જૈન તથા બૌદ્ધ ધર્મની પરસ્પરમાં મળી જવાની વિશિષ્ટ ઉદારતાનો સાચો ઇતિહાસ જ્યારે લખાય ત્યારે ખરો. પરંતુ એ આર્ય સંસ્કૃતિની ત્રણ પાંખડીઓની જ્યારે ઓળખ થશે ત્યારે તેમાં હેમચંદ્રસૂરિનું સ્થાન મહત્ત્વનું જ રહેશે. શૈવ માર્ગી સિદ્ધરાજના પૂજ્ય બની ચૂકેલા આ જૈનાચાર્ય આપણા આર્ય મતમતાંતરોની વિશિષ્ટ ઉદારતાના એક ભવ્ય પ્રતિક સરખા છે.

અને તેમની વિદ્વત્તા? એકજ વાત કહી દઉં. હેમવ્યાકરણનું એક પ્રકરણ અભ્યાસ અર્થે મ્હારે જોવાનો પ્રસંગ આવ્યો. એ પ્રકરણનાં અદ્ભુત ઉદાહરણોમાં રહેલું તે સમયનું ઉત્કૃષ્ટ

સાહિત્ય આજ પણ ગુજરાતી સાહિત્યના આદિ પ્રવાહ તરીકે ઓળખી શકાય એમ છે. વ્યાકરણના નિયમો તો મને ન આવડયા. આવડયા હશે તો ભૂલી ગયો. પરન્તુ દૃષ્ટાંતોમાં રહેલા સાહિત્ય–અને એ સાહિત્યમાં રહેલા જૂના ગુજરાતના સંસ્કારની છાપ હજી ભૂંસાતી નથી એટલું જ નહિ, તે તરફ વારંવાર વળવાની–અભ્યાસ કરી તેની ખૂબીઓ સમજવાની વૃત્તિ રહ્યા જ કરે છે. અને તેમ નથી બની શકતું એનો ભયંકર અસંતોષ રહ્યા કરે છે.

આજસુધી જેની પ્રેરણા પહોંચ્યા કરે છે એવા મહાન ગુજરાતી હેમચંદ્રનો વિજય ભૂમિવિજયી વીરો કરતાં વધારે વિસ્તૃત, વધારે વ્યાપક અને વધારે દીર્ઘ છે. સિદ્ધરાજ કરતાં હેમચંદ્ર વધારે જીવંત છે. ચક્રવર્તી સિદ્ધરાજે પણ એ સ્વીકાર કર્યો જ હતો. નહીં તો હેમ વ્યાકરણ–સિદ્ધવ્યાકરણને હાથી ઉપર મૂકી તેનું રાજવૈભવી સરઘસ કહાડનાર મહારાજાએ સો, બસો, હજાર કે લાખ સુવર્ણમુદ્રાઓ આપી વેચાતું લેવાની સરળ આવડત બતાવી ન હોત?

વિદ્વાન હેમચંદ્રને આ માનની જરૂર ન હતી. કલિકાળસર્વજ્ઞને માનની–અંગત માનની અપેક્ષા ન જ હોય. પરંતુ પુસ્તકને અપાયલા ઐતિહાસિક માનમાં વિદ્વાનવીર–સાધુવીર સાહિત્યવીરના માનસ્વીકારનો એક ભવ્ય પ્રસંગ સમાયેલો છે. કલમ અને વાણી અહિંસાનો આશ્રય લે, કલમ અને વાણીનો ઘડનાર અહિંસાનો આશ્રય લે, તપસ્વી બને તો તેનું સાક્ષર જીવન આઠસો વર્ષ જેટલું તો લાંબુ ચાલે જ. એ હેમચંદ્રના જીવનનું રહસ્ય.

એ મહાન ગુજરાતીની જયંતિ પ્રસંગે આપણે અહિંસાને વધારે ઓળખીએ, આપણે વિદ્વત્તાને વધારે ઓળખીએ, આપણે સંસ્કાર વધારે ઓળખીએ તો આપણી માનવતા વધારે ચોખ્ખી થાય. માનવતા વગર મહત્તા કેવી? માનવતાભરી મહત્તા જોવી હોય તો હેમચંદ્રને આપણે પ્રથમ જોઈએ. એ હજી સજીવન છે. આપણે સૌ ભૂલાઈ ગયા હોઈશું ત્યારે યે જીવતા હશે કારણ? હેમચંદ્રની માનવતા–તપશ્ચર્યા વચ્ચે સચવાઈ રહેલી વિદ્વત્તા—અને એ વિદ્વત્તામાં પણ જળવાઈ રહેલી સેવાભાવના. નહીં તો એ ગ્રંથરચના કેમ કરત?

અને હેમચંદ્રે કેટકેટલું લખ્યું છે! આજનો કોઈ સાહિત્યકાર તેનું માપ પણ કહાડે તો ખરો!

એ સ્વતંત્ર ગુજરાતનો, ધાર્મિક ગુજરાતનો, સેવાભાવી ગુજરાતનો પ્રતિનિધિ હતો. અને આજનો સાહિત્યકાર?

એ પ્રશ્ન પૂછીને વિરમું છું.



અપરાંત—

ગૂર્જરરાષ્ટ્રના તમામ સમાજે શ્રી હેમચંદ્રાચાર્યની અપ્રતિમ પ્રતિભા માટે અભિમાન ધરાવવું જોઈએ. હેમચંદ્ર આચાર્ય માત્ર જૈન વિભૂતિ નહોતા; તેમનું વ્યક્તિત્વ ગૂર્જર હતું, આર્ય હતું, અગમ્ય સર્વજ્ઞત્વવાળું હતું. જે નવાજૂના ગૂર્જર લેખકોએ તે સર્વજ્ઞ વ્યક્તિત્વનો ઉપહાસ કર્યો છે તેમણે અક્ષમ્ય ગુન્હો કર્યો છે. હેમચંદ્રની પ્રતિભાની રજઃકણ જેટલી પ્રતિભા જેની નથી તેઓ આવો ગુન્હો કરી શકે, એ હજુ ચાલુ છે તે જ આપણી અયોગ્યતા સૂચવે છે.

કે. હિં. કામદાર

# યોગીશ્વર શ્રી હેમચંદ્રાચાર્ય અને ધ્યાનનિરૂપણ

લેખક: શ્રી મોહનલાલ ભગવાનદાસ ઝવેરી
બી. એ. (ઓનર્સ), એલ એલ. બી., સોલિસિટર.

શ્રી હેમચંદ્રાચાર્યની સર્વતોમુખી પ્રજ્ઞાએ યોગના વિષયને પણ સ્પર્શ્યો છે. યોગના યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ પ્રસિદ્ધ આઠ અંગને દૃષ્ટિ સમક્ષ રાખી જૈનોના પાંચ મહાવ્રત તથા આચારનો યમ—નિયમમાં સમાવેશ કરી બીજાં અંગોનાં નિરૂપણમાં જૈન તેમજ જૈનેતર દૃષ્ટિઓનો બને તેટલો સમન્વય કરી તેમણે યોગશાસ્ત્રનું નિરૂપણ કર્યું છે.

આ શાસ્ત્રની રચનામાં વિશેષતા એ છે કે ગૃહસ્થીઓનો પણ યોગમાં અધિકાર છે એ તેઓ સ્વીકારે છે. જ્યારે ઘણાખરા યોગીઓ યોગસાધના સંપૂર્ણ ત્યાગ વગર શકયજ નથી એમ કહી ગૃહસ્થીઓના યોગસાધનાના અધિકારનો અસ્વીકાર કરે છે, ત્યારે શ્રી હેમચંદ્રાચાર્ય યોગ સાધનાની પગથી-ગૃહસ્થાશ્રમમાંથી જ માંડે છે. આ નિરૂપણ જૈન દૃષ્ટિએ યુક્ત જ છે. તેમની યોગની નીચે આપેલી વ્યાખ્યા પરથી તે સ્પષ્ટ થાય છે. તેઓ કહે છે કે ઉત્કૃષ્ટ પુરુષાર્થ-મોક્ષનું કારણ યોગ છે અને તે યોગ, જ્ઞાન, શ્રદ્ધા, તથા ચારિત્રરૂપ રત્નત્રયીમય છે. એ રત્નત્રયની ઓછેવધતે અંશે ગૃહસ્થાશ્રમમાં પણ શક્યતા જૈન દર્શન સ્વીકારે છે. આ રહી તેમની વ્યાખ્યાઃ—

चतुर्वर्गेऽग्रणीर्मोक्षो योगस्तस्य च कारणम् ।
ज्ञानश्रद्धानचारित्ररूपं रत्नत्रयं च सः ॥ प्र. १ श्लो. १५

ગૃહસ્થી પણ યોગના બળે કેવલજ્ઞાન અને અંતે મોક્ષ પ્રાપ્ત કરે છે, તે ચક્રવર્તી ભરત રાજર્ષિ તથા શ્રી મરુદેવાના દૃષ્ટાંતથી તેઓશ્રી બતાવે છે. યોગશાસ્ત્ર પ્ર. ૧ શ્લોક ૧૦ તથા ૧૧.

અન્યની પ્રશસ્તિમાં જણાવ્યા પ્રમાણે યોગશાસ્ત્રની રચના શ્રી ચૌલુક્ય નૃપતિ કુમારપાલની અત્યંત પ્રાર્થનાથી શ્રી હેમચન્દ્રાચાર્યે શાસ્ત્ર, ગુરુના ઉપદેશ તથા અનુભવના આધારે કરી છે તેથી ગૃહસ્થી પણ યોગનો અધિકારી છે એ શ્રી કુમારપાલ જેવા ભૂપતિ-શિષ્યને પ્રોત્સાહિત કરવા માટે બતાવવું બહુ જરૂરી હોવાથી તે ઉપર વિવિધ દૃષ્ટાન્તોથી મૂળ તથા ટીકામાં ભાર મુકાયો છે. યમ-નિયમનું વિસ્તૃત વર્ણન તેથી જ ઉપયોગી છે. એટલું જ નહિ પરન્તુ સર્વસ્વત્યાગી પુરુષોને પણ તેનું મહત્ત્વ ઠસાવવા જરૂરી છે. આથી જ આહાર જેવા વિષય ઉપર સરખામણીમાં નાના ગ્રન્થ ઘેરણ્ડસંહિતામાં પણ વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે. તેમાંથી એકજ શ્લોક અત્ર ઉતારીશું જે મિતાહારની આવશ્યકતા દર્શાવે છેઃ—

"मिताहारं विना यस्तु योगारंभं तु कारयेत् ।
नानारोगो भवेत्तस्य किंचिद्योगो न सिध्यति ॥" ५-१६ घेरण्डसंहिता

"મિતાહાર વિના જે યોગનો આરંભ કરે છે તેને જાતજાતના રોગ થાય છે ને યોગ જરી પણ સિદ્ધ થતો નથી."

મિતાહારનું વિવરણ કરતાં ત્યાં જ કહ્યું છે કે "અર્ધું પેટ અન્નથી ભરવું, પા ભાગ જેટલું પાણી પીવું તે પેટનો બાકીનો પા ભાગ વાયુના સંચાર માટે ખાલી રહેવા દેવો."

ક્રમે આવતાં ત્રીજા યોગાંગનું વિવરણ કરતાં સાધુની પડિમાઓ (ધ્યાનપદ્ધતિઓ) માટે ઉપયોગી, તથા જાડા તેમજ પાતળા મનુષ્યોની અને બળવાન તેમજ દુર્બળ મનુષ્યોની અપેક્ષાએ ઉપયોગી જુદાં જુદાં આસનોનું આચાર્યશ્રી સંક્ષિપ્ત વર્ણન કરે છે. છેવટમાં કહ્યું છે કે જે જે આસન કરવાથી મન સ્થિર થાય તે તે ધ્યાનના ખરા સાધનરૂપ હોવાથી તે જ કરવું. એમણે (૧) પર્યંકાસન, (૨) વીરાસન, (૩) વજ્રાસન, (૪) પદ્માસન, (૫) ભદ્રાસન, (૬) દંડાસન, (૭) ઉત્કટિકાસન, (૮) ગોદોહિકાસન, તથા (૯) કાયોત્સર્ગાસન વર્ણવ્યાં છે.

પછી તેઓ કહે છે કે સુખે બેસી શકાય તેવા આસને બેસી, બંને હોઠ ઠીક બીડી નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ સ્થિર કરી ઉપરના દાંત નીચેનાં દાંતને સ્પર્શે નહિ એમ રાખી પ્રસન્નવદને પૂર્વ કે ઉત્તર સામું મુખ રાખી અપ્રમત્તપણે ટટાર બેસી ધ્યાન કરનારે ધ્યાનમાં ઉદ્યત થવું.

ક્રમે આવતાં ચોથા યોગાંગ પ્રાણાયમનું વર્ણન કરતાં તેઓ કહે છે કે ધ્યાનસિદ્ધિ માટે કેટલાક પ્રાણાયમનો આશ્રય લે છે, કારણ કે તેમના મતે મન તેમજ શ્વાસ પર જય મેળવવો બીજી કોઈ રીતે શક્ય નથી.

પરન્તુ જૈન મતમાં કહ્યું છે કેઃ-

"उसासं न निरुंभइ आभिग्गहिओ वि किमुअ चिट्ठाए।
सज्जमरणं निरोहे सुहुमोसासं तु जयणाए॥" टीका प्रकाश ५ श्लोक १ योगशास्त्र

"આભિગ્રહિક (જેણે પ્રતિજ્ઞા કરી છે તે) પણ શ્વાસને ન રોકે તો પછી ચેષ્ટાથી તો કેમ રૂંધે? શ્વાસનો નિરોધ કરવાથી તરત મરણ થાય છે. માટે જયણાથી યત્નપૂર્વક સૂક્ષ્મ શ્વાસોશ્વાસ લેવા."

શ્રી હેમચન્દ્રાચાર્યે પ્રાણાયામને શરીરના આરોગ્ય તેમજ ભવિષ્યમાં થનાર મૃત્યુને આગળથી જ્ઞાન થવા માટે ઉપયોગી ગણી વિવરણ કરે છે, અને પ્રસંગાનુસાર કાળજ્ઞાન કરાવનાર યંત્ર, મંત્ર, જ્યોતિષ, સ્વપ્ન, ઉપશ્રુતિ, શકુન, સ્વરોદય આદિ બીજાં નિમિત્તોનું પણ વર્ણન કરે છે. તે પ્રસંગે વર્ણવેલી પ્રતીકોપાસના- છાયાપુરુષસિદ્ધિ અન્ય યોગ ગ્રંથોમાં ચર્ચાયેલી છે.

પ્રાણાયામના રેચક, પૂરક, કુંભક, પ્રત્યાહાર, શાંત, ઉત્તર તથા અધર એવા સાત પ્રકાર તેઓ બતાવે છે. પ્રાણાયામના છેલ્લા ચાર પ્રકારનો કુમ્ભકમાં સમાવેશ કરી શકાય, કારણ કે શરીરની અંદર શ્વાસને રૂંધવાથીજ તે થઈ શકે છે.

પ્રાણાયામની સિદ્ધિથી પરકાયપ્રવેશ પણ સાધી શકાય છે, છતાં તેથી મોક્ષ પ્રાપ્ત થતો નથી. પ્રાણાયામથી ચિત્તને ક્લેશ થાય છે તેથી મુક્તિમાં તે અંતરાયરૂપ થાય છે. એટલે પ્રાણાયામ જાણવાયોગ્ય છે, પણ આદરવાયોગ્ય નથી.

પછી ક્રમે આવતું પાંચમું યોગાંગ 'પ્રત્યાહાર' તેઓ વર્ણવે છે. તે ઉપયોગી છે, કારણ કે તે દ્વારા મનની શુદ્ધિ થાય છે, મન નિશ્ચલ થાય છે, ને વિવેકબુદ્ધિ ઉત્પન્ન થાય છે. વિષયોમાંથી ઇંદ્રિયો સહિત મનને ખેંચી લેવું તેજ 'પ્રત્યાહાર' છે.

[અપૂર્ણ]

# શ્રી હેમચંદ્રાચાર્ય

શ્રી. ગોવિન્દભાઈ હાથીભાઈ દેસાઇ



જૈન ધર્મ પુરાતન કાળથી આખા ભારતવર્ષમાં ફેલાએલો છે, પણ તેણે ગુજરાતમાં જેવું પ્રાધાન્ય પ્રાપ્ત કર્યું છે તેવું બીજે કયાંઈ પ્રાપ્ત કર્યું નથી. ૨૨મા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિએ ગુજરાતમાં તપશ્ચર્યા કરેલી અને ગુજરાતમાં જ તે નિર્વાણ પામ્યા હતા. મહાગુજરાતના ગિરનાર અને શત્રુંજય પર્વતો ઉપર ઘણા જૈન ધર્માત્માઓ મોક્ષ પામેલા. વીર સંવત ૯૮૦માં અહીં વલ્લભનગરમાં શ્વેતામ્બર સાધુઓનો સંઘ મળેલો અને પોતાના ધર્મશાસ્ત્રોને વ્યવસ્થિત કરેલાં તે વાત પ્રમાણ આપે છે કે ગુજરાતમાં પ્રાચીન કાળે જૈન ધર્મ કેટલું બધુ મહત્વ ભોગવતો હતો.

વિવિધ વંશના પ્રખ્યાત રાજાઓ ગુજરાતમાં જૈન ધર્મના છત્રધારી થઈ ગયા છે. ચાવડા વંશના રાજા વનરાજને (૭૨૦–૭૮૦) રાજા થતા પૂર્વે વનમાં જૈન સાધુ શીલગુણસૂરિએ ઉછેરેલો અને પાછળથી તે રાજાને જૈનધર્મનો શિષ્ય બનાવેલો. જ્યારે વનરાજે અણહિલવાડ પાટણ વસાવ્યું, ત્યારે જૈન મંત્રોથી ક્રિયા કરાવી હતી, અને એ પ્રસંગે વનરાજે પાટણમાં એક જૈન મંદિર બંધાવ્યું હતું તે પાર્શ્વનાથના મંદિર તરીકે હજી મોજુદ છે. જૈન ધર્મના એથી પણ વધારે આશ્રયદાતા ચૌલુકય (સોલંકી) વંશના રાજાઓ હતા. એ વંશ સ્થાપનાર મૂળરાજ (ઈ. સ. ૯૬૧–૯૯૬) શૈવધર્મી હતો તોપણ તેણે જૈન મંદિર બંધાવેલું. ૧ લા ભીમ (૧૦૨૨–૧૦૬૪)ના રાજ્યકાળમાં શ્રદ્ધાળુ શ્રાવક વિમલે આબુ પર્વતના ભવ્ય શિખર પ્રદેશ ઉપર ૧૦૩૨માં પ્રખ્યાત જૈન મંદિર બંધાવેલાં તે હજીએ વિમલ-વસહિ (વિમલનોવ્યાસ) એ નામે પ્રખ્યાત છે. તોપણ પ્રખ્યાત હેમચંદ્રાચાર્ય જેમની પવિત્ર યાદગીરી નિમિત્તે "હેમ સારસ્વત સત્ર" ઉજવવાનો સમારંભ તા. ૭-૮-૯ એપ્રિલના શુભ દિવસોમાં મુંબઈ સરકારના ગૃહસચિવ શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપણા નીચે પાટણમાં થવાનો છે, અને જેમના નામે, પાટણના કિંમતી ગ્રન્થભંડારોને સાચવી રાખવા, ઝવેરી મોહનલાલ મોતીચંદના સુપુત્રોએ, પિતાના સ્મારક અર્થે, બંધાવેલ જ્ઞાનમંદિરની એ જ પ્રસંગે ઉદ્ઘાટન ક્રિયા થવાની છે. તેમના પ્રભાવ અને પરિબળે જ ગુજરાતમાં જૈન ધર્મે એકદમ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

હેમચંદ્રાચાર્યનું પૂર્વાવસ્થાનું નામ ચંગદેવ હતું. ધંધુકામાં એક જૈન વણિકને ઘેર તેમનો જન્મ ૧૦૮૮માં થયો હતો. આ બુદ્ધિશાળી બાળક તરફ દેવચંદ્ર નામના એક સાધુનું ધ્યાન ખેંચાયું હતું અને તેના માબાપની સંમતિથી તેમણે તેને ધર્મશિક્ષણ આપ્યું હતું; અને આઠ વર્ષની ઉમ્મરે વ્રત આપી તેનું નામ સોમચંદ્ર રાખ્યું હતું. સોમચંદ્રે જૈન ધર્મની સર્વ

શાખાઓનું મહત્ત્વનું બધું જ્ઞાન પોતાના અલૌકિક બુદ્ધિબળે નાનપણથી જ પ્રાપ્ત કર્યું એટલું જ નહિ પણ બ્રાહ્મણવિદ્યાઓમાં પણ તે પારંગત થયા હતા અને ૨૭ વર્ષે આચાર્ય થયા ત્યારે તેમનું નામ હેમચંદ્ર પાડવામાં આવ્યું, અને તેમના ગુરુને સ્થાને તેમને બેસાડવામાં આવ્યા. એમના જ્ઞાનથી, એમની કથાવાર્તાઓથી અને તેમની નિપુણતાથી ચાલુક્ય વંશનો રાજા જયસિંહ સિદ્ધરાજ (૧૦૯૪–૧૧૪૩) આકર્ષાયો અને આચાર્યની સાથે મિત્રતા બાંધી. આ રાજાને સાહિત્ય અને તત્ત્વજ્ઞાન ઉપર ઘણો પ્રેમ હતો. જો કે પોતે શૈવધર્મ પાળતો તો પણ અણહિલવાડ પાટણના પોતાના દરબારમાં હેમાચાર્ય અને બીજા જૈન સાધુઓને તેડાવતો અને તેમના બોધમાં ઘણો રસ લેતો. રાજાને ઉપદેશ આપીને હેમચંદ્રાચાર્યે જૈન ધર્મની મહત્તા તેને સમજાવી. અને તેથી જો કે જયસિંહે જૈનધર્મ સ્વીકાર્યો નહિ તોપણ હેમચંદ્રાચાર્યની પ્રેરણાથી તેણે સિદ્ધપુરમાં મહાવીરનું મંદિર બંધાવી આપ્યું અને તેમની સાથે નેમિનાથનાં દર્શન કરવાને ગિરનાર જાત્રાએ ગયો. એ ઉપરથી એ રાજા જૈનધર્મમાં કેટલો રસ લેતો હતો એ જણાય છે. પોતાના આશ્રયદાતાની પ્રેરણાથી હેમચંદ્રે સિદ્ધહેમચંદ્ર [સિદ્ધરાજને માટે હેમચંદ્રે લખેલું] નામનું વ્યાકરણ અને બીજા અનેક ગ્રંથ લખ્યા. ઈ. સ. ૧૧૪૩માં જયસિંહ રાજા મરણ પામ્યો ત્યારે તેને પુત્ર નહિ હોવાથી તેના ભાઈનો પુત્ર કુમારપાળ ગુજરાતની ગાદીએ બેઠો. તેના ઉપર હેમચંદ્રે ઘણો પ્રભાવ પાડ્યો હતો. ધીરેધીરે તેને જૈનધર્મ તરફ આકર્ષી અંતે તેને જૈનધર્મની દીક્ષા પણ આપી. કુમારપાળે હેમચંદ્રના બોધથી માંસાહાર છોડી દીધો, શિકાર કરવાનું છોડી દીધું અને જુગાર રમવાનું બંધ કરાવ્યું; પરિણામે આસ્તે આસ્તે ગુજરાત નમુનેદાર જૈન-રાજ્ય બનવા લાગ્યું. કુમારપાળે જૈનોનાં ઘણાં તીર્થોની યાત્રા કરી અને દેવળ બંધાવ્યાં. પોતાના રાજાના આશ્રયે રહીને હેમચંદ્રે અનેક સાહિત્યગ્રંથો લખ્યા; જેમાં યોગશાસ્ત્ર, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર, કુમારપાળ ચરિત, વગેરે મુખ્ય છે. ૮૪ વર્ષ સુધી પ્રભાવશાળી જીવન જીવ્યા પછી હેમચંદ્રે ૧૯૭૨માં ઉપવાસ કરીને દેહત્યાગ કર્યો ત્યાર પછી થોડે વખતે કુમારપાળે પણ તે જ રીતે દેહત્યાગ કર્યો.

જૈનોએ સાહિત્યના ક્ષેત્રમાં કેટલું બધું કર્યું છે તેનો કંઈક ખ્યાલ જૈન ભંડારોમાં હજી સુધી સચવાઈ રહેલ, ભોજપત્ર ઉપર, લાકડાંનાં પાટિયાં ઉપર, તાલપત્ર ઉપર અને કાગળ ઉપર લખ્યા લેખો અને ગ્રંથો ઉપરથી આવે છે. હેમચંદ્ર અને એવા બીજા જૈનઈતિહાસમાં પ્રખ્યાત થએલા પ્રતાપી આચાર્યો એકસ્થાને રહીને ગ્રંથ લખતા. તેમ બીજા વિદ્વાન સાધુઓ ચાતુર્માસમાં વિહાર કરવાના નિષેધને લઈને ચાતુર્માસમાં એક ઠેકાણે રહેતા તે વખતે ગ્રંથો લખતા. લેખકો મોટે ભાગે ધાર્મિક શ્રેણીના હતા તેને પરિણામે ગ્રંથો પણ મોટે ભાગે ધાર્મિક શ્રેણીના લખાયા છે તોપણ ભારત સાહિત્યના ઈતર ક્ષેત્રોમાં જે વિષયો ઉપર ગ્રંથો લખાયા છે તેમાં જૈન લેખકોનો પણ સારો ફાળો છે. આધ્યાત્મિક ભાવનાઓ, ધાર્મિક કથાઓ, શિલ્પશાસ્ત્ર અને તીર્થંકરનાં સ્તોત્રો એ સાહિત્ય મુખ્ય છે; તે ઉપરાંત વિજ્ઞાનશાસ્ત્ર, કાવ્યો, વાર્તાઓ, નાટકો વગેરે સાંસારિક વિષયના ગ્રંથો દ્વારા પણ જૈન લેખકોએ પોતાના ધર્મને પોષણ આપ્યું છે; જૈન ગ્રંથકારોએ પ્રાચીન (સંસ્કૃત) માધ્યમિક (પ્રાકૃત અને અપભ્રંશ) અને અર્વાચીન (ભાષા) એ ત્રણે ભાષાઓનો ઉપયોગ કર્યો છે. લખાણની સ્વચ્છતામાં અને શુદ્ધતામાં જૈન હસ્તલેખો, બીજાઓના કરતાં ચઢી જાય છે. અનેક રંગની શાહીનો ઉપયોગ તેમાં કરેલો હોય છે. અનેક પુસ્તકોમાં નાના ચિત્રો ચિતરવાનો લેખકનો શોખ પણ તરી આવે છે. એક

એક પુસ્તકમાં અનેક લંબચોરસ પાનાં હોય છે તેને એક-બીજા ઉપર ગોઠવે છે. પછી તેમની ઉપર-નીચે મજબૂત ઢાંકણુ (પાટલી) મૂકે છે અને પછી તે સૌને એક સાથે દોરીએ બાંધે છે. તાડપત્ર ઉપર લખે ગ્રંથોનાં પાનામાં વચગાળે ઘણું કરીને કાણું પાડવામાં આવેલું હોય છે તેમાં થઈને દોરી પરોવે છે અને પછી તેનાં અમુક પાનાં અમુક રીતે બાંધેલા હોય છે.

પૂર્વકાળથી જૈનો સાહિત્યના આશ્રયદાતા છે અને ધર્મગ્રંથોની નકલો કરાવવામાં પુણ્ય માને છે. તેથી જૈન હસ્તલિખિત ગ્રંથોનો મોટો સંગ્રહ સચવાઈ રહ્યો છે; અને છાપખાનાં નીકળ્યા પછી તો ઘણા જૈન ગ્રંથો પ્રસિદ્ધ થવા લાગ્યા છે. જ્ઞાનનો પ્રચાર કરવો એ જૈનોમાં મોટા પુણ્યનું કામ ગણાય છે અને તેથી કેટલાક શ્રીમન્ત જૈન ગૃહસ્થોએ પુસ્તકપ્રકાશન માટે મોટી મોટી રકમને અલગ કરી છે તેમાંથી ધર્મગ્રંથોનાં ભાષાંતર થાય છે, તે છપાય છે, અને તેની લહાણી થાય છે અગર જૂજ કીંમતે વેચાય છે.

શ્રી હેમચંદ્રાચાર્ય વિરચિત દ્વયાશ્રય કાવ્ય, કે જેની શબ્દરચના એવી ખૂબીથી કરેલી છે કે તેમાંથી વ્યાકરણ સબંધી અને ઇતિહાસ સંબંધી એ પ્રમાણે બે અર્થ નીકળે છે; તેનું ભાષાંતર ગુર્જરનરેશ, સદ્‌ગત શ્રીમન્ત મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે—સદ્‌ગત સાક્ષર મણિલાલ નભુભાઈ પાસે કરાવી પ્રસિદ્ધ કરાવ્યું છે.

જો કે જૈનભંડારો પૈકી ઘણા ગ્રન્થો પ્રસિદ્ધ થયા છે તોપણ હજી ઘણા પ્રસિદ્ધ થવાના બાકી છે. ગુજરાતના ધનાઢ્યોમાં મોટા ભાગ જૈન બંધુઓનો છે. તેઓને આ શુભ પ્રસંગે આ બાબત વિચારમાં લઈ પુસ્તકપ્રકાશન તરફ વિશેષ લક્ષ આપવાને વિનંતિ કરું છું.

પ્રથમ "શ્રી પ્રભાવક ચરિત્ર" નામના જૈન ગ્રન્થનું ગુજરાતી ભાષાંતર મારા વાંચવામાં આવેલું તેમાં શ્રી હેમચંદ્રાચાર્યનું જીવનચરિત્ર આપેલું છે તે વાંચી મને ઘણો આનંદ થયો હતો અને તે પછી તેમણે પોતે લખેલા ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર નામના મોટા ગ્રંથનું ભાષાંતર વાંચવામાં આવતાં મને ગમ્મત સાથે ઘણું જ્ઞાન મળ્યું હતું. જાણે કે કોઈ કાદમ્બરી કે નવલકથા વાંચતો હોઉં એવી રીતે વાર્તાઓ, વર્ણનો, દૃષ્ટાંતો વગેરેથી ભરપૂર અને રસમય અને મધુરી ભાષામાં લખાએલું પુસ્તક વાંચતાં જે ભાગ મને ફરી વાંચવા અને મનન કરવા જેવો લાગ્યો તેના ઉપર નિશાન કરતો ગયો; અને એ નિશાની કરેલો ભાગ એક નાનકડા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થાય તો જેમને મોટું પુસ્તક વાંચવાનો વખત ન હોય તેમને મને મળ્યો હતો તેવો આનંદ સાથે જ્ઞાન મેળવવાનો લાભ મળે અને કદાચ મોટું પુસ્તક આખુંએ વાંચવાને મન થાય એટલા માટે, મેં તે "ધર્મોપદેશ" એ નામથી નાનકડા પુસ્તકરૂપે પ્રસિદ્ધ પણ કરાવેલો.

---

## સ્વીકાર-

અવન્તીનાથ; પ્રજાબન્ધુ (મહાસભા-અંક); માધુરી, ફાર્બસ ત્રૈમાસિક, કુસુમ, રાવોદ્ધાર, જૈન સિદ્ધાન્ત ભાસ્કર, દેશી રાજ્ય; પ્રસ્થાન, બાલમિત્ર, બાલજીવન, સ્ત્રીબોધ, યુવક, કમર, ઓસવાલ, દીપક, જૈનસત્યપ્રકાશ, આત્માનંદ પ્રકાશ, ફોરમ, ગુજરાત શાળાપત્ર, વ્યાયામ, શિક્ષણ-પત્રિકા, વૈદ્યકલ્પતરુ, ખેતીવાડી વિજ્ઞાન, કચ્છી દશા ઓસવાલ પ્રકાશ, બાલવાડી, નવરચના, ગીતા, કલ્યાણ, અનાવિલ જગત, ક્ષત્રિયમિત્ર, અનેકાન્ત; ઓસવાલ નવયુવક, જ્યોતિર્ધર, દુન્દુભિ; પ્રજાબન્ધુ, ગુજરાતી, નવસૌરાષ્ટ્ર, જૈન, જૈન જ્યોતિ, સ્ત્રીશક્તિ, ગુજરાતીપંચ. રાજસ્થાન.

[ પરિચય હવે પછી ]




**શિક્ષણ-સાહિત્ય-સંસ્કૃતિઃ**—જર્મનીમાંથી હદપાર થયેલ યહુદી ડૉ. ઑટો હરમન સ્ટ્રોસ કલકત્તા-વિદ્યાપીઠમાં તુલનાત્મક તત્ત્વજ્ઞાનના પ્રોફેસર તરીકે નીમાયા છે. હેમસારસ્વતસત્રની યોજનામાં તા. ૭ મી એપ્રીલે ના. મુનશીનું સન્માન ને તેમના હાથે હેમચન્દ્રાચાર્ય જ્ઞાનમંદીરની ઉદ્ઘાટનક્રિયા, તા. ૮ મીએ નિબંધવાંચન અને ના. મુનશીના પ્રમુખપદે સત્રઉજવણી ને સંમેલનની બેઠક, તા. ૯ મીએ ના. મુનશીને માનપત્ર-કાર્યક્રમ રહ્યો છે. પાવાગઢ ખીાતે વર્ધાયોજનાનાં શુભ મંડાણ. ડેવીડસાસુન—ઈન્ડસ્ટ્રીયલ-સ્કુલના મેળાવડામાં ના. ગવર્નરે કરેલી ના. મુનશીની પ્રશંસા અને તેઓ રખડતાં છોકરાને ઠેકાણે પાડશે એવી દર્શાવેલી આશા. પંજાબના સચ્ચિદાનંદ ૨.માંએ એક કાર્ડ પર વિસ્તૃત પ્રસ્તાવના સાથેની આખી ગીતાંજલિ સૂક્ષ્મ અક્ષરોમાં ઉતારી છે. મ. ગાંધીજીના હસ્તે દિલ્હીમાં ખુલ્લું મુકાયલ સર્વધર્મ પ્રતિમામંદિર. છાપાંઓમાં પ્રગટ થતા વાણીહિંસક અને અશ્લિષ્ટ લેખો સામે શ્રી. કીશોરલાલ મશરૂવાળાની ગંભીર ચેતવણી. મ. મ. શ્રી હાથીભાઈ હરિશંકર શાસ્ત્રી અને દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતાનું અવસાન.

**ઉદ્યોગ-વિજ્ઞાન-સમૃદ્ધિઃ**—ઓટાવા કરારનું સ્થાન લેવાને રચાલય નવા કરારોમાં બ્રિટિશ કાપડ પરનો જકાતઘટાડો અને બદલામાં હિંદનું જે રૂ બ્રિટન સ્વાભાવિકપણે લે છે તે લેવાની ખાત્રી. પોસ્ટકાર્ડના દર ઘટાડવા સંબંધમાં ધારાસભાની માગણી નામંજુર. દરવર્ષે હિંદમાંથી બે અબજ વીશ કરોડ લગભગનું સોનું પરદેશ જાય છે. ટાસ્માનિયામાં ગરમ પાણીની નદીની શોધ.

**દેશી રાજ્યોઃ**—રાજકોટ-પ્રકરણ સંબંધમાં મ. ગાંધીજીના તા. ત્રીજીએ શરૂ થયેલ ઉપવાસ અને ના. વાઈસરોયની દરમ્યાનગીરીની વ્યાપક માગણીના પરિણામે એ નામદારે દરમિયાનગીરી કરતા મ. ગાંધીજીએ સાતમીએ કરેલ પારણું. મહાત્માજીએ રાજકોટ-પ્રકરણમાં સમાધાનનો ના. વાઈસરોયને બક્ષેલો યશ. રાજકોટ ઠાકોર અને મ. ગાંધીજી બંનેએ ફેડરલ કોર્ટના ચુકાદાને માન્ય રાખવા બતાવેલ તૈયારી. તેમાં રાજકોટના વકીલ તરીકે મી. મહમદઅલી ઝીણા. ચૂકાદો મહાત્માજીની તરફેણમાં ઢળવાનો પૂરતો સંભવ. વીરાવાળાને રેસીડેન્ટની ચેતવણીઓ. લીંબડીમાં ગુંડાગીરી અને હદપારી. હિંદી વજીરે રાજાઓને રક્ષણ આપવાની નીતિનો સ્વીકાર કરવા સાથેજ રાજાઓ ન્યાય અને પ્રામાણિકતાથી વર્તે એ જરૂરી દર્શાવ્યું છે. ત્રાવણકોરના દીવાન સર. સી. પી. રામસ્વામી આયર અને મ. ગાંધીજી વચ્ચે પ્રગટ થતાં પરસ્પરની ભૂલો અને ગેરસમજો દર્શાવતાં નિવેદનો. ભાવનગરમાં નેતાઓને લડાવવાની ચાલબાજી. જયપુરસત્યાગ્રહ અંગે જમનાલાલ બજાજની ગંભીર ચેતવણી અને તપાસમાગણી. મહાત્માજીની ના. વાઈસરોય સાથેની મુલાકાત અને તે પછી જયપુર-ત્રાવણકોર-કચ્છ વગેરે સ્થળે સત્યાગ્રહ મુલતવી રાખવાની તેમની સલાહ. હૈદ્રાબાદમાં ગંભીર સત્યાગ્રહ અને રાજ્યની સુધારાઓ આપવાની તૈયારી. ઇન્દોરનરેશનાં એક આંગ્લબાળા સાથેનાં લગ્ન. હાથરસના રાજાની જર્મન રાણીએ પતિદેવ સામે માંડેલો ૧૯૧૦૦૦ નો ખાધાખોરાકીનો દાવો. ભાવનગરમાં મેજર જોરાવરસિંહજીનું રાજીનામું. ના. વાઈસરોયે નરેન્દ્રમંડળની બેઠક ખુલ્લી મૂકતાં રાજાઓને આપેલી પ્રજાજાગૃતિને સમજી જવાની સલાહ.




આજે ગુજરાત અને તેની પ્રાચીન રાજધાની પાટણ, હર્ષઘેલા આંતરે, મધ્યકાલીન અને તે પછીના પણ પશ્ચિમ હિંદના સંસ્કાર, સંસ્કૃતિ, ધર્મ, સમાજ અને સાહિત્યના પ્રવાહ પર અનન્ય વર્ચસ્વ ભોગવનાર અને ગુર્જર જૈન સંસ્કૃતિના પ્રાણસમા કલિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનો સારસ્વતસત્ર ઉજવી રહ્યાં છે. આ સત્ર ગુજરાત અને તેની છેલ્લી સદીના સાહિત્યકારોએ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય, જૈન સમાજ અને જૈન સાહિત્ય પ્રત્યે જે અમૂલ્ય આક્ષેપો કર્યા છે તેના પ્રાયશ્ચિતરૂપે હોય તો તે આપણી દૃષ્ટિએ જેટલો શોભાસ્પદ અને જૈન દૃષ્ટિએ જેટલો આવકારપાત્ર છે એટલો જ એ જો કોઈ વ્યક્તિ કે વર્ગના સ્વાર્થસાધન અર્થે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને હથિયાર બનાવવા પૂરતોજ હોય તો તે જૈન અને જૈનેતર બંને દૃષ્ટિએ અયોગ્ય ને અસ્થાને છે.

શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પર શરૂઆતમાં હર્મન જેકોબીએ છન્દ અને વ્યાકરણ–રચનાને લગતી ભૂલો સંબંધી અસંભવિત આક્ષેપો કર્યા. પણ જ્યારે સમર્થ જૈન વિદ્વાનો દ્વારા એ આક્ષેપોને અસ્થાને, ભૂલના પરિણામરૂપ અને હાસ્યાસ્પદ ઠેરવવામાં આવ્યા ત્યારે શ્રીમાન્ જેકોબી એ સામે એક હરફ પણ ઉચ્ચારી ન શક્યા. બુલરે પણ કંઈક એવાજ અસંભવિત આક્ષેપો કર્યા. તે પછી મણીલાલ નભુભાઈએ શ્રીમદ્‌ની અહિંસકનીતિ ઉપર અનુચિત પ્રહારો કરવા ઉપરાંત તેમના દ્વયાશ્રય મહાકાવ્યને ભારવીના ભટ્ટીકાવ્ય કરતાં ઉતરતી કોટિનું કહ્યું: ભટ્ટીકાવ્ય ભારવીએ નહિ પણ ભટ્ટીએ લખ્યું છે એ પણ ન જાણનાર વ્યક્તિએ ભટ્ટીકાવ્યનો અભ્યાસ કર્યો હોય એ જ્યારે સંભવિત નથી, ત્યારે તે તેની બીજા સાથે તુલના શી રીતે કરી શકે? ભટ્ટીકાવ્ય વર્ણનપ્રધાન કાવ્ય છતાં તેમાં પાણિનીના પ્રયોગોનો ક્રમ પણ સચવાઈ શકેલ નથી ત્યારે શ્રીમદ્‌નું કાવ્ય ઈતિહાસપ્રધાન છતાં તેમણે તેમાં ભાષાની સુંદરતા અને વર્ણનની સુરેખતા ઉપરાંત વ્યાકરણનો વ્યવસ્થિત ક્રમ જાળવી રાખ્યો છે. નવલરામે વીરમતી–નાટકમાં અઘટિત આક્ષેપો કર્યા અને ગુજરાતનાં કેટલાંક પાઠ્યપુસ્તકોમાં એ આક્ષેપોવાળા ભાગને જ પસંદગી આપવામાં આવે છે. તે પછી વર્તમાન યુગના ના. ક. મા. મુનશી વગેરે કેટલાક લેખકોએ ઉપર્યુક્ત આક્ષેપોને તોળી જોવાનો વિચાર પણ કર્યા વિના તે પરથીજ પોતાનાં પુસ્તકોમાં સ્વૈરવિહારી પદ્ધતિએ મરજીમાં આવ્યું એમ લખી નાખ્યું. "રાજાધિરાજ"માં મંજરી–હેમાચાર્યનો પ્રસંગ મંજરીના વ્યક્તિત્વના વિકાસ અર્થે હોય તે કરતાં હેમચંદ્રાચાર્યની તે કેવળ મશ્કરી જ સૂચવે છે. 'Gujarat and its Lit.'માંનો હેમચન્દ્રવિભાગ એ તુલનાત્મક વિવેચન નહિ પણ તેમની સર્જનશક્તિ પર આજસુધીમાં થયેલ અઘટિત આક્ષેપોની તારવણીસમો છે.

આવી ભૂતકાલીન ભૂલોને આ સત્રમાં વીસરી જવામાં આવે એથી વધુ સુંદર સત્રનું પરિણામ બીજું શું હોઈ શકે?

; ને તેમના પર ને બીજા જૈન ઇતિહાસકારો પર પક્ષપાતનો જે આરોપ મૂકવામાં આવે છે તે સમૂળગો અસ્થાને છે. એમણે જૈનોને જ પ્રાધાન્ય આપ્યું છે તે વિગત કંઈક અંશે કદાચ સાચી હોય તોપણ તે ત્રુટી નથી પણ આદિકાળથી ચાલ્યા આવતા માનવસ્વભાવનું નૈસર્ગિક પરિણામ છે. જગતની દરેક વ્યક્તિ કે વિભૂતિ જે તે પોતે માનતી હોય તેને જ પ્રાધાન્ય આપતી આવી છે અને આજના જગતમાં પણ એજ ક્રમ ચાલુ છે. આજે આપણે જેને ધુત્કારતા હોઈએ તેને જ આવનીકાલે મહાત્માજીના વાદમાં ભળતાં આપણે પૂજીએ છીએ; આજે જેને પૂજતા હોઈએ તે મહાત્માજીને છોડી જતાં આવતી કાલે જ આપણે તેને ધુત્કારીએ છીએ. પૃથ્વીસિંહ મહાત્માજીના આશ્રયે આવતાં આપણે એની જીવનકથા વાંચીએ છીએ, પણ પૃથ્વીસિંહના પૂર્વપક્ષમાં રહેલા એમનાથીયે અનેકગણા ચઢિયાતા નરવીરો કે મહાત્માજીને છોડી જતા કેટલાય પૃથ્વીસિંહોનાં આપણે નામ પણ વીસરી જવા ઇચ્છીએ છીએ.

આ જેમ આપણી ભૂલ નથી પણ કુદરતી ક્રમ છે એમ જૈન ઇતિહાસકારોએ જૈનત્વને પ્રાધાન્ય આપ્યું યે એમનો પક્ષપાત નથી પણ આપણા કરતાં કયાંય ચઢિયાતો ને વધારે તટસ્થ નૈસર્ગિક ક્રમ છે. ઈતિહાસ કોઈ પણ કાળે નિરપેક્ષ હોતો જ નથી. જૈન ઇતિહાસકારો પાસેથી એવી આશા રાખવામાં કાં તો આપણે આપણી ભૂલો પર પડદો નાંખવા માગીએ છીએ અથવા તો પછી કુદરતની મશ્કરી દ્વારા જૈન ઈતિહાસકારો પ્રત્યેના આપણા અંભાવનું આપણે પ્રદર્શન કરીએ છીએ.

---

[ અનુસંધાન પૃષ્ઠ ૬૧૪ થી ચાલુ ]

રાષ્ટ્રઃ—ગંભીર માંદગી છતાં શ્રી સુભાષબાબુએ ત્રિપુરી–મહાસભામાં આપેલ હાજરી. એમની વિરૂદ્ધ ઢળતી મહાસભાના મોવડીવર્ગની બહુમતિ. ગરમાગરમ વાતાવરણ વચ્ચે ત્રિપુરીની બેઠક. કેવળ મહાત્માજીની સંમાન્ય નેતાગીરી સ્વીકારતો પંડિત પંતનો પસાર થયેલો ઠરાવ. સુભાષબાબુ કાં તો રાજીનામું આપશે ને નહિતર મહાત્માજીની ઇચ્છા પ્રમાણે મહાસભાનું કાર્યવાહક–મંડળ ચૂંટશે. સરહદી પ્રદેશના રક્ષણ સંબંધમાં સરકારને છેલ્લાં ત્રણ વર્ષમાં અઢી કરોડનો ધૂમાડો થયો છે. હિંદને હવે વધુ કંઈજ નહિ મળે એવો સર હેન્રી સાઈમનનો ખુલાસો. સર સી. પી. એ કથેલી મહાત્માજીના શસ્ત્રની નિષ્ફળતા. ઓરપાડ તાલુકામાં બંધ થતી હાલીપ્રથા. બેલ્જીયમ–કોંગોમાં હિંદીઓની શરમજનક હડધૂતી. કારોબારીની નિમણૂક અને નવી નીતિ સંબંધમાં મહાત્માજી અને સુભાષબાબુ વચ્ચે ચાલતા સંદેશા. યુરોપને હીટલરની ગુંડાગીરી સામે શસ્ત્ર છોડી દેવાની મહાત્માજીએ આપેલી સલાહ.

પરદેશઃ—અમેરિકામાં લશ્કરવધારા માટે બે અબજ રૂપિયાની માગણીને સેનેટની મંજુરી. ઝેક પ્રેસીડેન્ટની માગણીને માન આપી હીટલરે ઝેક પ્રદેશને જર્મનીના રક્ષણ નીચે લીધો; સ્લોવેકિયા પર પણ જર્મનીનું એટલુંજ આધિપત્ય; રૂમાનિયા સાથે જર્મનીને લાભદાયી વેપારી કરાર; જર્મનીએ મહાયુદ્ધ પહેલાંના પોતાના મેમલ પ્રદેશનો લીધેલો પુનઃ કબજો. મી. ચેમ્બરલેઈન હીટલરના આ વિજયને મ્યુનિચ–કરારના ભંગરૂપ જણાવે છે. ફ્રેંચ પ્રેસીડેન્ટ લેબ્રુન લંડનમાં. મોરોક્કોના રક્ષણ માટે ફ્રાન્સની જંગી તૈયારી. ઇટલીના રાજા અને મુસોલિનીનાં ભાષણો. મેડ્રીડની લગોલગ પહોંચેલ ફ્રેન્કો ને તા. ૨૮ મીએ તેણે લીધેલો મેડ્રીડનો કબજો. તુર્કસ્તાનમાં સ્ત્રી–પુરુષોનાં પ્રેમ અને સૌંદર્યનાં કૃત્રિમ પ્રદર્શનો સામે નીતિમર્યાદા સાચવનાર કાયદાઓ.

---

# Specimen-extracts
## from
# Ancient India Vol. II.

(For other particulars, see *advertisement elsewhere in this number*)

The name of the heir-apparent[49] was Vṛṣsen. He was probably not born of the chief queen. The Tibetian books tell us that prince Vṛṣasen was appointed as the governor of the province on the other side of the Indus[50]. The chronological list of the Maurya kings, as supplied by Purāṇas, contains his name. Hence he succeeded Priyadarśin on the throne of Ujjain[51]. The second prince was Tivar[52], who had a sister named Chārumatī. Both of them were children of Chāruvākī, as the pillar-edicts tell us. Chārumatī was given in marriage to Devpāl, the king of Nepal.

**Sons and daughters**

His rock-edicts reveal the fact that he had divided his vast empire into several provinces, had appointed the members of the royal family, including relatives-far and near-as governors of these provinces. Such governors are called "Devkumārs" in the rock-edits.[53] Names of some of the provinces[54] over which such Devkumārs were appointed are given blow:—(1) Saurāṣṭra (2) Gāndhār-Taxilā, (3) Kaśmir, (4) Kauśambi (5) Khoṭān. (6) Nepāl (7) Tibet. (8) Sindh. (9) Afghanistan. (10) Suvarṇagiri[55], (11) Keral district—main part of Malbār. (12) The province, the capital of

(49) He was not the heir-apparent at first, (f. n. no. 41 above) he was declared as the successor when the heir-apparent died. (See rock-edicts of Śāhbājgrahi and Manśera about the death of prince Suman.)

(50) The real name is Ṣinddhu. It ought to be the region on the other side of the Indus, because he was the Governor of Afghānistān.

(51) Pp. 236, the chronological list.

(52) The real name of Tivar is as yet unknown; he may have come to the throne of Avanti, having assumed another name; it is as good as certain that he must have been appointed as governor of the region about the Kauśāmbī-Allahbad-rock-edict. (Cf. f. n. no. 41).

(53) Bh. Aśoka, pp. 49-50:—"Kumāras were appointed as governors of provinces."

(54) Chap. IV, later on; details about "administration."

(55) Bh. Aśoka, pp. 49, f. n. no. 1.

became a nun.[63] The descendants of Devpāl were known as kings of the ".Pal" dynasty, which ruled wisely over Nepāl for a long time.[64] Devpāl himeself was a staunch Jain. Like Pryadrśin, he had also spared no pains to spread Jainism into all corners of the country and had got numerous monasteries, temples and Vihāras (now known as Upāśraya built. Both he and Priyadarśin had sent missionaries to distant countries for the spread of Jainism. These missionaries (Dhamma-mahāmātras) were not quite the Jaina monks, who renounce the world and hence preached the gospel of Jainism imperfectly. The result was that though the people in the countries which they visited, grasped the essential principles of Jainism, yet their beliefs, opinions, and religious rites differed in many ways from those preached in Jainism proper. Hence even in Nepāl proper, though people continued to follow Jainism, their Jainism differed in many ways from the original faith. (Chap. I, Part III; see details about Buddhism). In the course of time, temples to gods like Sun and Śiva were erected[65] and thus we see the results of imperfect[66] preaching.

Upto this time Pāṭliputra was the capital of Magadh. The Mauryan empire having spread itslf almost throughout the whole of India, it was not found advisable to have the seat of the

---

(63) She must have become a nun after the death of her husband.

(64) Bh. P. R. Bh. II, pp. 101:—Devpāl—(better it is to say, Samprati), founded Lalitapaṭṭaṇ as the capital of Nepāl. Its ruins can be seen near the modern capital, Khaṭamaṇḍu. Lilitapaṭṭaṇ was also called Devpaṭṭaṇ from the name of its founder. (E. H. I. 3rd edi. pp. 162).

Aśoka, Smith, pp. 77:—"Lalitapaṭṭaṇ 2 miles S. E. of Khaṭamaṇḍu was laid out by king Aśoka, as the capital of Nepāl."

Ibid pp. 78:—"Aśoka was accompanied in his pilgrimage (in Nepāl) by his daughter Chārumatī, the wife of a kṣatriya named Devpāl: both the husband and the wife settled in Nepāl near the holy shrine of Paśupati where they founded and peopled Devpaṭṭaṇ."

(65) This will make it clear that the original religion of the Nepālese was Jainism, though a little perverted (cf. f. n. no. 66 below).

(66) Chap. I part III; Buddha himself was first a Jaina monk and hence the similarities between Buddhism and Jainism.

capital in a corner of it. Again, as we know, as long as Priyadarśin was not born, Daśarath was appointed as the next heir by Aśoka.

His capital

When, however, Priyadarśin was born, Aśoka appointed Daśarath as the governor of Magadha province, with Pāṭliputra as its capital. The dutiful Priyadarśin continued the arrangement of his grandfather and hence arose the necessity of choosing a new capital for the empire[67].

As we have already seen, the political importance of Avantī was only next to that of Magadh. It was, indeed, a custom to appoint the heir-apparent as the governor of this province. Moreover, it was situated in the centre of the empire. From the astrological and astronomical point of view the experts had given their choice to this city.[68] The famous astrologer Varāhamihir[69] and his elder brother Bhadrabāhu-the great Jaina monk under whom Chandragupta had entered the Jaina holy order,—who was more proficient than his brother[70], had started the calculations of latitude from Ujjain[71]. From the religious point of view, also Avanti scored the palm as against any province[72]. The two capitals of the two divisions of Avanti[73],—Vidiśā of the east, and Ujjaini of the west-were flourishing industrial and commercial[74]

(67) Pp. 152 f. n. no. 47.

(68) Pp. 53 above.

(69) The Vedic books tell us that he lived during the 5th or 6th century B. C.; but *that Varāhamihir must have been another individual.* The one whom we refer to here lived in about A. M. 140=B. C. 387. A native of Paiṭhaṇ in the south, he had become a Jaina monk like his elder brother, Bhadrabāhu. For details read Bharateśvar Bāhubali.

(70) The Bharateśvara Bāhubali throws much light on the learnedness of these two brothers. His elder brother's superiority was the cause which made Varāhamihir enter the Jaina holy orders.

(71) It may have been before their time. As no proofs are, however, available, we have taken this time as the beginning.

(72) For details, vide the account of Chandragupta.

(73) Vol. I. pp. 178-181; E. I. vol. VIII; Sudarśan lake inscription, pp. 39 and further.

centres, healthy from climatic considerations also. The Jains themselves are more or less ignorant of the religious importance of these places, though Priyadarśin was one of the staunchest Jains[75]. (We shall discuss this when we come to the account of rock and pillar edicts[76].) This Avanti was selected from various points of view.

So Priyadarśin changed his seat of capital to Avanti. He divided the province into two parts[77], with Vidiśā as the capital of the eastern portion and Ujjaini as that of the western[78]. The Suṅga kings who established their rule when the Mauryan empire ended, continued to have their capital here. It enjoyed this position during the rule of many subsequent dynasties, because of its central position and only with the advent of the Muslims was the seat of the capital shifted to Delhi.

**The conquest tour**

It is stated in Buddhist books that during the last two or three years of his life Aśoka had given over the whole of the empire in charity. This statement does not bear out any piece of historical evidence[79]. For 14 years he was a mere regent for Priyadarśin and a man like Aśoka would not make a travesty of his regency by giving away in charity what did no longer belong to him. Priyadarśin would not have been proclaimed emperor, had Aśoka given over the whole of his empire in charity. Again, even after the period of regency was over and Priyadarśin became full-fledged emperor, Aśoka was alive for 20 years and certainly he could

(74) Vol. I. pp. 18 f. n. no. 32.

(75) More details are given on pp. 189 to 194 of vol I. and also in the account of Chandragupta in this vol. also f. n. no. 76 below.

(76) F. n. no. 72 above. Full details will be given in my "Life of Mahāvīr", which is to be published in a short time.

(77) Whether this division was made from climatic considerations or otherwise is not known. It was certainly made for some political purpose.

(78) J. B. B. R. A. S IX, pp. 154:—"His (Kuṇāl's) son Samprati reigned in Ujjain." Bh. P. R. vol. II, pp. 135; and f. n. no. 105 further.

(79) Pp. 250 above, and f. n. no. 120.

